# કાલેલકર ગ્રંથાવલિ

## પહેલો ભાગ

**પ્રવાસ**

હિમાલયનો પ્રવાસ
બ્રહ્મદેશનો પ્રવાસ
પૂર્વ આફ્રિકામાં
શર્કરાદ્વીપ મોરેશિયસ

નામદાર ગુજરાત સરકારશ્રી
તરફથી ભેટ



પ્રકાશક
આચાર્યશ્રી કાકાસાહેબ કાલેલકર ગ્રંથાવલિ પ્રકાશન સમિતિ
અમદાવાદ-૩૮૦ ૦૦૯
૧૯૮૪

## સંપાદકો

સુન્દરમ્
સરોજિની નાણાવટી
સતીશ કાલેલકર
જેઠાલાલ ગાંધી

ઉમાશંકર જોશી
યશવન્ત શુક્લ
ચિમનલાલ ત્રિવેદી
કુસુમ શાહ



ગુજરાત સાહિત્ય અકાદમી(ગુજરાત રાજ્ય)ની આર્થિક સહાયથી પ્રકાશિત
પ્રથમ આવૃત્તિ, ૧૯૮૪
પ્રત ૧૫૦૦
**મૂલ્ય : સમગ્ર ગ્રંથાવલિ સાતસો રૂપિયા** (આગોતરા ગ્રાહકો માટે)

પ્રકાશક :
આચાર્યશ્રી કાકાસાહેબ કાલેલકર-
ગ્રંથાવલિ પ્રકાશન સમિતિ
C/o હ. કા. આર્ટ્સ કૉલેજ
આશ્રમ રોડ, અમદાવાદ – ૩૮૦ ૦૦૯

મુદ્રક :
જિતેન્દ્ર ઠાકોરભાઈ દેસાઈ
નવજીવન મુદ્રણાલય
અમદાવાદ – ૩૮૦ ૦૧૪

KALELKAR GRANTHAVALI (Collected Works of Dattatreya Balkrishna Kalelkar in Gujarati,—Centenary Edition) Volume 1 : Travelogues. Published by Acharyashri Kakasaheb Kalelkar Granthavali Prakashan Samiti, Ahmedabad-380 009. 1984.

# જીવન-સમન્વયના મંત્રદ્રષ્ટાની વાણી

ગાંધીજીએ દક્ષિણ આફ્રિકાથી સ્વદેશ પાછા ફરી, ૧૯૧૫માં ગુજરાતમાં આશ્રમ સ્થાપીને રાષ્ટ્રમુક્તિની લડતને વેગ આપવા માંડયો ત્યાં દેશમાંથી અનેક તેજસ્વી યુવકો આવીને એમની સાથે જોડાયા. ત્રીસ વરસના દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર કવિવર રવીન્દ્રનાથના શાંતિનિકેતનમાં અધ્યાપનકાર્ય કરતા હતા. ત્યાં જ એમને ગાંધીજીનો ભેટો થયો અને એમની પ્રત્યે તેઓ આકર્ષાયા, અને પછીથી આમદાવાદ જઈને રહ્યા. સાબરમતી તટે આશ્રમની જગ્યા નક્કી થઈ ત્યારે જમીન સાફ-સરખી કરવા પહેલો તીકમ એમણે માર્યો હતો. ગાંધીજીના નિકટના અંતેવાસી અને રાષ્ટ્રીય શિક્ષણના એક મુખ્ય સાથી એ બની રહ્યા. રવીન્દ્રનાથ કહેતા પણ ખરા, મહાત્માજી, તમે દત્તુબાબુને લઈ ગયા અને હવે પાછા આપવાની વાત જ કરતા નથી.

ગુજરાતમાં સાબરમતી આશ્રમમાં નાનાં બાળકોને ભણાવવા માંડયું એટલે કાકાસાહેબની સરસ્વતી ગુજરાતી દ્વારા વહેવા માંડી. 'હિમાલયનો પ્રવાસ' બાળકો આગળ અનેક વાર કહેવાયો, પછી શબ્દબદ્ધ થયો. 'સ્મરણયાત્રા'ના પ્રસંગોના પણ પહેલા આસ્વાદકો આશ્રમશાળાના નાના વિદ્યાર્થીઓ. આશ્રમની ઉત્તરે આવેલી સાબરમતી જેલની મહેમાનગતિ પછી 'ઓતરાતી દીવાલો'ની આનંદકહાણી લખી એ તો ગાંધીજીની પ્રિય થઈ પડી. ગુજરાતી પોતાની માતૃભાષા ન હોવા છતાં તેની સુંદરતા અપૂર્વ રીતે બહાર લાવતા અને પોતાની સારસ્વત મોહિનીથી ગુજરાતના સંસ્કારજીવન ઉપર છાઈ જતા કાકા કાલેલકરને ગાંધીજીએ સવાઈ ગુજરાતી તરીકે બિરદાવ્યા.

કાકાસાહેબ સત્યાગ્રહની લડતોમાં ઓતપ્રોત રહ્યા. ૧૯૨૨માં ગાંધીજી જેલમાં ગયા તે પછીના ગાળાનાં કાકાસાહેબનાં પ્રવચનોમાં, 'નવજીવન'માંનાં લખાણોમાં અને લડત અંગેની કામગીરીમાં કોઈ વિરલ સ્ફૂર્તિ પ્રગટ થયાનું મહાદેવભાઈએ નોંધ્યું છે. ધીમે ધીમે રાષ્ટ્રીય શિક્ષણ એ કાકાસાહેબનું મુખ્ય ક્ષેત્ર બની રહ્યું. સ્વરાજ મળ્યા પછી પછાત જાતિઓના પંચના અધ્યક્ષ તરીકે સેવા આપી. જુવાનીમાં હિમાલયમાં સ્વામી આનંદ, અનંતબુવા મરઢેકર અને (વચ્ચે વચ્ચે જોડાતા) જીવતરામ કૃપાલાની જેવા સાથીઓ સાથે સેંકડો માઈલો પર્યટન કરી જાણે કે ભારતીય સંસ્કૃતિના મંદિરના ગર્ભગૃહમાં એકધ્યાન રહ્યા. કેળવણીકાર અને સ્વાતંત્ર્યયોદ્ધા તરીકે પોતે આપણા આ ઉપખંડ જેવા વિશાળ દેશના અઠંગ પ્રવાસી હોવા છતાં સ્વરાજ ન મળે ત્યાં સુધી વિદેશયાત્રાનો સ્વેચ્છાથી

નિષેધ પાળ્યો, પણ સ્વરાજ મળ્યા પછી દુનિયાના ખૂણેખૂણે ઘૂમ્યા અને શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીનો શબ્દપ્રયોગ કરીએ તો 'સંસ્કૃતિના પરિવ્રાજક આચાર્ય' બની રહ્યા. સ્વરાજ મળવા સુધી કાકાસાહેબનો પ્રિય મંત્ર હતો 'જીવન', સ્વરાજ્યોત્તર કાળમાં એમનો મંત્ર રહ્યો 'સમન્વય'. કાકાસાહેબ 'જીવન'ના પક્ષપાતી હતા. કાકાસાહેબ માટે શબ્દ પણ 'જીવન'ની ઉપાસનાનું માધ્યમ હતો. 'સમન્વય' મંત્રની દીક્ષા એમણે અનેકવિધતાથી સમૃદ્ધિવંત બનેલી અનોખી ભારતીય સંસ્કૃતિમાંથી લીધી હતી. તેઓ કહેતા કે ભારત એ ભિન્ન ભિન્ન ધર્મ, વંશ, સંસ્કાર એકરૂપ એકરસ બને એને માટેની પ્રયોગશાળા છે. ભારતમાં સમન્વયનો પ્રયોગ સફળ નીવડે એટલે સારા જગતમાં પણ નીવડે. સ્વાતંત્ર્યોત્તરકાળમાં, દ્વિતીય વિશ્વ-યુદ્ધોત્તરકાળમાં કાકાસાહેબ દેશમાં અને દુનિયામાં સમન્વયની ભાવનાના સંવર્ધન માટે મથતા રહ્યા.

આવું ભર્યું ભર્યું અસ્તિત્વ – ઊતરતી યુવાવસ્થાએ ક્ષયરોગનું ગ્રહણ લાગેલું છતાં તેને જીતીને પંચાણું વરસ ચાલેલું નિરામય, વીર, આર્ષ જીવન ગુજરાતી ભાષા દ્વારા તેજસ્વી રીતે અભિવ્યક્ત થતું રહ્યું. છેલ્લા દસકાઓમાં હિંદીમાં પણ એમણે લખ્યું. ગાંધીજીના અવતારકાર્યના એક સહયોગી, રાષ્ટ્રીય ઉત્થાનના કર્મઠ લડવૈયા, દેશના ખૂણેખૂણાના અનેક જીવનસાધકોના અને સંસ્થાઓના પ્રેરણામૂર્તિ, દેશવિદેશમાં અનેક કુટુંબો, મંડળો, સમાજોમાં ઉષ્મા, આનંદ અને પ્રકાશની લહાણ કરતા વત્સલ ગુરુજન, – કાકાસાહેબ કાલેલકરનાં આ વિવિધ પાસાં સમય જતાં સ્મૃતિશેષ થશે. રહેશે એમનો લેખનરાશિ અને એની દ્વારા પમરતું એમનું અનોખું માનવવ્યક્તિત્વ. દુનિયાના સાહિત્ય-ઈતિહાસોમાં સ્વભાષા સિવાયની ભાષાના સાહિત્ય-માં અમર સ્થાન મેળવનારાઓનાં ગણ્યાંગાંઠયાં દૃષ્ટાંતો મળે છે. કાકાસાહેબ તેમાંના એક છે. જન્મે મરાઠીભાષી કાકા કાલેલકર ગુજરાતી ભાષામાં અમર રહેશે. એમનું કેટલુંક લખાણ અત્યંત સમૃદ્ધ એવા ગુજરાતી ગદ્યના એક સુચારુ ઉચ્ચ શિખર સમું દીપી રહેશે.

છેક ૧૯૩૧માં 'આપણી કવિતાસમૃદ્ધિ'ની પ્રસ્તાવનામાં દસ શ્રેષ્ઠ ગુજરાતી ગદ્યકારોની યાદીમાં બલવંતરાય ક. ઠાકોરે કાકા કાલેલકરનો ઉલ્લેખ કર્યો છે. કાકાસાહેબે ગુજરાતી ભાષાની રગ નાજુકાઈથી પારખી લીધી હતી. મૂળે ભાષાઓનું એમના મનને વશીકરણ. બીજું, નાનાં બાળકો સાથે એમણે ઊંડી આત્મીયતાથી ભાષાવ્યવહાર આરંભ્યો. બાળકોની ચેતનાની શબ્દો-વાક્યઉક્તિઓ સાથેની ગડમથલો અત્યંત રસપ્રદ અને પ્રબોધક હોય છે. કાકાસાહેબની ગદ્યશૈલીનું એક મુખ્ય આકર્ષણ ભાષા સાથેની એમની બાલસહજ વૃત્તિથી ચાલતી રમતમાં જોઈ શકાય છે. અનેક નવા શબ્દો એ લીલયા બનાવે છે અને પારિભાષિક પર્યાયોની તો જાણે ટંકશાળ એમણે ન ખોલી હોય. ત્રીજું, કાકાસાહેબને ગણેશો મળ્યા તે બધા ભાષાના બંદાઓ. મૂળ સાથી સ્વામી આનંદ, જેમણે 'નવજીવન' પ્રેસ દ્વારા 'કાલેલકરના લેખો'–[૧]-

નું કલાદૃષ્ટિપૂર્વકનું ઉત્તમ પ્રકાશન, નવા નવા પ્રેસકાર્યમાં નોકરીએ જોડાયેલા તરુણ બચુભાઈ રાવતના સહકારમાં કર્યું. કાકાસાહેબ વિપુલ લખાણ મૂકી ગયા છે, પણ બીજાઓના 'હાથે' એ લખાયું છે. એમના ગણેશોમાં મુખ્ય છે નરહરિભાઈ પરીખ, જુગતરામ દવે, ચંદ્રશંકર શુકલ, નગીનદાસ પારેખ, ઉમાશંકર જોશી, જેઠાલાલ ગાંધી, મનહરલાલ વોરા, અમૃતલાલ નાણાવટી, સરોજિની નાણાવટી, કુસુમ શાહ આદિ. (ગાંધીજી આ જાણતા એટલે ૧૯૩૦માં યરવડા જેલમાં કાકાસાહેબ એમની સાથે રહ્યા હતા ત્યારે એમણે પ્રસ્તાવ મૂકયો, કાકા, તમારે કાંઈ લખાવવું હોય તો લખાવો!)

કાકાસાહેબનું ગદ્ય પ્રકૃતિચિત્રણમાં અને પ્રવાસવર્ણનમાં અપૂર્વ સર્જકતાથી ખીલી ઊઠે છે. ભૂગાળના રસિયા તેવા જ ખગોળની સૌંદર્યસમૃદ્ધિના પણ તરસ્યા. ભારતયાત્રી કાલિદાસ પછી સ્વદેશની પ્રકૃતિશ્રીનું આકંઠ પાન કરનાર અને એને શબ્દબદ્ધ કરનાર કાકાસાહેબ જેવા ઓછા જ પાકયા હશે. એમનું ગદ્ય અનેક વાર કાવ્યની કોટિએ પહોંચે છે. કાકાસાહેબને બીજી એક મોટી અને વિરલ એવી બક્ષિશ છે તે વિનોદવૃત્તિની. (શેકસપિયરમાં પક નામનું પાત્ર આવે છે તેના ઉપરથી ઓળખાતી પક-વૃત્તિની પણ.) એમની 'સ્મરણયાત્રા'માં અને 'ઓતરાતી દીવાલો'માં અને અનેક લલિત નિબંધોમાં એ ડોકિયાં કરે છે અને એમના ગદ્યને જીવંત બનાવે છે. એમનાં આત્મકથનાત્મક લખાણો અને અન્ય ચરિત્રસંકીર્તનો લલિત ગદ્ય બની રહે છે. એક શિક્ષક અને ચિંતક તરીકે કેળવણી, સમાજ, સંસ્કૃતિ અને ધર્મનાં વિવિધ પાસાં ઉપર સતત એ લખતા રહ્યા. તેમાંનું કેટલુંક મૌલિક, હમેશના રસનું છે તો કેટલાકનું વીસમી સદીના વૈચારિક ઈતિહાસના સંદર્ભમાં મહત્ત્વનું દસ્તાવેજી મૂલ્ય રહેશે. સાહિત્ય વિશે લખવાના એમને અનેક પ્રસંગો આવ્યા છે. આ સદીના ત્રીજાથી પાંચમા દસકામાં કેટલી તો પ્રસ્તાવનાઓ એમણે લખી! કલા પ્રત્યે અભિમુખતા કેળવવામાં પણ એમનાં લખાણોએ ભાગ ભજવ્યો.

કાકાસાહેબે લખ્યું ખૂબ છતાં પૂછો તો કહેશે કે પોતે સાહિત્યકાર થવા કશું કરતા નથી, જીવવાના ભાગરૂપે સહજપણે લખવાનું આવે તો તે લખે છે. એમને સાહિત્યના બે સહજ પ્રકારો પત્રલેખન અને વાસરી માટે સવિશેષ આસ્થા હતી. પત્ર એ અન્ય માનવબંધુ સાથેનો અપ્રત્યક્ષ વાર્તાલાપ છે તો વાસરી એ અન્તરાત્મા સાથેની, કહો કે અંતર્યામી સાથેની પ્રત્યક્ષ વાતચીત હોઈ શકે. બંને પ્રકાર કાકાસાહેબના હાથે અઢળક ખેડાયા. હજારો પત્રો એમણે લખ્યા. વાસરી પણ તૂટક તૂટક છતાં સારા એવા પાયા ઉપર એમના હાથે ખેડાઈ. સૂત્રાત્મક વાક્યો, મંત્રોદ્‌ગારો અનેક સ્વાક્ષર(ઑટોગ્રાફ)પોથીઓમાં એમણે ટપકાવ્યાં હશે તે પણ આ વર્ગમાં આવે અને એકઠાં થઈ શકે તો એક મનભર ખજાનો બની રહે. કાકાસાહેબ માણસભૂખ્યા માણસ, ગોષ્ઠિના માણસ. જેઠાલાલ ગાંધી મીઠી ફરિયાદ કરતા તેમ કાકાસાહેબ આસપાસ દરબાર ભરાઈ જાય. કાકાસાહેબનું ઉત્તમ વાતચીતમાં

પ્રગટ થતું. અખૂટ જીવનરસ, અત્યંત કુશાગ્ર બુદ્ધિ, અદમ્ય વિનોદવૃત્તિ, વસ્તુને વિશાળ સંદર્ભમાં જોવાની ફાવટ આ બધાને લીધે કાકાસાહેબનું સભર વ્યક્તિત્વ વાર્તાલાપમાં અપૂર્વ રમણીયતાથી ઊઘડતું. કોઈએ કાકા કાલેલકર સાથેની બેઠકોના અહેવાલ ટપકાવ્યા હોત તો એ ઉત્તમ સહજ સાહિત્યમાં સ્થાન પામે એવા નીવડ્યા હોત એમ કહેવામાં ભાગ્યે જ અતિશયોક્તિ હોય. એની અવેજીમાં, ભાઈ રવીન્દ્ર કેળેકરે મુલાકાતો લઈ તૈયાર કરેલ અનુપમ સંચય 'કાકા કાલેલકર સાથે વિવિધ વાર્તાલાપ'થી મન મનાવવું રહ્યું.

ગુજરાતી ભાષામાં પોતાનું હૃદયસર્વસ્વ રેડનાર કાકાસાહેબ કાલેલકરની વાણી એમના જન્મશતાબ્દી વર્ષમાં ગુજરાતીભાષાભાષી સમાજ ગ્રંથાવલિરૂપે પ્રગટ કરે એ બધી રીતે ઉચિત છે. ભારતમાં જન્મીને ભારતની સર્વ પ્રકારની આત્મલક્ષ્મી – નિસર્ગલક્ષ્મી તેમ જ અધ્યાત્મલક્ષ્મી વ્યક્તિત્વના તારતારમાં અનુભવનાર અને એનો અનુભવ પણ કરાવનાર એક વિરલ ભારતપુત્રની આંતરસમૃદ્ધિ એ રીતે કંઈક જળવાશે. ભારતના આધુનિક પ્રબોધકાળ અને પુરુષાર્થકાળનાં કેટલાંક સ્મરણો, ચિંતનો, નિરીક્ષણો પણ સચવાશે. આ શતાબ્દી ગ્રંથમાળા નિમિત્તે એક મોટા ગજાના લેખકનાં તમામ લખાણો ગ્રંથાવલિ રૂપે રજૂ કરવાનો સુંદર નમૂનો તો આપણી ભાષાને મળશે જ.

આશા છે કે જીવન-સમન્વયના મંત્રદ્રષ્ટાની વાણીને પ્રસ્તુત કરતી કાલેલકર ગ્રંથાવલિને વ્યક્તિઓ અને સંસ્થાઓ કૃતજ્ઞભાવે વધાવી લેશે.

અમદાવાદ
૧૨-૧૦-૧૯૮૪

**ઉમાશંકર જોશી**
પ્રમુખ
ગ્રંથાવલિ પ્રકાશન સમિતિ

# સંપાદકીય

કાકાસાહેબના નવેક હજાર પૃષ્ઠો જેટલા ગદ્યરાશિને ગ્રંથાવલિરૂપે ગુજરાતીભાષી સમાજ આગળ રજૂ કરી દેવો – અને એને માટે ૧૯૮૫નું એમનું જન્મશતાબ્દી વર્ષ એ ઉત્તમ અવસર છે – એમ કેટલાક મિત્રોને સૂઝયું. આચાર્ય કાકા કાલેલકર ગ્રંથાવલિ પ્રકાશન સમિતિની રચના થઈ. પાંચસો–છસો પૃષ્ઠોનું એક એવાં પંદરેક પુસ્તકો થશે એવો અંદાજ છે. નવજીવન પ્રેસે એના મુદ્રણકાર્યમાં સહકાર આપવા તૈયારી બતાવી. આખી ગ્રંથાવલિનું મૂલ્ય રૂ. ૭૦૦ નક્કી કરી આગોતરા ગ્રાહકો નોંધવા માંડયા, જેનો પ્રતિભાવ પ્રોત્સાહક નીવડે એવો છે. આપણી ભાષામાં એક લેખકનાં તમામ લખાણો ગ્રંથાવલિરૂપે પ્રગટ કરવાના આ પ્રયત્નને આપણી શાળાઓ, ઉચ્ચ માધ્યમિક શાળાઓ, કૉલેજો, જાહેર પુસ્તકાલયો અને અનેક સાહિત્યપ્રેમીઓ અને અભ્યાસીઓ આગોતરા ગ્રાહકો તરીકે નોંધાઈને સંપૂર્ણ રીતે સફળ બનાવવામાં સહાયભૂત થશે એવી શ્રદ્ધા છે. ગુજરાત સરકારે આચાર્યશ્રી કાકાસાહેબ કાલેલકર ગ્રંથાવલિ પ્રકાશન ટ્રસ્ટને ઉદારતાપૂર્વક ગુજરાતી સાહિત્ય અકાદમી દ્વારા રૂ. બે લાખની મદદ કરી છે અને કુલ સાત લાખ રૂપિયા ખર્ચ થાય તો વધુ દોઢ લાખની રકમ દેણગી તરીકે આપવાનું મંજૂર કરીને આ ગ્રંથાવલિયોજનાને પીઠબળ આપ્યું છે તે માટે તેના ઋણી છીએ.

કાકાસાહેબ કાલેલકર જન્મશતાબ્દી વર્ષનો ૧લી ડિસેમ્બર ૧૯૮૪થી આરંભ થશે અને પછી આખું વરસ તેની આખા દેશમાં સ્થળે સ્થળે ઉજવણી થશે. તે તારીખે આ ગ્રંથાવલિનાં ત્રણ-ચાર પુસ્તકોનું પ્રકાશન થઈ શકશે એવી ગણતરી છે. બાકીના ગ્રંથો શતાબ્દી-વર્ષ દરમ્યાન તૈયાર થશે.

કાલેલકર ગ્રંથાવલિના આરંભનાં પુસ્તકો લલિત સાહિત્યનાં આપવાં અને પછી સાહિત્ય, સંસ્કૃતિ, શિક્ષણ, સમાજ, ધર્મ અંગેનાં લખાણો અને અંતે વાસરી અને પત્રો આપવા એવું વિચાર્યું છે. ગ્રંથાવલિના પહેલા બે ભાગમાં પ્રવાસ સાહિત્ય, ત્રીજામાં લલિત નિબંધો, ચોથા-પાંચમામાં આત્મચરિતાત્મક અને ચરિત્રસંકીર્તનના લેખો, છઠ્ઠા-સાતમામાં સાહિત્યવિષયક લખાણો, આઠમામાં સંસ્કૃતિવિષયક ... ... ... એ રીતે ગ્રંથાવલિના ભાગોનો ક્રમ ચાલશે. શરૂઆતમાં પહેલો ભાગ (પ્રવાસ), ત્રીજો ભાગ (લલિત નિબંધો) છઠ્ઠો (સાહિત્ય), આઠમો (સંસ્કૃતિ),— એ ગ્રંથો તૈયાર થશે.

**કાલેલકર ગ્રંથાવલિ : ભાગ પહેલો : પ્રવાસ**

આ ગ્રંથમાં 'હિમાલયનો પ્રવાસ' (પ્રથમ આવૃત્તિ ૧૯૨૪, છઠ્ઠી આવૃત્તિ ૧૯૭૧), 'બ્રહ્મદેશનો પ્રવાસ' (૧૯૩૧), 'પૂર્વ આફ્રિકામાં' (૧૯૫૧) અને 'શર્કરાદ્વીપ

મોરિશિયસ અને બીજા ટાપુઓ' (૧૯૬૨) એ પ્રવાસકૃતિઓ પુનર્મુદ્રિત કરી છે. 'હિમાલયનો પ્રવાસ'ની પહેલી આવૃત્તિ ઈ. ૧૯૨૪માં 'હિમાલયનો પ્રવાસ અને ઉત્તરાખંડની યાત્રા' એ શીર્ષકથી પ્રગટ થઈ હતી. એમાં ત્રણ વિભાગો હતા. પ્રથમ વિભાગના ૧૩ લેખો ઈ. ૧૯૭૧ની આવૃત્તિમાં ક્રમાંક ૧૦–૨૨થી પ્રગટ થયા છે. એમાંનો 'સચ્ચિત સુખ તો તૂ પરબ્રહ્મ કેવળ' એ ત્રીજો લેખ ઈ. ૧૯૭૧ની આવૃત્તિમાં 'હિમાલયની પહેલી શિખામણ' એ બદલેલા શીર્ષકથી પ્રકાશિત થયો છે. બીજા વિભાગ 'ઉત્તરાખંડની યાત્રા'માંના ૭ લેખોમાંથી ઈ. ૧૯૭૧ની આવૃત્તિમાં 'પ્રસ્થાન' સિવાયના છ લેખો ક્રમાંક ૩–૮થી પ્રકાશિત થયા છે અને ૪થો લેખ ઉમેરવામાં આવેલો છે. પ્રથમ લેખ 'પ્રસ્થાન'ની થોડીક કંડિકાઓ ઈ. ૧૯૭૧ની આવૃત્તિમાં 'સંકલ્પ' નામના એક પાનાના પ્રથમ લેખમાં પ્રકાશિત થઈ છે. ત્રીજો વિભાગ 'બુદ્ધગયા અને પાવાપુરી'ના લેખોનો ('બુદ્ધગયા' અને 'મહાવીરની કૈવલ્યભૂમિ') બનેલો છે. પરંતુ ઈ. ૧૯૭૧ની આવૃત્તિમાં એનો સમાવેશ કર્યો નથી, કેમ કે તે બે લેખોનો સમાવેશ એમણે 'રખડવાનો આનંદ' પુસ્તકમાં કર્યો છે.

'બ્રહ્મદેશનો પ્રવાસ' અને 'પૂર્વ આફ્રિકામાં' એ બંને પુસ્તકો યથાવત્ છે. 'શર્કરાદ્વીપ મોરિશિયસ અને બીજા ટાપુઓ' એ પુસ્તક 'ઉગમણો દેશ' (૧૯૫૮) પછી ઈ. ૧૯૬૨માં પ્રગટ થયું હોવા છતાં આ ગ્રંથાવલિની પૃષ્ઠસંખ્યાની મર્યાદા જાળવવા આ ગ્રંથમાં સમાવિષ્ટ કર્યું છે. 'શર્કરાદ્વીપ મોરિશિયસ અને બીજા ટાપુઓ' એ પુસ્તક ઉપર શ્રી સરોજિની નાણાવટીનું નામ લેખિકા તરીકે પ્રગટ થયું છે. વાસ્તવમાં, શ્રી સરોજિનીબહેને સંપાદકમંડળને જણાવ્યા પ્રમાણે એ પુસ્તકનું માત્ર સંકલન અને સંપાદન એમણે કર્યું હોવાથી તેના કર્તા કાકાસાહેબ કાલેલકર જ રહે છે.

# અનુક્રમણિકા

## હિમાલયનો પ્રવાસ (૧–૧૬૨)

## બ્રહ્મદેશનો પ્રવાસ (૧૬૩–૨૦૨)

## પૂર્વ આફ્રિકામાં (૨૦૩–૪૦૪)

**શર્કરાદ્વીપ મોરિશિયસ અને**
**બીજા ટાપુઓ (૪૦૫–૪૯૨)**

પ્રિય સુહૃદ

**પ્ર. અનંતબુવા મરઢેકરના**

પવિત્ર સ્મરણને

# જીવનની તાજગી

માણસ સ્વભાવે સ્થાવર છે કે જંગમ?

સહેજ વિચાર કરતાં દેખાય છે કે, એનામાં એ બંને વૃત્તિઓ પડેલી છે. જો જંગલી દશામાંથી સુધરી આજની દશા માણસને પ્રાપ્ત થઈ હોય તો માણસ મૂળે જંગમ જ હોવો જોઈએ. અન્ન અને પાણી જ્યાં મળે ત્યાં જવું એ પ્રાણીમાત્રની સ્વાભાવિક વૃત્તિ છે. જ્યાં સુધી માણસ શિકારીનું જીવન ગાળતો હતો ત્યાં સુધી એને રખડવું જ પડતું. મહાભારતમાં પણ વર્ણનો આવે છે કે, એક જંગલમાંથી શિકાર ખલાસ થયો એટલે પાંડવો જેવા આરણ્યકોને બીજું જંગલ શોધવું પડતું. શિકારી જીવન છોડી જ્યારે માણસે ભરવાડ અને રબારી(ગો-પાલ)નું જીવન પસંદ કર્યું ત્યારે પણ એક જંગલ કે બીડમાંનું ઘાસ ખૂટયું એટલે પોતાનાં ટોળાં લઈને એને બીજે જવું પડતું. શ્રીકૃષ્ણના ગોવાળિયા પૂર્વજો એમ જ કરતા. આગળ જતાં માણસને વિચાર થયો કે જ્યાં ખોરાક મળે છે ત્યાં જઈને રહેવા કરતાં, જ્યાં રહીએ છીએ ત્યાં જ ખોરાક ઉગાડી શકાય તો કેવું સારું. માણસે જંગલોમાં અને બીડોમાં રખડવાનું છોડી દઈ ખેતરો ખેડવાનું શરૂ કર્યું, અને એ આર્ય* થયો. ખેતી શરૂ થઈ અને માણસના જીવનમાં ભારેમાં ભારે ફેરફાર થઈ ગયો. સંસ્કૃતિ વધી અને સ્થાવરતા આવી. સ્થાવરતા સાથે માણસની કાર્યશક્તિ વધી, પણ એની વીર્યશક્તિ (vitality) કાંઈક ઓછી થઈ હોવી જોઈએ. એક દિશામાં કાંઈક ભોગ આપ્યા વગર બીજી દિશાએ માણસ વધી જ ન શકે.

પણ માણસ તો લોભી રહ્યો. એને બંને સ્થિતિનો લાભ લેવો હતો. એણે કુદરતમાં જોયું કે કુદરતે વનસ્પતિ સૃષ્ટિને જ્યાં સ્થાવર કરી ત્યાં એમનાં લગ્ન લગાડનાર પુરોહિત જેવાં જંગમ પતંગિયાં પણ નિર્માણ કર્યાં. અમુક મોટો વર્ગ સ્થાવર રહી જાહોજલાલી કેળવે અને એને જંગમતાનો લાભ પહોંચાડનાર બીજો એક વર્ગ રખડતો રહે એવી વ્યવસ્થા માણસને ફાવતી આવી. માણસે ગૃહસ્થાશ્રમ સાથે રખડુ લોકોના એકબે આશ્રમો સ્થાપ્યા. બ્રહ્મચારી ભણી ઊતર્યો કે રખડવા જવાનો જ. તીર્થયાત્રા પૂરી થાય ત્યાર પછી જ એને પરણવાની છૂટ મળે. બીજી બાજુ ગૃહસ્થાશ્રમની પ્રવૃત્તિ જરીક મોળી પડી, સ્થાવર થયાનો કાટ ચડયો, એટલે ધર્મશાસ્ત્ર કહે છે, 'હવે બહુ ભોગવ્યું, ચાલો, પાછા વન ભણી.' જ્યાંથી આવ્યા ત્યાં પાછા જવામાં એક જાતનો આનંદ, એક જાતનો વિસામો હોય છે. સવારે ઊઠીને રખડવા ગયેલા છોકરાઓ સાંજ પડયે માતાની હૂંફાળી સોડ શોધવાના જ.

* અર્ = ખેડવું.

ાણસ જે જંગલ છોડીને વસ્તીમાં આવ્યો, અને ગૃહસ્થ તેમ જ નાગરિક થયો ં જ જંગલ તરફ પાછા જઈ પરિવ્રાજક થવાની એ તૈયારી કરે, તેની અંદર ો જ આનંદ રહેલો છે. અને એમાં પ્રગતિ પણ રહેલી છે. પ્રગતિ હમેશ સ્ક્રૂના ાંટા જેવી હોય છે. એક કૂંડાળું પૂરું કરી મૂળ ઠેકાણે આવ્યા કે એની સાથે એક પગથિયું ઉપર ચડીએ છીએ.

ગૃહસ્થાશ્રમી લોકોએ પણ અવારનવાર યાત્રાએ જવું જ જોઈએ એવી જૂની ોઠવણ હતી, જેથી માણસ દેશદેશાંતરની સ્થિતિ જોઈ શકે, નવા નવા સંબંધો ાંધી શકે, અને સ્થાવરતાને કારણે જીવન પર ચડેલો કાટ ખંખેરી શકે.

સમાજશાસ્ત્ર ખીલવનાર ધર્મકારોએ આવી વ્યવસ્થા ન કરી હોત તોયે મનુષ્ય-સ્વભાવ એ વસ્તુ એક અથવા બીજી રીતે શોધી જ લેત. માણસમાત્રમાં જે કુદરતી કે ઈશ્વરી પ્રેરણા રહી છે તેને જ શાસ્ત્રીય રૂપ આપવાનું કામ ધર્મકારો કરે છે. નરી કુદરતી વૃત્તિ નીચે પણ લઈ જાય અને ઉપર પણ લઈ જાય. જે કુદરતી વૃત્તિ માણસને ઉપર લઈ જાય છે તેને જ ઈશ્વરી પ્રેરણા કહે છે. ઈશ્વર તરફ જે લઈ જાય તે ઈશ્વરી. આ જ કારણે, સ્વતંત્ર રીતે ખીલેલા ધર્મોમાં પણ બધે લગભગ સરખી વ્યવસ્થા દેખાય છે. યાત્રાએ જવાની ગોઠવણ જાપાનમાં શિંટો કે બુશીડો ધર્મમાં પણ જડે છે, અને હિંદુઓની આશ્રમવ્યવસ્થામાં પણ જડે છે. હજનો સવાબ બતાવનાર ઈસ્લામમાં પણ એને સ્થાન છે, અને શણનાં કપડાં પહેરી યરૂસાલેમની પવિત્ર ભૂમિ સુધી મુસાફરી કરનાર ખ્રિસ્તી ભક્તજનોને પણ એ વસ્તુ પ્રિય છે.

યાત્રાને જ પ્રધાન ધર્મ ગણનાર પરિવ્રાજકો તો આપણે ત્યાં હતા જ, પણ દરેક વર્ણને માટે પણ થોડોઘણો મુસાફરીનો ધર્મ બતાવેલો હતો. બ્રાહ્મણો પહેલાં બ્રહ્મચારી તરીકે વિદ્યાયાત્રાએ જાય, પાછળથી યજ્ઞસત્રોમાં જાય, ચાતુર્માસ્ય બાદ કરતાં અવારનવાર તીર્થાટન તો હોય જ અને ઘરડે ઘડપણમાં મરવા માટે પણ એક સ્થાને બેસવાને બદલે પગ ચાલે ત્યાં સુધી ઈશાન્ય દિશાએ ચાલવાનું વિધાન કરેલું છે!

ક્ષત્રિયો મૃગયા માટે જો દર વરસે ન ઊપડે તો ખેતીનું રક્ષણ શી રીતે થાય? અને ખેડૂતો રાજાને ઊપજનો છઠ્ઠો હિસ્સો શી રીતે આપે? રાજામાં જો દૈવત હોય તો તે ઘોડો છોડી અશ્વમેધ કરવાને પણ ઊપડવાનો જ. દિગ્વિજય ન કરે તે રાજા મોળો કહેવાતો.

વૈશ્યો એટલે વણજારા. તેઓ જ્યારે પોઠ લઈને જંગલો ઓળંગે, એક રાજ્ય-માંથી બીજા રાજ્યમાં પેસે, અહીંનો માલ બીજે પહોંચાડે, ત્યાંનો માલ અહીં લઈ આવે ત્યારે જ સાર્થવાહનું એમનું જીવન સાર્થક ગણાતું. ઘરની નવવધૂને પણ ઘરમાં છોડી દરિયો ખેડવા જનાર વાણિજ્યવીરોની કથાઓ આપણા સાહિત્યમાં ઢગલાબંધ છે.

બૌદ્ધ સાધુઓ એટલે જબરા પ્રચારકો. એમણે તો સમુદ્રયાત્રાનો નિષેધ નહીં

શ્રાવણે બધે વિહાર કરવો જોઈએ, એવી બુદ્ધ ભગવાનની શિખામણ હતી. અને એમણે પોતે તો એવો વિહાર કરી કરી એક આખા પ્રાંતને જ એ પ્રવૃત્તિનું નામ આપી દીધું! બૌદ્ધ ધર્મ સ્વીકાર્યા પછી અશોક રાજાએ દિગ્વિજય છોડી ધર્મ-વિજય આદર્યો અને દર વર્ષે નવી નવી દિશાએ ધર્મયાત્રાઓ ચલાવી.

વૃદ્ધશ્રવા ઈન્દ્રે વૈદિક સંસ્કૃતિના પ્રારંભમાં જ આદેશ આપ્યો હતો કે, જે બેસી રહે છે તેનું નસીબ પણ બેસી રહે છે, જે ચાલે છે તેનું જ ભાગ્ય ચાલે છે. चराति चरतो भग: એ પ્રેરણા લઈને ભરવાડો ચાલ્યા, ખલાસીઓ ચાલ્યા, ભક્તો ચાલ્યા, સૈનિકો ચાલ્યા અને પરિવ્રાજકો પણ ચાલ્યા. આ જગતમાં જે જીવતું છે તે બધું જ ચાલે છે અને માણસ જયારે ચાલીને કંટાળે છે ત્યારે સ્થાવર થઈને રહેવાને બદલે આ જગતને છોડીને ચાલ્યો જાય છે.

માણસને જો મુસાફરીની દીક્ષા મળી હોય તો તે આકાશના તારાઓ પાસેથી નહીં, પણ અખંડ જીવનપ્રવાહ ચલાવનાર નદીઓ પાસેથી. એમાંય બે જાતની વૃત્તિ દેખાય છે. જેમ પ્રાચીનકાળમાં કેટલાક લોકો આ સૂરજ ઊગે છે ક્યાંથી એ શોધી કાઢવા ઉત્તરોત્તર પૂર્વ તરફ જતા હતા, અને બીજા કેટલાક લોકો એ જ સૂરજ વિસામો લેવા ક્યાં આથમે છે એ શોધી કાઢવા પશ્ચિમ તરફ જતા હતા, તે જ પ્રમાણે કેટલાક લોકો આ નદીમાં આટઆટલાં ઊભરાતાં નીર ક્યાંથી આવે છે, એ જાતે જોવા તેના ઊગમ તરફ ચડવા માંડતા હતા અને બીજા કેટલાક આ બધા પાણીનું વિસર્જન ક્યાં થાય છે, શામાં થાય છે, આપણને ત્યાં શું જડશે, એનો અનુભવ કરવા ખલાસી થઈ સમુદ્ર તરફ જતા. ગંગોત્રી તરફ જનાર જારવાડ અને ગંગાસાગર તરફ દોડનાર ખલાસી ભાઈ ભાઈ જ છે. નદીમુખથી જ સમુદ્રમાં પ્રવેશ કરવો એમ ભલામણ કરનાર કવિના વંશજોએ સમુદ્રયાત્રા કેટલી કરી છે એની તપાસ કરતાં માત્ર નિરાશા જ ઊપજે. વેદકાળના તુગ્ર અને ભુજ્યુ જે જળયાત્રા કરતા તે નદીની હતી કે સમુદ્રની એ આજે કહેવું મુશ્કેલ છે. જાતક કથામાં વર્ણવેલા વાણિયાઓ એક તરફ જાવા, બાલી અને શ્યામચીન તરફ જતા હશે, અને બીજી તરફ આફ્રિકાનો આખો પૂર્વ કિનારો ખેડતા હશે, પણ એમાંથી એકેએ પ્લીની(Pliny)ની પેઠે પૂર્વ કે પશ્ચિમ સાગરનું પેરીપ્લસ લખ્યું નથી. જાવા ગયા પછી પાછા આવવાની આશા જ જેમણે છોડી તેમના વંશજો સમુદ્રયાત્રાનો નિષેધ કરે તો તેમાં આશ્ચર્ય શું? અને એ નિષેધ શા માટે? તો કહે છે કે, ત્યાં ખાવાપીવામાં બોટઅબોટનો ખ્યાલ નહીં રહે. આચારધર્મ બરાબર ન પળાય. એ સંકટમાંથી બચી જવાનો આ ખાસો ઉપાય શોધી કાઢયો. તડકામાં જવાથી એક જણને પિત્તપ્રકોપ થયો હતો. એણે વૈદ્યને પૂછયું. ડાહ્યા વૈદ્યે સનાતની ઠાવકાઈથી કહ્યું, 'ભલા માણસ, તડકામાં જવું એ જ ખોટું છે, છાયામાં બેસી રહો ને, પછી જોઉં પિત્તપ્રકોપ કેમ થાય છે.' કોકની ભૂંડી નજર પોતાની બૈરી પર પડશે એ બીકે, ભૂંડા માણસને ઠીક કરવાને બદલે, પોતાની સ્ત્રીને જ પગથી તે માથા સુધી બુરખાથી પૅક કરી દેવાનું જે લોકોને સૂઝયું અને સ્ત્રીઓને

અંતઃપુરમાં જ પૂરી રાખવાનું જેમણે પસંદ કર્યું તે લોકો સમુદ્રયાત્રાનો નિષેધ કરી પોતાને પોતાના દેશમાં પૂરી રાખે એ યથાયોગ્ય જ થયું. અરે! આ બીકણ વ્યવસ્થાકારોએ વૈરાગ્યધન સંન્યાસીઓને પણ ફરમાવ્યું છે કે 'જ્યાં ખાવાનું સરસ ન મળતું હોય, લોકો શ્રદ્ધાભક્તિથી ખવરાવતા ન હોય, તોફાન-મારામારી ચાલતી હોય, એવા દેશમાં જવું જ નહીં.' યાત્રા મુસાફરીની હોંશ જેને છે એવાને પોતાની દીકરી આપવી નહીં, એમ એમણે લખી રાખ્યું છે! સુરક્ષિતતા એ જ પ્રથમ ધર્મ છે!

આટલું કરીને અને જીવનનું સારામાં સારું હીર સૂકવી નાખીને આપણે જે જાળવવા માગતા હતા તે પણ જળવાયું શું? જેમનો સંસર્ગ ટાળવા માટે આપણે સમુદ્રયાત્રા છોડી તેઓ બધા રાફડો ફાટયો હોય તેમ આપણે ત્યાં ઊલટીને આવ્યા અને આપણું રાજ, આપણો વેપાર, આપણી કેળવણી અને આપણું ભાગ્ય બધાનો જ કબજો લઈને અહીં કાયમ થયા. 'જે બેસી રહે છે તેનું ભાગ્ય પણ બેસી જ રહેવાનું.'

૨

સાચી વાત એ છે કે જીવનનું ઉત્થાન જ્યારે મંદ પડે છે ત્યારે માણસના હૈયામાં અજ્ઞાતની બીક પેસી જાય છે. જો જીવનમાં યૌવનપૂર્ણ પ્રાણ હોય તો એ જ અજ્ઞાતનું આમંત્રણ ટાળ્યું ટળતું નથી. અજ્ઞાત પાછળ દોડવું, એનો અનુભવ કરવો, એના પર વિજય મેળવી એને જ્ઞાત બનાવવું, એ જ જીવનનો મોટામાં મોટો આનંદ અને સારામાં સારો પૌષ્ટિક ખોરાક છે. વૈજ્ઞાનિક પ્રયોગો કરીને અજ્ઞાત ઉપર એક જાતનો વિજય મેળવાય છે જ્યારે પ્રવાસ કરીને બીજી જાતનો.

માણસ જ્યારે ઘોડા ઉપર બેસે છે ત્યારે ઘોડાની શક્તિનો પણ પોતાનામાં સંચાર થયો હોય એવી રીતે એનું હૈયું ફુલાય છે. અને શક્તિનો સાક્ષાત્કાર થવાથી માણસનું વ્યક્તિત્વ તેટલે દરજ્જે પરિપુષ્ટ થાય છે. એંસી માઈલના વેગથી દોડનાર મોટરનું અંકુશચક્ર હાથમાં આવવાથી માણસને થાય છે કે એ બધો વેગ મારો જ છે. કોઈ સંસ્થા કે રાજ્ય ચલાવવાનું ફળ – એનો વ્યક્તિગત આનંદ – એમાં જ છે કે, 'આટલા લોકો સાથે મારું તાદાત્મ્ય છે. આટલી આટલી શક્તિ હું વાપરી શકું છું. આટલી વ્યક્તિઓને ભેગી કરી હું એક વિરાટ શક્તિ પેદા કરી શક્યો છું.' વ્યક્તિત્વનો વિકાસ, શક્તિનો સંચય અને ભાવિનું નિયંત્રણ એ જ માણસ માટે મોટો આનંદનો વિષય છે. પ્રવાસ મારફતે માણસ જેટલો ભૂમિભાગ આંખો વડે પોતાનો કરે છે, જેટલું અંતર પાદાક્રાન્ત કરે છે, જેટલો અનુભવ સંઘરી શકે છે, તેટલે દરજ્જે એનું જીવન સમૃદ્ધ થાય છે. કોઠાર-ભંડારમાં સંઘરેલું ધન બાહ્ય હોઈ બોજારૂપ થાય છે. અનુભવ મારફતે સંઘરેલું જ્ઞાન, કમાયેલા સંસ્કારો અને કેળવાયેલી શક્તિ આંતરિક હોઈ એનો બોજો નથી હોતો. ઊલટું એના ઉમેરાથી જીવનમાં બીજો ઘણો બોજો ઉપાડવાની શક્તિ પેદા થાય છે. જે [illegible]

મેળવેલાં જ્ઞાન, સંસ્કાર કે આવડત એવાં તો પચી જાય છે કે એનો બોજો કે પરિગ્રહ જણાતો જ નથી.

પ્રવાસ મારફતે મેળવેલું જ્ઞાન ,અને આજની શિક્ષણ-સંસ્થામાં ચાલતી ઢબે મેળવેલું જ્ઞાન એ બેમાં મોટામાં મોટો આ જ ફરક હોય છે. આજકાલની કેળવણી મારફતે મેળવેલું જ્ઞાન બોજારૂપ હોય છે કેમ કે તે વપરાયેલું કે હજમ કરેલું નથી હોતું. માટે નાનાં બાળકોને નિશાળની કેળવણી આપવાને બદલે મુસાફરીની કેળવણી આપી હોય તો તે સરવાળે ઓછી ખર્ચાળ અને વધુ ફળદ્રુપ થશે.

પ્રવાસી જેમ જેમ પ્રવાસ કરતો જાય છે તેમ તેમ તે કુનેહ કેળવે છે; ધીરજ અને ઉદારતા કેળવે છે; અને અંતે સારામાં સારો સમાજશાસ્ત્રી બને છે. પ્રવાસ એટલે અગવડો વેઠવાની બાદશાહી ઢબ. મુસાફરીમાં અગવડો આવવાથી માણસને એમ નથી થતું કે આપણા દારિદ્ર્યનું એ એક પ્રતીક છે. એને થાય છે કે સૂઝશક્તિ કેળવવાની આ એક તક આપણને મળી છે. એક રીતે જોતાં પ્રવાસ એ વ્યક્તિત્વના વિકાસનું સાધન છે; જ્યારે બીજી રીતે જોતાં એ દેશભક્તિનો એક અનુભવ-તરબોળ પ્રકાર છે. જેટલો દેશ આપણે જોયો, તપાસ્યો, પોતાનો કર્યો તેટલા દેશ પ્રત્યે આપણી વિશિષ્ટ લાગણી કેળવાય છે, એની સાથે આત્મીયતા બંધાય છે, એને વિશે અભિમાન અથવા ભક્તિ પેદા થાય છે, આપણે એના ભક્ત બની જઈએ છીએ. કોઈ પણ પ્રાંતની મુસાફરી કરી આવ્યા પછી અખબારોમાં વંચાતા ત્યાંના સમાચારો પ્રત્યે આપણી કેટલી બધી આસ્થા બંધાય છે!

પણ આ પ્રવાસ પાછળ દુનિયાને લૂંટવાની વૃત્તિ ન હોવી જોઈએ. દુનિયાનો કસ કાઢી લેવાની, એમાંથી વધારેમાં વધારે ફાયદો મેળવવાની વૃત્તિ હોય તો ઉપર વર્ણવેલા ઉચ્ચ લાભોમાંથી બહુ જ થોડા લાભો હાથ આવવાના. સ્વાર્થી પ્રવૃત્તિમાંથી મળતા લાભોની મર્યાદા મોટી હોય છે. ભક્ત કે સેવક જ્યારે પ્રવાસે ઊપડે છે ત્યારે અંતર્બાહ્ય બધી શક્તિઓ એનો સાથ કરવા સંઘ લઈને ઊપડે છે. દુનિયાને ચૂસનાર માણસ અંતે ઈન્દ્રિયપરાયણ જ થવાનો. અને ઈન્દ્રિયાનુભવ અમુક હદ સુધી જ આવશ્યક હોવાથી એની માત્રા જેમ વધતી જાય તેમ એ વધુ ને વધુ બેસ્વાદ થઈ જાય છે અને અંતે એનું છીછરાપણું જ ઉઘાડું પડે છે. ઈન્દ્રિયાનુભવમાંથી મળતો આનંદ પરિમિત હોય છે. માણસજાતે એનો અંત જોયો છે.

પણ હજીયે માણસે અંત નથી જોયો હૃદયાનુભવથી થતા વિકાસનો. એની વિવિધતા હજી મટી નથી. માણસ જેમ વધારે નિઃસ્પૃહ, નિરાગ્રહી અને નિઃસ્વાર્થ તેમ તે પ્રવાસમાંથી વધારેમાં વધારે સંસ્કારિતા લૂંટી શકે છે. ભક્ત કે સેવક જ્યારે પ્રવાસે ઊપડે છે ત્યારે આત્માનુભવ, આત્મવિકાસ અને આત્મઐક્ય ત્રણે એને માટે વધતાં જ જાય છે. રોજ ને રોજ વિકાસ પામતું વિશ્વ જોઈ ભોગૈશ્વર્ય પાછળ પડેલા માણસને થાય છે કે, 'આ વિશ્વ મારું થાઓ: મારા કબજામાં આવો.' એના બદલામાં ભક્તસેવક ઈચ્છે છે કે, 'હું જ આનો સેવક થાઉં; આનો અંશ થાઉં, અને અભેદ કેળવીને એ જ થઈ જાઉં.' જીવનના એ જ સાચા અને પરમ ઉત્કર્ષ છે.

## ૩

કોઈ મને પૂછે કે મુસાફરી કરવાથી લાભ શો, તો એનો જવાબ હું સહેલાઈથી આપી શકું. પણ લોકો મને પૂછે છે કે તમે શા ઉદ્દેશથી મુસાફરીએ ઊપડયા હતા. એ સવાલ જ જુદો છે. અને એનો જવાબ આપવો સહેલો નથી. ખાવું, ઊંઘવું, બીવું, પરણવું, આદિ વિશ્વજનીન ક્રિયાઓ માણસ શા ઉદ્દેશથી કરે છે એ કહેવું સહેલું નથી. ઘણી વાર માણસ એમ જ કહેશે કે નથી રહેવાતું માટે જ આ સાર્વત્રિક પ્રવૃત્તિમાં પડીએ છીએ. એમાંથી જેટલા લાભો મળે છે તે બધા અમારે ઇષ્ટ તો છે, પણ કયા લાભના લોભથી પ્રેરાઈને અમે પ્રવૃત્ત થયા એ અમે નથી કહી શકવાના. અંદરથી એક અદમ્ય પ્રેરણા અસ્વસ્થ કરી મૂકે છે એટલે ચૂપચાપ એને વશ થવું જ પડે છે. કુદરતની એ રચના છે, યોજના છે, કે જીવન માટે જે વસ્તુ અત્યંત ઉપયોગી છે તેના લાભાલાભનો ઝાઝો વિચાર કરી તે પસંદ કરવાપણું માણસને માટે હોતું જ નથી. નાહવું કે ન નાહવું એ માણસની પસંદગીનો વિષય હોઈ શકે છે. પણ ઊંઘવું કે ન ઊંઘવું એ તો કુદરત માણસને પસંદ કરવા દેતી જ નથી. ઊંઘનો હુમલો થયો એટલે અવશ થઈને માણસ એને તાબે થાય છે.

જે માણસની વૃત્તિઓ વિકૃત થઈ નથી એ માણસ માટે મુસાફરીની પ્રેરણા પણ એટલી જ સ્વાભાવિક છે. વરસાદ પડયો એટલે જેમ ગોધો પોતાનાં શીંગડાં વતી જમીન ખોદીને સૂંઘવા માંડે છે તેમ પ્રવાસે ઊપડવાની તક પેદા થઈ એટલે કુદરતી માણસના પગ વગર પૂછયે ચાલવા જ માંડે છે. કોઈ એમને પૂછે કે 'તમે કયાં ચાલ્યા,' તો એ કહેશે કે 'એની અમને ખબર નથી. જ્યાં હશે ત્યાં ચલાશે. જવું, ચાલવું, સ્થાનાંતર કરવું, એક ઠેકાણે ન બેસવું, નવા નવા અનુભવો લેવા, એટલું જ અમે જાણીએ છીએ. આંખોને તરસ લાગી છે, આખા શરીરને ભૂખ લાગી છે, એટલે પગ ચાલે છે; એથી વધારે અમે કશું જાણતા નથી.'

સંભવ છે કે પહાડના રહેવાસીઓને એ ચાલવાની ચળ વધારે હોય છે, પણ સપાટ પ્રદેશના લોકો પણ ઓછા રખડુ નથી હોતા. કાશીનું ગંગાજળ રામેશ્વર લઈ જઈ રામેશ્વરના સેતુની રેતી કાશી કે હરદ્વાર પહોંચાડનાર યાત્રીઓ બધા જ કાંઈ પહાડી નથી હોતા.

મારા નાનપણનાં ઘણાંખરાં સંસ્મરણો, મુસાફરીને અંગેનાં છે. શાહપુરથી બેળ-ગુંદી જઈએ અને ત્યાં જામફળ, કેરી કે કરમદાં ખાઈએ. સતારાથી જરંડા કે પરળી જઈએ અને ત્યાં રામદાસ સ્વામીનો મઠ અને હનુમાનનું મંદિર જોઈએ. બેલગામથી તીનઈ ઘાટ ઊતરી ગોવાની અપ્રતિમ વનશ્રી નિહાળીએ અથવા આંબોલી ઘાટ ઓળંગી સાવંતવાડીના મોતીતળાવને કાંઠે લાકડા પર કરાતું લાખનું રંગીન કામ નપાસીએ. જહાજમાં બેસી કારવાર જઈ ત્યાંના સમુદ્રકાંઠે રેતીના મહેલ બાંધીએ,

ગાયબળદને જોઈ આનંદ પામીએ એ જ મારા નાનપણના સંસ્કારો. ગાડામાં ઘાસ અને ગાદલું પાથર્યું હોય; એને ખેંચીને લઈ જનાર બળદના ગળામાં બાંધેલા ઘંટનો અવાજ રાત્રિની શાંતિને વીંધતો હોય; ક્યાંકથી ચોરો આવશે એ બીકે જાગ્રત રહેવાની ફરજ સ્વીકારતાં છતાં આંખો વચમાં વચમાં બિડાતી હોય અને હેબતાઈને ફરી ઊઘડે ત્યારે, 'જુઓ અમે કેમ આખી રાત જાગીએ છીએ.' એમ કહેનાર તારાઓ માથે ઝબકતા હોય. એ આખું દૃશ્ય મારા નાનપણના જીવન સાથે વણાયું છે. મુસાફરી કરવા માટે મારે હેતુ કે પ્રયોજન જોઈતું જ નથી. ગાંધીજી જોડે વિલાયત જવાની તક હોવા છતાં હું કેમ ન ગયો? હિમાલયની યાત્રા કર્યા છતાં પેલી પાર કૈલાસ કેમ ન ગયો? અફઘાનિસ્તાન થઈ રશિયા જવાનો સંકલ્પ છેલ્લી ઘડીએ કેમ છોડયો? અથવા જાવા, બાલી, શ્યામ અને સુમાત્રા હું ક્યારે જવાનો છું? મોરિશિયસથી આવેલું આમંત્રણ હું ક્યારે સ્વીકારવાનો છું? એવા સવાલો કોઈ મને પૂછે તો તે સ્વાભાવિક છે. ન જવા માટે કંઈ કારણ હોય, જવા માટે કારણ શા માટે જોઈએ છે? નદીને કોઈએ પૂછ્યું કે તું કેમ વહે છે? જ્યારે એ વહેતી અટકે છે ત્યારે જ બધા આશ્ચર્ય કરે છે.

હિમાલયની યાત્રાએ હું કેમ ગયો અને એમાંથી મેં શું શું મેળવ્યું એનું કાંઈક વર્ણન તો આ પ્રવાસવૃત્તાંતમાં શરૂથી આખર સુધી ઠેકઠેકાણે આવી ગયું છે. હિમાલય જવાની વૃત્તિ હિંદુમાત્રને સ્વાભાવિક હોય છે. સિંધુ, ગંગા, બ્રહ્મપુત્રા અને એમની બહેનપણીઓ બધી જ હિમાલયની દીકરીઓ છે. એટલે દરેક નદી-ભક્ત કોક વાર દાદાને ત્યાં લહેર કરવા જવાનો જ. હિમાલયનો વૈભવ દુનિયાના તમામ સમ્રાટોના સમસ્ત વૈભવ કરતાંયે વધારે છે. હિમાલય એ જ આપણો મહાદેવ છે; આખા વિશ્વની સમૃદ્ધિ ખીલવતો છતો અલિપ્ત, વિરક્ત, શાંત અને ધ્યાનસ્થ. હિમાલય જઈ એને જ હૃદયમાં ધારણ કરી લેવાની જેની શક્તિ હોય તે જ જીવન જીત્યો. એવાને અનંત પ્રણામ હજો.

પૂના,
તા. ૨૭–૫–'૩૮

**દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર**

## ઇતિહાસ

આ લેખમાળા મૂળે આશ્રમના સાથીઓ અને વિદ્યાર્થીઓને સંતોષવા ખાતર ત્યાંના એક હસ્તલિખિત માસિક માટે શરૂ કરેલી. જે મુસાફરી આમાં વર્ણવેલી છે તેમાં અમે ત્રણ જણ હતા: સ્વામી આનંદ, હું અને અમારા બંનેના આત્મીય મિત્ર અનંતબુવા મરઢેકર. અમારી આ ત્રિપુટીએ હિમાલયના પ્રવાસમાં જે આનંદ અને અનુભવ મેળવ્યો તેનું વર્ણન કરતાં પાર આવે એમ નથી.

* * *

દિલ્હી દરબાર પછીના દમનને કારણે રાષ્ટ્રીય શિક્ષણની પ્રિય પ્રવૃત્તિ અશક્ય થઈ પડી એટલે મને યાત્રા સૂઝી. ૧૯૧૨ની શરૂઆતમાં મેં ઘર છોડયું. વડોદરા છોડી પ્રયાગનો એટલે કે અલ્લાહાબાદનો રસ્તો જે દિવસે મેં લીધો એ દિવસ અખાત્રીજનો હતો એવું સ્મરણ છે. પ્રયાગ, કાશી અને ગયા આ ત્રણ તીર્થોની યાત્રાને ત્રિસ્થલી યાત્રા કહે છે. એ પૂરી કરી મારે પિતૃઋણમાંથી મુક્ત થવું હતું. ત્યાર પછી સ્વામી વિવેકાનંદનો બેલુડ મઠ જોવાનો અને 'શ્રીરામકૃષ્ણકથામૃત' લખનાર શ્રી મહેન્દ્રનાથ ગુપ્તનાં દર્શન કરવાનો સંકલ્પ મારે પૂરો કરવો હતો. સદ્‌ભાગ્યે અમે બેલુડ મઠમાં વૈશાખ પૂર્ણિમાએ પહોંચ્યા. એટલે મઠાધિપતિ સ્વામી પ્રેમાનંદ અને બીજા મઠવાસીઓ સાથે બુદ્ધ ભગવાનની પૂજા ત્યાં કરી શક્યા. તે જ દિવસે ખરડહ નામના ગામડામાં ચૈતન્યસંકીર્તન સાંભળવા અમે ગયેલા. ભગિની નિવેદિતાએ પોતાના એક લેખમાં આ સ્થાનનું માહાત્મ્ય બતાવ્યું છે. મારા મિત્ર બુવા કુળપરંપરાએ રામદાસી સંપ્રદાયના હોઈ, એમનો સંકલ્પ અયોધ્યા જોવાનો હતો. એ પૂરો કરી અમે સ્વામી આનંદને મળવા આલમોડા ગયા. વૈશાખ મહિનો અમે ત્યાં જ પૂરો કર્યો. ત્યાંથી સ્વામી આનંદને લઈને પાછા ફરી અમે હરિદ્વારથી રીતસર યાત્રા શરૂ કરી. તે વખતે ગંગાજીના દશહરાનો દિવસ હતો. જેમ જેમ અમારી મુસાફરી વધી તેમ તેમ યાત્રાનો સંકલ્પ પણ વધવા લાગ્યો. અને અંતે અમે જમનોત્રી, ગંગોત્રી, કેદારનાથ અને બદરીનાથ એ ઉત્તરખંડનાં ચારે ધામ પૂરાં કરી પાછા આલમોડા પહોંચ્યા. આ જ યાત્રાનું વર્ણન અહીં આપેલું છે.

દુનિયામાં મનાય છે કે પગપાળા યાત્રા કરવી એ મુશ્કેલ કામ છે. મારે મન યાત્રા કરવા કરતાં એનો હેવાલ લખવાનો વખત મેળવવો એ વધારે મુશ્કેલ છે. અહીં હિમાલયના જે પ્રવાસનું વૃત્તાંત આપ્યું છે તે પ્રવાસ ચાળીસ દિવસમાં પૂરો કર્યો હતો. એનું વર્ણન લખવાની શરૂઆત કરી ૧૯૧૯માં એટલે કે પ્રવાસ પૂરો કરીને સાત વરસ વીતી ગયા પછી. એ જૂનાં સ્મરણો બધાં જ સરખાં તાજાં ન રહી શકે અને જે સ્મરણો તાજાં ન હોય તે આપવામાં રસ કદી નથી રહેતો.

અનેક સંજોગોને લીધે થોડી થોડી કરતાં મારી આ લેખમાળા પંદર વરસ લખાતી જ રહી. આમાં એકરૂપતા પણ ક્યાંથી આવે! વાચકો ધ્યાનપૂર્વક જોશે તો આમાં જીવનરસનાં બદલાતાં વલણો દેખાઈ આવશે. છેલ્લાં પાંચસાત પ્રકરણો ઉતાવળે લખાયેલાં હોવાથી એમાં વર્ણનોનો વિસ્તાર ઓછો દેખાશે. એક તો એ સંસ્મરણો ઘણાંખરાં ભૂંસાઈ ગયેલાં અને બીજું પ્રવાસનો છેલ્લો ભાગ પણ કંઈક થાકમાં જ પૂરો કરેલો. એ મૂળ થાકની અસર પણ આ છેવટના ભાગ પર પડી છે. વાચકોએ જે અપેક્ષા રાખી હતી અને જે અપેક્ષા માટે હું જવાબદાર છું તે જો અહીં તૃપ્ત ન થઈ હોય, તો તેઓ ઉદાર હૃદયે મને દરગુજર કરશે એવી આશા છે

ને વધુ સમજશે, ચારે દિશાએ ફરી વળી દેશને તથા દેશબંધુઓને નિહાળશે, અને ભારતભક્તિથી તરબોળ એવાં અનેક પ્રવાસવર્ણનો લખી કાઢી સ્વભાષાને શણગારશે. માતૃભૂમિનું અને માતૃભૂમિનાં અસંખ્ય બાળકોનું અનેક રીતે દર્શન કરી એમનું વર્ણન કરવું એ એક પૂજાનો પ્રકાર જ છે. એ પૂજાના પ્રથમ પુષ્પ તરીકે આ લેખમાળાનું સ્મરણ થોડા દિવસ સુધી રહે તોયે એનું સાર્થક થયું ગણીશ.

**દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર**

# વિદાયનાં વચનો

હિમાલયના પ્રવાસની આ છઠ્ઠી આવૃત્તિ વાચકોના હાથમાં મૂકતાં જે કૃતાર્થતા અનુભવું છું તે અહીં વ્યક્ત કરવી આવશ્યક છે. અત્યાર સુધી દરેક આવૃત્તિમાં ઓછાવધતા ફેરફાર કરતો આવ્યો છું. એક અંગ્રેજ ગદ્યસ્વામીએ કહ્યું છે કે, 'ગદ્યના સુધારાને અંત હોતો જ નથી.' પણ માણસ ક્યાં સુધી સુધારો કરતો જાય? અને દર વખતે કરેલો ફેરફાર સુધારો જ હોય છે એની ખાતરી શી?

આ પુસ્તક પાઠ્યપુસ્તક તરીકે વપરાવા લાગ્યું છે એટલે મને થયું કે આ આવૃત્તિને છેલ્લી અને પ્રમાણભૂત આવૃત્તિ ગણવી. આમાંયે સુધારાને અવકાશ નથી તેમ તો નથી જ. પણ દરેક માનવી પ્રવૃત્તિને અંત તો હોવો જ જોઈએ. એટલે હવે પછી આ પુસ્તકમાં ફેરફાર કરવાનો વિચાર નથી, સિવાય કે ઘણી કાપકૂપ કરી આની એક નાનકડી અને તે જ કારણે ચિરંજીવી આવૃત્તિ કોક દિવસે તૈયાર કરું. મૂળ પુસ્તક બનતાં સુધી ફેરવવું નહીં એ લાગણીને વશ થઈ મેં આમાં ઓછામાં ઓછી કાપકૂપ કરી છે. આજની મારી અભિરુચિને વશ થાઉં તો ચોપડીનું કદ અર્ધું થઈ જાય અને છતાં એમ બને કે કાઢી નાખેલો ભાગ જ વાચકોને વધારે પ્રિય હતો.

શ્રી નગીનદાસે ટિપ્પણી* લખતાં મૂળ લખાણની કેટલીક ભૂલો બતાવી હતી. એમાંથી અમુક ભૂલો તો મેં સુધારી છે, જ્યારે બાકીની કાં તો મને ભૂલ જેવી ન લાગી અથવા એ એમ ને એમ રાખવામાં જ સ્વારસ્ય વધારે છે એમ મને લાગ્યું.

અત્યાર સુધી સામાન્ય વાચકો જ આ પ્રવાસ-વૃત્તાંતનો આસ્વાદ લેતા આવ્યા છે. પણ હવે પરીક્ષાના વિદ્યાર્થીઓ ફરજિયાત સમજીને અને અધ્યાપકો પોતાની ખણખોદિયા વૃત્તિને વશ થઈને આ લખાણનું અધ્યયન કરશે. પરિણામે એમને આમાં કેટલીક ભૂલ અને ઘણા દોષો જડશે. મને બીક છે કે નવરાશ ભોગવતો કોઈ ભાષાભક્ત ભિન્ન ભિન્ન આવૃત્તિના પાઠભેદની તુલના કરી એ ઉપરથી અનેક અનુમાનો કાઢશે. એ સંકટ ટાળવાનો ઉપાય મારા હાથમાં હોત

* આ ગ્રંથાવલિમાં આ ટિપ્પણી આપેલી નથી.

તો તે હું જરૂર અજમાવત. તેવા ઉપાયને અભાવે મારે તો પોતાના લખાણ વિશે તટસ્થતા કેળવવી રહી અને અધ્યાપકો તરફથી પાઠાંતરમીમાંસા(textual criticism)નો જે મારો થાય તેનો ત્રાહિત બનીને આસ્વાદ લેવો રહ્યો.

ગુજરાતીમાં વધુ ને વધુ સરસ પ્રવાસવર્ણનો લખાતાં જાય અને આ વૃત્તાંત ભુલાઈ જાય ત્યારે આખરે અધ્યેતાની તીક્ષ્ણ દૃષ્ટિમાંથી બચી જવાશે ખરું. પણ એવા સમાધાન વિશે ઉદાસીન રહેવું જ સારું.

આજે આ જે વિદાયનાં વચનો લખું છું તેનું કારણ જુદું છે. આ ચોપડીનાં છેલ્લાં પ્રૂફો ઈમ્ફાલ (મણિપુર) જતાં મારા હાથમાં આવ્યાં અને ત્યાં જ તે તપાસીને મોકલી દીધાં. મને થયું કે એ જ સ્થાનેથી વિદાયનાં વચનો લખી મોકલું તો તેમાં ઔચિત્ય છે; મને વિશેષ સંતોષ તો છે જ.

અર્જુન-ચિત્રાંગદાના કારણે આપણા લોકોને ચિરપરિચિત એવું આ મણિપુર હિમાલયમાં નથી આવ્યું. આજે જે નાગા પહાડ તરીકે ઓળખાય છે અને જેનાં જૂનાં નામો નીલકંઠગિરિ, ભગ્નેશ્વર, સ્થિરાચલ, બિંદુ પર્વત આદિ છે તેમાં આ રત્નનગરી વસેલી છે. પણ મારા સ્મરણમાં મણિપુર અને હિમાલય એકત્ર વણાયેલાં છે. છેક નાનપણમાં જ્યારે હિમાલય વિશે સાંભળતો કે તે એટલો ઊંચો છે કે એનું શિખર જોવા જતાં માથાની પાઘડી નીચે પડી જાય છે તે જ અરસામાં મણિપુરનું નામ પણ સાંભળ્યું હતું. મણિપુરના લોકોએ અંગ્રેજ સરકાર વિરુદ્ધ બળવો કર્યો છે એમ લોકો બોલતા હતા. બળવો તો સરકારે ચાર દિવસમાં દબાવી દીધો હશે. પણ બળવા જેવી પણ વસ્તુ દુનિયામાં હોય છે અને આપણા લોકોને તે સૂઝે છે એ ખ્યાલથી જ મારું બાલમાનસ ઉત્તેજિત થઈ ઊઠ્યું હતું. ધાર્મિક લાગણીને કારણે હિમાલયની યાત્રાએ જવાને હું ઝંખતો હતો જ. એની સાથે બાલકુતૂહલને કારણે મણિપુર જવાય તો સારું એમ અનેક વાર લાગતું હતું. અંતે જ્યારે હું બ્રહ્મદેશ ગયો ત્યારે ચિન્દ્વિન નદીને કિનારે કિનારે ઉત્તર તરફ જઈ શાન લોકોના પ્રદેશમાં થઈને મણિપુરમાં પ્રવેશ કરવો એમ નક્કી કર્યું હતું. તે સંકલ્પ છોડવો પડયો તેનું કારણ મને લાગે છે કે હિમાલયના પ્રવાસમાં મેં આપ્યું જ છે. સંકલ્પખંડનનું દુ:ખ કેવું હોય છે એનો અનુભવ ઘણાખરા વાચકોને હશે જ. મારો સંકલ્પ જેમ બ્રહ્મદેશના પહાડોમાંથી મણિપુર આવવાનો હતો તેમ જ બોલનઘાટ થઈને બલૂચિસ્તાન, અફઘાનિસ્તાન ઓળંગીને હિંદુકુશ પાદાક્રાંત કરી સમરકંદ અને બુખારા જવાનો અને ત્યાંથી મૉસ્કો થઈ જળમાર્ગે પાછા આવવાનો હતો. હવે એ મુસાફરી તો હું કલ્પના દ્વારા અને પ્રવાસ-વૃત્તાંતના વાચન દ્વારા જ કરી શકું. જ્યારે એ સંકલ્પ કર્યો હતો તે વખતની યુરોપની જાહોજલાલી અને

હિમાલયના પાંચે ખંડ જોવાના સંકલ્પની પૂર્તિ હમણાં જ થઈ છે. કાશ્મીર જઈ આવ્યાને ઘણાં વરસો થયાં. હિંદી સાહિત્ય સંમેલનને નિમિત્તે સિમલા તરફનો પ્રદેશ જોઈ આવ્યો. ગઢવાલ અને કૂર્માચલ તરફના પ્રવાસનું આ વર્ણન તો વાચકો આગળ છે જ. નેપાલની યાત્રાએ ૧૯૧૩માં જઈ આવ્યો તે ફક્ત શિવરાત્રિને દિવસે પશુપતિનાથનાં દર્શન કરવાની લાલસાથી. બાકી રહ્યો હતો દાર્જિલિંગ-સિકીમ તરફનો પ્રદેશ. ત્યાં આ મહિને જ જઈ આવ્યો. જ્યાં હિંદુસ્તાનની સરહદ પૂરી થાય છે ત્યાં ઈશાન્ય ખૂણામાં સદિયા સુધી અનાયાસે જવાનું થયું છે. બાકી રહ્યું હતું ફક્ત મણિપુર, તે આજે અહીં પૂરું કરી એક સંકલ્પ-પરંપરા આટોપી લઉં છું અને અવભૃથસ્નાનનો આનંદ અનુભવું છું. મણિપુરની રાજધાની ઈમ્ફાલ અઢી હજાર ફૂટની ઊંચાઈએ આવેલી એક ખીણમાં છે. એનું રક્ષણ કરનારા પહાડો આઠ આઠ દસ દસ હજારની ઊંચાઈ મેળવે છે. મણિપુર જતાં-આવતાં જે પ્રાકૃતિક દૃશ્યની ભવ્યતા માણી તે આજ સુધી જોયેલાં સારામાં સારાં દૃશ્યોથી ઊતરતી તો હતી જ નહીં. મેં માન્યું હતું કે મણિપુર પહોંચ્યા પછી ગિર્યારોહણના સંકલ્પનો અંત આવશે, પણ જીવતા માણસના સંકલ્પો પૂરા થતા જ નથી. મણિપુરથી વીસેક માઈલ દક્ષિણે લગતક કરીને એક મોટું સરોવર છે. પશ્ચિમમાં મંચર સરોવર પછી જેમ બલૂચિસ્તાનની સરહદ દેખા દે છે તેમ જ આ લગતક સરોવર પછી થોડા જ અંતર પર બ્રહ્મદેશની સરહદ શરૂ થાય છે. જેણે મંચર જોયું છે તે જો લગતક જોવા ન પામે તો એને ચિત્તનું સ્વાસ્થ્ય શી રીતે મળવાનું હતું?

આ પૂર્વ સરોવર જ્યારે જોવાશે ત્યારે જોવાશે. અત્યારે મણિપુરમાં બેસીને હિમાલયના પ્રવાસની છેલ્લી આવૃત્તિ જેમ પૂરી કરી, તેમ આ વિદાયનાં વચનો પણ લખીને હળવો થાઉં છું. આ વચનો વાચકોને ભલે નીરસ કે અપ્રસ્તુત જેવાં લાગે, પણ જો એમાંથી ઈમ્ફાલની રાજધાની અને લગતકનું સરોવર જોવાનો સંકલ્પ તેમને વળગે તો મોટું કામ થયું.

ઇમ્ફાલ, મણિપુર, ૧૮–૯–'૪૧ — કાકા કાલેલકર

# ૧. સંકલ્પ

गच्छति पुरः शरीरं
धावति पश्चादसंस्तुतं चेतः ।

હિમાલય જવાની મારી ઈચ્છા પ્રબળ હતી; હિમાલય જાઉં જાઉં કરતો; પણ કેમ જવાશે એની કલ્પના પણ મને ન હતી. અંતે, અણધારેલી રીતે મારો હિમાલય જવાનો રસ્તો ખુલ્લો થયો.

ઘરના લોકોને ઘેર પહોંચાડવા હું બેલગામ ગયો. ત્યાંથી ક્યાં જવાનો છું એનો ખ્યાલ કોઈને આપ્યા વગર કાશીયાત્રાને બહાને નીકળ્યો. અનંતબુવા મારી સાથે થયા.

અમે ચાલ્યા, ટ્રેનવેગે ચાલ્યા, પણ અમારી કલ્પનાઓ તો પવનવેગે – પવનવેગે શું, મનોવેગે – ચાલતી. મને થયું કે હું મહારાષ્ટ્ર છોડીને જાઉં છું. કદાચ પાછો ન પણ આવું. હવે મરાઠીના મીઠા બોલ ફરીને ક્યાં સાંભળવા મળશે? એક તરફ હિમાલય ખેંચતો હતો. બીજી તરફ મહારાષ્ટ્રનો મોહ તૂટતો ન હતો. હૃદય આગળ દોડતું હતું પણ પગ ઊપડતા ન હતા. આખરે વિચાર કર્યો કે ગોવાની રમણીય નિસર્ગશ્રી નિહાળવામાં આઠ-દસ દિવસ ગાળ્યા વગર તો ન જ જવું. ચૈત્રી પડવાથી રામનવમી સુધી ગોવામાં રહ્યો, અને ઉદાસ અંતઃકરણે ગોવા છોડયું.

સમુદ્રમાર્ગે અમે મુંબઈ આવ્યા. મુંબઈમાં મારે ખાસ કામ તો કશું હતું નહીં. પણ કેમે કર્યે મારાથી મુંબઈ છોડયું જાય નહીં. મુંબઈ એ મહારાષ્ટ્રનું છેલ્લું દર્શન હતું. મહારાષ્ટ્ર પર મને આટલો રાગ હશે, મરાઠી ભાષા મને આટલી વહાલી હશે, એની કલ્પના આટલા દિવસ મને હતી નહીં. હું મહારાષ્ટ્રી છું એ ભાવના જ્યારે મેં મુંબઈ છોડયું ત્યારે જ ખરેખરી જાગી ઊઠી. મુંબઈથી હું વડોદરા આવ્યો. પ્રેત થયેલો જીવાત્મા જેમ પોતાના મૃતદેહને અનેક મિશ્રિત ભાવથી જુએ તેમ – તેવા જ મિશ્રિત ભાવથી ગંગનાથ વિદ્યાલયનું મકાન વગેરે સઘળું મેં છેલ્લી વારનું જોઈ લીધું. ગુરુજનો પાસેથી તેમનો આશીર્વાદ લીધો અને શિવજયંતીને દિવસે (?) સીમોલ્લંઘન કર્યું.

## ૨. પ્રયાગરાજ

વૈશાખ મહિનો હતો. ગરમી સખત પડતી હતી. અમારી ગાડી મધ્ય હિંદુસ્તાનના વિસ્તીર્ણ પ્રદેશમાંથી ચાલવા લાગી. ડબા એટલા તો ગરમ થયા હતા કે જાણે પાંઉરોટીની ભઠ્ઠી. દરેક સ્ટેશને પાણી પીએ તોયે જીવ સુકાઈ જતો હતો. છતાં એક વસ્તુને લીધે ટાઢક વળતી હતી. સ્ટેશને સ્ટેશને મરાઠી ભાષા સંભળાતી હતી, અને પુંડલીકના ધામને રસ્તે જતા હોઈએ તેમ બંને બાજુએ બાવળનાં ઝાડ નજરે ચડતાં હતાં. મરાઠી ભાષા અને બાવળનાં ઝાડ જ્યાં સુધી હતાં ત્યાં સુધી હું મહારાષ્ટ્રમાં જ છું, એ ખ્યાલથી મનને સમાધાન થતું. લગભગ જબલપુર સુધી આમ ચાલ્યું.

જબલપુરમાં મારા એક મિત્ર રહેતા હતા. તેમને ખોળી કાઢીને હું મળ્યો અને તેમને ત્યાં જમ્યો. મને થયું કે આ મારું છેલ્લું મહારાષ્ટ્રી ભોજન. વિચિત્રતા એ કે ભોજન પણ મારે ગુપ્ત વેશે જ લેવું પડ્યું. કેટલાંક વરસ પહેલાં મારા આ મિત્ર [illegible] નોકરી કરતા હતા, તે વખતે મેં તેમને સમજાવેલું કે સરકારની નોકરી મેલી છે; તેના કરતાં રાષ્ટ્રીય શિક્ષક થવું એ સારું. આ કાવતરામાં હું સફળ નીવડ્યો ત્યારથી મારા મિત્રનાં બધાં સગાંવહાલાં મારા પર દાઝે બળતાં

હતાં. મારું દર્શન તો તેમણે કર્યું ન હતું, પણ નામ સાંભળ્યું હતું. મને જોઈને મારા મિત્રે મને અંગ્રેજીમાં કહ્યું, 'ભાઈ, તું કોણ છે એ મારી મા જો જાણે તો તરત જ તારા પર ફૂલોનો વરસાદ વરસવાનો. તારે અરધા કલાકમાં પાછું જવું છે. એટલામાં આવો બેહૂદો દેખાવ કયાં કરવા જઈએ?' મેં પણ એની વાત માની અને ચોરની પેઠે ચૂપચાપ નાહીધોઈ જમી લીધું. નામ અને રૂપનો સંયોગ થયો ન હતો એટલે બિચારી માએ ઘણા હેતથી રાંધીને મને ગરમ ગરમ મહારાષ્ટ્રી ભોજન જમાડયું. નીકળતી વખતે તેમની આગળ મેં મારું શિર નમાવ્યું અને હેતાળ માના બધા શુભ આશીર્વાદ લઈ મેં વિદાય લીધી.

અમારી યાત્રાનું પહેલું ધામ તે પ્રયાગરાજ. અહીં ઈતિહાસપુરાણોમાં પ્રસિદ્ધ એવો ગંગાયમુનાનો રમણીય સંગમ છે. એક તરફથી બંને કાંઠાની સફેદ રેતી ઉછાળતી સ્વર્ધુનિ વહેતી આવે છે. બીજી તરફથી યમરાજની બહેન પોતાનું મહત્ત્વ અને પ્રતિષ્ઠા સાચવતી ધીમે ધીમે આગળ ધસે છે. સંગમથી દૂર સુધી આ બે નદીના ધવલ અને શ્યામ પ્રવાહ જાણે જુદા જુદા હોય એમ જ વહે છે. પ્રાચીન કાળથી આપણા કવિઓએ આ સંગમના કાવ્યમય સ્થાને પોતાની સરસ્વતી વહેવડાવી છે. આપણી ધર્મનિષ્ઠ પ્રજાએ પરાપૂર્વથી આ ત્રિવેણીસંગમને અસાધારણ ઉત્સાહ સાથે વધાવી લીધો છે. ગંગાનું નામ લો કે તરત જ હરદ્વાર અને બ્રહ્માવર્ત યાદ આવે છે; જયારે યમુનાનું નામ સાંભળતાંવેંત કોક વખતે તો કુંજવિહારીનાં મથુરા-વૃંદાવન યાદ આવે છે અને કોક વખતે શાહજહાનનાં દિલ્હી અને આગ્રાનું સ્મરણ થાય છે. હિંદુ અને મુસલમાન સંસ્કૃતિની એકતાની કંઈક ઝાંખી કરનાર સમ્રાટ અકબરે અહીં સંગમ ઉપર આવેલા સનાતન અક્ષયવટની આસપાસ એક મજબૂત કિલ્લો બાંધેલો છે.

અમે કિલ્લો જોવા ગયા. કિલ્લામાં ગોરાઓની ફોજ રહે છે. કિલ્લાને સંગમ તરફને દરવાજે જયારે ઘણા યાત્રીઓ ભેગા થાય છે ત્યારે અંદરથી એક સિપાઈ આવીને બધાને મહીં લઈ જાય છે અને અક્ષયવટનું દર્શન કરાવી બીજે દરવાજેથી બહાર કાઢે છે. અક્ષયવટ તો એક ભોંયરામાં છે. વટ શાનો, એક જબરું થડ જ છે. ભાવિક લોકો કહે છે, થડ અહીં છે અને ડાળીઓ બોધિગયામાં છે. આનો અર્થ શો તે સમજવું કઠણ છે. શું એક વખતે બૌદ્ધ ધર્મ બોધિગયાથી અલ્લાહાબાદ સુધી ફેલાયો હતો એવો એનો અર્થ કરવો? હિમાલયમાં પણ મહાદેવના મહાલિંગનો એક છેડો કેદારનાથમાં છે અને બીજો છેડો નેપાલમાં આવેલા પશુ-પતિનાથમાં છે એમ કહેવાય છે, તેનો પણ અર્થ શો? અરે, હિંદુઓ એમ પણ કહેતાં અચકાતા નથી કે ગદાધરશ્રી વિષ્ણુનો એક પગ ગયામાં છે અને બીજો પગ મક્કામાં છે! કલ્પનાના સામ્રાજયમાં સંયમ શાનો? અક્ષયવટનું ભોંયરું ખાસું લાંબું પહોળું છે અને તેમાં અનેક મૂર્તિઓ છે. એક વાર ગંગાયમુનાનો પ્રવાહ અક્ષયવટને લગભગ અડીને જતો હતો. તે કાળે કેટલાક હિંદુઓ આ અક્ષયવટ પરથી પ્રવાહમાં કૂદી દેહત્યાગ કરતા. આવી રીતે અક્ષયવટ પરથી કૂદીને કરેલી

આત્મહત્યામાં પાપ નથી, મોક્ષ છે, એમ મનાતું હતું. જાણે લોકોની આ અઘોર સાધનાથી કંટાળી ગયો હોય એમ સંગમે પોતાનું સ્થાન બદલ્યું અને અકબરે વડની આસપાસ કિલ્લો બાંધી એ આત્મહત્યાનો સંભવ કાયમનો બંધ કરી દીધો. લશ્કરી દૃષ્ટિએ કિલ્લાનું મહત્ત્વ તો છે જ.

આ જ કિલ્લામાં બૌદ્ધધર્મી સમ્રાટ અશોકનો એક શિલાસ્તંભ છે. તેના ઉપર અશોકની ધર્મલિપિ કોતરેલી છે. સમુદ્રગુપ્તના રાજકવિ હરિષેણે લખેલા કેટલાક શ્લોકો પણ આ જ સ્તંભ પર કોતરેલા છે. ઈતિહાસવેત્તાઓ આ બંને લેખને અતિ મહત્ત્વના ગણે છે.

સાથેના સિપાઈની જરા ખુશામત કરીને અશોકના એ શિલાસ્તંભ પાસે જવાની મેં રજા મેળવી. સિપાઈ બિચારો પંજાબી હતો. તે કહે, ત્યાં દર્શન કરવા જેવું કશું નથી. દર્શન તો પેલા ભોંયરામાં છે. બિચારો ભોળો પંજાબી! એ શું જાણે કે મારે માટે દર્શન કયું છે? આ પથરાના ગોળ થાંભલા પર દિગ્વિજયના અને ધર્મવિજયના બે સ્વતંત્ર અને અમર લેખો છે, એની ભાળ એને ક્યારે લાગશે? હિંદુસ્તાનમાં કેળવણી ફરજિયાત અને સાર્વત્રિક થશે ત્યારે? રાષ્ટ્રીયતાનો ઉમંગ ઘેર ઘેર પહોંચશે ત્યારે? કે કોઈ લોકકવિ પ્રજાની તે તે ભાષામાં એનો મહિમા ગાશે ત્યારે?

કિલ્લાની નજર તળે સંગમ આગળ રેતીનો એક વિસ્તીર્ણ પટ છે. તેમાં પ્રયાગના પંડાઓ પોતપોતાના ડેરા તાણીને પડેલા હોય છે. તંબૂઓની આ ગીચ વસ્તીમાં પોતાના પંડાનો તંબૂ કયો એ યાત્રીઓ ઓળખી શકે એટલા માટે દરેક તંબૂ પર વિંશિષ્ટ લાંછનવાળી ધજા હોય. કોઈ કપિધ્વજ, કોઈ મકરધ્વજ તો કોઈ નૌકાધ્વજ. નવા જમાનાને સૂચવનાર 'હવાઈ ગાડીઓ' (મોટર) અને આગગાડીઓ પણ ધજા પર દેખા દે ખરી.

પ્રખ્યાત કુંભમેળો બાર બાર વરસે અહીં ભરાય છે. દર સાલ તો માઘમેળો જ ભરાય છે. આવા મેળાઓ પર, પ્રાંત પ્રાંતના સાધુઓ, સંન્યાસીઓ, તપસ્વીઓ અને સંતમહંતો આવે છે. ધર્મચર્ચા ચાલે છે, તત્ત્વજ્ઞાનના અખાડાઓ થાય છે, નવી નવી દલીલોની આપ-લે થાય છે. આતુર શિષ્યોને ગુરુઓ મળે છે, અને શિષ્ય-ઘેલા ગુરુઓને ચેલાઓની પ્રાપ્તિ થાય છે. દરેક વાદવિવાદમાં કેટલાં પ્રમાણો માનવાં એની ચર્ચા તો કલાકોના કલાક સુધી ચાલતી હોય. કોઈ પ્રત્યક્ષ તથા અનુમાનને જ માને. ઘણાખરા ઉપમાન અને શબ્દપ્રમાણને માન્ય રાખનારા હોય. નાગા બાવાઓ ચર્ચા ચલાવે ત્યારે ન્યાયશાસ્ત્રમાં નહીં બતાવેલાં એવાં બે પ્રમાણો – લાકડી અને ગાળો – નો વધારે પ્રમાણમાં ઉપયોગ થાય. નાગાઓ મરણથી ડરે નહીં, છતાં પોલીસનો એમને ભારે ડર. કેમ કે પોલીસ એમને પકડીને હાજતમાં લઈ જાય તો ત્યાં પોતાનો ધર્મ પળાય નહીં! દંડાબાજીમાં જો પાંચ-દસ સાધુ ખપી જાય તો પોલીસ આવે તે પહેલાં તેમનાં મડદાં રેતીમાં દાટીને રેતી સરખી કરી ઉપર બેસી

જાય. હજારો બાવાઓ ત્યાં ઊભા હોય તોપણ પોલીસને સાક્ષી એકે ન મળે. ગુનેગારને સજા મળ્યાથી સમાજમાં ગુના ઘટ્યા નથી, અને આવા સાધુઓને સજા ન થવાથી તેમનામાં ગુના વધ્યા નથી, એ વાત વિચારવા જેવી છે.

મારે પ્રયાગરાજ ઉપર પિતાશ્રીનાં ફૂલ (અસ્થિ) ત્રિવેણીસંગમમાં પધરાવવાનાં હતાં. તે કામ પૂરું કરી શ્રાદ્ધ કર્યું. નદીને કિનારે મૂછ કઢાવેલા લોકો ઘણા જોવામાં આવતા હોવાથી ઉત્તર હિંદુસ્તાનમાં જાણે મદ્રાસીઓએ એક થાણું નાખ્યું હોય તેમ જણાતું હતું. સાધારણ રીતે આપણે સિંધીઓને જોઈએ છીએ ત્યારે અરધા અંગ્રેજ ને અરધા પારસી જેવા દેખાય છે. પણ તીર્થક્ષેત્રમાં અત્યંત ભાવિકતા બતાવનારા અને ભક્તિથી ગળગળા થનારા યાત્રાળુઓમાં સિંધનો નંબર પહેલો આવે. મદ્રાસીઓ થોડા વખતમાં અને થોડે ખરચે વધારે કેટલું જોવાય અને કેટલા પુણ્યનો સંચય થાય એ તરફ જ નજર રાખનારા હોય છે. ગુજરાતીઓ હમેશાં ખાવાપીવાની સગવડની શોધમાં ફરતા દેખાય છે. અને બંગાળીઓ પોતાનો ભક્તિનો ઊભરો આખી દુનિયાની નજરે બરાબર પડે એ વિશે વધારે ઇંતેજાર દેખાય છે. મદ્રાસીઓ મોઢા પરથી દેખાય છે હોશિયાર, પણ હિંદી ન જાણતા હોવાને લીધે અને એમના વિચિત્ર રિવાજ અને પોશાકને લીધે રોઝ જેવા જ્યાં ત્યાં ફરતા દેખાય છે. મજૂરો અને ગાડીવાળાઓ સાથે એમને બનતું જ નથી.

સંયુક્ત પ્રાંતના લોકોને માટે પ્રયાગ કંઈ પારકો મુલક નથી. તેઓ તો રીતસર રૂદાર અંગરખાં પહેરીને, માથા પરની ટોપી જરાક ત્રાંસી રાખીને પાન ચાવતા ચાવતા, પોઠિયાની પેઠે બધે ફરતા ફરે છે. તેમને જોઈને હરકોઈ કહી શકે, 'आत्मन्येव च संतुष्टः अस्य कार्यं न विद्यते।' અંગ્રેજી ભણેલો માણસ ગમે તે પ્રાંતનો હોય, એની જાત નોખી જ પડવાની. યાત્રાને આવે ઠેકાણે પોતે આવ્યો એમાં પોતાની કેળવણીને કાંઈ એબ લાગી ન હોય એવી મુખમુદ્રા ધારણ કરીને તે અતડો અતડો ફરે છે. અને આ બધાના ચિત્રવિચિત્ર સ્વભાવ, પોશાક અને રિવાજ તરફ સાવ બેદરકાર રહી ગંગા અને યમુનાના સનાતન પ્રવાહ અમરપુરી વારાણસી તરફ અખંડ અવિરત વહ્યા જ કરે છે.

## ૩. અમરપુરી વારાણસી

કાશી હું એક વાર પહેલાં પણ આવેલો. છતાં પરિચયને લીધે ઉત્પન્ન થતી અવજ્ઞા મારામાં અવતરેલી ન હતી. ટ્રેનમાં બેસીને ગંગાજીના પુલ ઉપરથી જ્યારે હું પસાર થતો હતો ત્યારે કાશીનું એ અદ્‌ભુત દૃશ્ય જોઈ હું ગદ્‌ગદિત થયો. મધપૂડા પર બેઠેલી માખીઓ ગણગણાટ કરતી હોય એવો અવાજ કાશીમાં દૂરથી સંભળાય છે. વારણા નદીથી અસી નદી સુધીના દૃશ્યમાં સૌથી વધારે ધ્યાન તો ઔરંગઝેબની મસ્જિદના ગગનસ્પર્શી બે મિનારાઓ ખેંચે છે. મિનારાઓ જોઈને

એક વિચારપરંપરા મનમાં જાગ્રત થઈ. મેં મનમાં કહ્યું, 'આ બે મિનારા પાછળ હિંદુસ્તાનના ઇતિહાસનું પરમ રહસ્ય—ચરમ રહસ્ય—છુપાયેલું છે. ઔરંગઝેબે ધાર્મિક ઝનૂનના આવેશમાં આવીને કાશીનું કેન્દ્ર, હિંદુ ધર્મનું તિલક, વિશ્વેશ્વરનાથનું મંદિર તોડી નાખ્યું અને મંદિરની જગાએ એક મસ્જિદ ચણાવી છે. હજી એ મસ્જિદના પાછળના ભાગમાં મૂળ મંદિરના અવશેષ જોવામાં આવે છે. ઔરંગઝેબનું મરણ થયું. મોગલ સામ્રાજ્યની પડતી થઈ. હિંદુ પાદશાહી સ્થાપવા ઇચ્છનાર મરાઠાઓનો દોર દિલ્હી પર ચાલવા લાગ્યો. મરાઠા સરદાર હરિદ્વારના પંડાઓને ભૂમિદાન કરવા લાગ્યા છતાં આ હિંદુઓને કાશી જેવા પવિત્ર ધર્મક્ષેત્ર ઉપર ઇસ્લામી પતાકાની પેઠે વિરાજતી ઔરંગઝેબની મસ્જિદ તોડી નાખવાનો વિચાર સરખો ન આવ્યો. આજે એ મસ્જિદ ઇસ્લામી ધર્મના વિજયની પતાકા રહી નથી, પણ હિંદુ લોકોએ પોતાનું સામ્રાજ્ય લગભગ દેશભર વ્યાપી ગયું હતું તે વખતે બતાવેલી સહિષ્ણુતાની ધજા છે. હિંદુ જાતિનો આ પ્રેમમંત્ર અંગ્રેજો કળી શકતા નથી. પછી તેનો સ્વીકાર તો ક્યાંથી જ કરે? તેથી જ કાનપુરના કૂવા પર લખેલા પોતાના દ્વેષલેખને સુરક્ષિત રાખવા માટે સરકારે ત્યાં ગોરાઓનો પહેરો રાખ્યો છે, અને દિલ્હી શહેર આગળ તલવાર ઉગામીને ઊભા રહેલા સેનાપતિનું બાવલું ઊભું કરવામાં ભારે પુરુષાર્થ માન્યો છે.'

આવા વિચારોના પ્રવાહમાં હું કેટલેય તણાઈ જાત, પણ પુલ નીચેના ગંગાના શાંત પ્રવાહે મને શાંત કરી દીધો. પણ આ શાંતિ ઝાઝો વખત ટકવા પામી નહીં. સ્ટેશન પાસે આવ્યું ત્યાં મારા હૈયામાં ધ્રાસકો પડ્યો. પંડાનાં ઝુંડ મારી પૂંઠે લાગશે એ ખ્યાલથી મારાં ગાત્ર ઢીલાં થઈ ગયાં. રશિયાના જંગલનો કોઈ મુસાફર પોતાની પાછળ વરુનાં ઝુંડ પડેલાં જોઈને પણ એટલો નહીં ડરી ગયો હોય. બીતો બીતો હું ટ્રેનમાંથી ઊતર્યો અને એક ગાડીવાનની પાસે જઈને તેને કહ્યું, 'ભાઈ, જે ભાડું લેવું હોય તે લે, પણ એકદમ મને અહીંથી દુર્ગાઘાટ તરફ લઈ જા.' ગાડીવાને ગાડી તો હાંકી, છતાં બે પંડાઓ પોતાના ચોપડા બગલમાં રાખી મારી પાછળ દોડ્યા. માંડ માંડ હું એમના પંજામાંથી છટકવા પામ્યો અને અનંતભટને ત્યાં જઈ પહોંચ્યો.

અનંતભટ બહુ સજ્જન માણસ. પોતાનો કર્મકાંડ સારી રીતે ચલાવતા. યજમાનોની સારવાર પોતાની ખાનદાનીને છાજે એ રીતે કરતા અને પોતાની આવક વધારતા. નાણાંની ધીરધાર પણ કરતા. સૂતા પહેલાં મને પંડાઓનો વિચાર આવ્યો. મને થયું: અનંતભટ પણ એક જાતના પંડા જ છે. એ અહીંયાં ન હોય તો મારી યાત્રા સારી રીતે થાય નહીં. વિલાયતમાં દરેક મોટા શહેરમાં હોટેલો હોય છે, 'હાઉસ-એજન્ટ્સ' હોય છે. ટૉમસ કૂક જેવી કંપનીઓ હોય છે, દરેક બંદર પર 'શિપિંગ-એજન્ટ્સ' મળે છે. આપણા આ પંડાઓ એ જ કામ આપણા જીવનને અનુકૂળ એવી ઢબે નથી કરતા? પંડાને કાગળ લખો એટલે એ તમને સ્ટેશન પર લેવા આવે. ઘેર લઈ જઈને રહેવાની સગવડ કરી આપે, જોવા જેવાં મંદિરો અને

સ્થળો બતાવે, એ બધાનું માહાત્મ્ય પણ કહે, તમારી જોડે બજારમાં પણ આવે. અને એ બધાને માટે લે શું? તમે જે આપો તે. દુનિયામાં આટલી સોંઘી અને સાદી વ્યવસ્થા બીજે ક્યાંય નહીં મળે.

ત્યારે આ પંડાઓનો આપણને ત્રાસ શા માટે વછૂટે છે? એનું કારણ એટલું જ કે, આ પંડાઓને પોતે ગોર અથવા પુરોહિત મટીને 'હાઉસ-એજન્ટ' અથવા 'હોટેલ-કીપર' બની ગયા છે એનું પૂરતું ભાન નથી. બે આદર્શો સાચવવા જતાં એમની આ દશા થઈ છે. પંડાઓ તો સાચું જોતાં યાત્રાળુઓના ગુરુ કહેવાય. પોતાની ભલમનસાઈ અને આતિથ્યધર્મને અનુસરીને પોતાના યજમાનની રહેવા-કરવાની સગવડ એમણે શરૂઆતમાં કરી હશે. પછી ધનવાન યાત્રાળુઓને જોઈને બ્રાહ્મણનું હૃદય લોભથી વીંધાયું હશે. બ્રાહ્મણો કહે છે કે પંડાઓનો લોભ એ સીતાજીનો શાપ છે. ધન્ય છે આ બ્રાહ્મણોને કે જે પોતાના ખરાબમાં ખરાબ દોષને માટે પણ વ્યાસ કે શૌનક ઋષિને નામે પૌરાણિક આધાર ઉપજાવી શકે છે! આ ગંગાપુત્રોમાંથી કેટલાક આધુનિક પદ્ધતિ સ્વીકારીને 'હાઉસ-એજન્ટ' અને 'ટ્રાવેલર્સ ગાઈડ' બની જાય અને એમ કરીને પણ પોતાની પ્રતિષ્ઠા જાળવે તોયે તેઓ ખૂબ રળી શકે અને યાત્રાળુઓના આશીર્વાદ મેળવે.

બીજે દહાડે અમે મણિકર્ણિકા ઘાટ પર નાહવા ગયા. ત્યાં ગંગાજીનું જ પાણી લઈને ગંગાજીને અભિષેક કર્યો. ચક્રપુષ્કરિણીના તીર્થ ઉપર આવ્યા. પાસે ઊભેલા એક ગંગાપુત્રે કહ્યું, 'આઈયે મહારાજ, સ્નાન કીજિયે.' મેં એને ના પાડી. બુવા ચોંકી ગયા. એમણે પૂછ્યું, 'કેમ આ તીર્થનું માહાત્મ્ય ઝાઝું નથી શું?' મેં જવાબ વાળ્યો: 'કેમ નહીં? એમાં એક વાર નાહવા પડ્યા પછી માણસને નરકમાં જવાનું રહેતું નથી.' બુવા સમજી ગયા, છતાં બુવાના કુતૂહલને તૃપ્ત કરવાને ખાતર અમે તીર્થ પાસે ગયા. તીર્થ ઉપર આરસપહાણનો એક પથ્થર હતો. તેના ઉપર અંગ્રેજીમ વિકટોરિયા રાણીનું નામ અને બીજું કાંઈક લખ્યું હતું. અને તીર્થમાં? પાંચ ફૂટ પહોળો અને પચીસ-ત્રીસ ફૂટ લાંબો એક ખાડો. પાણીનો રંગ અમે જોઈ શક્યા નહીં, કારણ પાણી પર આ કુંડમાં રોજ નાહનાર હજારો યાત્રાળુઓના પરસેવાનો જાડો થર જામ્યો હતો. છતાં અમારી નજર આગળ સેંકડો યાત્રાળુઓ મરણ પછીનું નરક ટાળવા માટે એમાં હોંશે હોંશે ડૂબકી મારતા હતા. મને થયું કે ઈશ્વર શરમનો માર્યો આ લોકોને નરકવાસમાંથી માફી આપતો હશે, કેમ કે આ કુંડમાં સ્નાન કરનારને સૂગ ચડે એવો કુંડ નરકમાં પણ ઈશ્વર ક્યાંથી લાવે?

અમે સ્મશાનઘાટ તરફ ચાલ્યા. ત્યાં ફાડેલાં લાકડાંનો ખડકલો કરી મૂકેલો હતો. મને થયું, મારે માટે તો નહીં ખડકી મૂક્યાં હોય? કાશીમાં જે માણસ મરે છે તેના કાનમાં મહાદેવ પોતે તાર સ્વરે મંત્ર જપી જાય છે, અને કાશીવિશ્વેશ્વર હમેશાં શરીરે તેની ચિતાભસ્મનો લેપ કરે છે.

આગળ જઈને અમે બિંદુમાધવનું દર્શન કર્યું. શિંદે હોળકરનાં અન્નછત્રો જોયાં. પુણ્યશ્લોક અહલ્યાબાઈનું સ્મરણ થયું. એમની વ્યવસ્થાથી રોજ કાશીજીથી

.મેશ્વર જતી કાવડનું ચિત્ર દૃષ્ટિ આગળ તરી આવ્યું. અમે વિશ્વનાથનાં દર્શન ર્યાં. ત્યાંની ભીડ, જમીન ઉપરનો કાદવ અને સડેલાં બીલીપત્રની ગંધ ગમે તેવાં ોય તોપણ કાવ્યમય લાગતાં અને ભક્તિભાવમાં વધારો જ કરતાં હતાં. વિશ્વે-વરને ત્યાં ભેદભાવ નથી. સૌ સરખું છે, દર્શન કરવા ગમે તે જાય, ગમે ત્યારે ાય. 'મત જાઓ'નું નામ ન મળે. મંદિરના ગર્ભગૃહની દીવાલમાં એક ત્રાંસું ાણું પાડેલું છે. એ કાણું રાખવાનું કારણ હું સમજી શક્યો નહીં. પણ મંદિરની ્રદક્ષિણા કરતાં મેં જોયું કે દુનિયાની મુસાફરી કરનાર ગોરા 'ગ્લોબટ્રૉટર' (તુરગ-ાત્રી) વિશ્વેશ્વરનાં દર્શન કરી શકે એટલા માટે કાણું પાડેલું છે. અમે ગયા તે ખતે ત્યાં આગળ ટૉમસ કૂકનો એક એજન્ટ બેત્રણ મડમોને મંદિર વિશે ાહિતી આપતો હતો. મંદિરના શિખર પર જડેલું સોનાનું પતરું પંજાબકેસરી ણજિતસિંહની શ્રદ્ધાનું ચિહ્ન છે એમ કોઈએ મને કહ્યું. પાસે જ ઔરંગઝેબની મસ્જિદ છે. અને વચમાં જ્ઞાનવાપી છે. કહે છે કે, જ્યારે યવનો મૂળ મંદિરને ભ્રષ્ટ કરવા આવ્યા ત્યારે કળિયુગનું માહાત્મ્ય જાણી વિશ્વેશ્વરની મૂર્તિ આ કૂવામાં કૂદી પડી; એ કૂવો ઠેઠ પાતાળ સુધી ગયેલો છે!

ત્યાંથી આગળ જે મઠમાં રહીને એકનાથ મહારાજે પોતાનો 'નાથભાગવત' ગ્રંથ પૂરો કરેલો તે મઠ જોવા ગયા. સંસ્કૃત ભાષાનું સામર્થ્ય અને પાવિત્ર્ય મારી મરાઠીમાં પણ છે એ આ સ્થાને સિદ્ધ થયું, એ ખ્યાલ આવતાં જ હૃદયમાં ભક્તિનો ઊભરો આવ્યો. તે સ્થાને મેં સાષ્ટાંગ પ્રણામ કર્યા, એકનાથ સ્વામીનું સ્મરણ કર્યું અને અમે ત્રિલિંગસ્વામીના બાવલાનું દર્શન કરવા ગયા. ત્રિલિંગસ્વામી એક સુ-વિખ્યાત દક્ષિણી સંન્યાસી હતા. તેમણે કાશીજીમાં ઘણાં મંદિર મકાનોનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. છતાં તેઓ એક પણ નવું મંદિર કે મકાન બાંધવાની ના પાડતા હતા. આમ કરવાનું કારણ દેખીતું છે. કાશીજીનાં નાનાંમોટાં મંદિર અને તેમાંની મૂર્તિઓની ગણતરી કરીએ તો તેની સંખ્યા ત્યાંની લોકસંખ્યા કરતાં બહુ ઓછી ન થાય એટલી છે. ત્યાં નવાં મંદિરોનો વધારો શા માટે જોઈએ?

હિંદુસ્તાનમાં અનેક સામ્રાજ્યો થઈ ગયાં, અનેક રાજધાનીઓ થઈ ગઈ. આજે તે રાજધાનીઓ કાં તો નામશેષ થઈ ગઈ છે, કાં તો તેમનું રૂપાંતર નાનાં ગામડાં-માં થઈ ગયું છે. છતાં આ દેવનગરી અનેક સામ્રાજ્યોની ચડતી અને પડતીની સાક્ષી થઈને હજી એવી ને એવી ટકી રહી છે. ભૂતકાળ જો સજીવ જોવો હોય તો તે કાશીજીમાં મળી શકે છે. ગંગા નદી પોતાનું ઘાટરૂપી બંધન વારંવાર તોડ્યાં જ કરે છે. અને માની લાત ખાઈને પણ જેમ વાછરડું ગાયને ધાવવા દોડે છે તેમ લોકો પણ ફરી ફરીને નવા નવા ઘાટો બાંધ્યે જાય છે.

વારાણસીમાં આજે પણ પૂર્વમીમાંસાવાદી કર્મકાંડીઓના યજ્ઞયાગ ચાલે છે; વેદાંતીઓ દ્વૈત-અદ્વૈતનો ઝઘડો ચલાવીને શ્રોતાજનોને ખંડનખંડખાદ્ય આપે છે; વૈયાકરણીઓ શબ્દેશબ્દને ચૂંથે છે, બંગાળી અને દક્ષિણી નૈયાયિકો 'ગાદાધરી'નો ચર્ચા કરવા મચે છે; ઈસાઈઓ અને આર્યસમાજીઓ વાગ્યુદ્ધો મચાવે છે;

વેદિયાઓ દશ ગ્રંથનો ઘોષ કરે છે; કારીગરો ટાંકણાં મારી મારીને પથ્થરને દેવ બનાવે છે; અને કેટલાક ભૂદેવો અન્નક્ષેત્રમાં જમી, આળસુ બેસી રહીને જીવતા પથ્થર બની જાય છે.

આ જ નગરીમાં સત્યસંધ હરિશ્ચંદ્રને વિશ્વામિત્રના ઋણમાંથી છૂટવામાં અગ્રજોએ અને અંત્યજોએ મદદ કરી હતી. આ જ નગરમાં તુલસીદાસે રામકથા ગાઈ હતી. ને અહીં જ કબીરજીએ હિંદુ અને મુસલમાન સંસ્કૃતિને ભેગી વણી હતી.

બનારસને કેટલાક લોકો 'The city of the dead and the dying' – મરેલા અથવા મરવાની અણી પર આવેલા લોકોની નગરી કહે છે. પણ ઉપર કહ્યું છે તેમ, હિંદુસ્તાનની અનેક નગરીઓ નામશેષ થઈ ગઈ છતાં વારાણસી હજી અમરપુરી જ રહી છે, કારણ કાશીજીમાં સનાતન ધર્મનો વાસો છે.

એક દિવસ અમે દશાશ્વમેધ ઘાટથી પુલ સુધી હોડીમાં બેસીને ફરવા ગયા. ગંગાજીના સ્પર્શથી શીતળ અને પાવન થયેલો પવન મંદ મંદ વાતો હતો. જાતજાતનાં મંદિરો 'મને જો,' 'મને જો' કરતાં આંખ આગળ ખડાં થતાં હતાં. બધાંને હું શ્રદ્ધાપૂર્વક પ્રણામ કરતો હતો. ચકમકના પથ્થરના વાંકાચૂકા પાસા જેમ સુશોભિત દેખાય છે તે જ પ્રમાણે કાશીનાં ઘરોની વિશૃંખલ શોભા દૃષ્ટિને આકર્ષે છે. સવારસાંજ અસંખ્ય સ્ત્રીપુરુષો, બાળકો અને વૃદ્ધો ગંગામૈયાની કેડ પર રમતાં નજરે પડે છે.

દશાશ્વમેધ ઘાટ પર એક પરમહંસ રહેતા હતા. તેઓ નગ્ન રહેતા. પહેલી વાર હું બનારસ આવ્યો ત્યારે એમનો ફોટો લેવાનો મેં પ્રયાસ કર્યો હતો, પણ તે નિષ્ફળ ગયેલો. જેમ જેમ હું ફરું તેમ તેમ તેઓ મારી તરફ પૂંઠ ફેરવ્યે જતા હતા. તે વેળા હું બહુ ખિન્ન થયેલો, પણ પાછળથી મને સૂઝયું કે આવા પરમહંસના શરીરનો ફોટો લેવો એ જંગલીપણું છે. આ વખતે હું તેમનાં દર્શન માટે ગયો, પણ તેઓ ત્યાં નહોતા. કોઈએ કહ્યું કે થોડા દિવસ પર ગંગાની રેલ આવી તેમાં તેઓ તણાઈ ગયા. કેટલાક લોકોએ તેમને બચાવવાનો પ્રયત્ન કર્યો. પણ તેમણે પાછા આવવાની સાફ ના પાડી અને ગંગાજીમાં જળસમાધિ કરી.

કાશીમાં જેમ અનેક ધર્મ અને અનેક સંપ્રદાય છે તેમ ત્યાં સ્થાપત્ય અને શિલ્પકળાના પ્રકાર પણ અનેક છે. બીજે દિવસે તે જોવાને નીકળ્યા. બધું જોઈને સાંજે થિયૉસૉફિસ્ટ લોકોની સેન્ટ્રલ હિંદુ કૉલેજ તરફ આવ્યા. ત્યાં સરસ્વતીનું એક નાનકડું મંદિર જોયું. એકબે બંગાળી વિદ્યાર્થીઓ ચાદર ઓઢીને ઉઘાડે માથે ફરતા હતા. પાસે થિયૉસૉફિકલ લૉજમાં મિસિસ બેસંટનું વ્યાખ્યાન હતું. ભવિષ્યકાળમાં મનુષ્ય પ્રાણી કેવાં થશે એ વિશે વિવેચન થયું હતું. વ્યાખ્યાનમાંથી રામકૃષ્ણ સેવાશ્રમમાં આવ્યા. ત્યાં બ્રહ્મચારી ચંદ્રશેખર કરીને એક સાધુ હતા તેમણે અમારું સ્વાગત કર્યું. ઘણા બ્રહ્મચારીઓ સંસ્કૃત ભણતા હતા. પાસેના રુગ્ણાલયમાં ચારુબાબુ માંદાઓની માવજત કરતા હતા. સેવાશ્રમની વ્યવસ્થા જોઈ હું ખુશ થયો. એટલામાં બેત્રણ બંગાળીઓ શહેરમાંથી તંબૂરો અને તબલાં લઈને આવ્યા. તંબૂરા અને

તબલાં સાથે તેમણે ગાયન શરૂ કર્યું. સંતકવિ રામપ્રસાદનું પદ હતું. ગાનાર અદ્ભુત હતા. સાંજે ઘેર ગયા ત્યાં પણ ગાયનના સૂર કાનમાં ગુંજતા હતા.

છેલ્લે દિવસે અમે કાળભૈરવના મંદિરમાં ગયા. ત્યાં હાથે અને ગળામાં કાળા રેશમના દોરા બાંધી લીધા. મંદિરમાં જઈ

तीक्ष्णदंष्ट्र महाकाय कल्पान्तदहनोपम ।
भैरवाय नमस्तुभ्यं, अनुज्ञां दातुमर्हसि ।।

કહી કાશીજીના આ કોટવાળની રજા લીધી અને ત્રિસ્થળીની યાત્રા પૂરી કરવાને ગયાજી જવાને નીકળ્યા. ગયાના ગયાવળો યાત્રાળુને બહુ હેરાન કરે છે એ હું જાણતો હતો, તેથી ગયાના બધા વિધિઓની દક્ષિણા અને ખર્ચના પૈસા અનંતભટજીને આપી તેની પહોંચ લીધી હતી. ટૉમસ કૂક કંપનીને પ્રવાસનો બધો ખર્ચ આપીને કૂપનબુક લઈ રાખવા જેટલી સગવડ આમાં રહેલી હતી.

દરેક હિંદીએ જિંદગીમાં એક વાર તો વારાણસીનું દર્શન કરવું જ જોઈએ.

## ૪. ગયાનું શ્રાદ્ધ

દુનિયામાં દરેક વસ્તુ મરે છે, ફક્ત એક મરતો નથી ભૂતકાળ. ભૂતકાળ ચિરંજીવી છે. મહાસાગરમાં ઓટ આવે છે, ચંદ્રનો ક્ષય થાય છે, કુબેર નિર્ધન બને છે, પર્વતો ધોવાઈ જાય છે, સામ્રાજ્યો સ્મૃતિમાંથીયે ભૂંસાઈ જાય છે, પણ લોકક્ષયકૃત્ ભૂતકાળને ક્ષય નથી. ભૂતકાળ દહાડે દહાડે સમૃદ્ધ થતો જાય છે. પણ તમે એને સાચવી ન શકો, કારણ તમે તો વર્તમાનકાળમાં જ રહો છો. ભૂતકાળનું વૃક્ષ તમારે આંગણે રાખવું હોય તો તમારી પાસે અમાપ સ્મૃતિજળ હોવું જોઈએ.

દરેક માણસ ઇચ્છે છે કે પોતાનાં મૂળિયાં પણ ભૂતકાળમાં હોય. પોતાની સંતતિ દ્વારા તે ભવિષ્યકાળમાં તો પગપેસારો કરી શકે છે, પણ ભૂતકાળમાં પ્રવેશ કરવા માટે ભૂતની પેઠે પગ અવળા હોવા જોઈએ. છતાં માણસે એક યુક્તિ શોધી કાઢી છે. દર વર્ષે એક વાર માણસ ભૂતકાળમાં વાસ કરતા પોતાના પિતા, પિતામહ અને પ્રપિતામહનું સ્મરણ કરી શ્રદ્ધાંજલિ અર્પણ કરે છે અને ભૂતકાળ ઉપર પોતાનો વારસાનો હક સાબિત કરે છે.

એમ તો ભૂતકાળ બધે રહે છે; પણ જેમ વિષ્ણુ વૈકુંઠમાં રહે છે અથવા મહાદેવ કૈલાસમાં રહે છે તેમ ભૂતકાળ ગયામાં રહે છે. આજે આટલે વર્ષે ગયામાં ફરી પ્રવેશ કરું છું એ પણ ભૂતકાળમાં સહેજ પ્રવેશ કરવા ખાતર જ. દરેક હિંદુ ગયામાં જઈ પોતાના પૂર્વજોનું શ્રાદ્ધ કરે છે. આજે મને ગયાનું જ શ્રાદ્ધ કરવાનું મન થયું છે.

અમે રાતે ગયા પહોંચ્યા. પહેલાં એક વાર ત્યાં ગયો હતો એટલે આ વખતે કશી અગવડ પડે એમ ન હતું. ગયા તીર્થસ્થળ છે, એટલે હજારો કે લાખો માણસો

એકી વખતે આવી પડે તોપણ ત્યાં અગવડ પડે એમ નથી. દરેક ઘરમાં કેટલાં માણસ રહી શકે એની નોંધ મ્યુનિસિપાલિટી તરફથી કરવામાં આવી છે. આપણા લોકોને ઝાઝી સગવડની જરૂર નથી રહેતી, એટલે દક્ષિણા વિશે કશી કચકચ ન હોય તો યાત્રા સુખેથી થઈ શકે છે. તમે સ્ટેશન પર પહોંચો કે તરત ગયાવળોના આડતિયા તમારી આગળ આવીને ઊભા રહે છે, અને તમે ક્યાંના છો, ક્યાંથી આવ્યા વગેરે સવાલો હિંદુસ્તાનની એકેએક ભાષામાં પૂછી લે છે. તમે જે ભાષામાં જવાબ આપો તે ભાષામાં સંભાષણ શરૂ થાય છે. આ આડતિયા કોઈ પણ વિદ્યાપીઠના સ્નાતક થયા વગર હિંદુસ્તાનની બધી ભાષાઓ જાણે છે, અને—વ્યાકરણનો વાંધો ન ઉઠાવો તો—અસ્ખલિત બોલે છે પણ ખરા.

મારે ભાગે કોણ પંડો આવ્યો હતો એની મને યાદ નથી, અને હું માનું છું કે મેં એનું દર્શન પણ કર્યું નથી. તેના મુનીમના મુનીમનો મુનીમ મને સ્ટેશન પર મળ્યો ને ત્યાંથી એક ઉતારે લઈ ગયો. એની વાચાળતાનો ભોગ ન થઈ પડું એટલા માટે મેં પહેલેથી જ એને કહ્યું, 'જુઓ ભાઈ, હું એક વાર અહીં આવી ગયો છું. યાત્રા પરત્વેના બધા પૈસા મેં અનંતભટને બનારસમાં જ આપ્યા છે. તેમની પાસેથી તમને મળશે. હવે અહીંયાં મારે આટલી સવડ જોઈએ છે, એના આ પૈસા લો. મારે આવતી કાલે શ્રાદ્ધ કરવું છે, પણ તે કર્ણાટકના નૃસિંહાચાર્ય મારફતે જ કરવું છે. તેમને આવતી કાલે સવારે આઠ વાગ્યા પહેલાં અહીં મોકલજો. બપોરે શ્રાદ્ધ થઈ રહે પછી તમારો ચોપડો લઈ આવજો. તેમાં સહી કરી આપીશ. હવે વધારે કહેવાની જરૂર નથી. જાઓ, કહેલું કામ કરજો અને મને આરામ કરવા દેજો.' મારો આવો મિજાજ જોઈ પેલો બિચારો આભો જ બની ગયો અને એક શબ્દ પણ બોલ્યા વગર કહ્યા પ્રમાણે ગોઠવણ કરવા ચાલતો થયો. આવો અવતાર મેં ધારણ કર્યો ન હોત તો એ માણસ પોતાની આશાળુ વાતોમાં નહીં નહીં તોયે મારો અડધો કલાક બગાડત.

બીજે દિવસે ફલ્ગુ નદીને કાંઠે શ્રાદ્ધ કરવા ગયો. ફલ્ગુ નદી ભોંયમાં વહે છે. એને સીતાનો શાપ છે. રેતીમાં ખોદીએ ત્યારે પાણી મળે. નદીમાં હમેશાં યાત્રાળુઓની ભીડ હોય છે, અને એ ભીડની અંદર પુષ્ટ અને રૂપાળા ગયાવળો પોઠિયાની પેઠે દક્ષિણાની આશાએ ફરતા જોવામાં આવે છે. મેં નદીમાં સ્નાન કર્યું. છાણાં આણી તેના ઉપર ચરુ તૈયાર કર્યો. નૃસિંહાચાર્ય આવ્યા. તેઓ બધા મંત્રો જાણતા હતા, એમના ઉચ્ચાર પણ ઠીક હતા, તેથી જ મેં તેમને લીધેલા.

નદીના પટમાં બેસી કરવાની ક્રિયા પૂરી કરી અને પિંડ લઈ હું ગદાધરના મંદિરમાં ગયો. ત્યાં સેંકડો યાત્રાળુઓ ઠેકઠેકાણે હારબંધ બેઠા હતા અને શ્રાદ્ધની કવાયત કરતા હતા. શ્રાદ્ધ જેવી અત્યંત પવિત્ર ભાવનાભરી ધાર્મિક ક્રિયાને આટલું યાંત્રિક સ્વરૂપ આપેલું જોઈ મને બહુ ખોટું લાગ્યું. ડગલે ને પગલે દક્ષિણા વિશે લડતા અને ગરીબ અજ્ઞાન યાત્રાળુઓ જો માગેલી દક્ષિણા ન આપે તો તેમનાં મરી ગયેલાં સગાંવહાલાંને ગાળો દેતા ગયાવળોને જોઈ, હિંદુ ધર્મ વિશે કોઈ નિરાશ

થાય તો તેનો ઝાઝો વાંક ન કાઢી શકાય. અમે પિંડ આપવા માટે ધર્મશિલા પાસે જઈ બેઠા. ધર્મશિલા પર શ્રીવિષ્ણુનું પગલું છે. એ વિષ્ણુપદ ઉપર લોકો પિંડ આપતા જાય છે અને ગાયો આવીને તે ખાય છે. આવો ક્રમ સતત ચાલ્યા કરે છે. પિંડપ્રદાનની ક્રિયા પૂરી થયા પછી ગયાપુત્રો પાસેથી યાત્રાનું સુફળ મેળવવાનું હોય છે. આ વખતે ગયાપુત્ર મનમાની દક્ષિણા પડાવી શકે છે. આપણે તેની આગળ હાથ જોડીને ઊભા રહીએ એટલે તે ફૂલની માળા લઈ આપણા હાથ બાંધી દે છે અને મન તૃપ્ત થાય એટલી દક્ષિણા ન મળે ત્યાં સુધી છોડતો નથી. ગજવું ભરાય એટલે પછી માળા તોડી નાખે છે. અને પીઠ પર થાપા મારી યાત્રા સફળ થયેલી જાહેર કરે છે અને બધા પૂર્વજો સીધા સ્વર્ગે પહોંચ્યાની ખાતરી આપે છે.

મેં બધી દક્ષિણા બનારસમાં જ ચૂકવી દીધેલી હોવાથી અહીંયાં પણ હું બચી ગયો. અમારા મુનીમે એક ગયાપુત્રને આણી મારી આગળ ઊભો કર્યો. ગયાપુત્ર વીસેક વર્ષનો હશે. તેણે રેશમી અબોટિયું પહેરેલું હતું. ઉપર રેશમી ખમીસ અને જાકીટ હતાં. વાળ ઇંગ્લિશ ફૅશનના અને પૉમેટમથી બરાબર ચળકતા કરેલા હતા. મારી બધી શ્રદ્ધા મહામહેનતે એકઠી કરી મેં એની આગળ બે હાથ જોડયા અને માળા વતી બંધાવા દીધા. ગયાપુત્ર રૂસણું લઈ બેસવાની તૈયારીમાં હતો, એટલામાં મુનીમે કહ્યું, 'દક્ષિણાના પૈસા જમે થયા છે.' ગયાપુત્રે માળા તોડી નાખી અને ચાલતો થયો. એ ગયાપુત્ર મને તરત ભૂલી ગયો હશે, પણ હું એને હજી ભૂલ્યો નથી.

અમારા ગોર મહારાજે કહ્યું કે, 'ગયામાં આવીને શ્રાદ્ધ કરવું એ માણસની ગૃહસ્થ જીવનની છેલ્લી ફરજ છે. તે પૂરી થઈ એટલે હવે તમારે કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર એ ષડ્‌રિપુનો ત્યાગ કરવો જોઈએ. પણ આ કળિયુગમાં એમ બની શકતું નથી, માટે એના બદલામાં તમારે કંઈ એક વસ્તુનો ત્યાગ કરવો જોઈએ.' મેં પૂછ્યું, 'ખાંડનો ત્યાગ કરું તો?' આસપાસ ઊભેલા દસ-પંદર જણ એ સાંભળી હબકી ગયા. તેમણે કહ્યું, 'ખાંડ તે કેમ કરીને છોડાય?' મેં કહ્યું, 'આજે પાંચ વરસ થયાં હું ખાંડ ખાતો નથી.' ગોર મહારાજે સૂચવ્યું કે, 'કારેલાં કે કોળું એવું કંઈ છોડી દો.' મેં કહ્યું, 'ધર્મ સાથે આવી પ્રતારણા હું નહીં રમું. હું તો ક્રોધનો જ ત્યાગ કરવાનો પ્રયત્ન કરીશ.' અને મનમાં ઉમેર્યું, 'અને અંધશ્રદ્ધાનો પણ.'

ગદાધરનું મંદિર સુંદર છે. નદીના પટથી ઘણી ઊંચાઈ પર હોવાથી એની શોભા ખૂબ વધેલી છે. બપોરે અમે નૃસિંહાચાર્યને ત્યાં ભોજન કર્યું, ગયામાહાત્મ્યનું શ્રવણ કર્યું અને તરત જ બોધિગયા જવાનો નિશ્ચય કર્યો. ગયામાહાત્મ્ય એ હિંદુ ધર્મશાસ્ત્રોમાં એક અદ્ભુત પ્રકરણ છે. નિષ્કામભાવે પરોપકાર કરનાર ગયાસુરના તેજથી ડરી જઈ દેવોએ કાવતરું રચ્યું અને તેમાં સાક્ષાત્ શ્રીવિષ્ણુએ ભાગ લઈ અત્યંત નિર્દયતાથી — અને દગલબાજીથી કહીએ તોપણ ચાલે — તેનું ખૂન કર્યું, એવી કથા એ માહાત્મ્યમાં છે.

સુજ્ઞોને હવે એ કથા.

# ૪અ. ગયાની ખ્યાતિ

લોકપિતામહ બ્રહ્મદેવે અસુરવૃત્તિથી અસુરો ઉત્પન્ન કર્યા અને સદ્‌ભાવથી દેવો ઉત્પન્ન કર્યા. આ અસુરોમાં ગયાસુર મહાબળિયો અને પરાક્રમી હતો. તેનું શરીર બહુ જ સ્થૂળ હતું. અસુર એટલે મહાપાપી, ક્રૂર, સર્વને રંજાડનાર, ઇન્દ્રને ધાક બેસાડનાર, અપ્સરાઓને ઉપાડી જનાર એવો માયાવી, કપટી કોઈક રાક્ષસ, એવો જ ખ્યાલ મનમાં આવે છે. પણ બધા અસુરો કંઈ એવા નથી હોતા. દાનશૂર બળિરાજા પણ અસુર હતો. ગયાસુર એ જ કોટિનો અસુર હતો. એની આગળ દેવ કેવા દેખાતા એ હવે જોઈશું.

ગયાસુરને પવિત્રતાની લગની લાગી અને એણે કોલાહલ પર્વત પર દારુણ તપ આદર્યું. હજારો વર્ષ સુધી શ્વાસ સ્થિર કરી એણે તપ કર્યું. જેથી દેવો હંમેશની પેઠે બહુ જ ગભરાયા. શિરસ્તા મુજબ દેવો બ્રહ્મદેવ પાસે ગયા. બ્રહ્મદેવ શંકર પાસે, અને શંકર વિષ્ણુ પાસે. દેવોના સનાતન રિવાજ મુજબ બધાએ વિષ્ણુની સ્તુતિ કરી. વિષ્ણુએ તેમના ગભરાટનું કારણ પૂછ્યું.

'ગયાસુરના ભયથી અમારું રક્ષણ કરો,' તેમણે પોકાર કર્યો.

'તમે આગળ જાઓ, હું અબઘડી આવીને ગયાસુરને વરદાન આપી તેના તપનો અંત આણું છું.' વિષ્ણુએ વચન આપ્યું.

સૌએ મળીને ગયાસુરને 'વર બોલવા'ને કહ્યું. ગયાસુરે માગી લીધું, 'દેવ, બ્રાહ્મણ, યજ્ઞ, તીર્થ, ઋષિ, મુનિ, જ્ઞાની, ધ્યાની બધા કરતાં હું પવિત્ર થાઉં.' દેવોએ ખુશીથી 'તથાસ્તુ' કહી વર આપ્યો અને સૌ પોતાને ઘેર ગયા.

પણ ત્યાં તો બકરું કાઢતાં ઊંટ પેસી ગયા જેવું થયું. ગયાસુરનું પવિત્ર દર્શન કરી, તેનો સ્પર્શ કરી બધા જ વૈકુંઠ ધામ જવા લાગ્યા. ત્રણે લોક ખાલી પડ્યા. યમપુરી ઉજ્જડ થઈ. એટલે યમ, ઇન્દ્ર વગેરે અધિકારીઓ બ્રહ્મદેવ પાસે જઈને ફરિયાદ કરવા લાગ્યા, 'આ લો અમારાં રાજીનામાં, તમે દીધેલો અધિકાર પાછો લો. અમારું કશું કામ રહ્યું નથી.'

સંઘ ફરી વિષ્ણુ સુધી જઈ પહોંચ્યો. વિષ્ણુ ગયાસુરને સનદ આપી ચૂક્યા હતા, એટલે તેમણે દેવોને એક યુક્તિ સુઝાડી: 'ગયાસુર પાસે જઈ તેનો પવિત્ર દેહ યજ્ઞને માટે માગી લો અને તેના શરીર પર જ યજ્ઞ કરો.' (!)

દેવો બ્રહ્મદેવને આગેવાન કરી ગયાસુર પાસે ગયા. ગયાસુરે તેમનું આતિથ્ય કરી તેઓ કંઈ પણ કહે એના પહેલાં જ એમનું કામ કરી દેવાનું વચન આપ્યું. બ્રહ્મદેવે કહ્યું: 'યાત્રાને અર્થે હું ખૂબ ફર્યો છું, પણ તારા શરીર કરતાં વધારે પવિત્ર સ્થાન મને ક્યાંય જડ્યું નથી. મારે યજ્ઞ કરવો છે. તારું શરીર આપ.'

ગયાસુર ધન્ય ધન્ય થઈ ગયો. તેણે બ્રહ્મદેવને કહ્યું, 'મારા પિતાનો વંશ અને માતાનો વંશ ધન્ય થયા છે. તેં જ આ દેહ ઉત્પન્ન કર્યો છે અને તેં જ તે પવિત્ર કર્યો છે; મારી ખાતરી છે કે તારો યજ્ઞ બધાના ઉપકારને માટે હશે. सर्वेषामुपकाराय यागोऽवश्यं भविष्यति ।'

આટલા નિર્મળ ભાવથી પ્રેરાયેલો ગયાસુર દેહ આપતાં શાની વાર લગાડે? તે આડો થઈ સૂતો. સૃષ્ટિ રચનાર બ્રહ્મદેવે યજ્ઞની સામગ્રી અને યજ્ઞના ઋષિઓ ત્યાં ને ત્યાં જ નિર્માણ કર્યાં. એટલા બધા ઋષિઓ કે તેમની નામાવલિનોયે પાર ન આવે! ગયાસુરના શરીર પર મોટો યજ્ઞ થયો, બ્રાહ્મણોને દક્ષિણા અપાઈ. ગયાસુર મરણ પામ્યો હશે એમ માની બધાએ ઉપાડીને એને મોટા સરોવરમાં નાખી દીધો. ત્યાં તો અસુર હાલવા લાગ્યો. હે ભગવાન! હવે શું કરીએ? ચકિત થયેલા બ્રહ્મદેવે ધર્મ-રાજ યમને બૂમ પાડી કહ્યું, 'તારા ઘરમાં પેલી ભારે ધર્મશિલા છે તે આણીને આના માથા પર ઝટ મૂકી દે. મારી આજ્ઞા છે. અત્યારે પાપપુણ્યનો વિચાર ન કર.' (!)

શિલા માથા પર મુકાઈ તોપણ અસુર હાલવા લાગ્યો. એટલે બધા દેવોએ તેના પર પોતપોતાના પગ મૂકી તેને સારી પેઠે દાબ્યો. તોયે અસુર ઠંડો ન થયો. હવે બ્રહ્મા વ્યાકુળ થયા. ક્ષીરસાગરમાં વિષ્ણુ સૂતા હતા ત્યાં જઈ પહોંચ્યા. દ્વાર-પાળે વિષ્ણુને ખબર આપી. શ્રીવિષ્ણુએ બ્રહ્માને અંદર બોલાવી, આવવાનું કારણ પૂછ્યું. બ્રહ્માએ કહ્યું, 'અમે યજ્ઞ કર્યો, દેવરૂપિણી ધર્મશિલા તેની ઉપર નાખી, રુદ્ર વગેરે બધા દેવો તેના ઉપર બેઠા, છતાં એ નિશ્ચળ થતો નથી. હવે તમે જ અમારા પર દયા કરી શકો.'

વિષ્ણુએ પોતાના શરીરમાંથી મૂર્તિ કાઢીને બ્રહ્મદેવને આપી. તેનો ભાર પણ બસ ન થયો. આખરે ક્ષીરસાગરમાંથી વિષ્ણુ પોતે આવ્યા અને શિલા ઉપર ઊભા રહ્યા. તેમના હાથમાં પુરાણપ્રસિદ્ધ ગદા હતી. વિષ્ણુ સાથે ગાયત્રી, સાવિત્રી, સરસ્વતી, લક્ષ્મી, સીતા, યક્ષ, ગંધર્વ, ઈન્દ્ર, બૃહસ્પતિ વગેરે સઘળાં દેવદેવતા આવીને ગયાસુરના શરીર પર ઊભાં. એટલે અસુર સ્થિર થઈ ગયો!

सर्वेषामुपकाराय જેણે પોતાના દેહ સુધ્ધાં બધું આપ્યું હતું તેના હૃદયને આ કપટથી આઘાત થયો. અંતઃકરણની વેદનાથી તેણે દેવોને પૂછ્યું, 'શા માટે તમે મને આવી રીતે છેતર્યો? મેં મારું નિર્મળ શરીર બ્રહ્મદેવને યજ્ઞ માટે આપ્યું હતું. શું શ્રીવિષ્ણુના વચનમાત્રથી હું નિશ્ચળ ન થઈ જાત? કે તમે અને વિષ્ણુએ પોતાની ગદાથી મને આટલો પીડ્યો? હશે, મને પીડવાનું જો નક્કી થયું હોય તો હું એટલું જ ઇચ્છું છું કે એથીયે બધા સદા સંતોષ પામો.'

ऊचे गयासुरो देवान् किमर्थं वंचितो ह्यहम् ?
यज्ञार्थं ब्रह्मणे दत्तं शरीरममलं मया ।।
विष्णोर्वचनमात्रेण किं न स्यां निश्चलो ह्यहम् ?
यत्सुरैः पीडितोऽत्यर्थं गदया हरिणा तथा ।
[illegible]

દેવો શરમાયા કે નહીં તે માહાત્મ્યમાં લખ્યું નથી. પણ તેમણે ગયાસુરને કહ્યું કે, 'અમે તારા પર પ્રસન્ન થયા છીએ, વર બોલ.' ગયાસુરે માગી લીધું, 'જ્યાં સુધી આ પૃથ્વી, આ પર્વત, અને આ ચંદ્ર, સૂર્ય, તારાઓ છે ત્યાં સુધી બ્રહ્મા, વિષ્ણુ, મહેશ, અને બીજા દેવો, ત્રિલોકનાં સર્વ તીર્થો, ગંગાદિ નદીઓ, બધાં મારા માથાની આ શિલા ઉપર રહેજો અને તે બધાં મારી ખાતર લોકોનું ભલું કરજો. અહીં જે લોકો સ્નાન, તર્પણ અને શ્રાદ્ધ કરે તેમની હજાર પેઢીઓનો ઉદ્ધાર થજો, તેમનું પાપ ધોવાઈ જજો. બધાં તીર્થો લોકોનું ભલું કરજો. વધારે હું શું માગું? તમારામાંથી એક પણ દેવે અહીંથી ખસવું નહીં. આટલું વચન તો પાળજો. समयः प्रतिपाल्यताम् ।'

દેવોએ 'તથાસ્તુ' કહ્યું. દૈત્ય હર્ષિત થયો અને કાયમને માટે નિશ્ચળ થયો.

* * *

આ મહત્કૃત્ય કર્યા પછી બ્રહ્મદેવે દેવોના દેખતાં તે બધી ભૂમિ અને પાંચ પાંચ ગામો બ્રાહ્મણોને આપી દીધાં, તેમને રાચરચીલા સાથે ઘર બાંધી આપ્યાં, કામધેનુ આપી, કલ્પવૃક્ષ, પારિજાતક વગેરે વૃક્ષો આપ્યાં, દૂધની નદીઓ આપી, ઘીનાં તળાવો આપ્યાં, મધના કૂવાઓ આપ્યા, દહીંનાં સરોવર આપ્યાં, અન્નના પર્વતો આપ્યા, ભક્ષ્ય ભોજ્ય ફળોની સગવડ કરી આપી, અને બ્રાહ્મણોને કહ્યું, 'હવે તમારે કોઈની પાસે કશું માગવું નહીં.' ગદાધરને નમસ્કાર કરી બ્રહ્મદેવ બ્રહ્મલોક ગયા.

પણ બ્રાહ્મણોથી રહેવાયું નહીં. તેમણે ધન લઈને યજ્ઞ કરવાનું શરૂ કર્યું. યજ્ઞનો ધુમાડો સ્વર્ગ સુધી પહોંચ્યો એટલે બ્રહ્માએ આવીને તેમનું બધું છીનવી લીધું.

'તમે હંમેશાં લોભી જ રહેવાના' એમ કહી બ્રહ્માએ શાપ આપ્યો. બ્રાહ્મણો રોવા લાગ્યા, 'અમારા ગુજરાનની કંઈ સગવડ કરો.' બ્રહ્માએ દયાથી કહ્યું, 'હવે તો તમને ભીખ માગશો તો જ મળશે. હંમેશને માટે તમારે માથે તીર્થનું ગોરપણું જ રહેશે. અને લોકો તમારી પૂજા દ્વારા જ મારી પૂજા કરશે.' આ આવા બ્રાહ્મણોના વંશજ તે ગયાવળ પંડાઓ!

* * *

અને આણીને પ્રસંગે બ્રહ્મદેવને જે ધર્મશિલાનું સ્મરણ થયું તેનું માહાત્મ્ય શું છે? તે પણ સુણજો.

એક પવિત્ર સાધુને ધર્મવ્રતા નામની એક કન્યા હતી. તે સર્વલક્ષણસંપન્ન હતી. ગુણોમાં લક્ષ્મી કરતાં પણ ચડે એવી હતી. બ્રહ્મદેવના પરમ તપસ્વી પુત્ર મરીચિ સાથે તેનો વિવાહ થયેલો. ઘડપણમાં એક દિવસ મરીચિ જંગલમાં ફળફૂલ લાવવા ગયેલો ત્યાંથી થાકીને આવ્યો. ધર્મવ્રતાએ થાકેલા પતિના પગને ઘી ચોળવાનું કામ શરૂ કર્યું. જેમ થાક ઊતરતો ગયો તેમ ઋષિને ઊંઘ આવવા લાગી. એટલામાં ત્યાં બ્રહ્મદેવ આવ્યા. સસરાને જોઈ સતી ઊઠી, કેમ કે તે ગુરુના ગુરુ હતા. તેમને પગ ધોવાનું પાણી આપી, વહુએ સસરાની પૂજા કરી અને એક સરસ પથારી કરી આપી. એટલામાં મરીચિ ઊઠયા. સ્ત્રી પાસે નથી એમ જોઈ

ક્રોધમાં આવી શાપ આપ્યો કે, 'પગચંપી કરવાનું કામ મારી આજ્ઞા વિના છોડીને ગઈ તેથી તું શિલા થઈ જા!' સતીને સ્વાભાવિક રીતે ખોટું લાગ્યું. તે બોલી, 'ઘરમાં પિતા આવે ત્યારે તેમની સેવાપૂજા કરવાનું કર્તવ્ય તમારું હતું. તમારી ધર્મપત્ની તરીકે મેં તે કર્યું એમાં મારો શો વાંક?' મરીચિ મુનિ પોતાની ભૂલ સમજ્યા. બંને મળીને હરિને શરણે ગયાં અને માગી લીધું કે અમારું રક્ષણ કરો. એટલામાં બ્રહ્મદેવ પણ નિદ્રામાંથી ઊઠ્યા. બધાએ સતીના તપની મુક્તકંઠે પ્રશંસા કરી. પણ કહ્યું કે, 'તારા પતિનો શાપ ભૂંસી નાખવાની શક્તિ અમારામાંથી કોઈની નથી, ધર્મનું રક્ષણ થાય એવો બીજો કોઈ પણ વર માગી લે.' સતીએ માગી લીધું, 'પતિનો શાપ દૂર કરવાની શક્તિ તમારામાં ન હોય તો આટલું આપો કે નદી, નદ, સરોવર, તીર્થ, દેવ, ઋષિ, મુનિ, પ્રધાન દેવો, યજ્ઞક્ષેત્રો મારામાં આવીને વસે. આખા બ્રહ્માંડની હું પાવની શિલા થાઉં. મને જોઈને સર્વલોક પાપ અને ઉપપાતકથી મુક્ત થાય. શિલા ઉપર જે લોકો શ્રાદ્ધ કરે તેમને અને તેમના કુળને વિષ્ણુલોક મળે. અને જ્યાં સુધી આ બ્રહ્માંડ રહે ત્યાં સુધી આ શિલા રહે.' દેવોએ તેવો વર આપ્યો, પણ પસતાયા. સર્વ લોકો તે શિલાનો સ્પર્શ કરી વૈકુંઠ જવા લાગ્યા. યમરાજ અકળાયો. તેણે પોતાનો અધિકાર અને પોતાનો યમદંડ બ્રહ્મદેવને સુપરત કર્યાં અને કહ્યું, 'હવે તો મારું કામ રહ્યું જ નથી.' બ્રહ્માએ યમરાજને કહ્યું, 'પેલી શિલા ઉપાડીને તારા ઘરમાં રાખી મૂક એટલે પત્યું!' ત્યારથી યમરાજ લોકોનું ફરી શાસન કરવા લાગ્યા અને ધર્મશિલાની ફક્ત કીર્તિ જ રહી.

ગયાસુરના શરીર પર યજ્ઞ કર્યા પછી પણ જ્યારે ગયાસુર હાલવા લાગ્યો ત્યારે બ્રહ્મદેવે યમરાજ પાસેથી આ જ શિલા માગી લીધી હતી. તે શિલામાં સર્વ તીર્થોની સ્થિતિ હોવાથી તે અત્યંત ભારે અને અત્યંત પવિત્ર થઈ હતી.

* * *

ગયાસુરના શરીર પર શ્રીવિષ્ણુ જે ગદા હાથમાં લઈને ઊભા હતા તે ગદાની પણ કથા છે. વજ્ર કરતાં પણ દૃઢ અને મજબૂત એવા ગદ નામના અસુર પાસેથી બ્રહ્મદેવે તેનાં હાડકાં માગી લીધાં હતાં, અને વિશ્વકર્મા પાસેથી તે હાડકાંની એક વજ્રગદા તૈયાર કરાવી હતી. અને હેતિ નામના મહાબળિયા રાક્ષસને મારવાને માટે શ્રીહરિને એ આપી હતી; કેમ કે દેવોનાં શસ્ત્રાસ્ત્ર વડે તેનો વધ ન થાય એવો વર બ્રહ્મદેવે પોતે જ તેને આપ્યો હતો!

* * *

આવા આવા પુણ્યપ્રસંગોથી પ્રસિદ્ધ થયેલી ભૂમિ પર શ્રી આદિગદાધર

लोकानां रक्षणार्थाय जगतां मुक्तिहेतवे ।

લક્ષ્મી સાથે ઊભા છે. ત્યાં જેઓ યાત્રા માટે જાય છે તેમની મનઃકામનાઓ તૃપ્ત થાય છે. માત્ર શાસ્ત્રમાં લખ્યું છે કે, ત્યાં જનારે બ્રહ્મચારી અને સંયમી રહેવું જોઈએ; શુદ્ધ અને સંતુષ્ટ રહેવું જોઈએ; દાન ન લેવું જોઈએ; અહંકારથી નિવૃત્ત રહેવું જોઈએ; જિતેન્દ્રિય અને દાનશીલ થવું જોઈએ; તો જ તેને તીર્થફળ મળે.

कामं क्रोधं तथा लोभं त्यक्त्वा यः सत्यवाक् शुचिः ।
सर्वभूतहिते रक्तः स तीर्थफलमश्नुते ।।
तीर्थान्यनुसरन्धीरः पाखंडं पूर्वतस्त्यजेत् ।
पाखंडं तच्च विज्ञेयं यद् भवेत् कर्म कामतः ।।

ધર્મવ્રતાને શાપ આપનાર મરીચિને 'તું દુ:ખી થા' એવો મહાદેવે શાપ આપ્યો. પણ તેનો પશ્ચાત્તાપ જોયા પછી 'તારી ગયામાં મુક્તિ થશે' એવો ઉ:શાપ આપ્યો. મરીચિએ શિલા પાસે બેસી દુષ્કર તપ આદર્યું. આવું તપ કરવાનું કેટલાયે પશ્ચાત્તાપદગ્ધ પતિઓના નસીબમાં આવતું હશે! મહાદેવના શાપથી કાળો પડેલો મરીચિ તપ વડે શુકલ થયો અને હરિના વરથી સ્વર્ગલોકમાં ગયો.

इति श्रीवायुपुराणे श्वेतवाराहकल्पे गयामाहात्म्यं संपूर्णम् ।

જે માણસ આ પુણ્ય ગયાખ્યાન વિચાર અને મનનપૂર્વક વાંચશે અથવા સાંભળશે તેને સારી ગતિ મળશે.

## ૫. બોધિગયા

બોધિગયા કંઈ જેવુંતેવું તીર્થ નથી. બોધિગયાનું નામ સાંભળતાંવેંત માથું ભક્તિથી નીચું નમે છે. જૂના વખતમાં આ સ્થાનને 'ઉરુવેલા' કહેતા. આજથી અઢી હજાર વર્ષ પહેલાં નેરંજરા નદીને કાંઠે આ વનમાં એક પીપળાના ઝાડ નીચે એક જુવાન બેઠો હતો. એનું શરીર ગળી ગયું હતું. આંખો બે ગોખલા જેવી ઊંડી ઊતરી ગઈ હતી. છતાં તેમાંથી દયા, તપ અને તેજનું અમૃત ઝરતું હતું. છાતીની એકેએક પાંસળી ગણી શકાતી હતી. દાઢી, મૂછ અને વાળ વધ્યાં હતાં. લાંબા લાંબા નખ લાંબા ઉપવાસને લીધે ધોળા થઈ ગયા હતા. બહારથી એ જુવાન તદ્દન શાંત દેખાતો હતો, છતાં તેના અંતરમાં મહાયુદ્ધ ચાલતું હતું. ભારતીય યુદ્ધ તો દિવસ આથમ્યે બંધ થતું. આનું યુદ્ધ અહોરાત્ર ચાલતું હતું. ભારતીય યુદ્ધ અઢાર દિવસમાં પતી ગયું. આના યુદ્ધનો તો રંગ અઢાર દિવસ પછી જામ્યો. આ યુદ્ધ કોઈ માણસ સામે ન હતું. પણ માણસના સનાતન શત્રુ માર સામે હતું. આ યુદ્ધમાં મનુષ્યજાતિના હિતને અર્થે લડનાર આ એકાકી વીર દૃઢ નિશ્ચય કરીને બેઠો હતો: 'મનુષ્યજાતિનું દુ:ખ હવે મારાથી જોયું જતું નથી. શું માણસ અનંતકાળ સુધી આવું ને આવું દુ:ખ સહવા માટે જ સરજાયો હશે? આ દુ:ખનું ઓસડ ક્યાંક તો હોવું જ જોઈએ. જો હોય તો તેની શોધમાં આ જિંદગી વિતાડવી તે કરતાં જિંદગીનું બીજું સાર્થક શું હોઈ શકે? અને તેવું ઓસડ ન મળે એમ હોય તો પછી જીવવામાં માલ પણ શો?'

ત્યાં તે નવજુવાન બેઠો ન હતો, ભારતવર્ષની સનાતન શ્રદ્ધા બેઠી હતી. જુવાનાના કુલગુરુ, આસ્તિકતાના સાગર, નિર્ભયતાની મૂર્તિ એવા ભગવાન

ક્રોધમાં આવી શાપ આપ્યો કે, 'પગચંપી કરવાનું કામ મારી આજ્ઞા વિના છોડીને ગઈ તેથી તું શિલા થઈ જા!' સતીને સ્વાભાવિક રીતે ખોટું લાગ્યું. તે બોલી, 'ઘરમાં પિતા આવે ત્યારે તેમની સેવાપૂજા કરવાનું કર્તવ્ય તમારું હતું. તમારી ધર્મપત્ની તરીકે મેં તે કર્યું એમાં મારો શો વાંક?' મરીચિ મુનિ પોતાની ભૂલ સમજ્યા. બંને મળીને હરિને શરણે ગયાં અને માગી લીધું કે અમારું રક્ષણ કરો. એટલામાં બ્રહ્મદેવ પણ નિદ્રામાંથી ઊઠયા. બધાએ સતીના તપની મુક્તકંઠે પ્રશંસા કરી. પણ કહ્યું કે, 'તારા પતિનો શાપ ભૂંસી નાખવાની શક્તિ અમારામાંથી કોઈની નથી, ધર્મનું રક્ષણ થાય એવો બીજો કોઈ પણ વર માગી લે.' સતીએ માગી લીધું, 'પતિનો શાપ દૂર કરવાની શક્તિ તમારામાં ન હોય તો આટલું આપો કે નદી, નદ, સરોવર, તીર્થ, દેવ, ઋષિ, મુનિ, પ્રધાન દેવો, યજ્ઞક્ષેત્રો મારામાં આવીને વસે. આખા બ્રહ્માંડની હું પાવની શિલા થાઉં. મને જોઈને સર્વલોક પાપ અને ઉપ-પાતકથી મુક્ત થાય. શિલા ઉપર જે લોકો શ્રાદ્ધ કરે તેમને અને તેમના કુળને વિષ્ણુલોક મળે. અને જ્યાં સુધી આ બ્રહ્માંડ રહે ત્યાં સુધી આ શિલા રહે.' દેવોએ તેવો વર આપ્યો, પણ પસ્તાયા. સર્વ લોકો તે શિલાનો સ્પર્શ કરી વૈકુંઠ જવા લાગ્યા. યમરાજ અકળાયો. તેણે પોતાનો અધિકાર અને પોતાનો યમદંડ બ્રહ્મદેવને સુપરત કર્યાં અને કહ્યું, 'હવે તો મારું કામ રહ્યું જ નથી.' બ્રહ્માએ યમરાજને કહ્યું, 'પેલી શિલા ઉપાડીને તારા ઘરમાં રાખી મૂક એટલે પત્યું!' ત્યારથી યમરાજ લોકોનું ફરી શાસન કરવા લાગ્યા અને ધર્મશિલાની ફક્ત કીર્તિ જ રહી.

ગયાસુરના શરીર પર યજ્ઞ કર્યા પછી પણ જ્યારે ગયાસુર હાલવા લાગ્યો ત્યારે બ્રહ્મદેવે યમરાજ પાસેથી આ જ શિલા માગી લીધી હતી. તે શિલામાં સર્વ તીર્થોની સ્થિતિ હોવાથી તે અત્યંત ભારે અને અત્યંત પવિત્ર થઈ હતી.

* * *

ગયાસુરના શરીર પર શ્રીવિષ્ણુ જે ગદા હાથમાં લઈને ઊભા હતા તે ગદાની પણ કથા છે. વજ્ર કરતાં પણ દૃઢ અને મજબૂત એવા ગદ નામના અસુર પાસેથી બ્રહ્મદેવે તેનાં હાડકાં માગી લીધાં હતાં, અને વિશ્વકર્મા પાસેથી તે હાડકાંની એક વજ્રગદા તૈયાર કરાવી હતી. અને હેતિ નામના મહાબળિયા રાક્ષસને મારવાને માટે શ્રીહરિને એ આપી હતી; કેમ કે દેવોનાં શસ્ત્રાસ્ત્ર વડે તેનો વધ ન થાય એવો વર બ્રહ્મદેવે પોતે જ તેને આપ્યો હતો!

* * *

આવા આવા પુણ્યપ્રસંગોથી પ્રસિદ્ધ થયેલી ભૂમિ પર શ્રી આદિગદાધર

લોકાનાં રક્ષણાર્થાય જગતાં મુક્તિહેતવે ।

લક્ષ્મી સાથે ઊભા છે. ત્યાં જેઓ યાત્રા માટે જાય છે તેમની મનઃકામનાઓ તૃપ્ત થાય છે. માત્ર શાસ્ત્રમાં લખ્યું છે કે, ત્યાં જનારે બ્રહ્મચારી અને સંયમી રહેવું જોઈએ; શુદ્ધ અને સંતુષ્ટ રહેવું જોઈએ; દાન ન લેવું જોઈએ; અહંકારથી નિવૃત્ત રહેવું જોઈએ; જિતેન્દ્રિય અને દાનશીલ થવું જોઈએ; તો જ તેને તીર્થફળ મળે.

कामं क्रोधं तथा लोभं त्यक्त्वा यः सत्यवाक् शुचिः ।
सर्वभूतहिते रक्तः स तीर्थफलमश्नुते ॥
तीर्थान्यनुसरन्वीरः पाखंडं पूर्वतस्त्यजेत् ।
पाखंडं तच्च विज्ञेयं यद् भवेत् कर्म कामतः ॥

ધર્મવ્રતાને શાપ આપનાર મરીચિને 'તું દુઃખી થા' એવો મહાદેવે શાપ આપ્યો. પણ તેનો પશ્ચાત્તાપ જોયા પછી 'તારી ગયામાં મુક્તિ થશે' એવો ઉઃશાપ આપ્યો. મરીચિએ શિલા પાસે બેસી દુષ્કર તપ આદર્યું. આવું તપ કરવાનું કેટલાયે પશ્ચાત્તાપદગ્ધ પતિઓના નસીબમાં આવતું હશે! મહાદેવના શાપથી કાળો પડેલો મરીચિ તપ વડે શુકલ થયો અને હરિના વરથી સ્વર્ગલોકમાં ગયો.

इति श्रीवायुपुराणे श्वेतवाराहकल्पे गयामाहात्म्यं संपूर्णम् ।

જે માણસ આ પુણ્ય ગયાખ્યાન વિચાર અને મનનપૂર્વક વાંચશે અથવા સાંભળશે તેને સારી ગતિ મળશે.

## ૫. બોધિગયા

બોધિગયા કંઈ જેવુંતેવું તીર્થ નથી. બોધિગયાનું નામ સાંભળતાંવેંત માથું ભક્તિથી નીચું નમે છે. જૂના વખતમાં આ સ્થાનને 'ઉરુવેલા' કહેતા. આજથી અઢી હજાર વર્ષ પહેલાં નેરંજરા નદીને કાંઠે આ વનમાં એક પીપળાના ઝાડ નીચે એક જુવાન બેઠો હતો. એનું શરીર ગળી ગયું હતું. આંખો બે ગોખલા જેવી ઊંડી ઊતરી ગઈ હતી. છતાં તેમાંથી દયા, તપ અને તેજનું અમૃત ઝરતું હતું. છાતીની એકેએક પાંસળી ગણી શકાતી હતી. દાઢી, મૂછ અને વાળ વધ્યાં હતાં. લાંબા લાંબા નખ લાંબા ઉપવાસને લીધે ધોળા થઈ ગયા હતા. બહારથી એ જુવાન તદ્દન શાંત દેખાતો હતો, છતાં તેના અંતરમાં મહાયુદ્ધ ચાલતું હતું. ભારતીય યુદ્ધ તો દિવસ આથમ્યે બંધ થતું. આનું યુદ્ધ અહોરાત્ર ચાલતું હતું. ભારતીય યુદ્ધ અઢાર દિવસમાં પતી ગયું. આના યુદ્ધનો તો રંગ અઢાર દિવસ પછી જામ્યો. આ યુદ્ધ કોઈ માણસ સામે ન હતું. પણ માણસના સનાતન શત્રુ માર સામે હતું. આ યુદ્ધમાં મનુષ્યજાતિના હિતને અર્થે લડનાર આ એકાકી વીર દૃઢ નિશ્ચય કરીને બેઠો હતો: 'મનુષ્યજાતિનું દુઃખ હવે મારાથી જોયું જતું નથી. શું આ માણસ અનંતકાળ સુધી આવું ને આવું દુઃખ સહવા માટે જ સરજાયો હશે? આ દુઃખનું ઓસડ ક્યાંક તો હોવું જ જોઈએ. જો હોય તો તેની શોધમાં આ જિંદગી વિતાડવી તે કરતાં જિંદગીનું બીજું સાર્થક શું હોઈ શકે? અને તેવું ઓસડ ન મળે એમ હોય તો પછી જીવવામાં માલ પણ શો?'

ત્યાં તે નવજુવાન બેઠો ન હતો, ભારતવર્ષની સનાતન શ્રદ્ધા બેઠી હતી. જુવાનાના કુલગુરુ, આસ્તિકતાના સાગર, નિર્ભયતાની મૂર્તિ એવા ભગવાન

નચિકેતાનો તે અવતાર હતો. અક્ષય્ય ધામ માગનાર રાજપુત્ર ધ્રુવની પરંપરાનો તે હતો. કેમ કે તેની નિષ્ઠા પણ તેટલી જ ધ્રુવ હતી. જુવાને નિરધાર કર્યો હતો કે, આ જ આસન પર શરીર ભલે સુકાઈ જાય, હાડ, માંસ અને ચામડી ભલે હવામાં ભળી જાય, પણ જ્યાં સુધી આ ભવરોગનું દુ:ખ મટાડનાર બહુકલ્પદુર્લભ બોધિ (જ્ઞાન) મળે નહીં ત્યાં સુધી આ કાયા અહીંથી ખસવાની નથી.

સત્ય સંકલ્પ વિફળ ગયો હોય એવો દાખલો હજી બન્યો નથી. જુવાનનું સમાધાન થયું. સિદ્ધાર્થનું નામ સાર્થક થયું. રાજપુત્ર ગૌતમ ગૌતમ મટી બુદ્ધ થયા. એ જ ક્ષણે કોઈ શ્રદ્ધાવાન સાધ્વી થાળીમાં પાયસ (ખીર) લઈ ત્યાં આવી અને એણે એ વરાન્ન આ વનદેવને અર્પણ કર્યું.

આ સ્થાન તે બોધિગયા. જે પુરાતન અશ્વત્થ વૃક્ષ તળે બુદ્ધ ભગવાને આ છેલ્લી સાધના કરી તેની આગળ આજે એક ભવ્ય મંદિર ઊભું છે. જોડે ચંક્ર-મણનું* સ્થાન છે. આસપાસ પ્રાચીન ઋષિ સમાં મોટાં મોટાં વૃક્ષો છે. આ વૃક્ષોએ કેટલીયે ઋતુઓ સહન કરી હશે, અને કેટલાંયે પ્રાણીઓને સહાય કરી હશે, અને કેટલાયે સાધકોની શ્રદ્ધાભક્તિનાં તેઓ સાક્ષી રહ્યાં હશે!

અમે પહેલાં એક ઝાડ તળે બેઠા. ત્યાં કૂવામાંથી પાણી ખેંચીને હાથપગ ધોયા. પાણી પીધું અને પ્રસન્ન અંત:કરણે મંદિરમાં દર્શન કરવા ગયા. મંદિરની અંદર બુદ્ધ ભગવાનની ભવ્ય મૂર્તિ હતી. તેને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી અમે મંદિર પર ચડી શિખરની આસપાસ ફર્યા. કારીગરીમાં ભવ્યતા છે પણ માર્દવ કે નાવીન્ય નથી. નીચે ઊતરીને મંદિરની પ્રદક્ષિણા કરી. જેમ જેમ હું પ્રદક્ષિણા ફરતો હતો તેમ તેમ મારો ભાવ બદલાતો હતો. આખું જીવન દૃષ્ટિ આગળ ઊભું થયું અને તરત જ દૃષ્ટિ શૂન્ય થઈ. પાણીમાં તરનાર માણસ ડૂબકી મારે અને વધારે ઊંડાણમાં પ્રવેશ કરે તે વખતે જેમ તે નિર્ભય છતાં ભયભીત જેવો થાય છે, તેવી આ ક્ષણે મારી સ્થિતિ થઈ. જીવનના પૃષ્ઠભાગ ઉપર તો હું ખૂબ ફર્યો હતો — તર્યો હતો, પણ આ ક્ષણે હું ઊંડાણમાં ઊતર્યો. આવી સ્થિતિ પહેલાં એક જ વાર ધ્યાનમાં થઈ હતી; પણ તે આના પ્રમાણમાં સ્પર્શમાત્ર હતી. મારી પ્રદક્ષિણાઓ પૂરી થઈ અને હું પાછળના અશ્વત્થને નમસ્કાર કરવા ગયો. ઘરનો ત્યાગ કરી હું હિમાલય તરફ ચાલ્યો હતો, ભવિષ્ય મારી આગળ અજ્ઞાત હતું. મેં મારા વહાણનાં બધાં દોરડાં કાપી નાખ્યાં હતાં. બધા સઢ ચડાવ્યા હતા. વહાણ ફરી મૂળ બંદરમાં પાછું આવશે એવી ધારણા તે વખતે ન હતી. એ વખતની મનોવૃત્તિનું વર્ણન કેમ થઈ શકે? હું બહારથી શાંત હતો, પણ અંદરથી જવાળા-મુખી ધૂંધવાતો હોય એવી સ્થિતિ હતી. હું ત્યાગ કરું છું એનું મને ભાન હતું. એ ભાન આધ્યાત્મિક ઉન્નતિને બાધક છે એ હું જાણતો હતો. છતાં તે જાય તેમ ન હતું. એટલામાં અંદરથી એક અવાજ આવ્યો, 'ત્યાગ કરવો સહેલો છે. પણ કરેલા ત્યાગને લાયક બનવું એમાં જ પુરુષાર્થ છે.' અહંકારને માટે આટલો

* ચંક્રમણ — ધર્મચિંતન કરતાં કરતાં આંટા મારવા તે.

તળાવમાં અસંખ્ય કમળો ખીલ્યાં હતાં, પણ તે તરફ મારું ચિત્ત—હંમેશનું કલારસિક ચિત્ત—આકર્ષાયું નહીં. ત્યાંથી ઊઠી પાસે એક ગઢી હતી તે જોવા ગયો. તેમાં ઘણા સાધુઓ રહેતા હતા. તે કોઈ મહંતના અખાડા જેવી લાગી, પણ તે વિશે પૂછપરછ કરવાનું મન થયું નહીં. મેં ખૂબ યાત્રા કરી, હિમાલયમાં રહી સાધના કરી સમાધાન મેળવ્યું, પણ બોધિગયાનો તે દિવસનો અનુભવ કંઈક અનેરો જ હતો.

## ૯. બેલુડ મઠ

બોધિગયાથી અમે બંગાળ ચાલ્યા. બંગાળમાં હું પહેલવહેલો જતો હતો. ટ્રેનમાં રાત પૂરી કરી સવારે ઊઠયા ત્યાં સુજલા, સુફલા, મલયજશીતલા વંગભૂમિનું દર્શન થયું. બંગાળ એટલે નાનાંમોટાં તળાવોની ભૂમિ. ત્યાંના લોકો તેને પુકુર કહે છે. પુકુર એટલે પુષ્કર. મારો બંગાળનો પ્રથમ પરિચય બહુ આનંદદાયક ન નીવડયો. રાત્રે ઊંઘતાં ઊંઘતાં વિચાર આવતા હતા કે, રામકૃષ્ણ પરમહંસ અને સ્વામી વિવેકાનંદની વંગભૂમિ જોવાને મળશે; બિપિન પાલ અને અરવિંદ ઘોષની પુણ્ય-ભૂમિનું દર્શન થશે; ખુદીરામ બોઝ અને કનૈયાલાલ દત્તનો 'બાંગલા' હું સવારે ઊઠીને જોઈશ. 'આનંદમઠ' અને 'દેવી ચોધરાણી'માં વર્ણવેલી ભૂમિ પ્રત્યક્ષ થશે.

આવા મધુરા વિચાર કરતો કરતો હું સૂઈ ગયો. વૈશાખ મહિનો હતો એટલે બુવાએ પોતાનાં કપડાં ઉતારી ડબામાં ઉપર ટિંગાવી દીધાં અને તે પણ સૂઈ ગયા. સવારે ઊઠીને જોઈએ તો કપડાં ન મળે. બંગાળના દારિદ્યની દયા આવી. મને થયું કે કપડાં ઉઠાવી જનાર માણસ રાત્રે નજરે પડત તો મારાં કપડાં પણ એને ઉતારી આપત. મેં કલકત્તા જઈ કપડાં ઉતાર્યાં અને હરિદ્વારમાં જઈ ત્યાંના રામ-કૃષ્ણ સેવાશ્રમમાં મારાં બધાં કપડાં આપી દીધાં, પણ તેનું કારણ જુદું હતું.

ટ્રેન લીલુઆ સ્ટેશન આગળ થોભી. અમે ઊતર્યા. ત્યાં જઈ વિવેકાનંદનો બેલુડ મઠ કયાં છે એમ અમે પૂછ્યું. કોઈને બેલુડ મઠની ખબર ન હતી. ચોખંડમાં વિખ્યાતિ પામેલા વિવેકાનંદનો મઠ કયાં છે એની લીલુઆ સ્ટેશન પર કોઈને જ ખબર ન મળે! કેટલા દુ:ખની વાત! રખડતા રખડતા અમે બેલુડ ગામમાં જઈ પહોંચ્યા. ત્યાં એક વૃદ્ધ 'ભદ્ર પુરુપ' મળ્યો. એણે સજ્જનતાથી કહ્યું, 'ચાલો હું તમને બેલુડ મઠ સુધી પહોંચાડું.' સવારથી મળેલા જવાબ પરથી આટલી સજ્જનતાની મેં અપેક્ષા રાખી ન હતી. તે માણસની પાછળ પાછળ અમે ચાલ્યા. પણ અરે દૈવ! ડોસાનો વેગ કીડીના વેગથી વધે જ નહીં. વખત ગુમાવવાના દુ:ખ કરતાં, અમારે લીધે આ વૃદ્ધ માણસને આટલી તકલીફ પડે છે, એનું જ મને વધારે દુ:ખ થયું. મેં કહ્યું, 'મહાશય, હું મારો રસ્તો ખોળી લઈશ. આપને

તકલીફ આપવા હું નથી ઈચ્છતો.' તેમણે કહ્યું, 'ના ના, મારે પણ મઠમાં જ જવું છે.' થયું, હવે તો અમારે પણ કીડીને વેગે ટગુમગુ કર્યા વગર છૂટકો જ નહોતો.

બેલુડ મઠમાં રામકૃષ્ણ પરમહંસ અને સ્વામી વિવેકાનંદની સમાધિઓ છે. મઠ બરાબર ગંગા નદીના કાંઠા પર છે. એક છેડા ઉપર દીવાદાંડી સમો લાલ દીવો પણ છે. અમે જઈને મઠપતિ સ્વામી પ્રેમાનંદને નમસ્કાર કર્યા. 'આવો, બેસો' કહી તેઓ પાછા પોતાને કામે વળગ્યા. એટલામાં એકબે બ્રહ્મચારીઓ અમારી પાસે આવ્યા. તેમાંના એકે મને પૂછ્યું, 'તમે પાછા ક્યારે જવાના? અહીં કેટલા દિવસ રહેવા માગો છો?' હું કબૂલ કરું છું કે આવા સ્વાગતને માટે હું તૈયાર ન હતો. મને લાગ્યું કે હું એક અનિષ્ટ પરોણો છું! મેં કહ્યું, 'ભાઈ, હું તો આવતી કાલે જ જવાનો છું.' આટલું અભયદાન દીધા પછી મને લાગ્યું કે હવે વાતો કરી શકાય. એક જણને મેં પૂછ્યું, 'સ્વામી વિવેકાનંદની સમાધિ ક્યાં છે?' તેમણે કહ્યું, 'તે હજી બંધાય છે. સ્વામીજી મહારાજનું આરસનું પૂતળું તૈયાર છે, જે સમાધિની ઓરડીમાં છે. તે તમને બતાવી શકું.'

કાશી અને ગયાની ત્રિસ્થળીની યાત્રા હું કરી આવ્યો હતો. પણ જેમના ધર્મગ્રંથો વડે મારામાં ધર્મશ્રદ્ધા ફરી સ્થાપિત થઈ તે સ્વામી વિવેકાનંદની સમાધિનાં દર્શન એ મારી દૃષ્ટિએ મહાયાત્રા હતી. ડગલે ને પગલે મારા હૃદયમાં શ્રદ્ધા અને ભક્તિ ઊછળવા લાગ્યાં. બસ, ચાળીસ-પચાસ કદમ ચાલીશ એટલે મારા આટ-આટલાં વર્ષના મનોરથો પૂર્ણ થશે – યાત્રાનું સુફળ મળશે. સંશયવાદની સુષુપ્તિમાં પડેલા ભારતવર્ષને અમેરિકાની સર્વધર્મપરિષદના વ્યાસપીઠ ઉપરથી જગાડનારા સ્વામી વિવેકાનંદનાં – સંગેમરમરના રૂપમાં ભલે હોય – દર્શન થશે એ મારા વલોવાયેલા હૃદયને માટે ઓછું ન હતું. સમાધિની ઓરડીમાં અમે ગયા. મેં અત્યંત ભક્તિભાવે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા અને ક્ષણેકને માટે લગભગ બેભાન થઈ ગયો.

પાછા ફરી નદીના ઘાટ પર નાહી લીધું. ઘાટ પાસે મોટી મોટી કોઠીઓની એક હાર હતી. તે તરફ લક્ષ જતાં મેં તે વિશે ત્યાંના એક બ્રહ્મચારીને પૂછ્યું. તેમણે કહ્યું, 'ગંગા અહીં સમુદ્રથી બહુ દૂર નહીં હોવાથી સમુદ્રની ભરતી અહીં આવે છે તે વખતે નદીનું પાણી ખારું થઈ જાય છે; અને સમુદ્રમાં જ્યારે ઓટ થાય છે ત્યારે પાણી મીઠું થાય છે. એટલા માટે ઓટ હોય ત્યારે પીવાનું પાણી અમે આ કોઠીઓમાં ભરી રાખીએ છીએ.'

નાહીધોઈને મંદિરમાં પ્રવેશ કર્યો. ત્યાં ઉપલે મેડે રામકૃષ્ણ પરમહંસનાં અસ્થિ એક ત્રાંબાના ડબામાં રાખવામાં આવ્યાં છે, અને તે ડબા ઉપર રામકૃષ્ણ પરમહંસનો એક નાનોસરખો ફોટો રાખવામાં આવ્યો છે. તેની જ પૂજા થાય છે. પાછળની બાજુએ એક ધ્યાનની ઓરડી છે. આ વ્યવસ્થા મને ખૂબ ગમી. ધ્યાનના ઓરડામાં હમેશ શાંતિ હોય છે. ગમે તેટલા લોકો ધ્યાન કરે તોપણ કોઈને બીજાની ખલેલ ન પહોંચે. અવાજ કર્યા વગર માણસ અંદર આવીને બેસે અને અવાજ કર્યા વગર બહાર જાય.

સામાન્ય રીતે સભામાં પણ આવવાજવાથી બીજાઓને તકલીફ ન થાય એ તરફ બંગાળી લોકોનું ધ્યાન ખાસ હોય છે. ઘણા લોકો બેઠા હોય અને વચમાંથી જવું પડે તો નીચે નમી, પોતાને કઈ દિશામાં જવું છે એ સૂચવવા માટે એક હાથ આગળ કરી, દરેક જણની માફી માગતો હોય એવી મુદ્રા ધારણ કરી, માણસ ભીડમાંથી પસાર થઈ જાય છે.

ધ્યાનમંદિરમાં બેસી અમે ધ્યાન કર્યું. પરમહંસની સમાધિ આગળ બેસી ગીતા અને ઉપનિષદનો પાઠ કર્યો. મારા આ સ્વાધ્યાય અને શુદ્ધ સંસ્કૃત ઉચ્ચારને લીધે ત્યાંના બ્રહ્મચારીઓમાં મારી પ્રતિષ્ઠા જરા વધી એમ મેં જોયું.

મંદિરમાંથી અમે પાછા મઠમાં ગયા. ત્યાં ઉપલે મેડે સ્વામીજી મહારાજની ઓરડી હતી. આ ઓરડીમાં સ્વામી વિવેકાનંદ રહેતા હતા તે વખતે ઓરડીની જે સ્થિતિ હતી તેવી ને તેવી જ જાળવી રાખી છે. સ્વામીજી મહારાજની સૂવાની ગાદી, તેમનો ફેંટો, 'અલખલ્લો' (અંગરખા જેવી કફની) તથા કાનટોપી અને તેમનું મોટું કમંડલુ, હુક્કો – સઘળી વસ્તુઓ સંભાળપૂર્વક ત્યાં ગોઠવી રાખેલી છે. મારા જેવા પ્રેક્ષકને ઓરડીની અંદર જવાની રજા હોઈ ન શકે. બારણામાં જ આડો આગળો હતો ત્યાંથી મેં ડોકિયું કર્યું અને પાછો ફર્યો. અજ્ઞાત ભિખારીની પેઠે આખો દેશ ઘૂમી હિંદુ ધર્મ અને સમાજની આધુનિક સ્થિતિ તેઓ જ્યારે નિહાળતા હતા ત્યારે જે મોટું કમંડલુ તેઓ સાથે ફેરવતા હતા તેણે જ મારું ધ્યાન ખેંચ્યું. આ કમંડલુના પેટમાં કેટલા કીમતી અનુભવો સમાયેલા હશે તેનો હું વિચાર કરવા લાગ્યો.

બપોરે જમવાનો વખત થયો. બંગાળી લોકો માછલાં ખાય છે એ હું જાણતો હતો, તેથી મેં મઠપતિને ખાસ જઈને કહ્યું કે હું શાકાહારી છું. તેમણે કહ્યું, 'તમારે બીવાનું કારણ નથી. તમને અહીં શાકાહાર જ મળશે.' અમે જમવા બેઠા. બંગાળી ભોજન જમવાનો આ મારે પહેલવહેલો પ્રસંગ હતો. બંગાળી લોકોનો મુખ્ય આહાર ભાત અને શાક જ છે. શાક એટલી જાતનું હોય અને એટલું બધું હોય છે કે, ભાતને માટે શાક હોય છે કે, શાકને માટે ભાત એવી શંકા મારા મનમાં સહેજે આવી ગઈ. એક વર્ષ ઉપર મેં મરચાંમસાલાનો ત્યાગ કર્યો હતો. અને અહીં તો શાકમાં મરચાંનો ઉપયોગ ઉદારતાથી કરવામાં આવ્યો હતો. દરેક કોળિયા સાથે મારે પાણી પીવું પડતું હતું. એટલામાં મારા ભાણામાં – કેળના પાંદડા ઉપર – ઘીના જેવું કંઈક જામી ગયેલું તેના પર મારી નજર પડી. મેં માન્યું કે હવે મરચાંનું ઓસડ મળી ગયું; પણ દુર્ભાગ્યે એ તો દેવતામાં શેકેલા બટાટાનો છૂંદો હતો અને તેમાં પણ લીલાં મરચાં હતાં.

प्रायो गच्छति यत्र भाग्यरहितस्तत्रैव यान्त्यापदः ।

જમીને બગીચામાં હાથ ધોવા ગયો. મેં વિચાર્યું કે, હાથ ધોવાનું પાણી ગમે તેમ રેડીએ તેના કરતાં ફૂલઝાડને પાણી મળે તો ઠીક. મેં હાથ ધોવાનું શરૂ કર્યું ત્યાં તો બેત્રણ બ્રહ્મચારીઓએ હાહાકાર મચાવી મૂક્યો. તેઓ અંગ્રેજીમાં બરાબર

ન સમજાવી શકે અને હું તેમની બંગાળી ભાષા ન સમજી શકું. આખરે ખબર પડી કે, આ ઝાડનાં ફૂલ ઠાકોરજીને ચડાવવામાં આવે છે તેને એઠું પાણી પવાય નહીં.

હું અજાણ્યો માણસ અને મારો એ પહેલવહેલો અપરાધ હતો, એટલે એક ભાઈએ ક્ષમા આપવાનો ઠરાવ મૂકયો; અને કેટલાકોએ ઉદારતાથી અને બીજાઓએ શિક્ષા કરવાનો ઉપાય ન સૂઝવાથી તે સ્વીકાર્યો એમ મેં જોયું.

મારું દક્ષિણી ચોખ્ખાઈનું અભિમાન ગળી ગયું. સાચે જ, પૂજાનાં ફૂલઝાડોને એઠું પાણી કેમ અપાય? કર્ણાટકમાં લિંગાયત લોકો પોતાની ન્યાતના લોકોના હાથનું જ પાણી પીએ છે; એટલું જ નહીં પણ, ચુસ્ત લિંગાયત જે ગાયનું દૂધ પીતો હોય તે ગાયને માટે ઘાસ અને પાણી પણ લિંગાયતે જ આણેલું હોવું જોઈએ. શાસ્ત્રમાં લખેલું જ છે: आहारशुद्धौ सत्त्वशुद्धिः ।

બપોરે બ્રહ્મચારીઓને નવરાશ હતી એટલે તેમની સાથે વાતો કરવામાં વખત ગાળ્યો. બ્રહ્મચારીઓમાં એક મુસલમાન હતો. તે પણ કાલીનો ઉપાસક બન્યો હતો અને પરમહંસના ઉપદેશનો અનુવાદ કરવામાં સમય ગાળતો હતો. તેણે મને પૂછ્યું, 'તમે ગુરુ મહારાજનો ઉપદેશ વાંચ્યો છે?' મેં કહ્યું, 'હા જી.' મારી પરીક્ષા લેવા એણે સવાલ પૂછ્યો, 'કહો ત્યારે, કાલીનો વર્ણ શ્યામ શા માટે છે?' મેં કહ્યું, 'શ્યામવર્ણ આકાશનો છે. આકાશ અનંત છે. કાલી પણ અનંત છે. માટે કાલી પણ શ્યામ છે.' તેમણે કહ્યું, 'બરાબર.' હું પાસ થયો અને તેમના વાદવિવાદમાં ભળવાને લાયક થયો. તેમને સામો પ્રશ્ન પૂછવાની મને ચળ ઊપડી. મેં કહ્યું, 'સ્વામી વિવેકાનંદની 'Kali the Mother (કાલીમાતા) એ કવિતાનું રહસ્ય સમજાવશો?' તેમણે કહ્યું, 'ચાલો સ્વામી પ્રજ્ઞાનંદ પાસે, તેઓ સમજાવશે.' મારી બાજી બગડી. લાંબા વખત સુધી વિનોદ કરવાની મારી વૃત્તિ ન હતી, પણ સ્વામી પ્રજ્ઞાનંદ પાસે ગયા પછી મારે ઠાવકું મોઢું કરી જિજ્ઞાસુ બનવું જ પડ્યું. તેમણે મને કહ્યું, 'તમે પોતે આ કવિતાનું રહસ્ય શું માનો છો?' મેં ટૂંકામાં કહી દીધું. તેમણે કહ્યું, 'બરાબર છે,' એટલે હું છૂટયો.

આ સ્વામી પ્રજ્ઞાનંદ જાણવા જેવી વ્યક્તિ હતી. તેમનું મૂળ નામ દેવવ્રત બોઝ. તેઓ એક જાણીતા બ્રાહ્મસમાજી હતા. મિત્રમંડળમાં તેમની ખ્યાતિ ખૂબ હતી. અલીપુર બૉમ્બ કેસમાં તેઓ સપડાયા હતા, પણ આખરે છૂટયા. લાંબા વખત સુધી તેમનો મુકદ્દમો ચાલેલો. તે દરમિયાન તેમને જેલમાં રહેવું પડેલું. ઘણા લોકોને જેલમાં પહેલી જ વાર એકાંત મળે છે અને ત્યાં આત્મપરીક્ષણ કરી તેઓ પોતાના જીવનના આખા પ્રવાહમાં પલટો કરી નાખે છે. દેવવ્રત બોઝને એમ જ થયું. બ્રાહ્મો મટી તેઓ વેદાંતી બન્યા અને સંન્યાસ લઈ પ્રજ્ઞાનંદ થયા. બેલુડ મઠમાં આવ્યા પછી તેમણે બંગાળી 'ઉદ્‌બોધન' માસિકમાં 'ભારતેર સાધના' કરીને એક સુંદર લેખમાળા લખી હતી, જેમાં હિંદુસ્તાનને ભાગે ઈશ્વરે કયું કામ રાખ્યું છે તેની સરસ ચર્ચા કરી હતી. થોડા દિવસ પછી આ સ્વામી હિમાલય માયાવતી મઠમાં મઠપતિ થઈને રહ્યા હતા અને 'પ્રબુદ્ધ ભારત' માસિક ચલાવતા હતા. થોડાં વર્ષ આ કામ કર્યા પછી તેમણે સમાધિ લીધી.

મારે 'Gospel of Shri Ramkrishna'('શ્રીરામકૃષ્ણકથામૃત')ના લખનાર શ્રી 'M'ને મળવું હતું. અને બની શકે તો રામકૃષ્ણ પરમહંસનાં ધર્મપત્ની અને શિષ્યા શ્રીશારદામાતાનું પણ દર્શન કરવું હતું. 'M'ને અહીં બધા માસ્ટર મહાશય કહેતા. મેં મઠપતિ સ્વામી પ્રેમાનંદની રજા લીધી. તેમણે મારી સાથે એક બ્રહ્મચારી આપ્યો. અમે એક નાનકડી હોડીમાં બેસી સામે કાંઠે ગયા અને ત્યાંથી નાની સ્ટીમલૉંચમાં બેસી કલકત્તા ગયા. રસ્તામાં બ્રહ્મચારી જોડે ખૂબ વાતચીત થઈ. તેઓ બહુ મિલનસાર હતા. બંગાળના અનેક જુવાનોની પેઠે પહેલાં તેઓ ક્રાંતિકારક પક્ષમાં હતા. પછી ધાર્મિક વૃત્તિ વધતાં રાજકારણનો રસ ઓછો થયો અને એ રામકૃષ્ણ મિશનમાં દાખલ થયા. મેં તેમને પૂછ્યું, 'તમારો આદર્શ શો છે?' એમણે કહ્યું, 'અમને દીક્ષા મળી છે તે आत्मनो हिताय અને जगतः सुखाय જિંદગી વિતાડવી એ છે. સ્વામી મહારાજે મઠના બ્રહ્મચારીઓને કહી રાખ્યું છે કે, તમારી જિંદગી સોલ્જરના જેટલી કઠણ હોવી જોઈએ; તત્ત્વજ્ઞાનના કૂટમાં કૂટ પ્રશ્નની ચર્ચા કરી શકો એટલી તીવ્ર અને તેજસ્વી તમારી બુદ્ધિ હોવી જોઈએ; અને ખેતરમાં કામ કરી શાકભાજી ઉગાડી તે બજારમાં વેચી આવો એટલી સાદાઈ, મહેનત અને વ્યવહારકુશળતા તમારામાં હોવાં જોઈએ.' આ બ્રહ્મચારીએ બે જ દિવસમાં ખૂબ માયા લગાડી. બંગાળી લોકો ભાવનાપ્રધાન હોય છે એનો ખ્યાલ આ બ્રહ્મચારીએ મને આપ્યો. એને હું ભૂલું એમ નથી.

અમે માસ્ટર મહાશય – મહેન્દ્રનાથ ગુપ્તને મકાને આવી પહોંચ્યા. તેઓ પૂજામાં બેઠા હતા એટલે જરા રાહ જોવી પડી. હું રાહ જોતો બેઠો એટલામાં તેમની ભવ્ય મૂર્તિ બહાર આવી. તેમણે શ્વેત વસ્ત્ર ધારણ કરેલાં હતાં. લાંબી દાઢી છાતી પર શોભતી હતી. ગંભીરતા અને નમ્રતા એ એમની મુખાકૃતિની વિશેષતા હતી. તેઓ ભોંય પર જ બેઠા. મારા મિત્ર ગુણાજીએ 'Gospel of Shri Ramkrishna'નું ભાષાંતર મરાઠીમાં કર્યું હતું તેમાં મારો હાથ હતો, એટલે એને વિશે જ વાતો શરૂ થઈ. મારો પરિચય થયા પછી તેમણે સમાધાન દર્શાવતાં કહ્યું, 'ત્યારે 'Gospel'નું ભાષાંતર કરનાર શુષ્ક પંડિત નથી, પણ સાધુ પણ છે!'

માસ્ટર મહાશય સાથે વધુ વાતચીત ન થઈ. અમે 'ઉદ્‌બોધન' કાર્યાલયમાં શ્રી શ્રીમાનું દર્શન કરવા ગયા. શ્રી શ્રીમા એટલે શારદામાતા. કાર્યાલયમાં બારણા આગળ જ એક ઓરડી હતી ત્યાં સ્વામી શારદાનંદ બેઠા હતા. સ્વામી શારદાનંદ આખા રામકૃષ્ણ મિશનના તંત્રી છે. આખી દુનિયામાં જ્યાં જ્યાં રામકૃષ્ણ મિશનની સંસ્થાઓ ચાલે છે તે બધી ઉપર તેમની દેખરેખ છે. એટલે તેમના ઉપર કાર્યભાર ઘણો છે. પોતાના આસન ઉપર પગ લાંબા કરીને બેસે છે અને આખો દિવસ કામ કરે છે. એમનું શરીર ઉઘાડું હતું અને પેટ બહુ જ મોટું હતું. એક જ ઠેકાણે બેસી હંમેશ કામ કરવાનું તેનું અને બંગાળી આહારનું જ એ પરિણામ હતું. साधु चलता भला એ કહેવતનું રહસ્ય મેં નવા અર્થમાં જોયું.

'નમો નારાયણ' કહી મેં એમને નમસ્કાર કર્યા. 'નારાયણ' કહી એમણે મને આશીર્વાદ આપ્યો. એ આપણો જૂનો રિવાજ છે. સંન્યાસીને આ જ શબ્દમાં નમસ્કાર કરાય. નમસ્કાર કરી અમે અંદર ગયા. થોડો વખત રાહ જોયા પછી દર્શનની રજા મળી. રામકૃષ્ણ પરમહંસના અનુયાયીઓ શારદામાતાને દુર્ગાનો અવતાર માને છે. અને કોઈ પણ મહત્ત્વનું કાર્ય એમને પૂછ્યા વગર કરતા નથી. શારદામાતાનું દર્શન મેં અત્યંત ભક્તિપૂર્વક કર્યું. પતિને જ ગુરુ કરી તેમની ઈશ્વરની પેઠે જીવનપર્યંત શુદ્ધ સેવા કરનાર અને તેમની સમાધિ પછી ચોવીસે કલાક રામકૃષ્ણ પરમહંસના ધ્યાનપૂજનમાં જિંદગી વિતાડનાર આ તપસ્વિની બ્રહ્મચારિણી આદર્શ પત્નીનું દર્શન હું મારી જિંદગીનું એક અદ્વિતીય અહોભાગ્ય સમજું છું. મેં સાષ્ટાંગ પ્રણામ કર્યા. સાધારણ ભાષાને અભાવે વાતચીત થઈ શકે એમ તો હતું જ નહીં. મેં ભક્તિ અને આર્જવપૂર્વક તેમને ચરણે દૃષ્ટિપાત કર્યો; તેમણે માતૃવાત્સલ્યથી આશીર્વાદ આપ્યો અને અમે પાછા ફર્યા.

બીજે દિવસે વૈશાખી પૂર્ણિમા હતી. મઠમાં બોધિઉત્સવ હતો અને ગંગા નદીને કાંઠે ખરડહ નામના ગામડામાં ચૈતન્યનો ઉત્સવ હતો. તેમાં હાજર રહેવાને મઠને આમંત્રણ હતું. સ્વામી પ્રેમાનંદે તે આમંત્રણમાં મને પણ ભેળવી લીધો. અમે બીજે દિવસે ત્યાં ગયા.

## ૭. ભક્તિના ધામમાં

ખરડહનું નામ બંગાળના ધાર્મિક ઈતિહાસમાં પ્રસિદ્ધ છે. ગૌરાંગપ્રભુ શ્રીચૈતન્યના કૃપાપ્રસાદથી નેડાનેડી લોકો આ જ ઠેકાણે શુદ્ધ થયા હતા. આ નેડાનેડી લોકો મૂળ કોણ હતા, તેઓ અશુદ્ધ શાથી ગણાયા, એ કોણ કહી શકે? કોઈ માને છે કે તેઓ મુસલમાન હતા અને કોઈ કહે છે કે મલેક કફુરે બૌદ્ધ લોકોનો નાશ કર્યો તેમાંથી બચેલા લોકો તે આ હતા. મુસાફરો ઈતિહાસ અને દંતકથા સાંભળે છે, પણ તેની ચર્ચા કરવા બેસતા નથી. નવરાશ જ હોય તો કલ્પનાતરંગ ચલાવે. જ્યારે નેડાનેડી લોકોને શુદ્ધ કરવામાં આવ્યા ત્યારે તેઓને ખબર નહોતી કે પોતે કોણ છે. તેઓ શા માટે બહિષ્કૃત છે એનું પણ તેમને ભાન ન હતું. તેઓ એટલું જ જાણતા હતા કે સમાજને તેમનો સહવાસ પ્રિય નથી. તિરસ્કારનું કારણ જો જાણત તો તે વખતે તેઓ સુધરવાનો પ્રયત્ન કરત. અને જેઓ તેમનો તિરસ્કાર કરતા હતા તેમને પણ તિરસ્કારનાં કારણની ક્યાં ખબર હતી? પરંપરા ચાલતી આવી છે માટે તિરસ્કાર કરવો જોઈએ, ન કરીએ તો અધર્મ થાય; આપણા ઋષિમુનિઓએ એ બધું કરી મૂક્યું છે; તેઓ સર્વજ્ઞ હતા; આપણે અલ્પજ્ઞ છીએ અને અલ્પજ્ઞ જ રહેવાના; કારણ શોધવા જવું એમાં ધૃષ્ટતા છે, નાસ્તિકતા છે; એટલે જે ચાલતું આવ્યું છે તે જ આગળ ચલાવવું જોઈએ;—એ વૃત્તિ સમાજની.

અને નેડાનેડી લોકો? તેઓ એમ જ માનતા કે ઈશ્વરે આપણને અસ્પૃશ્ય સરજ્યા છે. આપણાં પૂર્વકર્મ ખોટાં હશે તેથી આપણે આ જાતિમાં જન્મ્યા. ઉપલા વર્ણોએ પુણ્ય કર્યું છે તેથી તેમને આપણો તિરસ્કાર કરવાનો–આપણને તુચ્છ લેખી ગાળો ભાંડવાનો હક છે.

બંનેને સમાધાન હતું કે આ સ્થિતિમાં કંઈ અન્યાય નથી. એવામાં ચૈતન્ય મહાપ્રભુની ભક્તિ બંગાળમાં જાગ્રત થઈ. તેમને આ સ્થિતિ રુચી નહીં. ભક્તિએ નેડાનેડી લોકોને કહ્યું, 'પરમાત્માને ઘેર નસીબનું રાજ્ય નથી. ઈશ્વરનું નામ લો, તમે પવિત્ર છો.' નેડાનેડી પાવન થયા ને વૈષ્ણવો બન્યા.

આ શુદ્ધિ વિરોધ વગર નહીં જ થવા પામી હોય; સનાતન ધર્મનું અભિમાન ધરાવનાર 'ધર્મસંરક્ષકો'એ આ અધર્મ (?) અટકાવવાનો પ્રયત્ન કરવામાં કંઈ પણ મણા નહીં રાખી હોય. પણ તેમનાં નામ સુધ્ધાં આપણે જાણતા નથી. સનાતન હિંદુ ધર્મમાં પોતાના અંધ ભક્તોના સકંજામાંથી બચી જવાની શક્તિ છે, તેથી જ તે આજ સુધી જીવતો રહી શક્યો છે.

હોડીમાં બેસી નદીના પ્રવાહ પર પ્રવાસ કરવો એના જેવું કાવ્ય બીજે ભાગ્યે જ મળતું હશે. બપોરે જમીને નીકળેલા અમે બેત્રણ વાગ્યે ખરડહ પહોંચ્યા હોઈશું. વૈશાખી પૂર્ણિમાનો દિવસ એટલે તાપ સખત પડતો હતો. પણ ગંગામૈયાના શીતળ સ્રોત ઉપરથી વહેતો પવન તડકાનો ત્રાસ હળવો કરી નાખતો હતો. આ તરફ ઈંટ-ચૂનાથી બાંધેલા નદીના ઘાટ જોવાલાયક હોય છે. ગામડાંની સ્ત્રીઓ જ્યારે પાણી ભરવા આવે છે ત્યારે તેમને જોઈને દયા ઊપજે છે. તેમની સાડી બહુ ટૂંકી અને તેથી તંગ હોય છે. સાડી પહેરીને હરવાફરવામાં તેમને ખૂબ અગવડ પડતી હશે એમ લાગે છે. પણ તેમના મોઢા પર દુઃખનું સહેજ પણ ચિહ્ન દેખાતું ન હતું. ખરડહમાં મુખ્ય મંદિરના પ્રાંગણમાં અનેક લોકો ભજન કરતા હતા. ઝાંઝ, મંજીરા, કરતાળ, મૃદંગ વગેરે વાદ્યો વાગી રહ્યાં હતાં. અને દરેક જણ ભક્તિરસમાં એટલો માતાલ (મસ્ત) બની ગયો હતો કે જાણે દરેકને એક એક જબરદસ્ત ભૂત વળગ્યું ન હોય!

મહારાષ્ટ્રમાં પંઢરપુરમાં લોકોને ભજનઘેલા બનેલા મેં જોયા છે. પણ તેમનામાં કંઈક સૌમ્યતા હોય છે. અહીં ભક્તિની મસ્તીમાં લોકો એકબીજા સાથે હરીફાઈ કરતા હોય એમ જ દેખાતું હતું. અનેક વાદ્યોના સ્વરસંમેલનથી અને બેહોશ થયાના હાવભાવ કરવાથી એક જાતનો ભક્તિરસ તો જરૂર પેદા થાય છે. પણ તેથી સ્વાભાવિક પુષ્ટિ મળતી હશે એમ મને નથી લાગતું. એ એક જાતનો કેફ જ ગણવો જોઈએ.

આ પછી અમે બેલુડ મઠના સંન્યાસીઓ અને બ્રહ્મચારીઓને આમંત્રણ આપનાર અમારા મેજબાનને ત્યાં ગયા. એમણે અમને ફલાહાર કરવાનો આગ્રહ કર્યો. હું ખાંડ ખાતો ન હતો તેમ જ એક જ વાર અન્ન લેવાનો મારો નિયમ હતો તેથી મેં તો લાલ તડબૂચ ખાવાનું જ પસંદ કર્યું. ખાવાના આગ્રહની તો

મણા ન હતી. અમારી સાથેના સાંન્યાસીઓ વધારે લેવાની ના પાડે ત્યારે યજમાન કહે, 'તમને ન ભાવે તો થાળીમાં રહેવા દેજો. અમને તેટલો વધારે પ્રસાદ મળશે.' મેં વિવેકનો વિચાર છોડી દઈ કહ્યું, 'બીજાનું ઉચ્છિષ્ટ ખાવું એમાં ધર્મની હાનિ છે એમ હું માનું છું. ઉચ્છિષ્ટ ખાવામાં પ્રેમની એકતા છે એ હું સ્વીકારું છું, પણ ન ખાવામાં ધાર્મિક સંયમ છે.' હું ટીકા કરતો હતો એ જ વખતે ડાબા હાથમાં પ્યાલું લઈ પાણી પીવા લાગ્યો એ જોઈ એક બંગાળી જુવાને કહ્યું, 'આ શું? ડાબા હાથે પાણી પીઓ છો?' મેં જવાબ આપ્યો, 'જમણો હાથ એઠો છે. એઠા હાથે વાસણ કેમ બગાડાય?' એ હસ્યો. એના હસવામાં તિરસ્કાર હતો. એને થતું હતું કે, આ જંગલી માણસને વિવેકનું ભાન ક્યાંથી હોય? ડાબા-જમણા હાથ વચ્ચેનો ભેદ એ ક્યાંથી સમજે? ડાબો હાથ તો સવારે શરીરશુદ્ધિને માટે વપરાય. તે હાથે પાણી કેમ પિવાય? મારા મનમાં થતું કે બે હાથે લોટની કણક બાંધવી હોય ત્યારે આ લોકોની ડાબા હાથની સૂગ ક્યાં ઊડી જતી હશે?

હિંદુસ્તાનમાં સ્વચ્છતા, પવિત્રતા, લાજ, સિદ્ધ અને નિષિદ્ધ, ચોખ્ખું, એઠું વગેરે વિશેની કલ્પના દરેક ઠેકાણે ચોક્કસ થઈ ગયેલી છે; પણ બે પ્રાંત અથવા બે કોમની કલ્પનાઓનો મેળ ખાતો નથી. કાશ્મીરમાં હાથ એઠો ન થાય એટલા માટે ડગલાની લાંબી બાંયમાં રોટી કે રોટલો પકડી ખાનાર લોકો મને બૂટ પહેરવામાં હાથનો ઉપયોગ કરતો જોઈ હસતા હતા. અને પોતે ખાટકીને ત્યાંથી ફળો વેચાતાં લઈ ધોયા વગર ખાતા હતા! આપણા દેશના ધર્મચુસ્ત લોકો જો બીજા પ્રાંતમાં જઈ ત્યાંના લોકોની મહેમાનગીરી બબ્બે મહિના સ્વીકારવાનું વ્રત લે તો, હું માનું છું કે, આપણી ધર્મ વિશેની કલ્પના ઘણી સુધરી જાય.

ફલાહાર પછી સંગીત શરૂ થયું. મેં રવિબાબુનું 'અયિ ભુવનમનમોહિની' સંભળાવવાની વિનંતી કરી. નવયુવકો ત્યાં ઘણા ભેગા થયા હતા, પણ 'મનમોહિની' ગાવાને કોઈ તત્પર જણાયું નહીં. એક જણે કહ્યું, 'અમે અહીં ફક્ત ધાર્મિક સંગીત ગાઈએ છીએ.' આખરે એક જણે આતિથ્યધર્મનો ભંગ ન થાય તેટલા માટે 'મનમોહિની' ગાઈ સંભળાવ્યું અને બધાએ તે સહન કર્યું! મને શંકા છે કે, એ યુવકમંડળમાં કેટલાક જણ તો ક્રાંતિવાદી હતા જ. એક જણે મને પૂછ્યું, 'બંગાળી લોકોની તંદુરસ્તી વિશે તમારો શો અભિપ્રાય છે?' મેં કહ્યું, 'સામાન્ય રીતે તેઓ નબળા દેખાય છે.' પેલો મારા શરીર તરફ નજર કરી તિરસ્કારથી હસ્યો. હું સમજ્યો. ને મેં જવાબ આપ્યો, 'મને મહારાષ્ટ્રનો પ્રતિનિધિ નહીં ગણતા, હો.' અમે બંને હસી પડ્યા. એણે કહ્યું, 'અમારે અમારા ખોરાકમાં ફેરફાર કરવો જોઈએ. ઘઉં વગર કૌવત ન જ વધે.'

બંગાળનું ગામડાનું જીવન સાદું અને સુંદર છે. બંગાળી ઝૂંપડીઓનાં છાપરાં ઘાટદાર રૂપાળાં હોય છે. એમની દીવાલો સુંદર માટીથી રંગેલી હોય છે. જ્યાં જાઓ ત્યાં ગાયનવાદન સંભળાય છે. પણ જાતિભેદની કડકાઈને લીધે ગામમાં એકતા બરાબર જળવાતી નહીં હોય એમ હું માનું છું. ખરડહ જેવા નાના

ગામડામાં પણ મોટા મોટા પંડિતો વસે છે અને પ્રતિષ્ઠાની અપેક્ષા રાખ્યા વિના વિદ્યાની ઉપાસના કરે છે.

પાછા આવતાં સૂર્યાસ્ત થવા આવ્યો હતો. હવે નદીના વહેણ સાથે જવાનું હતું. નદીના પ્રવાહમાં અમે તણાવા લાગ્યા. અમારી સાથેના બ્રહ્મચારીઓ રામપ્રસાદનાં ભજનો ગાતા હતા.

## ૮. રામની રાજધાની

મારી સાથે બુવા હતા; તેઓ રામદાસી સંપ્રદાયના. શંકરાચાર્યે સંન્યાસીઓનાં દસ નામ એટલે પ્રકાર નક્કી કર્યાં, ચાર મઠ સ્થાપન કર્યા, બ્રહ્મચારીઓના ચાર પ્રકારો ગોઠવી આપ્યા, અને તે દિવસથી હિંદુસ્તાનના સાધુઓના જીવનમાં એક જાતની સુવ્યવસ્થા આવી ગઈ. શંકરાચાર્ય ધર્મક્ષેત્રમાં સમુદ્રગુપ્ત ને નેપોલિયન જેવા વિજેતા હતા, રાજા ટોડરમલ કે શિવાજી જેવા વ્યવસ્થાપક હતા, તુલસીદાસ જેવા કવિ હતા, બુદ્ધ ભગવાન જેવા આત્મવિશ્વાસી હતા, જ્ઞાનેશ્વર જેવા સાહિત્યાચાર્ય હતા અને વ્યાસ જેવા વિશાલબુદ્ધિ હતા. તેમણે સનાતની હિંદુઓને જે વ્યવસ્થા કરી આપી તેના અવશેષ હજુયે કાયમ છે. સાચે જ શ્રી શંકરાચાર્ય હિંદુધર્મસમ્રાટ ગણાય.

તેમણે ઠરાવેલાં સંન્યાસીઓનાં દસ નામ ગિરિ, પુરી, ભારતી, તીર્થ, સરસ્વતી વગેરે છે. બ્રહ્મચારીઓના ચાર વિભાગમાં સ્વરૂપ સંપ્રદાય નામનો એક છે. તેનો એક મઠ અયોધ્યામાં છે. મહારાષ્ટ્રમાં ધાર્મિક પુનર્જીવનને વ્યવસ્થિત સ્વરૂપ આપનાર શ્રીસમર્થ રામદાસ પોતે એ જ અયોધ્યામઠના અને સ્વરૂપ સંપ્રદાયના હતા એમ મનાતું આવ્યું છે.

અયોધ્યા જતાં બુવાને આનંદ અને ભક્તિના એટલા બધા ઉમળકા આવતા કે કોઈ પણ માણસ જોઈ શકત કે તેમની વૃત્તિ સ્વાભાવિક સ્થિતિમાં નથી.

आमुचे कुळीं हनुमन्त
हनुमन्त आमुचे कुळदैवत
स्वरूप संप्रदाय अयोध्या मठ

આવો એક સંકલ્પ રામદાસી પંથના લોકો સવારસાંજ બોલે છે. એ અયોધ્યામઠનું દર્શન કરવું એ બુવાને માટે અપૂર્વ લહાવો હતો.

મારી મુસાફરી દરમિયાન તીર્થનાં ત્રણ ધામો તરફ મારું ધ્યાન વિશેષ આકર્ષાયું છે: અયોધ્યા, હરદ્વાર અને અમૃતસર. ત્રણે ઠેકાણે કોણ જાણે શાને લીધે પણ મારું ચિત્ત વિશેષ પ્રસન્ન રહેલું છે. ત્રણે ઠેકાણે મારું કોઈ ઓળખીતું તો ન હતું. છતાં આ ત્રણે સ્થાનનાં દર્શનથી જ અને ત્યાંના વાતાવરણના અનુભવથી મેં વિશેષ પ્રસન્નતા અને આહ્‌લાદ અનુભવેલાં છે — ત્રણે ભિન્ન ભિન્ન સમયનાં પણ એક જ જાતનાં.

મણા ન હતી. અમારી સાથેના સંન્યાસીઓ વધારે લેવાની ના પાડે ત્યારે યજમાન કહે, 'તમને ન ભાવે તો થાળીમાં રહેવા દેજો. અમને તેટલો વધારે પ્રસાદ મળશે.' મેં વિવેકનો વિચાર છોડી દઈ કહ્યું, 'બીજાનું ઉચ્છિષ્ટ ખાવું એમાં ધર્મની હાનિ છે એમ હું માનું છું. ઉચ્છિષ્ટ ખાવામાં પ્રેમની એકતા છે એ હું સ્વીકારું છું, પણ ન ખાવામાં ધાર્મિક સંયમ છે.' હું ટીકા કરતો હતો એ જ વખતે ડાબા હાથમાં પ્યાલું લઈ પાણી પીવા લાગ્યો એ જોઈ એક બંગાળી જુવાને કહ્યું, 'આ શું? ડાબા હાથે પાણી પીઓ છો?' મેં જવાબ આપ્યો, 'જમણો હાથ એઠો છે. એઠા હાથે વાસણ કેમ બગાડાય?' એ હસ્યો. એના હસવામાં તિરસ્કાર હતો. એને થતું હતું કે, આ જંગલી માણસને વિવેકનું ભાન ક્યાંથી હોય? ડાબા-જમણા હાથ વચ્ચેનો ભેદ એ ક્યાંથી સમજે? ડાબો હાથ તો સવારે શરીરશુદ્ધિને માટે વપરાય. તે હાથે પાણી કેમ પિવાય? મારા મનમાં થતું કે બે હાથે લોટની કણક બાંધવી હોય ત્યારે આ લોકોની ડાબા હાથની સૂગ ક્યાં ઊડી જતી હશે?

હિંદુસ્તાનમાં સ્વચ્છતા, પવિત્રતા, લાજ, સિદ્ધ અને નિષિદ્ધ, ચોખ્ખું, એઠું વગેરે વિશેની કલ્પના દરેક ઠેકાણે ચોક્કસ થઈ ગયેલી છે; પણ બે પ્રાંત અથવા બે કોમની કલ્પનાઓનો મેળ ખાતો નથી. કાશ્મીરમાં હાથ એઠો ન થાય એટલા માટે ડગલાની લાંબી બાંયમાં રોટી કે રોટલો પકડી ખાનાર લોકો મને બૂટ પહેરવામાં હાથનો ઉપયોગ કરતો જોઈ હસતા હતા. અને પોતે ખાટકીને ત્યાંથી ફળો વેચાતાં લઈ ધોયા વગર ખાતા હતા! આપણા દેશના ધર્મચુસ્ત લોકો જો બીજા પ્રાંતમાં જઈ ત્યાંના લોકોની મહેમાનગીરી બબ્બે મહિના સ્વીકારવાનું વ્રત લે તો, હું માનું છું કે, આપણી ધર્મ વિશેની કલ્પના ઘણી સુધરી જાય.

ફલાહાર પછી સંગીત શરૂ થયું. મેં રવિબાબુનું 'અયિ ભુવનમનમોહિની' સંભળાવવાની વિનંતી કરી. નવયુવકો ત્યાં ઘણા ભેગા થયા હતા, પણ 'મનમોહિની' ગાવાને કોઈ તત્પર જણાયું નહીં. એક જણે કહ્યું, 'અમે અહીં ફક્ત ધાર્મિક સંગીત ગાઈએ છીએ.' આખરે એક જણે આતિથ્યધર્મનો ભંગ ન થાય તેટલા માટે 'મનમોહિની' ગાઈ સંભળાવ્યું અને બધાએ તે સહન કર્યું! મને શંકા છે કે, એ યુવકમંડળમાં કેટલાક જણ તો ક્રાંતિવાદી હતા જ. એક જણે મને પૂછ્યું, 'બંગાળી લોકોની તંદુરસ્તી વિશે તમારો શો અભિપ્રાય છે?' મેં કહ્યું, 'સામાન્ય રીતે તેઓ નબળા દેખાય છે.' પેલો મારા શરીર તરફ નજર કરી તિરસ્કારથી હસ્યો. હું સમજ્યો. ને મેં જવાબ આપ્યો, 'મને મહારાષ્ટ્રનો પ્રતિનિધિ નહીં ગણતા, હો.' અમે બંને હસી પડ્યા. એણે કહ્યું, 'અમારે અમારા ખોરાકમાં ફેરફાર કરવો જોઈએ. ઘઉં વગર કૌવત ન જ વધે.'

બંગાળનું ગામડાનું જીવન સાદું અને સુંદર છે. બંગાળી ઝૂંપડીઓનાં છાપરાં ઘાટદાર રૂપાળાં હોય છે. એમની દીવાલો સુંદર માટીથી રંગેલી હોય છે. જ્યાં જાઓ ત્યાં ગાયનવાદન સંભળાય છે. પણ જાતિભેદની કડકાઈને લીધે ગામમાં એકતા બરાબર જળવાતી નહીં હોય એમ હું માનું છું. ખરડહ જેવા નાના

ગામડામાં પણ મોટા મોટા પંડિતો વસે છે અને પ્રતિષ્ઠાની અપેક્ષા રાખ્યા વિના વિદ્યાની ઉપાસના કરે છે.

પાછા આવતાં સૂર્યાસ્ત થવા આવ્યો હતો. હવે નદીના વહેણ સાથે જવાનું હતું. નદીના પ્રવાહમાં અમે તણાવા લાગ્યા. અમારી સાથેના બ્રહ્મચારીઓ રામપ્રસાદનાં ભજનો ગાતા હતા.

## ૮. રામની રાજધાની

મારી સાથે બુવા હતા; તેઓ રામદાસી સંપ્રદાયના. શંકરાચાર્યે સંન્યાસીઓનાં દસ નામ એટલે પ્રકાર નક્કી કર્યા, ચાર મઠ સ્થાપન કર્યા, બ્રહ્મચારીઓના ચાર પ્રકારો ગોઠવી આપ્યા, અને તે દિવસથી હિંદુસ્તાનના સાધુઓના જીવનમાં એક જાતની સુવ્યવસ્થા આવી ગઈ. શંકરાચાર્ય ધર્મક્ષેત્રમાં સમુદ્રગુપ્ત ને નેપોલિયન જેવા વિજેતા હતા, રાજા ટોડરમલ કે શિવાજી જેવા વ્યવસ્થાપક હતા, તુલસીદાસ જેવા કવિ હતા, બુદ્ધ ભગવાન જેવા આત્મવિશ્વાસી હતા, જ્ઞાનેશ્વર જેવા સાહિત્યાચાર્ય હતા અને વ્યાસ જેવા વિશાલબુદ્ધિ હતા. તેમણે સનાતની હિંદુઓને જે વ્યવસ્થા કરી આપી તેના અવશેષ હજુયે કાયમ છે. સાચે જ શ્રી શંકરાચાર્ય હિંદુધર્મસમ્રાટ ગણાય.

તેમણે ઠરાવેલાં સંન્યાસીઓનાં દસ નામ ગિરિ, પુરી, ભારતી, તીર્થ, સરસ્વતી વગેરે છે. બ્રહ્મચારીઓના ચાર વિભાગમાં સ્વરૂપ સંપ્રદાય નામનો એક છે. તેનો એક મઠ અયોધ્યામાં છે. મહારાષ્ટ્રમાં ધાર્મિક પુનર્જીવનને વ્યવસ્થિત સ્વરૂપ આપનાર શ્રીસમર્થ રામદાસ પોતે એ જ અયોધ્યામઠના અને સ્વરૂપ સંપ્રદાયના હતા એમ મનાતું આવ્યું છે.

અયોધ્યા જતાં બુવાને આનંદ અને ભક્તિના એટલા બધા ઉમળકા આવતા કે કોઈ પણ માણસ જોઈ શકત કે તેમની વૃત્તિ સ્વાભાવિક સ્થિતિમાં નથી.

आमुचे कुळीं हनुमन्त
हनुमन्त आमुचे कुळदैवत
स्वरूप संप्रदाय अयोध्या मठ

આવો એક સંકલ્પ રામદાસી પંથના લોકો સવારસાંજ બોલે છે. એ અયોધ્યામઠનું દર્શન કરવું એ બુવાને માટે અપૂર્વ લહાવો હતો.

મારી મુસાફરી દરમિયાન તીર્થનાં ત્રણ ધામો તરફ મારું ધ્યાન વિશેષ આકર્ષાયું છે: અયોધ્યા, હરદ્વાર અને અમૃતસર. ત્રણે ઠેકાણે કોણ જાણે શાને લીધે પણ મારું ચિત્ત વિશેષ પ્રસન્ન રહેલું છે. ત્રણે ઠેકાણે મારું કોઈ ઓળખીતું તો ન હતું. છતાં આ ત્રણે સ્થાનનાં દર્શનથી જ અને ત્યાંના વાતાવરણના અનુભવથી મેં વિશેષ પ્રસન્નતા અને આહ્લાદ અનુભવેલાં છે—ત્રણે ભિન્ન ભિન્ન સમયનાં પણ એક જ જાતનાં.

કાશી જતાં પહેલાં માણસે કાશીનું જે કલ્પનાચિત્ર મનમાં દોરી રાખ્યું હોય તેના પ્રમાણમાં કાશીનું પ્રત્યક્ષ દર્શન નિરાશાજનક તો ન જ નીવડે. ગંગાના પ્રવાહ પર હોડીમાં બેસી ઘાટ પછી ઘાટ જોતા જોતા માણસના મોઢામાંથી જરૂર આશ્ચર્યના ઉદ્ગાર નીકળી જાય કે, 'મેં નહોતું ધાર્યું કે કાશીનો દેખાવ આટલો મનોહર હશે, આટલો ભવ્ય હશે!'

અયોધ્યા વિશે એથી ઊલટું છે. અયોધ્યા તો રામરાજ્યની રાજધાની. અયોધ્યાનું નામ સાંભળતાંની સાથે કલ્પનામાં એક અતિ વિશાળ મનોહર નગરીનું ચિત્ર ખડું થાય છે. આટલી ભવ્ય કલ્પના લઈને માણસ ગયો હોય ત્યાં તો અયોધ્યાનું સ્ટેશન જોઈને જ નિરાશ થઈ જાય છે. જ્યાં હરહંમેશ લાખો યાત્રાળુઓની અવરજવર છે ત્યાં તેમની સગવડની કશી સંભાળ નથી રાખવામાં આવતી એમ જોઈ, આજનું રાજ્ય દેશી પ્રજા માટે નથી જ અને તેમાં પણ ગરીબોને માટે તો નથી જ નથી, એવી ખાતરી થયા વિના રહેતી નથી.

અયોધ્યામાં નદીનો પ્રવાહ ઘાટથી બહુ જ દૂર ગયેલો છે. નદીનો પટ ખૂબ પહોળો અને તેથી રેતાળ છે. રેતી ઉપરથી જતાં ગાડાંને ભારે મુશ્કેલી પડે છે. તેથી ત્યાંના લોકોએ ચીલા નીચે લાકડાનાં બબ્બે પાટિયાં પાથરવાની યુક્તિ શોધી કાઢી છે. ગાડાંનો રસ્તો નદીના પટમાંથી ત્રાંસો જતો હોવાથી ખૂબ લાંબો છે. એ આખે રસ્તે ચીલાની જગ્યાએ લાંબાં લાંબાં પાટિયાં રેલની માફક મૂકેલાં છે. ગાડાં આ પાટિયાં પરથી ચાલે છે. પણ ગાડાંઓની વિટંબણાઓનો પાર આટલેથી નથી આવતો. પવનનો વંટોળિયો આવે એટલે આ પાટિયાં રેતીમાં દટાઈ જાય છે. પછી રસ્તો ક્યાં ને પાટિયાં ક્યાં એ શોધવા માટે એક પુરાતત્ત્વ ખાતું ખોલવું પડે. છતાં લોકોએ આનો પણ એક ઉપાય શોધી રાખ્યો છે. રસ્તાની બંને બાજુ પર કાંટા, ઝાંખરાં ને ઘાસની એક હાથ ઊંચી વાડ બાંધે છે, જેથી પવનને લીધે આવતી રેતી ત્યાં જ અટકી જાય; રેતીના ભારથી વાડ અંદરની બાજુએ નમી ન પડે એટલા માટે અંદરની બાજુએ રેતીનો ઢગલો કરી વાડને ટેકો આપેલો હોય છે. નદીનાં પાણી આવી ઊતરી જાય એટલે ફરી પાછો આવો રસ્તો તૈયાર કરવો પડે છે. સહરાના રણમાં જો ઊંટની સગવડ કુદરતે ન કરી આપી હોત તો ત્યાં પણ લોકોને આ જ ઢબની કોઈક ભારે વ્યવસ્થા કરવી પડત.

નદીમાં નાહીને પાછા વળતાં અયોધ્યાનગરીનાં અને તેના ઘાટનાં એકાએક દર્શન થાય છે. અયોધ્યામાં બધે છોનું જ કામ થાય છે, તેથી બધાં મંદિરો સુધાધવલ* દેખાય છે. આપણે નાહીને નગરમાં પ્રવેશ કરતા હોઈએ તે વખતે સામાં મંદિરોમાં ઘંટારવ થતા હોય, યાત્રાળુઓ ભાતભાતના ચળકતા લોટા અને ઘડા ઉપાડીને આવજા કરતા હોય. ઘણાના હાથમાં ચંદન, કુંકુમ અને પુષ્પની થાળીઓ હોય, અને દરેક જણ રામરાજા, સીતારાણી અને બજરંગ બલી હનુમાનકી જય ગજાવતું હોય! આવો પ્રસંગ માણસના મન ઉપર કાયમનો કોતરાયા વિના રહે.

* સુધા = ચૂનો; ધવલ = ધોળું.

ખરો? પાષાણ જેવી જડ સ્મૃતિ હોય, તો તેના ઉપર પણ આવું સ્મરણ અશોકના શિલાલેખની પેઠે હંમેશને માટે જડાઈ જવાનું.

નાહીધોઈને અમે દર્શન કરવા નીકળ્યા. અયોધ્યામાં વાંદરાઓ ન હોય એ તો બને જ કેમ? વાનરોની મદદથી રામચંદ્રે સીતાની ભાળ લગાડી અને લંકા જીતી લીધી, એના બદલામાં પોતાની પાછળ વાનરોને અયોધ્યાનું રાજ્ય સોંપી ગયેલા જણાય છે. આજે પણ વાનરોનો નિષ્કંટક અમલ ત્યાં ચાલી રહ્યો છે. ઈતિહાસકારો કહે છે કે, છેક પ્રાચીન કાળમાં દક્ષિણ હિંદુસ્તાનમાંથી જે માલ પરદેશ જતો તેમાં મોર અને વાંદરાઓની પણ નિકાસ થતી. રામચંદ્રે પણ દક્ષિણ હિંદુસ્તાનમાંથી વાંદરાનું એક ટોળું વસાહત કરવાને માટે અહીં આણ્યું હશે કે શું? વસાહત કરનાર લોકોનો વિસ્તાર ઝપાટાબંધ થાય છે એમ માનવવંશશાસ્ત્રીઓ કહે છે. એ તત્ત્વ પ્રમાણે મથુરા-વૃન્દાવનની વાનર વસાહતની વૃદ્ધિ થઈ હશે. આજે અયોધ્યા કરતાંયે મથુરા-વૃન્દાવનની તેમની વસાહત વધારે જાહોજલાલી ભોગવે છે.

અયોધ્યામાં મંદિરો અને મૂર્તિઓ તો અનેક છે. પણ રાજમહેલમાં ગોવિંદ કે વિષ્ણુનું જે મંદિર છે તેમાંની મૂર્તિ અસાધારણ છે. એ મૂર્તિ છે તો કાળા પથ્થરની, પણ કાળા રંગમાં ઘાડા લીલા રંગની છટા છે, તેથી એની શોભા વિશેષે વધે છે. રસિક ભક્તોએ શ્રીકૃષ્ણને શ્યામસુંદર કલ્પીને કેવું કલાવિધાન સાધ્યું છે તેની કલ્પના આ મૂર્તિ જોતાં આવે છે.

અમે એ મંદિર જોવા ગયા ત્યારે બપોરના અગિયાર-બારનો સુમાર હશે. મંદિરના સેવકો એટલે કે બ્રાહ્મણો આરતીને માટે ભેગા થયા હતા.

सत्यं ज्ञानमनन्तं नित्यमनाकाशं परमाकाशम् ।

એ સ્તોત્ર બહુ જ મીઠા અવાજમાં અને મધુર આલાપ સાથે ગવાતું હતું. રાજમહેલમાં દરેક વિભાગ ઉપર તે તે વિભાગના નામનું પાટિયું ચોડેલું છે; અને એ બધાં નામ સંસ્કૃતમાં છે એ તરફ મારું ધ્યાન ગયા વગર રહ્યું નહીં.

અયોધ્યામાં મુખ્ય દર્શન તો હનુમાન ગઢી પરના હનુમાનનાં છે. ત્યાં યાત્રાળુઓની ભીડ વધારેમાં વધારે હોય છે. કોઈ નાળિયેર લઈ જાય તો કોઈ પેંડા. કોઈ વળી હનુમાનને પંખો કરે. મોટા પંખાની દોરીનો છેડો મંદિર બહાર રાખેલો છે. જેને શ્રદ્ધા હોય તે પંખો કરે ને ધન્ય થાય. પવનકુમારને માથે પંખો ચાલે એ યોગ્ય ગણાય કે અયોગ્ય એના જ વિચારમાં હું તો ગૂંથાયો હતો. બુવા સાથે ચર્ચા થાય તેમ હતું નહીં. તેઓ તો ભક્તિઘેલા થયા હતા. તેમણે આણેલો ભોગ જ્યારે હનુમાનને ચડાવવામાં આવ્યો ત્યારે તો તેમનાં નેત્રમાંથી ધન્યતાનાં અશ્રુનો પ્રવાહ વહેવા લાગ્યો. તેઓ તો ધન્ય થયા જ પણ તેમની આ ભક્તિનું દર્શન કરી હું પણ ધન્ય થયો.

ગઢી ઉપરથી ઊતરીને રામજન્મનું સ્થાન અને એવાં બીજાં રામાયણપ્રસિદ્ધ સ્થાનો જોવા અમે ગયા. આ બધાં સ્થાનો મુસલમાન ભાઈઓની ઘેલછાનો ભોગ થઈ પડેલાં એમ મેં ત્યાં સાંભળ્યું. આજનાં તે સ્થાનો તેમની પ્રાચીન સ્થિતિની સહેજ પણ ઝાંખી કરાવે એવાં રહ્યાં નથી.

શ્રી ભૈરવ જેમ કાશીના કોટવાળ છે તેમ શ્રી મત્તગજેન્દ્ર અયોધ્યાપુરીના કોટવાળ છે. એમની કથા કે માહાત્મ્ય મને ત્યાં જડયાં નહીં. દર્શનો પૂરાં કરી અમે એક બ્રાહ્મણને ત્યાં જમવા ગયા, પણ એના ઘરની સ્વચ્છતા જોઈને જ ધરાઈ ગયા. આંગણામાં એક વેંત લાંબો અને એક વેંત પહોળો પથરો પડયો હતો. અમે ત્યાં ગયા તે વખતે એટલે ખરે મધ્યાહ્નને બ્રાહ્મણની છોકરી એ પથરા પર બેસી દાતણ કરતી હતી. થોડી વાર પછી એક નાના છોકરાએ પાસે જ પ્રાતર્વિધિ પૂરો કર્યો. માએ છોકરાને એ જ પથરા પર બેસાડીને ધોયો, અને તેનું પાણી સુકાઈ જાય તે પહેલાં જ તે શિલા ધોઈ તેના પર કોઠાની ચટણી વાટી. ઘરમાં કપડાં અને વાસણનું અરાજક હતું. ચૂલામાંથી ધુમાડો નીકળતો હતો ને બ્રાહ્મણના મોઢામાંથી ગાળો. આખરે એને ત્યાં ભાવ્યું એટલું ખાધું. ઘટે એટલી જ દક્ષિણા આપી દીધી અને અમે અયોધ્યા છોડયું.

અયોધ્યામાં સરકારી કચેરીઓ વગેરે કશું નથી, કારણ પાસેનું ફૈઝાબાદ શહેર જિલ્લાનું થાણું છે. બધા પ્રતિષ્ઠિત લોકો ત્યાં જ રહે છે. અયોધ્યાની વસ્તી તો મુખ્યત્વે કરીને યાત્રાળુઓ, તેમની ઉપર ગુજારો કરનાર પંડાઓ અને સાધુઓની છે. સાધુઓ પણ ખાસ કરીને નાગા બાવા. આ લોકો ભારે કર્મકાંડી હોય છે. હાથે રાંધીને ખાય છે અને આખો દિવસ ચલમ પીએ છે. કેડે લંગોટી અને ગળામાં લાકડાના મોટા મોટા મણકાની માળા પહેરે છે. આખો દિવસ રામજીની વાતો કરે, તુલસીરામાયણના દુહાઓ અને ચોપાઈ બેસૂર રાગે ગાય અને જ્યાં બેસે ત્યાં શાંતિ અને સંગીતનું તો ખૂન જ કરે. છતાં આ લોકો પાસે ઘણી વસ્તુઓ ગ્રહણ કરવા લાયક હોય છે. આ લોકો બહુ સાફ રહે છે. મોટે ભાગે તંદુરસ્ત હોય છે. જ્યાં જાય ત્યાં કામચલાઉ નાનું મંદિર ઊભું કરે છે, લોકોને અખંડ ઉપદેશ કરે છે અને સાંજની આરતી વખતે તાલબદ્ધ ઘંટ વગાડે છે. સાધારણ રીતે આ લોક કજિયાખોર નથી હોતા. પણ લડવાનું ઝનૂન જ્યારે એમના મગજમાં ભરાય છે ત્યારે એકબે ખૂનથી ઓછે અટકતા નથી. આ લોકો પણ પોલીસથી બહુ બીએ છે. બે પક્ષ લડે ગમે એટલું, પણ પોલીસ આવે એટલે ચટ દઈને એક થઈ ગયાનો દેખાવ કરે છે. જેનો આપણે ઉપયોગ કરી શકતા નથી અને જેને આપણે ઓપ પણ ચડાવી શકતા નથી એવી આ હિંદુસ્તાનની એક પુરાણી સંસ્થા છે.

ગુજરાતમાં જે સ્વામીનારાયણ સંપ્રદાય આટલો બધો ફેલાયો છે તેના આદ્યગુરુ શ્રીસહજાનંદ સ્વામી અયોધ્યાથી જ ગુજરાતમાં આવેલા.

ત્રણ વરસ પછી ફરી એક વાર હું અયોધ્યા ગયેલો ને વખતે પણ મેં પહેલાં જેટલી જ પ્રસન્નતા અનુભવેલી. મોક્ષદાયિકા સપ્તપુરીઓમાં આપણા લોકોએ અયોધ્યાને પ્રથમ સ્થાન આપ્યું છે:

अयोध्या मथुरा माया काशी कांची अवन्तिका ।
पुरी द्वारावती चैव सप्तैता मोक्षदायिकाः ॥

# ૯. આલમોડા ભણી

રામકૃષ્ણ પરમહંસે કહ્યું છે કે, જેને મોક્ષનો રસ્તો લેવો હોય તેણે નાની નાની પરચૂરણ અને નિર્દોષ વાસનાઓ હોય તે તૃપ્ત કરી નાખવી અને પછી મોટી વાસનાઓ સામે ઝઘડવાને કેડ કસીને તૈયાર થવું. અમે એક રીતે મોક્ષને પંથે ઊપડ્યા હતા. અમને બંનેને દુન્યવી પ્રવૃત્તિ અને તેની વિવિધ ઉપાધિઓની સૂગ ચડી હતી. છતાં મારા મનમાં ત્રિસ્થળીની યાત્રા અને રામકૃષ્ણ મિશનના પુણ્યપુરુષો અને પવિત્ર સ્થાનોનું દર્શન કરવાની લાલસા રહી ગઈ હતી. બુવાને અયોધ્યાદર્શનની ઝંખના રહી હતી. તે તૃપ્ત થઈ એટલે અમે બંને વરસાદ પછીનાં વાદળાંની પેઠે હલકા થઈ ગયા અને હિમાલય ભણી જવા ઊપડ્યા. સંકલ્પપૂર્તિમાં ગયાના શ્રાદ્ધ જેવો આનંદ રહે છે. તે આનંદ મળ્યો એટલે અયોધ્યામાં છેલ્લી રાત અમે બંને જણાએ જાણે યોગનિદ્રાનો અનુભવ કર્યો. ન મળે કશી વાસના, ન આવે કશો વિચાર. પછી સ્વપ્નાં તો ક્યાંથી આવે? સવારે ઊઠ્યા અને જાણે નવા જ માણસ થયા હોઈએ એમ જણાવા લાગ્યું. અત્યાર સુધી અમે આ દુનિયાના માણસો જેવા જ માણસો હતા. બીજા યાત્રાળુઓની જેમ યાત્રા કરતા હતા. હવે પછી હિમાલયનું ચિત્ર દૃષ્ટિ આગળ તરવા લાગ્યું.

ટ્રેનમાં બેઠા. લોકોની ભીડ પાર વગરની હતી. લોકોને જગા માટે લડતા જોઈ હું મનમાં કહેવા લાગ્યો, ‘જરા ધીરજ રાખો બાપુ, અમારી આ છેલ્લી મુસાફરી છે. ફરી તમને ભીડ કરવા નહીં આવીએ.’ પણ લોકો મારા મનના વિચારો ક્યાંથી કળી શકે? કોણ જાણે દર વરસે મારી પેઠે કેટલાય લોકો આ દુનિયામાંથી રાજીનામું આપી વૈરાગ્યખંડમાં ચાલ્યા જતા હશે. વહેતી દુનિયાને નથી કશો એનો હરખશોક કે નથી કશો લાભાલાભ. પણ જનારને મન એ કેટલું ભારે પગલું હોય છે! વૃદ્ધ ટૉલ્સ્ટૉય જ્યારે છેલ્લી વાર ઘર છોડીને નીકળ્યા ત્યારે તેમના મનમાં શા શા વિચારો આવ્યા હશે!

ઉત્તર હિંદુસ્તાનમાં રેલવે શરૂ થયે પોણોસો વરસ તો સહેજે થયાં હશે. છતાં હજી લોકો રેલવેથી ટેવાયા નથી. રેલવેનો ‘ટાઈમ’ સાચવવા પાંચપાંચ છછ કલાક વહેલા સ્ટેશન પર આવીને બેસી જાય છે. ટિકિટની બારી આગળ પહેલો નંબર મેળવવા માટે ત્યાં ઊભેલા પોલીસને રુશવત આપી આસપાસનાં સ્ત્રીપુરુષ મુસાફરોને ધક્કા મારી આગળ જવાનો હક ખરીદી લે છે. સ્ટેશન પર ગાડી આવ્યા પછી ઊતરનાર ઉતારુઓ ઊતરી જાય ત્યાં સુધી ત્રીજા વર્ગના મુસાફરોને રેલવેના ઓટલા (પ્લૅટફૉર્મ) પર જવા દેતા નથી એ હજી એમની સમજમાં જ નથી આવતું. પછી ઊતરનાર તેમ જ ચડનાર મુસાફરોને એ કેટલું સગવડભરેલું છે

એનો ખ્યાલ તો ક્યાંથી જ આવે? એટલે બારણું ખૂલે એના પહેલાં જ કઠેર્રા પર ચડીને ઓટલા પર કૂદી પડવાનો પ્રયત્ન એકાદ જણ તો કરતો રહેવાનો. અને ટ્રેનમાં? ટ્રેનમાં જબરદસ્ત લોકો ધોળે દહાડે પણ લાંબા પગ કરીને સૂવાના. બેઠેલા લોકો બની શકે તેટલી વધારે જગા રોકવા માટે પલાંઠો તાણી પગની નસોને કસરત કરાવવાના. ડબાનું બારણું અંદર ખોલાતું હોય ત્યારે બારણા આગળ જ સામાન ખડકવાના, અને બેદરકાર રેલવે જેટલાં કષ્ટ આપે તેમાં બને એટલો ઉમેરો કરવાના.

આવી ગાડીમાં મુસાફરી કરવી એ જ એક ભારે તપશ્ચર્યા. ગાડીમાં પ્રવેશ થાય ત્યાં સુધી ડાર્વિનના જીવનકલહના એકેએક સિદ્ધાંતની પુનરાવૃત્તિ થઈ જાય છે. પણ ગાડી ચાલવા માંડે એટલે પ્રિન્સ ક્રૉપોટ્કિનનું રાજ્ય શરૂ થાય છે. પછી ઊભા રહેનારને બેસવાની જગા પણ મળે છે, તરસ્યા માણસને નાતજાત અનુકૂળ હોય તો પીવાનું પાણી પણ મળે છે; પાનસોપારી, બીડી અને દોહાઓની લહાણી તો ખરી જ. સ્ટેશન ઝટ ન આવે એટલે વાર્તાઓ ચાલે. મોટે ભાગે મેઘરાજાની અવકૃપા અને દુકાળની હાડમારીની જ વાત સંભળાય. પ્રખ્યાત ડાકુઓનાં સાહસ-પરાક્રમની વાતોમાં સૌને જ રસ છૂટે. અમારા ડબામાં એક જણ મુરાદાબાદ તરફના કોઈ ડાકુની વાત કહેતો હતો અને ડાકુઓ પ્રત્યે સમભાવપૂર્વક સહુ તે સાંભળતા હતા. ડાકુઓ એટલે મનુષ્યસમાજના શત્રુ; તેમના નામથી જ માણસમાત્રને ત્રાસ છૂટવાનો. છતાં લોકો ડાકુઓ પ્રત્યે આટલી દિલસોજી કેમ ધરાવતા હશે એ જ સવાલ તે દિવસે મારા મનમાં ઘોળાતો હતો. જેમ જેમ ડાકુપુરાણ આગળ ચાલ્યું તેમ તેમ જવાબ મળતો ગયો. ડાકુઓમાં પણ ખાનદાનીના અંશો હોય છે, શરાફ (!) ડાકુઓ ગરીબોને હેરાન કરતા નથી, સ્ત્રીઓ પર હાથ નાખતા નથી, અંધારી રાતે કોઈ સ્ત્રી એકલી જતી હોય તો વીરાની પેઠે તેને પહોંચાડવા જાય છે, માંદાઓને દવાકાંજી આપવામાં મદદ કરે છે. સત્યનારાયણની કથા કરનાર બ્રાહ્મણોને છૂટે હાથે દક્ષિણા આપે છે, અને પ્રજાને હેરાન કરનાર પોલીસો સાથે કાયમનું વેર રાખે છે. કોર્ટમાં જનાર, ખોટા દસ્તાવેજ કરનાર, દુકાળમાં પણ રાહત ન આપનાર, દામ-દૂપટ ઉપરાંત હિસાબ કરી ખેતરો પચાવી પાડનાર, દુકાળના ભારે ભાવ મળવાની આશાએ દાણા વેચવાની ના પાડનાર, એવા લોકોને જ ડાકુઓ રંજાડે છે, એવી આમપ્રજાની કલ્પના હોય છે. તેથી ડાકુઓ પ્રત્યે કંઈક સમભાવ હોય એ સ્વાભાવિક છે. પ્રજા ન્યાય અને કાયદા, શહેરીના હકો અને ફરજો વગેરે કશું જાણતી નથી. ભાગ્યે જ મળતું સુખ અને હમેશાં પડતું દુ:ખ એટલું જ પ્રજા ઓળખે છે.

ડાકુની વાત પૂરી થઈ એટલે એક બાવાએ પોતાના પૂર્વજન્મના કર્મનો વેદાંત છેડયો. સંસાર અસાર છે, કાયા જૂઠી છે, માયા જૂઠી છે, એક રામનામ સાચું છે, (અને બાવાવેરાગીઓને અપાતી રોટી અને લંગોટી સાચી છે,) બાકીનું આ બધું એ માયાની જંજાળ છે. જેવું આગલે ભવે કર્યું હોય તેવું જ આ ભવે પામવાનું. તેમાં આપણું કશું જ ચાલે એમ નથી, એ એમના વેદાંતનો સાર. હું પણ સાધુ થવાને જ ઊપડેલો હતો. મનમાં વિચાર આવ્યો, શું આવા લોકોની

નાતમાં ભળવા માટે હું જાઉં છું? આવા વેદાંતથી શું મને મોક્ષ મળવાનો હતો કે હિંદુસ્તાનને સ્વરાજ મળવાનું હતું?

એટલામાં બરેલીનું સ્ટેશન આવ્યું. અહીં અમારે કેટલાય કલાક કાઠગોદામની ગાડીની રાહ જોવાની હતી. આ સ્ટેશન પર મુસાફરોની બાઘાઈનો એક સુંદર નમૂનો જોવા મળ્યો. એક ડોસો ગાઝિયાબાદ તરફ જવા માગતો હતો. તેની સ્ત્રી અને બે છોકરા તેને સ્ટેશને વળાવવા આવ્યાં હતાં. મસોતા જેવા ધોતિયાનો કછોટો વાળેલો એક નોકર પણ સાથે આવ્યો હતો. ડોસાએ સ્ટેશન પર પોતાની એક ચોરસ પછેડી પાથરી, તેના ઉપર બેચાર ધોતિયાં, એક રૂદાર ડગલો, એક લોટો, ઓઢવા-પાથરવાની બેચાર ચીજો, એક પાનદાન, વગેરે વગેરે ઘણી વસ્તુઓનો ખડકલો કર્યો. પછી પછેડીના સામસામા બે છેડા ભેગા કરી ગાંઠ વાળી. બીજા બે છેડા કેમે કર્યા હાથ આવે જ નહીં. આખરે નોકરની મદદથી તે હઠીલા છેડાનો યોગ સધાયો અને પોટલાને ગોળ ચોરસ આકાર પ્રાપ્ત થયો. કેટલાંક પુરાણો પૃથ્વીને ચોરસ બતાવે છે તે કદાચ આવા પોટલાનો આકાર જોઈને જ હશે. આ સર્વસંગ્રહ-પોટલા પર ધજા કે પતાકા તરીકે ડોસાએ એક ખૂણે પોતાનો પ્રૌઢ હુક્કો ખોસી દીધો. પોટલામાં હુક્કો તો મૌન ધારણ કરીને જ બેઠો હતો, પણ એનો રુઆબ જોતાં, જ્યારે એ બોલતો હશે ત્યારે ભલભલા હુક્કાબહાદુરોનાં હૃદય ડોલાવવાની વાચાસિદ્ધિ એનામાં હશે એમ સ્પષ્ટ દેખાતું હતું. થોડી વારમાં ડોસાની ગાડી આવી ત્યારે પોટલો માથે ઉપાડીને તે એક ડબા તરફ દોડયો. ગાડીનાં બારણાં કેટલાં મોટાં હોય છે એનો અંદાજ કાઢવાની કળા સતજુગથી અત્યાર સુધી કોઈએ શોધી જ ન હતી, એટલે કેમે કરી પોટલો અંદર જાય જ નહીં. ડોસો ખૂબ જોર કરી પોટલાને અંદર ધકેલવા લાગ્યો. પણ ત્યાં તો અંદરના એક મુસાફરને પોતાના હકનું ભાન થયું. તેણે પોટલો બહાર ફેંકી દેવાનો પ્રયત્ન આદર્યો. ઇન્દ્ર અને વિશ્વામિત્ર વચ્ચે બેહાલ થનાર ત્રિશંકુના જેવી બિચારા પોટલાની દશા થઈ. પોટલો ગુલાંટ ખાઈને અધોમુખ થયો. હુક્કા પરની ચલમ નીચે પડી શતધા વિદીર્ણ થઈ, એટલે ડોસાનો નોકર વીરભદ્રના વેગથી ધાઈ આવ્યો અને તેની મદદથી પોટલો તેમ જ ડોસો ડબાની અંદર પ્રવિષ્ટ થયા. નોકરે ગાળોની ગર્જના ચાલુ રાખી. જ્યારે ડોસો ચલમને અભાવે ગરીબ ગાય જેવા દેખાતા હુક્કાની દયા ખાતો એક ખૂણામાં બેસી ગયો.

આ ઉપાખ્યાનનો રસ ધરાઈને ચાખ્યા પછી પણ અમારી ગાડીનો વખત થાય નહીં. એટલે અમે ખૂબ કંટાળ્યા. આખરે બુવાએ રાંધવાની દરખાસ્ત મૂકી. સ્ટેશન પર ક્યાં રંધાય એ મને સૂઝયું નહીં. પણ બુવા રહ્યા પુરુષાર્થી, તેઓ ક્યાંકથી એક કોરું માટલું લઈ આવ્યા, સ્ટેશન પાસે ઝાડ નીચે ત્રણ પથરા ભેગા કર્યા, અને લાકડાંની શોધમાં ગયા. વાર બહુ લાગી, પણ લાકડાં ખૂબ આવ્યાં. બીજી વાર જઈ ખીચડીનો સામાન લઈ આવ્યા. એટલામાં એક મોટી ફાંદવાળો ને ઝીણી આંખવાળો પોલીસ ત્યાં આવી ચડયો અને એને આવડતી હતી તેવી સભ્ય ભાષામાં એણે કહ્યું કે, અમારાથી ત્યાં રાંધી નહીં શકાય, કારણ એ જગા રેલવે કંપનીની

હતી અને રેલવે કંપનીમાં અમારા પિતાશ્રીની કંઈ ભાગીદારી ન હતી! મને આવા પ્રસંગનો અનુભવ ન હોવાથી હું સમસમી ઊઠયો. પણ અમારા બુવા કોઈ પણ રીતે હારી જાય એવા ન હતા. પણ એ રકઝકમાં જ ગાડીનો વખત થવાથી આણેલા સીધાનો અને મળેલી ગાળોનો વારસો એક બાવાને સોંપી અમે ગાડીમાં સવાર થયા. બાવાએ પણ બુવાને આશીર્વાદ આપતાં કહ્યું, 'તુમ કુછ ફિકર મત કરો. ઉસ સાલેકો મૈં ઠીક કરૂંગા.'

ગાડીમાં બફારો એટલો તો થતો હતો કે ગાડીમાં અમારી જ ખીચડી ચડતી હતી. એક સાધુ હિમાલયની યાત્રા કરી આવેલો, તેની પાસેથી જેટલી માહિતી કઢાવી શકાય તેટલી કઢાવવામાં જ અમે વખત ગાળ્યો. એ કહેવા લાગ્યો કે, હિમાલયમાં એક જાતની માખી હોય છે; તે પગની પિંડીમાં કરડે તો એવો તો મોટો ફોલ્લો થઈ જાય છે ને બળતરા થાય છે કે, આગળ એક ડગલું પણ ભરાતું નથી; બબ્બે ત્રણત્રણ દિવસ સુધી માણસ ઘાયલ થઈ પડે છે. એ સાધુના હાથમાં તેજબલની એક લાકડી હતી. એ લાકડીના અદ્ભુત ગુણધર્મથી પણ તેણે અમને વાકેફ કર્યા. 'એ લાકડીનું જો બરાબર પાલન કરવામાં આવે તો એને હાથમાં રાખનાર માણસ રાતે અંધારામાં પણ ભાળી શકે છે.' મેં પૂછ્યું, 'લાકડીનું પાલન કેમ કરતા હશે?' એણે કહ્યું, 'લાકડીની છાલમાં જે આ ડોળા ડોળા દેખાય છે તે હમેશાં સાફ રાખવા. લાકડી કોઈ કાળે જમીનને અડવા ન દેવી. રાતે સૂતા હોઈએ તો કોઈ ઊંચે ઠેકાણે રાખી મૂકવી, અને દિશાજંગલ ગયા હોઈએ તો હાથપગ ધોયા વગર લાકડીને અડવું નહીં. તેમ જ આ લાકડી વતી સાપ કે વીંછીને પણ મારવો નહીં. આટલા નિયમ પાળે એટલે લાકડીનું પાલન થયું ગણાય. અને તેમ થાય તો જ લાકડી પોતાના અદ્ભુત ગુણ પ્રગટ કરે.'

આખો જન્મારો મુસાફરી કરનાર અને રોજ રોજ નવો અનુભવ ચાખનાર આ સાધુમાં આટલો વહેમ રહેલો જોઈ મને થયું: હિંદુ ધર્મની બધી શક્તિ આમ જ એળે જાય છે. સમાજ ઉપર બોજારૂપ થયેલા આ સાધુ સમાજનો અંત આણવો જોઈએ, અથવા તો સારા વિચારવાન લોકોએ આ બાવા-વૈરાગીઓની જમાતમાં ભળીને ધીરજપૂર્વક એમને સુધારવા જોઈએ. આ બે માર્ગમાં કયો માર્ગ શક્ય છે ને કયો અશક્ય એ કોણ કહી શકે?

બરેલીથી જેમ જેમ દૂર જવા લાગ્યા તેમ તેમ ભીડ ઓછી થતી ગઈ અને અમને મોકળાશનો—જગાની તેમ જ વિચારની મોકળાશનો—આનંદ મળવા લાગ્યો.

## ૧૦. નગાધિરાજ

વિદેશ રહેતા મનુષ્યમાત્રમાં પોતાની જન્મભૂમિનું સ્મરણ, જન્મભૂમિનો વિરહ અને જન્મભૂમિએ પાછા પહોંચી જવાની ઇચ્છા નિત્ય જાગ્રત હોય છે જ. હિંદુસ્તાનની જબરી શહેનશાહી મળી અને મીઠી અમૃત જેવી કેરી ખાવાને મળી છતાં

બાબરને મધ્ય એશિયાનાં એનાં તડબૂચ વારંવાર યાદ આવતાં. અને જન્મભૂમિનાં દર્શન જીવતાં એના ભાગ્યમાં ન હોય તોપણ અંતે તેનાં હાડકાં તો એ જન્મ-ભૂમિમાં જ જઈને પડે એવી એની ઈચ્છા રહી. હિંદુસ્તાનમાં આવીને નવાબી ઠાઠમાં રહેનાર અંગ્રેજને પણ છ માસની રજા લઈને સ્વદેશ જઈ આવ્યા વિના ચેન પડતું નથી. આવી જ જાતની કંઈક ઉત્કંઠા હિંદુ લોકના મનમાં હિમાલયને વિશે છે. ઈતિહાસકાર આર્યોના મૂળ સ્થાન તરીકે ભલે ઉત્તર ધ્રુવને કલ્પે, ભાષા-શાસ્ત્રી એ માન ભલે મધ્ય એશિયાને આપે, દેશાભિમાની ભલે હિંદુસ્તાનને જ આર્યોની આદ્યભૂમિ સિદ્ધ કરે, પરંતુ રાષ્ટ્રહૃદયમાં વસતી પ્રેરણાને જો કંઈ ઐતિ-હાસિક મહત્ત્વ હોય, તો હિમાલય એ જ આપણું આર્યોનું આદ્યસ્થાન છે. રાય હો કે રંક, વૃદ્ધ હો કે યુવા, પુરુષ હો કે સ્ત્રી, પ્રત્યેકને લાગે છે કે આયુષ્યમાં વધુ નહીં તો એક જ વાર, પણ હિમાલયનાં દર્શન કરીએ. હિમાલયનાં અમૃતજળનો આસ્વાદ લઈએ, હિમાલયની એકાદ વિશાળ શિલાની ઉપર બેસીને ક્ષણભર ઈશ્વરનું ધ્યાન ધરીએ. જિંદગીનાં કરવાનાં તેટલાં કાર્યો સમેટાઈ જાય, ઈંદ્રિયોની બધી શક્તિઓ ક્ષીણ થઈ જાય, જીર્ણ દેહ અને બાકી રહેલું આયુષ્ય ભારરૂપ લાગવા માંડે, એટલે પછી આ દુનિયારૂપ પારકા ઘરમાં પડયા ન રહેતાં સ્વગૃહે જઈને જ મરીએ. આવા ઉદ્દેશથી કેટલાયે હિંદુઓ અન્નજળનો ત્યાગ કરીને દેહ પડે ત્યાં લગી હિમાલયમાં ઈશાન દિશા તરફ ચાલ ચાલ કરે છે. આપણા શાસ્ત્રકારો આ જ માર્ગ લખી ગયા છે. કોઈ રાજાનું રાજપાટ ગયું કે તે જશે હિમાલયમાં. ભર્તૃહરિ સરખાને ચાહે તેવડો વૈરાગ્ય ઊપજ્યો, પણ તેનેય હિમાલયને વિશેનો અનુરાગ એક અણુમાત્ર પણ ઘટવાનો નહીં. ઊલટો એનો અનુરાગ વધારે ને વધારે ચડતો જશે. કોઈક વેપારીને દેવાળું કાઢવા વખત આવ્યો, કોઈ સોદાગરનું સર્વસ્વ સમુદ્રમાં ડૂબી ગયું, કોઈની સ્ત્રી કુલટા નીવડી, કોઈની પ્રજા ઊધળી ગઈ, કોઈને કંઈ રાજકીય કે સામાજિક સંકટ માથે આવી પડયું, કોઈને પોતાના અધઃ-પાતને લીધે સમાજમાં મોં બતાવવા સરખું ન રહ્યું, — કોઈ પણ અવસ્થામાં આસ્તિક હિંદુ આપઘાત નહીં કરે. પરમદયાળુ મહાદેવ ઉપર હિંદુને જેટલી શ્રદ્ધા છે તેટલી જ અટળ શ્રદ્ધા તેને હિમાલય ઉપર છે. પશુપતિનાથની જેમ હિમાલય પણ અશરણ-શરણ છે. રાષ્ટ્રોદ્ધારનું ચિંતન ચંદ્રગુપ્તે હિમાલયમાં જઈને જ કર્યું હતું. સમર્થ રામદાસ સ્વામીને પણ રાષ્ટ્રોદ્ધાર કરવાની શક્તિ બજરંગ બલી રામદૂત પાસેથી હિમાલયમાં જ પ્રાપ્ત થઈ હતી. હિંદુ ધર્મનું રહસ્ય અનાયાસે પ્રગટ થાય એવું પૃથ્વીની સપાટી ઉપર કોઈ સ્થાન હોય તો તે હિમાલય જ છે. શ્રી વેદવ્યાસે પોતાનો ગ્રંથસાગર હિમાલયને ખોળે બેસીને રચ્યો હતો. શ્રીમત્ શંકરાચાર્યે એમની વિશ્વ-વિખ્યાત પ્રસ્થાનત્રયી હિમાલયમાં જ લખી કાઢી હતી. અને સ્વામી વિવેકાનંદ અને સ્વામી રામતીર્થે પણ સનાતન ધર્મનાં તત્ત્વો આધુનિક જમાનાને કેવી રીતે

લાગુ કરવાં એના વિચાર હિમાલયમાં જ કર્યા હતા.* હિમાલય — આર્યોનું આ આદ્યસ્થાન, તપસ્વીઓની આ તપોભૂમિ, — પુરુષાર્થી લોકોને માટે ચિંતન કરવાનું એકાંત સ્થાન, થાકયાંપાકયાંનો વિસામો, નિરાશ થયેલાઓનું સાંત્વન, ધર્મનું પિયેર, મુમૂર્ષુઓની અંતિમ દિશા, સાધકોનું મોસાળ, મહાદેવનું ધામ અને અવધૂતની પથારી છે. માણસોને તો શું, પશુપક્ષીને પણ હિમાલયનો આધાર અપૂર્વ છે. સાગરને મળનારી અનેક નદીઓનો એ પિતા છે. એ જ સાગરમાંથી ઉદ્ભવેલાં વાદળોનું એ તીર્થસ્થાન છે. કવિકુલગુરુએ એ 'દેવતાત્મા નગાધિરાજ'ને પૃથ્વીનો માનદંડ કહ્યો છે તે અનેક અર્થે યથાર્થ છે. હિમાલય એ ભૂલોકનું સ્વર્ગ, યક્ષ-કિન્નરનું વસતિસ્થાન છે. જગતનાં સર્વે દુ:ખોને સમાવી લે એવડો તે વિશાળ છે; સર્વ ચિતાગ્નિને શમાવી દે એટલો એ ઠંડો છે; કુબેરને પણ આશ્રય આપી શકે એવડો એ ધનાઢ્ય છે; અને મોક્ષની સીડી બની શકે એવડો એ ઊંચો છે. છેક બચપણથી હિમાલયનું નામ આપણે સાંભળતા આવ્યા છીએ. બાલવાર્તા, બાલ-ગીત, પ્રવાસ કે યાત્રાવર્ણન, ઈતિહાસ કે પુરાણ, ગમે ત્યાં જુઓ, બધે અંતિમ આશ્રય તો હિમાલયને વિશે જ મળવાનો. નાનપણથી જે આદર્શ રમણીય સ્થાન કલ્પનાસૃષ્ટિમાં આવ્યું હશે તે હિમાલયમાંથી જ કલ્પાયું હોવાનું.

અરે, આ હિમાલયે શું શું નથી જોયું? પૃથ્વી પરના અસંખ્ય ધરતીકંપ અને આકાશમાંના હજારો ધૂમકેતુને આંખની પાંપણ પણ હાલવા દીધા વગર એણે જોયા છે. મહાદેવના વિવાહ એણે જ કરી આપ્યા છે. સતીના વિહારનું અને કુમાર-સંભવનું એણે જ અપત્યવાત્સલ્યથી કૌતુક કર્યું છે. રઘુકુળની ભગીરથ પર્યંતની અનેક પેઢીઓની કઠણ તપસ્યાઓનો એ સાક્ષી છે. પાંડવોની મહાયાત્રા એણે જ સફળ કરી છે. પણ જૂની વાતો શા માટે? સત્તાવનની સાલના પરાક્રમમાં શિકસ્ત મળવાથી હતાશ ને નાસીપાસ થયેલા વીરોને અને મુત્સદ્દીઓને હિમાલયનો જ આશ્રય મળ્યો છે. ભૂસ્તરશાસ્ત્રની દૃષ્ટિથી જોવું હોય, પ્રાણીશાસ્ત્રની દૃષ્ટિથી વિચારવું હોય, ઐતિહાસિક દૃષ્ટિથી શોધ કરવી હોય, ભવ્યતાનું જો તમારે દર્શન કરવું હોય, ધર્મતત્ત્વોને ઉકેલવાનો જો તમારે પ્રયત્ન કરવો હોય, તો હિમાલયમાં જ તમારું સમાધાન થવાનું; કારણ આર્યાવર્તના એકેએક જમાનાના પુરુષાર્થ હિમા-લય જાણે છે.

હિમાલયમાં જવાની પ્રથમ ઇચ્છા મારા હૃદયમાં ક્યારે ઉત્પન્ન થઈ એ કહેવું મુશ્કેલ છે. કદાચ મારા જન્મની સાથે સાથે જ એ પણ જન્મી હશે. કદાચ, ઉપર કહ્યું તેમ, એ વંશપરંપરાગત રાષ્ટ્રીય ભાવના હશે. પ્રવાસનો વિચાર કરીએ એટલે ઘર છોડીને આપણે પરદેશ જઈએ છીએ એવી ભાવના મનમાં આવે છે. હિમાલય જવાનો મેં જ્યારે જ્યારે વિચાર કર્યો છે, ત્યારે ત્યારે હું સ્વદેશે જવાનો

* ગાંધીજીએ પોતાના ગીતાના અનુવાદ — અનાસક્તિયોગ (નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ-૧૪) પણ હિમાલયમાં જ પૂરો કર્યો એનું અહીં સ્મરણ થયા વગર રહે નહીં.

છું, નહીં નહીં, સ્વગૃહે જવાના છું એવી જ ભાવના મારા મનમાં પ્રબળપણે ઊઠતી અને મનમાં ને મનમાં મને ગલગલિયાં થતાં. હજુ પણ કોઈ હિમાલયની વાત કાઢે એટલે સાસરામાં રહેતી વહુ પિયેરની વાત સાંભળીને જેટલી રાજી થાય તેટલો આનંદ થયા વગર રહેતો નથી. છોકરી પિયેરથી દૂર પડી એટલે તે સતત પિયેરને જ ઝંખ્યા કરે છે. આ ઝંખનાનું પરિણામ એ થાય છે કે, પિયેરનું પ્રત્યક્ષ ચિત્ર એક બાજુ રહી જઈને તે પોતાના મનમાં એક પ્રેમચિત્ર નિર્માણ કરે છે. એને પોતાને માટે આ પ્રેમચિત્ર એ જ એક ખરી ચીજ છે. ઝંખના – ચિંતનનો ગુણ જ એવો છે કે, જે વસ્તુ જેવી હોવી જોઈએ એવી ઇચ્છા હોય તે વસ્તુ તેવી છે જ એવી ભાવના થતી જાય છે. જગતમાં યથાતથ જ્ઞાન કોઈને થતું હોય તો ભલે; પણ જેને આપણે અનુભવનું પ્રત્યક્ષ જ્ઞાન કહીએ છીએ, તેની ઉપર પણ આપણી ઇંદ્રિયોનો રંગ ચડેલો હોય છે જ, એ કેવળ જ્ઞાન નથી હોતું. પ્રેમચિત્રમાં ઇંદ્રિયોનો રંગ નથી હોતો, પરંતુ હૃદયનો રંગ હોય છે, આદર્શ ભાવનાઓનો રંગ હોય છે. અને તેથી એ ચિત્ર આપણા જીવને વિશેષ નજીકનું અને વિશેષરૂપે સત્ય લાગે છે. તર્કવાદી ભલે આ ચિત્રને ખોટું ગણી કાઢે. સંસારનો અનુભવ અને સંસારનું રહસ્ય બધું તર્કની ચાળણીમાંથી ચાળી શકાતું નથી. તર્કને લાગે છે કે, મેં ઠરાવી આપેલી વ્યવસ્થા જગતે માનવી જ જોઈએ, જે મારે ગળે નથી ઊતરતું તે સત્ય હોઈ જ ન શકે. અસ્તુ.

હવે પછી હિમાલયનાં હું જે શબ્દચિત્રો આપવાનો છું તે પ્રેમચિત્રો જ હોવાનાં. જે વસ્તુની ઉપર પ્રેમ બંધાયો તે વસ્તુનો પ્રેમરહિત વિચાર થઈ શકે જ નહીં. તેથી મારી પાસેથી પ્રેમચિત્ર છોડીને બીજી ભળતી ચીજની અપેક્ષા કેમ કોઈ રાખે?

## ૧૧. ભીમતાલ

હિમાલયના પાંચ વિભાગ કલ્પેલા છે: કાશ્મીર, જાલંદર, ગઢવાલ (ઉત્તરાખંડ), કુમાઉં (કૂર્માચલ) અને નેપાલ. ઉત્તરાખંડ પરમ પવિત્ર ગણાય છે. ગંગોત્રી, જમનોત્રી, કેદારનાથ, બદરીનારાયણ, પંચપ્રયાગ અને પાંચ-કેદારનાથ, ઉત્તર કાશી, જ્યોતિર્મઠ અને તુંગનાથ ઇત્યાદિ પ્રખ્યાત તીર્થસ્થાનો આ જ વિભાગમાં આવેલાં છે. સંતમહંતો આ જ ભાગ તપસ્યા માટે પસંદ કરતા. પણ એમ કહેવાય છે કે, યાત્રાના માર્ગ અને સાધનો સુગમ થવાથી ત્યાં યાત્રાળુઓ હમણાં ઘણા જાય છે, તેથી સારા સારા સાધુઓએ ઉત્તરાખંડનો લગભગ ત્યાગ કર્યો છે, તેઓમાંના ઘણા છૂપી રીતે કુમાઉંમાં જઈ રહે છે. કુમાઉં પ્રાંત રમણીય અને ફળદ્રુપ છે. આ જ પ્રાંતમાં સ્વામી વિવેકાનંદનો માયાવતી મઠ આવેલો છે.

માયાવતી આલમોડાથી લગભગ ૫૦ માઈલ દૂર હશે. પ્રવૃત્તિમાં પડેલા આપણા જેવા લોકોને ચોવીસ કલાકની નિવૃત્તિ મળે તો આપણે તે પચાવી શકતા નથી.

કદાચ એ જ ઉદ્દેશથી સ્વામી વિવેકાનંદે માયાવતીમાં એક છાપખાનું રાખ્યું; અને ત્યાંથી હિંદુસ્તાનને જગાડવા માટે અથવા જાગેલા હિંદુસ્તાનનો સંદેશો દુનિયાને પહોંચાડવાને માટે 'પ્રબુદ્ધ ભારત' એ માસિક મદ્રાસથી તેઓ માયાવતી લઈ ગયા. ત્યાં એક આધ્યાત્મિક પાઠશાળા સ્થાપવાનો એમનો વિચાર હતો. આલમોડા જવાને રેલથી કાઠગોદામ સુધી જવું પડે છે. ત્યાંથી ૩૭ માઈલ ઉપર આલમોડા છે.

બરેલી જંકશન સુધી લોકોની ભીડ ખૂબ હતી. પછી ભીડ ઓછી થવા લાગી. હલદ્વાની સ્ટેશન ઉપર બધા મુસાફરો ઊતરી પડ્યા. કાઠગોદામ છેલ્લું સ્ટેશન–ટર્મિનસ છે. ત્યાં તો બહુ જ ઓછા લોકો રહ્યા હતા તેથી ઉદાસ ઉદાસ જેવું લાગતું હતું. મેં કહ્યું, 'બુવા, પાંડવોએ જ્યારે સ્વર્ગારોહણ કર્યું ત્યારે તેમને પણ આમ જ થયું હશે. ભીડ તો પાછળ રહી અને આપણે એકલા હિમાલય ઉપર ચડીએ છીએ. પાંડવોને શું, દરેક જીવને એમ જ થાય છે. સ્નેહીઓનો સમૂહ અને ઇંદ્રિયકલાપ એક પછી એક છોડતો જાય છે અને આખરે ધર્મકર્મને સાથે લઈને માણસ યમઘાટ ચડે છે.'

પણ આ ઉદાસીનતા ક્ષણજીવી હતી. અમે દોઢેક માઈલ ગયા હોઈશું કે હિમાલયની અસર થવા માંડી. પાસે રામગંગા વહેતી હતી. રામગંગાએ કહ્યું, 'બચ્ચા, આ તારા દુન્યવી વિચારો છોડી દે; અહીંયાં કેટલાંયે ઝાડ ઊગે છે, સુકાય છે અને સડે છે; કેટલાયે પથ્થરો તૈયાર થાય છે અને તૂટી જાય છે; ટેકરીઓ તૂટી પડે છે અને ગામડાંઓ ખીણોમાં સમાય છે; પણ અહીં કોઈ હસતું પણ નથી ને રોતું પણ નથી. અહીંયાં સમૃદ્ધિ છે, ઉડાઉપણું છે, બેફિકરાઈ છે. અહીંયાં વિમાસણમાં પડે કે ચિંતા કરે તે પાપી.'

રામગંગા આવો ઉપદેશ ન કરત તોપણ મારી ઉદાસીનતા ઊડી જાત, કેમ કે આસપાસનાં ઝાડ ઉપર વનસ્પતિનાં અસંખ્ય બાળકો ફૂલ્યાં હતાં. એમની સુગંધ ઉન્માદકારી હતી, પણ વિલાસપ્રેરક નહોતી. અમે આગળ ચાલ્યા. પહાડ ચડવા લાગ્યા. જેમ જેમ ઉપર જઈએ, તેમ તેમ પહાડની શોભા અને કુદરતની ભવ્યતા વધતી જતી હતી. નાનાં છોકરાંઓ સમુદ્રકિનારે જાય છે ત્યારે ત્યાંની ચાંદી જેવી છીપો જોઈને, બધી ગજવામાં ભરી લઉં, એમ તેમને થાય છે. પણ અરધોએક કલાક ફર્યા પછી અસંખ્ય છીપો જોઈને જ તે ધરાઈ જાય છે અને પછી ગજવામાં ભરેલી બધી છીપો પણ ફેંકી દે છે; બહુ તો યાદગીરી માટે એકાદ છીપ રાખી તો રાખી. પાંચ માઈલ ચડ્યા પછી એક એવો સુંદર પહાડ આવ્યો. એના તૂટી ગયેલા પટ્ટામાં રંગરંગના પથ્થરનાં એવાં મજેનાં પડ હતાં, અને અમારો રસ્તો એવો વાંકોચૂંકો હતો (જેથી પહાડની બધી બાજુની સુંદરતા અમે જોઈ શકતા હતા) કે મને થયું કે, આ પહાડને મહારાષ્ટ્રમાં લઈ જાઉં તો કેવું સુંદર! બીજી જ ક્ષણે મનમાં વિચાર આવ્યો, શું પોતાના જ મહેલમાં સુંદર લાગતી એક વસ્તુ એક ઓરડીમાંથી કાઢીને બીજીમાં રાજા લઈ જાય છે? બધી ઓરડીઓ રાજાની જ છે અને જે વસ્તુ જ્યાં ગોઠવાઈ છે ત્યાં જ તે યથાયોગ્ય છે. મહારાષ્ટ્રના લોકોને

જો આ સુંદરતાનો અનુભવ કરવો હોય તો તેઓએ અહીં આવીને કરી લેવો. આપણા લોકો પૈસા મેળવવા માટે અથવા એવા જ સાંસારિક હેતુથી થોડુંઘણું સ્થળાંતર કરે છે; સૃષ્ટિની શોભા જોવા માટે અથવા દેવદર્શન કરવા માટે બહાર નથી નીકળતા. તેમને તે સ્વચ્છંદ જેવું લાગે છે. શું દેવદર્શન કરવું એ આપણી ફરજ નથી? ચાર ધામની યાત્રા કરવામાં પુણ્યની સીમા છે એવું નક્કી કરનાર આપણા ઋષિમુનિઓ સાચા દેશભક્ત હતા. આજે આપણામાં દેશાભિમાન છે, પણ દેશભક્તિ બહુ ઓછી છે. ઉન્માદમાં મેં કહ્યું, 'ભાઈ પહાડ, તું અહીંયાં જ સુખેથી રહેજે. તને હું કનડીશ નહીં. મારા મહારાષ્ટ્રીય ભાઈઓને જ અહીં મોકલીશ. તેઓ આવે ત્યારે તારા આ અમીજલથી અને સુગંધી પવનથી તેમનો આવા સત્કાર કરજે, આ લે મારા પ્રણામ!'

હિમાલયના પહાડ બહુ વિચિત્ર છે. સામે એક ગગનસ્પર્શી પહાડ દેખાય અને આપણને એમ થાય કે, આની ઉપર પહોંચીએ એટલે ત્યાંથી ઊતરવાનું હશે. લગભગ ઉપર પહોંચીએ ત્યાં સુધી આવી જ ભાવના રહે છે. પણ ઉપર પહોંચી-ને જુઓ તો શું? આપણે તો બીજા એક પ્રચંડ પહાડની તળેટીમાં જ છીએ! હરે રામ! આ પહાડ પણ પાછો ચડવો રહ્યો! વધારે થાકયા ન હોઈએ તો બીજી જ ક્ષણે વિચાર આવે: 'ઠીક છે; વધુ ઊંચા જઈશું તો વધારે દૂર સુધી જોઈ શકીશું. કુદરતની વિશાળતા નજરે આવશે, અને જો આજે જ આપણું ભાગ્ય ખૂલશે તો વખતે બરફનું પણ દર્શન થશે.' માથા ઉપર બરફનો કિરીટ ધારણ કરીને વાનપ્રસ્થ દશામાં ધ્યાન કરવા બેઠેલા નગાધિરાજનાં દર્શન કરવાની લાલસા હવે દુર્વાર થઈ હતી. પણ તે દિવસે બરફનું દર્શન કરવાનું અમારા ભાગ્યમાં નહોતું. બીજો પહાડ માંડ માંડ ચડયા ત્યાં તો ત્રીજો હાજર! હવે તો અમારી ધીરજ ખૂટી. શું દરેક પહાડ એ આ સ્વર્ગારોહણનું એક એક પગથિયું હશે? તડકો વધ્યો. અમે તપી ગયા અને કુદરતે રુદ્રાવતાર ધારણ કર્યો. આખરે અમે ભીમતાલ આવી પહોંચ્યા.

મેં સાચાં કે કાલ્પનિક સુંદર સુંદર સરોવર જોયાં ન હતાં એમ ન હતું. સર વૉલ્ટર સ્કૉટની 'સરોવિહારિણી'(લેડી ઑફ ધ લેક)માં તો એક સુંદર સરોવરનું ઉઠાવદાર શબ્દચિત્ર પણ જોયું હતું. પણ ભીમતાલનું પ્રત્યક્ષ દર્શન કંઈ અનેરું હતું. એ પ્રદેશનું પ્રાચીન નામ 'ષષ્ટિખાત' છે. કેમ કે આસપાસ નાનાંમોટાં મળીને સાઠ સરોવર છે. તેમાં ભીમતાલ અને નૈનિતાલ એ બે જ સુવિખ્યાત છે. તેમાંય નૈનિતાલની શોભા ઓર જ છે. નૈનિતાલ ભીમતાલથી બાર-પંદર માઈલ છે. એ હવે યુરોપિયન શહેર બની ગયું છે. એનું વર્ણન યથાપ્રસંગે આવશે. ભીમતાલ બહુ ઊંચા ડુંગરની સપાટી ઉપર ત્રણ પહાડોની વચ્ચે એક ખાડો રહેવાથી બનેલું છે, તેથી તે ખૂબ ઊંડું છે. પાણી સ્ફટિક જેવું નિર્મળ. સરોવરનો આકાર એક વાંકા-ચૂકા ત્રિકોણ જેવો. અને કુદરતે આ સરોવરની સૌંદર્યપૂર્તિ કરવા માટે સરોવરની મધ્યમાં એક નાનો સરખો દ્વીપ સરજેલો છે. ત્યાં અમે પહોંચ્યા અને અમને એવો તો ઠંડો પવન મળ્યો કે, ક્ષણમાં અમારો બધો તાપ અને થાક ઊતરી ગયો.

સરોવરનો કાંઠો જરા અટપટો હતો. કાંઠા પર જ્યાં ત્યાં પથરા પથરાયેલા હતા. અને આ ઊભો કાંઠો ઊતરીને પાણી સુધી પહોંચવું સહેલું નહોતું. છતાં આટલું સુંદર પાણી છોડવાની કોની મગદૂર હોય? હિંમત કરીને હું તો ઊતર્યો અને પાણીમાં પડ્યો. અરરર! આ તે પાણી કે સહસ્ર વીંછી? મને લાગ્યું કે, મારા પાતળા શરીરનો ઘેરાવો પણ પાણીની ઠંડકથી સંકોચાઈને બેત્રણ તસુ ઓછો થયો હશે. જીવ બચાવવા ખાતર મેં જોરથી હાથપગ વીંઝ્યા. અને પછીનો આનંદ શી રીતે વર્ણવું? કાંઠા ઉપર બેઠેલા બુવા રિસાયા ન હોત તો કાંઠા ઉપર આવવાનું મને સૂઝત પણ નહીં. મનમાં થયું, બાણભટ્ટે વર્ણવેલું અચ્છોદ સરોવર શું આવું જ હશે? હું કાદંબરીમય થઈ ગયો. પેલા બેટની પાછળથી નૌકાવિહાર કરતી કરતી કાદંબરી કે મહાશ્વેતા હમણાં નીકળશે એવા કલ્પનાતરંગમાં હું હતો, એટલામાં ખરે જ બેટ પાછળથી એક સફેદ નૌકા આવી. પણ હાય રે હાય! ગયું—મારું બધું કાવ્ય ગયું! બોટમાં તો હાથમાં માછલીઓ મારવાનો ચાબુક લઈને બે સોલ્જર બેઠેલા હતા! હું વાલ્મીકિ હોત તો પેલા ઝખ મારનાર (ઝખ=झष=માછલી) અરસિક ગોરાઓને દારુણ શાપ આપત.

કાવ્યગગનમાંથી ઊતર્યો ત્યારે ખબર પડી કે પેટમાં સખત ભૂખ લાગી છે. પેટ ભરીને ખાધું, આંખ ભરીને ઊંઘી લીધું, હાથપગ ભરીને થાક ઉતાર્યો, રામસિંહને જગાડ્યો, સામાન એને માથે ચડાવ્યો અને રામગઢ તરફ ચાલ્યા. આમ અરધા દિવસમાં હિમાલયની ચૌદ માઈલની મુસાફરી પૂરી થઈ.

## ૧૨. હિમાલયની પહેલી શિખામણ

ભીમતાલથી આગળ ચાલ્યા. રસ્તો સપાટ હતો. દૂર ડાબી બાજુએ હારબંધ રાવટીઓ દેખાતી હતી. માંદા સોલ્જરો ત્યાં રહેતા હતા એમ, પૂછતાં ખબર પડી. પહાડના માથા ઉપર આખરે પહોંચ્યા. અપાર આનંદ થયો અને ચિરપરિચિત સપાટ ભૂમિ ઉપર અમે જોસભેર ચાલવા લાગ્યા.

પણ હિમાલયે તો, એક જ દિવસમાં જાણે બધાય પાઠો શીખવી નાખવા હોય તેમ, ફરી અમારા અભિમાન ઉપર આઘાત કર્યો. અરેબિયન નાઈટ્સમાં અથવા પંચતંત્રમાં એક વાર્તામાંથી નવી વાર્તા ફૂટે છે તે પ્રમાણે, આ પર્વતશિખર ઉપર પહોળો થઈને બેઠેલો એક નવો જ પહાડ આવી પડ્યો. ચાર મજૂરના ખભા ઉપર આરામખુરશીમાં કોઈ અમીર બેઠો હોય તે જ ગંભીર ભવ્યતાથી અને પોતાની મહત્તાનું પરિપૂર્ણ ભાન હોય એવી સ્વાભાવિકતાથી એ પહાડ બિરાજેલો હતો. જો એ ઊભો થાત તો? મને લાગે છે કે આકાશનો ચંદરવો ચિરાઈ જ જાત!

આટલો બધો મોટો પહાડ ચડવો હતો, તેથી અમારી પાસેનો સામાન-સુમાનનો તમામ ભાર મજૂરને આપી દીધો, અભિમાનનો ભાર નજીટીએ જ મૂક્યો અને

તદ્દન વાદળાં સમાન હલકા થઈને અમે ચડવા માંડયું. છેક સાંજ સુધી ચડ ચડ કર્યું.

રસ્તામાં એક જાતનાં ફૂલ ખીલી રહ્યાં હતાં. આકારે બારમાસીનાં ફૂલ જેવાં અને રંગે સારી પેઠે કઢેલા દૂધની મલાઈ જેટલી પીળાશવાળાં હતાં. સુવાસની મધુરતાની તો વાત જ શી? સુવાસ ગુલાબને મળતી, પણ ગુલાબ જેટલી ઉગ્ર નહીં. આ લજ્જાવિનયસંપન્ન ફૂલોને જોઈ હું પ્રસન્ન થયો. મારો અધ્વખેદ નીકળી ગયો. આવાં સુંદર અને આતિથ્યશીલ ફૂલોનું નામ ન જાણું તો મારાથી કેમ રહેવાય? પણ રસ્તામાં કોઈ માણસ જ ન મળે. મજૂર તો તેના મજૂરધર્મને વફાદાર રહીને પાછળ પડી ગયો હતો. તેની રાહ જોવા જેટલો સમય ન હતો, અને નામ જાણ્યા વગર આગળ ચાલવાની ઇચ્છા ન હતી. એટલામાં પહાડની એક પગદંડી ઉપરથી કોઈ પહાડી ઊતરી આવતો જણાયો. પગદંડી એટલે કેડી. હિમાલયની કેડી એટલી અઘરી હોય છે કે માણસની કેડ જ ભાંગી નાખે. પેલા પહાડીને મેં હિંદીમાં, અથવા સાચું કહીએ તો મારે મન તે વખતે હિંદી લાગતી ભાષામાં, ફૂલ વિશે કેટલાક પ્રશ્ન પૂછયા. તેણે પહાડી હિંદીમાં જવાબ આપ્યો. પણ મને લાગતું નથી, મારો પ્રશ્ન એ સમજી શકયો હોય. હું તો એના જવાબનો એક બ્રહ્માક્ષરે સમજી ન શકયો. પણ સંભાષણમાંથી (આને સંભાષણ કહેવાય કે નહીં એ નથી જાણતો.) ફૂલનું નામ તો મને જડી ગયું. એસીરિયાના શરશીર્ષ-લિપિના શિલાલેખો કોઈ વિદ્વાન વાંચે અને અર્થ કરે તેટલા જ પ્રયાસથી મેં જાણી લીધું કે, ફૂલનું નામ 'કૂજો' હતું. મને લાગે છે, પહાડી ભાષામાં આ શબ્દ ભારે લલિત ગણાતો હશે. પણ મને પોતાને તે નામ ઉપર બિલકુલ મોહ ઊપજ્યો નહીં!

દૂર દૂર હવે ક્ષિતિજ દેખાવા લાગી. ત્યાં ઘણાં ગીચ વાદળાં હતાં. વાદળાં ઉપર આરસપહાણના પર્વતશિખર જેવું કંઈક દેખાતું હતું. વાદળાંમાં તળેટીનો ભાગ ઢંકાઈ ગયેલો હોવાથી, આકાશમાં ઊડતું એક મૈનાક પર્વતનું બચ્ચું હોય તેવું એ લાગતું હતું. બીજે દિવસે મને ખબર પડી કે, તે પવિત્ર નંદાદેવીનું શિખર હતું.

થોડું ઊતરી અમે રામગઢ આવી પહોંચ્યા. ત્યાં એક નાની સરખી ધર્મશાળા હતી. અથવા ધર્મશાળા શાની? પાંચ ફૂટ ઊંચી અને એક નાના બારણા સિવાય કોઈ જગાએ એક કાણું સરખું ન મળે એવી ઓરડીઓની હાર! ગધેડાઓ પણ તેમાં રહેવાને રાજી ન હોય. બનિયા પાસેથી દાળ, ચોખા અને બટાટા ખરીદી લીધેલાં. બનિયાએ બેત્રણ વાસણો પણ આપ્યાં; અમે મનમાં કહ્યું, 'કેવો ભલો વાણિયો! રાંધવાને વાસણો પણ આપે છે!' પાછળથી ખબર પડી કે, પહાડમાં તો એ રિવાજ જ છે. આટા-ચાવલની કિંમત લે છે તેમાં જ બનિયા વાસણનું ભાડું પણ ગણી લે છે. છતાં આ ત્યાંનો રિવાજ સારો છે એમાં કંઈ શંકા નથી. જેમ-તેમ રાંધીને અરધુંપરધું ખાધું, કેમ કે અમારી રસોઈ બરાબર બની નહોતી.

ધર્મશાળાની સૂરત જોઈ બહાર ખુલ્લામાં સૂવાનો અમે વિચાર રાખ્યો અને પથારી કરી. એટલામાં હિમાલય કહે, 'ચાલો નવો પાઠ લો.' એટલી સખત ટાઢ

વાવા લાગી કે, મંત્રમુગ્ધ સાપ જેમ પોતાની મેળે ટોપલીમાં ભરાઈ જાય, તેમ પથારી લઈને હવે ખૂબસૂરત લાગતી પેલી હૂંફાળી ઓરડીની અંદર અમે ઘૂસી ગયા; અને ઓરડીમાં એક પણ બારી ન રાખી એમાં ધર્મશાળા બાંધનાર શિલ્પીએ મયાસુર કરતાંયે અધિક કૌશલ વાપર્યું છે એવી અમને ખાતરી થઈ.

આખો દિવસ ચાલ ચાલ કર્યું હતું. પહેલવહેલી જ આટલી વીસ માઈલ લાંબી મુસાફરી થઈ હતી. રાત્રે પેટમાં પણ પૂરું પડયું ન હતું. અને ટાઢ તો કહે મારું કામ. આથી, બહુ વીનવ્યા છતાં, ઊંઘ તો પાસે ઢૂંકી જ નહીં.

નિદ્રાદેવી ન આવી એટલે તેની નિત્યવૈરિણી ચિંતા અને કલ્પના હાજર થયાં. હું વિચારમાં પડયો. ઘરબાર છોડીને, સમાજની સેવા કરવાનું છોડીને, પુસ્તકો વાંચવાનું છોડીને, છાપાંઓમાં લેખ લખવાનું છોડીને હું શા માટે અહીં આવ્યો? ઈશ્વરે મને જે સ્થાનમાં મૂક્યો તે સ્વાભાવિક સ્થાન છોડીને આ અજાણ્યા મુલકમાં હું શું કામ આવ્યો? મને વૈરાગ્ય ઊપજ્યો હતો અને હિમાલય એ વૈરાગ્યનું મોસાળ છે, તેથી શું હું અહીં આવ્યો હોઈશ? હિમાલયમાં જો વૈરાગ્ય હોત તો પેલા ગોરાઓ શા માટે ભીમતાલમાં જઈ માછલાં મારત? શા માટે રામગઢનો બનિયો ઘરાકો પાસેથી વધારેમાં વધારે નફો લેવા મથત? મેદાનમાં જેવા લોકો છે તેવા જ લોકો આ પહાડ પર પણ છે. અહીં પણ સ્ત્રી પોતાના પતિ સાથે લડે છે, પેલો પોસ્ટમાસ્તર પોતાનો દીકરો કહ્યું માનતો નથી એવી ફરિયાદ કરે છે, અને લોકો ઢોર પાસે તેમના ગજા ઉપરાંત કામ કરાવે છે. બેશક, પહાડોમાં વેપાર વધ્યો નથી, રેલવે આવી નથી, વસ્તી ઘીચ નથી, અને ઉપલાં કારણોને લીધે સમાજમાં જે સડો પેસે છે તે અહીં પેઠો નથી.

આ પારકા મુલકમાં મારી ભાષા કોઈ જાણે નહીં, મને કોઈ ઓળખે નહીં, સગુંવહાલું કોઈ ન મળે, જે વૈરાગ્યને માટે હું અહીં આવ્યો તેનું અહીં નામ કે નિશાન ન મળે, એ ખ્યાલથી મનમાં ગભરાટ થવા લાગ્યો, એટલે બહાર કરડકણી ટાઢ હોવા છતાં એક કંબલ ઓઢીને હું બહાર ગયો. હિમાલયની મુસાફરીમાં સોયથી સીવેલું કંઈ કપડું વાપરવું નહીં એવો મારો નિશ્ચય હતો. દહાડે તો ધોતિયું, ખેસ અને કાનનું રક્ષણ કરવા મફલર એટલું જ હું પહેરતો. રાત્રે પાથરવા એક ચટાઈ અને કંબલ રાખતો અને ઓઢવા પછેડી અને જાંબુડા રંગનું એક રેશમી આબોટિયું લેતો.

બહાર આવ્યો ત્યારે આકાશ નિરભ્ર હતું; નક્ષત્રો અદ્‌ભુત કાંતિથી ચમકતાં હતાં. હું હિમાલયમાં આવ્યો તે પહેલાં મારા એક રસિક મિત્રે નવસારીમાં તારાઓ સાથે મારી ઓળખાણ કરાવી આપી હતી. તારાઓ મારા દોસ્ત બની ગયા હતા. પૌર્ણિમાના ચંદ્રથી પણ બી ન જાય એવા બધા તારાઓને હું ઓળખતો હતો. તેમની તરફ મેં જોયું. તેમણે કહ્યું, 'ભાઈ, શા માટે ગભરાય છે? આ તે વળી શાનો પારકો મુલક? શું અહીંયાં તારું સગુંવહાલું કોઈ નથી? જુઓ, અમે આટલા બધા તારા દોસ્તો અહીં પણ જેવા ને તેવા સાથે જ છીએ. બે ઘડી થોભીશ તો

બીજા પણ પેલા પહાડ ઉપરથી હમણાં ઊંચે આવશે. શું તું અમને ભૂલી ગયો? શું તારા અને અમારા સરજનહારને ભૂલી ગયો? ક્યાં ગયો તારો પ્રણવજાપ? ક્યાં ગયો તારો ગીતાપાઠ?

मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः ।
न कश्चित्कस्यचिन्मित्रं न कश्चित्कस्यचिद्रिपुः ।
आत्मैव ह्यात्मनो बन्धुः आत्मैव रिपुरात्मनः ।

એ બધું તું જ કહેતો હતો ને? આજે જ સવારે પેલી નદીએ તને શું કહ્યું હતું? પેલો પહાડ જોઈને તને શા વિચાર આવ્યા હતા? પેલાં 'કૂજો' ફૂલોની વિશ્વસેવાની તારી ઉપર કશી અસર નથી થઈ? નંદાદેવીનું દર્શન શું વિફળ ગયું? 'છોડી દે આ ક્ષુદ્ર હૃદયદૌર્બલ્ય, ત્યાગી દે મનના ઉદ્વેગને.' હિમાલયમાં પણ વૈરાગ્ય ન મળે એવી મારી અશ્રાદ્ધા ઊડી ગઈ. બાહ્યસૃષ્ટિ-અંતઃસૃષ્ટિ વચ્ચે તાદાત્મ્ય જામી ગયું અને મને શાંતિ વળી; હું સહેલાઈથી સૂઈ ગયો.

સવારે ઊઠીને આગળ ચાલ્યા. આજે તો ઊતરવાનું હતું. જેટલું ચડયા એટલું જ ઊતરવું પડયું. રોમન લોકોને પોતાનું મહાસામ્રાજ્ય ગુમાવતાં પણ આટલું દુઃખ થયું નહીં હોય. કેટલી મુસીબતે ચડયા હતા, છતાં આખરે ઊતરવું તો પડયું. હિમાલયમાં ચાલવાનો એક નવો અનુભવ મળ્યો. ઉપર ચડતાં થાક લાગે છે ખરો, પણ તે થાક ક્ષણિક હોય છે. પણ સીધો ઉતાર ઊતરતાં જે આયાસ પડે છે, તેથી તો માણસના સાંધેસાંધા નરમ થઈ જાય છે. આવો ઊતરવાનો અનુભવ મળતાં જ મેં કહ્યું, 'સ્વર્ગ સુધી ચડવાનું હોય તોયે બહેતર; પણ હે વિધાતા, આવી ઉતાર ઊતરવાની સજા તો કોઈ કાળે शिरसि मा लिख, मा लिख, मा लिख.'

અહીંનો પ્રદેશ પણ ભારે રળિયામણો હતો. આપણે ત્યાંનાં સરુનાં ઝાડ જેવાં, ચીડ અને દેવદારનાં ભવ્ય વૃક્ષોની ઘટા અનુપમ છાયા વિસ્તારતી હતી. પણ ખરી ગમ્મત તો નીચે પડીને સુકાઈ ગયેલાં સળી જેવાં પાંદડાં ઉપરથી જ્યારે પગ લપસતો ત્યારે આવતી. હસવું કે રડવું એ જ ન સમજાતું!

આ પ્રદેશમાં થોડી ખેતી પણ થતી લાગી. કેમ કે રસ્તામાં એક નાનકડું પહાડી ગામડું આવ્યું, ત્યાં બેચાર ખેડૂતો નવું અનાજ વાવી રહ્યા હતા. પવનનું નામ ન હતું, તેથી બે જણ એક પછેડી વતી પવન નાખતા હતા.

રસ્તામાં ચીડનાં મોટાં મોટાં ફૂલ પડેલાં દીઠાં. એ ફૂલનું વર્ણન કરવું અશક્ય છે. ફૂલ નાળિયેર કરતાં મોટું હોય છે. એની પાંખડી બાવળના લાકડા કરતાં કઠણ હોય છે. છતાં આ ફૂલ આકારે બહુ સુંદર હોય છે. એક દીંટના માથામાંથી આંગળી જેવડી અસંખ્ય પાંખડીઓનો જાણે એક ફુવારો ફૂટયો હોય છે; પણ રંગ કે વાસનું તો નામ ન લો. લાકડાનો જ રંગ ને લાકડાની જ વાસ. દેવદાર અને ચીડ જેવાં વૃક્ષો હિમાલયને જ શોભે. કુદરતનો વિશાળ વૈભવ જોઈ હું દિગ્મૂઢ

रामा दयाघना, क्षमा करुनि मज पाही,
रामा दयाघना०
कोठिल कोण मी, न जाणिला हा पत्ता
आजवरि अज्ञानें मिरविली विद्वत्ता,
देहात्मत्वाची स्थिति झाली उन्मत्ता.
येउनि जन्मा रे! व्यर्थ शिणविली आई,
हेंचि मनिं खाई—
रामा दयाघना०

સાચે જ નકામું જીવન ગાળીને મેં માને ભારે મારી હતી. જનની જ નહીં, પણ જન્મભૂમિને પણ. મારા પાછલા જીવન ઉપર મનમાં તિરસ્કાર ઊપજ્યો. અજ્ઞાનને લીધે હું વિદ્વત્તાની શેખી મારતો; પોતે અંધકારમાં રહ્યો રહ્યો લોકો આગળ પ્રકાશની વાતો કરતો.

મેં ભજન આગળ ચલાવ્યું:

करुणासागरा! राघवा रघुराजा!
विषयीं पांगळा नका करूं जीव माझा
... ... ...
भुलुनि प्रपंचा रे, श्रमुनि भ्रमुनि ठायीं ठायीं,
हरुनि वय जाइ—
रामा दयाघना०

ભજનની ધૂન લાગી. હું ઊંચે સાદે લલકારતો હતો, હવે લીટી આવી:

सच्चित्सुख तो तू परब्रह्म केवळ,
सच्चित्सुख तो तू परब्रह्म केवळ.

સામેના પહાડે એકાએક ગર્જના કરી:

सच्चित्सुख तो तू परब्रह्म केवळ.

હિમાલયની તે મેઘગંભીર ગર્જના મને તો અશરીરિણી વાણી લાગી. સાચે જ હું સચ્ચિત્સુખાત્મક પરબ્રહ્મ છું એ વસ્તુને હું ભૂલી જાઉં છું તેથી પામર બનું છું. જુઓ, આ ધીર ગંભીર હિમાલય કેવો સચ્ચિત્સુખની સમાધિ ભોગવી રહ્યો છે! જુઓ સામેનો બરફ. એને ઉનાળોયે સરખો અને શિયાળોયે સરખો. જુઓ આ વિશાળ આકાશ. કેટલું શાંત અને અલિપ્ત! શું એથી હું અળગો છું?

અદ્વૈતની મસ્તી મને ચડી એટલે પીઉડા ક્યારે આવ્યું એનું મને ભાન પણ ન રહ્યું. પીઉડાનું પાણી બહુ વખણાય છે. ક્ષય રોગના દરદી અહીંનું પાણી ખાસ મેળવીને પીએ છે. પીઉડામાં અમે રાંધી ખાધું, સહેજ આરામ કર્યો અને આગળ ચાલ્યા. વળી પાછો ઉતાર! મારા ઢીંચણમાં ચસકા આવવા લાગ્યા તેથી વેદના થવા લાગી, પરિણામે હું દેહધારી છું એ વૃત્તિ ફરી જાગ્રત થઈ. ધીમે ધીમે હું આસપાસની સુંદરતા ફરી નિહાળવા લાગ્યો.

હિમાલયની ખેતી જોવા જેવી હોય છે. બેઠી અને પહોળી ટેકરી હોય ત્યાં શિખરથી તળેટી સુધી બબ્બે-ચચ્ચાર હાથ પહોળાં પગથિયાં જેવા ક્યારા બનાવે છે અને એમાં હાથે ખોદીને અનાજ વાવે છે. નદીનો બાંધેલો ઘાટ જેવો દેખાય છે તેવો આ ખેતરોનો દેખાવ લાગે છે.

જ્યાં ઉતાર પૂરો થયો ત્યાં એક ઝૂલતો પુલ આવ્યો. તે પુલને લોધિયાનો પુલ કહે છે. પુલની નીચેના પથ્થર જોવા જેવા છે. નદીના પ્રવાહથી ઘસાઈ ગયેલા પથરાઓનો આકાર મજાનો દેખાતો હતો. જ્યાં પાણીની ભમરી થતી હોય ત્યાં તળિયાના છૂટા પથ્થરો પણ ગોળ ફરી ફરીને તળિયાના પથ્થરમાં જે ઊંડા ઊંડા ખાડા પાડે છે તેનો દેખાવ મનોવેધક હોય છે.

આ પુલ નીચે મેં એક સાપ દીઠો. એની નોંધ અહીં એટલા માટે જ કરું છું કે, હિમાલયનાં ગીચ જંગલોમાં અને ભિન્ન ભિન્ન પ્રદેશોમાં મેં બેત્રણ હજાર માઈલની મુસાફરી કરી તે દરમિયાન માત્ર બે જ સાપ મારા જોવામાં આવ્યા; એક અહીં અને બીજો ગંગોત્રી પાસે.

હવે પાછું ચડાણ આવ્યું. દૂરથી એક પહાડી શહેર દેખાવા લાગ્યું. એ આલમોડા હતું કે મુક્તેસર એનો હું નિશ્ચય કરી ન શક્યો. સાંજ પડવા આવી અને આખરે અમે આલમોડા પાસે આવી લાગ્યા. ત્યાં એક ચુંગીઘર હતું. ચુંગીઘર એટલે જકાતનું નાકું. અહીંયાં જ એક ગાડારસ્તો અમે જોયો. હિમાલયમાં ગાડા-રસ્તો એ સુધારાની પરિસીમા ગણાય છે. આપણે ત્યાં કોઈ બાદશાહી શહેરમાં આરસપહાણનો રસ્તો હોય તો લોકો તે રસ્તા વિશે જે ઉમંગ અને અદબ સાથે બોલે તેટલા ઉત્સાહ અને અદબથી પહાડી લોકો આ 'કાર્ટ રોડ' વિશે બોલે છે. પડખે જ મુસલમાનોનું કબરસ્તાન હતું. પહાડની વન્ય શોભામાં આ ધોળી ધોળી કબરો અળખામણી લાગતી ન હતી. ઘણુંખરું મુસલમાનો કુદરતી શોભા બગાડતા નથી. સાંજની વેળાએ આ કબરો, ચરી આવીને નિરાંતે વાગોળતી ગાયોનું ધણ બેઠું હોય તેવી દેખાતી હતી.

૩૭ માઈલની મુસાફરી સહીસલામત કરી, પણ આખરે અમે ભૂલા પડ્યા. આલમોડાને અરધી પ્રદક્ષિણા કરી. રસ્તો છોડી લોકોના ફળિયામાં થઈને કેટલાક ઉકરડા ખૂંદીને આખરે સાત વાગ્યે અમે બજારમાં પહોંચ્યા. બજારના રસ્તા પથ્થરના બાંધેલા છે. ત્યાં હિલ બૉઈઝ સ્કૂલ ક્યાં છે એમ પૂછતા પૂછતા મારા મિત્રના મકાન સુધી આવી પહોંચ્યા. એ ઘેર ન હતા. ક્યાંક ફરવા ગયા હશે. હરખદેવ કરીને એક છોકરો ઘરમાંથી બહાર નીકળ્યો. તેણે અમારો સત્કાર કર્યો અને કહ્યું, "આવો; અંદર આવો; આ ખાટલા પર બેસો. હું સ્વામીનો શિષ્ય થાઉં છું. તેઓ બહાર ગયા છે. હમણાં આવશે. એઓએ કહ્યું હતું કે કાકાજી આવવાના છે: તમારામાંથી કાકાજી કયા?" થોડા વખત પછી સ્વામી આવ્યા. વડોદરામાં સ્વામીને જોવા જોયેલા તેવા તે ન હતા. લાંબી લાંબી દાઢી, લાંબો લાંબો ચોટલો, એની

લાંબી અણિયાળી લાકડી હાથમાં રાખીને મારી આગળ આવી ઊભી રહી. પ્રેમથી અમે ભેટી પડયા. બુવા તો પ્રેમથી રોવા લાગ્યા. મેં જોયું કે સ્વામી મરાઠીમાં છૂટથી બોલી શકતા ન હતા. દરેક વાકયમાં આવતા હિંદી શબ્દોને હઠાવવા એમને મહેનત કરવી પડતી હતી.

રાત્રે અમે શું ખાધું, કેટલા વાગ્યા સુધી વાતચીત કરતા બેઠા અને કયારે ઊંઘી ગયા એનું મને બિલકુલ સ્મરણ નથી. એક એટલું યાદ છે કે, તે કાળે સ્વામી પુરશ્ચરણ કરતા તેથી દૂધ ઉપર રહેતા, કશું ખાતા નહોતા, એટલું જ નહીં, પાણી સુધ્ધાં પીતા ન હતા. ઊંઘ એવી આવી કે જાણે નિર્વિકલ્પ સમાધિ.

## ૧૩. આલમોડા

આલમોડા એ હિમાલયની એક શાખા ઉપર બાંધેલો માણસોનો માળો છે. આલમોડાની હવા ખાસ વખણાય છે. દૂર દૂરના ક્ષયરોગી એપ્રિલથી ઑકટોબર વચ્ચે અહીં આવીને રહે છે. ચીડનાં ભપકાદાર અને ઊંચાં ઊંચાં ઝાડોનાં જંગલો-માંથી સુસવાટ કરી વહેતી હવાનું તેઓ સેવન કરે છે અને રાણીનૌલા નામના એક ઝરણાનું પાણી પીએ છે. આ મોસમમાં ગમે તે રસ્તે ફરવા જાઓ, આ માંદા લોકોનું એકાદ ટોળું જીવવાની ઇચ્છાથી મહામહેનતે હાંફતું અને પેટમાં પ્રાણ ભરતું નજરે પડવાનું જ. રાજયક્ષ્માની આ ફીકી રૈયત અને આસપાસની લાવણ્યવતી કુદરત વચ્ચેનો તફાવત તો સ્વતંત્રતા અને પરવશતા વચ્ચેના ભેદ જેટલો દેખાતો. આ શહેર જિલ્લાનું તેમ જ કુમાઉં પરગણાનું મથક છે. અહીંયાં બ્રિટિશ અદાલત છે; છાવણી છે, પાદરીઓ હસ્તકની એક કોલેજ પણ છે. આ લોકો એક મોટી વસાહત કરી અહીં પડેલા છે. અહીંથી ૩૭ માઈલ ઉપર નૈનિતાલ નામની એક ગંધર્વનગરી હોવાથી આલમોડા ગોરાઓના આક્રમણથી બચી ગયું છે.

બીજે દિવસે સવારે ઊઠીને અમે ફરવા ગયા. ઉનાળાના દહાડા હતા, છતાં આપણે અહીંના શિયાળા કરતાં પણ ત્યાં વધારે ટાઢ હતી. આસપાસ દરેક ખીણમાં ધોળાં ધોળાં વાદળાં આળસુની પેઠે સૂતાં હતાં. ઉપર આકાશ નિરભ્ર હતું: ઉત્તર તરફ નંદાદેવીનું શિખર સૂર્યનાં તરુણ કિરણોથી સુવર્ણમંદિરની પેઠે ઝળકતું હતું. જ્યાં સૂર્યકિરણ હજુ નહોતાં પહોંચ્યાં ત્યાં અરુણસદૃશ રક્તિમા ઉષાને પણ લજવે તેવી હતી. હિમાલયને ઘેર શિખરોનું દારિદ્ર નથી, છતાં નંદાદેવીનું સૌન્દર્ય એટલું બધું છે કે હિમાલય પણ એને માટે મગરૂર હોય એમ લાગે છે. અને તેથી જ એ શિખરની પ્રતિષ્ઠા જાળવવા ખાતર કોઈ અનુચરની પેઠે નંદાકોટાનું શિખર એની પાસે ઊભું હતું. નંદાદેવીનું વર્ણન હું શું કરું? પૂર્વમન્વંતરના ઋષિ માર્કંડેયે આ દેવીનું જે વર્ણન કર્યું છે તે જ અહીં આપું એ બસ નથી?

कनकोत्तमकान्तिस्सा सुकान्तिकनकाम्बरा ।
देवी कनकवर्णाभा कनकोत्तमभूषणा ।

આ દેવીની ઉપાસના ઉપર ઋષિની એટલી શ્રદ્ધા છે કે તે કહે છે:

नन्दा भगवति नाम या भविष्यति नन्दजा ।
सा स्तुता पूजिता ध्याता वशीकुर्याज्जगत्त्रयम् ।।

અમે નંદાદેવીની દિશામાં જ ફરવા જવાનું 'દુરસ્ત' ધાર્યું. હિમાલયમાં ઠેકાણે ઠેકાણે દેવીઓના વાસ છે. શાઈદેવી, ધૂરાદેવી, સીતોલીદેવી અને પાતાળદેવી આ ચાર આલમોડાની ચાર દિશાની રક્ષા કરે છે. હિંદુ સમાજનેતાઓની દૃષ્ટિ કંઈ અદ્‌ભુત છે. જીવનના દરેક અંગ સાથે તેઓ કોઈ ને કોઈ રીતે ધર્મનો સંબંધ જોડી દે છે. આલમોડા શહેર જો સ્વતંત્ર રાખવું હોય તો આસપાસનાં આ ચાર સ્થાનો આલમોડાવાસીઓના હાથમાં રહેવાં જોઈએ એ વાત લશ્કરી દૃષ્ટિથી નિહાળનારને સહેજે ધ્યાનમાં આવી શકે. હવે એ જ વસ્તુ આ ધર્મકારોએ લોકો આગળ કેવી રીતે મૂકી છે તે જુઓ. 'ભક્તિ અને મુક્તિ'દાયિની આ ચાર દેવીઓ ચાર ખૂણે વિરાજે છે; એમનાં મંદિરનું રક્ષણ કરો, તે સ્થાનો પવિત્ર રાખો એટલે,

सैषा प्रसन्ना वरदा नृणां भवति मुक्तये ।

મુક્તિ એટલે આઝાદી.

અને આ ઋષિવચનનો અનુભવ લોકોને જમાને જમાને થયો છે. શત્રુ ચડી આવે એટલે બધા મરદ જુવાનો ઘર બહાર નીકળી પડીને આ ચારે મંદિરો ઉપર એકઠા થતા; અને આ ચારે સ્થાનો હાથમાં હોય ત્યાં સુધી શી મગદૂર શત્રુની કે તે આલમોડાના ચીડ દેવદારની સળીરૂપી વાળને પણ વાંકો કરી શકે?

અમે અસ્કોટને રસ્તે ચીડનું જંગલ જોવા ગયા. વચમાં એક નાની ટેકરી ઉપર જેલ દેખાઈ. સ્વામીએ મને કહ્યું કે, 'બંગાળના સુપ્રસિદ્ધ આગેવાન અશ્વિનીકુમાર દત્તને આ જ જેલમાં રાખવામાં આવેલા.' ચીડનું જંગલ પસાર કરી આખરે અમે બલઢૌટી નામક ડુંગર ઉપર આવ્યા. આ સ્થાનને જ એક કાળે અંગ્રેજ સરકારે 'સિમલા' બનાવવાનો વિચાર કરેલો. સ્વામી વિવેકાનંદ જ્યારે અમેરિકા જઈ પાછા આવ્યા ત્યારે આ સ્થળે તેમણે અદ્વૈતાશ્રમની સ્થાપના કરવાનું નક્કી કરેલું. પણ જે દિવસે એમણે એ સ્થાનની સરકારમાં માગણી કરી તે જ દિવસે ત્યાંના કમિશનરે તે સ્થાન પાદરીઓને આપી દીધું એમ મેં સાંભળ્યું. અહીં વટલાવેલા પહાડી લોકોની વસાહત છે. હરખદેવે કહ્યું, 'કાકાજી, દેખિયે ઈન પાદડિયોંકી ચાલાકી! જબ યહાંકે લોગોંકો ઈસાઈ બના લેતે હૈં તબ ઉનકો દૂસરે પ્રાંતમેં લે જાતે હૈં, ઔર દૂસરે પ્રાંતોકે બિટલાયે હુએ લોગોંકો યહાં લાકર રખતે હૈં, તાકિ સમાજકે સાથ ઉનકા સંબંધ ટૂટ જાય ઔર લોગોંમેં ભી ઈન પાદડિયોંકે ખિલાફ દ્વેષ પેદા ન હો. હમારે પ્રાંતમેંસે કિતને લોગ ઈસાઈ હો ગયે ઈસકા પતા નહીં રહતા ઔર દૂસરે પ્રાંતકે ઈતર લોગોંકો ઈસાઈ બને હુએ દેખકર ઉસ પ્રાંતકે લિયે ભી હમમેં નફરત હોતી હૈ.' હરખદેવની આ ચાણાક્ષ ટીકા સાંભળી મને ઠીક રમૂજ પડી. ત્યાંથી અમે નીચે પાતાળદેવી તરફ ઊતર્યા. સાડા સાત વાગવા

નિશાળિયાની પેઠે આંખો ચોળતાં ઉત્તરના હિમપ્રદેશોની શાળા તરફ જવા લાગ્યાં હતાં. પાતાળદેવીનું સ્થાન સાધુઓને રહેવા માટે ખાસ અનુકૂળ છે. અહીં ખૂબ એકાંત છે. પાણીનું સુંદર ઝરણ છે અને હૈયાને ઠારી નાખનારા પહાડી ઝંઝાવાતથી આ સ્થાન સુરક્ષિત છે. પહાડની આ બાજુએ અહીં જ એક એકાકી વૃક્ષ છે અને એટલું મોટું છે કે દૂર દૂરના પહાડો પરથી તે દેખાય છે. સિંહગઢ ઉપર તાનાજીની ખીણનું જે મહત્ત્વ છે તે જ અહીંયાં આ પાતાળદેવીના સ્થાનનું છે. પાતાળદેવીથી ચડતા ચડતા અમે સ્વસ્થાને પાછા આવ્યા. મને ભૂખ તો એવી કકડીને લાગી હતી કે કુમળા કુમળા કાંકરા હું વીણીને ખાત તો તે પણ હજમ થઈ જાત એ વિશે મને શંકા નહોતી.

ઘેર નેપાળી ભિસ્તીએ પાણી તૈયાર રાખ્યું હતું તે લઈને અમે નાહ્યા. થાક બધો ઊતર્યો અને ફરી બીજા દસ માઈલ ચાલીએ એટલો ઉત્સાહ આવી ગયો. અમે નિત્યપાઠ પૂરો કર્યો એટલામાં હરખદેવ ખાવાનું લઈને આવ્યો. તેમાં 'ઓગલ' નામનાં એક જંગલી બિયાંના આટાનો શીરો પણ હતો. બપોરે અમે 'હિલ બૉઈઝ સ્કૂલ'ના ચાલક શ્રીયુત હરિરામ પાંડે વકીલને મળવા ગયા. હરિરામ પાંડે એક સાત્ત્વિક અને સંસ્કારી ગૃહસ્થ છે. સામાન્ય વિવેકઆદરના પ્રશ્નોત્તર થયા પછી 'હિલ સ્કૂલે' સરકારી ગ્રાન્ટ લેવી કે ન લેવી એ વિશે તેમણે મારી સલાહ પૂછી. મેં કહ્યું, "ગ્રાન્ટ બિલકુલ ન લેવી એમાં જ ડહાપણ છે. સહેજ મદદની ખાતર આપણે આપણી સ્વતંત્રતા ગુમાવીએ છીએ. અને ઈન્સ્પેક્ટરને ખુશ કરવાની વૃત્તિ એક વાર આપણામાં પેઠી કે પ્રજાહિત શેમાં રહેલું છે એનો વિચાર રહેતો નથી. સરકારનું ધોરણ તો સ્પષ્ટ છે : 'Your money, our control.'" પાંડે સાહેબને આ છેલ્લું સૂત્ર બહુ જ ગમ્યું અને તેમણે ગ્રાન્ટ ન લેવાનો નિશ્ચય કર્યો. પછી તેમણે અત્યંત વિનયપૂર્વક મને પૂછ્યું, 'આપ લોક સાધુ થઈને ફરો છો તેને બદલે સમાજસેવા કરો તો શું ખોટું? સાધુ લોકોએ નકામા આમતેમ ફરીને શા માટે સમાજ ઉપર બોજારૂપ થવું?' એમને ક્યાં ખબર હતી કે, સમાજસેવાનું ભૂત એમના કરતાં મને વધારે વળગ્યું હતું અને તેમાંથી છૂટવા માટે જ અહીં હિમાલયમાં આવ્યો હતો? સમાજસેવા કરવાને પણ અધિકાર જોઈએ. આજે અનધિકારી લોકો સેવાનું કાર્ય હાથ ધરીને સમાજમાં જે ગોટાળો ઊભો કરે છે તે છોડી દે, તોપણ ભારેમાં ભારે સમાજસેવા થઈ શકે. યુરોપની પેઠે અહીંયાં પણ સમાજસેવા ધંધાનું રૂપ પકડશે કે શું એવી બીક છે. વિલાયતમાં એક કાળે બૅરિસ્ટર એ એક મોટો નિરપેક્ષ સમાજસેવક હતો. તે જ આજે અસીલોનું લોહી નિચોવી પીનાર જળો જેવો બની ગયો છે. વકીલ સાહેબને કહ્યું, 'આપ સમાજસેવા કરી રહ્યા છો તેમાં આપને શું એવો અનુભવ નથી થયો કે કેટલાક મફતિયા જો વચમાં નાહક દખલ ન કરે તો તમારું કામ ઓછી મહેનતે અને વધારે સારું થાય?' એમણે ઉત્તર આપ્યો, 'અરે એ અનુભવ તો ડગલે ને પગલે થાય છે. બધી શક્તિ એવા નાલાયક લોકોનો વિરોધ તોડી પાડવામાં જ ખરચાય છે; અને આખરે

માણસ નિરાશાવાદી બની જાય છે.' મેં કહ્યું, 'ત્યારે આ બાબતમાં અમે લોકો તમને અભયદાન આપીએ છીએ એ શું ઓછું છે? આત્મોન્નતિ અને સમાજસેવા વચ્ચે વિરોધ નથી, છતાં એ કાલ્પનિક વિરોધ સ્વીકારીને હું કહું છું કે, આત્મોન્નતિ સાધવાની ફરજ દરેકની ઉપર છે. સમાજસેવા વિશે તેમ નહીં કહી શકાય. સમાજસેવામાં બહુ જ કુશળતા જોઈએ છે. તે એક જાતની કસરત છે. પોતાનું પણ પતન ન થાય અને સમાજ પણ પરાવલંબી અને નિષ્પ્રાણ ન બને, એ આદર્શ જાળવીને જ સમાજસેવા કરવી ઘટે, નહીં તો ધર્મ કરવા જતાં અધર્મને પોષણ મળે.' પાંડેજી કશું બોલ્યા નહીં. કદાચ તેમનું સમાધાન પણ થયું હોય. આલમોડાની હવા વિશે બોલતાં તેમણે કહ્યું, "તમારા 'મેદાન'ના લોકોને કહો કે ક્ષયરોગ મટાડવા માટે અહીંયાં આવવું હોય તો રોગની શરૂઆત થતાં જ અહીં આવવામાં લાભ છે. ઘણા લોકો છેલ્લી ઘડીએ અહીં આવે છે અને અહીંયાંની તીક્ષ્ણ હવા બરદાસ ન કરી શકવાથી નાહક મોતના મુખમાં પડે છે. આટલો મારો સંદેશો જરૂર 'દેશ'ના લોકોને પહોંચાડજો." ચોપડીઓથી હું કંટાળ્યો હોવા છતાં એમને ત્યાં 'શબ્દકલ્પદ્રુમ'ના મોટા મોટા ભાગ ઉપર મારી લાલચુ નજર ઠર્યા વગર ન રહી.

પાછા આવતાં આશાબાબુ નામના એક બંગાળીને ત્યાં અમે ગયા. તે પોતે બ્રાહ્મમતાનુયાયી (પ્રાર્થનાસમાજી) હતા. તેમની જોડે વેદાંત, તંત્ર, શક્તિપૂજા અને બ્રાહ્મ ધર્મ ઉપર ખૂબ ચર્ચા થઈ અને સાંજ પડચે અમે 'ગ્રેનાઈટ' ટેકરી પર ગયા. ત્યાંથી ચોમેરનો દેખાવ ભવ્ય અને મનોહર લાગતો હતો. નંદાદેવીએ સાંજનું પીત વસ્ત્ર ધારણ કર્યું હતું અને સંધ્યાને આશીર્વાદ દઈ વિદાય કરતી હતી. તારાઓ ચમકવા લાગ્યા. આકાશગંગામાં હંસ નાહતો હતો. ઘણા દેવો પણ જલવિહાર કરી રહ્યા હતા. એમનાં દર્શનથી પાવન થઈને ધીમે ધીમે અમે ઘેર આવ્યા.

ઘેર ભિસ્તી ભક્તિભાવપૂર્વક સ્વામી પાસેથી ગીતા ભણવા રાહ જોતો હતો. સવારનો નોકર સાંજે પ્રિય શિષ્ય થયેલો જોઈ મને હર્ષનો ઉમળકો આવ્યો. થોડા વખત પછી શ્રદ્ધાધન દરજી સાંઈજી પણ આવ્યો. આ માણસે પોતાની જિંદગી જુગારમાં ખુવાર કરી હતી. સ્વામીના સહવાસથી એનામાં ઉપરતિનો ઉદય થતો હતો. મેં સ્વામીને કહ્યું, 'અપિ ચેત્સુદુરાચારો' એ શ્લોક ઉપર આજે પ્રવચન કરો.

अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मन्तव्यः सम्यग्व्यवसितो हि सः ।।

આ શ્લોકોનું રહસ્ય જ્યારે સ્વામીએ હિંદીમાં સમજાવ્યું ત્યારે સાંઈજીનો કંઠ ભરાઈ આવ્યો. તેણે કહ્યું, 'નહીં સામીજી, હમ અભી શુદ્ધ નહીં હુએ. હમકો અબ ભી કભી કભી મોહ હોતા હૈ, પાપ હમારે દિલમેં ઘુસ આતા હૈ.' મારા મનમાં વિચાર આવ્યો, આપણા ધર્મોપદેશકો દક્ષિણાની પાછળ માર્યા ફરે છે. આ ગરીબ લોકોને ધર્મની લહાણી કોણ કરે? આશ્વાસનનો બોલ કોણ સંભળાવે? પતિતોને

અસ્પૃશ્ય માની આપણા ધર્મગુરુઓ પોતે અસ્પૃશ્ય બન્યા છે અને હિંદુ ધર્મનું પતિતપાવનત્વ ડુબાવી દીધું છે. ગુહક અને શબરીને પોતાનાં ગણનાર રામચંદ્રની આ ભરતભૂમિ નથી રહી. આવા વિચારોમાં હું પથારી ઉપર પડ્યો. બહાર સૂસવતો પવન મારા વિચારો સાથે તાલ ધરતો હતો.

## ૧૪. ખાખીબાવા

હિમાલયમાં જઈ આવેલા માણસને સૌ કોઈ એક જ સવાલ પૂછે છે: 'ત્યાં તમને કોઈ સાધુમહાત્મા મળ્યા ખરા?' લોકો શું માનતા હશે તે ખબર નથી. શું લોકોને એમ લાગે છે કે હિમાલયમાં ઝાડોને બદલે સાધુઓનાં જ વન ઊગે છે? જેમ હું હિમાલયમાં ગયો હતો તેમ ઘણા સાધુઓ હિમાલયમાં જાય છે. જેમ પેલો હોટેલવાળો વિશારદ ત્યાં જઈને વસ્યો છે, તેમ કેટલાક સાધુઓ હિમાલયમાં રહે છે ખરા. પણ લોકોને એવા સાધુ નથી જોઈતા. એવા તો તેમને ઘેર પણ ભિક્ષા માગવા આવે છે. તેમને તો જોઈએ છે ત્રિકાળજ્ઞાની, ચમત્કારો કરી જાણનાર, અને કાંઈ પણ ખાધા વગર જીવી શકનાર મહાત્માઓ! જેમને પગે પડ્યામાત્રથી મોક્ષ પ્રાપ્ત થઈ જાય, અગર કીમિયાની કંઈ અજબ યુક્તિ, અગર કંઈ નહીં તો છેવટે કંઈક રોગ ઉપરની અદ્‌ભુત જડીબુટ્ટી અનાયાસે મળી જાય! રાજ્યપ્રકરણમાં રસ લેનાર લોકો પૂછે છે, 'હિંદુસ્તાનનું ભવિષ્ય શું છે એ વિશે તમે હિમાલયના સાધુઓ પાસેથી કશું જાણ્યું છે ખરું?'

આવા બધા પ્રશ્નોનો જવાબ હું એક જ વાક્યમાં પતાવી દઉં છું: હું સાધુઓની શોધમાં ગયો જ ન હતો. ઉપદેશ તરીકે મને જે મળ્યું હતું તે મારે માટે બસ હતું. મારી સાધના મારે જ કરવી હતી. પરાન્ન ખાઈને કોઈના આશ્રિત રહેવું એ જેમ શરમભરેલું છે, તેમ જ કોઈ પણ સાધુની તપશ્ચર્યામાંથી ભીખેલો ટુકડો આપણને મળી જાય અને તેના ઉપર આપણે સુખી થઈએ એવી ઇચ્છા પણ આધ્યાત્મિક કંગાલિયત સૂચવે છે. સાધુઓનાં દર્શનથી આપણું હૃદય પવિત્ર થઈ જાય, એમનો વૈરાગ્ય આપણામાં ઉદ્‌ભવે, એમની ઈશ્વર ઉપરની નિષ્ઠા આપણામાં જાગે, અને એમના જેટલી જ તપશ્ચર્યા કરવાનું આપણામાં નિશ્ચયબળ આવે, એ ઇચ્છવાજોગ છે. પણ તેમના પ્રસાદ તરીકે આપણને કાંઈ પણ મળી જાય અને અનાયાસે, વગર મહેનતે આપણે સુખી થઈ જઈએ એમ ઇચ્છવામાં તો પામરતા જ રહેલી છે. બજારમાંથી શાક ખરીદતી વેળાએ તોલ પૂરો થયા પછી 'એકાદ બટાટા કે મરચાં ઉપર આપો' એમ માગનાર; દેશસેવામાં એક સામાન્ય સૈનિકની યોગ્યતા ધરાવતાં છતાં, પોતાની સેવામાંથી જ રાષ્ટ્રને સ્વાતંત્ર્ય મળતું હોય તો જ હું પોતાનું બલિદાન આપું, નહીં તો નહીં, એમ કહેનાર; અંગ્રેજ લોકોને માગી માગીને હેરાન કરીને સ્વરાજ્ય મેળવીશું એવી ઉમેદ

રાખનાર; તેમ જ મહાત્માઓનો ચરણસ્પર્શ અગર વસ્ત્રસ્પર્શ કરવાથી, અથવા તેમનું એઠું ખાવાથી તેમની તપશ્ચર્યાનો કંઈક અંશ વીજળીની પેઠે આપણામાં સહેજે આવી જાય એમ ઈચ્છનાર; બધા જ રંક છે. વગર મહેનતે મોક્ષ મળે તો એ મોક્ષની કિંમત શી? અને તે વળગાડને મોક્ષ પણ કેમ કહેવાય?

સાધુ વિશે આપણા લોકમાં બહુ જ વિચિત્ર ખ્યાલ જોવામાં આવે છે. કેટલાકને સાધુ એટલે કોઈ જીવતીજાગતી જડીબુટ્ટી અથવા મંત્ર છે એમ લાગે છે. અને કેટલાકને તે સંસારને છેતરનાર, ધતિંગ ચલાવનાર ને મફતનું ખાઈને મસીદે સૂનાર આળસુ ઠગ લાગે છે; કેમ કે તેઓ કશી સમાજસેવા કરતા નથી, તેમ જ દ્રવ્યોપાર્જન કરતા નથી. એક રાષ્ટ્રભક્તે મારી આગળ પોતાની ઈચ્છા પ્રગટ કરી હતી કે, આ બધા સાધુઓને પકડીને તેમની એક ફોજ તૈયાર કરીએ અને તેમને કવાયત શીખવીને અંગ્રેજો સામે લડાવીએ. સાધુઓની સંખ્યા બાવન લાખની છે એ આજે હિંદુસ્તાનમાં સૌ કોઈ જાણે છે; અને અર્થશાસ્ત્ર જાણનારા આપણા વિદ્વાન લોકો રાષ્ટ્રની શક્તિનો આટલો અપવ્યય કેમ સહન કરે? માટે આ બાવન લાખ સાધુઓનું શું કરવું એ જ ચિંતામાં કેટલાક દેશહિતચિંતકો કૃશ થઈ રહ્યા છે! સંસાર અસાર છે, તેમાં 'એક રોટી ઔર દો લંગોટી'ની જ હાજત રાખીને નિર્લેપ રહો અને હરિનામ લો અથવા આત્મચિંતન કરો, એમ કહેનાર સાધુઓને ખાખી પોશાક પહેરાવીને, હાથમાં બંદૂક ને સંગીન તથા કમરપટામાં પ્રાણઘાતક દારૂગોળાની કારતૂસ બંધાવીને, 'લેફ્ટ રાઈટ લેફ્ટ' ચાલતા કર્યાનું દૃશ્ય હિંદુ ધર્મનો વિજય સૂચવશે ખરું?

આજના સાધુઓ આદર્શ છે એમ કોઈ નહીં કહે. ખાખીબાવા હમેશ કહેતા, 'જૈસા જુગ વૈસા જોગી.' જોગી આસમાનથી ઊતરતા નથી કે જમીનમાંથીયે ઊગતા નથી. તે તે કાળના સમાજમાંથી જ તેઓ પાકે છે. પોતાના જ દોષો સાધુઓમાં ઊતરેલા જોઈ સાંસારિક લોકોને આટલું આશ્ચર્ય શા માટે થતું હશે? સાધુવર્ગને સુધારવો હોય તો સમાજને જ સુધારવો પડશે; એટલે કે, દરેક જણ પોતપોતાને જ સુધારે. આપણે તો બધા સાધુ સરખા જ માન્યા છે. સાધુઓમાં ભળીને કોણે તેમને તપાસ્યા છે? કેટલાક સાધુઓમાં તમારા સંસારી લોકો કરતાં વધારે ખાનદાની, વધારે ભૂતદયા અને વધારે ઉદ્યોગ હોય છે. તેમનામાં દુનિયાનું જે જ્ઞાન હોય છે તેટલું મેળવવા તમારી બધી લાઈબ્રેરીઓ તમે પૂરી કરો તોપણ તે બસ નહીં થાય.

એક દિવસ સવારે અમે વહેલા ઊઠીને 'ગ્રેનાઈટ' ટેકરી ઉપર ફરવા ગયા હતા અને ત્યાંના એક દેવદાર વૃક્ષ નીચે બેસી એમર્સનના 'સર્કલ્સ' ઉપર વાતચીત કરતા હતા. એવામાં જમણી બાજુએ દૂર વાદળાંથી ઢંકાયેલો એક નાનકડો કોટ જોવામાં આવ્યો. મેં સ્વામીને પૂછ્યું, 'પેલું નાના બેટ જેવું શું દેખાય છે? કંઈ મંદિર કે સાધુઓનો અખાડો તો ન હોય?' સ્વામીજીએ કહ્યું, 'એ જ તો ખાખીબાવાનો ખગમરા કોટ, આપણે બપોરે ત્યાં જઈશું. ખાખીબાવા એક દિવ્ય પુરુષ

છે. હું ઘણી વાર એમની પાસે જાઉં છું. એકાદશીને દિવસે એમને ત્યાં આખી રાત ભજન ચાલે છે. ત્યાં એક બંગાળી સાધુ પણ આવે છે. તે જેટલો ભક્ત છે તેટલો જ અપ્રતિમ ગાનારો છે.'

નિશ્ચય પ્રમાણે અમે બપોરે ખાખીબાવાનાં દર્શને ગયા. આલમોડાની કેડ ઉપરથી ઊતરીને એક નૌલા (ઝરણા) પાસે અમે આવ્યા. ત્યાં મીઠું સાકર પાણી પીધું ને ખગમરા ટેકરી ચડીને 'જગ્યા'માં ગયા. બાવાઓનું 'ટાઉન-પ્લૅનિંગ' જોવા જેવું હોય છે. શહેરોમાં એકબીજાની ફૅશનનું અનુકરણ કરનારાઓના જેવા તેઓ ઘેટાં નથી હોતા. તેમના અખાડાની રચનામાં હેતુ હોય છે. તેનો દરેક ભાગ સાભિપ્રાય બાંધેલો હોય છે. બધી રચના ઉપયુક્ત, પ્રમાણબદ્ધ તેમ જ કાવ્યમય હોય છે. એશઆરામની સગવડ વગર મકાનોમાં કેટલી સુંદરતા આણી શકાય, તેનું જાણે ત્યાં પ્રદર્શન જ હોય છે.

ખાખીબાવા પોતે જ્યાં રહેતા હતા તે એક આઠખૂણી ઝૂંપડી હતી. ઉપર લાકડાના લાંબા લાંબા પાટડાનું છાપરું હતું, જે ઉપરની બાજુ બરફ ને વરસાદથી તથા અંદરની બાજુ ધૂણીના ધુમાડાથી વિવર્ણ બની ગયું હતું. વચમાં એક મોટી ધૂણી ધખતી હતી. ધૂણીમાં લોઢાના બેચાર ચીપિયા અને એકબે ત્રિશૂળ ખોસેલાં હતાં. પાસે લાકડાનું એક લાંબું, પહોળું અને જાડું પાટિયું હતું ને તેની ઉપર ખાખીબાવાની ભવ્ય મૂર્તિ વિરાજેલી હતી. આસપાસ પહાડી લોકોનું શિષ્યવૃંદ બેઠેલું હતું. ધૂણી પાસે એક લોટીમાં પાણી ગરમ થતું હતું. અમે અંદર ગયા. નીચે વળીને બાવાને નમસ્કાર કર્યા અને બેઠા.

બાવાએ અમારો અત્યંત પ્રેમભર્યો સત્કાર કર્યો. સ્વામીએ તેમને અમારી બંનેની ઓળખાણ કરાવી. હું બેલગામથી આવું છું એમ સાંભળતાંવેંત તેઓ બોલી ઊઠ્યા, 'તમે બેલગામ કે શાહપુરના?' હું ચકિત થયો. બેલગામ-શાહપુર જોડાજોડ વસેલાં છે. બે વચ્ચે એક માઈલનું પણ પૂરું અંતર નથી. ત્યારે હિમાલયના આ સાધુને બેલગામ અને શાહપુર વચ્ચેના ભેદની પણ ખબર છે! મેં કહ્યું, 'હું શાહપુરનો.' ખાખીબાવા બોલ્યા, 'તમારું શાહપુર તો સાંગલીની હદનું. તે બ્રિટિશ રાજ્ય નથી. તમારે ત્યાં મારવાડી લોકોએ બાલાજીનું મંદિર બાંધ્યું છે તે પૂરું થયું કે?' મેં ત્યાંની બધી હકીકત કહી દીધી. પછી મેં શું કર્યું, હું ક્યાં ક્યાં ફર્યો એ બધું તેમણે પૂછી લીધું. હું ઓછું ફરેલો ન હતો; છતાં જે જે ગામ કે શહેરનાં નામ લઉં, ત્યાંના જ તેઓ પોતે જાતે વતની હોય એમ, ત્યાંની વિગત કહે અને પોતે પૂછવા લાગે.

ત્યાર પછી અમારા બુવાનો વારો આવ્યો. બુવા રામદાસી સંપ્રદાયના હતા, એટલે એમનો મઠ, એમનો ફિરકો બધું પૂછી લીધું. એક ઘડીની અંદર અમે જોઈ લીધું કે, ખાખીબાવાનું હિંદુસ્તાનની ભૂગોળનું અને ધાર્મિક ઇતિહાસનું જ્ઞાન 'ઇમ્પીરિયલ ગૅઝેટિયર્સ'ના કરતાં વધારે હતું; અને આ બધું સ્કૂલમાં કે કૉલેજમાં ગયા વગર, 'રૉયલ એશિયાટિક સોસાયટી'ના મેમ્બર થયા વગર, મેળવેલું હતું!

અસારું પોતાનું જ્ઞાન લગભગ થઈ રહેવા આવેલું જોઈ એમણે વધારે સવાલો પૂછીને અમને લજ્જિત કરવાનું છોડી દીધું.

પછી અમે કહ્યું, 'અમારે ગંગોત્રી, જમનોત્રી, કેદાર, બદરી વગેરેની યાત્રા કરવી છે. સ્વામીને કૈલાસ જવું છે.' એટલે તેમણે હિમાલયનાં બધાં તીર્થસ્થાનોનું વર્ણન શરૂ કરી દીધું! અમારી મૂંઝવણ જોઈ તેમણે પાસે પડેલું લાકડાનું એક પાટિયું હાથમાં લીધું અને ધોળી માટીનો એક ગાંગડો લઈને ચટ દઈને કામચલાઉ નકશો દોરી કાઢ્યો. તેમાં બદરીનારાયણ જવાના ચાર રસ્તા બતાવેલા હતા. તેઓ કહે, 'વધારેમાં વધારે રેલની મુસાફરી કરીને ઓછામાં ઓછી પગની મુસાફરી કરવી હોય તો આ રસ્તો છે. ખાવાપીવાની સગવડ જોઈતી હોય તો આ રસ્તો છે. ઝટ જવું હોય તો આ ત્રીજો રસ્તો છે. પણ એ રસ્તે તમારે માત્ર પૂરતું પરચૂરણ પાસે રાખવું જોઈએ. તમારી નોટો ત્યાં નહીં ચાલે અને ગરીબ લોકો પાસે પૂરતું પરચૂરણ પણ નહીં મળે.' ચોથો રસ્તો એમણે પોતાના રસ્તા તરીકે ઓળખાવ્યો. તેમાં જંગલો અને સૃષ્ટિશોભા વધારેમાં વધારે હતાં. એ રસ્તો છેક એકાંત હતો અને મનુષ્યવસ્તી આવે એવાં બે સ્થળો વચ્ચે ઓછામાં ઓછું ચાળીસ ચાળીસ માઈલનું અંતર રહેતું.

મેં પૂછ્યું, 'મહારાજ, આપ બદરીનારાયણ ક્યારે પધાર્યા હતા?' તેમણે કહ્યું, 'બધી વાર મળીને સત્તર વખત ગયો છું!' સ્વામીને કૈલાસ જવું હતું એટલે મેં બાવાને પૂછ્યું, 'આપ કૈલાસ પણ જઈ આવ્યા હશો?' એમણે કહ્યું, 'આઠ વેળા!' અને જાણે રસ્તાનું આખું દૃશ્ય આંખ સામે ઊભું હોય તેમ એ વર્ણવવા લાગ્યા. કૈલાસને રસ્તે આવતાં મોરપંખી બાવા કરીને દર વર્ષે કૈલાસની યાત્રા કરનાર એક સાધુનું વર્ણન પછી ચાલ્યું.

પછી અમે આસપાસના પ્રદેશમાં રહેનારા સોમબારગિરિ બાવા જેવા બીજા સત્પુરુષો વિશે પૂછ્યું. હિંદુસ્તાનના ભિન્ન ભિન્ન પ્રાંતોની આબોહવા, ત્યાંનો ખોરાક, લોકોના રીતરિવાજ અને સ્વભાવ વિશેનો પોતાનો અનુભવ, એ બધું તેમણે કહી સંભળાવ્યું. ગુજરાતની ધર્મશ્રદ્ધાની તેમણે ખૂબ તારીફ કરી. મહારાષ્ટ્રનું આદરાતિથ્ય તેમને વિશેષ ગમેલું. બંગાળની ગંદકી અને ત્યાંનાં જળાશયોની સ્વચ્છતા તરફની બેદરકારીની તેમણે ફરિયાદ કરી. રામેશ્વર તરફનાં મંદિરોની વ્યવસ્થામાં શી શી ખામીઓ છે તે વિશે તે બોલ્યા.

પછી તેમણે અમને ચા લેવાનો આગ્રહ કર્યો. હિમાલયની ચા લિપ્ટનની ચા નથી હોતી; ત્યાંની ત્યાં જ ઊગેલી હોય છે. અને ત્યાંની ચા તૈયાર કરવાની પદ્ધતિ પણ જુદી જ હોય છે. હિમાલયની કડક ઠંડીમાં આ ચા બહુ ઉપયોગી વસ્તુ છે એમ ત્યાંના લોકો કહે છે. અમે ચા લેવાની ના પાડી. ત્યારે તેમણે પાસેની જ એક ટોપલીમાંથી પેંડા આપવાને એક સેવકને કહ્યું. મેં કહ્યું, 'હું ખાંડ નથી ખાતો.' તેમણે કહ્યું, 'મારી ખાંડ દેશી હોય છે. હું દર વર્ષે કાનપુરથી ખાસ ખાંડ મંગાવી રાખું છું.' (મને પાછળથી ખબર પડી કે, ખાખીબાવાને ત્યાં વપરાતી ખાંડ

પીલીભીતવાળા રાજા લલિતાપ્રસાદ તરફથી દર વર્ષે ખાસ મોકલેલ ગુમાસ્તાની જાતિ-દેખરેખ નીચે કાનપુરના કારખાનામાં તૈયાર કરવામાં આવતી, અને લાદીને પોઠિયાઓ ભરીને વરસમાં એક વાર સામટી પહાડ ઉપર મોકલી દેવામાં આવતી.) મેં કહ્યું, 'છ વરસ સુધી ખાંડ જ ન ખાવાનું મારું વ્રત છે, માટે મને માફ કરો.' પણ બાવા એમ ક્યાં છોડે એવા હતા? તરત જ મને ખારેક અને બદામ આપવામાં આવ્યાં અને ફરી વાતો ચાલી.

બાવાએ લોટામાંથી ગરમ પાણી પીવાને લીધું, પણ પીતાં પહેલાં એનાં બે-ચાર ટીપાં પ્રથમ અગ્નિને અર્પણ કર્યાં. મને એની જરા નવાઈ લાગી. ત્યારે સ્વામીએ મને કહ્યું, 'ખાખીબાવા કંઈ પણ ખાય કે પીએ તે પ્રથમ અગ્નિને અર્પણ કરે જ.' ખાખીબાવા બોલ્યા, "આપણે તો દહાડામાં એક જ વાર એક બાટી બનાવીને 'પાઈએ' છીએ. આજે બપોરે તે પાછા કાલે બપોરે." હું મનમાં બોલ્યો, 'ત્યારે આ પેંડા ને બદામ ને ખારેક ને એ બધું અમારા જેવા અતિથિઓને માટે જ શું! ધન્ય છે આ સાધુને!' ખાખીબાવાની કેડે મુંજનું એક જાડું દોરડું અને એક વેંત પહોળી કૌપીન હતી. આખું શરીર ભસ્મચર્ચિત રહેતું. દાઢી અને મૂછના લાંબા લાંબા વાળ તાપથી લાલ થઈ ગયા હતા.

પછી હાલના સાધુઓના ધર્મોપદેશ વિશે વાત ચાલી. અંગ્રેજી ભણેલા કેટલાક સાધુ થઈ જાય છે. તેઓ અંગ્રેજીમાં ચોપડીઓ લખે છે, વ્યાખ્યાનો આપતા ફરે છે, સમાજસેવાના પાઠ શીખવે છે, એ જોઈ ખાખીબાવાનું હસવું ખાળ્યું ન રહેતું.

તેઓ બોલી ઊઠ્યા, 'તમે અંગ્રેજી ભણેલા સાધુઓ ગરીબ લોકોની શી સેવા કરો છો? દુખિયાંને શો દિલાસો આપો છો?' અને એકદમ શૂન્ય દૃષ્ટિએ સામેની ધર્મશાળા પર નજર ઠેરવી સ્વગત બોલતા હોય તેમ ઉદ્વેગથી બોલ્યા:

'સાલે સુસરે લેકચરબાજી કરતે હૈં! ઉસમેં ભી ઔર કોઈ બિબેકાનંદ બનનેકી તો તાકત નહીં; ખાલી ટ્રાન્સલોચન કરતે હૈં! ભગવાનકા નામ લો, કુછ તપ કરો; બન સકે તો ભૂખેકો અન્નદાન દો, ઔર અપના કામ કરો. યે ક્યા ખાલી લગાઈ હૈ!'

સ્વામીએ પૂછ્યું, 'આપ આ વરસે બદરીનારાયણ જવાના છો ખરા?' એમણે પોતાના મોટા મોટા ચીરા પડેલાં પગનાં તળિયાં બતાવીને કહ્યું, 'ઈશ્વરે મને આ સજા કરી છે. આ બચ્ચો યાત્રાનો ભારે રસિયો થઈ ગયો છે, માટે એને એક ઠેકાણે બેસાડવો જોઈએ એમ ધારી ઈશ્વરે જ મારા પગની આ દશા કરી મૂકી છે. હવે મારે જવું હોય તો કેનવાસના જોડા વાપરવા પડે.'

આગમરામાં રહીને ખાખીબાવા જે મૂંગી સમાજસેવા કરતા તેનો આંક કોણ આંકી શકે? દરદીઓને તેઓ દવા આપતા. વૈદ્યકકુશળ અને નિઃસ્પૃહ હોવાથી મૂંઝાતા સંસારીઓને સલાહ આપતા. ભૂખ્યાંતરસ્યાં સાધુ આગમરામાં રહેતાનાં. [illegible] લોકોમાં ન [illegible] કંઈક એમના ઉપદેશથી [illegible]. [illegible] અને [illegible] પ્રમાણ [illegible] પ્રાપ્ત [illegible]

લઈ જવાની તેમની અભિલાષા હતી. સંસારની ધાંધલમાંથી તેઓ નિવૃત્ત થયા હતા. છતાં આ નિવૃત્તિમાં જ તેમણે સાત્ત્વિક પ્રવૃત્તિ ઊભી કરી હતી, અને આ સાત્ત્વિક પ્રવૃત્તિ વચ્ચે પણ કમલપત્રની પેઠે અલિપ્ત રહેવાનો અદ્‌ભુત યોગ તેમણે સાધ્યો હતો.

ધર્મની ચર્ચા કરનારા આપણા આધુનિક વિદ્વાનો, મુત્સદ્દીઓ, સમાજસેવકો, અર્થશાસ્ત્રીઓએ સાધુઓ ઉપર ટીકા કરતાં પહેલાં પૂર્વગ્રહશૂન્ય નિર્મળ વૃત્તિથી તેમના જીવનનો અભ્યાસ કરવો જોઈએ. બીજું કાંઈ નહીં તો, આ દેશમાં કેવી રીતે રહેવાથી સારામાં સારી રીતે આરોગ્ય જાળવી શકાય છે, એ બતાવવાની એમની સેવા દેશને આજે પણ એટલી આદર્શરૂપ છે કે, સાધુઓ પર ખરચાતો પૈસો તેટલે દરજ્જે સાર્થ ગણાય. શું સંસારમાં રહીને લોકોની અધમ વૃત્તિને પોષીને ધન મેળવનાર અને મરતી વેળાએ પ્રાણ અને શહૂર વગરનાં છોકરાંઓની ફોજ પાછળ મૂકી જનાર લોકો સમાજના હિતકારી, અને સાધુઓ 'મફતનું ખાનાર'? અજબ છે એ ન્યાય!

તમારી સમાજસેવાની સંસ્થાઓ જુઓ, તે કેટલી ખરચાળ હોય છે! તેના વ્યવસ્થાપકોને કેટલો ભારે પગાર આપવો પડે છે! તેના રિપોર્ટ છાપવા પાછળ પણ પૈસાનો અને સત્યનો કેટલો વ્યય કરવો પડે છે! અને છતાં પૈસાની ઘાલમેલ પણ તેમાં કેટલા બધા દાખલાઓમાં થાય છે તે જોવા જેવું છે. બીજી બાજુએ, સાધુઓને હાથે ચાલતી સંસ્થાઓ નનામી હોય છે; તેના રિપોર્ટ કદી બહાર પડતા નથી; તેને 'લાઈફ મેમ્બરો' અને 'પેટ્રનો' હોતા નથી; છતાં ઘણે ભાગે બધો ખરચ કસર કરી કરીને કરવામાં આવે છે અને દરેક પાઈ કામ આવે છે.

હિંદુસ્તાનનું અપ્રતિમ લોકસાહિત્ય આ સાધુઓની જ કૃપાએ જીવતું રહ્યું છે અને ભવિષ્યમાં પણ જીવતું રહેશે. ધાર્મિક સંસ્કૃતિ ટકાવવા, વધારવા, ફેલાવવા ને સુધારવા માટે દુનિયામાં આટલી સુધરેલી, સસ્તી અને ખાતરીલાયક વ્યવસ્થા બીજે ક્યાંય નહીં મળે.

ઐતિહાસિક અને ભૌગોલિક પુરાવા આપીને ચોપડી લખનારા વિદ્વાનોએ હિંદુસ્તાનની રાષ્ટ્રીય એકતા સાબિત કરી હશે, પણ તે રાષ્ટ્રીય એકતા ઉત્પન્ન કરવાનું શ્રેય તો સાધુઓને જ છે. જૂના વખતમાં દરેક પ્રજાહિતદક્ષ રાજા કોઈ પણ મહાન સાધુ પોતાની રાજધાનીમાં આવે એટલે તેના દર્શને જતો, અને દૂર દૂરના દેશોમાં શું ચાલે છે, લોકોની શી સ્થિતિ છે વગેરેની પૂરી માહિતી તેની પાસેથી મેળવતો. અને તે સાધુ પણ રાજાની રાજધાની છોડતી વેળાએ રાજા પાસે આશીર્વાદ આપવા જઈ તેના રાજ્યમાં પોતે જે કાંઈ જોયું હોય તે સાફ સાફ કહી દેતો. આ રીતે દીન, રંક પ્રજાની પણ ફરિયાદ આવા નિ:સ્વાર્થીમાં નિ:સ્વાર્થી વકીલની મારફત રાજાને પહોંચતી. રાજાના અમલદારો પર આ એક ભારે અંકુશ રહેતો; અને કીર્તિની ખેવના રાખનાર દરેક રાજા પણ સાધુની ધર્મબુદ્ધિને પસંદ પડે અને સંતોષ થાય એવી જ રાજ્યવ્યવસ્થા રાખવાને ઇંતેજાર રહેતો.

સાધુ જ્યારે ગામડાંઓમાં વિચરે ત્યારે ગ્રામદેવતાના મંદિરમાં અગર કોઈ ઝાડ તળે પોતાની ધૂણી નાખે. ત્યાં તેની પાસેથી ગામના છોકરાઓને વાર્તાઓ દ્વારા લોકજીવનનું અને ભૂગોળનું જ્ઞાન મળે; વેપારીઓને વેપારની માહિતી મળે; શૂરવીરોને પોતાની બહાદુરીની કદર ક્યાં થઈ શકે તેમ છે તે જાણવાનું મળે; ગામની ડોશીઓના વૈદકના જ્ઞાનમાં ઉમેરો થાય; દુખિયાંના રોગ મટે; અને ઘણી વાર ગામના જૂના મંદિર કે ધર્મશાળાનો જીર્ણોદ્ધાર પણ થાય. પતંગિયું જેમ એક ફૂલ ઉપરથી બીજા ફૂલ ઉપર બેસી ઝાડોને સુફલિત કરે છે, તેમ સાધુઓ એક પ્રદેશમાંથી બીજા પ્રદેશમાં વિચરીને સંસ્કૃતિની આપલે કરનારા વણજારા બને છે અને દેશ દેશ સંસ્કૃતિની પેંઠો ઉઘાડે છે. સમાજના ઉચ્ચ અને સંસ્કારી વર્ગના લોકો ગૃહલોલુપ થયા, સંયમનો સ્વાદ તેમનામાંથી લોપ પામ્યો, અને તેથી સાધુવર્ગમાંથી પણ સારા લોકો ઓછા થયા. સમાજ આળસુ, વિષયાસક્ત અને લાલચુ બન્યો; સાધુની કદર કર્યા વગર, ધર્મનું પુણ્ય ખીસામાં પડે એટલા જ હેતુથી, સાધુઓનું પાલન થવા લાગ્યું. તેથી તે વર્ગ પણ સમાજના જેટલો જ પડ્યો. હવે આપણે પારકાઓની ટીકા સાંભળીને તે વર્ગનો નાશ કરવા તૈયાર થયા છીએ.

આમ આપણી સંસ્કૃતિની દરેક ઉચ્ચ અને ઉદાત્ત સંસ્થા પ્રાણને અભાવે આપણે સડવા દીધી અને આજે તેને સુધારવાને બદલે તેનો નાશ કરી આપણે અસંસ્કારી, અસંગઠિત દશાને વળગવા માગીએ છીએ. ગ્રીસ, રોમ, ઈજિપ્ત વગેરે રાષ્ટ્રો મરી ચૂક્યાં, હિંદુસ્તાન એક જીવે છે, એમ અભિમાનપૂર્વક કહેનાર આપણે ધ્યાનમાં રાખવું જોઈએ કે, હિંદુસ્તાન જીવે છે એનો અર્થ એ છે કે, હિંદુસ્તાન હજી પોતાની જૂની છતાં તાજી સંસ્કૃતિમાંથી ઊપજેલી સંસ્થાઓ ટકાવી અને સુધારી રહ્યું છે. આ સંસ્થાઓ તોડી નાખી કે હિંદુસ્તાને કબરસ્તાનમાં પ્રવેશ કર્યો સમજવો.

આવા આવા વિચારોની મનમાં ધમચકડી ચાલવાથી ખગમરા ટેકરીથી અમે પાછા ક્યારે ફર્યા, રસ્તામાં લાલા બદરીશાએ શું પૂછ્યું, પોસ્ટમાસ્તર જોડે બીજા કોણ કોણ હતા, એ તરફ મારું ધ્યાન બિલકુલ ગયું નહીં. હિમાલયની હવા ધ્યાનને માટે અનુકૂળ છે, પણ તે ધ્યાનનો ભંગ કરનાર બે વસ્તુઓ જોરાવર છે: એક ટાઢ અને બીજી ભૂખ. બંનેએ મારા ઉપર સરખો જ હુમલો કર્યો હતો, તેથી બંને સામે એકસામટું રક્ષણ મેળવવા અમે દોડતા દોડતા અમારા રસોડામાં પ્રવેશ કર્યો.

## ૧૫. પદમબોરી

સાધુઓમાં પણ જીવનના બે આદર્શો હોય છે. લેક્ચરબાજીને માટે અમારા જેવાઓને ઠપકો આપનાર ખાખીબાવા ગરીબોને અન્નદાન આપી, દરદીઓની દવા કરી અને બીજી અનેક રીતે સમાજસેવા કરતા હતા. કેટલાક સાધુ આ બે પ્રવૃત્તિઓને પણ ઉપાધિરૂપ ગણે છે. સાધુએ તો ફક્ત આત્મનિષ્ઠ રહેવું જોઈએ,

પરોપકારને માટે પણ કોઈ જાતનો પરિગ્રહ એ ન કરે, એમ તેઓ માને છે. તેમનું સૂત્ર છે–

धर्मार्थं यस्य वित्तेहा वरं तस्य निरीहता ।
प्रक्षालनाद्धि पंकस्य दूरादस्पर्शनं वरम् ।।

દાન કરવા સારુ વિત્તાની વાસના રાખો એના કરતાં વિત્તનું નામ જ ન લો એ વધારે સારું. કાદવમાં હાથ બોળી ધોઈ નાખવો એના કરતાં કાદવથી દૂર રહો એ શું ખોટું?

આવા લોકોમાં સમાજ વિશે ઉદાસીનતા હોય છે અથવા દયાનો અભાવ હોય છે એમ નથી. તેઓ કહે છે, 'પ્રવૃત્તિને તમે બરાબર ઓળખતા નથી. પ્રવૃત્તિમાત્ર બંધક છે; અને એમાં તે જેટલી સાત્ત્વિક તેટલી તે વધારે બંધક, કેમ કે તેનો બંધ બંધ જેવો લાગતો જ નથી અને જલદી છૂટતો પણ નથી. પ્રવૃત્તિના જ સાધન વડે તમે દુનિયાનું ભલું કેવી રીતે કરી શકો? ખાસ ઉપદેશ કરવા ન જવામાં પણ દયાનો અભાવ નથી. તમારો ઉપદેશ ઘણે ભાગે નિષ્ફળ જાય છે એ વાત પ્રવૃત્તિ-માં ફસાયેલા તમે જોઈ શકતા નથી. જે માણસને તમારા ઉપદેશની જરૂર હોય તે પોતાની મેળે તમારી પાસે આવે એવી ઈશ્વરી યોજના છે. તમે ઉપદેશ કરતા ફરો અથવા સમાજસેવાનો ધંધો લઈ બેસો એમાં વિશ્વની અનાદિકાળથી યથાતથ રચના કરનાર પ્રભુ વિશે કેટલી અશ્રદ્ધા છે એ તમે કેમ નથી જોઈ શકતા? પ્રસંગવશાત્ જે ઉપદેશ કરવો પડે અથવા જે કોઈની સેવા કરવી પડે તેટલી ઉત્તમ રીતે કરીને છૂટી જાઓ. ત્રિગુણોની અંદર તમે હો ત્યારે સ્નેહ, દયા વગેરે સાત્ત્વિક ગુણો કેળવવા ખાતર તમે ભલે થોડા દિવસ સમાજસેવા કરો. પણ એ સાધન છે, ચિત્તશુદ્ધિનો ઉપાય છે; પણ તેથી મોહમાંથી મુક્તિ ન મળે એટલું ધ્યાનમાં રાખજો.' આ વૃત્તિના એક સાધુનું દર્શન મહદ્ભાગ્યે અમને થયું. તે પ્રસંગ હવે આપું છું.

આલમોડા અમે લગભગ પંદર દિવસ સુધી રહ્યા. પંદર દિવસમાં ખૂબ જોયું, કેટલાક સારા લોકો મળ્યા અને કુદરત સાથે પણ વાતચીતો કરી. સ્વામી વિવેકાનંદ અહીં જેમને ત્યાં રહેતા તેમને મળી તેમની પાસેથી સ્વામીજી વિશે ખૂબ માહિતી મેળવી. પણ એ બધું અહીં ન લખાય.

'સાધુ ચલતા ભલા'; અને પ્રવાસવર્ણન પણ જો ઝટ ઝટ આગળ ન ચાલે તો કંટાળો આવે. અમારે પણ ઉત્તરાખંડની યાત્રા કરવા જવાની ઉતાવળ હતી, એટલે અનુકૂળ વખત જોઈ અમે આલમોડામાંથી નીકળ્યા. આલમોડાથી પાછા કાઠગોદામ, ત્યાંથી રેલમાં બેસી હરદ્વાર અને ત્યાંથી ઉત્તરાખંડની યાત્રા એવો ક્રમ અમે ગોઠવ્યો હતો. પાછા જતાં મુક્તસર થઈને જવાનો અમારો વિચાર હતો, કેમ કે મુક્તસર પાસે સોમબારગિરિ બાબા કરીને એક સાધુ રહેતા હતા, તેમનું દર્શન કરવાની મનીષા હતી.

સોમબારગિરિ જે સ્થાને રહેતા તેને પદમબોરી કહે છે. જગા બધી રીતે કાવ્યમય છે. ત્રણ બાજુ ત્રણ મોટા મોટા પહાડ અને વચમાંથી એક નાનકડી નદી વહે છે. આ ત્રણ પહાડ એટલા બધા ઊંચા અને એટલા પાસે છે કે, નદીને કાંઠે બેસીને ઉપર જોવાથી આકાશની વિશાળતા નષ્ટ થઈને તે એક ત્રિકોણાકૃતિ ચંદરવો હોય એમ ભાસતું.

અમે સાંજરે પદમબોરી જઈ પહોંચ્યા. રસ્તામાં પેલો રખડુ છોકરો હરખદેવ, ગીતા ભણનાર ભિસ્તી, ભલા વકીલ હરિરામ પાંડે, બુઢ્ઢા બદરીશા, ગળગળા થયેલા સાંઈજી દરજી અને ઘડપણમાં પુત્રપ્રાપ્તિના આનંદમાં ગાંડો થયેલો પોસ્ટમાસ્તર — એ બધા વિશે અમે વાતો કરતા હતા. એટલામાં અમારા ઘોડાવાળાએ (અમારો સામાન એ ઘોડા ઉપર રાખેલો હતો) કહ્યું, 'પેલું નદી પાર નાનકડું મંદિર દેખાય છે ત્યાં જ મહારાજ રહે છે.' અમે પ્રથમ તો ધર્મશાળામાં ગયા, ત્યાં બધો સામાન ગોઠવી દીધો અને બાબાજીના દર્શન માટે નીકળ્યા.

જેને દર્શન કરવા જવું હોય તેણે હાથપગ ધોઈ શુદ્ધ થઈ જવું એવો બાબાજીનો નિયમ હતો. પણ પોતે નદી પાર રહેતા હોવાથી આ નિયમ સહેજે પળાતો હતો. અમે હાથપગ ધોઈને નદીના પ્રવાહ વચ્ચે જ એક મોટો પથરો હતો તેના ઉપર બેઠા, સંધ્યાવંદન ટૂંકામાં પતાવી દીધું અને આગળ વધ્યા. સામો કાંઠો ચડી બાબાજીનું દર્શન કરવા ગયા. બાબાજી તો કુદરતની જ મૂર્તિ હતા. એક લંગોટી સિવાય એમના શરીર પર કંઈ હતું જ નહીં. માથા ઉપરના વાળની જટા થયેલી હતી અને એની નાની નાની લટ આંખ ઉપર અને કપાળ ઉપર રમતી હતી. હાથમાં એક ચલમ હતી.

અમે જઈને ભક્તિપૂર્વક નમસ્કાર કર્યા. એમણે પણ એટલી જ નમ્રતાથી સામો નમસ્કાર કર્યો અને મંદિરની વાડની દીવાલ હતી એના પર જઈને બેઠા અને અમને પાસે આવીને બેસવાનું કહ્યું. અમારાથી સમાન આસને કેમ બેસાય? અમે નીચે એક પગથિયું હતું તેના પર જઈને બેઠા. બાબાજીથી આ ઊંચનીચ ભાવ સહન ન થયો, તેઓ તરત જ પગથિયા પર આવીને બેઠા. અમે નીચે એક ચટાઈ હતી તેની ઉપર જઈને બેઠા. તોયે બાબાજી હારી જાય એમ ન હતા, તેઓ છેક જમીન ઉપર જઈને બેઠા. હવે શું કરીએ? અમે ચટાઈ કાઢી નાખી, ત્યારે બાબાજી કહે, 'પ્રભુ, હું તો તમારામાં ઈશ્વર જોઉં છું. હું સવારથી રાહ જોઉં છું. બ્રહ્મા, વિષ્ણુ, મહેશ — તમે મને દર્શન આપવા આવ્યા છો.'

સોમબારગિરિની ઓળખાણ તો હતી જ નહીં. અમે આવવાના છીએ એવી બાતમી પણ કોઈએ તેમને આપી ન હતી. છતાં સવારથી જ તેઓ પાસે બેઠેલા લોકોને કહેતા હતા કે, 'આજે મને મળવા કેટલાક આવવાના છે તેમની રાહ જોઉં છું.' અને બપોરથી પોતાનું સ્થાન છોડીને ઊઠી ઊઠીને દૂર સુધી જોતા અને નિરાશ થઈ પોતાના સ્થાન પર આવીને બેસતા, એમ ત્યાંના એક ખેડૂતે કહ્યું. નિરાશ થાય તોપણ કહે, 'ના, ના, આજ તો તેઓ આવવા જ જોઈએ.' અમે કહ્યું,

'મહારાજ, અમારો ઘોડાવાળો મોડો આવ્યો, નહીં તો અમે અહીં ક્યારના પહોંચ ગયા હોત.' પછી યાત્રાની વાત ચાલી. પોતે ખૂબ યાત્રાઓ કરી હતી, એટલે ખાખીબાવાની પેઠે પોતે પણ જીવતોજાગતો વિશ્વકોષ હતા. ગમે તે પ્રાંત વિશે વાત કાઢો તો ત્યાંનું વિગતવાર વર્ણન કરે. ભાષા શુદ્ધ હિંદી જ હોય, એટલે આ સાધુ વતની ક્યાંના એ તો કોઈ વરતી જ ન શકે.

છતાં ખાખીબાવા અને સોમબારગિરિ બાવામાં ઉત્તર ધ્રુવ અને દક્ષિણ ધ્રુવ જેટલું અંતર હતું. બંને એક જ વાર ખાતા. લંગોટી સિવાય બીજા વસ્ત્રની દરકાર એમને રહેતી ન હતી. છતાં બંનેનાં જીવન અને જીવનના આદર્શોમાં ઘણો ફેર હતો. ખાખીબાવા પોતાનો મઠ બાંધીને રહ્યા હતા, જ્યારે સોમબારગિરિ બાવા ઝાઝા દિવસ એક ઠેકાણે રહેતા જ નહીં. તેઓ કહેતા, 'એક ઠેકાણે રહેવાથી તે સ્થાન વિશે અને ત્યાંની પરિસ્થિતિ વિશે એક જાતની આસક્તિ ઉત્પન્ન થાય છે.' ખાખીબાવા અનેક જાતની વનસ્પતિઓ પાસે રાખતા. અતિથિ, અભ્યાગત, મુસાફરને ખવડાવતા, જમાડતા; ત્યારે સોમબારગિરિ બાવા નરદમ અપરિગ્રહી હતા — કશું લે નહીં અને કશું આપે નહીં. તેઓ માનતા કે, આ પ્રવૃત્તિ તેમના જેવા વિરક્ત પુરુષોને માટે નથી જ. ખાખીબાવાને ત્યાં અમે ગયેલા ત્યારે તેમણે અમને પહેલાં મીઠાઈ આપી હતી અને હું ખાંડ નથી ખાતો એમ જાણી સૂકો મેવો આપ્યો હતો. અહીં સોમબારગિરિ બાવાએ પોતાની બાટીમાંથી એક એક કકડો અમને આપી દીધો. એટલું પવિત્ર અન્ન ખાવાનું ભાગ્ય હમેશાં અમને ક્યાંથી મળે? તેનો સ્વાદ તો કંઈ ઓર જ હતો. સાચે જ, એટલી સ્વાદિષ્ટ રોટલી મેં બીજે ક્યાંયે ખાધી નથી. સોમબારગિરિ બાવાએ તે જ દિવસે સવારે આસપાસનાં બેચાર ગામડાંમાં જઈ, ત્યાં નિષ્પાપ ખેડૂતો પાસેથી ભિક્ષા માગીને તાજો લોટ આણેલો. તેમાં શુદ્ધ ઘી અને શુદ્ધ પાણી રેડીને જંગલનાં લાકડાં ઉપર બાવાજીએ પોતે હાથે બનાવેલી બાટી — એની પવિત્રતા અને એની મીઠાશનું વર્ણન કોણ કરી શકે? પોતાના જ આહારમાંથી અતિથિને ભાગ આપી દેવો એ સોમબારગિરિની વૃત્તિ અને અતિથિને અનુકૂળ સાધનો રાખવાં એ ખાખીબાવાની વૃત્તિ; ખાખીબાવા સ્વદેશી ખાંડની ગૂણ ખાસ કારખાનામાંથી મંગાવતા; જ્યારે અમે સોમબારગિરિ બાવા પાસે જઈ પહોંચ્યા ત્યારે તેઓ, લુચ્ચાઈ કરી પરદેશી ખાંડ વાપરવા બદલ એક કંદોઈની ખૂબ ઝાટકણી કાઢતા હતા.

અમે જ્યારે ખાખીબાવા વિશે વાત કરી ત્યારે તેમનું નામ સાંભળતાં વાર સોમબારગિરિ બાવાએ તેમના નામને શ્રદ્ધાપૂર્વક નમસ્કાર કર્યા અને કહ્યું, 'તેઓ શ્રેષ્ઠ સાધુ છે, તપસ્વી છે, ખૂબ લોકકલ્યાણ કરે છે.' અને પછી કહ્યું, 'હાં, તેઓ તો રાજયોગી છે, ખૂબ પ્રવૃત્તિમાં પડે છે. હું તો નિ:સંગી માણસ રહ્યો. આ મારું વ્યાઘ્રચર્મ અને આ કમંડલુ એટલો જ મારો પરિગ્રહ છે. અહીં લોકો વધારે મળવા આવે એટલે અહીંથી પણ નાસી જાઉં. આ પરિગ્રહ પણ ફેંકી દેવાનું મન થાય છે.' પછી એમણે એમના ઓળખીતા અનેક સાધુઓની વાત કરી, તેમના કાર્યથી

વાકેફ કર્યા, અને આડકતરી રીતે સાધુઓમાં પણ ભિન્ન ભિન્ન આદર્શો હોય છે એ તેમણે બતાવી દીધું.

મેં તેમને પૂછ્યું, "આપ લોકોને ધર્મોપદેશ કરો છો. હું પણ જ્યારે નિશાળમાં કામ કરતો હોઉં ત્યારે છોકરાઓને 'ધાર્મિક શિક્ષણ' આપું છું. ફરક એટલો જ છે કે, હું વાંચેલી વસ્તુઓ કહું છું, અને આપ અનુભવની. મને કંઈ પણ સૂચના આપો."

તેમણે કહ્યું, 'હું જાણું છું કે તમે છોકરાઓને ભગવદ્‌ગીતા ભણાવો છો અને તેનો અર્થ સમજાવી દો છો. પણ એમાં શ્રેય નથી. ભગવદ્‌ગીતા જે નિવૃત્તિધર્મ શીખવે તેને માટે મોટેરા પણ લાયક નથી હોતા; પછી છોકરાઓ ક્યાંથી હોય? कर्मण्यकर्म यः पश्येदकर्मणि च कर्म यः જેવા, અથવા

कर्मणो ह्यपि बोद्धव्यं बोद्धव्यं च विकर्मणः ।
अकर्मणश्च बोद्धव्यं गहना कर्मणो गतिः ॥

જેવા શ્લોકો છોકરાઓને તમે શી રીતે સમજાવવાના હતા? છોકરાઓ આગળ નિષ્કામ કર્મની વાતો કરો તે પહેલાં સકામ કર્તવ્યકર્મની એમને સારી તાલીમ આપો. તમારા વેદાંતથી છોકરાઓ નાલાયક બની જાય છે, તેમની સંકલ્પશક્તિ નષ્ટ થઈ જાય છે; ધારેલું કરી શકતા નથી અને નાહક આખો દિવસ બકબક કર્યા જ કરે છે. ગીતાજીનો ઉપદેશ તો લાયક માણસને જ કરો.'

આ તો મને એક નવી દિશા મળી. હું ખૂબ વિચાર કરવા લાગ્યો. મેં પૂછ્યું, 'ત્યારે છોકરાઓને ગીતા ન જ ભણાવવી?' એમણે કહ્યું, 'ના, હું એમ નથી કહેતો. છોકરાઓ ગીતાજીના શ્લોકો મોંએ તો જરૂર કરે. તેમને નિવૃત્તિધર્મની દીક્ષા ન આપો એટલું જ મારું કહેવું છે.'

ત્યાર પછી ઉત્તરાખંડની યાત્રા વિશે અમે એમને ખૂબ પૂછી લીધું. જેમ જેમ વાતો વધતી ગઈ તેમ તેમ આ બાવાજી કેટલા અધિકારી પુરુષ છે એનું ભાન થતું ગયું. મોડી રાત સુધી અમે ત્યાં બેઠા અને આખરે વંદન કરી પાછા ધર્મશાળામાં આવ્યા. ધર્મશાળામાં એટલી બધી ભીડ થઈ ગઈ હતી કે અમે પોતાની પથારી પહેલેથી જ ન પાથરી હોત તો અમને સૂવા જેટલી જગા ન મળી હોત.

સવારે વહેલા ઊઠ્યા અને ફરી મહારાજનું દર્શન કરી રજા લેવા એમની પાસે ગયા. બાવાજી પોતાનું ધ્યાન વિસર્જન કરી ઊઠતા હતા એટલામાં અમે જઈ પહોંચ્યા. વાતચીત કરીએ એટલામાં ત્યાં એક નોળિયો આવ્યો. બાવાજીએ કહ્યું, 'આ ભગવદ્દર્શન છે.' પછી બાવાજીએ અમને ચા આપી. મેં કહ્યું, 'હું તો ચા નથી પીતો.' બાવાજીએ જવાબ વાળ્યો, 'આ તો તમારા મુલકની ચા નથી. આ હિમાલયની ચા છે. આમાં નથી ખાંડ કે નથી દૂધ. આ થોડી પીઓ એટલે પ્રવાસમાં એ ફાયદો કરશે.' ચામાં એક બદામના ત્રણ કટકા કરીને પ્રસાદ તરીકે એમણે દરેકને એકેક કટકો આપ્યો. બીજી એક વિચિત્ર વનસ્પતિ (ભાંગ નહીં)

ચામાં નાખી. અમે શ્રદ્ધાપૂર્વક પ્રસાદ માનીને તે ચા પી ગયા, મહારાજને નમસ્કાર કર્યા અને રજા માગી. પ્રેમથી એમણે ખભા ઉપર હાથ મૂક્યો અને કહ્યું, 'બધે પરમાત્મા છે.'

## ૧૯. ગોવધ

પદમબોરીથી મુક્તેસર. કેટલો ફેર! ઉન્નતિ અને અવનતિ! પાછળ કહી ગયા તેમ, પદમબોરી ત્રણ પહાડ વચ્ચે એક પાર્વતી નદીને કાંઠે આવેલું. મહાદેવનું સ્થાન છે. ત્યાંથી અમારે મુક્તેસર જવું હતું. મુક્તેસર કંઈ નહીં તો સાત હજાર ફૂટની ઊંચાઈએ છે. તેને મુકતેસર શા માટે કહેતા હશે એની અમે ચર્ચા કરી. મેં કહ્યું, 'મુક્તીશ્વર અથવા મુક્તિકેશ્વર પરથી એ નામ પડયું હશે.' બુવાએ કહ્યું, 'ત્યાં મોતી જેવું તળાવ હશે તે પરથી મોતીસર નામ પડયું હશે, અથવા તો મૌક્તિકેશ્વર પણ હોય.' અમારી સાથે આલમોડાના ભટજી હતા તેમણે કહ્યું, 'ઘણી વાર નામો તો સાદાં જ હોય છે; પછી તમારા જેવા શાસ્ત્રી ભાષા જાણનાર એ જ નામને કંઈ પણ સુંદર સ્વરૂપ આપી દે છે.'

મૂળ નામ શું હશે એ આપણે નથી જાણતા. અહીંયાં તળાવ તો નથી. મુક્તેશ્વર મહાદેવ માત્ર છે. છેક પર્વતની ટોચે છે. ત્યાં ભૈરવઘાટી પણ છે. પદમબોરીથી મુક્તેસર ચડવું એટલે પૃથ્વી પરથી સ્વર્ગમાં જવા જેવું છે. મુક્તેસરનું કુદરતી દૃશ્ય સ્વર્ગીય છે એમ કહેવામાં અત્યુક્તિ તો નથી જ; ઊલટું અલ્પોક્તિ હોવાનો સંભવ છે. પણ—હાલ હિમાલયમાં પણ 'પણ' કહેવાનો પ્રસંગ આવે છે—આ સ્થાન આજે નરક કરતાંયે વધારે ખરાબ થઈ પડયું છે. નીચે સ્વર્ગ અને ઉપર નરક એને અલંકારશાસ્ત્રીઓ કયો અલંકાર કહેશે?

મુક્તેસરમાં સરકારી બૅક્ટીરિયોલૉજિકલ ડિપાર્ટમેન્ટ છે. આ ખાતાની અંદર ભયંકર ગોવધ ચાલે છે. એનું કારણ શું? યુરોપિયન લશ્કરને ગોમાંસ પૂરું પાડવા સારુ? નહીં. હિંદુસ્તાનની ગરીબ ગાયો અને બળદ ઉપર ક્રૂર માણસનો આહાર થવા ઉપરાંત જાતજાતના રોગો પરની દવા થવાની પણ ફરજ આવી પડી છે. યુરોપિયન લોકોએ જોઈ લીધું કે, તેમના કેટલાયે ઘોડા 'રિંડરપેસ્ટ' નામના રોગથી મરે છે. તેનો ઉપાય તેમને એ જડયો કે, બળદનું લોહી ચૂસી કાઢી, તેની રસી બનાવી, પોતાના ઘોડાના શરીરમાં એ રસી દાખલ કરવી. અને આવાં પશુ તો હિંદુસ્તાનમાં જ મળે. મેં ત્યાં એક જણ પાસે સાંભળ્યું કે, શરૂઆતમાં સોળ વર્ષની અંદર આખી દુનિયાને 'રિંડરપેસ્ટ' પરની રસી પૂરી પાડવા માટે ચાળીસ હજાર બળદનું લોહી ચૂસવામાં આવ્યું હતું. આ લોહી કાઢવાની ક્રિયા પણ બહુ ઘાતકી હોય છે. બળદને ખૂબ ખવડાવી પુષ્ટ કરે છે, પછી તેની એક નસ કાપી તેમાંથી એક બે ડોલ લોહી કાઢી લે છે. પછી મલમપટી કરી જાનવરને સાજું કરે

છે. થોડા દિવસ પછી ફરી પહેલાંની પેઠે લોહી કાઢી લે છે. ત્રીજી વાર બધું જ લોહી ચૂસી લેવામાં આવે છે, કેમ કે તે વખતે જાનવર એટલું નિ:સત્ત્વ થયેલું હોય છે કે ચોથી વાર દવા સારુ આપવાને તેના શરીરમાં લોહી જ રહેતું નથી!

મુક્તેસર અમે સાંજરે પહોંચ્યા હતા. ત્યાં એક સજ્જનને ત્યાં રાતે આરામ લીધો; ભોજનનો પ્રબંધ તેમણે બહુ ભક્તિપૂર્વક સુંદર રીતે કર્યો હતો. પણ ચોખા તો બિલકુલ ચડેલા જ ન હતા. વાતચીતમાં એમ જણાયું કે પહાડી લોકો એવા જ ચોખા પસંદ કરે છે. અમને પહાડી ભૂખ લાગી ન હોત તો આટલા ચોખા ચાવી પચાવવાની મહેનત લેવા દાંતે ના જ પાડી હોત. ભુજ્જી (ભાજી) બહુ મજેદાર થઈ હતી. તે સજ્જનના દીવાનખાનામાં ચોમેર દીવાલનો નીચલો ભાગ લાકડાનો હતો અને તે પણ તકિયાની પેઠે ત્રાંસો. આ શીત પ્રદેશમાં દીવાલને અઢેલીને બેસવું હોય તો આવી કાંઈ પણ સગવડ જરૂરની છે.

બીજે દિવસે સવારે પેલું જંતુશાસ્ત્રનું ખાતું જોવા ગયા. અમારા યજમાન અમને બધું સમજાવતા હતા. હું તે બધું શૂન્યમનસ્ક થઈ સાંભળતો હતો. મારી દૃષ્ટિ આગળ તો ગોહત્યાનું કલ્પનાચિત્ર જ ઊભું થતું હતું. એક ટેકરી ઉપર એક બુરજ હતો. તેના પર એક મોટો ઘંટ ટિંગાડેલો હતો. મેં પૂછ્યું, 'આ શા માટે છે?' એમણે કહ્યું, 'જંગલમાં આગ લાગે, કંઈ અકસ્માત થાય અથવા કંઈ પણ બીજું સંકટ આવે, તો આ ઘંટ વગાડે, જેથી બધા લોકો ભેગા થાય.' જ્યાં ચાળીસ હજાર ગોકુળનો સંહાર થાય છે ત્યાં બીજા સંકટની શી જરૂર છે? મને થયું કે, આ બુરજ પર ચડી પેલો ઘંટ વગાડી બાવીસ કરોડ હિંદુઓને હું અહીંયાં ભેગા કરું; અને તેઓ ન સાંભળે તો હિમાલયમાં અદૃશ્યરૂપે વિચરનાર તેત્રીસ કરોડ દેવોને ગૌમાતાનો આર્ત્તનાદ સંભળાવું.

આ વિચાર મનમાં ચાલતો હતો એટલામાં અમે મુક્તેસર મહાદેવ પાસે જઈ પહોંચ્યા. ત્યાં મનને સહેજ આરામ મળ્યો ખરો. મુક્તેસર મહાદેવ પાસે ભૈરવ-ઘાટીનું સ્થાન છે. જ્યાં પહાડ પર ઊંચામાં ઊંચું શિખર અને પાસે એકદમ નીચે કરાડ તૂટેલી હોય તેને ભૈરવઘાટી કહે છે. જૂના વખતમાં અને આજે પણ ભૈરવ સંપ્રદાયી લોકો આવે ઠેકાણે કેટલીક વાર ભૈરવનો જાપ જપતા જપતા ઉપરથી નીચે ભૂસકો મારે છે. આ રીતે આત્મહત્યા કરવામાં પાપ નથી પણ મોક્ષ છે એમ મનાય છે. એ માન્યતા હાલના કાયદા પ્રમાણે ભલે ભૂલભરેલી હોય, પણ માનસ-શાસ્ત્રીઓ એની પાછળ રહેલું તત્ત્વ સહેજે સમજી શકે એમ છે. દુનિયામાં બધી રીતે નિરાશ થઈ કાયર બની માણસ આત્મહત્યા કરે તે, અને કુદરતનું વિશાળ, ઉચ્ચ, ઉદાત્ત અને રમણીય સૌંદર્ય જોઈ તદાકાર થઈ કુદરત સાથે એકરૂપ થવાની ઇચ્છા થઈ જાય, કુદરત સાથે કોઈ જાતની જુદાઈ સહન ન થાય, એવે વખતે માણસ આ ક્ષુદ્ર દેહનું બંધન ભૂલી જઈ અનંતત્વમાં સાત્મ્ય પ્રાપ્ત કરવા કૂદી પડે, એ બે વસ્તુ તદ્દન ભિન્ન છે; બંનેનું પરિણામ ભલે એક જ હોય, દરેક જાતના વિનાશને મરણ એ એક જ નામથી આપણે સંબોધીએ છીએ. પણ વસ્તુ

એક જ નથી હોતી, કેટલીક વાર મરણ એ જીવનરૂપી નાટકનો વિષ્કંભક હોય છે, કેટલીક વાર તો તે નાટકનું ભરતવાક્ય—જીવનનું સાફલ્ય હોય છે.

મનુષ્યની આશા દુરંત કહેવાય છે. સાચે જ મનુષ્યની આશાને પાર નથી, મનુષ્યની દરેક આશા સફળ કરવાની શક્તિ જીવનમાં નથી. જીવનની સમૃદ્ધિને પણ મર્યાદા હોય છે. મનુષ્યની આશા આગળ જીવન દરિદ્રી છે; પણ મરણની સમૃદ્ધિ આશાને તૃપ્ત કરી શકે એટલી હોય છે. જ્યાં જીવન થાકી જાય છે ત્યાં મરણ ફાવે છે. જીવન અસંખ્ય વાર માણસને નિરાશ કરે છે. મરણ પાસે નિરાશા છે જ નહીં.

ભૈરવઘાટી પર અમે ચડયા ત્યાં પણ ગોવધનો વિચાર મનમાંથી ગયો ન હતો. બિચારા બળદો નાહક મરી જાય છે. એક રીતે જોતાં આ બળદોનો આત્મ-યજ્ઞ સ્વાત્માર્પણની પરાકાષ્ઠા સૂચવતો હતો. હિંદુસ્તાનનાં જાનવરો મરે અને દુનિયાનાં—આખી દુનિયાનાં ઘોડાં, ખચ્ચર વગેરે અનેક જાતનાં પ્રાણી પ્લેગમાંથી બચે એ કંઈ સાધારણ પુણ્ય ન કહેવાય. પણ એ ક્યાં સ્વેચ્છાથી કરેલું બલિદાન છે? આજે મારું હિંદુસ્તાન પણ અમર્યાદ આપભોગ આપી રહ્યું છે; હિંદુસ્તાનની બદૌલત બ્રિટિશ સામ્રાજ્ય ટકેલું છે; હિંદુસ્તાન પોતે મરીને અસંખ્ય લોકોને જિવાડે છે, પણ એનું પુણ્ય હિંદુસ્તાનને મળતું નથી. દુર્બળતા અને અજ્ઞાનને લીધે થયેલો ત્યાગ શા કામનો? न च तत्प्रेत्य नो इह ।

બુવાએ ભૈરવના નાનકડા મંદિરનો ઘંટ વગાડયો અને પાછા જવાની સૂચના કરી.

## ૧૭. ધર્મશાળામાં ઋષિકુળ

મુક્તેસરથી અમે કાઠગોદામ જૂના રસ્તા પર આવ્યા, ભીમતાલનું ફરી દર્શન કર્યું અને હિમાલયનો પહાડ ઊતરી માનવી સૃષ્ટિમાં આવ્યા. રસ્તામાં પૂર્વપરિચિત સ્થાનો જોઈ જુદા જ ભાવ મનમાં પેદા થતા હતા. આલમોડા જતી વખતે હિમાલયનું પ્રથમ દર્શન હતું. આટલી વિશાળતા અને ઉત્તુંગતા પ્રથમ વાર જ નિહાળી હતી. પાછા આવતાં આ બધું પરિચિત જેવું લાગતું હતું. છતાં એનો રસ કંઈ ઓછો નહોતો થયો. પ્રથમનો રસ અપૂર્વતાનો હતો; આ વખતનો રસ પરિચયનો હતો. જતી વખતે જે જે ઝરણાંઓએ અને ઝાડોએ અમારો સત્કાર કર્યો હતો તેમને ફરી મળતાં કૃતજ્ઞતાનો ઊભરો આવ્યા વગર કેમ રહે? પરિચિત ઝાડોને હું ભેટયો, પરિચિત ઝરણાંઓનું સ્વાભાવિક નહીં પણ પ્રેમતૃષાથી પાન કર્યું. જતી વખતે જે પુલો પર બેસી અમે થાક ઉતાર્યો હતો તે પુલ ફરી આવતાં તેમના પર એકબે મિનિટ ન બેસીએ તો કૃતઘ્નતાના દોષને પાત્ર થઈએ એમ જ લાગતું.

રસ્તામાં સ્વામી જોડે સંસ્કૃત સાહિત્યનું વિવેચન શરૂ થયું. મેં કહ્યું, “આ ગગનચુંબિત ‘ઝાડનાં ઝુંડની ઝાઝી ઝાડી’ જોઈ મને બાણભટ્ટની સાહિત્યશૈલીનું

સ્મરણ થાય છે. દરેક સ્થાને અપૂર્વતા અને ઉદાત્તતા રહેલી છે, પણ તે અતિશય થવાથી પોતાનું સૌંદર્ય છુપાવવામાં જ ખપી જાય છે." પછી સંસ્કૃત કવિઓ અને રાજાશ્રયનો સવાલ ઊપડયો. કાલિદાસ રાજાશ્રયી કવિ હતો, જ્યારે ભવભૂતિ લોકાશ્રયી કવિ થયો. કાલિદાસ પુષ્પક વિમાનમાં બેસી અથવા મેઘનું વાહન બનાવી વિહંગમદૃષ્ટયા ભારતવર્ષનું અવલોકન કરે છે, જ્યારે ભવભૂતિ વલ્કલધારી રામ, લક્ષ્મણ અને જનકતનયા સાથે દંડકારણ્ય અને પંચવટીનાં અરણ્યોમાં માર્ગ કાઢતો ધીમે ધીમે પગે ચાલે છે. બંનેની શૈલીમાં એ જ ભેદ છે. ભવભૂતિની શૈલી રાજકુમારની પેઠે 'धीरोद्धता नमयतीव गतिर्धरित्रीम्'; જ્યારે કાલિદાસની વર્ણનશૈલી શકુંતલાના ભાવની પેઠે 'न विवृतो मदनो न च संवृतः' જેવી છે. વનશ્રી જોઈ સંસ્કૃત કવિઓની યાદ આવી અને તેમાં લોકાશ્રયનો વિચાર કરતાં રાજાશ્રયની નિંદ્ય રીતે નિંદા કરનાર બિલ્હણ યાદ આવ્યો. પણ તે જ ક્ષણે સ્મરણ થયું કે, સંસારથી વિરક્ત થયેલા સાધકોને સંસ્કૃતિનો આવો કાવ્યરસ છાજે નહીં. બપોર થયા હતા, સૂર્યનારાયણે એક આંખ વધારે ઉઘાડી હતી. બુવાએ કહ્યું: 'पिपासितैः काव्यरसो न पीयते।' નીચે ખીણમાં રામગંગા પ્રચંડ ઘુઘવાટ કરતી દોડતી હતી, પણ શરદના મેઘની પેઠે તેનું પાણી અમારે માટે તો દુષ્પ્રાપ હતું. સ્વામી બોલ્યા, 'આ જંગલની શોભા જોઈ તને બાણભટ્ટની કાદંબરીનું સ્મરણ થાય છે, પણ મને તો રામગંગાના બરાડા સાંભળી કોલાબા સ્ટેશન ઉપરનાં દસ-વીસ એન્જિનનો ઘોંઘાટ યાદ આવે છે.'

એન્જિનનું નામ નીકળ્યું અને તરત જ સ્મરણ થયું કે, કુદરતી સૃષ્ટિ છોડી માનવી સૃષ્ટિમાં જઈએ છીએ ત્યાં અગ્નિરથનો વખત ન સાચવીએ તો ચાલે નહીં. ઓટીમાંનું ઘડિયાળ કાઢી મેં જોયું અને બુવાને કહ્યું, 'બુવા, દોડો, નહીં તો આપણે વખતસર કાઠગોદામ નહીં પહોંચી શકીએ.' ત્રણે જણ દોડયા અને માંડ માંડ સ્ટેશને પહોંચ્યા એટલામાં આગગાડી કૂઉઉઉઉ કરતી હસતી હસતી અમારા દેખતાં પસાર થઈ! અમે જરાક માટે ટ્રેન ચૂકયા. આગગાડી ગઈ તેનું કશું ખોટું ન લાગ્યું, પણ અમે ખોટી ન થઈએ તે માટે આગળ દોડતો ગયેલો અમારો કુલી નિરાશ થયેલો જોઈ અમને દુ:ખ થયું. છતાં અમે હસી પડયા અને પેલાએ કહ્યું, 'ચાલો ભાઈ, દિવસ તો ઘણો છે. અહીંયાં બેસીએ એના કરતાં હલદ્વાની જઈ રાત ત્યાં જ ગાળીએ.' હલદ્વાની તો કાઠગોદામથી પહેલું સ્ટેશન. વેપારનું એક નાનકડું મથક છે. ત્યાં ચાલતા જઈ પહોંચ્યા. ત્યાં ખાધુંપીધું અને (સ્વપ્ન-સૃષ્ટિ પર) રાજ્ય કર્યું.

સ્વપ્નસૃષ્ટિમાં જતાં પહેલાં કલ્પનાસૃષ્ટિમાં જવા જેવો એક પ્રસંગ આવ્યો. અમે ધર્મશાળામાં જગા મેળવી રાંધતા હતા. ધર્મશાળા એટલે વિવિધ જનસમાજ. ત્યાં ત્રિખંડોની વાર્તા ચાલે. ત્યાં બાવાઓ આવે, વેપારીઓ આવે, સરકારી અમલદારો આવે, જૂનો જમાનો વીતી ગયો છે એની જેમને બિલકુલ ખબર નથી એવા જૂના જમીનદારો ઘોડા પર જૂનું જીન કસી પ્રવાસ કરતા આવે, જૂના જમાના

જેવું કંઈ હતું કે ન હતું એનો ખ્યાલ પણ જેને નથી એવા જુવાનિયાઓ આવે, ભિખારીઓ આવે અને ભિખારીઓ કરતાં ખરાબ પોલીસ પણ આવે. આવા અનેક જાતના લોકો સાથે પ્રસંગ પડવાથી જેમનો મિજાજ ખાટા દહીં જેવો બન્યો છે એવા દુકાનદાર દહીં વેચવા પાસે જ બેઠેલા હોય. ધર્મશાળામાં સાંજરે છ વાગ્યાથી આઠ વાગ્યા સુધી ઘણે ભાગે લડવાડ જ ચાલે છે. મુસાફરો એકબીજા સાથે અથવા પોતાના કુલીઓ સાથે, ઘરાકો દુકાનદાર સાથે, દુકાનદારની સ્ત્રી પોતાનાં છોકરાં સાથે, પોલીસો ભિખારીઓ સાથે અને કૂતરાંઓ એકબીજા સાથે આઠ વાગ્યા સુધી લડી લે છે. આઠ વાગ્યે પ્રથમ ક્ષુધા શાંત થાય છે, પછી ચૂલાઓ શાંત થાય છે. ઘણે ભાગે દીવાઓ પણ શાંત થાય છે (કેમ કે એક પૈસામાં કોડિયું, દિવેટ અને તેલ આપનાર દુકાનદાર પાસે આઠ વાગ્યાનું જ બજેટ હોય છે) અને પછી વિરોધ શમી જઈ વાર્તાલાપ શરૂ થાય છે. આઠ વાગ્યા પછી એક વાર સુલેહનામું થયું એટલે કોઈ કોઈની સાથે લડે નહીં એવો ધર્મશાળાનો આંતરરાષ્ટ્રીય કાયદો હોય છે.

તરત જ મુસાફર મુસાફર વચ્ચે સંવાદ શરૂ થાય છે. બાવાઓ દેશદેશાંતર વિશેની હકીકતો અને તેની સાથે પોતાની ટીકાટિપ્પણી અહીંયાં રજૂ કરે છે. જ્યાં છોકરાઓ હોય ત્યાં બાદશાહ-બિરબલ જરૂર આવે. બૈરાંઓ હંમેશાં યાત્રાની જ વાતો કરે અને એક જ ગામનાં હોય તો સાસુવહુ વચ્ચેના સનાતન સંગ્રામની વાતો કરે. હિંદુસ્તાનની ગમે તે પ્રાંતની સ્ત્રીઓ બીજા ગમે તે પ્રાંતની સ્ત્રીઓ સાથે ધર્મશાળામાં વાતચીત કરી શકે છે. ભાષાની અગવડ તો સુશિક્ષિત લોકોને માટે જ હોય છે. સ્ત્રીઓ એટલે જૂની દુનિયા. ત્યાં વિચારો, ભાવનાઓ, વહેમો, રિવાજો અને આદર્શો એક ને એક. પછી વાતો કરતાં અગવડ શાની આવે? જેમ બે અંગ્રેજ મળે એટલે આજની હવા કેવી છે એની વાત કરે છે, તેમ સ્ત્રીઓ મળે એટલે તારે કેટલાં છોકરાં છે, છોકરીઓ ક્યાં ક્યાં પરણી છે, છોકરીઓને સુખ છે કે દુઃખ છે, ઘરની ડોશીએ જાત્રા કરી છે કે નહીં, વગેરે વાતો જ ચાલે. દુકાનદારની સ્ત્રી આમાં ભળી પોતાના દુઃખની કહાણી પાંચ હજાર છઠ્ઠો બારમે વખતે અશ્રુ સહિત અને કશો સંક્ષેપ કર્યા વગર જેવી ને તેવી જ કહી દે છે, અને ઘણે ભાગે આ વર્ણન નકામું નથી જતું. માયાળુ મુસાફરો—ખાસ દુકાનદારથી છેતરાયેલા આ મુસાફરો—દુકાનદારની સ્ત્રીનું દુઃખ જોઈ, તેમ જ તે પણ દુકાનદારનો પોતાના જેટલો જ દ્વેષ કરે છે એ વાતનું સમાધાન માની, તેને કંઈ પણ આપી વિદાય લે છે. દુકાનદારોએ પણ દરેક પ્રાંત વિષે પોતાનો અભિપ્રાય બાંધેલો હોય જ. અને તેઓ બાવા જેટલી જ છૂટથી તે જણાવી દે છે; કેમ કે પીનલ કોડની એક પણ કલમ બાવાઓ અને દુકાનદારો માટે નથી.

દેશી રિયાસતના સવારો ધર્મશાળામાં આવે એટલે રિયાસતોનું [illegible] છે અને દરબારની અંદરની ખટપટ અને પ્રપંચનું સવિસ્તર 'વર્ણન જ' કરે છે. [illegible]

બેવફા નથી હોતા. પણ 'તમે' તો ખાનદાન માણસ. 'તમારી' આગળ એવી વાતો કહેવામાં શાનો વાંધો હોય?

અમારે ભાગે એક દેશાભિમાની, સનાતનધર્માભિમાની વેપારી આવ્યા. હસ્તિનાપુર તરફ એમનું એક ગુરુકુળ હતું—ના ગુરુકુળ નહીં, ઋષિકુળ. ગુરુકુળ આર્યસમાજીઓનાં હોય છે, તેથી સનાતનીઓનાં ઋષિકુળ જ હોય. વૈષ્ણવોનાં આચાર્યકુળ. બાવાઓ હોય તો મુનિમંડલ કે સાધુઆશ્રમ. અને ગોર મહારાજની સંસ્થા હોય તો તે પંડાકુમાર મહાવિદ્યાલય. પણ આ બધું જ્ઞાન મને હરદ્વાર ગયા પછી થયું. હસ્તિનાપુરના વેપારીએ કહ્યું કે, "ગયે વર્ષે જ અમારું ઋષિકુળ સ્થપાયું છે. પણ હજી અમને કોઈ અધ્યાપક મળ્યો નથી. એક બ્રાહ્મણ હમણાં કામ ચલાવે છે, પણ છોકરાઓ એને આંટી નાખે એવા છે. તમારા જેવો કોઈ 'ઇંગ્લિશ એજ્યુકેટેડ' સાધુ ત્યાં આવે તો લોકો પર અસર થાય અને પ્રચાર માટે જઈએ એટલે ફંડ પણ સારું થાય. તમે આવો તો અમને રોજ તમારાં દર્શનનો લાભ મળે, 'ભવબંધ કટ જાય' અને ઘેલા આર્યસમાજીઓ ઉંદરે આદુ ખાધાની પેઠે ચૂપ થઈ જાય. અમે ઋષિકુળ એટલા માટે જ સ્થાપ્યું. અમારે ત્યાં બે આર્યસમાજી પ્રચારકો આવ્યા હતા. એમણે સનાતન ધર્મની નિંદા શરૂ કરી. અમારે ત્યાં એમને જવાબ આપે એવો કોઈ પંડિત ન હતો, એટલે અમે અરજન્ટ તાર કરી હરદ્વારથી ત્રણ સનાતની ઉપદેશકો મંગાવ્યા અને એવા તો લડાવ્યા કે વાત ન પૂછો. ત્રણ દિવસ શાસ્ત્રાર્થ થયો!" મેં વચમાં પૂછ્યું, 'કયા મુદ્દા પર?' તેમણે કહ્યું, 'અરે તમારા શાસ્ત્રની વાત અમે શી જાણીએ? અમે થોડા જ સંસ્કૃત ભણેલા છીએ? પણ આખરે આર્યસમાજીઓ જ ચૂપ રહ્યા અને અમારી જીત થઈ. સામાવાળાઓ તો નાહક કહેવા લાગ્યા કે જીત તો પોતાની જ થઈ. પણ તમે જ કહો કે તેમની જીત થઈ હોત તો તેમના પંડિતો છાના બેસે ખરા?'

આ મહાયુદ્ધનું વર્ણન ઉદાસીનતાથી મેં સાંભળ્યું એ જોઈ તેઓ સહેજ વિરસ થયા. તેમણે પૂછ્યું, 'આપ આર્યસમાજી તો નથી?' મેં કહ્યું, 'નાજી! હું તો ચુસ્ત સનાતની છું.' એમણે કહ્યું, 'ત્યારે તમે જરૂર હસ્તિનાપુર આવજો. અમે તમને સરસ કુટી બાંધી આપીશું. તમારે માટે ખાસ રસોઈયો રાખીશું. અંગ્રેજી છાપાંઓ મંગાવીશું. તમારાં વ્યાખ્યાનનો અમને લાભ મળશે.' મેં કહ્યું, 'બીજો કંઈ પણ સંકલ્પ ન હોત તો વખતે હું આવત ખરો. પણ મારે તો ઉત્તરાખંડની યાત્રા કરવી છે અને પછી પુરશ્ચરણ કરવું છે.'

મારા બધા વિચારો એમને કહેવાની મારી હિંમત શાની જ ચાલે? અને કહેત તોપણ તેઓ થોડા સમજવાના હતા?

બીજે દિવસે 'રેલ'માં બેઠા અને ચાલ્યા. હિમાલયની મુસાફરી પછી રેલની મુસાફરી કેવળ નીરસ જ નહીં પણ અસહ્ય થઈ જાય છે. એક એક ખેતરવાને

અંતરે ચાલનાર અમે ત્રણ જણ અર્ધા બાંકડા ઉપર સંકડાઈને બેઠા હતા. વૃક્ષના જંગલને બદલે ડબાની અંદર મુસાફરોનો કોલાહલ સંભળાતો હતો. બરેલી થઈ અમે લુકસર ગયા અને ત્યાં ગાડી બદલી મધરાતે હરદ્વાર જઈ પહોંચ્યા.

# ૧૮. રામકૃષ્ણ સેવાશ્રમ

યાત્રા કરવાથી પુણ્ય મળે છે, પણ તે ગમે તે સ્થિતિમાં નહીં. પગે ચાલીને જાય તેને સોએ સો ટકા પુણ્ય મળે. માણસના ખભા પર કે પાલખીમાં બેસીને જાય તેને અડધું પુણ્ય. પશુનું વાહન કરી યાત્રાએ નીકળે તેનું પુણ્ય લગભગ નહીં જેવું અને (આજની સ્થિતિએ ઉમેરવું જોઈએ કે) રેલમાં કે મોટરમાં બેસીને યાત્રાએ જાય તેને પુણ્યને બદલે પાપ જ લાગે. રેલની મુસાફરીમાં કોઈ પણ જાતની ઉચ્ચ કે ધાર્મિક ભાવના પોષાતી જ નથી. અને આજે તો રેલની મુસાફરી એટલે સ્વાભિમાનનો નાશ. પૈસા આપીને એક લેબલ લઈએ છીએ તે ધારણ કરીને પાર્સલની પેઠે ડબ્બામાં ગોઠવાઈ જઈએ છીએ. મુકામ ઉપર બીજાં પાર્સલો ફેંકી દેવામાં આવે છે, આપણે પોતાની મેળે બહાર ચાલી નીકળીએ છીએ એટલો જ ફરક. ગાડીમાં બેઠા બેઠા આપણે ભવિષ્યકાળ તરફ નથી જતા, પણ બહારની દુનિયા નિસાસો મૂકી ભૂતકાળ તરફ દોડતી જાય છે. બે માણસ ભાગ્ય-વશાત્ પાસે આવે અને ત્યાં પ્રેમભાવ પેદા ન થાય એને નરક જ કહેવું જોઈએ. તીર્થસ્થાન સુધી રેલગાડી લઈ જવી એ અસુરોનું કામ છે. રેલમાં બેસી યાત્રાનું પુણ્ય મેળવવું એ ગયાસુરે આપેલા મોક્ષ બરાબર છે. ગુજરાતે ડાકોર અને સિદ્ધપુર તો ભ્રષ્ટ કર્યાં જ: હવે પશ્ચિમધામ શ્રીદ્વારકાને ભ્રષ્ટ કરવાનો મહાપ્રયાસ શરૂ થયો છે. સાચે જ આ કળિયુગ છે. રવીન્દ્રનાથ કહે છે: 'કળિયુગ એટલે કળ(યંત્ર) યુગ.'

હરિદ્વાર એટલે ગંગાદ્વાર. ભાગીરથી ગંગા ગંગોત્રીમાંથી નીકળી ત્યાંથી મહા-દેવની જટામાં એટલે કે હિમાલયનાં જંગલોમાં સપડાઈ ગઈ. બે પહાડ કે ટેકરીની વચમાં માંડ માંડ રસ્તો કાઢીને તે આગળ વધે છે. ટિકિટ લેવાના સાંકડા રસ્તા-માંથી લોકો પસાર થાય છે ત્યારે જે ભીડ અને અગવડ થાય છે, તેવી જ અગવડ પહાડોમાં ગંગાને થાય છે. કોઈ ભારે સરઘસ સાંકડી શેરીમાંથી મોટા મેદાનમાં પ્રવેશ કરે અને પછી જેમ લોકો છૂટથી અનેક દિશામાં હાશ કરીને વીખરાઈ જાય, તે જ દશા હરિદ્વાર પાસે શ્રી ગંગાજીની થઈ છે. ગૌશાળામાંથી છૂટેલાં વાછરડાં સ્વતંત્રતાનો અનુભવ કરવા ખાતર જ જેમ આમતેમ દોડે છે, તેમ હરદ્વારથી ગંગા નદી અનેક પ્રવાહે દોડે છે, અને દરેક પ્રવાહનો ઉલ્લાસ પણ બાલવૃત્તિ જ દાખવે છે. નીલધારા કંઈક ગંભીર છે ખરી; પણ નાનાં છોકરાં દાદાની પાઘડી પહેરી, હાથમાં લાકડી લઈ ગંભીરતાથી ચાલે છે, તેવી જ આ કૃત્રિમ ગંભીરતા

છે. નીલધારા પોતાની ગંભીરતા સાચવી પણ નથી શકતી. હરિદ્વાર એ ગંગાને માટે પહાડ છોડી મેદાનમાં જવાનું જેમ પ્રથમ દ્વાર છે, તેમ જ મુસાફરોને માટે હિમાલયની યાત્રા શરૂ કરી તળેટી છોડી પહાડોમાં પ્રવેશ કરવાનું પણ દ્વાર છે. ઉત્તરાખંડની યાત્રા અહીંથી શરૂ થઈ ગણાય છે. હરિદ્વાર સુધી રેલ છે, છતાં આ તીર્થ પ્રમાણમાં ખૂબ સ્વચ્છ છે. એનું એક કારણ અહીંની મ્યુનિસિપાલિટીની અઢળક આવક એ ભલે હોય, પણ મુખ્ય કારણ તો હરિદ્વાર એ સાધુઓનું સ્થાન છે એ જ છે. બાવાઓ અને સંન્યાસીઓમાં બીજો મેલ ગમે તેટલો હોય, પણ તેઓ શારીરિક સ્વચ્છતા ખૂબ જાળવે છે એમાં શક નથી.

અમે રાત્રે બે વાગ્યે હરિદ્વાર જઈ પહોંચ્યા. કોઈને ઓળખતા ન હતા અને કોઈ પંડાના મહેમાન થવા પણ માગતા ન હતા, એટલે અમે પહેલેથી જ કાગળ લખી હરિદ્વાર પાસેના કનખલમાં આવેલા રામકૃષ્ણ સેવાશ્રમમાં ઊતરવાની ગોઠવણ કરી હતી. રાત્રે બે વાગ્યે સ્ટેશનથી આશ્રમ સુધી અમને રસ્તો કોણ બતાવે? અમે એક કુલી કર્યો. એને ચાર આના આપવાનું કબૂલ કર્યું અને અંધારામાં ચાલ્યા. અમને આપસમાં બોલવામાં અંગ્રેજી શબ્દ વાપરતા સાંભળી પેલો કુલી કહે છે, 'Oh! Sir, you are gentlemen. I knows English, sir. I am gentleman coolie, sir. I have 10 years live in Dehradun, sir.' અમે હસી પડ્યા. એનો અંગ્રેજી વાક્પ્રવાહ ચાલતાં છતાં એની સાથે હિંદીમાં જ બોલવાની અમે અરસિકતા કે અસભ્યતા બતાવી. છતાં અમે અંગ્રેજી જાણીએ છીએ એ વાત હવે કેમ છાની રહી શકે! એ તો અંગ્રેજીમાં જ બોલે.

સેવાશ્રમ પાસે પહોંચી ગયા ત્યાં અમારો 'જેન્ટલમૅન કુલી' કહે, 'Give me four anna bit, sir. Copper is very heavy, sir.' સ્વામીના મોઢામાંથી જવાબ નીકળ્યો, 'Oh, I see. But certainly it is not heavier than the luggage you brought.'

રાતના અઢી વાગ્યે કોને જગાડીએ? આશ્રમના રુગ્ણાલયના એક ઓટલા પર અમે સૂઈ ગયા. સવારે કોઈ ઊઠે તે પહેલાં ચોરોની માફક આમતેમ ફરી શૌચ જઈ આવ્યા. મોઢું ધોયું અને મઠપતિ સ્વામી કલ્યાણાનંદજીને મળવા ગયા. તેમણે પ્રેમથી અમારું સ્વાગત કર્યું અને અમને અમારો સામાન મૂકવા માટે એક ઓરડી બતાવી.

સ્વામી વિવેકાનંદ આખું ભારતવર્ષ અને પછી આખી દુનિયા ફરી વળ્યા ત્યારે તેમને સૂઝ્યું કે આ નવા યુગમાં સાધુઓ માટે નવી ઉપાસનાની જરૂર છે; જીવતાજાગતા પણ ભૂખ્યા, તરસ્યા, દીન, અપંગ કે રોગી નારાયણની સેવા કરવી એ જ આજે મોક્ષનો ઉત્તમ માર્ગ છે, – દયાભાવથી નહીં પણ સેવાભાવથી, કોઈના પર ઉપકાર કરવા માટે નહીં પણ સેવા કરવાની તક આપ્યા માટે આભારી થઈ સ્વામીજીના ગુરુભાઈઓએ અને શિષ્યોએ બનારસ, પ્રયાગ, પુરી, હરદ્વાર, માયાવતી, વૃંદાવન વગેરે તીર્થસ્થાનોમાં રુગ્ણાલયો અથવા સેવાશ્રમો સ્થાપન કરેલાં છે.

હરદ્વારનું સેવાશ્રમ બ્રહ્મદેવની સૃષ્ટિની પેઠે શૂન્યમાંથી પેદા થયું છે. માયાવતીવાળા સ્વામી સ્વરૂપાનંદે ક્યાંકથી બસો રૂપિયા ભેગા કર્યા હતા તે લઈ સ્વામી કલ્યાણાનંદ હરદ્વાર આવ્યા. તેઓ ન જાણે હિંદી કે ન જાણે વૈદક. સરસ્વતીનો પણ તેમના પર કૃપાપ્રસાદ નહીં હોવાથી હજીયે તેઓ મુખદુર્બળ તો છે જ. પણ તેમની શ્રદ્ધા અડગ હતી. એક દેવદારની પેટી લઈ, તેમાં કેટલીક હોમિયોપથિક દવા મૂકી, એક ઝૂંપડીમાં પોતાનો 'ધંધો' તેમણે શરૂ કર્યો. ધીમે ધીમે ધંધામાં બરકત આવી. કોઈ એક મારવાડીએ દસ હજારનું એક મકાન બંધાવી આપ્યું. કલ્યાણાનંદજીએ વૈદકનો અભ્યાસ કર્યો. તેમના હાથને યશ મળ્યો અને કામ ધમધોકાર ચાલ્યું. નિશ્ચયાનંદ કરીને એક મહારાષ્ટ્રી સંન્યાસી તેમની મદદમાં છે. એ સ્વામી વિવેકાનંદના શિષ્ય. તેઓ મરાઠી ઠીક નથી બોલી શકતા, પણ તેમને બંગાળી સારી પેઠે આવડે છે. આ ભાઈ પણ મિતભાષી જ. સવારથી માંડીને રાત સુધી કામ કર્યા જ કરે. થાક જેવી કોઈ પણ વસ્તુ તેઓ જાણતા જ નથી. દસ-પાંચ સવાલોનો જવાબ આપવો પડે ત્યારે માત્ર તેઓ થાકે છે. તેમના ગુરુજીએ તેમને માટે નામ પણ યથાર્થ ગોતી કાઢ્યું છે.

સેવાશ્રમમાં સેંકડો દરદીઓ—સાધુ તેમ જ ગૃહસ્થ—રોજ આવે છે. તેમાંના બહુ માંદા હોય તેમને રુગ્ણાલયમાં રાખવામાં આવે છે. ક્ષયરોગને માટે નોખું જ મકાન છે. ધનવાન લોકો ગમે તેટલી ફી આપે તોપણ કલ્યાણાનંદજી ગરીબોને છોડી ધનવાનને ત્યાં પ્રથમ નથી જતા. અમે સેવાશ્રમમાં ગયા તે વખતે રામકૃષ્ણ મિશનના પ્રમુખ અને શ્રીરામકૃષ્ણ પરમહંસના પ્રિય શિષ્ય સ્વામી બ્રહ્માનંદ ત્યાં આવેલા હતા. તેમને 'રાખલ રાજા' અથવા 'રાજા મહારાજ' પણ કહે છે. તેમનાં દર્શનનો અપૂર્વ લાભ મળ્યો. બીજા સાધુ તે કાશીના અદ્વૈતાશ્રમના મઠપતિ શિવાનંદજી. સ્વામી વિવેકાનંદે એમનું નામ મહાપુરુષ પાડ્યું હતું. તેમની પાસેથી રામકૃષ્ણ પરમહંસ તથા સ્વામી વિવેકાનંદ વિશે અને તેમના સંઘ (મિશન) વિશે ખૂબ વિગતો જાણવા મળી. કૉલેજમાં સ્વામી વિવેકાનંદનાં લખાણો વાંચીને જ મારો નાસ્તિકતાનો જ્વર અને સંશયવાદનો ગર્વ ઊતરી ગયો હતો; રામકૃષ્ણ પરમહંસને આ યુગના અવતારી પુરુષ તરીકે હું માનતો થયો હતો. આ સ્થિતિમાં રામકૃષ્ણ પરમહંસના । પ્રત્યક્ષ સહવાસમાં આવેલા પુણ્યપુરુષોનું દર્શન મારે માટે ભારે અસરકારક થાય એમાં શું આશ્ચર્ય? સ્વામી બ્રહ્માનંદ પાસે એકાંતનો સમય મેં માગી લીધો. તેમની પાસેથી આશ્વાસન મળ્યું. રામકૃષ્ણ મિશનમાં હું જોડાયો નહીં, છતાં તેઓ મને પોતાનો ગણવા લાગ્યા. મને પણ રખડુને ઘર મળ્યા જેવું થઈ ગયું. હિમાલયની યાત્રા કરવાનો મારો સંકલ્પ મેં સ્વામી બ્રહ્માનંદને જણાવ્યો. તેમણે આશીર્વાદ આપ્યો અને અમે યાત્રાની તૈયારી શરૂ કરી.

# ૧૯. તૈયારી

અમારે બદરીનારાયણની યાત્રા કરવી હતી. હરદ્વારથી બદરીનારાયણ કેટલું દૂર છે, કયે રસ્તે જવાય છે, વચમાં કેટલા 'પડાવ' આવે છે, સાથે શું શું રાખવું જોઈએ, સામાન ઊંચકવા 'કુલી' ક્યાંથી મળે, એ શું લે છે, રસ્તામાં જોવાલાયક શું શું છે, એ બધું અમારે જાણવાનું હતું. કનખલ પાસે સરકારે એક બંધ બાંધી ગંગા નદીનો પ્રવાહ અટકાવ્યો છે. અહીંથી જ ગંગા નદીની પ્રખ્યાત નહેર કાનપુર સુધી જાય છે. રૂડકી પાસે સોલાના નામની એક નદી આ નહેરની આડે આવે છે; પણ ઇજનેર લોકોએ સોલાના નદી પર એક ભારે પુલ બાંધી આખી નહેર એ પુલ ઉપરથી આગળ લઈ લીધી છે. પણ આ ભગીરથ કામનું વર્ણન અહીંયાં ન કરું.*

કનખલ પાસેનો બંધ ઓળંગી એક બેટમાં દામ્પાર કરીને આશ્રમ છે ત્યાંના સ્વામી કેશવાનંદ પાસેથી કંઈક મદદ મળે એમ હતું તેથી અમે ત્યાં ગયા. ત્યાં કેશવાનંદ તો ન મળ્યા, પણ ઝાડીમાં પીપળાના ચોતરા પર બેઠેલા એક સાંન્યાસી અમને મળ્યા. તેમના શરીરની રચના અને અંગકાન્તિ જોઈ તેઓ 'સુખવસ્તુ' એટલે કે ખાધેપીધે સુખી હશે એમ સ્પષ્ટ જણાતું હતું. તેઓ ચોતરા ઉપર આરામમાં બેઠા હતા. પોતાનો લાંબો ખેસ ઢીંચણ અને કેડની ફરતે બાંધી તેમણે પોતાના શરીરની 'રૉકિંગ ઈઝી ચૅર' (ઝૂલતી આરામખુરશી) બનાવી હતી. આ આસન ઉપર બેસી કલાકો સુધી માણસ વાતો કરે તોપણ થાકે નહીં એ એની ફલશ્રુતિ છે. તેમની પાસેથી અમને માહિતી તો ઝાઝી ન મળી. પણ રસ્તો વિકટ છે, જવું મુશ્કેલ છે, ગયેલા ઘણાખરા પાછા આવતા જ નથી, એવી તેમણે ખૂબ બીક બતાવી અને અમને યાત્રાનો વિચાર માંડી વાળવાની પુખ્ત સલાહ આપી. છતાં અમારો નિશ્ચય કાયમ જોઈ તેમણે એક ઉર્દૂ શેર સંભળાવી, જેનો અર્થ એટલો જ હતો કે, હામ ભીડીને કામ ઉપાડો, તો પછી મરો તોપણ મૂકો નહીં.

આ કીમતી સલાહ માટે એમનો આભાર માની અમે પાછા વળ્યા અને હરદ્વારના બજારનો રસ્તો લીધો. કોટ, પહેરણ વગેરે વસ્તુનો તો મેં ત્યાગ કર્યો હતો. સીવેલી વસ્તુ મારે ખપે એમ નહોતી અને ઓઢવાનું પૂરતું ન હતું, તેથી એક કાનપુરી શાલ અને બે મફલરો લઈ લીધાં. એક પાતળી લોઢી, ઍલ્યુમિનિયમની એક તપેલી, ઢાંકણું, એક રકાબી, પિત્તળની એક મોટી લોટી અને એક નાનકડી થાળી, એટલી વસ્તુઓ ખરીદી લીધી. (યાત્રામાંથી પાછા ફરતી વેળાએ આ જ બજારમાંથી બનૂસની બે ધૂધીઓ સરસ મળી ગઈ તે અમે લઈ લીધી હતી. ધૂધી

* 'જીવનલીલા'માં પ્રકરણ ૩૭ જોવું.

એટલે માથાથી તે ઢીંચણ સુધી શરીર ઢંકાય એવી બનૂસની લાંબી ટોપી. આ સીવેલી નથી હોતી.) એટલામાં મને સૂઝ્યું કે, ચોમાસાના દિવસ છે, આપણી પાસે મીણિયું હોય તો ઠીક. મારો આ વિચાર બહુ જ ઉપકારક નીવડ્યો. કપડાં, પથારી બધું બાંધી દઈ એના ઉપર મીણિયું વીંટાળી લેવાથી, ગમે તેટલો વરસાદ પડ્યો હોય અને ગમે તેટલા પલળ્યા હોઈએ તોપણ, રાત્રે અમને સાવ કોરી પથારી મળતી. કિવનાઇનની બાટલી તો મારી પાસે હતી જ. મીણબત્તીઓ, દીવાસળી, સાબુ, પૂરતું પરચૂરણ અને બુવાને માટે નક્કર વાંસની લાંબી ડાંગ, એટલું અમે લઈ લીધું અને યાત્રાને માટે સજ્જ થયા.

હરદ્વારની બહાર ભીમગોડ પાસે કુલીઓનો અડ્ડો હોય છે એમ અમે જાણ્યું, એટલે ત્યાં જઈ કુલીઓની પણ વ્યવસ્થા કરી. અને એક દિવસ હરદ્વાર તથા કનખલ જોવામાં ગાળી યાત્રા માટે પ્રસ્થાન કર્યું. અમને યાત્રાએ જવાની ઉતાવળ હતી, પણ વાચકને સાંભળવાની ઉતાવળ તો ન જ હોય. તેઓ મને હરદ્વારનું અને કનખલનું જરા વિગતવાર વર્ણન આપ્યા વગર તો છોડે જ નહીં, એટલે પ્રથમ તેની વાત નિરાંતે કરવી જોઈએ.

## ૨૦. ગંગાદ્વાર

હરદ્વાર, કનખલ અને જવાલાપુર ત્રણ મળીને એક સમષ્ટિ છે. હરદ્વાર એટલે યાત્રાળુઓનું નગર, જવાલાપુર તે પંડાઓનું ધામ, અને કનખલને સંન્યાસીઓનો કાયમી શિબિર કહેવાય. ત્રણે પાસે પાસે છે છતાં અલગ અલગ છે. ત્રણે ઠેકાણે મિશ્ર વસ્તી છે. ત્રણે ઠેકાણે મોટી મોટી ધર્મશાળાઓ છે, સદાવ્રતો છે અને વિદ્યાલયો પણ છે. ત્રણમાં કનખલ અને હરદ્વાર બે જૂનાં છે અને પુરાણોમાં બંનેનું માહાત્મ્ય ખૂબ વર્ણવેલું છે. કનખલથી થોડે દૂર નદી પાર આર્યસમાજીઓનું પ્રખ્યાત ગુરુકુલ* છે; હરદ્વાર અને જવાલાપુર વચ્ચે સનાતનીઓનું ઋષિકુળ છે; અને ખુદ જવાલાપુરમાં ઋષિકુળ જેવા સનાતની 'ઢંગ'નું પણ આર્યસમાજી મતનું જવાલાપુર મહાવિદ્યાલય છે. ત્રણે સંસ્થાઓનો ઉદ્દેશ પોતપોતાના મત પ્રમાણે સ્વધર્મનો ઉદ્ધાર કરનાર ચુસ્ત ધર્મપ્રેમી અને ધર્મોપદેશક તૈયાર કરવાનો છે. ત્રણેને લાગે છે કે, અસરકારક ધર્મોપદેશ કરવા માટે અંગ્રેજી ભાષા અને લૌકિક વિદ્યાનું સંગીન જ્ઞાન હોવું જોઈએ. જ્યારે હું પહેલવહેલો આ ત્રણે સંસ્થાઓ જોઈ આવ્યો ત્યારે મારા પર એવી છાપ પડી કે, ત્રણે સંસ્થામાં સંસ્થાપકો અથવા અધ્યાપકો કરતાં વિદ્યાર્થીઓમાં ધાર્મિક ઝનૂન ઓછું હતું, અને મતાગ્રહ કરતાં સ્વદેશપ્રેમ વધારે હતો. આર્ય ધર્મ કે હિંદુ ધર્મ કરતાં રાષ્ટ્રધર્મની અસર એમના ઉપર કંઈક વધારે

* મોટી રેલમાં આખું ગુરુકુલ તણાઈ જવાથી હવે એ સંસ્થા ગંગાની આ પાર કનખલમાં આવી છે.

હતી. મુસાફર તરીકેની મારી પ્રથમ છાપ જ હું અહીં આપું છું. ત્યાર પછી એટલે કે યાત્રા પૂરી કર્યા પછી આ ત્રણે સંસ્થા સાથેનો મારો પરિચય વધ્યો. તેમને વિશે કહેવા જેવું ખૂબ છે. પણ યાત્રાવર્ણનમાં તે ન આવે.

એક સંસ્થાએ મારું ધ્યાન વિશેષ ખેંચ્યું, અને તે મુનિમંડલ આશ્રમ. આ સંસ્થા હરદ્વાર સ્ટેશન અને ઋષિકુળ વચ્ચે છે. મુનિમંડલ આશ્રમ વિદ્યાલય નથી પણ એક જાતનું ધર્મતત્ત્વસંશોધનમંદિર છે. અહીંયાંનો ધર્મગ્રંથભંડાર સરસ છે. એકાંતમાં બેસી ધર્મચિંતન અને અધ્યયન કરનાર માણસને ઘણો ઉપયોગી થાય એવો છે. આ સંસ્થામાં હરિવંશની એક ભારે પોથી છે. પોથીના દરેક પાના ઉપર એક કે વધારે સુંદર ચિત્ર, તેની આસપાસ જાતજાતની સોનેરી વેલો, અક્ષર તો મોતીના દાણા જેવા અને ચિત્રકામ જયપુરી પદ્ધતિનું અને અત્યંત મનોહારી. દરેક ચિત્ર નીચે તેનો પરિચય આપ્યો છે. તે મરાઠી ભાષામાં છે, છતાં તેની લિપિ મરાઠી પદ્ધતિની નથી, એટલે મને લાગે છે કે, આ અપૂર્વ ગ્રંથ કોઈ મરાઠા સરદારે જયપુરી કારીગરો પાસે તૈયાર કરાવ્યો હશે. મેં વડોદરા તથા જયપુરના તેમ જ બાંકીપુરની ખુદાબક્ષ લાઈબ્રેરીના ચિત્રસંગ્રહ જોયેલા છે. બનારસના રાજાના મહેલની અંદર દીવાલો પર તુલસીરામાયણના જે પ્રસંગો ચીતરેલા છે તે પણ જોયેલા છે. છતાં આ હરિવંશની અંદર આપેલાં ચિત્રો અને વિવિધ પ્રસંગો જોઈ મને ખૂબ આનંદ થયો.

હિંદી કારીગરીની 'આલા દરજ્જા'ની વસ્તુઓ ક્યાં ક્યાં પડી હશે, ક્યાં ક્યાં સડતી હશે અને કેટલી દેશવટો ભોગવતી હશે, એનો વિચાર આવતાં મન ઉદ્વિગ્ન થયું. કેટલાયે ગ્રંથો લંડન મ્યૂઝિયમમાં કે બર્લિન મ્યૂઝિયમમાં ગયા છે, કેટલાંયે ચિત્રો અને મૂર્તિઓ બૉસ્ટન મ્યૂઝિયમમાં આજે વિરાજે છે. પોતાની આવી વિડંબના થતી જોઈ ભારત-કળા પોક મૂકીને રોતી હશે એવો વિચાર મનમાં આવ્યો કે તે જ ઘડીએ મોઢામાંથી કેશવસુતની નીચેની લીટી સરી પડી:

'देवारे!' मग ती स्फुन्दे
एवढा तरी लाभू दे ।

ત્યાંના સાધુ લાઇબ્રેરિયન મને પૂછવા લાગ્યા, 'તમે શું બોલ્યા?' મેં કહ્યું, 'કુછ નહીં, સ્વામીજી. મૈં યહી ચાહતા હૂં કિ ઐસે રત્ન દેશકે દેશમેં હી રહે. યશોદા મૈયા જૈસી શ્રીકૃષ્ણકા જતન કરતી થી વૈસે હી આજ ઈસ હરિવંશકા જતન હોના ચાહિયે.'

આ તો બધી થઈ સહેજસાજ આધુનિક પદ્ધતિની સંસ્થાઓ. જૂની પદ્ધતિના અખાડાઓ, ગુફાઓ અને સાધુઓની કોઠીઓ તો અહીંયાં જોઈએ તેટલાં છે. શીખ ધર્મશાળાઓ, ઉદાસી પંથનાં મકાનો, શાંકરમતના દશનામી અખાડાઓ તો આવા ક્ષેત્રમાં હોય જ. અન્નક્ષેત્ર જોવા હું ખાસ ગયેલો. અહલ્યાબાઈ એટલે મહારાષ્ટ્રની ધર્મશ્રદ્ધા, મહારાષ્ટ્રનું દાનપુણ્ય. અહલ્યાબાઈ એટલે મહારાષ્ટ્રની નારી-પ્રતિષ્ઠા. આ પુણ્યશ્લોક રાણીએ પ્રજાનું માતૃવત્ પાલન કર્યું, વૈરાગ્યસાધનમાં જિંદગી વિતાડી, કુશળતાથી રાજ્યનું રક્ષણ કર્યું અને આસેતુહિમાચલ તીર્થે તીર્થે

અન્નક્ષેત્ર સ્થાપી પોતાની કીર્તિ અજરામર કરી. આજે પણ અહલ્યાબાઈને નામે કાશીથી ગંગાજળની કાવડ ભરાઈ રોજ રામેશ્વર જાય છે. પણ આમાંનું કશુંયે અહલ્યાબાઈએ પોતાને માટે કર્યું નથી. એક બ્રાહ્મણે અહલ્યાબાઈની સ્તુતિનો એક સરસ ગ્રંથ લખી અહલ્યાબાઈને તે બતાવ્યો. તે સાધ્વીએ બ્રાહ્મણને દક્ષિણા આપી તે ગ્રંથ લીધો અને પાણીમાં ડુબાડી દીધો.

બુવાએ મને પૂછ્યું, 'તમને કોણે કહ્યું કે હરદ્વારમાં અહલ્યાબાઈનું અન્નક્ષેત્ર છે?' મેં કહ્યું, 'એ તો કોઈએ કહેવાની જરૂર જ ન હોય. મને લાગી જ આવ્યું કે અહીંયાં અહલ્યાબાઈનું અન્નક્ષેત્ર હોય જ.' મને નાનપણનાં સંભારણાં યાદ આવ્યાં. બુવાને મેં કહ્યું, 'હું નાનો હતો ત્યારે ગોકર્ણમહાબળેશ્વર* ગયો હતો. ત્યાં પણ અહલ્યાબાઈનું એક અન્નક્ષેત્ર હતું. અમે એની પાસે જ ઊતર્યા હતા. બપોરે બાર વાગ્યે એક ભૂખ્યો મુસાફર અન્નક્ષેત્રમાં આવ્યો. કાઢેલું અબોટિયું પાછું પહેરી આ અતિથિને જમાડવા જેટલી શ્રદ્ધા ત્યાંના વ્યવસ્થાપકમાં ન હતી, એટલે એણે મારી મારફતે અતિથિને જમાડવાની સવડ કરી. હું આઠ વરસનો પણ નહીં હોઉં. મને જનોઈ પણ દીધું ન હતું, એટલે હું તો આઠે પહોર પવિત્ર જ. મેં તરત જ કપડાં ફેંકી દીધાં અને અન્નક્ષેત્રના રસોડામાં જઈ એક ભાણું — એક કેળનું પાન — પીરસી અતિથિ આગળ મૂકી દીધું, ને પાછાં કપડાં પહેરી મા પાસે આવ્યો. મેં માને પૂછ્યું કે આ દેવળ કોનું? માએ જવાબમાં અહલ્યાબાઈ વિશેનું એક લાંબું ગીત ગાઈ સંભળાવ્યું. તે દિવસથી હું અહલ્યાબાઈને પૂજતો આવ્યો છું. અહલ્યાબાઈ જાતે ભરવાડ હતી, પણ આજે ગોકર્ણમાં ચુસ્ત બ્રાહ્મણો અહલ્યાબાઈની મૂર્તિની પૂજા કરે છે.'

અરે! પણ હરદ્વારની વાત છોડી હું ગોકર્ણમાં ક્યાં ઊતર્યો? યાત્રા કરનાર માણસ જેમ હમેશાં સ્થાનાંતર કરે છે તેમ તેને વિષયાંતર કરવાની પણ ટેવ હોય છે. પ્રવાસી વાતૂડિયો તો હોય જ. હરદ્વારના ગમે તે અખાડામાં તમે જાઓ તો ત્યાં દેશદેશાંતરની વાતો કરનાર સંન્યાસીઓ તમને મળી આવે. જવાલાપુરમાં કશી લાંબી મુસાફરી કર્યા વગર આખા હિંદુસ્તાનની વાતો કરનારા પંડાઓ તમને મળે. ફરક એટલો જ કે, સંન્યાસીઓ તમારી સાથે નિરપેક્ષ વૃત્તિથી વાતો કરે, જ્યારે પંડાઓ તમે માલદાર હો તો જ તમારી સાથે વાતો કરે. છતાં એમની વાતમાં માલ હોય જ છે એમ માનવાનું કશું કારણ નથી.

સાંજે તડકો ઓછો થાય એટલે ગંગાજીને કાંઠે ઘાટ ઉપર હજારો ને લાખો યાત્રાળુઓ ભેગા થાય છે. મુંબઈમાં જેમ ચોપાટી પર ભીડ થાય છે તેમ હરદ્વારમાં 'હરિકી પાયરી' પાસે લોકોની ભીડ થાય છે. ઠેકઠેકાણે 'સાધુસંત' અને ધર્મપ્રચારકો વ્યાખ્યાન આપે છે, ભજનકીર્તન કરે છે. ફેરીવાળાઓ વેપાર કરે છે

---

* ગોકર્ણમહાબળેશ્વર એ હિંદુસ્તાનના પશ્ચિમ કિનારા પર કારવારની દક્ષિણે એક પ્રખ્યાત તીર્થસ્થાન છે. મહાદેવ પાસેથી રાવણને મળેલા શિવલિંગની અહીંયાં સ્થાપના છે.

અને બૈરાંઓ માગણ સાધુ તરફથી થતી બધી હેરાનગતિ સહન કરીને પણ પોતાની પ્રસન્નતા જાળવી ગંગાના પ્રવાહમાં દીપદાન કરે છે.

દીપદાન એ મુગ્ધ સ્રીસંસારનું એક અનુપમ કાવ્ય છે. અસંખ્ય જીવો જીવન-સ્રોત ઉપર સુખદુઃખનાં મોજાં પર થઈને ભાગ્યના પવનની લહેર પ્રમાણે આમ-તેમ નાસતા જાય છે. કેટલાક શરૂઆતમાં જ ડૂબી જાય છે, કેટલાક કશો અનુભવ મેળવ્યા વગર સામે કાંઠે પહોંચી જાય છે, કેટલાક બબ્બેની જોડી થઈ જાય છે, કેટલાક પોતાની નાનકડી હોડી જ બાળી નાખે છે અને આ રીતે બે ક્ષણની દીપ્તિ બતાવી લુપ્ત થઈ જાય છે. કેટલાક પોતાના સૌમ્ય તેજની આસપાસ અમુક સ્નેહનો સંગ્રહ રાખી ખૂબ દૂર સુધી સહીસલામત જાય છે અને બીજાઓને દિશા-દર્શક થઈ પડે છે. દીપદાન એ આનું જ એક પ્રતીક છે. એક તરફથી અસંખ્ય દીપોની વિશૃંખલ હાર ભાગ્યસ્રોતમાં તણાતી જાય છે, અને બીજી તરફ મંદિરોમાં અસંખ્ય ઘંટાઓનો તાલબદ્ધ રણકાર હવા પર થઈને અનંતના ઉદરમાં પ્રવેશ કરે છે, અને ગંગામૈયા એકબીજા સાથે લડી લડીને લીસા, સુરૂપ અને અહિંસક બનેલા કંકર સાથે રમતી રમતી અને હસતી આ બધું સાંભળે છે. કેવું કાવ્યમય દૃશ્ય! આકાશમાં તારાઓ પણ ક્ષણ વાર સ્તબ્ધ બની આ બધું નિહાળે છે. પોતાનું સનાતન સંગીત થંભાવી રાખી તારાઓ ઘંટાનાદ સાંભળતા હશે અને પોતાનું દિવ્ય નર્તન થોભાવી દીપમાલાની શોભા નિહાળતા હશે. ગંગામૈયા પોતાના કલરવથી કહેતી હશે કે, 'હિંદુસ્તાનમાં આવેલાં દેશદેશાંતરનાં સંતાનો મારા પ્રિય કંકરોની પેઠે સહિષ્ણુ અને અહિંસક બની એકત્ર રહેશે એમ સાબિત કરનાર હું ભારતની સંસ્કૃતિ છું.'

ચંદ્રમા અસ્ત થયો અને અમે ગંગાજીને કાંઠે કાંઠે ચાલતા કનખલ આવી પહોંચ્યા. રસ્તામાં ઘાસની સાદડીનાં બનાવેલાં કેટલાંયે ઝૂંપડાં અમે જોયાં. ઝૂંપડાંની રચના, એની સાદાઈ, એની સુંદરતા અને ટાપટીપ જોઈ હું ખુશ થયો. સાધુ-ઓમાં મકાનો વિશેની અભિરુચિ ઊંચા દરજ્જાની હોય છે અને પોતાનાં ઝૂંપડાં-ની આસપાસની સ્વચ્છતા પણ તેઓ બહુ જ ચીવટપૂર્વક જાળવે છે. આધુનિક સૂગ છોડી દઈ તમે તેમની સાથે ભળો તો તેમનામાં કેટલીયે ખાનદાની, બહુશ્રુતતા, તિતિક્ષા તમે જોઈ શકો. સાધુઓમાં જેમ એક ખોટો ખ્યાલ રહે છે કે, હૅટસ્ટૉકિંગ અને ચશ્માં પહેરનાર લોકો નાસ્તિક અને ધર્મભ્રષ્ટ હોય છે, તેમ સુધરેલા લોકોને પણ લાગે છે કે, દરેક ભગવી કંથાની નીચે એક નવરો, ધૂર્ત અને આળસુ પાખંડી હોય છે. બાહ્ય આકારની પૂજા જેમ અજ્ઞાન સૂચવે છે, તેમ બાહ્ય આકાર પરથી કેળવેલો તિરસ્કાર પણ તેટલું જ અજ્ઞાન સૂચવે છે.

હરદ્વારમાં પણ અંગ્રેજી બોલી શકનાર સાધુઓની પ્રતિષ્ઠા વધારે છે એમ જોઈ મને ખોટું નો લાગ્યું જ. પણ અમને અંગ્રેજી બોલનાર સાધુઓ કરતાં અમારો બોજો ઊંચકનાર કુલીની જ ગિના વધારે હતી, તેથી કનખલથી બીજે દિવસે સવારે તેની શોધ્રી કરવા અમે ભીમગોડ તરફ ગયા.

## ૨૧. પ્રસ્થાન

હરદ્વારથી ગંગાના કાંઠે કાંઠે ગંગોત્રીની શોધમાં પહેલવહેલો યાત્રી ક્યારે નીકળ્યો હશે, તેનો ઇતિહાસ આપણને મળી શકે ખરો? ગંગોત્રી, જમનોત્રી, કેદાર, બદરી, અમરનાથ, ખોજરનાથ, માનસ સરોવર, રાકસતાલ, અમરકંટક, મહાબળેશ્વર, ત્ર્યંબક બધાં તીર્થો નદીનું મૂળ શોધવાની નૈસર્ગિક જિજ્ઞાસાનાં પરિણામ છે એમ હું માનું છું. ઉત્તર ધ્રુવ તરફ રહેતી આર્ય પ્રજા જેમ ઉષ્ણતા આપનાર સૂરજ ક્યાંથી ઊગે છે અને ક્યાં આથમે છે એમ શોધવા માટે બહાર નીકળી અને ચારે ખંડો પર પ્રસરી, તેમ હિંદુસ્તાનનાં સંતાનો પોતાનાં ઢોરને લઈને કે એકલાં નદીનું મૂળ શોધતાં શોધતાં ફરતાં હોય એમાં નવાઈ નથી.

યાત્રાનો ઉદ્દેશ ધાર્મિક હોવા ઉપરાંત લશ્કરી પણ હોઈ શકે છે એમ એક વાર હું કહી ચૂક્યો છું. લશ્કરી દૃષ્ટિએ આસપાસના પ્રદેશનું રક્ષણ કરવાને સમર્થ એવું એક ઊંચું સ્થાન અથવા સંખ્યાબંધ લોકોના કોઈ ઉપયોગમાં આવે એવું જળાશય લાયક કે નાલાયક રાજાના હાથમાં રહેવા કરતાં ધર્મચુસ્ત પ્રજાની શ્રદ્ધાનું કેન્દ્ર બની જાય તો સલામતી વધારે, એમ આપણા આદ્યપુરુષોને લાગ્યું હશે અને धर्मो रक्षति रक्षितः એ સૂત્રનું ત્યાં પ્રત્યક્ષ પ્રમાણ મળી જતું હશે. કેદાર અને બદરી એટલે તિબ્બત સાથેના વેપારનો નેતિઘાટવાળો રસ્તો. આ રસ્તો વરસમાં આઠ-નવ મહિના તો બરફથી ઢંકાયેલો હોવાથી બંધ જ હોય છે અને ફક્ત ચોમાસાના દિવસોમાં ખુલ્લો હોય છે. તે જ દિવસોમાં શાંતિમય વેપાર કે અશાંતિ-મય ચડાઈ થઈ શકે છે. આ ચાર મહિનામાં જ જો હજારો યાત્રાળુઓ તે રસ્તે આવ-જા કરે તો તે રસ્તાનું સ્વાભાવિક રીતે રક્ષણ પણ થાય અને વેપાર પણ સહેલાઈથી વધે. કૈલાસ અને માનસ સરોવરનું પણ એમ જ છે. લેપુઘાટ અને ઊંટાધુરાઘાટ આપણને માનસ સરોવર અને રાકસતાલ વચ્ચે થઈને ગ્યાનિમા અને ગડતોક જેવાં તિબ્બતી વેપારનાં મથક તરફ લઈ જાય છે. માનસ સરોવર અને કૈલાસ જનાર માણસ ત્યાં જ કૈલાસવાસી ન થાય તો જરૂર યાત્રાના પુણ્ય સાથે તિબ્બતના અમૂલ્ય ગાલીચાઓ અને બીજી વસ્તુઓ લઈ આવવાનો.

કોયડા સાથે તેનો જવાબ પણ આપેલો હોય તો જેમ પ્રયત્નનો આનંદ જતો રહે છે તેમ જ આજે યાત્રાઓનું થયું છે. આજે હિમાલયની યાત્રાઓમાં પણ યાત્રાના રસ્તાઓ ઘણે ભાગે સહેલા થઈ ગયા છે. જૂના વખતમાં ગંગોત્રી કે બદરીનારાયણની યાત્રા કરનાર લોકો પોતાની માલમતા પોતાનાં દીકરા-દીકરીને વહેંચી નાખતા, બધાં સગાંવહાલાંને મળી આવી વિદાય લેતા, અને લડવા જનાર સિપાહીની પેઠે મોતનું તેડું સ્વીકારીને જ પ્રસ્થાન કરતા. એમને મોત ન

આવે તો એ વાંક એમનો નહીં; એ તો મોતની બેદરકારી કહેવાય. આજે બદરીનારાયણમાં પણ યાત્રાના દિવસોમાં તાર મોકલી શકાય છે અને મનીઑર્ડરથી પૈસા મંગાવી શકાય છે. ગંગોત્રી-જમનોત્રી તરફ આટલી સગવડ નથી એટલે ત્યાં હજી પુણ્યાંશ બાકી રહ્યો છે.

*　　　　*　　　　*

ભીમગોડથી સહેજ આગળ ગયા પછી અમને કુલીઓનું સ્થાન જડયું. અમારે એક જ કુલી જોઈતો હતો, પણ અમને બે ભાઈ મળ્યા. તેમણે કહ્યું, 'તમારો બોજો તો એક કુલી જેટલો જ છે, પણ અમે બે જણ તે ઉપાડીશું. તમે અમને એક જણની જ મજૂરી આપો એટલે પત્યું.' તેઓ અમારી ભાષા જાણતા નહોતા એટલે સ્વામીએ મરાઠીમાં કહ્યું, 'કાકા, ઠીક છે. આ જ લોકોને આપણે રાખીશું. આપણને એકને બદલે બે કુલીઓ મળે છે. રસ્તામાં બંનેને સારી પેઠે ખવડાવીશું એટલે પ્રાણીઓ ખુશ રહેશે. આપણે દરેક મુકામને દિવસે એમને ખીચડી ખવડાવીશું. આ લોકોને ખીચડી તો શીરાપૂરી કરતાં પણ વધારે રાજવિલાસી ભોજન લાગે છે.' અમે અમારો બોજો કૈરાસિંગ અને બાદરુને માથે ચડાવ્યો અને પોતાનું ભાગ્ય સાથે લઈને ચાલ્યા. चराति चरतो भगः।

## ૨૨. હૃષીકેશને રસ્તે

જંગલમાં કોઈ નાગણ જાય તેમ ડાબી બાજુ પર ઘીચ ઝાડીમાં થઈને રેલવે ડેહરાદૂન તરફ જતી હતી. જ્યાં સુધી આ રેલવે લાઇન દેખાતી હતી ત્યાં સુધી આપણે પવિત્ર યાત્રા કરવા ઊપડયા છીએ એવો ભાવ મનમાં કેમે કર્યો આવે નહીં, પણ અમારા રસ્તાએ થોડા જ વખતમાં રેલવે લાઇન સાથે અસહકાર કર્યો અને એક સુંદર પુલ ઉપર થઈને તે જંગલમાં ઘૂસ્યો. અમને નીકળતાં સહેજ મોડું તો થયું હતું. એટલે સત્યનારાયણ પહોંચતાં પહેલાં લગભગ બપોર થઈ ગયા હતા.

અહીંનું મંદિર સારું છે. મંદિરની અંદર લક્ષ્મીનારાયણની આરસપહાણની મૂર્તિઓ પ્રેમભાવ ઉપજાવે એવી આકર્ષક છે. ગોરમહારાજ દક્ષિણાની આશાએ અમારી તરફ તાકીને જોતા હતા. શું લક્ષ્મીપતિ સત્યનારાયણના કરતાં અમારાં વદનસરોજ વધારે આકર્ષક હતાં? બિલકુલ નહીં; પણ મંદિરમાં ઊભી રહેલી આરસપહાણની લક્ષ્મી કરતાં અમારા ગજવામાં રહેલી રૌપ્ય લક્ષ્મી એને વધારે આકર્ષક હતી. અમે કૂવા પર જઈ હાથપગ ધોઈ લીધા અને મંદિરમાં જરા આરામ કરવા જઈ બેઠા. ત્યાં ચિરપરિચિત ગાયન સ્ફુર્યું:

आजिचा सुदीन रे सुदीन
आमुचा उदयला भाग्याचा

आमुचा उदयला भाग्याचा
आमुचा उदयला भाग्याचा
लक्ष्मीनारायण पाहिला
दयाघन देव वैकुंठिचा
दयाघन देव वैकुंठिचा
दयाघन देव वैकुंठिचा

લોકગીતના રાગમાં તાર સ્વરમાં ગાનાર મારા જેવા સંગીતશત્રુનો સાદ સાંભળી કેટલાક લોકો ત્યાં ભેગા થયા. મારો તાર તૂટયો અને લજ્જાથી સહેજ ફજેત થયેલું મોં લઈ બહાર નીકળ્યો.

ત્યાંથી જરાક આગળ ગયા ત્યાં એક નાનકડું ઝરણું વહેતું હતું અને આસ-પાસની ઝાડીમાં કેટલાક લોકો પાકક્રિયા સિદ્ધ કરતા હતા. અમે પણ એક પાકાનુકૂલ સ્થાન શોધી કાઢ્યું અને ચુલ્લિકાની ઉપાસના શરૂ કરી. રાંધવાનો ઈજારો બુવાએ લીધેલો, કેમ કે તેઓ સ્વયંપાકી હતા અને તેમાં વળી દક્ષિણી દેશસ્થ બ્રાહ્મણ—સ્વામીના કે મારા હાથનું તેમને ચાલે નહીં. એટલે અમને હંમેશને માટે એક ભારે રાહત મળી ગઈ હતી. સ્વામી લાકડાંપાણીની વ્યવસ્થા કરે, હું ચૂલો સળગાવી તૈયારી કરી આપું; જરૂર પડયે બજાર કરવાનું કામ પણ સ્વામીનું જ. દરેક મુકામે સામાન છોડવો અને ફરી બાંધવો એ કૌશલ્યમાં હું સૌથી પ્રવીણ (એમાં પણ કૌશલ્ય હોય છે). અને બુવા રાંધે ત્યાં સુધી અમે બંને બુવાને કંઈક કંઈક સરસ વાંચી સંભળાવીએ.

સ્વામી પાસે થૉરોના નિબંધો હતા તેમાંથી આજે સ્વામીએ નૈસર્ગિક માણસનું વર્ણન વાચન માટે પસંદ કર્યું હતું. મારી એક હાથ પહોળી ઘાસની ચટાઈ લઈ પથરા ઉપર પાથરી સ્વામી તેના પર વિરાજમાન થયા. ઘાસની ચટાઈ જંગલના પથરા ઉપર શું ટકી શકે? સ્વામીને નૈસર્ગિક માણસ બની મારી વહાલી ચટાઈ પ્રત્યે ક્રૂરતા બતાવતા જોઈ હું ચિડાયો. મેં તેમને ઊઠવાનું કહ્યું. પણ જે સ્વામી હોય તે શું કહ્યું માને? હું સારી પેઠે ચિડાયો હતો. મેં તેમનો પગ પકડી ખેંચવા-નો વિચાર કર્યો. એટલામાં એક ગાંડા જેવો માણસ અમારી પાસે આવ્યો, એણે પાસેના ઝરણાનું પાણી લઈ અમારા પગ પખાળ્યા અને 'अद्य मे सफलं जन्म अद्य मे सफलाः क्रियाः' બોલવા લાગ્યો. સ્વામીએ એને કંઈક આપી વિદાય કર્યો અને અમે જમવા બેઠા. બુવા પીરસે ત્યારે માની પેઠે હેતથી પીરસે. અમે ખાધું, સહેજ આરામ કર્યો અને આગળ ચાલ્યા.

રસ્તામાં કેશરસિંગે અમને ગંભીરતાથી કહ્યું, 'આ વેગે ચાલશો તો અમને પાલવશે નહીં. આમ તો ચાર મહિનેય મુસાફરી પૂરી ન થાય. મજૂરીના બધા પૈસા ખાધા ખાતે જ ખરચ થઈ જાય. પછી અમે ઘેર વરસની કમાણી શી લઈ જઈએ?' બિચારો ક્યાં જાણતો હતો કે થોડા જ દિવસમાં અમારી ગતિ એટલી

બધી વધવાની હતી કે અમારી પાછળ દોડતાં દોડતાં એમનો દમ નીકળી જાય. સાંજ પડચે અમે હૃષીકેશમાં બાબા કાલીકમલીવાલાની ધર્મશાળામાં આવી પહોંચ્યા.

## ૨૩. સાધુઓનું પિયર

કોઈ નિરાશ થયેલા વેપારીને આશીર્વાદ અને ઉત્સાહ આપી એક સંન્યાસીએ ધંધામાં પાછો વાળ્યો. વેપારીનું ધંધામાં ભાગ્ય ખૂલ્યું. સંન્યાસીએ વેપારીની કૃતજ્ઞતાની ભેટ સ્વીકારવાની ના પાડી અને કહ્યું, 'તારે પૈસા ખરચવા હોય તો હિમાલયના યાત્રીઓનું દુ:ખ દૂર કરી એમની બધી સગવડ કરી આપવામાં ભલે ખરચ.' વેપારીએ હૃષીકેશથી બદરીનારાયણ સુધી યાત્રાળુઓ માટે મોટી સગવડો ઊભી કરી; સંન્યાસીએ એની દેખરેખ પોતાને માથે રાખી. સંન્યાસી જાતે એટલા વિરક્ત કે પોતાની દેખરેખ તળેના કોઈ પણ અન્નછત્રમાં જમે તે પહેલાં અમુક ઘડા પાણી આણીને છત્રના હોજમાં રેડયા વગર રહે નહીં. એ સંન્યાસીએ 'પક્ષપાતરહિત અનુભવપ્રકાશ' કરીને એક ગ્રંથ પણ લખ્યો છે. સંન્યાસીની કફની કાળા કામળાની બનાવેલી હતી, તેથી એમનું નામ 'બાબા કાલીકમલીવાલે' પડયું હતું.

સાંજે અમે હૃષીકેશ પહોંચ્યા તે આ કાલીકમલીવાલાની ધર્મશાળામાં જ. મહારાષ્ટ્રમાં પણ ધર્મશાળાઓ હોય છે. પણ ત્યાં મકાન સાચવવા ઉપરાંત રખેવાળને ઝાઝું કામ નથી હોતું. પંજાબ તરફ ધર્મશાળા એ સંસ્થા જ જુદી છે. શીખ લોકોના ગ્રંથસાહેબ જ્યાં રખાય છે ને વંચાય છે તે સ્થાનને ત્યાં 'ધર્મશાળા' કહે છે. અસલ એ જ અર્થ બરાબર છે. એવાં ગુરુદ્વારા અથવા ધર્મશાળામાં યાત્રાળુ અને અતિથિ આવી સુખેથી રહી શકે છે. ધર્મશાળાના સાધુઓ અને વ્યવસ્થાપકો એમની સગવડ તરફ ખાસ ધ્યાન આપે છે.

આ આતિથ્યનું પ્રમાણ આપણે ધારીએ અથવા ઇચ્છીએ એના કરતાં વધારે હોવાથી પહેલે અનુભવે હું ઠીક ઠીક મૂંઝાયો. અમે ધર્મશાળામાં ગયા કે તરત જાણે નોતરેલા મહેમાનો હોઈએ તેમ અમારું સ્વાગત પ્રસન્ન વદને થયું. જમણી બાજુ મેડા પર અમને એક ઓરડી આપવામાં આવી. એક માણસ ત્યાં આવી દીવો કરી ગયો. બીજો આવીને પૂછે, 'શાં શાં વાસણ જોઈએ છે?' અમારી લેવાની તૈયારી હોત તો અમને સીધું પણ આપત. આવા સ્વાગતને માટે તૈયાર નહીં હોવાથી હું મૂંઝાઈને એક ખૂણામાં બેસી ગયો. સ્વામીને અજાણ્યા સમાજમાં ભળતાં સરસ આવડે છે. બુવાને અને મને હિંદી આવડે નહીં એ અમારી અગવડ હતી. એટલે ફરવા ચરવાનું કામ સહેજે સ્વામીનું હતું. એ જ અમારા મુખી બન્યા. આખી યાત્રામાં એમણે એ ભાગ યોગ્યતાપૂર્વક ભજવ્યો. કોક કોક વાર તેમના ઉત્સાહને

લીધે અમારે ખમવું પડતું. પણ સરવાળે એમની આગેવાનીથી અમારી સગવડ અને શાંતિ ખૂબ જળવાતી.

બુવાએ રાંધ્યું. લાકડાના ધુમાડાએ સાસુપણું ઠીક ઠીક ભજવેલું હોવાથી મૂક વહુની પેઠે બુવાએ પુષ્કળ રડી લીધું હતું. અમે ત્રણેયે ખાધું. જ્યારે મુખ્ય વ્યવસ્થાપક સંન્યાસી કુશળપ્રશ્ન અને અમારી હાજતો પૂછવા આવ્યા ત્યારે એના જવાબ આપવાને સ્વામીને મુખત્યારપત્ર આપી હું નિરાંતે સૂઈ ગયો. ધર્મશાળામાં એટલા બધા યાત્રીઓ ભેગા થયા હતા કે ત્રીજા વર્ગના મુસાફરખાના જેટલી જ ત્યાં ધમાલ હતી. એટલે આસપાસ ફરવાનું કે નિરીક્ષણ કરવાનું જરાસરખું મન ન થયું.

સવારે ઊઠતાંવેંત સ્વામીએ રાત્રે મેળવેલી કેટલીય હકીકત અમારી આગળ પીરસી. અહીં આટલી આટલી ધર્મશાળા છે, આટલાં અન્નછત્રો છે; પાસે જ ઝાડી કરીને બોરવન છે, એમાં સાધુઓ ઝૂંપડીઓ બાંધીને રહે છે; પંજાબી ધર્મ-શાળાની આવક ઘણી છે, વગેરે બધું કહ્યું. ઊઠીને શૌચ જઈ આવ્યા ત્યાં તો હાથપગ ધોવા પાણી આપનાર પણ એક માણસ તૈયાર. યાત્રીઓ માટે આટલી આગતાસ્વાગતા સારી નથી એમ તે વખતે મનમાં થયેલું તે આજે પણ કાયમ છે.

આપણાં કાવ્યોમાં, પુરાણોમાં અથવા આજકાલની નવલકથાઓમાં શૌચવિધિનો ઉલ્લેખ કોઈ ઠેકાણે આવતો જ નથી. સ્મૃતિવચનો બહાર જાણે એ વસ્તુને સ્થાન જ નથી. આ ધર્મશાળાની આસપાસ પણ એ આવશ્યક વિધિ માટે કોઈ ખાસ જગા કે સગવડ હતી નહીં. બાકીની બધી સગવડો જોઈએ તે કરતાં વધારે, પણ આ કુદરતી હાજત તો કુદરત પર જ છોડી દીધેલી! એટલે મેં મનમાં વિચાર કર્યો, હું જો સંન્યાસી થાઉં અને મારા આશીર્વાદથી જો કોઈ નિરાશ વેપારી કરોડપતિ થાય તો એને પુણ્યના માર્ગ તરીકે હું એમ જ સૂચવું કે, 'એકે નવી ધર્મ-શાળા ન બાંધતો, હિંદુસ્તાનમાં જ્યાં જ્યાં ધર્મશાળાઓ હોય ત્યાં ત્યાં શૌચવિધિ માટે આદર્શ સ્થાનો બાંધજે. આમ કરવાથી તું તો સ્વર્ગે જઈશ જ, પણ આ દેશના લાખો યાત્રાળુઓને સવારના નરકમાંથી બચાવીશ.' મને બનારસના ત્રૈલિંગ સ્વામીનું સ્મરણ થયું.

હૃષીકેશની ભૂમિ પર રામચંદ્રજીના ભાઈ ભરતની માલિકી જણાય છે. સાધુ-ઓને ઝૂંપડી બાંધવી હોય તો તે ભરતમંદિરના વ્યવસ્થાપકોની પરવાનગી લેવી પડે છે. ભરતજીનું દર્શન કરી અમે માર્ગે સિધાવ્યા.

કોઈ પણ સ્થળે અનેક વાર ગયા હોઈએ તો પ્રથમ દર્શનનું કૌમાર્ય નષ્ટ થાય છે. પણ કાલીકમલીવાલાની ધર્મશાળામાં ત્યાર પછી અનેક વાર હું ગયો છું છતાં પહેલા દિવસનું સ્મરણ આજે એટલું ને એટલું તાજું અને નવીન છે.

એક તરફ પહાડની ઝાડી અને બીજી તરફ ગંગાજીનું પુલિન એવી શોભા નિહાળતા નિહાળતા અમે ચાલ્યા. ત્યાં ડાબી બાજુ ધનરાજગિરિની કોઠી આવી. આનું પાડેલું નામ 'કૈલાસકીર્તિ આશ્રમ' છે, પણ તે ધનરાજગિરિની કોઠી તરીકે જ ઓળખાય છે. [illegible]

એનો પૂરતો ખ્યાલ આવી જાય. અત્યંત પ્રાચીન કાળથી સંન્યાસીઓએ આ ગંગાતટ ધ્યાન-અધ્યયન માટે પસંદ કર્યો છે. અહીં અન્નછત્રો સ્થપાયાં તે પહેલાં સાધુઓ સવારની સાધના પૂરી કરી ૧૧ માઈલ ચાલીને ભિક્ષા માટે હરદ્વાર જતા. અને ત્યાંથી એટલા જ માઈલ પાછા આવી ફરી પોતાની ગુહામાં પ્રવેશ કરતા. એમની હાડમારી જોઈ હૃષીકેશમાં અન્નછત્ર સ્થપાયું. અને અહીંથી શાકરોટલી વગેરે ઝાડીમાં ફરીને સાધુઓને પહોંચાડવામાં આવતું. પછી તો સાધુઓ જ અન્નછત્રમાં આવીને ભિક્ષા લઈ જાય એવી ગોઠવણ થઈ. કેટલાંક અન્નછત્રમાં અમુક પ્રમાણમાં જ ખોરાક અપાય છે. જ્યારે કેટલાંકમાં સાધુઓ માગે તેટલો. સાધુઓ માંદા કે બંગાળી હોય તો તેમને ભાત મળે છે. પેટડા સાધુઓ બેમાંથી એક વર્ગમાં ઘૂસી ભાત મેળવે છે, બીજા અન્નછત્રમાં જઈને દાળરોટલી મેળવે છે, અને ગંગાને કિનારે બેસી એ આરોગે છે. રોટલીની કિનારનો હક તો ગંગાનાં માછલાંનો.

હૃષીકેશની ઝાડીમાં સાધુઓ સુંદર ઝૂંપડાં બાંધે છે. જંગલમાંથી ઘાસ આણે, એમાંથી થોડાનાં દોરડાં બનાવે. લાકડાં માટે તો દૂર જવું પડતું જ નથી. ગંગાજીમાં કેટલાંયે લાકડાં સાફ થયેલાં તણાઈ આવે છે. એમને જ વેઠે પકડે એટલે કામ સર્યું. એક દિવસમાં એક ઝૂંપડું તૈયાર. દસવીસ ઝૂંપડાં વચ્ચે એક વ્યાખ્યાનમંડપ પણ બાંધેલો હોય. એમાં કોઈ વિદ્વાન આચાર્ય બેસીને રોજ સાંજે પ્રસ્થાનત્રયીનું વિવરણ ચલાવે, અને નાનામોટા સાધુઓનું જૂથ 'બ્રહ્મ સત્યં જગન્મિથ્યા'નો સિદ્ધાંત અનેક રીતે સમજી લે. અહીં બધું ચર્વિતચર્વણ જ ચાલે છે એમ નથી. નવી નવી શંકાઓ ઊઠે તેના જવાબમાં નવી નવી દલીલો થાય. કેટલાક અર્ધદગ્ધોનો પાશ્ચાત્ય વિચારોનો કઢંગો સમન્વય કરવાનો પણ અહીં પ્રયત્ન ચાલે. કુંભનો મેળો આવે ત્યારે આવા નવા ઉમેરાનો વિનિમય થાય અને શાસ્ત્રાર્થમાં રસ વધે. આ રીતે આપણા સાધુઓએ આપણું અધ્યાત્મશાસ્ત્ર જીવતું, જાગતું અને ગાજતું રાખ્યું છે.

કહે છે કે, ઔરંગઝેબ એક વાર આ અધ્યાત્મના વિદ્યાપીઠ પર કટક લઈને આવ્યો. સાધુઓએ પોતાનાં ઝૂંપડાં બાળી નાખ્યાં અને તેઓ જંગલ, ગામડાંમાં વેરાઈ ગયા. સૈનિકો એમની પાછળ ક્યાં સુધી દોડે? ઔરંગઝેબ ફજેત થઈને પાછો ગયો. અને ત્રણ જ દિવસમાં એ વિદ્યાપીઠ પહેલાં હતી તેવી જામી. જેઓ અપરિગ્રહવ્રત પાળે તેઓ પરતંત્ર કે પરાસ્ત શી રીતે થાય!

અહીંથી આગળ જતાં રામાશ્રમ આવ્યો. આ નાનકડી સંસ્થા સ્વામી રામતીર્થના સ્મરણમાં આગ્રાના લાલા બૈજનાથે ઊભી કરી છે અને એમાં એમણે પોતાની એક નાનકડી લાઈબ્રેરી રાખી છે. લાલા બૈજનાથ હિંદ ધર્મના ઊંડા અભ્યાસી. 'પ્રાચીન અને અર્વાચીન હિંદુ ધર્મ' એ એમની અંગ્રેજી ચોપડી મેં વાંચેલી. લાલાજી આશ્રમમાં છે એમ ખબર પડતાં એમને મળવાનું મન થઈ આવ્યું. એમની સાથેની વાત પરથી મારા પર એવી છાપ પડી કે, રામતીર્થના આ ભક્તના મનમાં કાંઈક એવો ખ્યાલ છે કે રામતીર્થના ઘડતરમાં પોતાનો પણ

કંઈક હાથ અથવા ફાળો છે. અને એ વાત સાચી પણ હોય. એમણે અમને જમવાનું આમંત્રણ આપ્યું. અમે જમ્યા. એમને ગમે કે ન ગમે એનો વિચાર કર્યા વગર એમના દીવાનખાનામાં થોડુંક સૂઈ ગયા. પછી વાતો કરી. અને આગળ ચાલ્યા.

આજકાલના સાધુઓ શાસ્ત્રાધ્યયન કરતા નથી, જીવનની નવરાશ વેડફી નાખે છે; એમને કેળવીએ તો ધર્મની ભારે સેવા થાય, દેશનો સર્વાંગીણ ઉદ્ધાર થાય, એ જાતની ધૂન લાલાજીના મનમાં હતી. એટલે ભણેલા વિરક્ત યુવાનોનો સંગ્રહ કરી આવા આશ્રમોમાં નવા નવા સ્વામી રામતીર્થો ઘડી કાઢવા એ તલસતા હતા. અમારા તરફ કંઈક લોભી નજરે એ જોતા હતા એ વાત મારાથી છૂપી ન રહી, પણ અમે કોઈ ઠેકાણે થોભવા આવ્યા ન હતા. અમે તો ચાલવાની ધૂનમાં હતા. ઘણાં વરસ પછી એ જ લાલા બૈજનાથને હું આગ્રામાં મળેલો. ત્યારે પણ મને એમણે અકબરની પ્રખ્યાત કબરને રસ્તે યમુનાકિનારે પોતે એક નિવૃત્તિસ્થાન બાંધ્યું છે તે બતાવી ત્યાં નિવાસ કરવાને લલચાવ્યો હતો. એ નિવાસસ્થાનની રચના બહુ મજાની હતી. એક ટેકરાને માથે એક ઓરડી બાંધેલી. એ પુસ્તકાલય તરીકે કામ આવવાની હતી. એ ઓરડી તળે ટેકરાના પેટમાં બીજી ઓરડી હતી. એ ઓરડીમાં યમુના પરથી આવતો ઠંડો પવન હંમેશાં મળતો. પ્રકાશ પણ એ જ રસ્તે આવતો. આ ઓરડી ધ્યાન માટે હતી. પાસે જ એક રસોઈયાની ઓરડી થવાની હતી. આ સ્થાનમાં રહી સંસ્કૃત અને અંગ્રેજી ધર્મગ્રંથોનું ઊંડું અધ્યયન કરવું અને દેશપરદેશમાં ધર્મનો પ્રચાર કરવો એ એમની સૂચના હતી.

અમે રામાશ્રમમાંથી બહાર નીકળ્યા ત્યાં તો જમણી બાજુ ખડક તળે વહેતી ગંગાને કિનારે વાંસનો તરાપો બનાવતા સુતારને મેં જોયા. મને તરત રાતની હાડમારીનું સ્મરણ થયું. એક સુતાર પાસે જઈને મેં કહ્યું, 'ભલા માણસ, આ વાંસમાંથી એક વેંતની ભૂંગળી મને ન આપે?' એણે બે આપી. અને બુવાને ચૂલો સળગાવવાની ભારે સગવડ થઈ. આ વેણુધમનીએ આખી મુસાફરીમાં ઇંધન પ્રદીપ્ત કરવાનું અમારું કામ કર્યું. આખરે બુવાની ગફલતથી એ અર્ધી બળી ગઈ. અને બાકીની કોઈના પગ તળે આવી ભાંગી ગઈ. બીજી ભૂંગળીનું શું થયું એ યાદ નથી. આવી વાંસની ભૂંગળી સાથે રાખવાનું મને સૂઝયું એટલે બુવા અને સ્વામી આગળ મારી સૂઝશક્તિની પ્રતિષ્ઠા ઠીક ઠીક જામી. અને અત્યાર સુધી એમાં ઉમેરો જ થતો ગયો છે.

અહીંથી અમે લક્ષ્મણઝૂલા પહોંચ્યા. હૃષીકેશથી લક્ષ્મણઝૂલા સુધી રામ, ભરત, શત્રુઘ્ન અને લક્ષ્મણ એ પ્રમાણે ચાર મંદિરો છે. રામમંદિરની આસપાસ બજાર છે અને સામે નાનોસરખો ત્રિવેણીસંગમ છે. ભરત તો, ઉપર કહ્યું તેમ, અહીંની બધી ભૂમિનો માલિક છે. શત્રુઘ્ન આગળ ટેહરી દરબાર તરફથી યાત્રીઓ અને મજૂરો વચ્ચે કરાર લખાય છે. અને લક્ષ્મણ તો ગંગા પાર કરનાર યાત્રાળુઓ પર નજર રાખે છે.

કુલી સાથેનો કરાર એ મહત્ત્વની વસ્તુ છે. ટેહરી રાજ્યમાં કેળવણીનો બહોળો પ્રચાર છે જ નહીં. આ જંગલી કુલીઓ યાત્રાળુઓનાં જાનમાલ અક્ષરશઃ માથે ચડાવી ભયાનક અરણ્યમાંથી પસાર થાય છે. તેમના પર રાજ્યનો અંકુશ જરૂરનો છે. અને ધૂર્ત દુનિયામાંથી આવનાર અને પાપના પ્રાયશ્ચિત્ત માટે યાત્રા કરવા છતાં પોતાની ટેવ ન છોડનાર યાત્રાળુઓ બિચારા મજૂરોને ન જ ઠગે એની પણ ખાતરી નથી. એટલે મજૂરો કરાર વગર એક ડગલું પણ ન ચાલે. ગંગોત્રી અને જમનોત્રી તથા કેદાર બદરી એ ચાર સ્થાનોની યાત્રા કરી યાત્રાળુઓ રામનગર, આલમોડા કે કાઠગોદામ પહોંચે છે. પણ મજૂરો ત્યાં સુધી નથી જતા, ટેહરી રાજ્યની હદ તો બદરીનારાયણથી પાછા જતાં મિલચોંડી અથવા ગણઈ કરીને સ્થાન છે ત્યાં આવે છે. એટલે ટેહરીના મજૂરો પરરાજ્યમાં ન્યાય ન મળે એ બીકે આગળ જતા નથી. મિલચોંડીમાં નવા મજૂરો કર્યે છૂટકો.

લક્ષ્મણઝૂલાનો હાલનો પુલ લોઢાની દોરડી અને સળિયાનો બનાવેલો ઝૂલતો છે. દાનશૂર શેઠ સૂરજમલે તે બંધાવ્યો, અને એના પર યાત્રીઓ પાસેથી કર લેવાય નહીં એવો નિયમ કર્યો. પહેલાં ગંગા ઓળંગવા માટે અહીં શીકાનો પુલ હતો. એક શીકા પરથી બીજા શીકા પર થઈને જતાં જાનનું જોખમ તો ખરું જ; પણ ઊંડાણમાં જોશભેર વહેતી ગંગા તરફ જોવાથી ચક્કર ખાઈને વગર જોખમે પણ માણસ નીચે પડી જાય. તાકીને પ્રવાહ તરફ જોવાથી એમ જ લાગે છે કે, પુલ મહાવેગે પ્રવાહની ઊલટી દિશામાં દોડે છે. ટ્રેનમાં બેઠાં ઝાડો દોડતાં દેખાય છે તેવી જાતની આ અસર છે. કલકત્તાના દાનશૂર શેઠે આ સલામતીવાળો પુલ બાંધી ભારે પુણ્ય મેળવ્યું એમાં શંકા નથી. પણ યાત્રાનું જોખમ ઘટવાની સાથે યાત્રીઓનું પુણ્ય પણ ઘટ્યું એ આપણે ભૂલી ન જઈએ. જ્યાં સુધી શીકાના પુલ પરથી જળસમાધિ મળવાની પૂરેપૂરી બીક હતી ત્યાં સુધી સામા કાંઠાના પ્રદેશનું સ્વર્ગાશ્રમ એ નામ અન્વર્થક હતું. હવે તો ધર્મરાજાનો જ નહીં પણ ગમે તે ગામઠી કૂતરો પણ એ પુલ પરથી સ્વર્ગે જઈ શકે છે.

લક્ષ્મણઝૂલા આગળ ગંગાની શોભા કંઈક અનેરી છે. સામસામા ઊંચા ખડક અને વચમાં સ્વચ્છ લીલું જળ બંધનમુક્ત થયાના આનંદથી દોડતું હોય અને આસપાસના ઊંચા પહાડ પરનાં નાનાંમોટાં વૃક્ષો એ દૃશ્ય જોતાં હોય, ત્યારે કોણ કોની શોભા વધારે છે એ કહેવું મુશ્કેલ થઈ જાય છે.

કેટલાંક સ્થાનોની અસર કંઈક અદ્‌ભુત હોય છે. જેટલી વાર લક્ષ્મણઝૂલાના પુલ પરથી પસાર થયો છું તેટલી વાર સૃષ્ટિ ચૈતન્યમય છે, અંતરાત્માએ જ આ જાતજાતના આકાર ધારણ કર્યા છે, અને જેમ હજારો ને લાખો વરસથી ગંગાનાં પાણી વહેતાં છતાં એનો અંત આવતો નથી, તેમ અંતરાત્માની વિભૂતિઓનો પણ અંત નથી, એ વિચાર મનમાં અચૂક આવ્યો છે. નદીનાં જળ અને તેમાં રમતાં માછલાં, ઝાડનાં પાંદડાં અને એમાં ગાતાં પક્ષીઓ, બીડનું ઘાસ અને એના પર ચરતાં પશુઓ, અને એ બધાનો દ્રોહ કરતાં છતાં પરમપિતાનો વારસો મેળવવાં

ઈચ્છનાર માણસ, બધાં એક જ છે; દ્રોહ અને પાપ એ માયા છે; અભેદ અને પ્રેમ એ સાચા છે; એ જાતના વિચારો, કોણ જાણે શાથી, પુલ પર જ્યારે જ્યારે પગ મૂકયો છે ત્યારે ત્યારે મનમાં આવ્યા છે, અને બુવા સાથે એની ચર્ચા કરી છે.

હિમાલયની બધી યાત્રા પૂરી કર્યા પછી આ ઝૂલાને પડખે જ સ્વર્ગાશ્રમમાં બુવા અને હું રહ્યા હતા. તે વખતે સાંભળ્યું કે અહીંથી નીચે બેએક માઈલ પર ઘણાં વરસ પહેલાં એક સાધુ રહેતો હતો અને 'સોહમ્'નો જાપ કરતો હતો. એક દિવસ ભૂખ્યા વાઘે એના પર તરાપ મારી તોયે એનું 'સોહમ્' તો ચાલતું જ હતું. સોહમ્ એટલે જ અભેદ. એ સાધુને મરણ વખતે પણ વાઘની બીક કે ક્રોધ ન મળે. એ જ સ્થાને અતિ પ્રાચીન કાળમાં આપણા ધાર્મિક ગ્રંથો લખાયાની દંતકથા પણ મેં સાંભળી હતી. પણ એ કથા ભગવાન વ્યાસ વિશે હતી કે આદ્ય શંકરાચાર્ય વિશે, તેનું અત્યારે સ્મરણ નથી.

આ સ્થાનમાં બોરડીનાં ઝાડ ખૂબ છે, અને નજીક જે ડાંગરનાં ખેતરો છે તે આસપાસના બધા મુલકમાં પ્રખ્યાત છે. તપોવનના 'બાસમતી ચાવલ'નો ભાત ખાવા અમીર અને ફકીર તો શું દેવ અને પિતરો પણ લલચાય.

## ૨૪. નવા નવા અનુભવો

મગજમાં મુસાફરીનાં ચિત્રો પાર વગરનાં પડયાં છે. પણ એ ચિત્રોની નીચે કે પાછળ સ્થળકાળ લખી રાખેલાં નથી. એટલે એનો ક્રમબદ્ધ ચિત્રસંગ્રહ (આલ-બમ) તૈયાર થતો નથી, અને બીક રહે છે કે એક સ્થળનું વર્ણન બીજા સ્થાન પર ચોડી દેવાય. એટલે જેટલું સ્પષ્ટ યાદ હોય તેટલાને જ વળગી રહેવું એ સારો ઉપાય છે. કલ્પનાના રંગ ગમે તેમ પુરાય, પણ મૂળ રેખાચિત્ર તો યથા-દૃષ્ટ હોય તો જ એ સાચું પ્રવાસવર્ણન ગણાય. સ્વામીની લેખમાળા વાંચું છું ત્યારે ભૂંસાઈ જતાં સ્મરણો તાજાં થવાને બદલે વધારે ગૂંચમાં પડે છે.

આ સ્થિતિ અનુભવતાં એક નવો જ વિચાર મનમાં આવ્યો કે, જે મુસાફરી અમે સાથે કરી તેનું વર્ણન વાંચીને પણ જો તે વખતનાં ચિત્રો નજર આગળ યથાર્થપણે ખડાં થતાં નથી, તો જેમણે એ મુસાફરી કરી નથી તેમને કોરા શબ્દનું વર્ણન આપીને કેટલોક ખ્યાલ આપી શકું? જો આખું વર્ણન શબ્દજાળ જ થઈ જાય, તો એમાંથી નીકળતો આનંદ સૃષ્ટિનો આનંદ નથી પણ શબ્દનો જ આનંદ છે. એ કાંઈ શુદ્ધ કે ઉચ્ચ આનંદ ન કહેવાય. કોઈને ગદબદિયાં કરીને હસાવીએ એના જેવી આ પ્રવૃત્તિ છે. એમાંથી સાચી વસ્તુ કેટલી મળવાની હતી?

પણ આવા વિચારો બોલનારને અને સાંભળનારને વિષણ્ણ કરે છે, વિરસ કરે છે. માટે ડાહ્યા માણસે આવા વિચારો પોતાની પાસે જ રાખવા જોઈએ. જેમ

ખાનગી દુઃખ જાહેરમાં રડાય નહીં, તેમ નિર્મોહ દશા પણ જાહેર કરાય નહીં. એટલે એ બધું અહીં છોડી દઈ આપણે પ્રવાસે ઊપડીએ.

લક્ષ્મણઝૂલા સુધી અમે સુધરેલી દુનિયામાં હતા. ઝૂલો ઓળંગ્યો, જમણી બાજુનો સ્વર્ગાશ્રમ તરફનો રસ્તો ટાળ્યો, અને અમે વનમાં પ્રવેશ કર્યો. અહીંથી રસ્તો ખૂબ ઊંચોનીચો થવા લાગ્યો. જંગલનાં કેટલાંક જાનવરો જેમ બીક નહીં જાણવાથી કોક કોક વાર પાસે આવે છે, તેમ ઝાડો અને વેલાઓ બહુ પાસે આવવા લાગ્યાં. અને અમને પણ થયું કે આપણે હવે આરણ્યક છીએ. હવે પછી ઝંપાનમાં બેસનાર લોકો આસપાસના દૃશ્યથી અળગા અને વિશ્રી દેખાવા લાગ્યાં. ઝંપાન એ એક જાતની પાલખી હોય છે. એને ઊંચકનાર ભોઈઓ ચોરસ આકારમાં નથી ચાલતા, પણ એક પાછળ એક એમ હારમાં ચારે જણા ચાલે છે. કેમ કે સાંકડા રસ્તાની અઘરી કેડી પરથી જવું હોય ત્યારે બે જણ પડખે પડખે ઊભા જ ન રહી શકે. એક બાજુ ઊંચા પહાડ સાથે અથડાય તો ચારે ભોઈ, એમનું ઝંપાન અને ઝંપાનમાં મૂકેલો જીવતો બોજો બધાં જ બીજી બાજુની ઊંડી ખાઈમાં પડી સ્વર્ગે પહોંચી જવાનાં.

કંડીમાં બેસનારા લોકો એટલા બેડોળ નથી લાગતા. પાણીના ઊભા પવાલાના આકારના જંગલી નેતરના એક મોટા કરંડિયામાં પોતાનો સામાન અર્ધે સુધી ભરી યાત્રાળુઓ એના પર બેસે છે. પગ બહાર કાઢતાં ફાવે એટલા માટે કરંડિયાની ઉપરની કિનારમાં કાપ મૂકેલો હોય છે, અને નીચે લટકતા પગ થાકી જાય નહીં એટલા માટે એક કામચલાઉ પેંગડું બાંધેલું હોય છે. એક મજૂર આવો કરંડિયો પોતાની પીઠ પર ખભા સાથે બાંધી દે છે. એટલે જાકીટ પહેર્યા પછી હાથ છૂટા રહે છે તેમ મજૂરના હાથ છૂટા રહે છે. કરંડિયાનો બોજો એકલા ખભાને ઊંચકવો ન પડે એટલા માટે એનો બીજો એક પટો મજૂરના માથા પર થઈને પસાર થાય છે. અને મજૂર ચાલતો ન હોય ત્યારે ખભાને અને માથાને આરામ મળે એ ખાતર T ના આકારની – 'કૂબડી' ના આકારની – લાકડી તે સાથે ફેરવે છે. કરંડિયા તળે એ કૂબડી મૂકી દીધી એટલે બોજામાંથી મજૂર મુક્ત થયો. આ રીતે એક મજૂરને માથે એક માણસ જાનમાલ સાથે જાય છે! માત્ર એનું મોઢું પાછળની બાજુ. શરૂઆતમાં એ બધું રૂપ હસવા જેવું લાગે છે, પણ જોવાને ટેવાયા પછી આ મુલકમાં એ જ યોગ્ય છે એવી ખાતરી થાય છે. મુકામ પર મજૂરો માંહોમાંહે વાતો કરે ત્યારે પોતે કેટલા મણની 'લાશ' ઊંચકે છે એનો ઉલ્લેખ કર્યા વિના રહેતા નથી. પોતાનો મજૂર પોતાને વિશે પોતાના દેખતાં 'લાશ' શબ્દનો ઉપયોગ ન કરે એટલે અહીંનો વિવેક સચવાયો, એવો અહીંનો ધારો છે.

યાત્રાળુઓની પુરસિઝનની શરૂઆતમાં જ અમે ચાલ્યા હતા. તેથી રસ્તામાં વિજન જેવું હતું જ નહીં. કીડીની હારની પેઠે અમે લોકો ચાલતા. અમારી સાથે નગર કે વરાડ તરફનો એક ભાઈ ઝંપાનમાં બેસીને જતો હતો. એની સાથે

આશ્રિતોનો પરિવાર પણ ઓછો નહોતો. પાછળથી ખબર પડી કે, એ બે પત્નીનો ધણી છે, છતાં સંતાન નથી એટલે બદરીનારાયણને દર્શને જાય છે.

ઝંપાનમાં બેસનારાઓમાં બે જાતની મુદ્રા દેખાય છે. કેટલાક પોતે ચાલી શકતા નથી, અને જીવતાં જ માણસના ખભા પર બેસવું પડે છે એની શરમ મોઢા પર રાખીને જાય છે; જ્યારે બીજી કોટીના 'અમે ક્યાં દરિદ્રી છીએ કે પગે ચાલીએ?' એવા દમામમાં બેસીને પોતાનું કલ્પનાદારિદ્ર્ય પ્રગટ કરે છે.

અમારો પ્રવાસી આ બીજી કોટીનો હતો. એ તો ઝંપાનમાં મરઘાની પેઠે છાતી કાઢીને બેઠો હતો અને ઊંટની પેઠે આમતેમ જોતો હતો. એની સ્ત્રી ઉતાવળે ઉતાવળે એની પાછળ ચાલતી હતી. એનાથી એ સહન ન થયું. બાદશાહના અવાજે એણે હુકમ છોડયો, 'આગળ જઈશ તો શું બગડી જશે? ચટ્ટીએ પહોંચીને રાંધવાની શરૂઆત કર, એટલામાં અમે આવીએ છીએ.' અત્યારે પણ એ બિચારીનો તે વખતનો સંભ્રમ નજર આગળ તરે છે. કદમાં કાંઈક ઠીંગણી, ભરાવદાર બાંધો, મગવા રંગની (લીલી) સાડી, કપાળ પરનો ચાંલ્લો જૂની ઢબનો મોટો, નાકમાં મોટી નથ, વાંકડિયા વાળ થોડાક ઊડે છે અને થોડાક પરસેવાથી કપાળ પર ચોંટી ગયા છે, એવી એ સતી હિમાલયના રસ્તા પર, ચડણ હોય કે ઉતાર હોય, સાસભરી ચાલે છે. ઘડીકમાં પાછળ જુએ છે, ઘડીકમાં અમારી નજરમાં પોતે ફજેત થાય છે કે કેમ એ તપાસે છે, અને માથું નીચું ઘાલીને ફરી આગળ ચાલે છે. જાણે હિંદુ સમાજની વિટંબણા પ્રાયશ્ચિત્ત કરવા ચાલતી હોય. અરબસ્તાનના કે મધ્ય એશિયાના જંગલી પુરુષો નારીપ્રતિષ્ઠાને સમજતા જ નથી. તોફાન ચાલતું હોય ત્યારે પોતે તંબૂમાં બેસે છે, અને તંબૂ પવનથી ઊડી ન જાય એટલા માટે પોતાની સ્ત્રીઓને તંબૂની દોરીઓ ઝાલીને બહાર બેસવાનું કહે છે. એવાં વર્ણનો વાંચી આપણે એ લોકોની દયા ખાઈએ છીએ. પણ આપણે ત્યાં જવાંમર્દો પોતે આરામ ભોગવી જ્યારે સ્ત્રીઓ પાસેથી ગમે તેવું મહેનત-મજૂરીનું કામ લે છે, ત્યારે આપણે એ બધું મૂંગે મોઢે સહન કરીએ છીએ.

આ બાઈ એની પહેલી સ્ત્રી. એને બાળકો ન થયાં એટલે એ બીજી વાર પરણ્યો હતો. એટલે આ સ્ત્રી તો અણમાનીતી મજૂરણ જ ને! એણે ઉતાવળે આગળ પહોંચવું જોઈએ, અને અજાણ્યા પ્રદેશમાં રસોઈ માટે સ્થાન મેળવી લઈ, ચટ્ટીવાળા પાસેથી વાસણકૂસણ માગી લઈ રસોઈની તૈયારી કરવી જોઈએ. એક દિવસ શું થયું ખબર નથી, ચટ્ટીમાં અમે જમતા હતા, એટલામાં પેલા નરપશુનો મિજાજ ગયો. તે પોતાની સ્ત્રીને વઢવા લાગ્યો. બિચારીએ હાથ જોડયા. પણ પેલાએ તો માથા પર પ્રહાર કર્યો જ. એ પડી ગઈ. પછી પૂછવું જ શું? બિચારીની પીઠ પર પેલાએ પોતાના પગની ચળ શમાવી. સાથેના આશ્રિતો ભાણા પર બેસીને એ બધું ટગર-ટગર જોતા હતા. માર મારીને એ આખલો થાકયો કે ભૂખથી અકળાયો, એ કોણ કહી શકે? પણ એણે ધરાઈને ખાધું, અને પછી પેલી તરફ

જોઈને કહે, 'જમજે હવે નિરાંતે બેસીને.' ડૂમા સાથે બિચારીએ ખાધું, અને બધાંનાં એઠાં વાસણો ઊંચકીને ઊટકવા લઈ ગઈ.

આર્ય કુટુંબમાં ઝઘડામાં બહારના માણસથી પડાય નહીં, એટલે અમે આ બધું સહન કર્યું. આજે અમારી એ કાયરતા પર તિરસ્કાર છૂટે છે. પણ તે વખતે જ મનમાં વિચાર આવ્યો, શું આ જ આપણો આર્ય ધર્મ છે? મનુએ જ્યારે 'यत्र नार्यस्तु पूज्यन्ते' લખ્યું ત્યારે આ જ જાતની પૂજા એણે કલ્પી હશે? પતિ એ પત્નીનું દૈવત છે એ ખરું, પણ શું સ્ત્રી પતિની ગુલામ છે કે ઢોર છે? કોઈ સનાતની શાસ્ત્રીને પૂછીએ તો આને માટે પણ એ શાસ્ત્રાધાર જરૂર કાઢી આપે. માણસ એ દેવોનો પશુ છે એમ ઉપનિષદમાં લખ્યું છે. પતિ એ દેવ છે, એટલે પત્ની એનું ઢોર ખરી જ ને? ઉપનિષત્કાલીન ઋષિ આ તર્કશાસ્ત્ર સાંભળશે ત્યારે પોતાના નિર્દોષ કાવ્ય માટે અસંખ્ય વાર પસ્તાશે. પતિની સેવા કરવી એ પત્નીનો ધર્મ છે એવો એકાંગી ધર્મ ભલે માનીએ, પણ સેવા અને તે પણ આવી રીતે લેવાનો પતિનો હક છે એમ તો કોઈ ઠેકાણે લખ્યું નથી.

વાત એ છે કે, આપણો ધર્મ આર્ય આદર્શનું અને અનાર્ય વૃત્તિઓનું મિશ્રણ થયો છે. અને હીન વૃત્તિના સંસ્કૃતજ્ઞ તાર્કિકોએ ધર્મને શુદ્ધ રાખવાને બદલે દરેક રિવાજનો બચાવ કરવાનું માથે લીધું છે. વ્યાકરણકારો જેમ छंदसि बहुलम् કરીને ચલાવી લે છે, તેમ જ્ઞાતિભિન્ન આપણા સમાજે કોઈએ કોઈના કામમાં દખલ કરવી નહીં એવું નક્કી કર્યું છે, અને અંતે નામર્દ જબરદસ્તો ફાવી ગયા છે. શાસ્ત્રીઓને એ ખ્યાલ નથી આવતો કે ધર્મનું શુદ્ધ સ્વરૂપ જો જાળવી ન રાખીએ તો આખો ધર્મ વગોવાય છે, જીવન વિકૃત બને છે, અને પરધર્મીઓ ફાવી જાય છે. જ્યારે જ્યારે હિંદુ ધર્મ પર પરધર્મીઓએ સરસાઈ ભોગવી છે ત્યારે ત્યારે એના મૂળમાં આપણા લોકોનું રૂઢિદાસ્ય અને ગફલત જ રહેલાં છે. સામે થવામાં આપણે હમેશાં કાયર. અન્યાય સહન કરવાની ધીરજ અને બહાદુરી જો અન્યાયની સામે થવામાં વાપરીએ તો આપણાં બધાં જ દુ:ખો ટળી જશે.

આવા વિચાર સાથે અમે જમીને ઊઠ્યા, અને આરામ કર્યા વગર આગળ ચાલ્યા. એકબે દિવસના અનુભવ પરથી અમે જોયું હતું કે, ચટ્ટીમાં મોડા પહોંચવું પોસાય એમ નથી. જેમ સ્ટીમર પર પહેલો તે પહેલો, જેટલી જગા રોકે એટલી એની, તેમ જ આ ચટ્ટીમાં પણ હતું. ચટ્ટી એટલે શું? યાત્રાળુઓ માટે જંગલના દુકાનદારોએ બાંધેલી કામચલાઉ દુકાનો. જમીનની ભીનાશ પણ ગયેલી ન હોય, દીવાલો ઊંચી હોવી જોઈએ એવો અહીં કાયદો નથી. છાપરા પર ઘાસ અથવા ઝાડનાં પાંદડાં. અને આ બધી કારીગરી પબ્લિક વર્કર્સ ડિપાર્ટમેન્ટની નહીં હોવાથી પહાડમાં જેવો માર્ગ હોય તેવો દુકાનનો આકાર. આવું સ્થાપત્ય શહેરી આંખોને શરૂઆતમાં ભલે ન ગમે, પણ જંગલની સંપૂર્ણ શોભામાં હળી જવા માટે આના કરતાં જુદી પદ્ધતિ નહીં જ ચાલે.

મકાનમાં એક ખૂણામાં દુકાનદાર પોતાનો માલ ગોઠવી રાખે છે. માલમાં શું શું હોય? ઘઉંનો લોટ, મીઠું, મરચું, ઘી, બટાટા અને દુકાન મોટી હોય તો દાળચોખા. દુકાન મોટી હોય કે નાની, એમાં તમાકુ તો હોય જ. પણ એ આપણે ત્યાં હોય છે તેવી નહીં. હિમાલયમાં પાનતમાકુ ઊગતી નથી. તેથી ગોળમાં તૈયાર કરેલી ગડાકુ બધે વેચાય છે. બીજા એક કોથળામાં રાંધવાનાં વાસણો પડેલાં હોય છે, જે યાત્રાળુઓને ભારે રાહત આપે છે. યાત્રાળુઓ જો પોતપોતાનાં વાસણ ઊંચકીને યાત્રા કરે, તો માણસ કરતાં વાસણનું જ પુણ્ય વધી જાય, અને એ પુણ્યના ભાર તળે યાત્રાળુઓ અકાળે સ્વર્ગે પહોંચી જાય.

હિમાલયના ખેડૂતની રસોઈમાં અજબનું સ્વાવલંબન હોય છે. તેની પાસે વહોરાની ટોપી જેવી એક મોટી લોઢાની તપેલી કે તાંસળી હોય છે. એમાં એ પહેલાં લોટ બાંધીને પથરા પર મૂકી દે છે. પછી ત્રણ પથરાના ચૂલામાં દેવતા સળગાવી તેના પર એ જ તાંસળીમાં રોટલીઓ શેકી લે છે. એ બધી રોટલીઓ હાથરૂમાલ પર રાખી ફરી એ જ તાંસળીમાં શાક રાંધી લે છે. તાંસળી લોઢાની એટલે ગમે તે શાક એક જ રંગનું થઈ જાય છે. હવે એને શું જોઈએ? શાકરોટલી ધરાઈને ખાય અને તાંસળી ઊટકે એટલે પાણી પીવાનું પણ એ જ વાસણ. જમીને બપોરે જરા વામકુક્ષિ કરી લે, અને એ જ તાંસળી માથા પર રાખી એના પર ફેંટા જેવું બાંધી દે, એટલે કેરીના ગોટલા જેવડા કરા આકાશમાંથી પડે તોયે શિર સલામત. આટલી સૂઝ અને હિકમત હોવા છતાં શહેરીઓ કહે છે કે પહાડના લોકો જંગલી. જંગલી ખરા જ તો! જંગલમાં રહે તે અપંગ હોય નહીં અને અપંગપણું એ તો સુધારાનો પાયો અને શિખર છે. અસંખ્ય સાધનો વગર જે ચલાવી ન શકે તે સુધરેલો, અને ઓછામાં ઓછાં સાધનથી ચલાવવાની બાહોશી જેનામાં છે તે જંગલી, એ વ્યાખ્યા શું સાચી નથી?

અમે ઉતાવળા ચાલીને સૌથી પહેલા મુકામે પહોંચી જઈ સારામાં સારી ચટ્ટી શોધી લેતા. અને સ્વચ્છ ચૂલો ગોઠવી રસોઈ શરૂ કરી દેતા. અહીં અમે એટલે સ્વામી, કેમ કે એમની ચાલ તે ઘોડાની ચાલ. બીજે નંબરે બુવા પહોંચે. હું હંમેશાં છેલ્લો પહોંચતો, કેમ કે મારે માથે સૌથી વધારે બોજો—રસ્તામાં જેટલાં ઝાડ જોઉં તેમને કુશળપ્રશ્ન પૂછવા જ જોઈએ. ફળ, ફૂલ, પક્ષી જે નજરે ચડે તે મને બોલાવે. કોઈ ન હોય ત્યારે આકાશનાં વાદળાં તો ખરાં જ. અને એ વખતે મને હાથમાં નાનકડી માળા લઈ જપ કરવાની પણ ટેવ હતી. એટલે જગત અને જગદંબા વચ્ચે મારું ધ્યાન એટલું વહેંચાઈ જતું કે હું તો અચૂક ત્રીજો જ પહોંચવાનો. પહોંચ્યા પછી ઊઠું નહીં; બેઠાં બેઠાં બધું કામ કરું. સામાન બાંધવાનું, છોડવાનું, ગોઠવવાનું એ બધું કામ મારું. લાકડાં લીલાં હોય ત્યારે બુવાનો ચૂલો પણ સળગાવી આપું. જમી રહ્યા પછી વાસણ પણ હું જ ઊટકું. મારાં ઊટકેલાં વાસણથી પહાડી દુકાનદારો ખુશ ખુશ થતા. સ્વામીના પગમાં ને વાણીમાં અસાધારણ જોર એટલે એ બધે પહોંચી જાય. આવી રીતે અમારો સંઘ ચાલતો.

અમે ઉતાવળે જવાનો નિશ્ચય કર્યો તેથી પેલી બે ગાયોના બલીવર્દના સંગાથથી પણ અમે છૂટયા.

જેમ જેમ અમારી મુસાફરી વધી તેમ તેમ અમારી ભૂખ પણ વધી. એક તપેલી ભરીને દાળ બનાવીએ તે ત્રણ જણા એકબીજાનું મોઢું જોતા જોતા ખાઈ જઈએ. પછી તો રાતની બેચાર રોટલી રાખીને સવારે ગોળ સાથે ખાતા. જોતજોતામાં અમારા ગાલ ગાજર જેવા લાલ દેખાવા લાગ્યા. વજન બાપડું વધે જ શાનું? રોજના ૨૦–૩૦ માઈલ સાથે વજનનો મેળ ન ખાય. એ તો રાહ જોઈને જ બેઠું હોય કે ક્યારે આરામ મળે ને હું વધું. અમે જેટલા આરામ લીધા તેટલા આ રીતે અમને ખૂબ સધા.

## ૨૫. દેવપ્રયાગ

રેલવેની મુસાફરીમાં જેમ બોગદામાં ડૂબકી મારીએ છીએ ત્યારે પાંચદશ મિનિટ અંધારા સિવાય બીજું કશું જ દેખાતું નથી, તેમ જૂની સ્મરણયાત્રામાં વિસ્મરણનાં બોગદાં આવી જાય છે. મુંબઈથી પૂને જતાં ખંડાળા ઘાટનાં અથવા બેલગામથી ગોવા જતાં તીનઈ ઘાટનાં લાંબાં લાંબાં બોગદાંમાં વચ્ચે વચ્ચે બારીઓ આવે છે, જેમાંથી જરાક સરખો પ્રકાશ હાઉક કરીને અલોપ થાય છે. વિસ્મરણમાં પણ એવી જ રીતે સ્મૃતિનું એક કિરણ – ફક્ત એક જ કિરણ આવી કેવળ વિસ્મૃતિને વધારે ગાઢ કરવાનું કામ કરે છે.

જે દિવસનું વર્ણન લખું છું તે દિવસ આવી જ રીતે વિસ્મૃતિમાં ડૂબી ગયેલો છે. મહાદેવચટ્ટીનું રૂપ જરા સરખું ધ્યાનમાં નથી આવતું. દુનિયા નામરૂપથી બનેલી છે. એમાંથી રૂપ ગયું એટલે શેષ તો નામ જ રહે છે. મારે ભાગે મહાદેવચટ્ટી નામશેષ થઈ છે.

અમે મુકામે પહોંચ્યા એટલે હું નિરાંતે બેસી ગયો – ના, હું સાવ આડો થઈને સૂતો. એ મારી સગવડભરેલી ટેવ હતી. તક મળે ત્યારે પૂરતો આરામ લઉં, એટલે બધી શક્તિનો ચાલવામાં ઉપયોગ થઈ શકતો. સ્વામીને આગળ ચાલવું હતું. મને સૂતેલો જોઈ પૂછે, 'શું થાકી ગયો છે? હું તો આગળ જવા માગતો હતો.' મેં કહ્યું, 'ઊઠીને અમસ્તું હરવાફરવાનું જ હોય તો તે આપણાથી નહીં બને. પણ જો પાંચદશ માઈલ ચાલીને નવી ચટ્ટીએ પહોંચવું હોય તો તો હું જરાયે થાક્યો નથી. આ જો હું ચાલ્યો!' એમ કહેતાંની સાથે કૂદીને મેં ચાલવા જ માંડ્યું.

નવી ચટ્ટીએ ગયા. પણ એ બહુ નાની નીવડી. રેલવે ટાઇમટેબલમાં ગુરોગમન લોકો માટે જમવાનું સ્ટેશન, ચાનું સ્ટેશન વગેરે સ્ટેશનો નક્કી જ હોય છે. યાત્રામાં પણ સૂવાની ચટ્ટીઓ હંમેશાં મોટી હોય છે. દરરોજ અમુક માઈલ ચાલવું

એવો યાત્રાળુઓનો ક્રમ ગોઠવાઈ ગયેલો હોય છે. તે પ્રમાણે સગવડો ઊભી થાય છે. અને પછી તો સગવડને કારણે જ પ્રવાસનો પડાવ નક્કી થઈ જાય છે. દહાડાની ચટ્ટીમાં અમે રાત કાઢી. દહાડાના દુકાનદારને રાતના યાત્રાળુઓ બહુ ઓછા મળે છે, એટલે તેઓ આવે પ્રસંગે યાત્રાળુ તરફ વધારે ધ્યાન આપે છે.

અહીંથી અમે આગળ ચાલ્યા. ચાલતાં ચાલતાં દેવપ્રયાગ નજીક આવ્યું. મારી કેડે ઓટીમાં મારું ઘડિયાળ હતું. મારા કરતાં તે ઉંમરે મોટું, સમયપાલનમાં વફાદાર. પણ મેં જ એને કેટલાય દિવસ સુધી ઉપવાસ કરાવ્યો હતો, એટલે કેટલા વાગ્યા એ સૂર્યનારાયણને જ પૂછવાનું રહેતું. રસ્તાની કિનાર પર પોસ્ટ ઑફિસ્ જોતાંવેંત સ્વામીને ત્યાંથી મારા ઘડિયાળમાં પૂરવા માટે સમય આણવાનું સૂઝયું. ઘડિયાળને જીવતું અને ચાલતું કરી અમે દેવપ્રયાગમાં પ્રવેશ કર્યો. જો મારું સ્મરણ સાચું હોય તો, માધવાનંદ નામનો બંગાળી સાધુ અહીં જ અમને પહેલવહેલો મળ્યો. એને વિ ો ઘણું લખવા જેવું છે. એમાંથી થોડુંક યથાસ્થાને આવશે.

દેવપ્રયાગ પંચપ્રયાગમાં એક છે. જાણે પહાડી ખડક પર બાંધેલો પક્ષીઓનો માળો. એના બે ભાગ થાય છે: નદીની આ બાજુ બ્રિટિશ મુલક છે, પેલી પાર ટેહરી રાજ્ય છે. વચમાં કેદારનાથથી આવતી અલકનંદા પીળી માટીમાં થઈને વહે છે; અને નીચે અબરખની અત્યંત સૂક્ષ્મ રેતીથી ચળકતી એવી ભાગીરથી ગંગોત્રી-થી આવીને અલકનંદાને મળે છે.

બુવા કહે, 'આપણી મુસાફરીમાં એક લોટો જરૂર જોઈએ. પહોળું મોઢું હોય તો અંદર હાથ ઘાલીને સાફ કરાય. જો કોઈ દિવસ દૂધ મળે તો તે પણ એમાં ગરમ કરાય.' સ્વામી ચાલ્યા બજારમાં, અને એક લોટો લઈ મુકામે આવ્યા. કેમ કે જેમ જેમ આગળ જઈએ તેમ બજારો ન મળે, અને હોય તોય તેમાં લોટો ક્યાંથી જ હોય? લોટામાં મેં પાણી રેડી જોયું. લોટો કાણો નીકળ્યો. બુવા સ્વામીને કહે, 'હમણાં ને હમણાં પાછો લઈ જાઓ ને બીજો લેતા આવો.' લોટામાં પાણી ભરી સ્વામી ફરી બજારમાં ગયા. દુકાનદાર ભલો હતો. આપણે ત્યાં દુકાનદારો જેમ ભોળા ઘરાકને ધમકાવે છે તેમ કરતાં એ શીખ્યો ન હતો. એણે દુકાનમાંથી બીજો લોટો કાઢી આપ્યો. તપાસ્યા વગર લોટો આણવા માટે સ્વામીને અમે ઠપકો આપ્યો હતો, એટલે સ્વામી આ વખતે ભૂલ કરે એમ ન હતું. તેમણે નવા લોટામાં પાણી રેડ્યું. પાણી ઝરવા લાગ્યું. દુકાનદારે ત્રીજો લોટો આપ્યો. એમાંથી પણ ગંગા વહેવા લાગી. ચોથો, પાંચમો, છઠ્ઠો એમ બિચારાએ અનેક લોટા કાઢ્યા. દરેકની દશા પહેલાના જેવી જ. વામનાવતારના વખતમાં વહેતી ઝારી બંધ કરવાનું સામર્થ્ય એક બ્રાહ્મણે બતાવ્યું હતું, પણ કળિયુગમાં બધા જ લોટાને વહેતા કરવાની અદ્ભુત શક્તિ તો દેવપ્રયાગમાં સ્વામી આનંદાનંદે જ બતાવી. બિચારો દુકાનદાર ગભરાયો; એણે માન્યું કે સ્વામી કોઈ જાદુગર છે. પોતાની માયા ખેંચી લેવાને સ્વામીને એ કરગરીને વીનવવા લાગ્યો. સ્વામી સારી પેઠે મૂંઝાયા. આખરે લોટાના આપેલા દામ પાછા લઈને મુકામે આવી ગયા. મધ્યકાલીન લોકસાહિત્યમાં જાદૂની

અગણિત વાર્તાઓ પ્રચલિત છે. એમાંની ઘણીના મૂળમાં આવા જ કંઈ કિસ્સાઓ તો ન હોય?

સવારે ઊઠીને હું એકલો એકલો અલકનંદાને કિનારે જઈને બેઠો. ખૂબ નીચે ઊતરવાનું હતું. અલકનંદાની એ શાંત શોભા જોઈ હું તો ભાન ભૂલી ગયો, અને કેટલોયે વખત ત્યાં બેઠો જ રહ્યો. આખરે બુવા કે સ્વામી બોલાવવા આવ્યા ત્યારે ખબર પડી કે આપણે અહીં યાત્રાએ આવ્યા છીએ અને ત્રણ જણા સાથે છીએ.

સાંજે સ્વામી કહે, 'ચાલો, આપણે સંગમ પર જઈએ.' પુલ ઓળંગીને મંદિર તરફ ગયા. ત્યાંથી ઊતરીને સંગમ સુધી પહોંચ્યા. અહીં લોઢાની સાંકળો ખડકમાં બેસાડી છે, જેથી યાત્રાળુઓ ગંગામાં નાહીને સ્વર્ગના અધિકારી થાય છતાં તરત સ્વર્ગે જાય નહીં; કેમ કે ભાગીરથીનો પ્રવાહ અહીં ભારે વેગવાન છે. गंगातरंग-कणशीकरशीतलानिवાળો શ્લોક મેં સ્વામીને સમજાવ્યો. સાંજનો વખત અમે બંને જણા ભાગીરથીને કાંઠે બેઠા. એક નાનકડો પક્ષી સામેને કાંઠે બેઠો હતો. વચમાં પાણીનો પ્રવાહ જોરથી વહેતો હતો. અમે બંને જણા એ પક્ષી તરફ જોઈએ. પ્રથમ પ્રથમ એ પક્ષી ડોક ધુણાવે, માથું હલાવે, પણ થોડા વખતમાં કુદરતે એના પર પણ મોહની નાખી, અને એ પણ એકીટસે જોતો જ રહ્યો. અમારી ભાષા એ ન જાણે. એનું હૃદય અમે ન જાણીએ. છતાં ભાગીરથીએ અમારું ત્રણેનું હૃદય એક કરી નાખ્યું હતું. ઉપર મંદિરનો ઘંટ ભક્તોને દર્શન કરવા માટે આમંત્રણ દેતો હતો. અમને તો અહીં જ આત્મૌપમ્ય દ્વારા ભગવાનનું દર્શન થતું હતું.

અમે તો માણસો રહ્યા. અંધારામાં દીવો કરીને પણ ચાલીએ, રાત્રે ઘરની અંદર સૂઈએ. પણ પેલી પાર બેઠેલો ભાઈ અંધારું થયા પછી શી રીતે રાત ગુજારે? ભારે પગે અથવા ભારે પાંખે એ ઊઠ્યો, અને કોણ જાણે અનંત આકાશમાં એ ક્યાં ગયો. દરરોજ આપણે હજારો પક્ષીઓને જોઈએ છીએ. એમની દુનિયા જુદી, આપણી જુદી. એમની અને આપણી વચ્ચે ખેતરનાં અનાજ અને ઝાડ પરનાં ફળની વહેંચણીની જે તકરાર થાય છે એટલો જ સંબંધ, પણ દેવપ્રયાગનો એ દ્વિજરાજ હજી હૃદયમાં સ્થાન કરી બેઠો છે. વિપાદને સમયે વિચાર આવે છે કે, એ પછી પાછો આવશે તો ફરી અમારાં ત્રણેનાં હૃદયો એક થઈ જશે.

મંદિરનો જીર્ણોદ્ધાર અમુક વખતે અમુક માણસે કર્યો છે એવું કંઈક લખાણ સ્વામીએ ત્યાં શોધી કાઢ્યું. દર્શન કરીને અમે પાછા આવ્યા. રાત્રે એ પક્ષીનાં જ સ્વપ્નાં આવ્યાં. એ પૂર્વજન્મનો કોઈ સાથી હશે, ભાઈ હશે અથવા પ્રેમી હશે. એ ફરી દેખાવાનો નથી. એ અમારી માનસપૂજાનો અધિકારી શાથી બન્યો એ કોણ કહી શકે? પણ જો માનસપૂજામાં કંઈ શક્તિ હોય તો એ પાછો આવવો જ જોઈએ; એની અમને કેટલી જરૂર છે એનો એને ખ્યાલ આવે તો જ્યાં હોય ત્યાંથી ઊઠીને એ આવવો જ જોઈએ.

સવારે ઊઠીને અમે બદરીનારાયણના રસ્તો છોડ્યો, અને ગંગોત્રી જવું હતું એટલે ટેહરીનો રસ્તો પકડ્યો. પગ લઈ જાય તે રસ્તે જવું એ અમારી ટેવ.

અલકનંદાની બે બાજુ પર બે રસ્તા જાય છે. નદીની ડાબી બાજુએ, અથવા ઊગમ તરફ જનાર યાત્રાળુની દૃષ્ટિએ જોતાં જમણી બાજુએ બદરીનારાયણનો રસ્તો છે, એટલે ડાબી બાજુનો રસ્તો ટેહરીનો જ હોવો જોઈએ એમ નિશ્ચય કરી અમે ચાલ્યા. ઠીક ચાલ્યા ત્યાં તો નદીની પેલી બાજુથી કેટલાક એક દિવસના ઓળખીતા મજૂરો બૂમો પાડીને ઈશારો કરવા લાગ્યા. સ્વામીએ એ બૂમ પ્રથમ સાંભળી. એ લોકોના ઈશારાનો અર્થ પણ સ્વામી જ સમજી શક્યા. અમે ખોટો રસ્તો લીધો હતો. ભૂલ જાણ્યા પછી સુધારતાં કેટલી વાર? હતા ત્યાંથી રસ્તા વગર સીધા ઉપર ઉપર ચડ્યા અને ટેહરીનો રસ્તો આખરે મેળવ્યો. રસ્તામાં કેટલાંક ઝાંખરાં પર નારંગી રંગનાં અને રાઈ જેવડાં નાનાં નાનાં ફળનાં ગુચ્છ ઊગ્યાં હતાં. આઠદસ દાણાનો એક ગુચ્છો મોટા ચણા જેવડો થતો. દરેક દાણા વચ્ચે રૂંવાં જેવું કંઈક દેખાતું. આ દાણા તોડીને મેં ચાખી જોયા, બરાબર નારંગીના રસનો જ સ્વાદ. પછી પૂછવું જ શું? મેં બે હાથે ફળ આરોગવા માંડયાં. પણ વિચાર આવ્યો કે હું કાંઈ જંગલનો લૂંટારુ નથી કે એકેએક ઝાડને સાવ નિષ્ફળ કરી મૂકું. ખરો રાજા કરભાર લે છે તેથી પ્રજા નિ:સત્ત્વ નથી થતી. મારે એક ઝાડ પાસે ઊભા ન રહેતાં ચાલતા જવું અને હાથમાં આવે તેટલાં ફળ સહેજે પેટ સુધી પહોંચાડી દેવાં.

દિવસો સુધી આ આસ્વાદ ચાખવાને મળ્યો.

## ૨૬. શ્રીનગર ન ગયો

દેવપ્રયાગથી અમે ટેહરી ચાલ્યા ગયા હતા. સ્વામી, બુવા અને હું. હિમાલયની પ્રાણદાયી હવામાં આનંદ કરતા કરતા જતા હતા. પણ મારા મનમાં એક ગુપ્ત વિષાદ ઘર કરીને બેઠો હતો. હું ઘેરથી ઊપડયો હતો તે કંઈ હિમાલયનાં બધાં તીર્થસ્થાનો ફરી વળવા માટે નહીં, મારો વિચાર અહીંના પ્રદેશમાં આવેલા પુરાણ-પ્રસિદ્ધ શ્રીનગરમાં સાધના કરવા બેસવાનો હતો. કાશ્મીરનું શ્રીનગર જુદું અને કેદારને રસ્તે આવેલું આ શ્રીનગર જુદું. આ શ્રીનગર સિદ્ધપીઠ કહેવાય છે. અહીં કરેલી સાધના એળે જતી નથી અને શીઘ્ર ફળદાયી હોય છે. દેવીભાગવતમાં આ સ્થાનનું માહાત્મ્ય ઘણું બતાવ્યું છે.

પહેલાં અહીં એક પથ્થર ઉપર શ્રીચક્ર કોતરી તેની પૂજા થતી. કહેવાય છે કે, પ્રાચીન કાળમાં આ સ્થાને રોજ એક નરમેધ થતો. આદ્ય શંકરાચાર્ય જ્યારે શ્રીનગર આવ્યા ત્યારે મનુષ્યવધનો એ અનાચાર જોઈ એમની ધર્મભાવના ઊકળી ઊઠી. એમણે એક કોશ લઈને એક શ્રીચક્રનો પથરો ઊંધો વાળ્યો અને આજ્ઞા કરી કે આજથી નરમેધ બંધ.

પ્રસ્થાનત્રયી ઉપર ભાષ્ય લખીને અને નિતાન્તરમણીય સ્તોત્રો લખીને શંકરાચાર્યે હિંદુ ધર્મની જે સેવા કરી છે, તેના કરતાં આ નરમેધ બંધ કરવાની સેવા ચડિયાતી છે એ વિશે કોઈને શંકા છે? ભાષ્ય લખવા માટે બુદ્ધિવૈભવ જોઈએ છે. સ્તોત્રો માટે ભક્તિ ન હોય અને ફક્ત કલ્પનાનો ઉલ્લાસ જ હોય તોયે ચાલે. પણ પરાપૂર્વથી ચાલતી આવેલી ઘાતકી રૂઢિ ઝનૂની સમાજની સામે થઈને એકદમ બંધ કરવી એને માટે તપસ્તેજ, ધર્મનિષ્ઠા અને હૃદયસિદ્ધિ જોઈએ છે.

જ્યારથી નરમેધ બંધ કર્યાનો એ કિસ્સો મેં સાંભળ્યો છે, ત્યારથી શંકરાચાર્યની એ ઠીંગણી અને જાડી મૂર્તિ, ભગવાં કપડાં, રુદ્રાક્ષમાળા અને ભસ્મવિલેપનથી મંડિત અને આગલાત્ મુંડિત, નજર આગળથી ખસતી જ નથી. કર્મકાંડી નિર્દય શાક્તો ચારેકોર હાહાકાર કરે છે, અને એમની વચ્ચે હાથમાં કોશ લઈને એ તેજસ્વી સંન્યાસીની મૂર્તિ ઊભી છે. એક્કે 'કર્મ'વીર નજીક આવવાની હિંમત કરતો નથી. અને એ જ્ઞાનવીર તપસ્વી ધ્રૂજતે હોઠે એક એકને અથવા બધાને સામટા શાસ્ત્રાર્થ માટે આહ્‌વાન કરે છે. પણ કોઈની બુદ્ધિપ્રભા એ ધર્મમૂર્તિ, દિગ્વિજયી સંન્યાસી આગળ પ્રકાશ પાડી શકતી નથી. ઉપનિષદકાલીન યાજ્ઞવલ્કયની પેઠે શ્રી શંકરાચાર્યે પણ શાસ્ત્રાર્થ માટે આહ્‌વાન કર્યું હશે – ब्राह्मणा भगवन्तो यो वः कामयते स मा पृच्छतु, सर्वे वा मा पृच्छत, यो वः कामयते तं वः पृच्छामि, सर्वान् वा वः पृच्छामि । પણ તે ह ब्राह्मणा न दधृषुः ।

* * *

શ્રીનગર જતાં પહેલાં 'સ્વામીને મળી લઉં' એ એક ફણગો મૂળ સંકલ્પને ફૂટ્યો અને હું આલમોડા ગયો. ત્યાંથી પાછા ફરતાં હરદ્વારમાં ગંગોત્રીનો સંકલ્પ પાકો થયો; અને દેવપ્રયાગથી ફક્ત અઢાર માઈલ ઉપર આવેલા શ્રીનગર તરફ જવાનું છોડી ગંગોત્રીને રસ્તે હું ચાલ્યો. હિમાલયનાં નવાં નવાં પુણ્યધામો જોવાને મળશે એ આનંદ તો હતો જ. પણ મૂળ સંકલ્પથી હું દૂર જાઉં છું એ ખરખરો કેમે કર્યો જતો નહોતો.

ટેહરીને રસ્તે ચીડનાં વૃક્ષ ખૂબ. લાંબી લાંબી સળી જેવાં એનાં લીલાં પાંદડાં જ્યારે જમીન પર પડે છે ત્યારે પગ એના ઉપર ચાલતાં સહેજે લપસી જાય છે. અહીં મેં એક સુંદર શોધ કરી. ખૂખ ચાલવાથી અને ટાઢથી મારા પગ ફાટી જતા અને એમાં નદીના કોતર જેવી ઊંડી તડો પડતી. એને માટે ઇલાજ ન જડે તો યાત્રા શી રીતે પૂરી થાય એ ચિંતા હતી. કોકમનું મીણ થોડુંક સાથે હતું, પણ મેં એનો ફાયદો ન જોયો. મૂંઝવણમાંથી માણસ શોધ કરે છે. ચીડના ઝાડમાંથી નીકળતો તાજો ગુંદર પગની ફાટમાં મેં ભર્યો અને બીજે જ દિવસે એનું સુંદર પરિણામ અનુભવ્યું. ચામડી એવી તો જામી ગઈ કે જાણે કદી ફાટી જ નહોતી! તે દિવસથી દીવાસળીની એક પેટી ભરીને ચીડનો ગુંદર મેં સાથે રાખ્યો. આ ગુંદરમાંથી જ રાળ બને છે, એ …

# ૨૭. શ્રદ્ધાભક્તિનો સ્પર્શ

દેવપ્રયાગથી સાતેક માઈલ આવ્યા હોઈશું. બપોરનો વખત હતો. ભૂખે તો હકદારની પેઠે પોતાનું થાણું પેટમાં જમાવ્યું હતું. બુવાએ રાંધ્યું. નજીકના એક પીપળાનાં પાંદડાં ભેગાં કરી સ્વામીએ કે મેં પતરાવળો બનાવી. એ ઉપર શાસ્ત્રાર્થ નીકળ્યો. પીપળાનાં પાનની પતરાવળ બનાવાય નહીં, એના ઉપર જમે તે પાપ કરે છે, એમ બુવાએ કહ્યું. હું પણ એ મર્યાદા જાણતો હતો. પીપળો એ પ્રત્યક્ષ પરમાત્માની વિભૂતિ; अश्वत्थः सर्ववृक्षाणाम् । એનાં પાંદડાં પતરાવળ બનાવી એઠાં કરવાં એમાં નાસ્તિકતા રહેલી છે, એવી બુવાએ દલીલ કરી. મેં કહ્યું, પીપળાનાં પાનની પતરાવળ પર ગૃહસ્થાશ્રમીઓ ન જમે એવો પ્રાચીન દંડક છે. જેણે ઘર છોડયું છે, જે વિરક્ત થયો છે તે જ પીપળાની પતરાવળનો અધિકારી છે. એને મન તો સર્વત્ર પરમાત્મા જ ભરેલો છે. અન્ન પણ બ્રહ્મ, પતરાવળ પણ બ્રહ્મ અને ખાનાર પણ બ્રહ્મ. तत्र को मोहः कः शोक एकत्वमनुपश्यतः ।

મતલબસિંધુની પદ્ધતિથી કરેલી આ દલીલ ભૂખની મદદથી ગળે ઊતરી અને મેં તથા સ્વામીએ ब्रह्मार्पणं ब्रह्म हविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् એ શ્લોક બોલી જમવાનું શરૂ કર્યું. રાંધવાનું કામ બુવાનું હોવાથી તેઓ આર્ય રિવાજને અનુસરી અમને જમાડીને પછી જમવા બેઠા. બુવા કર્મકાંડી, ચુસ્ત સનાતની. સૌટિયા-અબોટિયાનો વિવેક એમની પાસે ઘણો. સ્વામી એ સમજે પણ નહીં. હું એ બધું સમજતો પણ પાળતો નહીં. એટલે બુવાને માટે અબોટિયું પહેરીને અલગ સ્વતંત્ર જમવું એ સલામત માર્ગ હતો. અમને પીરસી રાખે અને પછી જમવા બોલાવે. અમે જમી રહ્યા પછી પોતે નિરાંતે જમે. એ ઢબે બુવાનું માતૃહૃદય પણ સંતુષ્ટ થતું. આજે બુવા પીપળાની પતરાવળ પર જમવા બેઠા એટલામાં આગલે દિવસે દેવપ્રયાગમાં મળેલા એક મારવાડી બનિયા યાત્રી અમે બેઠા હતા ત્યાં આવ્યા. પ્રેમભક્તિના ઊભરામાં એમણે અમારો ત્રણેનો ચરણસ્પર્શ કર્યો. બુવા એકાએક ઝંખવાણા પડયા, જ્યારે પેલા મારવાડીની આંખોમાં ભક્તિના આનંદનાં ઝળઝળિયાં આવ્યાં હતાં. બુવાની તે લાંબી દાઢી, માથા પરની જટા, નાહીને શુચિર્ભૂત થયેલી કાયા, પાસે પડેલો દાસબોધ અને ભજનની માળા એ બધું જોઈ મારવાડીને થયું, 'કેટલું મારું સદ્‌ભાગ્ય કે આવા પાવન બ્રાહ્મણનું ફરી વાર દર્શન થયું!' અને બુવાને શું થતું હતું?—

સામાન્ય રીતે બુવાની રૂઢિચુસ્ત ધાર્મિકતાને હું હમેશાં માન આપતો. એમને લીધે મને ઘણી વાર અગવડ વેઠવી પડતી, પણ તે બધી હું સંતોષપૂર્વક સહી લેતો. એક વાર ગંગા પર હોડીમાં પ્રવાસ કરતાં બુવાએ મને પૂછેલું, 'મારી અગવડ

તમને કેટલી બધી થાય છે! હું આ બોટઅબોટના નિયમો છોડી દઉં? મુસાફરીમાં નભાવી લઈશ જેમતેમ.' મેં એમને કહેલું, 'ના. એ પોસાય નહીં. આ બોટ-અબોટ નિરર્થક છે એવી ખાતરી થયા પછી જ મેં તે છોડી દીધું છે. मार्गे शूद्रवदाचरेत् એ વચન પ્રમાણે તમે છોડી શકો છો, પણ મને એ ગમે નહીં. તમારા અંતરાત્માની ખાતરી થઈ જાય ત્યારે એ વિધિનિષેધ એની મેળે ખરી પડશે. ત્યાં સુધી એ ટકાવી રાખો. એમાં જ તમારું શ્રેય છે.'

મુસાફર મારવાડીનો સ્પર્શ થતાંવેંત બુવા મારી તરફ જોવા લાગ્યા. એકાદ દિવસ ભૂખ્યા રહેવું બુવાને માટે ભારે આપદા નહોતી. એમને એવી ટેવ પણ હતી. બિચારો મારવાડી ચોકો ક્યાં કરવો એ શોધવા આમતેમ જોવા લાગ્યો. એટલામાં મેં બુવાને કહ્યું, 'બુવા, આજે તમારાથી ભાણું છોડાય નહીં. તમે નિશ્ચિત થઈને જમો. તમને મારવાડી વૈશ્યનો સ્પર્શ નથી થયો, પણ મૂર્તિમંત શ્રદ્ધાભક્તિનો સ્પર્શ થયો છે. ભક્તિ આગળ કર્મકાંડ કોરે મૂકવો જ જોઈએ. તમે ખાવાનું છોડી દેશો તો એ ભક્તહૃદયને કેવડો આઘાત થશે એનો ખ્યાલ કરો, અને કોચવાતે મને નહીં પણ પ્રસન્ન મને જમો.' બુવાની આંખમાં આંસુ આવ્યાં; સંકોચનાં નહીં પણ લાગણીના ઉદ્રેકનાં. જાણે મંદિરનો પ્રસાદ આરોગતા હોય એવા ભક્તિભાવથી બુવાએ ભોજન પૂરું કર્યું.

અહીં ઝાઝો આરામ કર્યા વગર જ અમે આગળ ચાલ્યા. આસપાસની વન-શોભા તો प्रतिपर्वं रसावहम् એ ન્યાયે વધતી જ જતી હતી. ચીડનાં ઝાડ ગયાં અને બાંઝનાં આવ્યાં. બાંઝ એ ઓકની જ એક જાત છે. એનું લાકડું બહુ મજબૂત હોય છે. સાંજ પડયે અમે એક ચટ્ટી ઉપર આવી પહોંચ્યા. દુકાન પાસે એક સુંદર નાનકડું ઝાડ હતું ત્યાં હું જઈને બેઠો. સ્વામી જગાની શોધમાં ગયા. દુકાનદારે જગા ન આપી. એટલે નજીક જ એક ઝાંખરાનો મંડપ હતો ત્યાં રાત કાઢવાનો અમે નિશ્ચય કર્યો. એ મંડપમાં અમે જરાક બેઠા એટલામાં અમારા બંને કુલી આવ્યા. બે કુલી અને સામાનને લીધે દુકાનદારની નજરમાં અમારી પ્રતિષ્ઠા વધી, અને એણે અમને રાત્રે સૂવા માટે એક હૂંફાળી જગા આપી. સ્વામીએ સ્ટવ સળગાવ્યો. એ અદ્‌ભુત યક્ષ જોવા માટે આસપાસના લોકો ભેગા થયા.

મંડપમાં ઘડીક અમે બેઠા એની મારા યાત્રાક્રમ પર ભારે અસર થઈ. એ મંડપમાં એક દક્ષિણી સાધુ બેઠો હતો. એણે કાશ્મીરમાં આવેલા અમરનાથની વાત કરી. ત્યાં નિર્જન અને નિર્વન પહાડમાં એક ગુફા છે. એ ગુફામાં દર પૂર્ણિમાએ બરફનું એક શિવલિંગ એની મેળે તૈયાર થાય છે અને અમાસ સુધીમાં ઓગળી જાય છે. એ સૃષ્ટિચમત્કાર વિશે એ સાધુ પાસેથી સાંભળી કોક વખત અમરનાથ જવું જોઈએ એવો સંકલ્પ મનમાં દૃઢ થયો. એ સંકલ્પને પરિણામે બુવાને સાથે લઈને હું કાશ્મીર શી રીતે ગયો એનો ઇતિહાસ સ્વતંત્ર છે.

કાશ્મીર જવાનો સંકલ્પ સેવતાં સેવતાં મેં ખાધું અને થાકેલાં હાડકાંને ચટાઈ-કંબલની હૂંફ આપી. પણ અમારા દુકાનદારને ત્યાં કંઈક જલસો હતો. કોઈ

પહાડી ચારણ આવ્યો હશે. આખી રાત પહાડી કાનોને આનંદ આપતું સંગીત અમારી નિદ્રામાં ખલેલ પહોંચાડતું. એ સંગીતની ગતિ એટલી વિલક્ષણ કે વચમાં વચમાં સ્વપ્નાં આવતાં તેમાં પણ એ પ્રવેશ કરતું.

## ૨૮. ટેહરી

જ્યારે જ્યારે હિમાલયના પહાડી લોકોનું સંગીત સાંભળેલું સ્મરણ કરું છું, ત્યારે ત્યારે વડ્ર્ઝવર્થની 'ધિ સૉલિટરી રીપર'ની કવિતા યાદ આવે છે. કેમ કે પહેલે જ વખતે પહાડી પોશાકવાળી એક કદાવર કન્યાને હાથમાં દાતરડું લઈને ઘાસ કાપતી અને ગાતી મેં જોઈ. હિમાલયની શુદ્ધ તેજસ્વી હવા, ઘઉંદૂધનો ખોરાક અને સખત મજૂરી; પછી મોઢા પરની લાલાશ વિશે પૂછવું જ શું? એનો પેલો વિચિત્ર પહાડી પોશાક જોઈ મારા મોઢામાંથી કાલિદાસનું વચન નીકળ્યું: किमिव हि मधुराणां मंडनं नाकृतीनाम् । એક અર્ધચંદ્રાકાર ખીણને હું પસાર કરતો હતો અને નીચેથી એનું ગાયન બરાબર સંભળાતું હતું. મને વડ્ર્ઝવર્થની લીટીઓ સ્ફુરી:

'Will no one tell me what she sings ?—
Perhaps the plaintive numbers flow
For old, unhappy, far off things,
And battles long ago:
Or is it some more humble lay,
Familiar matters of to-day ?
Some natural sorrow, loss, or pain
That has been, and may be again ?'

મને પણ થયું કે, આ કન્યકાના ગીતનો અંત આવવાનો જ નથી. એકનો એક સૂર ચાલ્યા જ કરતો હતો; અને દૂરદૂરના વૃદ્ધ પહાડો એનો પ્રતિધ્વનિ કરી એને રમાડતા હતા. વડ્ર્ઝવર્થની પેઠે હું નિશ્ચેષ્ટ ઊભો તો નહીં, છતાં હજી એના ભણકારા હૈયામાં સાચવી રાખ્યા છે ખરા.

પહાડી સંગીતમાં ઝાઝી વિવિધતા નહીં હોય. ઉત્તરાખંડની યાત્રા પૂરી કરીને બદરીનારાયણથી જ્યારે અમે ગણઈ પહોંચ્યા ત્યારે પણ આખી રાત ગીતો સાંભળ્યાં હતાં. એમાં પણ જાણે એક લીટી આખી રાત ચાલી હોય એવું લાગતું હતું. સામવેદના કાળથી આ પહાડી લોકોએ સંગીતમાં બહુ થોડી પ્રગતિ કરી લાગે છે, નહીં તો આ એકશ્રુતિ સંગીતમાં એમને આટલો રસ ન પડત.

બીજે દિવસે સોળ માઈલની મુસાફરી કરી અમે ટેહરી પહોંચ્યા. રસ્તામાં વનશ્રીની શોભા કંઈક અપૂર્વ હતી. પણ એનું વર્ણન શી રીતે થઈ શકે? સુલલિત શબ્દોનાં લાંબાં લાંબાં વાક્યો લખી કાઢવાથી ન લખનારને સંતોપ થાય, ન સાંભળનારને કંઈક બોધ. એટલે એ મિથ્યા પ્રયાસ છોડી દેવામાં જ ઔચિત્ય છે. એક

ઊંચા પહાડની કેડ પરથી વાંદરાઓ ઊતરે તેમ ઊતરીને અમે ટેહરી પહોંચી ગયા. પહાડી લોકોને મન એ એક મોટી સૌંદર્યનગરી છે. અને કલૉક-ટાવર (ઘટિગોપુર) એનું સૌથી મોટું ઘરેણું છે. પણ 'ટેહરીના રસ્તા ઉપર ગાડીઓ ચાલે છે,' એટલાં વખાણ કર્યાં એટલે સીમા થઈ.

અમે કડક ભૂખ લઈને ટેહરીમાં પ્રવેશ કર્યો. જતાંવેંત એક શીખ ધર્મશાળા જોઈ. ધર્મશાળા એટલે મુસાફરખાનું નહીં, પણ ધર્મગ્રંથ – ગ્રંથસાહેબ – રાખવાનું, વાંચવાનું અને શ્રાવણ કરવાનું સ્થાન. મંદિર અને મસ્જિદ બંનેના ગુણો એમાં સમાયેલા હોય છે. એની વ્યવસ્થા રાખનારને ગ્રંથી કહે છે. ટેહરીની ધર્મશાળાનો ગ્રંથી ભલો માણસ હતો. એણે અમારી બધી સગવડ કરી આપી. સીધુંસામગ્રી ભેગું કરવાનું કામ સ્વામીએ કર્યું. બુવાએ રાંધ્યું. શ્રમવિભાગમાં મારે ભાગે તો ઊંચા ઘાટ ઊતરી ભાગીરથીમાં નાહી આવી જમી લેવાનો જ પરિશ્રમ હતો. તે દિવસે હું બહુ થાક્યો હતો. ટેહરીમાં પોસ્ટ ઑફિસ હોવાથી સ્વામીને કેટલાય કાગળો લખવા પડ્યા. મારી ખાતરી છે કે પોસ્ટ ઑફિસની હસ્તી કૃતાર્થ થાય એટલા માટે જ સ્વામીએ અનેક કાગળો લખ્યા છે. એમના કાગળો હું વાંચું નહીં એટલે મારી ખાતરી વિશે સાશંક થવાનો પ્રસંગ જ આવ્યો નથી. બુવાએ પેલા ગ્રંથી જોડે શીખ ધર્મની વાતો છેડી. બંને જણાએ માન્યું કે પોતે હિંદીમાં બોલે છે. ગ્રંથીની ભાષા હિંદી ભલે ન હોય, પણ શુદ્ધ પંજાબી હતી. બુવાએ મરાઠી અને ગુજરાતી શબ્દો ભેગા કરી એને પાંચદશ હિંદી પ્રત્યયો લગાડી દીધા અને રાષ્ટ્રીય ઐક્ય સાધ્યું. મારા જેવો ચુસ્ત સાધુ આવી પ્રવૃત્તિમાં શાનો પડે! મેં તો બપોરના તડકાની મદદથી ખાસી એક કલાકની સમાધિ લગાવી.

હિમાલયમાં આવતાં પહેલાં ભારતધર્મમહામંડળવાળા સ્વામી જ્ઞાનાનંદને હું મળ્યો હતો. એમણે ટેહરીના એક અમલદાર પંડિતનું નામ આપ્યું હતું. અમે એમને મળવા ગયા. અમને મુસાફરીની માહિતીની હોંશ હતી, પેલા પંડિતને પોતાનું પાંડિત્ય પ્રગટ કરવાની ઇચ્છા હતી. અને સ્વામી તો જબરદસ્ત જાહેરાતદાર. પેલા પંડિતે જ્યારે જાણ્યું કે હું ગ્રૅજ્યુએટ છું, ત્યારે એણે મને ઊઠીને ખુરશી ઉપર બેસવાનું કહ્યું. સ્વામીએ તરત કહી નાખ્યું કે અમારા કાકાએ બધા ધર્મગ્રંથો વાંચ્યા છે. પેલાએ મને સવાલ પૂછ્યો કે સમાધિમાંથી માણસનું વ્યુત્થાન થાય છે એનું કારણ શું? હું મારી બપોરની સમાધિમાંથી વ્યુત્થાન કરીને જ એને ત્યાં ગયો હતો. પણ જવાનું કારણ તો ગંગોત્રીના રસ્તાની માહિતી પૂછવાનું હતું. શાસ્ત્રાર્થ માટેના આહ્વાનથી હું ઠીક ઠીક ગૂંઝાયો. હું જો કહું કે મેં કશું વાંચ્યું નથી તો સ્વામી જૂઠા પડે. અને કોઈ પણ જવાબ આપું તો શાસ્ત્રાર્થ શરૂ થાય. એટલે મેં કલિવિડંબન પ્રકરણમાં સૂચવેલી યુક્તિ અજમાવી. મેં કહ્યું, મેં જેટલું વાંચ્યું છે તે બધું અંગ્રેજીમાં વાંચ્યું છે. તમે અંગ્રેજીમાં સવાલ કરો તો બધું વિવરણ બરાબર કરી આપીશ. બિચારા પંડિત નિરાશ થયા અને હું બચી ગયો; નહીં તો મારું અદૃષ્ટ મને આ શાસ્ત્રાર્થ-માંથી વ્યુત્થાન કરવા દેત નહીં.

અહીંથી અમે સ્વામી પ્રજ્ઞાનંદ કરીને એક દક્ષિણી સાધુ રહેતા હતા એમનાં દર્શને ગયા. કહેવાય છે કે, આ દક્ષિણી પંડિત સત્તાવનની સાલના બળવામાં સારી પેઠે સપડાયા હતા. ત્યાંથી સાધુને વેશે હિમાલયમાં રખડતા અંતે અહીં આવી પહોંચ્યા હતા. અહીં ટેહરીમાં બહુ ખરાબ રીતે મરકીનો રોગ ફેલાયો હતો ત્યારે આ સાધુએ કંઈક સાધના કરીને અને પંચમુખી મારુતિની સ્થાપના કરીને એ રોગ અજબ રીતે હઠાવ્યો. પરિણામે રાજાની એમના પર ભક્તિ બેઠી અને સ્વામીજી રાજગુરુ બન્યા. પ્રખર પંડિત તરીકે એમની કીર્તિ દૂર દૂર સુધી ફેલાઈ હતી, જેને લીધે દૂર દૂરના વિદ્યાર્થીઓ એમની પાસે શંકાનિવૃત્તિ માટે આવતા. અમને તો કશી શંકા હતી જ નહીં, ફક્ત કુતૂહલ હતું. એટલે અમે સાંજનો થોડોક વખત એમને ત્યાં ગાળ્યો. એમની કોઈ એક વિધવા શિષ્યા ત્રાંબાના પતરા પર કોતરેલા શ્રીચક્રની પૂજા કરતી હતી, તે તરફ મારું ધ્યાન ગયા વગર રહ્યું નહીં. એ બાઈએ દીવો કરીને અમને સ્વામીજી આગળ બેસાડ્યા. અમે સ્વામીજી જોડે ખૂબ વાતો કરી, માહિતી મેળવી અને પંચમુખી હનુમાનનું તેમ જ મુખ્ય મંદિરનું દર્શન કરી પાછા ફર્યા.

ટેહરીની મુખ્ય શોભા તો ભાગીરથી પરનો તારનો ઝૂલતો પુલ છે. એ પુલને આ છેડે વડ અને પીપળના ચોતરા ખાસ ધ્યાન ખેંચે છે. મુસાફરો અને સાધુઓ માટે ધર્મશાળા કરતાં પણ આ છાયાની જગા વધારે સગવડભરેલી હોય છે. જે ઠેકાણે વડ અને પીપળની છાયા એકત્ર પડે છે તે સ્થાન પવિત્ર ગણાય છે. ત્યાં જપ વગેરે ખાસ સાધના કરાય.

વડનું ઝાડ એ આપણા ગૃહસ્થાશ્રમનો આદર્શ સૂચવે છે, એની વડવાઈઓ ફરી ફરી જમીનમાં ઊતરી એક મોટું અવિભક્ત કુટુંબ બનાવે છે. જ્યારે પીપળ એ દર વરસે પોતાનાં બધાં પાંદડાં ખંખેરી નાખી અને ચામડી ઉપર પણ પોપડા બાઝવા ન દઈ સંન્યાસધર્મને સૂચવે છે. એનાં પાંદડાંની અખંડ જાગૃતિ પણ સંન્યાસધર્મને સૂચવે છે; આ બે આશ્રમ જ્યાં ભેગા થયા હોય ત્યાં હિંદુ સમાજને વિશેષ પાવિત્ર્ય દેખાય તો તેમાં આશ્ચર્ય શું?

ટેહરી એક પ્રખ્યાત પહાડી દેશી રાજ્ય છે. એક વખતે આ રાજ્યનો વિસ્તાર અને એની પ્રતિષ્ઠા ઈતિહાસપ્રસિદ્ધ હતાં. હિમાલયની પેલી પાર સુધી અહીંના રાજાઓની આણ વર્તતી. આજે તો કેવળ જંગલની આમદાની માટે જ એ પ્રખ્યાત છે. બીજી ખ્યાતિ તો અહીંની પ્રજાની અજ્ઞાન અને બીકણ દશાની ગણીએ તો છે. કેળવણી વિશે અહીંના રાજાના મનમાં જરાય ઉત્સાહ નથી. તે માને છે કે કેળવણીથી પ્રજામાં અસંતોષ ફેલાય છે. અંગ્રેજી નિશાળના એક શિક્ષકે આ માહિતી આપી! હું વિચારમાં પડ્યો, આ શિક્ષક કેમ અહીં વૈતરું કરતો હશે?

આપણે રાષ્ટ્રીય સંસ્થાઓ માટે સાધનો અને સગવડો શોધીએ છીએ. નાણાંની છૂટ હોત તો ફલાણું કર્યું હોત, ઢીંકણું કર્યું હોત એવી વાતો કરીએ છીએ. પણ આ પરાક્રમી પૂર્વજોના રાજવંશી વારસો જુઓ. એમની પાસે બધી જાતની સગવડો

હોવા છતાં કશાનો વિચાર જ કરતા નથી, અથવા કરે છે ત્યારે અવળો વિચાર કરે છે. સત્તાવન સાલનો પ્રયત્ન એળે ગયો એટલે પેલા પંડિત ભગવું ધારણ કરી ઘટત્વ અને પટત્વના અવચ્છેદકાવચ્છિન્નત્વની ચર્ચામાં ડૂબી ગયા. અને રાજાઓ શામાં શામાં ડૂબી ગયા છે એની ગણતરી કરતાં પણ કંટાળો આવે. એક વાર હાર્યા તેથી શું થયું? દરેક હાર એ નવા પ્રયત્ન માટે ખાતરરૂપ ગણવી જોઈએ. હારમાંથી મળતી કેળવણી ઓછી મહત્ત્વની નથી હોતી. વિજ્ઞાનશાસ્ત્રીઓના સફળ પ્રયત્નનાં વર્ણનો આપણે વાંચીએ છીએ; પણ એ સફળ પ્રયોગો કરતાં સોગણા નિષ્ફળ પ્રયોગો તેમણે ધીરજપૂર્વક કરેલા હોય છે એ આપણે કેમ ભૂલી જઈએ? ઉપરાઉપરી અસંખ્ય હારો જે ખમી શકે તે જ પુણ્યવાન છે. સત્તાવન સાલમાં હાર્યા કે તરત જ બુદ્ધિમાન અને પુરુષાર્થી લોકોએ ભેગા થઈ વિચાર કરવો જોઈતો હતો કે આપણે કેમ હાર્યા? કયા કયા રાષ્ટ્રીય દુર્ગુણોને લીધે મેળવેલી જીતનું આપણે પાણી કરી નાખ્યું? આપણી પદ્ધતિમાં કંઈ ખામી હતી? હવે સમાજ-રચનામાં કયો ફેરફાર કરવો જોઈએ? નવા પ્રયત્નમાં આખી પ્રજા એકદિલથી સામેલ થાય એ માટે શું કરવું જોઈએ? જે લોકોએ આપણને હરાવ્યા તે લોકોનો દેશ કેવો છે, એ દેશનો પ્રજાસ્વભાવ કેવો છે, એ સ્વભાવને કેળવવા એ લોકોએ શું શું કર્યું છે, આપણામાં પણ એવાં તત્ત્વો ભિન્નરૂપે સુપ્ત સ્થિતિમાં છે કે નહીં, એ તત્ત્વોને કેમ ઓળખીએ, કેમ કેળવીએ?

આવા આવા વિચાર કરવાને બદલે રાજાએ સંન્યાસી પંડિતને વૃત્તિ બાંધી આપી, સંન્યાસી પંડિતે રાજાને આશીર્વાદ આપ્યો અને બંનેએ મળીને પ્રજાને પંચમુખી હનુમાન આપ્યો અને રાષ્ટ્રીય જીવનનાં પચાસ વરસ એમ ને એમ વહેવા દીધાં.

પણ પૂર્વજોની કીર્તિ ઉપર જ જે નભે છે એ જેમ નામર્દ છે, તેમ પૂર્વજોના દોષની જ ગણતરી કરવા બેસે તે પણ નામર્દ છે. હિમાલયમાં આવ્યો છું, અંતર્મુખ થયો છું, કશું બંધન કે જવાબદારી નથી. મારે જ એ બધી વસ્તુનો વિચાર કેમ ન કરવો? મારે જરૂર એ વિચાર કરવો જોઈએ એવા એવા વિચારો મનમાં ચાલતા હતા અને થાકેલાં ગાત્રો ઉપર નિદ્રાદેવીનું સામ્રાજ્ય જામતું હતું. સવારે ઊઠીને અમે મસૂરીનો રસ્તો લીધો.

## ૨૯. બાદરનું ગામ

હિમાલયની યાત્રા પૂરી કર્યા પછી ફરી એક વાર બીજે સ્થળે ટેહરી તરફ હું આવ્યો હતો, અને નજીકના [illegible] નામના ગામડામાં સ્વામી રામતીર્થના મઠમાં અમુક મહિના સાધના માટે રહ્યો હતો. એ વખતનો અનુભવ [illegible]

વર્ણન અહીં ચાલે છે તે મૂળ યાત્રા વખતે એ ગામડાં વિશે અમે કશું સાંભળ્યું નહોતું. પણ સ્મરણયાત્રામાં ટેહરી પછી માલદીવલ અને ત્યાંનું અત્યંત ભીડવાળું એકાંત યથાક્રમે આવે જ છે. એ અનેરો અનુભવ જો ટૂંકામાં આપી શકાય એમ હોત તો અહીં જ એ બધો આપ્યો હોત. સ્મરણયાત્રામાં એ જ ઉચિત થાત. અત્તરની શીશી ખોલતાંવેંત જેમ એની સુગંધ પુરજોસમાં બહાર નીકળી ઓરડીને ભરી દે છે, તેમ જે માલદીવલનું નામ લેતાંવેંત કષાયમધુર સ્મરણોની એટલી બધી સેરો છૂટે છે કે એકબે લેખના પવાલામાં એ મવડાવવી અશક્ય નહીં તો કઠોર તો છે જ. એટલે સ્મૃતિનાં કમાડ બંધ કરી ધરાસુનો રસ્તો લીધે જ છૂટકો.

ટેહરીના રાજાની તાલીમમાં તૈયાર થયેલા પંડિત અમલદારે ગંગોત્રી-જમનોત્રી તરફની માહિતી આપતાં એક સવાલ છેડયો. જમનોત્રી તરફના લોકો શૌચ જઈ આવ્યા પછી પાણી વાપરતા જ નથી. તેઓ માને છે કે, ગંગાયમુના જેવી પવિત્ર નદીઓનું—માતાઓનું પાણી અપવિત્ર કામ માટે વાપરવાથી અંધર્મ થાય. અમે કોક વાર સ્વચ્છતા વિશે એમને ઉપદેશ કરીએ છીએ. પણ મનમાં અનેક વાર શંકા ઊઠે છે કે, અજ્ઞાનજન્ય ભલે હોય પણ એ શ્રદ્ધા તોડવાનો આપણને અધિકાર છે? જમનોત્રી તરફના લોકો ભાગ્યે જ જૂઠું બોલે છે. ચોરી તો ત્યાં થતી જ નથી. કોઈ પણ ઘરને કે પટારાને તમે તાળાં નહીં જુઓ. એમને જૂઠાણાની આવડત જ નથી. સાચું કહેતાં મૂંઝાશે, પણ એની અવેજીમાં બીજું કાંઈ પણ કહી શકાય એ એમના સ્વપ્નામાંયે નહીં આવે. એ અમલદારના પ્રત્યક્ષ શબ્દો મને યાદ નથી, પણ મતલબ અને અતિશયોક્તિ એ જ હતી. એ મને પૂછે, 'ત્યારે કહો, અમારે શું કરવું? એ લોકોનું એ ધન્ય અજ્ઞાન તોડવું અને એમને આપણા જેવા બનાવવા? કે એમને છે એવા ને એવા જ નિર્બુદ્ધ અને નિર્દોષ રાખવા?' મેં જવાબ વાળ્યો, 'હું એવી સ્થિતિની અદેખાઈ પણ ન કરું. ગાય જૂઠું નથી બોલતી એટલા માટે એ પવિત્ર નથી. પથ્થર બોલતો નથી એટલા ખાતર એ મુનિ ગણાતો નથી. અને આ માછલીઓ અખંડ ગંગાસ્નાન કરે છે એથી કાંઈ એ સ્વર્ગે જવાની નથી.' પેલા ભાઈ કાંઈક બોલવા જતા હતા. એમનો શબ્દ નીકળે તે પહેલાં જ મેં કહ્યું, 'હા, મને પેલા સ્તોત્રની ખબર છે. એ કવિની કલ્પના માત્ર છે. માછલીઓ જે સ્થિતિમાં રહે છે એને તમે સ્વર્ગ ભલે કહો, પણ ગંગાસ્નાનના પુણ્યને પ્રતાપે એમને એ સ્વર્ગ નથી મળવાનું કે જે સદાચારપાલનના પરિણામે આપણે મરણ પછી મેળવવા માગીએ છીએ. તમે આ લોકોને જ્ઞાનથી વંચિત નહીં જ રાખતા. એમની જડતા એ શ્રદ્ધા નથી. માણસમાં જૂઠું બોલવાની શક્તિ છે, એ શક્તિનો એ પ્રયત્નપૂર્વક ત્યાગ કરે છે અને અંતે જૂઠું બોલવાની શક્તિ હોવા છતાં જૂઠું બોલવું પોતાને માટે અશક્ય કરી મૂકે છે, તેથી જ તે સત્યપાલનનો આનંદ અને એમાંથી મળતી વાચાસિદ્ધિ અને ક્રિયાફલાશ્રયત્વ મેળવે છે. માણસ અજ્ઞાનમાં રહે એ મોટું દુર્દૈવ છે, કોઈ બીજાને ઇરાદાપૂર્વક અજ્ઞાનમાં રાખે એ મહાપાપ છે. અજ્ઞાનની સુરક્ષિતતા ભયાનક છે,

જોખમકારક છે. જે સાંભળ્યું તે સાચું માન્યું એ વૃત્તિ શ્રદ્ધા નથી, પણ ભોળપણ છે, બાઘાઈ છે.'

ટેહરીથી આગળ જતાં ચડવાઊતરવાનું બહુ ઓછું હતું એટલે અમે જરા ઝપાટાભેર ચાલવા લાગ્યા. રસ્તો ગમે તેવો હોય તોયે અમારા કુલી કરતાં અમારી ચાલ તેજ રહેતી. પણ આજે મેં જોયું તો અમારા કુલી અમારાથી આગળ. એ અસાધારણ બનાવ તરફ મારું ધ્યાન ગયું. મેં સ્વામીને કહ્યું, 'બાદરુ અને કૈરાસિંગ આજે કંઈ વિશેષ જુવાન થયા લાગે છે. આપણા કરતાંયે આગળ ચાલે છે.' સ્વામી કહે, 'આજે રસ્તામાં એ લોકોનું ગામ આવવાનું છે. ઘેર જવાની ઉત્કંઠાથી એ લોકો આજે આટલા તેજ થયા છે.' પછી સ્વામીએ આ મુગ્ધ પહાડી લોકોની એ વૃત્તિનાં ખૂબ વખાણ કર્યાં. 'Home, Sweet Home'વાળી કવિતા સ્વામીને યાદ આવી. આપણે ત્યાં એ ભાવ કેમ નથી એવી ચર્ચા પણ ઉપાડી. મેં કહ્યું, 'દેશાભિમાન એ શબ્દ નવો છે. આપણે અભિમાનને દોષ ગણીએ છીએ. દેશભક્તિ એ કંઈક સારો શબ્દ છે. પણ આપણો જૂનો શબ્દ છે જન્મભૂમિવાત્સલ્ય. એ કેટલો સુંદર લાગે છે! એ વાત્સલ્યને કેટલાક કવિઓએ નબળાઈ તરીકે વર્ણવી છે એ ખરું. પણ શ્રીકૃષ્ણના જીવનમાં ગોકુળવૃન્દાવન વિશેની જે લાગણી મોટપણમાં દેખાય છે તે આ દેશભક્તિની જ ઘરગથ્થુ આવૃત્તિ છે.'

મને થયું, જો પ્રથમથી ખબર હોત કે બાદરુનું ઘર આજે આવવાનું છે તો ટેહરીથી જ એનાં છોકરાંઓ માટે મેં થોડીક મીઠાઈ લીધી હોત. સ્વામીને મારી સૂચના ગમી. પણ જંગલમાં મીઠાઈ ક્યાંથી આવે? એટલામાં રસ્તામાં એક ધર્મશાળા આવી; ત્યાં મીઠાઈની એક દુકાન હતી. બાદરુ ત્યાં થોભ્યો હતો – એટલી જ ખાતરી કરી લેવા કે અમે ત્યાં થોભવાના નથી. 'હજી ઘણો દિવસ બાકી છે. તમે જરાક તેજ ચાલશો તો અમારું ગામડું આવી જશે. યાત્રાલાઈનથી બહુ દૂર નથી.' એમ કહીને કરગરવા લાગ્યો. સ્વામીએ મીઠાઈ ખરીદી લીધી અને હસતાં હસતાં એને ખાતરી આપી કે આજે રાત્રે તારે ઘેર જમીશું.

યાત્રાલાઈન છોડી અમે ઝપાટાભેર અમારા કુલીના ગામ તરફ ચાલવા લાગ્યા. શબરી કે વિદુરને જેટલો આનંદ થાય તેટલો આનંદ અમારા બિચારા કુલીને થયો. રસ્તામાં એક ઠેકાણે મેં સાંભળ્યું કે, એક વરસ ઉપર અહીં એક માણસને ઘાસ વાઢતાં સર્પ કરડ્યો હતો અને એ મરી ગયો હતો. સર્પનો સવાલ ઊપડે એટલે એ વિષય ખૂબ લાંબે સુધી ચાલવાનો. અમુક વિષયો મનુષ્યપ્રિય હોય છે. બહારવટિયાનો ત્રાસ, દુકાળનો અનુભવ, ભૂત જોયાના પ્રસંગો, એ જેમ અખૂટ વિષયો છે તેમ જ સર્પની દુનિયા પણ ખૂબ લંબાયમાન છે. સર્પની વક્ર ગતિથી પાળે પાળે જતી અમારી કેડી અમે કાપતા ચાલ્યા અને બાદરુ પોતાના ઘરની વાતો કહેતો ચાલ્યો. રસ્તામાં ખેતરો વચ્ચેના ઊંચા ઊંચા પથરાના બાંધ જોઈ મેં કેટલાક સવાલો પૂછ્યા. જેમ જેમ સવાલો પૂછીએ તેમ તેમ બાદરુ ખીલે. આમ કરતાં બાદરુનું ગામ નજીક આવ્યું. પછી તો એને અમારી સાથે વાતો કરવાનો

રસ ન રહ્યો. સાંજ પડી હતી એટલે ખેડૂતો ખેતરમાંથી ઘેર જતા હતા. જેને જુએ તેને બાદરુ પોતાનાં બૈરાંછોકરાં વિશે પૂછે, સગાંવહાલાંની ખબર કાઢે. એ તો ગાંડો ગાંડો થઈ ગયો હતો. આખરે અમે એના ઘર આગળ ખળામાં જ બેસીને રાંધ્યું; ભક્તિભાવપૂર્વક આણેલું ઘી, દૂધ, દહીં આરોગ્યું; અને ભેગા થયેલા ટોળા જોડે વાતો કરવા બેઠા.

કૈરાસિંગ અને બાદરુ એ કંઈ શહેરી મજૂરો જેવા ભૂખલા મજૂરો નહોતા. વતન, વાડી, ઢોર, ખેતી અને સામાજિક પ્રતિષ્ઠા એમના પ્રમાણમાં એમની પાસે ઠીક ઠીક હતાં. પહાડના લોકો પાસે નાણાંનો દુકાળ. એટલે યાત્રાની મોસમમાં એકાદ મહિનો કુલીપણું કરી પચાસ-પોણોસો રૂપિયા મેળવી લે એટલે આખું વરસ સુખેથી જાય, અને હાથમાં નાણાંની છૂટ રહેવા ખાતર ઘરનો માલ ગમે તે ભાવે વેચવાનું જોખમ ખેડવું ન પડે.

'અમારા દેશમાં આવા મોટા મોટા પહાડ નથી હોતા, રસ્તાઓ સીધા હોય છે. એના પર ગાડી દોડે છે.' વગેરે અમે કહ્યું. ગામની ડોસીઓ પૂછવા લાગી, 'એકદમ સીધો રસ્તો? ચડવાઊતરવાનું કશું ન મળે? અફસોસ! ત્યારે તમારા પગ થાકી જતા હશે. અને ત્યાં તડકો પણ હશે. તમે શી રીતે ચાલતા હશો?' પણ જ્યારે મેં એમને કહ્યું કે અમારે ત્યાં અઢીત્રણ પૈસે નાળિયેર મળે છે, ત્યારે તો એ ગામનાં નાનાંમોટાં બધાં જ અમારા દેશ તરફ આવવાને લલચાયાં. હિમાલયમાં નાનામાં નાનું નાળિયેર ચાર આનાથી ઓછે ભાવે મળે નહીં. એને કોઈ વધેરે નહીં. ખરીદીને મંદિરમાં મૂકે. મંદિરનો ગોર ફરી એ ને એ જ નાળિયેર બજારમાં આણીને વેચે. આમ એક જ નાળિયેરના નસીબમાં વરસમાં અસંખ્ય વાર અર્પણ થવાનું હોય છે. વધેરવાથી અંદર કોપરું મળશે જ એવી પણ ખાતરી ન રખાય.

પછી અમે ઘરમાં પાણી ભરવાની વાતે ચડ્યા. અમારા દેશમાં દૂર જઈ નવાણમાંથી પાણી આણવાપણું નથી હોતું. ઘેર ઘેર કૂવા હોય છે, એમ મેં કહ્યું. એ ગામડાંની મુગ્ધ કન્યાઓ તો કૂવો કેવો હોઈ શકે છે એની કલ્પના જ ન કરી શકે. ડોસીઓ દયા ખાઈને કહે, 'તમારે ત્યાં બહેનોને માટે એ કેટલી મોટી હાડમારી? ઊંડાણમાંથી પાણી ખેંચીને બહાર કાઢવું એ હિંમત તો તમારી બહેનો જ કરે. અમારે ત્યાં એ મુશ્કેલી જરાય નથી. નવાણમાંથી ગાગર ભરી માથે ચડાવી કે ચાલ્યાં.' પણ ચાલ્યાં એટલે શું? કોક કોક વાર ખાસો અર્ધો માઈલ પહાડ ચડવાનો કે ઊતરવાનો. પણ એ લોકોને મન એ કશું વિસાતમાં નહીં. પણ જમીન-ના ઊંડાણમાંથી રસી વતી વીસેક હાથ ઊંડાણવાળું પાણી બહાર ખેંચી કાઢવું એ તો ભારે હાડમારી—સખત સજા જ કહેવાય!

બીજે દિવસે બાદરુ કહે, 'હું હવે રહી જવાનો. મારો દીકરો તમારી સાથે આવશે. એ તગડો છે. તમને ખૂબ કામ આવશે.' એ પ્રમાણે વ્યવસ્થા થઈ. પણ છેલ્લી ઘડીએ એ બાવીસ વરસના બાળકને 'પરદેશ' મોકલવાની એની માતાની હિંમત ન ચાલી, અને આખરે અમારો બાદરુ જ ગાંગરતાં ગાંગરતાં પલાણ્યો.

# ૩૦. રાઢીની ધારે

બાદરુના ગામથી ધરાસુ સુધીનો રસ્તો કેમે કર્યો ધ્યાનમાં આવતો નથી. બાદરુ અને કરાસિંગની મહેમાની સ્વીકારી ન હતી ત્યાં સુધી એમનો અમારો સંબંધ શેઠ-નોકર જેવો હતો. એમના ઘરનું ઘીદૂધ ચાખ્યા પછી અને એમના આંગણામાં રાતવાસો કર્યા પછી અમારી વચ્ચે સમાનભાવ જાગ્યો. આરામના દિવસની ખીચડી અને રોજના ચણાચબીના(ઘઉંની ધાણી)ની રકઝક કરવાનું હવે પછી એમને કદી ન સૂઝ્યું. અમે પણ એમની સાથે વધારે વાતો કરવા લાગ્યા, એમણે ક્યારે અને શું ખાધુંપીધું એની તપાસ રાખતા થયા, અને અમારાં હૃદયો કંઈક વધારે નજીક આવવા લાગ્યાં. આ પરિચયને લીધે એમણે અમારી સેવા ઓછી કરી એવું તો બિલકુલ ન બન્યું. ઊલટું અમે વઢવાના નથી એ ખાતરીને લીધે પોતાની બુદ્ધિ વાપરી અમારી સગવડો શોધવા તરફ જ એમનું વલણ વધ્યું. નોકરો અને મજૂરો સાથે કડકાઈથી કામ લેવા કરતાં પ્રેમ અને સદ્‌ભાવથી કામ લેવાથી કામ સુધરે છે, સેવા વધારે મળે છે. પણ એથીયે વિશેષ લાભ તો એ છે કે, નોકરોની ગભરાયેલી બુદ્ધિને આશ્વાસન મળવાથી તે વધારે ખીલે છે અને નોકર પણ બુદ્ધિમાન પ્રાણી બને છે.

ધરાસુમાં રાત્રે મજૂરો વચ્ચો ખૂબ ચર્ચા ચાલતી હતી. બંગાળ તરફનો કોઈ મોટો જમીનદાર ત્યાં પડાવ નાખીને પડયો હતો. એ રાજાના મુનીમ અને મજૂરો વચ્ચે ખૂબ રકઝક ચાલતી હતી. કલાકો સુધી શાંતિનું નામ ન મળે. મને કંઈક સ્મરણ છે કે અહીં જ અમને કેટલાક ગુજરાતી યાત્રાળુઓ મળ્યા. સ્વામીએ એમની સાથે વાતો કરી. એ લોકો આગળ જતાં અમને ગંગોત્રીમાં મળ્યા હતા. અને ત્યાં મારે એમના રસોઈયાને ખાવાના ધાર્મિક નિયમોને અંગે કાંઈક ચુકાદો આપવો પડયો હતો.

ધરાસુથી જમનોત્રી જવાનો રસ્તો ફંટાય છે. અહીં સુધી જમનોત્રી જવું કે ન જવું એ વિશે અમારો નિશ્ચય થયો ન હતો. આખરે નક્કી થયું કે જવું. એ મજૂરો સાથે વધારે મજૂરીનો કરાર અહીં જ કર્યો અને અમે ચાલ્યા. કેશરસિંગ કહે, ‘અમે જમનોત્રીના પ્રદેશમાં ભાગ્યે જ જઈએ છીએ. આ રાઢી પહાડની પેલી પારનો મુલક સારો નથી. ત્યાં જોખમ ખૂબ છે.’

પહાડી લોકોની મનોદશાનું આ સૂચક છે. મોટો પહાડ આડે આવ્યો એટલે ત્યાં દુનિયાનો અંત આવી ગયો. પહાડ ઓળંગવો એમને માટે રમતવાત છે. પણ પેલી પારની દુનિયા જુદી અને આપણી જુદી; એ લોકો જુદા, આપણે જુદા;

એવી ગાંઠ તેમના મનમાં બંધાઈ જાય છે. હાઈસ્કૂલમાં કૂપરની કવિતા ગોખેલી તેમાંની બે લીટી યાદ આવી:

Lands intersected by a narrow frith
Abhor each other. Mountains interposed
Make enemies of nations who had else
Like kindred drops been mingled into one.

જમના મૈયાનું નામ લઈને અમે ચાલ્યા. માધવાનંદે પણ સાથ કાયમ રાખવાનું નક્કી કર્યું. અહીંથી એક ઘોર જંગલમાં અમે પ્રવેશ કર્યો. જ્યાં જુઓ ત્યાં છાયા જ છાયા. એક પણ ઝાડ ન ડોલે ન હાલે. જાણે ધ્યાની ઋષિઓનું સંમેલન. અમે ઉત્સાહભેર આગળ ચાલીએ. બિચારો માધવાનંદ અમારી ગતિને શી રીતે પહોંચે? એ પાછળ રહેતો. એને બંગાળી સિવાય બીજી એકે ભાષા ન આવડે. એટલે સ્વામી કહે, 'જો એક વાર આ જંગલમાં એ ભાઈ ભૂલો પડયો તો વાઘવરુનો ખોરાક થઈ જવાનો. આપણે જરાક થોભીએ અને એની રાહ જોઈએ.' પ્રવાસમાં થોભવાની સૂચના કોને ન ગમે? પણ હું બેસવાની ના પાડતો. નાગવેતની મારી લાકડી પર ભાર મૂકી હું ઊભો ને ઊભો જ આરામ લેતો. એક વાર બેઠા અને પગમાં લોહી ફરવા માંડયું એટલે પગ ફૂલી જવાના અને ચાલતાં મુશ્કેલી વધવાની. મુકામ આવે ત્યારે જ બેસીએ.

કોઈ પણ લડત માટે પણ એ જ નિયમ શું સાચો નથી?

માધવાનંદ ધીમે ધીમે રસ્તો કાપે. મને પ્રણવગર્જના સૂઝી. ઊંચે શિખરેથી ઊંચે સાદે મેં લલકાર્યું: ૐ શાऽऽऽन्तिः शाऽऽऽन्तिः शाऽऽऽन्तिः। દૂરથી માધવાનંદનો જવાબ આવ્યો: शान्तिः शान्तिः शान्तिः। આમ થોભવામાં અમારો કેટલોય વખત ગયો. રાત પડી અને અમે પહાડ ઊતરી જવાને બદલે પહાડને માથે જ પહોંચ્યા હતા. અંધારું ઘનઘોર. વચમાં એક નાનકડી કેડી પાસેના એક નેસડા તરફ જતી હતી. એણે પણ અમારો વખત લીધો. કયો રસ્તો મોક્ષનો અને કયો રસ્તો આડે માર્ગે લઈ જનાર સિદ્ધિનો? અમે આસપાસ જોયું, ઉપર જોયું, નીચે જોયું અને સુસાફરની સહજબુદ્ધિથી અચૂક નક્કી કર્યું કે કેડીનો રસ્તો છોડી દેવો. અંધારામાં તો ઈશ્વર પર આધાર રાખીને જ જવાય. શાંતિની ગર્જના કરતા અમે શિખરે પહોંચ્યા. એટલામાં રજનીકાન્ત ઊગ્યો અને આસપાસનું અંધારું કંઈક દેખાવા લાગ્યું.

ખાવાનું શું મળશે એ સવાલ મનમાં અહીં આવે જ શાનો? રહેવાની જગા મળે તો ધન્યભાગ્ય. જંગલખાતાની એક કચેરી રસ્તામાં આવે છે એમ અમે સાંભળ્યું હતું. તેનું ધ્યાન ધરતા અમે ચાલ્યા. પણ એ કચેરી કેમે કરી આવે જ નહીં. એટલામાં બુવાએ નવરા લોકો ગપ્પાં મારતા હોય એવો અવાજ સાંભળ્યો. એ દિશાએ જઈને સ્વામીએ 'બાતમી' આણી કે જરાક ઊંચે જંગલના સિપાઈઓનું એક થાણું છે, ત્યાંથી એ અવાજ આવે છે. અમે ત્યાં ગયા. પણ જંગલના

એ બેપગા વાઘ અમને પાસે ઢૂંકવા દે શાના? તેઓ ઘૂરકયા, બબડ્યા, ધસી આવ્યા, પણ અમે એકના બે ન થયા – અથવા સાચું કહીએ તો ત્રણના ચાર ન થયા. માધવાનંદ અને કુલીઓ પહોંચ્યા હોત તો અમે ખાસા છ થાત. અંધારામાં પણ સ્વામીની વાણીની મોહનીએ પોતાનું કામ કર્યું અને વાઘ નરમ પડ્યા. એમણે અમને ઓટલા પર પણ આવવા દીધા. પછી વાતો જામી. પ્રથમ તો એમણે જંગલના કાયદાની કડકાઈ અને એનું મહત્ત્વ સમજાવ્યું: કોઈ સળગતી બીડી ફેંકી દે તો આખું જંગલ બળી ઊઠે, લોકોના જાન જોખમમાં આવે, અને એથીયે વધારે, સરકારને પારાવાર નુકસાન જાય!

માધવાનંદ આવ્યો, અને એની બંગાળી વાગ્ધારા ચાલી. મેં એને બેત્રણ વાર કહ્યું કે, બંગાળીનો બ્રહ્માક્ષર પણ હું સમજતો નથી. 'આનંદમઠ'નાં કેટલાંક પાનાં વાંચ્યાં હતાં પણ બંગાળી ઉચ્ચાર એ બંગાળી ઉચ્ચાર. એનું જ્ઞાન તો ગુરુમુખે જ થાય. મેં એને મરાઠીમાં કહ્યું, હિંદીમાં કહ્યું, નિષ્કામ કર્મ તરીકે અંગ્રેજીમાં પણ કહ્યું, પણ માધવાનંદની વાગ્ધારા તૂટે જ નહીં. પેલા કવિએ કહ્યું છે: I sing because I must. (નથી રહેવાતું માટે હું ગાઉં છું.) એ જ જાતની માધવાનંદની પ્રતિભા હતી. હું સમજું ન સમજું એની એને દરકાર ન જણાઈ. મારા કાન માણસના છે એટલું એને માટે બસ હતું. શ્રાવણાંજલિપુટપેય એવા એના વાચામૃતનું એણે મને પરાણે પાન કરાવ્યું. મેં પણ હૈયું કઠણ કરી નિષ્કામ કર્મ સમજી શાંત રીતે બધું સાંભળ્યા કર્યું, જાણે પાડા ઉપર વરસાદ.

ચંદ્ર ઊગ્યો તો ખરો, પણ આકાશ એટલું સારું ન હતું અને અમે થાકેલા. એટલે કશા ગાંડપણ વગર અમે સૂઈ ગયા.

સ્મૃતિ દગો દે છે, પણ ધરાસુથી નીકળ્યાને દિવસે ઘણું કરીને એ અદ્ભુત અનુભવ થયેલો હોવો જોઈએ. રસ્તે ચાલતાં ચાલતાં એવું એક સ્થાન આવ્યું કે જ્યાં જતાંવેંત અંદરથી થઈ આવ્યું કે આ સ્થાન પૂર્વપરિચિત છે, જાણે અહીં કોક વખતે હું રહ્યો જ છું. આવો ભાવ ક્યાંથી પેદા થયો એ સમજાતું નથી. અનેક વેળા એને વિશે અનેક વિચારો કર્યા છે, પણ નિર્ણય થતો નથી. આવે ઠેકાણે હું કોઈ કાળે પૂર્વે આવ્યો ન હતો એ ચોક્કસ. ત્યારે આમ શાથી લાગ્યું હશે? આ રમણીય સ્થાન જોઈ કોઈ અસ્પષ્ટ કલ્પના કે વાસના તેને ભૂત જેવી વળગી પડી હશે? કાલિદાસ તો ઝટ દઈને કહેત:

तच्चेतसा स्मरति नूनमबोधपूर्वं
भावस्थिराणि जननान्तरसौहृदानि ।

પણ એટલું ખરું કે મને આગળપાછળનો કશો વિચાર કર્યા વગર ત્યાં જ રહી જવાનું મન થઈ ગયું હતું. પણ મનુષ્યવસ્તી વગરના એ મહારણ્યમાં કેવળ કાવ્યમય કલ્પનાને જોરે રહી જવાતું હશે?

# ૩૧. 'યામુન' ઋષિ

સવારે ઊઠીને અમે ગંગાણીનો રસ્તો લીધો. બરફના દર્શનને લીધે ચિત્ત પ્રસન્ન થયું હતું જ. એને અપ્રસન્ન કરનાર એકે વસ્તુ આ કુદરતી મુલકમાં ન હતી. પહાડમાં ચડતાં જેટલું સૃષ્ટિનિરીક્ષણ થઈ શકે તેટલું ઊતરતાં થઈ શકતું નથી એટલી જ એક મુશ્કેલી હતી ખરી. ચડતાં આપણે ધીમે ધીમે ચડીએ છીએ, ચારેકોર જોઈ શકીએ છીએ, અને શરીરને ગમે તેટલું જોર કરવું પડે તોય શરીર તરફ ધ્યાન આપવું નથી પડતું. ઊતરતી વખતે પહાડનો ઉતાર જ આપણને ઉતાવળ કરાવે છે, આસપાસ જોવા કરતાં પગ તળે જોવાની આવશ્યકતા વધારે હોય છે, દરેક પગલા સાથે આખા શરીરનો ભાર ઢીંચણ અને ઘૂંટણ પર આવી પડે છે, અને પગ સાચવવાની કસરત તો અનેક રીતે કરવી પડે છે. શંકરની ત્રીજી આંખની પેઠે અમારી પાસે લાકડીનો ત્રીજો પગ હતો, એટલે જ અમે સુરક્ષિત હતા. જંગલમાં જોવાલાયક તો ઘણું હોય છે. જાતજાતનાં વૃક્ષ અને પાંદડાં, નાનીમોટી ટેકરીઓની વ્યૂહરચના, અને ઊંચાં ઊંચાં શિખરોની હરીફાઈ. પણ એ બધા કરતાં મારું ધ્યાન તો ઝાડોનાં થડ તરફ જ વધારે જાય છે. નાનપણથી મને થડો જોઈને વિશ્વામિત્ર આદિ ઋષિઓનું સ્મરણ થાય છે. અખાડાબાજ બાવાઓ મલખમની કસરત કરતા હોય અને એમના પગમાં અનેક પ્રકારે આંટી પડતી હોય તેવી ઝાડની ડાળીઓ જોઈ મને ખૂબ આશ્ચર્ય થાય છે. થડ અને ડાળીનો આકાર, એની છાલ અને એનો રંગ જોઈને દરેક ઝાડનો સ્વભાવ હું કલ્પી શકું છું. કેટલાંક ઝાડ જાણે પોતા પ્રત્યે જ કઠોર થવામાં જીવનનું સાર્થક થયેલું માને છે. કેટલાંક ઝાડ ખાધેપીધે સુખી બેઠાડુ લોકો જેવાં ગોળમટોળ હોય છે. કેટલાંક સાવ ત્રાંસી ડાળીવાળાં ઝાડ મરાઠા ઈતિહાસના રાજારામના વખતના વીરોની પેઠે વિપત્તિ સામે અસહાય પણ અવિચળપણે ઝૂઝતાં હોય એમ લાગે છે. જ્યારે કેટલાંક તો આખા વનનો ઈતિહાસ બની શકે તેટલો સાચવવા-સંઘરવાનું કામ કરતાં હોય એવાં દેખાય છે. કેટલાંક ઝાડની ત્વચા એવી કોમળ હોય છે કે શકુંતલાને તપશ્ચર્યા કરતી જોઈ દુષ્યન્ત જેમ અસ્વસ્થ થયો હતો તેમ આપણું મન અસ્વસ્થ થઈ જાય છે. અને કેટલાંક ઝાડની બખોલો તો જાણે મધમાખોને અથવા પોપટ જેવાં પક્ષીઓને આશ્રય આપવા પોતાનું હૃદય ચીરીને ઉઘાડું કરતી હોય એવી લાગે છે. ઝાડોની સાચી શોભા જોવી હોય તો વરસાદ પછી તડકો પડયો હોય છે એ વખતે જોઈ લેવી, અથવા પક્ષીઓનાં ઝુંડનાં ઝુંડ ઝાડ પર ફૂલોની પેઠે ઊભરાતાં હોય ત્યારે. ચીડનાં ઝાડનાં થડમાં રાંઢવાના વળાંક જેવા રેષા હોય છે, અને તેથી એ થડને મજબૂત બનાવવા માટે કુદરતે કંઈક વિશેષ મહેનત લીધી હોય એવો ભાસ થાય છે.

આવી આવી બધી સુંદરતા જોતો જોતો હું ઊતરતો હતો, એટલામાં ઉપરથી નીચે નજર ગઈ અને યમુનાનાં દર્શન થયાં. યમુનાને ઓળખતાં વાર ન લાગી. હા, એ જ તે કાળી કાલિંદી જેના પાણીમાં પ્રયાગમાં હું નાહ્યો હતો, જેના કાચબાને વૃન્દાવનમાં વાંદરા જોડે લડતાં મેં જોયા હતા, જેના અરીસામાં તાજમહાલનું પ્રતિબિંબ જોઈ હું આશ્ચર્યચકિત થયો હતો અને જેના નામ સાથે કાલિયમર્દનનાં ચિત્રો નાનપણથી મેં જોડયાં હતાં. બેવડા કાઠાવાળી મજબૂત બાંધાની સોળ-સત્તર વરસની સુંદર બાળા યૌવનના ભાનને અભાવે દોડતી-કૂદતી હોય અને સાંકળાં ને ઝાંઝરના નાદની મસ્તીમાં આખી દુનિયાને ભૂલી જતી હોય એવી એ અહીં દેખાય છે. અમે જ્યારે પહાડ ઊતરીને પાસે આવ્યા ત્યારે એનાં નિર્મળ પાણી અનેક રંગે દર્શન દેતાં હતાં. ઘડીકમાં પાણી નીલકાળું મેશ જેવું દેખાય છે. ઘડીકમાં જ્યારે પથરા પર ભટકાય ત્યારે મોરથૂથુના રંગનું થઈ જાય છે. મોજાં જ્યારે પથરા પર ભાંગીને હસી ઊઠે છે ત્યારે તે સાવ ધોળું થઈ જાય છે; અને છતાં ફરી નીલ ગંભીર થતાં એને વાર લાગતી નથી. નિર્મળ પાણીના ગેલથી તપોવૃદ્ધ અને મહાકાય પથરાઓ ધન્ય ધન્ય થતા હોય એવું લાગતું. પાણી પોતાની એક જાતની મસ્તીમાં નાચતું હતું, જ્યારે પથરાઓ બીજી જાતની મસ્તીમાં મગ્ન હતા. એમના મનમાં શું ચાલતું હશે? મારા મનમાં શું ચાલતું હતું એનો એમને ખ્યાલ હશે? થોડીક ધોળી રેતી વટાવીને અમે યમુનાને તટે જઈને બેઠા. કેટલીક પહાડી છોકરીઓ ત્યાંથી પસાર થઈ. અમે અહીં બેઠા શું જોઈએ છીએ એનું એમને આશ્ચર્ય થયું. અમારી નજર જ્યાં પડતી ત્યાં ખાસ શું છે તે તેઓ જોવા લાગી. અહીં તો ખાસ કંઈ દેખાતું નથી એવી નજરે તેઓ ચાલી ગઈ. મારા મનમાં શું ચાલે છે એનો તેમને ખ્યાલ પણ શી રીતે આવે?

આ સ્થાનને ગંગાણી કહે છે. ગંગાણી એટલે શું ગંગા આણી?

એક ઋષિ હતો. ગંગા અને યમુના બંને લોકમાતાની નિર્વિશેષ ભાવે ભક્તિ કરતો હતો. બંનેનાં દર્શન વગર એનો એકે દિવસ જતો નહીં. એ રહેતો અને જમતો જમુનાને કાંઠે, પણ રોજ નાહવા જાય ગંગાના જળમાં. વચ્ચે મોટો રાક્ષસ જેવો રાઢી પર્વત પડયો હતો તેને એણે કોઈ પણ ક્ષણે ગણકાર્યો નહીં. પંદર-વીસ માઈલ કાપી નાખવા એને હિસાબે રમતવાત હતી. શરીર ચાલ્યું ત્યાં સુધી ખડતલ ઋષિએ એ નિયમ પાળ્યો. જ્યારે શરીર સાવ ક્ષીણ થઈ ગયું ત્યારે એણે ગંગાની સ્તુતિ કરી. ગંગાને એની દયા આવી. અને યમુનાને કાંઠે એના આશ્રમ પાસે ધોળા પાણીના ઝરણારૂપે ગંગા પ્રગટ થઈ. ઋષિ કૃતાર્થ થયો. એ નૂતન ગંગામાં નાહવાને ઋષિ કેટલા દિવસ જીવ્યો એ 'માહાત્મ્ય'માં લખ્યું નથી. એ ઝરણું અમે જોઈ આવ્યા. એ ઋષિ જાણે મારા જ ગોત્રનો કોઈ પૂર્વજ હોય એવી ભક્તિ એના પ્રત્યે જન્મી. એ તપસ્વી હતો એના કરતાં કવિ કંઈ ઓછો ન હતો. કાવ્ય લખે તે કવિ એ વ્યાખ્યા અવ્યાપ્ત પણ છે અને અતિવ્યાપ્ત પણ છે. કાવ્ય જીવે તે કવિ એ જ સાચી વ્યાખ્યા છે. કાંઈ નહીં તો ત્રીસ-ચાળીસ

વરસ સુધી ગંગા ને યમુનાની ઉપાસના એણે જરૂર કરી હશે. એ નિયમ લેતાં એના હૃદયમાં કેવા ભાવો ઉદ્‌ભવ્યા હશે! અને એ નિયમના પાલનમાં રોજ રોજ એને કેટલો આનંદ આવ્યો હશે! ચારે ધામની યાત્રા કરવી અને રોજ રોજ નવા અનુભવ લેવા એમાં એક જાતની સંસ્કારિતા રહેલી છે, જ્યારે એ ને એ જ પથ દિવસના બે વાર કાપવો અને છતાં એમાંથી રોજ નવો નવો આનંદ લૂંટવો એમાં બીજી જાતની, ઠરેલ અને ઊંડી સંસ્કારિતા રહેલી છે. જતે દહાડે એ ઋષિને એ પહાડ પરનાં ઝાડ તો શું એકેએક વાદળાની પણ ઓળખ થઈ હશે. એના દેખતાં કેટલાંયે ઝાડનાં બચ્ચાં મોટાં થયાં હશે. એણે કેટલીય વાર જમનાનાં જળ વધતાં અને ઘટતાં જોયાં હશે. અને કુતૂહલ જેવી કાંઈ જ વસ્તુ ન રહેવાથી ચિત્ત અંતર્મુખ કરવામાં એ એની રોજની યાત્રા એને ઉત્તમ રીતે મદદગાર થઈ હશે. એકાગ્રતાનું એ ફળ છે. સાંસારિક અને આધ્યાત્મિક મહાનમાં મહાન પ્રશ્નોનો ઉકેલ આણવામાં આવી એકાગ્રતા પથરા ફોડવાની સુરંગ કરતાંયે વધારે અસરકારક નીવડે છે એ દુનિયાનો અનુભવ છે.

એ યામુન ઋષિનું ધ્યાન વિસર્જન કરી હું આસપાસ જોઉં તો સ્વામી કે બુવા કોઈ ન મળે. તેઓ તો જરાક દૂર જઈને એક ઝૂંપડીએથી તાજું વલોવેલું માખણ ખરીદવામાં મશગૂલ હતા. હું પણ ત્યાં પહોંચ્યો. એ ગોરસ જાણે એ ઋષિનો જ પ્રસાદ હોય એવા ભાવથી આરોગીને અમે આગળ ચાલ્યા.

## ૩૨. રાણાગામ

ગંગાણી છોડી અમે આગળ ચાલ્યા. રિવાજ મુજબ સ્વામી ઝપાટાભર સાથા આગળ જાય, બુવા એમની પાછળ પાછળ સાથ રાખવા મથે, અને હું હરીફાઈમાં ન માનનાર મારી ગતિએ ધીમે ધીમે રસ્તો કાપું. ઝડપ અને થાક બન્ને સાથે મારી દોસ્તી ઓછામાં ઓછી. થોડુંક આગળ ગયા ત્યાં પહાડી વિચિત્ર પોશાક-વાળાં સ્ત્રીપુરુષોની નાનકડી છાવણી જોઈ. એ સ્થાયી ગામડું ન હતું, પણ કોઈ રખડતી ટોળીનો કામચલાઉ નિવાસ હતો. રખડતી ટોળીની સ્ત્રીઓના પહેરવેશમાં, હાવભાવમાં અને આંખોમાં એક જાતનું ઉગ્રપણું અને લૂંટારાપણું હોય છે. અબળા કે લલના એ નામ એમને માટે હોય જ નહીં. પાસે થઈને પસાર થાય તો મનમાં જરા બીક જ ઊપજે. રખડુ ટોળીનો બીજો ગુણ એમનું આળસ. કંઈ કામ કરવા-નું હોય તો અચૂક આવડતની ઝડપથી કરી નાખે, અને ફરી આળસમાં ડૂબી જાય. જાણે ઈશ્વરે આટલો વધારે પડતો વખત શા માટે સરજ્યો હશે એની ચિંતામાં પડ્યા હોય અને આખરે કંટાળીને બગાસાંથી જ એ ભરી કાઢતા હોય એવું દેખાય છે. આ છાવણીથી રસ્તો કંઈક જમણી બાજુ એકાએક જતો હતો એટલે રસ્તો નક્કી કરવા માટે ઊભા રહેવું પડ્યું, ને પરાણે આ લોકોનું નિરીક્ષણ કરવું પડ્યું.

આવી આવી બધી સુંદરતા જોતો જોતો હું ઊતરતો હતો, એટલામાં ઉપરથી નીચે નજર ગઈ અને યમુનાનાં દર્શન થયાં. યમુનાને ઓળખતાં વાર ન લાગી. હા, એ જ તે કાળી કાલિંદી જેના પાણીમાં પ્રયાગમાં હું નાહ્યો હતો, જેના કાચબાને વૃન્દાવનમાં વાંદરા જોડે લડતાં મેં જોયા હતા, જેના અરીસામાં તાજમહાલનું પ્રતિબિંબ જોઈ હું આશ્ચર્યચકિત થયો હતો અને જેના નામ સાથે કાલિયમર્દનનાં ચિત્રો નાનપણથી મેં જોડયાં હતાં. બેવડા કાઠાવાળી મજબૂત બાંધાની સોળ-સત્તર વરસની સુંદર બાળા યૌવનના ભાનને અભાવે દોડતી-કૂદતી હોય અને સાંકળાં ને ઝાંઝરના નાદની મસ્તીમાં આખી દુનિયાને ભૂલી જતી હોય એવી એ અહીં દેખાય છે. અમે જ્યારે પહાડ ઊતરીને પાસે આવ્યા ત્યારે એનાં નિર્મળ પાણી અનેક રંગે દર્શન દેતાં હતાં. ઘડીકમાં પાણી નીલકાળું મેશ જેવું દેખાય છે. ઘડીકમાં જ્યારે પથરા પર ભટકાય ત્યારે મોરથૂથુના રંગનું થઈ જાય છે. મોજાં જ્યારે પથરા પર ભાંગીને હસી ઊઠે છે ત્યારે તે સાવ ધોળું થઈ જાય છે; અને છતાં ફરી નીલ ગંભીર થતાં એને વાર લાગતી નથી. નિર્મળ પાણીના ગેલથી તપોવૃદ્ધ અને મહાકાય પથરાઓ ધન્ય ધન્ય થતા હોય એવું લાગતું. પાણી પોતાની એક જાતની મસ્તીમાં નાચતું હતું, જ્યારે પથરાઓ બીજી જાતની મસ્તીમાં મગ્ન હતા. એમના મનમાં શું ચાલતું હશે? મારા મનમાં શું ચાલતું હતું એનો એમને ખ્યાલ હશે? થોડીક ધોળી રેતી વટાવીને અમે યમુનાને તટે જઈને બેઠા. કેટલીક પહાડી છોકરીઓ ત્યાંથી પસાર થઈ. અમે અહીં બેઠા શું જોઈએ છીએ એનું એમને આશ્ચર્ય થયું. અમારી નજર જ્યાં પડતી ત્યાં ખાસ શું છે તે તેઓ જોવા લાગી. અહીં તો ખાસ કંઈ દેખાતું નથી એવી નજરે તેઓ ચાલી ગઈ. મારા મનમાં શું ચાલે છે એનો તેમને ખ્યાલ પણ શી રીતે આવે?

આ સ્થાનને ગંગાણી કહે છે. ગંગાણી એટલે શું ગંગા આણી?

એક ઋષિ હતો. ગંગા અને યમુના બંને લોકમાતાની નિર્વિશેષ ભાવે ભક્તિ કરતો હતો. બંનેનાં દર્શન વગર એનો એકે દિવસ જતો નહીં. એ રહેતો અને જમતો જમુનાને કાંઠે, પણ રોજ નાહવા જાય ગંગાના જળમાં. વચ્ચે મોટો રાક્ષસ જેવો રાઢી પર્વત પડયો હતો તેને એણે કોઈ પણ ક્ષણે ગણકાર્યો નહીં. પંદર-વીસ માઈલ કાપી નાખવા એને હિસાબે રમતવાત હતી. શરીર ચાલ્યું ત્યાં સુધી ખડતલ ઋષિએ એ નિયમ પાળ્યો. જ્યારે શરીર સાવ ક્ષીણ થઈ ગયું ત્યારે એણે ગંગાની સ્તુતિ કરી. ગંગાને એની દયા આવી. અને યમુનાને કાંઠે એના આશ્રમ પાસે ધોળા પાણીના ઝરણારૂપે ગંગા પ્રગટ થઈ. ઋષિ કૃતાર્થ થયો. એ નૂતન ગંગામાં નાહવાને ઋષિ કેટલા દિવસ જીવ્યો એ 'માહાત્મ્ય'માં લખ્યું નથી. એ ઝરણું અમે જોઈ આવ્યા. એ ઋષિ જાણે મારા જ ગોત્રનો કોઈ પૂર્વજ હોય એવી ભક્તિ એના પ્રત્યે જન્મી. એ તપસ્વી હતો એના કરતાં કવિ કંઈ ઓછો ન હતો. કાવ્ય લખે તે કવિ એ વ્યાખ્યા અવ્યાપ્ત પણ છે અને અતિવ્યાપ્ત પણ છે. કાવ્ય જીવે તે કવિ એ જ સાચી વ્યાખ્યા છે. કાંઈ નહીં તો ત્રીસ-ચાળીસ

જમણી બાજુ ઊભો પહાડ અને ડાબી બાજુ પહાડના પગ ડુબાડતું પાણી. પાણીમાં પગ બોળ્યા વગર આગળ જવાય જ નહીં એવી ખાતરી કરી, પહાડની કેડને વળગી પાણીને કાંઠે કાંઠે પાણી કાપતા અમે આગળ વધ્યા. આમ પાણીમાંથી બહુ ચાલવાનું હતું નહીં, પણ પાણીએ અમારી ઠીક ઠીક સરભરા કરી. પાણીની ઠંડક ઘૂંટણ અને કેડથી ચડી હૈયા સુધી પહોંચી ગઈ.

હવે ચડવાનું આવ્યું. અંધારું વધતું ચાલ્યું. મહામુશ્કેલીએ રાણાગામમાં પહોંચ્યા. અહીં શનૈશ્ચર મહારાજ ગ્રામદેવતા તરીકે પૂજાય છે. એના લાકડાના મંદિરમાં અમે પહોંચી ગયા. એવો તો થાક ચડયો હતો કે ભયાનક ટાઢ હોવા છતાં પગ લાંબા કરીને જ સૂવાનું મન થતું. ગામડાના છોકરા કુતૂહલથી અમારું સ્વાગત કરતા હતા. શહેરના છોકરા હોય તો મુસાફરને એકાદ વાર્તા કહેવાનો આગ્રહ કરે. શહેર પાસેના ગામડાના છોકરા હોય તો સલામ કરી પૈસા માગે. આપણા તરફના ગામડાના છોકરા હોય તો જાત જાતના સવાલો પૂછે: 'ક્યાંથી આવો છો? તમારા ગામમાં ફલાણું શું છે, ઢીંકણું શું છે?' અહીંના છોકરા મુસાફર પાસેથી 'સૂઈ દે, ધાગા દે, બિંદી દે,' એ જ એક માગણી કર્યા કરે. પહાડી સ્ત્રીઓ અને છોકરીઓ કપાળ પર ચાંલ્લો કરી એના પર અબરખની અથવા બેગડની ચકતી અથવા તારા બેસાડી દે છે, એને એ લોકો બિંદી કહે છે. એ બિંદી ઉપર પહાડી છોકરીઓ વારી જાય છે. હિંદુસ્તાનમાંથી કોઈ મુસાફર પહાડમાં જાય અને સાથે સોયદોરો ને બિંદી રાખે તો ગમે તે ગામડામાં તેને આવકાર મળવાનો જ. મંદિરની આગલી ઓરડીમાં આપણા અખાડામાં કુસ્તીની જગા હોય છે એવો ખાડો હતો. એમાં અમે સૂઈ ગયા. એક પહાડી કૂતરો ઘુરઘુરતો અમારી ચોકી કરતો હતો. સામાન્યપણે એમ કહી શકાય કે, પહાડની ગાયો ઘેટાંબકરાં જેવડી નાની નાની હોય છે, જ્યારે પહાડી કૂતરા વાઘ જેવા મોટા હોય છે.

મધરાતે થાક ઊતર્યો ને પેશાબ કરવા હું બહાર ગયો. સામે પહાડનું એક મોટું શિખર અનંત કાળથી બરફ ઓઢીને સૂતું હતું, અને એના ઉપર ચંદ્રનો શીતળ પ્રકાશ સોનાના ઢોળની પેઠે ચળકતો હતો. મધરાતની ઢંગધડા વગરની કલ્પનાએ એ પહાડમાં મહાદેવનું માથું જોયું. એ પેલું વિશાળ કપાળ, એની તળે પેલી બે આંખો જેવી ખીણો, અને વચ્ચેનું એ ચીબું નાક, અને એની તળે મોઢા સાથે એકરૂપ થયેલી વિચિત્ર દેખાતી એ હડપચી, અને બંને કાન તો જાણે રિસાઈને દૂર દૂર બેઠા હોય, અને મહાદેવનું એ માથું ટટાર રહેવાને બદલે થાકીને આરામ લેવા ઢળેલું હોય એવું દેખાતું હતું. આસપાસની ટાઢ તો માર્શલ લૉની પેઠે મંદિરની અંદર જવા ફરમાવતી હતી. છતાં એ પહાડનું વિશાળ દૃશ્ય કેમે કર્યું પગ ઉપાડવા દેતું નહોતું. જે વખતે ચારેકોર પાણી થીજીને બરફ થઈ ગયું હતું તે વખતે કાવ્યતરસી કલ્પના એ સામેનું દૃશ્ય પીધાં જ કરતી હતી. આકાશમાં બૃહસ્પતિનો તારો વૃશ્ચિક રાશિ પર વિરાજમાન હતો.

આગળ જતાં રસ્તો બહુ કઠણ આવ્યો. સ્વામી, બુવા ને હું અમે ત્રણે ભેગા થયા, અને રસ્તો કઈ બાજુ હોઈ શકે એના વિચારમાં પડયા. આગળનો પ્રદેશ મોટા મોટા વીખરાયેલા, હાડકાં થઈ ગયેલા પથરાથી ભરેલો હતો, જાણે પાંચદસ પહાડ વચ્ચે સંકુલ યુદ્ધ થઈ ગયું છે અને હવે રણભૂમિ પર વિનાશના અવશેષ ઉપરાંત કશું રહ્યું નથી. જ્યાં જુઓ ત્યાં પથરા જ પથરા. દૂર નજર નાખતાં એક પહાડની બાજુ દેખાતી હતી. એ પણ પથરાના ઢગલાની જ બનેલી. અમે સહેજે વરતી શકયા કે પૃથ્વીના પેટમાં કંઈ ઉત્પાત થયો હશે અને એક પહાડ ભાંગીને પથરાની રેલ ચાલી હશે.

હવે આ પહાડી રણક્ષેત્રમાંથી રસ્તો શી રીતે કાપવો? રણનદી જેવી યમુના વચમાં વચમાં 'મત જાઓ' કહેતી હતી. આખરે સ્વામીએ એક ઠેકાણે એક કામચલાઉ પુલ શોધી કાઢયો. દરેક પહાડીને પુલ બાંધતાં આવડવું જ જોઈએ. લશ્કરમાં કામચલાઉ પુલ બાંધનાર કુશળ લોકોની નોખી ટુકડી જ હોય છે. પહાડી માણસોને માટે પુલ બાંધવો એ જીવનકળા છે. એ પુલ ઉપરથી શરીરને બરાબર સાચવી અમે આગળ ગયા. આગળ જતાં એક પથરા તળે દબાયેલો એક કાગળનો કકડો મારા હાથમાં આવ્યો. એના પરનું અંગ્રેજીમાં છાપેલું લખાણ જોતાં ત્રિકોણમિતિના કેટલાક આંકડા એક કોઠામાં ગોઠવેલા દેખાયા. એ કાગળને મેં એની જીવનકથા ઘણી પૂછી, પણ ત્રિકોણમિતિના આંકડાના કોઠા બબડવા ઉપરાંત એ કશું કહે જ નહીં. જે ગણિત ન જાણે તેની આગળ વાત શી, એમ એને લાગતું હશે. કોઈ સરકારી અમલદાર અથવા સાહસિક પ્રવાસી આ રસ્તે ગયો હશે, બરફમાં સપડાયો હશે, અથવા વાઘવરુનો ભક્ષ થયો હશે; કોને ખબર? એનો સામાન પવન અને વરસાદમાં ઓગળી ગયો હશે. અહીં જે પહાડ તૂટી પડયો હતો એની તળે કોઈ મુસાફર દબાઈ ગયો હશે. અને એના કાગળમાંથી આ એક અવશેષ ઊડતો ઊડતો આકાશમાં વિહર્યો હશે, અને અંતે કશું જ ન સૂઝવાથી અહીં આવીને પડયો હશે. 'વારે ઘડીએ આમ નકામો શું ઊડે છે, છાનો સખનો બેસી જા' એમ કહી કોઈ પથ્થર એની છાતી પર સવાર થયો હશે અને એ કાગળ હવે કોઈ ઉદ્ધારક આવવાની વાટ જોતો અહીં પડયો હશે. કેટલાય દિવસ સુધી એ કાગળનો કકડો અહીંના 'લૅન્ડસ્લિપ'ની યાદગીરી તરીકે મેં મારી સાથે રાખ્યો હતો, પણ આગળ જતાં એનું શું થયું કોણ જાણે. એ કાગળનો કકડો મારી સાથે બોલ્યો હોત તો કદાચ મેં એને કોઈ પદાર્થસંગ્રહાલયમાં મૂકયો હોત. ઘનઘોર જંગલમાં જ્યાં મનુષ્યવસ્તીનાં નામનિશાન નથી, જ્યાં પહાડના ઉત્પાત અને જલપ્રવાહના પ્રપાત એની જ લીલા પથરાયેલી હોય, એવે ઠેકાણે માણસના ભેજામાં સરજાયેલી ત્રિકોણમિતિના કાગળનો કકડો જડે એનું વિસ્મય કેમ ન થાય?

મહામુસીબતે રસ્તો કાઢતાં કાઢતાં અમે આગળ ચાલ્યા. એટલામાં બે પહાડ વચ્ચે થઈને યમુના નદી ગૂઢ ભાવે આવતી દેખાઈ. પાણીનો રંગ અને પાણીની શાંતિ જોઈ ખાતરી થઈ કે અહીં ઊંડો ધરો છે. આગળ જવાનો રસ્તો ન મળે.

એક રીતે કર્યા પછી એને બીજી રીતે વર્ણવવાનું આપણને ગમે નહીં. અને એક જ વસ્તુ એક જ રીતે અનેક વાર કહ્યા કરવી એ પણ બરાબર ગણાય નહીં.)

પણ એ શીતપ્રદેશમાં કાલિંદીને કિનારે વસતા અસિત ઋષિનું ફરી ફરી સ્મરણ થયા વગર રહેતું નથી. ચારેકોર ધોળા ધોળા બરફના પહાડમાં અસિત ઋષિ કેવા શોભતા હશે! જેની જીવનભેદી કલ્પનાઓ ખીલવા માટે જમનોત્રી કરતાં ઊતરતું સ્થાન કામ ન આવ્યું તે ઋષિની સાધના કેટલી ઉગ્ર હશે! અહીં રહ્યાં એ ઋષિએ ભૂત અને ભવિષ્યકાળના ઈતિહાસમાં કેટલાં સૈકાંઓ સુધી નજર ફેંકી હશે! માનવકલ્યાણના અનેક સંકલ્પો એણે અહીં સેવ્યા હશે. એની જ અસર આજની આપણી રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં સૂક્ષ્મરૂપે કામ કરતી હોય તોયે આપણને એની શી રીતે ખબર પડે? અહીંના ગરમ કુંડો જોઈને એ ઋષિએ આ સ્થાન પસંદ કર્યું હશે એમ માનવા કરતાં, એણે અહીં નિવાસ કરવાનું નક્કી કર્યા પછી એના સંકલ્પને બળે વિવશ થઈ કુદરતે અહીં ઉષ્ણ ઝરણાંઓ પોતાના નિઃશ્વાસ તરીકે મોકલ્યાં છે, એમ માનવા તરફ મારું મન વધારે ઢળે છે. અહીંના પાણીમાં ગંધકની ગંધેય નથી. મોટું એન્જિન ચાલતું હોય તેમ ષૂક-ષૂક-ષૂક એનું ગાયન ચાલ્યાં કરે છે.

લાંબી મુસાફરીને અંતે ઘેર પહોંચ્યા હોઈએ એટલા આનંદથી રાત અમે ત્યાં ગાળી. ગરમી અને ઠંડી વચ્ચે પાસાં ફેરવતાં રાતની એકેએક પળની મીઠાશ અમે અનુભવી શકયા: એકે કલાક અમે ગાઢ નિદ્રામાં ખોયો નહીં. શું આવાં સ્થાનો કુદરતે કશા હેતુ વગર જ નિર્માણ કર્યાં હશે? આજે કોઈ મહાન સંકલ્પેય સેવતું નથી અને એની સાધનાયે કરતું નથી. આજે તો આવાં સ્થાનો ભક્તિની તૃપ્તિને અર્થે અને કાવ્યના ઉન્માદને અર્થે કામનાં છે. સાધના આપણા જીવનમાંથી નીકળી ગઈ છે, તેથી જ આવાં સ્થાન સાધક-વિહોણાં થઈ પડયાં છે.

## ૩૪. ઉપરીકોટની ચડાઈ

જે મોતીને વીંધ પડેલું નથી હોતું તેની કિંમત વધારે ગણાય છે. શકુંતલાને જોઈને દુષ્યન્તને પણ अनाविद्धं रत्नम्‌નું સ્મરણ થયું હતું. જમનોત્રીનું તીર્થસ્થાન કંઈક એવું જ ગણાય. સામાન્ય યાત્રીઓને બદરીનારાયણ કરતાં કેદારનાથનું આકર્ષણ ઓછું અને ગંગોત્રી કરતાં જમનોત્રીનું ઓછું. એમાં વળી જમનોત્રીનો રસ્તો આવતાં-જતાં મહામુશ્કેલીનો. એટલે દેહરખા યાત્રીઓ આ બાજુ આવે જ નહીં. પરિણામે આ બાજુની પ્રજા પણ ઓછી ધૂર્ત—સાવ ભોળી કહેવાય. અહીંના પંડાઓમાં ગરીબાઈ અને માગણવૃત્તિ ઢાંકવાની લુચ્ચાઈ જરાયે ન મળે. એમનો ખોરાક સાવ સાદો. કોઈ માંદું પડે તો મરી, જીરું, તજ, લવિંગ કે સૂંઠ જેવી ઔષધિ વાપરી કે સાજું થાય. અહીં હું પ્રથમ અનુમાન કરી શકયો કે, આપણે આપણો સ્વાદ બગાડવા માટે અને હોજરીને આખો જન્મારો અકળાવવા

સવાર પડી અને ગામડાના ભક્ત લોકો લાંબા લાંબા જાડા ડગલા પહેરીને મંદિરે આવવા લાગ્યા. હવે અહીં વધારે રહેવાની જરૂર નથી એમ સમજી અમે આગળ ચાલ્યા.

## ૩૩. જમનોત્રી

પહાડોમાં જ્યારે ધૂમસ હાય છે ત્યારે ઘણી વાર મુસાફર જાદુઈ દૃશ્યો જુએ છે. જાડું દહીં જેવું ધૂમસ ફેલાયું હોય એટલે આગળપાછળ એક હાથ કરતાં વધારે ભાગ્યે જ કશું દેખાય છે. સામસામા માણસ દોડી આવતા હોય તો બરાબર અટકાય. એટલામાં જો વાદળાં વીખરાય અને સૂરજનાં કિરણ પોતાનો પ્રતાપ ચલાવી શકે તો એ જ ધૂમસ ત્યાં ને ત્યાં જ ઓગળી જાય છે ને મોટી વિશાળ સૃષ્ટિ એકાએક છતી થાય છે. આશ્ચર્યમગ્ન થઈ આમતેમ જોઈએ છીએ એટલામાં અદેખાં વાદળાં આકાશનાં કબાટ એકદમ બંધ કરી દે કે તરત આપણે ધૂમસના ક્ષીરસાગરમાં મગ્ન થઈએ છીએ ને પછી કશું જ દેખાતું નથી. આ ઈંદ્રજાળ જોવાની કંઈક ઓર જ મજા હોય છે. યાદદાસ્તના આકાશમાં જ્યારે વિસ્મૃતિનાં વાદળાં ઘેરાય છે ત્યારે સ્મરણયાત્રાનું પણ એમ જ થાય છે. મુસાફરીનાં અમુક સંસ્મરણો કુતૂહલ કે નિરીક્ષણને લીધે વરસોનાં પટલ ભેદી તાજાં ને તાજાં દેખાય છે, જ્યારે મોટા મોટા ભૂમિભાગ વિસ્મૃતિના ધૂમસ પાછળ ભૂંસાઈ જાય છે. રાણાગામ છોડયું અને જમનોત્રી આવી પહોંચ્યા એ વચ્ચેનો મુલક કેવો હતો, એમાં શું શું જોયું એ કશું જ હવે સ્મૃતિની પહોંચમાં આવી શકે એમ નથી. એ ગયું, સફળતાપૂર્વક ગયું, સદાને માટે ગયું. પાંચ પાંચ દસ દસ ડગલે થાક ખાવાને થોભવું પડતું હતું, પણ જરાક ઊભા રહ્યા કે તરત ઠંડો પવન અમને પંપાળી ફરી તાજા બનાવતો, એટલું જ હવે યાદ છે.

વિસ્મૃતિના પટલમાંથી બહાર નીકળતાં, જમનોત્રીની ખીણમાં નદીની જમણી બાજુનો ઊંચો પહાડ અમે ઝપાટાભેર ઊતરીએ છીએ એવું ચિત્ર નજર આગળ ઊભું થાય છે. અને તે વખતે મારી આત્મકથાનાં કેટલાંક મહત્ત્વનાં પ્રકરણો બુવા આગળ હું ઉઘાડતો હતો એ પણ યાદ આવે છે.

પહાડની ભયાનક ભૂમિમાં દરેક નદીને બંને બાજુએ રખેવાળ પહાડ હોય જ છે. પણ યમુના નદીએ જમનોત્રીની આસપાસ જેવા રખેવાળનો સાથ બાંધ્યો છે તેવા જવલ્લે જ બીજી કોઈ નદીના ભાગ્યમાં આવ્યા હશે. હિમાલયનાં અસંખ્ય ભવ્ય દૃશ્યોમાં જમનોત્રી આગળનું દૃશ્ય એના શૈત્યપાવનત્વથી અને ભીષણ ગાંભીર્યથી જુદું જ પડે છે. (એનું વર્ણન 'યમુનારાણી'*વાળા લેખમાં કાંઈક આપ્યું છે. જે દૃશ્યે હૃદયનો ખૂણેખૂણો હચમચાવી નાખ્યો હોય એનું વર્ણન એક વાર

* જુઓ 'જીવનલીલા'માં પ્રકરણ ૬૬.

જેમતેમ ગોઠવી દે છે. પણ છાપરું કોઈ પણ ઠેકાણે વધારે પડતું જાડું કે બેડોળ થાય નહીં એટલી કળા એમનામાં હોય છે. અને અંદર પાણી કે બરફની બિલકુલ બીક નહીં.

ઉપરીકોટની ચડાઈની શરૂઆતમાં જ પગ લપસવા લાગ્યા. કોઈ કોઈ ઠેકાણે માણસ મૂળે ચોપગું જનાવર છે એનો પુરાવો આપવો પડયો. ભીની જમીનમાંથી બહાર નીકળી આવેલાં મૂળિયાંને પકડીને ઉપર ચડી શકાય. આજની ચડાઈ કઠણ છે એમ જાણીને બુવાએ અમને સવારે નાસ્તો ઠીક ઠીક આપ્યો હતો. એ લઈને અમે ચાલવા લાગ્યા હતા. ચાલવા લાગ્યા કહેવા કરતાં રિસાયેલા પહાડ સાથે અનુનય કરવા લાગ્યા એમ કહીએ તો વધારે સાચું ગણાય. અમે થોડાક આગળ ગયા ને રિવાજ પ્રમાણે અમારા કુલી થોડાક પાછળ રહ્યા. ઉપર ક્યાંય મનુષ્યવસ્તીનું નામ-નિશાન નહીં. કોઈ કોઈ ઠેકાણે જંગલમાં એવાં તો સુંદર ફૂલો ખીલેલાં કે પાસે જ ક્યાંક કોઈ ઋષિનો આશ્રમ હોવો જોઈએ એવી અપેક્ષા મનમાં પેદા થાય. એકલું જંગલ હોય તો એક જ જાતનાં ફૂલો ચારેકોર દેખાય. પણ અહીં તો જાતજાતના છોડવાની ફૂલગૂંથણી પણ દેખાઈ આવતી. અહીંની કુદરતમાં ઉડાઉપણા સાથે રમતિયાળપણું પણ હશે એમ કોણે ધાર્યું હતું? માઈલના માઈલ ચાલીએ તોયે મનુષ્યવસ્તીનું શું, કોઈ માણસનું પણ દૃશ્ય ન મળે. અમારા ત્રણમાં રસ્તો ભૂલી જવાની કળા એકલા બુવાએ જ સાધ્ય કરી હતી. અમને અચૂક રસ્તો જડે તો બુવા અચૂક આડે રસ્તે જઈ ક્યાંક ભટકાવાના. જંગલમાંથી જતાં પણ ગોઠણ કે કોણી ઝાડ સાથે એમની જ અથડાવાની.

આખરે ઉપરીકોટને શિખરે પહોંચ્યા. જ્યાં જુઓ ત્યાં બરફ જ બરફ. પાણીને અભાવે એ બરફ તોડીને અમે જરા જરા ખાતા. ગુલકંદમાં જેવી સાકરની કણી હોય તેવી બરફની કણી આ પહાડી બરફમાં હોય છે. બરફ ખાવામાં મજા તો બહુ પડે છે, પણ તરસ છિપાવવાનું કામ એનું નહીં.

આટલી જબરદસ્ત ચડાઈ ચડયા પછી ભૂખ લાગે તો ભૂખનો વાંક કેમ કહેવાય? પણ ખાવાની શી વ્યવસ્થા? પહાડના શિખર પરથી ગમે તે દિશાએ નજર ફેરવીએ તોયે બાદરુ કે કૈરાસિંગ નજરે પડે જ નહીં. મારી ધીરજ ખૂટી. મેં કુલીઓ ક્યાં હશે, ક્યાં ગયા હશે, લપસીને ક્યાંક પડયા તો નહીં હોય એવી એવી ચર્ચા શરૂ કરી. એ ભાગી ગયા હશે, એવી તો શંકા સરખી પણ અમને કોઈને આવી નહીં. પહાડી લોકોનો સ્વભાવ ભાગી જવાનો નહીં અને સરકારી અમલદાર આગળ જો કરાર નોંધાયો હોય તો કોઈ ભાગવાની હિંમત પણ ન કરે. એ લોકો પરનો સરકારી જાપતો લગભગ ગુલામો જેવો છે.

શિખર પર એક મોટો પથરો જરાક ઢળતો છે. એટલે એની સોડમાં વરસાદ સામે આશ્રય જેવું કંઈક મળી શકે છે. અહીંના લોકો એને ગુફા કહે છે. પડું પડું થયેલી દીવાલ જરા ઢળી હોય તો એને આપણે ગુફા કહી શકીએ ખરા? પણ આ પહાડ ઉપર એટલી જ એક ગુફા છે કે જ્યાં આકાશના તોપખાના સામે માણસ બચી જવાની કંઈક આશા રાખી શકે.

માટે મસાલા તરીકે જે વસ્તુઓ ખાઈએ છીએ તે મૂળે બિચારી ગંભીર માંદગીને પ્રસંગે દવા તરીકે જ વપરાતી હતી. માણસે જોયું કે અપચો થાય તો આવી ગરમ વનસ્પતિથી તે મટી શકે છે. એટલું જ્ઞાન થયા પછી ખાવામાં સંયમ રાખે તો તે માનવી શાનો? અપચો થાય એમાં આપણી આબરૂ જાય છે એ વસ્તુ માણસ ભૂલી ગયો. એ થોડો જ પશુ છે કે કુદરતને વફાદાર રહે? અને પડવાની છૂટ છે, ત્યારે પડ્યા વગર સમાધાન શું? માણસે વધારે ખાઈને એની સાથે અપચાની દવા ખાવાનો નિત્ય-નિયમ કર્યો અને કુદરત સામે વેર વાળ્યું. એ દવાનો ચસકો લાગ્યો, એટલે એ દવા મટી મસાલો બન્યો, મસાલો ખાતા છતાં જ્યારે અપચો થવા લાગ્યો ત્યારે હવે શું કરવું એ મૂંઝવણમાં માણસજાત પડી છે. અહીંના પહાડી લોકો હજી સુધારાને લીધે એટલા બગડ્યા નથી. મરી, તજ, લવિંગ એમને માટે હજી દવા જ છે — આટલું લખ્યા પછી યાદ આવે છે કે મારી યાત્રા ગઈ પેઢીમાં કરેલી. આજે જમનોત્રી પાસેના સમાજમાં સુધારો ને પ્રગતિ પેસી ન ગયાં હોય એમ બને?

જમનોત્રીથી અમે રાણાગામ પાછા આવ્યા અને ત્યાંથી ઉપરીકોટની ચડાઈ ચડી ઉત્તરકાશી તરફ જવાનો સંકલ્પ કર્યો. વાતાવરણમાં ઉપરીકોટ આવ્યું અને ઉપરીકોટનું માહાત્મ્ય અથવા દૌરાત્મ્ય દરેકને મોઢે સાંભળાવા લાગ્યું. એક જણે કહ્યું, “અરે, તમે અહીં ક્યાંથી આવ્યા? ઉપરીકોટ ઓળંગવો એ કંઈ સહેલી વાત છે? ‘કાબુલકી લડાઈ ઓર ઉપરીકોટકી ચડાઈ’ જે જીતે તે શૂર.” આગળ જતાં અનુભવ પણ એવો જ થયો.

અહીં રસ્તામાં અમે પહાડી ધાર્મિક નાચ જોયો. પહાડી લોકોનો ચહેરો હિંદી અને ચીની ઢબના મિશ્રણનો હોય છે. એમના મોઢા ઉપર સ્વાસ્થ્ય જેવું લાગતું જ નથી. રોવાની અને હસવાની એકસામટી તૈયારી કરી હોય એવું એમનું મોઢું હોય છે. ઠંડી હવાને કારણે એમને જાડાં ઊની કપડાં પહેરવાં પડે છે. પગે જાડા જાડા જોડા. એમાં પણ ઉપરની બાજુએ ઊની જાળીની ભાત. આખું ધ્યાન (સ્વાંગ) બહુ મજાનું લાગે છે. એ લોકો એક મંદિર આગળ નાચતા હતા. એમાં ઘરડા પણ હતા ને યુવાનો પણ હતા. કેટલાંક લોકોએ પહાડી પાતળા પથરાની તકતીઓ પીઠ પર બાંધી હતી અને એની સાથે જ નાચતા હતા. એ નાચમાં નહોતું લાસ્ય કે નહોતું તાંડવ. છતાં કોઈ પણ ક્રિયા અમુક નિયમસર ફરી ફરી થાય એટલે એમાંથી કંઈક ભાવ તો પેદા થાય જ. ગભરાયેલી ભેંસો એકની પાછળ એક દોડ્યા કરે એટલે જેવી રમૂજ પડે એવી જ રમૂજ આમાં પડતી હતી. પણ હું એ નાચ પાછળ શી ધાર્મિક ભાવના સમાયેલી છે એનો જ વિચાર કરતો હતો. અને આ પથરાનું પ્રયોજન શું? મને લાગ્યું કે, આવા પથરા દૂરથી આણી, પથરા સાથે નાચ કરી, પછી એ મંદિરને અર્પણ કરવામાં કંઈક વિશેષ પુણ્ય હશે, કેમ કે એ મંદિરનું છાપરું પથરાની એવી તકતીઓનું જ બનેલું હતું. પથરાનો આકાર ચોરસ કે લંબચોરસ કરવાનો એ લોકો જરાયે પ્રયત્ન કરતા નથી — છાપરા પર

નીચલા ગામની નજીક અમે પહોંચ્યા ત્યાં તો અમારા હિતકર્તા યાત્રાળુઓ અમને મળ્યા. અમારી ઝડપ જોઈ તેઓ તાજુબ થયા. એક જણે કહ્યું કે એમનામાંની એક ડોસી પગ લપસવાથી પડી. એવી તો ગબડી કે સૌએ એની આશા છોડી હતી. પણ સદ્‌ભાગ્યે નીચલી બાજુ એક યાત્રાળુ ઊભો હતો તેની નજર ગઈ ને એણે પોતાની લાંબી લાકડી ડોસીના અવતારની આડે મૂકી. આખી સાંજ બધા વચ્ચે એ જ એક વાતોનો વિષય થઈ પડયો.

પહાડમાં આણીને પ્રસંગે જેમણે અમને મદદ કરી હતી અને અમારા પર આટલો વિશ્વાસ રાખ્યો હતો એ લોકો કંઈ અમીર ન હતા. આખો જન્મારો જ્યારે વૈતરું કરે ત્યારે એક યાત્રા જેટલા પૈસા બચાવે. આ યાત્રા એમને માટે કુદરતનું સૌંદર્ય નિહાળવાની સહેલ નહોતી, પણ આખા જીવતરનું સાર્થક્ય કરવાની એકમાત્ર તક હતી. બાર બાર વરસ વેઠ કરીને કેટલાયે ગરીબો પરણે છે. કેટલાક ત્રીસ-ચાળીસ વરસ પેટે પાટા બાંધીને રહેવાનું ઘર ઊભું કરવા પામે છે. એ જ રીતે પરમાર્થને પરમ અર્થ માનનાર આ ભક્તો આખા જન્મારાની કમાણી ભેગી કરી આવી યાત્રાએ ઊપડે છે. સહીસલામત પાછા ઘેર પહોંચ્યા તોયે શું અને રસ્તામાં જ દેવ થયા તોયે શું? સાર્થક્ય તો સરખું જ. એવા લોકો બીજા યાત્રાળુઓને વિનાસંકોચે મદદ કરે એ ત્યાગ હોવા છતાં એમાં આશ્ચર્ય જેવું કોઈને લાગતું નથી. મનુષ્યના હૃદયમાં માનવપ્રેમ, પ્રાણીપ્રેમ વસે છે એટલા માટે જ માનવીની હસ્તી ટકી છે, નહીં કે પોલીસ અને ફોજથી કે એમને હાથે અમલમાં મુકાતા કાયદાકાનૂનથી.

નીચલા ગામડામાં પહોંચ્યા તો મંદિર અને ધર્મશાળા ચિકાર ભરાઈ ગયાં હતાં. આંગણામાં પણ લોકો પડયા હતા. આંગણાની આસપાસ દીવાલ હતી. દીવાલ સાથે ઓટલો હતો. એ ઓટલો ખાલી જોઈ બુવાએ ઉતાવળે ઉતાવળે પોતાની પથારી ત્યાં પાથરી. પણ એમાંથી એક વિઘ્ન ઊભું થયું. ગામડાના લોકો એકદમ બુવા સામે ઊલટયા. તેઓ શું બોલે છે એ અમે ન સમજીએ. કારણ તો ધ્યાનમાં આવે નહીં, અને કોઈ ધીરજથી વાત કરે નહીં. બુવા હેબતાઈને થંભી ગયા; જ્યારે બુવાના આચરણમાં ધાર્યો ફેરફાર ન જોઈ સ્થાનિક લોકો સારી પેઠે ચિડાયા. યાત્રાળુઓ શું ચાલે છે એ જોતા હતા. આખરે મામલો મારામારી પર આવશે એમ લાગ્યું. આખા દિવસના થાક પછી થોડો પંજરીપાક ઉપયોગી તો નીવડત, પણ એ અમારા નસીબમાં ન હતો તેથી એક જણે અમને મામલો સમજાવ્યો કે, એ ઓટલો ઓટલો નથી પણ પાંડવોની બેસવાની જગા છે!! મેં લોકોને મારી ઢબે સમજાવ્યું કે બુવાને આવી સ્થિતિમાં ઓટલો તો શું ઈન્દ્રપ્રસ્થ હસ્તિનાપુરનું રાજપાટ મળે તોયે એનો એ લોભ રાખે એવા નથી. પ્રસંગ સમજી મેં તરત ધર્માત્માનો અવતાર ધારણ કર્યો અને લોકોની ઝાટકણી કાઢી કે, જ્યાં પાંડવો વસે છે ત્યાં નથી તુળસીનો ક્યારો, નથી ચડાવ્યાં ફૂલો, અને નાના છોડવાંની વાડ પણ નથી, એ કેટલી બેદરકારી! હુમલો કરવા આવેલા ગામડિયા ગરીબ ગાય

આ પ્રદેશમાં આ ઋતુમાં વાદળાંનો કાર્યક્રમ ભારે નિયમિત હોય છે. રાત્રે જ્યાં ત્યાં ખીણોમાં વાદળાં સૂતાં હોય છે. આઠ-નવ વાગ્યે બગાસાં ખાતાં ઊઠે. ધીમે ધીમે લપસતાં લપસતાં – પણ લપસીને નીચે ન જતાં ઉપર જાય છે એટલે એમને તો ઊપસતાં ઊપસતાં કહેવું જોઈએ ને? – ખીણની ટોચે પહોંચે છે. પછી ઊડવું કે ન ઊડવું એની લાંબા વખત સુધી ભવતિ-ન-ભવતિ (ગડમથલ) મનમાં ચલાવી આખરે પાંખો ફફડાવવાનો અવાજ કર્યા વગર ઉત્તર તરફ ચાલ્યાં જાય છે. બધાં જ ઉત્તરે જાય છે, જાણે સૈન્ય ભેગું કરવાનો 'સમય' ત્યાં જ હોય. ત્યાં બધા મળીને રણ-નીતિની મંત્રણા લગભગ ત્રણ વાગ્યા સુધી ચલાવે છે. ત્રણ સવા ત્રણ થવા આવ્યા કે એમની દક્ષિણની ચડાઈ શરૂ થઈ. જ્યાં જરૂર જણાય ત્યાં વચમાં વચમાં થોડાં થોડાં વાદળાં તૂટી પડે છે ને નીચલી સૃષ્ટિને ચીત કરે છે. ઉપરનાં વાદળાં જીતના આનંદમાં આગળ જાય છે. ઉપરીકોટ જેવા મોટા પહાડ ઉપર નાના કરા પાડયે શી રીતે ચાલે? ત્યાં તો લીંબુ અને કેરી જેવડા મોટા કરાનું જ તોપખાનું ચાલવું જોઈએ. અહીંના લોકો એને 'ઓલે' કહે છે. ઓલાંનું નામ સાંભળીને સ્થાનિક પહાડી પણ ધ્રૂજવાનો; કેમ કે કરાનો એક પણ પથરો. લમણા પર વાગ્યો કે માણસ ત્યાં ને ત્યાં કાયમનો બેસી જવાનો. અમારી છત્રીઓ અમે કુલી-ઓને આપી રાખતા. આખો દહાડો ભીંજાઈએ એ તો ઈષ્ટાપત્તિ જ હતી. ચાલીને શરીરમાં ગરમી આવી હોય એ કંઈ ઓછી થાય. આટઆટલું ચાલે ને ધરાઈને ખાય તે માંદો શાનો પડે? રાતવાસા માટે પથારી-કપડાં માત્ર સૂકાં હોવાં જોઈએ, નહીં તો તાપણીનું શરણ લેવું પડે.

અને આ પહાડ ઉપર કુલી પણ છત્રી ઉઘાડવાની હિંમત શી રીતે કરે? કરાને હાથે છત્રીની ચાળણી થોડી જ બનાવવાની હતી?

ગુફા આગળ અમે પહોંચ્યા અને તાકી તાકીને ચારેકોર જોયું. ચર્ચાનો અંત આવ્યો, પણ અમારા કુલીને અમારી દયા ન આવી. એકે દર્શન ન દે. ત્રણ તો વાગવા આવ્યા હતા. એટલે અહીં રહેવામાં પણ સલામતી ન હતી. એટલામાં દૂરથી કેટલાક યાત્રીઓ આવતા દેખાયા. થોડીક વારમાં તેઓ નજીક આવ્યા. ભગવાન મળ્યા જેટલો અમને આનંદ થયો. અમારી મૂંઝવણ જાણી એ ગરીબ લોકોએ અમને લોટ, મીઠું, તવો, લાકડાં વગેરે થોડુંક થોડુંક આપ્યું અને કહ્યું, “જોજો, રાંધવામાં બહુ વખત નહીં લગાડતા. હમણાં 'ઓલાં' પડશે. અમારી થોભવા-ની હિંમત નથી. અમારાં વાસણકૂસણ નીચલા ગામડામાં અમને આપી દેશો તો ચાલશે.” અમારા જવાબ માટે પણ તેઓ ન થોભ્યા. બુવાએ રોટલા ઘડયા. મેં કે સ્વામીએ બરફ કૂટીને પાણી બનાવ્યું. મીઠાની મદદથી અથવા ખરું કહીએ તો વરુના જેવી ભૂખની મદદથી રોટલા ગળે ઉતાર્યા અને અમે પણ પહાડ ઊતરવા લાગ્યા. અમે મોડા પડયા હતા એટલે અમારે ઉતાવળે જવું પડયું. પહાડ ઊતરતી વખતે અમે ત્રણપગા થતા હતા એ તો મેં કહ્યું જ છે. એક પગ ઊતરી જાય એ પોસાય, પણ હાથની લાકડી ભાંગી જાય કે ભૂલી જવાય એ અહીં ન પોસાય.

નીચલા ગામની નજીક અમે પહોંચ્યા ત્યાં તો અમારા હિતકર્તા યાત્રાળુઓ અમને મળ્યા. અમારી ઝડપ જોઈ તેઓ તાજુબ થયા. એક જણે કહ્યું કે એમનામાંની એક ડોસી પગ લપસવાથી પડી. એવી તો ગબડી કે સૌએ એની આશા છોડી હતી. પણ સદ્ભાગ્યે નીચલી બાજુ એક યાત્રાળુ ઊભો હતો તેની નજર ગઈ ને એણે પોતાની લાંબી લાકડી ડોસીના અવતારની આડે મૂકી. આખી સાંજ બધા વચ્ચે એ જ એક વાતોનો વિષય થઈ પડયો.

પહાડમાં અણીને પ્રસંગે જેમણે અમને મદદ કરી હતી અને અમારા પર આટલો વિશ્વાસ રાખ્યો હતો એ લોકો કંઈ અમીર ન હતા. આખો જન્મારો જ્યારે વૈતરું કરે ત્યારે એક યાત્રા જેટલા પૈસા બચાવે. આ યાત્રા એમને માટે કુદરતનું સૌંદર્ય નિહાળવાની સહેલ નહોતી, પણ આખા જીવતરનું સાર્થકય કરવાની એકમાત્ર તક હતી. બાર બાર વરસ વેઠ કરીને કેટલાયે ગરીબો પરણે છે. કેટલાક ત્રીસ-ચાળીસ વરસ પેટે પાટા બાંધીને રહેવાનું ઘર ઊભું કરવા પામે છે. એ જ રીતે પરમાર્થને પરમ અર્થ માનનાર આ ભક્તો આખા જન્મારાની કમાણી ભેગી કરી આવી યાત્રાએ ઊપડે છે. સહીસલામત પાછા ઘેર પહોંચ્યા તોયે શું અને રસ્તામાં જ દેવ થયા તોયે શું? સાર્થકય તો સરખું જ. એવા લોકો બીજા યાત્રાળુ-ઓને વિનાસંકોચે મદદ કરે એ ત્યાગ હોવા છતાં એમાં આશ્ચર્ય જેવું કોઈને લાગતું નથી. મનુષ્યના હૃદયમાં માનવપ્રેમ, પ્રાણીપ્રેમ વસે છે એટલા માટે જ માનવીની હસ્તી ટકી છે, નહીં કે પોલીસ અને ફોજથી કે એમને હાથે અમલમાં મુકાતા કાયદાકાનૂનથી.

નીચલા ગામડામાં પહોંચ્યા તો મંદિર અને ધર્મશાળા ચિકાર ભરાઈ ગયાં હતાં. આંગણામાં પણ લોકો પડયા હતા. આંગણાની આસપાસ દીવાલ હતી. દીવાલ સાથે ઓટલો હતો. એ ઓટલો ખાલી જોઈ બુવાએ ઉતાવળે ઉતાવળે પોતાની પથારી ત્યાં પાથરી. પણ એમાંથી એક વિઘ્ન ઊભું થયું. ગામડાના લોકો એકદમ બુવા સામે ઊલટયા. તેઓ શું બોલે છે એ અમે ન સમજીએ. કારણ તો ધ્યાનમાં આવે નહીં, અને કોઈ ધીરજથી વાત કરે નહીં. બુવા હેબતાઈને થંભી ગયા; જ્યારે બુવાના આચરણમાં ધાર્યો ફેરફાર ન જોઈ સ્થાનિક લોકો સારી પેઠે ચિડાયા. યાત્રાળુઓ શું ચાલે છે એ જોતા હતા. આખરે મામલો મારામારી પર આવશે એમ લાગ્યું. આખા દિવસના થાક પછી થોડો પંજરીપાક ઉપયોગી તો નીવડત, પણ એ અમારા નસીબમાં ન હતો તેથી એક જણે અમને મામલો સમ-જાવ્યો કે, એ ઓટલો ઓટલો નથી પણ પાંડવોની બેસવાની જગા છે!! મેં લોકોને મારી ઢબે સમજાવ્યું કે બુવાને આવી સ્થિતિમાં ઓટલો તો શું ઈન્દ્રપ્રસ્થ હસ્તિનાપુર-નું રાજપાટ મળે તોયે એનો એ લોભ રાખે એવા નથી. પ્રસંગ સમજી મેં તરત ધર્માત્માનો અવતાર ધારણ કર્યો અને લોકોની ઝાટકણી કાઢી કે, જ્યાં પાંડવો વસે છે ત્યાં નથી તુળસીનો કયારો, નથી ચડાવ્યાં ફૂલો, અને નાના છોડવાંની વાડ પણ નથી, એ કેટલી બેદરકારી! હુમલો કરવા આવેલા ગામડિયા ગરીબ ગાય

જેવા થઈ પોતાનો બચાવ કરવા લાગ્યા કે, 'અમે ગામડાના રહીશ, આટલું ક્યાંથી જાણીએ?'

રાત્રે મેં ન ખાધું. આખી મુસાફરીમાં ભૂખ્યા રહ્યાનો આ એક જ દાખલો. મને સ્મરણ થયું કે એ દિવસ મારી માતાનો શ્રાદ્ધદિન હતો. સ્વામીએ કહ્યું, 'કાલે સવારે ઊઠીને ખૂબ ચાલવાનું છે. અત્યારે ન ખાય એ કેમ ચાલે?' મેં જવાબ વાળ્યો, 'કાલે પણ ઉત્તરકાશી પહોંચ્યા પછી જ ખાઈશ.' અહીં મંત્રયુક્ત શ્રાદ્ધ કરવાની સગવડોયે નહોતી અને મારી શ્રદ્ધાયે નહોતી. સવારે વહેલા ઊઠીને અમે ચાલ્યા. દસેક માઈલ ચાલીને ઉત્તરકાશી પહોંચ્યા.

## ૩૫. ઉત્તરકાશી

ગંગા નદીનો પ્રવાહ ઉત્તરથી દક્ષિણ અને પછી મોટે ભાગે પૂર્વ અને દક્ષિણ દિશાએ જ વહે છે, એટલું હિંદુસ્તાનનો નકશો સહેજ જોવાથી પણ ખબર પડે એમ છે. આવા આ લાંબા પ્રવાહમાં કોઈ પણ ઠેકાણે જો નદીનો પ્રવાહ દક્ષિણથી ઉત્તર તરફ જાય તો એ એક મોટું આશ્ચર્ય ખરું. આવી ઉત્તરવાહિની ગંગા ત્રણ ઠેકાણે છે. આપણે બધા જાણીએ છીએ કે, કાશી-બનારસનું માહાત્મ્ય એ જ કારણે છે કે ત્યાં ગંગા ઉત્તરવાહિની છે. એવી જ રીતે હિમાલયના પહાડમાં ગંગાનો પ્રવાહ દક્ષિણથી ઉત્તરે વહેતો જોઈ એ અદ્‌ભુત દૃશ્ય આપણા પૂર્વજોને કાવ્યમય લાગ્યું હતું, એટલે એમણે એનું નામ ઉત્તરકાશી પાડ્યું. એક વાર કાશીક્ષેત્ર તરીકે એને સ્વીકાર્યા પછી કાશીમાં આવેલા બધા મુખ્ય મુખ્ય દેવોની અહીં પણ સ્થાપના કર્યે જ છૂટકો. ઉત્તરકાશીમાં કાશીવિશ્વનાથ છે, બિંદુમાધવ છે, મણિકર્ણિકા છે, દત્તાત્રેય અને પરશુરામ છે. જેટલું કાશીમાં છે તે બધું નાના પાયા પર ઉત્તર-કાશીમાં મળવું જ જોઈએ. (ઉત્તરકાશીમાં વાંદરા નથી એનો ઈલાજ નથી. વન-ગાયો ખૂબ છે.)

ઉત્તરકાશી બે પહાડ વચ્ચેની એક પહોળી વિશાળ ખીણમાં આવેલું છે. ઉનાળામાં અહીં ઘણા સાધુઓ રહે છે. અને કેમ ન રહે? જે ગૃહસ્થ છે, ઘર સાથે બંધાયેલો છે, તે માણસ હોવા છતાં સ્થાવર બની જાય છે. ઉનાળો હોય કે શિયાળો, વરસાદના દિવસો હોય કે પાનખરના, એ પોતાનું સ્થાન છોડી ન શકે. આજીવિકાને અંગે પણ એને એક જ સ્થાને ગોંધાઈ રહેવું પડે છે. સાધુઓ તો અનિકેત અનગારિક; એ શા માટે બારે માસ એક ઠેકાણે પડ્યા રહે? દિવાળીના ઉત્સવ માટે સાધુઓ અમૃતસર જાય, શિયાળો હૃષીકેશની હૂંફાળી ખીણમાં ગાળે, અને ઉનાળો આવ્યો એટલે ગિરિઆરોહણ કરી ઉત્તરકાશીએ પહોંચી જાય. દુનિયાનો સૌથી વધુ આનંદ અમીર અને ફકીર માટે જ છે; ફરક એટલો જ કે ફકીરને ફિકર નથી હોતી. ઉનાળામાં ઉત્તરકાશીની હવા બહુ ખુશનુમા હોય છે. હિમાલયની પ્રાણદાયી હવા, પહાડના ઘઉંનો પૌષ્ટિક ખોરાક, અને ગંગાનાં અમૃતજળ. અહીંના

સાધુઓ ચાર મહિનામાં એવા તો લાલબુંદ અને અલમસ્ત બની જાય છે કે એક એકનું શરીર જોયા જ કરવાનું મન થાય. એ લોકો અન્નછત્રની તૈયાર રસોઈ જમે છે, અંદર અંદર જાતજાતની ચર્ચાઓ કરે છે, પહાડમાં મોજ પડે તેમ ઘૂમે છે, અને જતા-આવતા યાત્રીઓને આશીર્વાદ આપે છે. કંઈ આચરકૂચર ખાવાની ઈચ્છા થાય તો એની ભિક્ષા આસપાસની ભલી પહાડી સ્ત્રીઓ પાસેથી મળ્યા વગર રહે નહીં.

ઉત્તરકાશીમાં કેટલાક સાધુ ચાર-પાંચ મહિના માટે પોતાની કૉલેજ પણ ખોલે છે. ભારેમાં ભારે વિદ્વાન સંન્યાસીઓ અહીં આવીને રહે છે, વિરક્તભાવે વેદાંતની ચર્ચા કરે છે, જેની શ્રદ્ધા હોય તેને ખંતપૂર્વક ભણાવે છે, અને ચિરંતન શાંતિમાં જીવન વ્યતીત કરે છે. અજાયબઘર સાથે જે પ્રાણીસંગ્રહ હોય છે એમાંના વાઘ-સિંહને જેમ રોજ પ્રેક્ષકોનો ઉપદ્રવ સહન કરવો પડે છે, તેમ અહીંના સાધુઓને યાત્રાળુઓનો ઉપદ્રવ સહ્યા વિના છૂટકો નથી થતો. 'સ્વામીજી મહારાજ, દર્શન દો.' 'સ્વામીજી મહારાજ, કુછ ઉપદેશ સુનાઓ.' 'સ્વામીજી મહારાજ, આટલો સૂકો મેવો ખાઓ.' 'સ્વામીજી મહારાજ, આ મારી વહુને આશીર્વાદ આપો.' 'સ્વામીજી મહારાજ, આ નજીકની ધર્મશાળા સુધી આવી થોડી ભિક્ષા ગ્રહણ કરો. જમનારા બધા આપની રાહ જોઈને બેઠા છે.' એમ કાંઈ ને કાંઈ હેરાનગત એમને માટે રહેવાની જ.

અમે કાલીકમલીવાલાની મોટી ધર્મશાળામાં બે દિવસ મુકામ કર્યો. ધર્મશાળા છેક જ ગંગાને કિનારે. પાણીમાં ઊતરવા માટે સરસ ઘાટ. બજાર, ડાકઘર બધી સગવડ અહીં હતી. નદીમાં સરસ સ્નાન કરી હું કેટલાક સંન્યાસીઓ સાથે વાતે ચડયો. બુવાએ મુસાફરી માટે કેટલીક વસ્તુઓ ખરીદવાનું ગોઠવ્યું. અને સ્વામીને અહીં ડાકઘર હોવાનો એટલો તો આનંદ થયો કે કાગળ પર કાગળ લખવાનું એમનું ચાલ્યું. સાંજે એક મંદિરમાં એક સાધુને દર્શને અમે ગયા. વિદ્વાન અને યોગી હોવાની એમની ખ્યાતિ હતી. અહીં એક મહારાષ્ટ્રી દંડી સંન્યાસી સાથે કંઈક ઓળખાણ થઈ. એ મૂળ પંઢરપુર તરફના રહીશ. એમણે અમારી સાથે મરાઠીમાં બોલવાનો ખૂબ લહાવો લૂંટયો. અહીં સ્થાયી રહેનાર સંન્યાસીઓ કેવા હોય છે એની વિગત-વાર સાહિતી આપતાં તેઓ ચૂકયા નહીં. અહીંની પહાડી ભાષાના કેટલાક ચુનંદા શબ્દો સાથે એમણે અમારો પરિચય કરાવ્યો. આ સંન્યાસી શરીરે સુકલકડી, મોઢા-માંથી દાંતોએ રાજીનામું આપેલું છતાં એમનો વિનોદ, ટીખળી અને વાતોડિયો સ્વભાવ, અને હાસ્યરસ જમાવવાની હથોટી, એમાંનું એકે એમણે છોડયું નહોતું.

ઉત્તરકાશીમાં આરામ કરી અમે ભટવાડી ગયા. ભટવાડીનું પ્રાચીન નામ ભાસ્કરપુરી. ભાસ્કરનું ભટ શી રીતે થયું એ કોઈએ અમને સમજાવ્યું નહીં. એક પૈડાના રથને સાત ઘોડા જોડી અખંડ દોડનાર સૂર્યનારાયણ ભટ એટલે બહાદુર વીર છે ખરો. ભટવાડીમાં જોવા જેવું કશું નહોતું. પણ અમે અમારો વધારે પડતો સામાન અહીં એક દુકાનમાં રાખીને આગળ ગંગોત્રી જવાનું કર્યું, તેથી એ સ્થાન

જેવા થઈ પોતાનો બચાવ કરવા લાગ્યા કે, 'અમે ગામડાના રહીશ, આટલું ક્યાંથી જાણીએ?'

રાત્રે મેં ન ખાધું. આખી મુસાફરીમાં ભૂખ્યા રહ્યાનો આ એક જ દાખલો. મને સ્મરણ થયું કે એ દિવસ મારી માતાનો શ્રાદ્ધદિન હતો. સ્વામીએ કહ્યું, 'કાલે સવારે ઊઠીને ખૂબ ચાલવાનું છે. અત્યારે ન ખાય એ કેમ ચાલે?' મેં જવાબ વાળ્યો, 'કાલે પણ ઉત્તરકાશી પહોંચ્યા પછી જ ખાઈશ.' અહીં મંત્રયુક્ત શ્રાદ્ધ કરવાની સગવડોયે નહોતી અને મારી શ્રદ્ધાયે નહોતી. સવારે વહેલા ઊઠીને અમે ચાલ્યા. દસેક માઈલ ચાલીને ઉત્તરકાશી પહોંચ્યા.

## ૩૫. ઉત્તરકાશી

ગંગા નદીનો પ્રવાહ ઉત્તરથી દક્ષિણ અને પછી મોટે ભાગે પૂર્વ અને દક્ષિણ દિશાએ જ વહે છે, એટલું હિંદુસ્તાનનો નકશો સહેજ જોવાથી પણ ખબર પડે એમ છે. આવા આ લાંબા પ્રવાહમાં કોઈ પણ ઠેકાણે જો નદીનો પ્રવાહ દક્ષિણથી ઉત્તર તરફ જાય તો એ એક મોટું આશ્ચર્ય ખરું. આવી ઉત્તરવાહિની ગંગા ત્રણ ઠેકાણે છે. આપણે બધા જાણીએ છીએ કે, કાશી-બનારસનું માહાત્મ્ય એ જ કારણે છે કે ત્યાં ગંગા ઉત્તરવાહિની છે. એવી જ રીતે હિમાલયના પહાડમાં ગંગાનો પ્રવાહ દક્ષિણથી ઉત્તરે વહેતો જોઈ એ અદ્‌ભુત દૃશ્ય આપણા પૂર્વજોને કાવ્યમય લાગ્યું હતું, એટલે એમણે એનું નામ ઉત્તરકાશી પાડ્યું. એક વાર કાશીક્ષેત્ર તરીકે એને સ્વીકાર્યા પછી કાશીમાં આવેલા બધા મુખ્ય મુખ્ય દેવોની અહીં પણ સ્થાપના કર્યે જ છૂટકો. ઉત્તરકાશીમાં કાશીવિશ્વનાથ છે, બિંદુમાધવ છે, મણિકર્ણિકા છે, દત્તાત્રેય અને પરશુરામ છે. જેટલું કાશીમાં છે તે બધું નાના પાયા પર ઉત્તરકાશીમાં મળવું જ જોઈએ. (ઉત્તરકાશીમાં વાંદરા નથી એનો ઇલાજ નથી. વનગાયો ખૂબ છે.)

ઉત્તરકાશી બે પહાડ વચ્ચેની એક પહોળી વિશાળ ખીણમાં આવેલું છે. ઉનાળામાં અહીં ઘણા સાધુઓ રહે છે. અને કેમ ન રહે? જે ગૃહસ્થ છે, ઘર સાથે બંધાયેલો છે, તે માણસ હોવા છતાં સ્થાવર બની જાય છે. ઉનાળો હોય કે શિયાળો, વરસાદના દિવસો હોય કે પાનખરના, એ પોતાનું સ્થાન છોડી ન શકે. આજીવિકાને અંગે પણ એને એક જ સ્થાને ગોંધાઈ રહેવું પડે છે. સાધુઓ તો અનિકેત અનગારિક; એ શા માટે બારે માસ એક ઠેકાણે પડ્યા રહે? દિવાળીના ઉત્સવ માટે સાધુઓ અમૃતસર જાય, શિયાળો હૃષીકેશની હૂંફાળી ખીણમાં ગાળે, અને ઉનાળો આવ્યો એટલે ગિરિઆરોહણ કરી ઉત્તરકાશીએ પહોંચી જાય. દુનિયાનો વધુમાં વધુ આનંદ અમીર અને ફકીર માટે જ છે; ફરક એટલો જ કે ફકીરને ફિકર નથી હોતી. ઉનાળામાં ઉત્તરકાશીની હવા બહુ ખુશનુમા હોય છે. હિમાલયની પ્રાણદાયી હવા, પહાડના ઘઉંનો પૌષ્ટિક ખોરાક, અને ગંગાનાં અમૃતજળ. અહીંના

સાધુઓ ચાર મહિનામાં એવા તો લાલબુંદ અને અલમસ્ત બની જાય છે કે એક એકનું શરીર જોયા જ કરવાનું મન થાય. એ લોકો અન્નછત્રની તૈયાર રસોઈ જમે છે, અંદર અંદર જાતજાતની ચર્ચાઓ કરે છે, પહાડમાં મોજ પડે તેમ ઘૂમે છે, અને જતા-આવતા યાત્રીઓને આશીર્વાદ આપે છે. કંઈ આચરકૂચર ખાવાની ઈચ્છા થાય તો એની ભિક્ષા આસપાસની ભલી પહાડી સ્ત્રીઓ પાસેથી મળ્યા વગર રહે નહીં.

ઉત્તરકાશીમાં કેટલાક સાધુ ચાર-પાંચ મહિના માટે પોતાની કૉલેજ પણ ખોલે છે. ભારેમાં ભારે વિદ્વાન સંન્યાસીઓ અહીં આવીને રહે છે, વિરક્તભાવે વેદાંતની ચર્ચા કરે છે, જેની શ્રદ્ધા હોય તેને ખંતપૂર્વક ભણાવે છે, અને ચિરંતન શાંતિમાં જીવન વ્યતીત કરે છે. અજાયબઘર સાથે જે પ્રાણીસંગ્રહ હોય છે એમાંના વાઘ-સિંહને જેમ રોજ પ્રેક્ષકોનો ઉપદ્રવ સહન કરવો પડે છે, તેમ અહીંના સાધુઓને યાત્રાળુઓનો ઉપદ્રવ સહ્યા વિના છૂટકો નથી થતો. ‘સ્વામીજી મહારાજ, દર્શન દો.’ ‘સ્વામીજી મહારાજ, કુછ ઉપદેશ સુનાઓ.’ ‘સ્વામીજી મહારાજ, આટલો સૂકો મેવો ખાઓ.’ ‘સ્વામીજી મહારાજ, આ મારી વહુને આશીર્વાદ આપો.’ ‘સ્વામીજી મહારાજ, આ નજીકની ધર્મશાળા સુધી આવી થોડી ભિક્ષા ગ્રહણ કરો. જમનારા બધા આપની રાહ જોઈને બેઠા છે.’ એમ કાંઈ ને કાંઈ હેરાનગત એમને માટે રહેવાની જ.

અમે કાલીકમલીવાલાની મોટી ધર્મશાળામાં બે દિવસ મુકામ કર્યો. ધર્મશાળા છેક જ ગંગાને કિનારે. પાણીમાં ઊતરવા માટે સરસ ઘાટ. બજાર, ડાકઘર બધી સગવડ અહીં હતી. નદીમાં સરસ સ્નાન કરી હું કેટલાક સંન્યાસીઓ સાથે વાતે ચડ્યો. બુવાએ મુસાફરી માટે કેટલીક વસ્તુઓ ખરીદવાનું ગોઠવ્યું. અને સ્વામીને અહીં ડાકઘર હોવાનો એટલો તો આનંદ થયો કે કાગળ પર કાગળ લખવાનું એમનું ચાલ્યું. સાંજે એક મંદિરમાં એક સાધુને દર્શને અમે ગયા. વિદ્વાન અને યોગી હોવાની એમની ખ્યાતિ હતી. અહીં એક મહારાષ્ટ્રી દંડી સંન્યાસી સાથે કંઈક ઓળખાણ થઈ. એ મૂળ પંઢરપુર તરફના રહીશ. એમણે અમારી સાથે મરાઠીમાં બોલવાનો ખૂબ લહાવો લૂંટ્યો. અહીં સ્થાયી રહેનાર સંન્યાસીઓ કેવા હોય છે એની વિગત-વાર માહિતી આપતાં તેઓ ચૂક્યા નહીં. અહીંની પહાડી ભાષાના કેટલાક ચુનંદા શબ્દો સાથે એમણે અમારો પરિચય કરાવ્યો. આ સંન્યાસી શરીરે સુકલકડી, મોઢા-માંથી દાંતોએ રાજીનામું આપેલું છતાં એમનો વિનોદ, ટીખળી અને વાતોડિયો સ્વભાવ, અને હાસ્યરસ જમાવવાની હથોટી, એમાંનું એકે એમણે છોડ્યું નહોતું.

ઉત્તરકાશીમાં આરામ કરી અમે ભટવાડી ગયા. ભટવાડીનું પ્રાચીન નામ ભાસ્કરપુરી. ભાસ્કરનું ભટ શી રીતે થયું એ કોઈએ અમને સમજાવ્યું નહીં. એક પૈડાના રથને સાત ઘોડા જોડી અખંડ દોડનાર સૂર્યનારાયણ ભટ એટલે બહાદુર વીર છે ખરો. ભટવાડીમાં જોવા જેવું કશું નહોતું. પણ અમે અમારો વધારે પડતો સામાન અહીં એક દુકાનમાં રાખીને આગળ ગંગોત્રી જવાનું કર્યું, તેથી એ સ્થાન

ધ્યાનમાં રહ્યું છે. ગંગોત્રીથી પાછા આવતાં ભટવાડીથી જ કેદારનાથ જવાનો રસ્તો ફંટાય છે.

ભટવાડી ઓળંગીને આગળ ગયા અને સૃષ્ટિએ એકાએક નિતાન્તરમણીય સ્વરૂપ ધારણ કર્યું. ઊંચાં ઊંચાં ઝાડ, એની લાંબી લાંબી પણ નીચી નમેલી ડાળો, નદીનો પટ, એમાં અખંડ સ્નાન કરનાર ઋષિ સમા ગોળમટોળ પથરાઓ, સુગંધી હવા,— જે જુઓ તે આકર્ષક. મને કંઈક ખ્યાલ છે કે અહીંથી સત્યનારાયણ જતાં અમારે એક વાર ગંગા નદી ઓળંગવી પડી હતી. અહીં પાસે જ એક મોટો ધોધ છે. એનું વર્ણન સ્વામી અને બુવાએ મારી આગળ ખૂબ કર્યું. ચાલતી વખતે મારું ધ્યાન ક્યાં ચરવા ગયું હતું કોણ જાણે, મેં એ જોયો જ નહીં. પાછા આવતાં પણ એ જોયાનું સ્મરણ નથી. સ્વામીએ એ ધોધનું એટલા તો ઉત્સાહપૂર્વક વર્ણન કર્યું કે મારે તો એવું સુંદર દૃશ્ય ખોવા માટે વીલું મોઢું કરીને જ બેસવું પડયું.

સત્યનારાયણમાં એક પંડા સાથે થોડીક વાતચીત થઈ. એણે પૂછ્યું, 'તમે ક્યાંથી આવો છો?' અમે કહ્યું, 'મુંબઈથી.' આટલે દૂર આવ્યા પછી આથી સૂક્ષ્મ સ્થલનિર્દેશ કરવામાં માલ નથી હોતો. એને માટે મુંબઈ અને બેલગામ સરખાં જ. મુંબઈનું નામ સાંભળતાંવેંત જ એણે પૂછ્યું, 'વેંકટેશ્વર છાપખાના છે ત્યાં?' મેં કહ્યું, 'હા, ત્યાં જ.' મુંબઈમાં એવું તે બીજું છે શું કે જેની કીર્તિ અહીં પહાડ સુધી પહોંચે? 'વેંકટેશ્વર છાપખાના' પાસેથી હું આવું છું એટલું સાંભળીને એણે તુરત નરમાશથી કહ્યું, 'મારે માટે ત્યાંથી એક શનિમાહાત્મ્ય મોકલશો?' મેં હા પાડી. એનું નામઠામ મારી નોટમાં લખી લીધું, અને સ્મરણ છે તે પ્રમાણે છ-આઠ મહિના પછી એક શનિમાહાત્મ્ય ક્યાંકથી એને સરનામે મોકલી દીધું. હું આશા રાખું છું કે, એ માહાત્મ્ય એને પહોંચ્યા પછી શનિમહારાજે એને કોઈ જાતની પીડા નહીં કરી હોય.

સત્યનારાયણથી થોડાક આગળ ગયા ત્યાં ગંગનાણી કરીને એક ચટ્ટી આવી. અહીં એક વૃદ્ધ સાધુની કીર્તિ અમે સાંભળી, એટલે ગંગા ઓળંગી પેલી પાર એક ઉષ્ણ જલકુંડ હતો ત્યાં અમે પહોંચ્યા. અહીંનાં ઝરણાંમાંથી જે ચૂનાના સૂક્ષ્મ કણ નીકળે છે તે એકબીજા પર બાઝી એનો રૂપાળો રાફડો થયેલો મેં જોયો. હિમાલયના કેટલાક પ્રવાહની આ ખાસિયત છે. પાણીમાં એકાદ જાડાં પાંદડાંવાળી ડાળી પડી જાય એટલે પાણી ધીમે ધીમે એના પર પોતાની અસર કરવા માંડે. પાંદડાં જેમ જેમ કોવાતાં જાય તેમ તેમ પાણીની અસર વધતી જાય. પાંદડાંના અને એની સાથેના એના લાકડાના સૂક્ષ્મ કણ જેમ જેમ ખરતા જાય તેમ ચૂનાના સૂક્ષ્મ કણ ત્યાં એ જ આકારે બાઝતા જાય. છએક મહિનામાં એ આખી ડાળનો પુનર્જન્મ થઈ વનસ્પતિને ઠેકાણે આરસપહાણના જેવી નાજુક દેખાતી પણ ઠીક ઠીક મજબૂત ડાળ તૈયાર થઈ જાય છે. એની કારીગરી જોઈ ગ્રીસના શિલ્પીઓ પણ અવાક થઈ જાય. અસલી ડાળનું આમાં રૂપ ઉપરાંત કશું જ રહેતું

નથી. આત્માના અસ્તિત્વમાં વિશ્વાસ રાખ્યા વગર પુનર્જન્મમાં માનનાર બુદ્ધ ભગવાનનું આ પહાડી ચમત્કાર તરફ ધ્યાન ગયું હોત તો એમણે દીવાનો દાખલો આપવાને બદલે આ ખનિજ જલજ ડાળનો જ દાખલો આપ્યો હોત. (એક વાર લાહોરમાં એક જણને ત્યાં આ જ રીતે બનેલું એક અખરોટનું ફળ જોયું હતું. પણ એમાં ચૂનાને બદલે લોઢાની માટી હતી અને તેથી વજનમાં એ અખરોટ ભારે લાગતું હતું.)

અહીંના વૃદ્ધ સાધુએ સ્વામીનું વિશેષ ધ્યાન ખેંચ્યું. સ્વામી એની સાથે વાતોમાં મશગૂલ હતા એટલો વખત હું તો પેલો ચૂનાનો રાફડો જોવામાં જ ગરક હતો. પાછા આવતાં સ્વામીએ કહ્યું, 'આ સાધુ અહીં ત્રીસ વરસથી રહે છે.' એ માહિતી વિશે સાશંક થવાનું મને કશું કારણ ન હતું, છતાં મનમાં વિચાર આવ્યો કે, હિમાલયમાં યાત્રાને રસ્તે કેટલાક સાધુ આવી જ રીતે ઝૂંપડી બાંધીને રહે છે, આસપાસના પહાડી લોકોને પોતાને વિશે મોટી મોટી વાતો ફેલાવવાનું સમજાવી દે છે, અને એ મહેનત પેટે પોતાની કમાણીમાં તેમનો કંઈક ભાગ પણ રાખે છે. એમાંના જ આ સાધુ નથી એમ શા ઉપરથી? 'પુલની પેલી પાર ઉષ્ણ કુંડ પાસે એક મોટો સાધુ છે, એનું દર્શન કરવા તમે જરૂર ચાલો,' એવો આગ્રહ નહીં તો એ લોકો અમને શા માટે કરત? એક જણે તો અમને એટલે સુધી કહ્યું, 'મારા દાદા કહેતા હતા કે, એમના નાનપણમાં એમણે આ સાધુને અહીં જોયેલા ત્યારે પણ એ ઉંમરે આટલા ને આટલા જ દેખાતા હતા!' વર્તમાનપત્રોમાં કેટલાક બનાવોનાં વર્ણનો જેમ કાયમનાં જોડી કાઢેલાં હોય છે, તેમ જ જંગલમાં રહેતા યોગીઓ વિશેની આવી વાતો પણ જ્યાં જુઓ ત્યાં એક જ જાતની હોય છે. રોજ નવી નવી વાતો સાંભળવા કરતાં સર્વમાન્ય વર્ણનો સાંભળવાનાં મળે એમાં સગવડ નથી એમ કોણ કહે? રેલવેનાં બધાં સ્ટેશનોની રચના જેમ સરખી, તેમ સાધુઓના ચમત્કાર પણ સરખા જ.

તળ ગંગનાણીથી બહુ જ નજીક એક નાનકડો ધોધ છે. પાણી જોરથી પડતું હતું. પણ ત્યાં નાહવાનો લોભ અમે રોકી ન શક્યા. હિંમત કરી ધોધ તળે પહોંચ્યા કે તરત માથા પર પાણીની ટાંકીઓ એક પછી એક વરસવા લાગી. સ્વામીને એમના નાનપણના નિશાળના દિવસો યાદ આવ્યા. 'ના માસ્તર, મારો મા. ફરી આવું નહીં કરું, નહીં કરું,' એવી આજીજી એમણે હસતાં હસતાં ચલાવી. ત્યાર પછી અમારી વાતચીતમાં એ ધોધનું નામ જ અમે 'ના માસ્તરનો ધોધ' પાડ્યું.

અહીંથી આગળનો પ્રદેશ એ ગંગોત્રીનો ખાસ પ્રદેશ કહેવાય. રસ્તામાં એક લાકડાનું મોટું ઘર દેખાયું. આ બાજુ સરકારી બંગલા ને ખાનગી ઘરો લાકડાનાં પાટિયાંનાં બાંધેલાં હોય છે, અને અંદર ચીડના ગુંદરની ધૂપ જેવી સુગંધ જ્યાં ત્યાં મળે છે, કેમ કે આ પાટિયાં ચીડ કે દેવદારનાં મોટાં મોટાં થડ વહેરીને જ તૈયાર કરેલાં હોય છે.

આ પ્રદેશમાં જ મેં પહેલવહેલી વનગાય જોઈ. વનગાયને અહીં થાક અથવા ઝબ્બુ કહે છે. આ વનગાયના માલિક ભોટિયા લોકો એ વનગાય કરતાં જરાય સુધરેલા દેખાતા નથી. ગાયો આગળ ચાલે અને આ ભોટિયા અનુયાયી થઈને પાછળ ચાલે એટલો જ ફેર. વનગાયો બહુ દેખાવડી હોય છે. તેમનાં શીંગડાં કંઈક આગળ આવેલાં, શીંગડાં વચ્ચે થઈને કપાળ ઉપર વાળનું જુલફું લટકતું, એવું ચિત્ર મારી નજર આગળ બંધાઈ ગયું છે. અહીં આ વનગાયોનું ઘી બહુ સસ્તું મળતું. માત્ર કોઈ કોઈ વાર એમાં વનગાયોના વાળ પણ પડેલા હોવાથી ગરમ કરીને ગાળ્યા વગર વાપરવાનું મન ન થાય. આ પ્રદેશના બટાટા પણ ઠીક મોટા મોટા અને સ્વાદિષ્ટ. ઘઉંના રોટલા અને બટાટાનું શાક એ જ ખોરાક કેટલાયે દિવસ સુધી અમારો ચાલ્યો.

## ૩૯. ગંગોત્રી

બદરીનાથ, કેદારનાથ, ગંગોત્રી અને જમનોત્રી આ ચાર ધામોમાં બદરી-નારાયણમાં એનો વૈભવ આકર્ષે છે, જ્યારે કેદારનાથના વાતાવરણમાં મુખ્યત્વે વૈરાગ્ય જડે છે. જમનોત્રીની ભવ્યતા આપણા હૃદયમાં કાયમને માટે સ્થાન કરી લે છે, જ્યારે ગંગોત્રી તો પોતાની પવિત્રતામાં જ આપણને સાવ ડુબાડી દે છે.

ગંગોત્રી પહોંચતાં રસ્તા ઉપરના એક સાપને સ્વામીએ પોતાની લાંબી લાકડી વતી નીચે ખીણમાં ફેંકી દીધો અને ગભરાયેલો એ સાપ હવામાં પોતાનું શરીર અક્કડ કરીને નીચે પડતો હતો, ત્યારે નાનપણમાં બજારમાંથી ખરીદી આણેલા રબરના લીલા સર્પ જેવો એ કેમ દેખાયો એવા જ વિચારો મારા મગજમાં હતા. પણ ગંગોત્રી પહોંચતાંવેંત એ બધું ઓગળી જઈ, વિચારક્ષેત્રમાં પ્રાચીન રાજર્ષિ અને મહર્ષિઓ ધૂસવા લાગ્યા. ભારતસમ્રાટ ભગીરથ અને ધર્મસમ્રાટ શ્રી શંકરાચાર્ય, એમનું સ્મરણ અહીં થયા વગર કેમ રહે! પૂર્વ હિંદના અંગવંગાદિ સપાટ પ્રદેશ ઉપર પાણીની રેલમછેલ કરી કરોડો માનવોને કરોડો વરસો સુધી અન્નદાન કેમ કરાય, એ વારસામાં ઊતરી આવેલો સંકલ્પ સેવતો સેવતો રાજા ભગીરથ આ જ ટેકરીઓ ઉપર રખડતો હતો અને હિમાલયના પ્રવાહોની 'સરવે' કરતો હતો. આજે એમાંથી કેટલીયે ટેકરીઓ માતાની સિદ્ધપીઠો તરીકે પ્રખ્યાત છે. આ સિદ્ધપીઠો ઉપર કરેલી કોઈની તપશ્ચર્યા હજી એળે ગઈ નથી!

અને શંકરાચાર્યે જ્યારે ચારે કોર દિગ્વિજય કરી દક્ષિણ તરફનાં ધર્મનિષ્ઠ સંસ્કાર-સંપન્ન બ્રાહ્મણકુટુંબો અહીં આણી વસાવ્યાં, ત્યારે એમના મનમાં શા શા સંકલ્પો હશે? હિમાલયનાં આ શિખરો ઉપરથી, દક્ષિણ અને ઉત્તર બંને બાજુ હિંદુસ્તાન ને તિબ્બત બંને દેશોમાં ધર્મપ્રવાહ વહેવડાવી અદ્વૈતના જીવનસિદ્ધાંતની અને સર્વ [illegible] ધર્મની રેલમછેલ કરવાનો સંકલ્પ એમણે પણ અહીં સેવ્યો હશે.

એમના જ પૂર્વાવતાર જેવા ગૌતમ બુદ્ધે જે ધર્મપ્રેરણા ફેલાવી હતી તેનાં મોજાં હિમાલયની પેલી પાર શંકરાચાર્યના વખતમાં પહોંચ્યાં જ હતાં. શંકરાચાર્યને તો બુદ્ધના ઉપદેશને આસ્તિક્યના પુટ ચડાવી એને રાષ્ટ્રીય બનાવવો હતો. શંકરાચાર્યને પ્રચ્છન્ન બૌદ્ધ કહી એમના વિરોધીઓએ એમની નિંદા નથી કરી, પણ એમના કાર્યની પરંપરા અને મહત્તા જ બતાવી છે. ગંગોત્રીમાં ગંગામૈયાનું મંદિર કેટલું નાનકડું છે! જાણે કોઈ તપ:પૂત ઋષિની આદ્ય પ્રેરણા અથવા ધર્મસ્ફુરણા!

મારે હિમાલયમાં શક્તિરૂપિણી જગન્માતાની ઉપાસના કરવી હતી. અહીં રહેલા એક બંગાળી સાધુને ઉપાસનાનો વિધિ મેં પૂછ્યો. મને સ્મરણ છે તે પ્રમાણે, એ સાધુનું નામ શામભારતી કે શામાભારતી એવું કંઈક હતું. એણે મારી પાસેથી મારો ઉદ્દેશ જાણી લીધો અને તરત જવાબ વાળ્યો, 'તમે કાંઈ મારા શિષ્ય નથી. હું તમને એ વિધિ શી રીતે બતાવું? તમે તમારા ગુરુને જ પૂછો.' આ જવાબમાં કેટલાક લોકોને સાંપ્રદાયિક સંકુચિતતા દેખાશે. મને તેમ ન લાગ્યું. મેં જોયું કે, આપણા ધર્મમાં ગુરુપરંપરા દ્વારા નિષ્ઠા અને એકાગ્રતા જાળવેલી છે. વિવિધતા એ જેનું સનાતન સ્વરૂપ છે એવા આ જગતમાં સ્વધર્મનિષ્ઠાનું તત્ત્વ ન હોય તો એકેય સંઘ કાશીએ પહોંચવાનો નથી. કૌટુંબિક જીવનમાં જેમ નિષ્ઠા જ પ્રાણ-રૂપ છે તેમ ધાર્મિક જીવનમાં પણ નિષ્ઠા મહત્ત્વનો ભાગ ભજવે છે, એ વાત ધ્યાનમાં આવવાથી એ સંન્યાસીના જવાબથી મને સંતોષ જ થયો.

તીર્થક્ષેત્રમાં જતાં ભૂખે પેટે જવું અને પાછા વળતાં ભરેલે પેટે નીકળવું એવો નિયમ હોય છે. અમે પણ એ નિયમનું રીતસર પાલન કરતા.

ધગધગતા અંગારા ઉપર થઈને ચાલવું એમાં જેમ માણસની કસોટી થાય છે, તેવી જ કસોટી અહીં બરફના પીગળેલા પાણીમાં નાહતી વખતે થાય છે. છતાં ગંગોત્રી આવીએ અને નાહ્યા વિના રહીએ એ બને જ કેમ! કૉલેજના એક સાથીએ Bathની (સ્નાનની) એક વિનોદી વ્યાખ્યા આપી હતી: सकलगात्रार्द्रीकरणं बाथ: । નાહવાનો શરીરશુદ્ધિ સાથે અથવા મલાપહરણ સાથે કશો સંબંધ નથી, આખું શરીર પલળ્યું એટલે સ્નાન સંપૂર્ણ થયું. એ વ્યાખ્યા પ્રમાણે જ અમે નાહ્યા અને પાણીમાંથી જીવતા બહાર નીકળ્યા. અભ્રક અને અત્યંત ઝીણી રેતીને કારણે પાણી ડહોળું હતું. હું જ્યાં નાહતો હતો ત્યાં પાણી પૂરતું ઊંડું નહીં હોવાથી માથું પલા-ળવા માટે મારે ઉતાવળે પાણીમાં ડૂબકી મારવી પડી. મને શી ખબર કે મારા માથા આગળ જ એક ગોળ પ્રાચીન પથ્થર પાણીમાં ધ્યાનસ્થ બેઠો છે! અમારાં બંનેનાં માથાં પ્રેમથી સખત ભેટ્યાં. અવાજ તો થયો, પણ માથાની અંદર વેદના પહોંચવા જેટલું ચૈતન્ય ક્યાં રહ્યું હતું. બધિર શરીરે હું પાછો દોડતો નીકળ્યો ને ધૂણી આગળ હાથ તપાવ્યા પછી જ પલાળેલાં કપડાં નિચોવવા પામ્યો. બીજે દિવસે કપાળ ઉપર પેલા મારા મિત્રની નાનીશી પ્રતિકૃતિ ઊપસેલી દેખાઈ ત્યારે અમારો

અહીં અમે ત્રણ દિવસ રહ્યા. દુર્ગા સપ્તશતી, ગીતા, તુકારામના અભંગ, રામદાસનો મનોબોધ અને ઈશ-કઠ આદિ ઉપનિષદ વાંચવામાં જ અમારો વખત ગયો. અહીંથી ગોમુખ કેવળ બાર કે અઢાર માઈલ છે. ત્યાં જઈએ કે ન જઈએ એ વિશેની ભવતિ-ન-ભવતિ અમારી વચ્ચે ખૂબ ચાલી. થોડાક વહેલા આવ્યા હોત તો થીજી ગયેલા ગંગાના પટ ઉપરથી જ સહેલાઈથી ગોમુખ પહોંચી શકાત. ગોમુખમાં હજીયે આકાશમાંથી ગંગા પડે છે એમ કહેવાય છે. ત્યાંના ઝરમર ઝરમર વરસાદને જ યાત્રાળુઓ આવી રીતે વધાવી લેતા હશે. બાકી ત્યાં તો અખંડ બરફનો ખજાનો જ છે, બીજું કાંઈ નથી. પંડાઓ અમને કહે, 'જો કેટલાક કુલીઓને કુહાડી ને લાકડાં સાથે લઈ જઈએ તો નદીને કાંઠે કાંઠે ગોમુખ સુધી જવાય. ગંગામાં આવી મળતા પ્રવાહો જો આડે આવે તો લાકડાના કામચલાઉ પુલ બનાવી જવાશે. પાછા ફરતાં એ પુલ ઠેકાણે હશે જ એમ માનવાનું કારણ ન હોવાથી બેવડી તૈયારી રાખવી પડે છે.' ગંગોત્રીથી ગોમુખ સુધી ભૂમિ એટલી બધી પવિત્ર છે કે યાત્રીએ ત્યાં મળમૂત્ર વિસર્જન કર્યા વગર જ જઈ આવવું જોઈએ એમ શંકરાચાર્યની આજ્ઞા છે, એમ પંડાઓએ અમને કહ્યું. અમે સાથે ટેહરીના અમલદારની ભલામણચિઠ્ઠી લઈ આવ્યા હતા એની વિચિત્ર અસર થઈ હતી. પંડાઓ અમને નારાજ કરતાં ડરતા હતા. સાથે સાથે અમારી પાસેથી વિશેષ દ્રવ્યપ્રાપ્તિની આશા પણ ન રાખી શકતા હતા. તેથી, પોતાનો ઉત્સાહ પૂરતો છે, બધી સગવડો આપવા પોતે તૈયાર છે એમ અમને બતાવે અને છતાં આગળ જવાનું અમને મન ન થાય એવી રીતે બધી વસ્તુઓ રજૂ કરે. 'શાકુંતલ'માં સેનાપતિ અને વિદૂષક વચ્ચેની મૃગયાપ્રેમી દુષ્યંત સામેની સંતલસનું અહીં સ્મરણ થયું. બહુ વિચારને અંતે સ્વામીએ આગળ જવાનો વિચાર માંડી વાળવાની દરખાસ્ત મૂકી. મને એનું માઠું ન લાગ્યું. અત્યાર સુધી જેટલું જોયું હતું તે જ એટલું બધું ભવ્ય, વિવિધ અને વિશાળ હતું કે નવું જોવાનું ખાસ ઔત્સુક્ય રહ્યું ન હતું. જવાનું નક્કી થાત તો દરેક જાતનાં કષ્ટ અને જોખમ ખેડવા હું તત્પર હતો. અને છતાં જવાનું ન થયું તેથી કંઈ જીવનનો મોટો લહાવો ખોયો એમ પણ ન લાગ્યું. મનમાં કશો વિષાદ ન રહ્યો. શાસ્ત્રશુદ્ધ ઉદાસીનતા માણસે કેળવી હોય તો नैव तस्य कृतेनार्थो नाकृतेनेह कश्चन એ યોગીની સ્થિતિ સ્થૂળરૂપે માણસ જરૂર બતાવી શકે છે.

ગોમુખ ન ગયો એનું કશું ન લાગ્યું, પણ ગંગોત્રી છોડતાં ચિત્તવૃત્તિ સ્વસ્થ કેમ રહે? ઘેરથી કૉલેજ જતાં હેતાળ માની વિદાય વખતે જેમ હૈયું ભરાઈ આવતું તેમ જ ગંગોત્રી છોડતાં થયું. આ સ્થાને કેટલા અગણિત હિંદુ પૂર્વજો ભક્તિભાવથી આવ્યા હશે અને મૈયા પાસેથી સ્થાયી શાંતા અને પવિત્રતા મેળવી પાછા ગયા હશે! અને કેટલાકોએ તો અહીંયાં આવીને પાછા જવાનો વિચાર પણ માંડી વાળ્યો હશે. ખરેખર, ગંગા એ ભારતવાસીઓની મૈયા જ છે અને એના ખોળામાં

# ૩૭. બુઢ્ઢા કેદાર

ગંગોત્રીથી અમે ગંગાજળનો લોટો ભરી લીધો. પંડાઓએ એને લાખનું સ કરી અમને યાત્રાનું સુફળ આપ્યું. અમે પાછા ફર્યા. રસ્તામાં દરેક યાત્રાળ હાથમાં ગંગાજળનો એક એક લોટો હતો જ. આ પવિત્ર જળ અનેક પ્રાંતોનાં અ ઘરોમાં અને ઝૂંપડાંમાં પહોંચશે; પશ્ચાત્તાપથી બળતા કેટલાયે પાપીઓને આ જ પરમાત્માની ક્ષમાની શાંતિ આપશે; કેટલાય મૃત્યુશય્યા ઉપર પડેલા વૃદ્ધોને : જળ મરણકાળની શાંતિ આપશે!

અને કેટલાક સાધુઓ તો, જેમ આપણે પાટીથી ખાટલાને વણી કાઢી છીએ તેમ, અહીંનું ગંગાજળ સેતુબંધ રામેશ્વર પહોંચાડી અને રામેશ્વરની રે ગંગોત્રીમાં પધરાવી આખા ભારતવર્ષને ધર્મબંધનથી વણી કાઢે છે. ચાર ધામ યાત્રા એ આપણો ધાર્મિક વણાટ છે. દેશ અને સમાજ એ રીતે એકબીજા: ઓતપ્રોત થઈ જાય છે.

ભટવાડી પાછા આવી અમે કેદારનો રસ્તો પકડયો. આ રસ્તો હિમાલય: પણ અત્યંત જંગલી અને જોખમકારક ગણાય છે. વીસ વીસ માઈલ સુધી એ ગામડું કે માણસ દેખાય નહીં. ઊંચાં ઊંચાં વૃક્ષ એટલાં બધાં કે બપોરે પા લગભગ અંધારા જેવું જણાય. વરસાદથી નીચલી જમીન કાંઈક ધોવાઈ ગયેલ હોવાથી ઝાડનાં મૂળિયાંની જાળ જમીન પર પથરાયેલી દેખાતી. આ મૂળિયાં રાતનં મુસાફરીમાં જીવલેણ નીવડયા વગર રહે નહીં. કેમ કે એમાં પગ ભરાયો એટલે માણસ ઠોકર જ ખાવાનો. પણ આવા જંગલમાં રાતની મુસાફરી કરે જ કોણ કડા ચડાણમાં આ મૂળિયાંનો આશ્રય ન હોત તો કોક કોક ઠેકાણે ચડવુંયે અશક્ય થઈ જાત. વચમાં વચમાં સુકાઈ ગયેલાં પાંદડાંના ઢગલા જંગલને વધારે બિહામણ કરતા હતા. કોઈ કોઈ ઠેકાણે જ્યાં ચડાઈ આકરી ન હોય અને ઝાડ પણ બહુ ન હોય ત્યાં રમણીય દૃશ્ય જોવાને મળતું. જ્યાં જુઓ ત્યાં રંગબેરંગી ફૂલો જ ફૂલો એમ થતું કે, કોઈ શોખીન માણસના બંગલાના બગીચામાં ફરીએ છીએ અને જરાક આગળ જઈએ તો બંગલો જડયા વગર રહે નહીં. છતાં સવારથી સાંજ સુધી, આખા દિવસમાં ન મળે કોઈ ગામડું કે મકાન અને ન મળે માણસ કે જાનવર. નિર્જનતા કેટલી બિહામણી હોય છે એનો ખ્યાલ અહીં જ મેળવી લેવો નિર્જન પ્રદેશમાં વિધવિધ રંગોનાં ફૂલોના આ ભૂમિભાગ કોઈ જાદુઈ પ્રદેશ જેવા લાગતા.

જ્યાં માણસનું મોઢું જોવાનું ન મળે ત્યાં રસ્તો બરાબર છે કે નહીં એ કોને પુછાય! ભીડમાંથી સૂઝ ઉત્પન્ન થાય છે. અમે જોયું કે આ રસ્તે જતાં યાત્રાળુઓએ

પોતાના ફાટી ગયેલા જોડાઓ વચમાં વચમાં આમતેમ ફેંકેલા છે. પા-અરધા કલાક સુધી આવા ફાટેલા જોડા જો ન દેખાય તો શંકા જતી કે ક્યાંક રસ્તો ભૂલ્યા છીએ. જંગલના મુસાફરો હાથમાં કુહાડી લઈ જતાં જતાં ઝાડની છાલો ઉપર ઘા કરીને નિશાની કરે છે, જેથી ગયેલે રસ્તે તેઓ પાછા આવી શકે. અમારી યુક્તિ એથીયે સારી હતી કેમ કે અમારે અમારા પૂર્વયાત્રીઓ જે રસ્તે ગયા હતા તે જ રસ્તો અનુસરવો હતો. આગળ જતાં જ્યારે અમારા જોડા સાવ ઘસાઈ ગયા ત્યારે સ્વામીએ એક દિવસ પોતાના પગના એક જોડાને રસ્તામાં વિદાય આપી. બિનવારસી કોઈક સારો જોડો એને ઠેકાણે કામમાં આણ્યો. બેચાર દિવસે સાથેનો બીજો જોડો પોતાના જોડીદારના વિરહથી રિસાઈ બેઠો, એટલે એને પણ હિમાલયમાં રહેવાનું પુણ્ય બક્ષી એના બદલામાં રસ્તે જે બીજો અજોડ જોડો મળ્યો તે એમણે પગે ચડાવ્યો. આ બે જોડા એક ઘાટના કે એક પ્રાંતના હોવાનો પણ સંભવ ક્યાંથી?

यथा काष्ठं च काष्ठं च समेयातां महोदधौ ।
समेत्य च व्यपेयातां तद्वद् भूतसमागमः ।।

સાંજે છુવાચટ્ટીમાં અમે પહોંચ્યા. આ જ રસ્તા ઉપર – પણ કયે ઠેકાણે તે યાદ નથી – સ્વામી ને બુવા આગળ ગયા હતા. હું એકલો પાછળ રહ્યો. અંધારું થઈ આવ્યું, હવે રસ્તો કેમ જડશે એ ચિંતામાં હું પડયો ત્યાં કેટલાક યાત્રાળુઓ પાછળથી આવ્યા. એવે ઠેકાણે માણસનું મોઢું જોવાનું મળે ત્યારે કેટલો આનંદ થાય છે એનો ખ્યાલ અનુભવ વગર નહીં આવે. અમે અમારી તત્કાળ-જોડી-કાઢેલી રાષ્ટ્રીય ભાષામાં વાતો કરતા જતા હતા. એટલામાં એક જણે એકદમ બૂમ પાડી, 'એ ભાલુ, ભાલુ, ભાલુ!' આવા જંગલમાં રીંછ ક્યાંથી એ આશ્ચર્યથી હું જોવા લાગ્યો. પણ બધાએ ચીસ પાડી ભાલુ પાછળ દોડવા માંડયું અને હું એ 'ભાલુ'ના દર્શનથી વંચિત જ રહ્યો. અમારી ચટ્ટીમાં અમે પહોંચ્યા ત્યાં બુવાએ મારે માટે ગરમ દૂધ થોડી હળદર નાખીને તૈયાર રાખ્યું હતું, કેમ કે તે દિવસે મારું ગળું સાફ ન હતું, ઉધરસ થવાની બીક હતી. મુસાફરીમાં આવા સાદા ઉપચારો ઠીક અસરકારક નીવડે છે.

ભાઈબહેનોને કેટલું ઉદાસ જેવું લાગતું હશે! આવાં જંગલોમાં કાયા નિચોવી તમને શું મળતું હશે!' એવા અનેક સવાલો બિચારીએ પૂછ્યા.

એક હંમેશનો અનુભવ અહીં જ કહી દઉં. આપણા દેશમાં નવરી કુતૂહલવૃત્તિ ઘણી. પગપાળા જતા હોઈએ અથવા ટ્રેનમાં, કોઈનો સાથ થયો કે એકબીજાને આખી કુળકથા પૂછ્યા વગર ચેન પડે નહીં. અને કહેનાર પણ જન્મારાનો કોઈ સાથી મળ્યો હોય તેમ વિસ્તારપૂર્વક કહેતાં થાકે નહીં. મારાં ચશ્માં જોઈ હું કોઈ ભણેલો માણસ છું એ અનુમાન સહેજે નીકળતું; એટલે પૂછે, 'ક્યાં સુધી ભણેલા છો?' કૉલેજની કેળવણી પૂરી કરી છે એટલું જો કહું તો ભોગ મળ્યા. તમે નોકરીએ કેમ ન ચડ્યા, વકીલ થવાની તૈયારી કેમ ન કરી, અંગ્રેજી ભણ્યા છતાં યાત્રા ઉપર શ્રદ્ધા કેમ ટકી, વગેરે બધું પૂછે છે. પછી સવાલ આવે ઘરમાં કોણ કોણ છે. ભાઈઓની વાત કરીએ તો દરેક જણ શું કરે છે એનું બયાન રજૂ કર્યે જ છૂટકો. પરણ્યા છો કે નહીં એ તો કુતૂહલનો મુખ્ય પ્રશ્ન. જો કહું નથી પરણ્યો તો પૂછે, 'આ વૈરાગ નાનપણથી હતો કે એનું કાંઈ ખાસ કારણ થયું?' અને જો કહું પરણ્યો છું, તો સવાલ જરૂર આવવાનો, 'સ્ત્રી જીવે છે કે નહીં?' જીવે છે એવો સાચો જવાબ આપું તો અનેક અગવડભર્યા સવાલોની પરંપરા ચાલવાની અને સ્ત્રી જીવતાં છતાં સાધુ થવાનો માણસનો હક છે કે નહીં એનો શાસ્ત્રાર્થ ખાસો લાંબો ચાલવાનો. રોજ રોજ આવા એકરાર કરવાની મારી તૈયારી ન હતી અને માણસને તોછડાઈથી તોડી નાખવા એ મુસાફરીમાં આપણને ગમે નહીં. એટલે હિંમતપૂર્વક જૂઠું બોલવાનો મેં નિશ્ચય કર્યો. કોઈ ઝાઝા સવાલો પૂછે તે પહેલાં જ હું નિસાસો મૂકી કહી દઉં, 'સ્ત્રી બહુ સારી હતી પણ તે ગુજરી ગઈ, એટલે છોકરાઓને ભાઈને સોંપી દઈ મેં આમ જંગલ સેવ્યું છે.' આવા અસત્ય કથનને માટે કાયદામાં સજા નથી એ હું જાણું છું, પણ ધર્મશાસ્ત્ર આટલી સહેલાઈથી માફી આપે કે કેમ એની મને ખાતરી નથી.

લોકોની આવી વધારે પડતી જિજ્ઞાસાથી અકળાયેલો હું કોઈને ઝાઝા સવાલો પૂછતાં ડરું છું. રખેને એ પણ મારી પેઠે ત્રાસીને જૂઠું બોલે તો એ પાપ મારે માથે આવશે એવો ખ્યાલ હંમેશાં મારા મનમાં રહે છે. કોક કોક વાર કોઈ માણસ બહુ સવાલો પૂછે એટલે મેં એને જવાબ વાળ્યો છે, 'બહુ થયું, હવે વધારે પૂછશો તો જૂઠા જવાબ આપીશ.' જૂઠું બોલવા કરતાં જૂઠું બોલવાની બીક બતાવીએ એ સારો રસ્તો છે. પછી સાચો જવાબ આપીએ તોપણ પેલા માણસને ખાતરી તો નહીં જ રહે.

રસ્તામાં મળેલો કોઈ બિચારો યાત્રી નિ:સ્વાર્થભાવે માનવસહજ સમભાવથી સવાલો પૂછે એમાં ખોટું શું છે એમ કોઈ પૂછે તો મારી પાસે એનો જવાબ નથી. યાત્રાળુઓને પાંચ-દસ સવાલના જવાબ આપતાં તે વખતે કંટાળી જતો હું હવે આખા પ્રવાસનું લાંબું લાંબું વર્ણન કેમ લખતો થયો, એ સવાલ મારા

સાહિત્ય અને જીવનને કાંઈક હાડવેર લાગે છે. સેકન્ડ કલાસમાં બેઠેલો અંગ્રેજ પડોશના માણસ સાથે વાતો કરી એની જીવનકથા જાણવાને બદલે રૂપિયો બે રૂપિયા ખરચી એકાદ નવલકથા વાંચવામાં વખત ગાળશે. અને નવલકથામાં આખરે તો કોઈ કાલ્પનિક જીવનકથા જ હોવાની. પ્રવાસવર્ણન લખું છું તે મારી સગવડે. કોઈ સવાલ પૂછે ત્યારે બંધનમાં આવી પડાય છે અને એક જ સવાલ અનેક લોકો ફરી ફરી પૂછે ત્યારે તો ધીરજ ખૂટી જાય છે. છતાં આપણે ભૂલવું ન જોઈએ કે નિરક્ષર સમાજમાં સાહિત્ય ને કેળવણીની ઘણી ગરજ સંભાષણથી સરે છે.

એ જ ધર્મશાળામાં બીજે દિવસે સવારે બુઢ્ઢા કેદારનો એક બ્રાહ્મણ અમને મળવા આવ્યો. અમને ભણેલા જોઈ એ પોતાના દીકરાને અમારી પાસેથી એની પરીક્ષા લેવડાવવા માટે લઈ આવ્યો. છોકરો ચૌદ-પંદર વર્ષનો હતો. પિતાએ કહ્યું, ‘હાલ એને તર્કસંગ્રહ ચાલે છે.’ હું કૉલેજમાં ઈન્ટર કલાસમાં તર્કભાષા શીખ્યો હતો. તેથી આવા ચૌદ-પંદર વર્ષના છોકરાને તર્ક ભણતો જોઈ મને આશ્ચર્ય થયું. મેં એને સહેજ પ્રશ્ન પૂછયો. પ્રશ્ન સાંભળ્યો કે એ છોકરાએ એ પ્રશ્નને લગતું આખું પ્રકરણ મોઢેથી બોલી બતાવ્યું. ત્યાર પછી એ જ પ્રકરણ ઉપરની ટીકા પણ કડકડાટ બોલી ગયો, કોઈ શાસ્ત્રી સમજાવે તેમ યોગ્ય ઠેકાણે થોભીને શબ્દોનો સંબંધ બતાવવો હોય એવે જ અવાજે બોલી ગયો. પણ બાપડાને એમાંનો એક બ્રહ્માક્ષર પણ સમજાતો ન હતો. મેં એ પિતાને કહ્યું, ‘તર્ક એ તો બુદ્ધિનો વિષય છે, વ્યાકરણ કરતાં અઘરો. વ્યાકરણનો ભાષા સાથે સંબંધ છે, જ્યારે તર્ક તો વિચારશુદ્ધિનો વિષય છે. એમાં ગોખણપટ્ટી કેમ ચાલે?’ પિતાએ ભોળો જવાબ આપ્યો, ‘આ ઉંમરે ગોખી કાઢે તો મોટપણમાં તકલીફ ઓછી અને ભૂલ થવાનો સંભવ જ નહીં!’

શિક્ષણશાસ્ત્ર ઉપર ઘણો વિચાર કરતાં છતાં ગોખણપટ્ટીની પ્રથા સાવ કાઢી નાખવા જેવી છે એવો નિર્ણય નથી થતો. ગોખણપટ્ટીનો દુરુપયોગ ઘણો થાય છે એ ખરું, પણ યોગ્ય રીતે વપરાય તો તે બુદ્ધિના વિકાસમાં આડે આવવી જોઈએ એમ નથી. જ્યારે છાપખાનાં ન હતાં અને બધું લખી કાઢવાની અને જાળવવાની મહેનત કેમ ટાળવી એ મોટો સવાલ હતો, ત્યારે સ્વાવલંબી માણસ પોતાની ભણતરની મૂડી તાજી અને તૈયાર રાખવા માટે ઘણું મોઢે રાખતો એમાં આશ્ચર્ય શું? શક્તિનો સંગ્રહ એમાં જ હતો. આજે પણ એ લાભ નાખી દેવા જેવો નથી.

બીજે દિવસે એકાદ માઈલ ગયા હોઈશું ત્યાં આગલા દિવસના વરસાદથી પલળી ગયેલા મારા જોડાએ એકાએક હડતાળ પાડી. હડતાળ શું, રાજીનામું જ આપ્યું. મેં મારી સાથે અમદાવાદી જોડાની એક વધારે જોડ રાખી હતી. આટલી મુસાફરી એ મારા ઉપર સવાર થઈ ચાલતી. હવે હું એના ઉપર સવાર થયો. પણ એ જોડા મારા નાના પગને પણ નાના પડયા. એ વાપરીને ચાલતાં ચીન દેશની લલનાની પેઠે મારા પગના બેહાલ શરૂ થયા. એટલે જોડાને પાણીમાં પલાળ્યા પછી જ પહેરતો. ભીનું ચામડું ગરીબ થઈ પગનો આકાર ગ્રહણ કરતું. પણ જરાક

સુકાય એટલે બેવડું વેર વાળે. સો-સવાસો માઈલ સુધી એ હેરાનગત ચાલી. મારું દુ:ખ જાણી સ્વામીએ પોતાની પાસેના દક્ષિણી જોડા આપ્યા. એ લાલ જોડા જંગલમાં શોભતા અને યાત્રાળુઓનું ધ્યાન ખેંચતા. એની આગળની ગોળ બાજુ તો ઠોકર સામે અકસીર ઇલાજ હતો; પણ હિમાલયના રસ્તા ઉપર એ જોડો પગમાં કેમ ટકે અથવા સાચું કહીએ તો જોડામાં પગ કેમ ટકે! પગ ઘસાતો ગયો અને તળિયે ફોલ્લા પડયા. એકે જોડો પહેરાય નહીં અને ઉઘાડે પગે ચાલું તો રસ્તા પરના નાહીધોઈને તૈયાર થયેલા કાંકરા વીંછીના ડંખ જેવો પોતાનો પ્રતાપ બતાવ્યા વગર રહે જ નહીં.

આખે રસ્તે પગના દરદનું જ ધ્યાન ચાલે. આવા જંગલમાં આરામ લેવા રહી જવાનું પણ કેમ સૂઝે? જેમ તેમ કરતાં આગળ ચાલ્યા, પણ રસ્તામાં શું જોયું તેનું કશું સ્મરણ ન રહ્યું.

## ૩૮. ભોટચટ્ટી

એક ઠેકાણે સવારે સહેજ ચાલ્યા અને સાંજના મુકામની ચટ્ટી નજરે પડી. આટલામાં એક દિવસ કેમ ગળાય એવી મનમાં શંકા આવી. મેં કહ્યું, 'અરે, એ પેલું પહાડના શિખર ઉપર માળા જેવું દેખાય છે ત્યાં જતાં કેટલી વાર! આટલા ચડાણથી હારીને શું એક દિવસ ગાળવો છે?' પણ હું તો ખાંડ ખાતો હતો. સીધું ચડાણ હોત તો તો વાત જુદી, હાંફતા હાંફતા ત્યાં પહોંચી જવાય. પણ આખો રસ્તો કરવતની ધાર જેવો ચડ અને ઊતર કરવાનો હતો. ચડતાં હાંફી જઈએ, ઊતરતાં ઘૂંટણ ભરાઈ આવે એનું દુ:ખ હતું જ. પણ જેટલું ચડયાં એટલું જ લગભગ ઊતરવાનું માથે આવે ત્યારે ઘણી મહેનત બરબાદ થયાની માનસિક વેદના આખી મુસાફરીને મારી નાખતી હતી. મને સ્મરણ છે ત્યાં સુધી, તે દિવસે અમે નવ ટેકરીઓ પાદાક્રાંત કરી અને એટલી જ ખીણો કાપી. છેલ્લે છેલ્લે તો આખરે મુકામ આવવાનો છે કે નહીં એની શંકા મનમાં પેઠી. મહાકષ્ટે ઉપર પહોંચ્યા. ચટ્ટીની ઝૂંપડીમાં ઊભા રહેવાય એટલી ઊંચાઈ હતી જ નહીં. જાનવરો ગુફામાં ઘૂસે એવી રીતે અંદર જવાનું. જમીન સાવ ભીની ભીની. અમારી સાથે મીણિયું હતું. મારી ખાસ ઘાસની ચટાઈ હતી. એટલે અમે જેમ તેમ રાત પસાર કરી. અહીંની મુસાફરીમાં શાક તો બટાકાનું જ હોય. આજે તે પણ ન મળે. જંગલમાં કેટલાક નાના નાના છોડ ઉપર અળવીની ડાંડી જેવા દાંડલાઓ ઊગ્યા હતા. પણ એને છેડે પાંદડું ન મળે, ઘેટાનાં શીંગડાંની પેઠે એનો છેડો શંખાકૃતિ થઈ જતો. એ દાંડલાનું શાક બનાવીને ખાતા મેં કેટલાક પહાડીઓને જોયા હતા. તેથી આસ-પાસ ફરીને મેં એવા દાંડલા એકબે મૂઠી વીણી આણ્યા. મારી ખાતરી હતી કે

દાસબોધની શિખામણ પ્રમાણે ચાલનારા. એમણે કહ્યું, 'અજાણ્યું ફળ કે શાકપાન ખવાય જ નહીં.' એમણે પોતાના નિર્ણય સાથે દાસબોધની એક ઓવી ટાંકી. પછી મારું શું ચાલે? એ ડાંડલીઓ જમીન ઉપર ચક્રાકાર ગોઠવી મેં અનેક જાતની આકૃતિઓ બનાવી. અને આ રીતે જીભથી નહીં પણ આંખથી મારા પુરુષાર્થનો રસ ચાખ્યો.

એક રાત્રે અમે ભોટચટ્ટી પહોંચ્યા. પાર વગરની ભીડ હતી. રાત્રે આશ્રય વગર ખુલ્લામાં સૂવું પડશે એવી બીક હતી, પણ આખરે અમને સ્થાન મળ્યું. આ જ ઠેકાણે બે પહાડીઓની એક દુકાન સહિયારી હતી. વેપાર સાથે કરવા જેટલી વિશ્વાસપૂર્ણ ઉદારતા એમનામાં હતી. પણ એને માટે જોઈતું ગણિત એમની પાસે ન હતું. એટલે એક જણનો જેટલો માલ દુકાનમાં આવે તેટલો જ બીજો પણ દુકાનમાં આપે. અને એક ઘરાકને માલ આપ્યો કે હાથમાં આવતા પૈસા તે જ ક્ષણે બન્ને જણ સરખે ભાગે વહેંચી લે. અને આ વહેંચણીનો હિસાબ થાય ત્યાં સુધી નવા ઘરાકને દાદ શાની મળે! આ બે જણમાં એક જરાક હોશિયાર હતો. હિસાબની સગવડ માટે ઘરાકને સહેજ ઓછું કે વધારે ખરીદવા કહેતો. ઘરાક ન માને તો એને કશું મળવાનું નહીં. અને અઢી દુકાનની ચટ્ટીમાં એક જણ રિસાયો એટલે અગવડનો પાર નહીં.

રાત પડી અને આકાશમાં તારાઓ ચમકવા લાગ્યા. ઘણે દિવસે નિરભ્ર આકાશનો આનંદ મળ્યો. આજના આકાશની નીલિમા કાંઈ ઓર જ હતી. એટલું સ્વચ્છ અને એટલું ઘેરું નીલું આકાશ સહેજે જોવાને ન મળે. આગળ જતાં દ્વારાહાટને રસ્તે સાંજે એવું જ આકાશ જોવાને મળેલું. પણ ત્યાં તો આગળ જતાં મુશળધાર વરસાદે આખું દૃશ્ય બગાડ્યું હતું. અહીં તારાઓ નીલી ધરતી ઉપર હીરાની પેઠે આખી રાત ચળકતા હતા. એ આનંદ એકલાથી કેમ પિવાય! સ્વામી અને બુવા બન્નેને બહાર આણ્યા, લાંબા વખત સુધી અમે આકાશની જ વાતો કરી. એટલામાં ચટ્ટીમાં કંઈક બૂમાબૂમ સંભળાઈ. સ્વામીએ જઈને તપાસ કરી. યાત્રીઓમાંથી કોઈ મારવાડીની ડોસી ચિડાઈને રિસાઈને ચટ્ટી છોડી જંગલમાં નાસી ગઈ હતી. ક્રોધ આગળ વિવેકનો પરાજય હમેશાં થાય છે; પણ આજે તો બીક-નોયે પરાજય થયો હતો. પેલા ભાઈને ડોસી ગયાનું દુ:ખ હતું કે આબરૂ ગયાનું એ કોણ કહી શકે! બે પેઢી વચ્ચેના મતભેદની આવી દુર્દશા પણ કોઈ કોઈ વખતે થાય છે! ડોસીની તપાસ કર્યા વગર અમે વહેલા ઊઠીને આગળ ચાલ્યા.

કેદારનો રસ્તો એટલે પવાલીની ચડાઈ. રામચંદ્રના સૈનિક જેવા પહાડી પણ આ ચડાઈ આગળ હારે. 'કાબુલકી લડાઈ ઓર પવાલીકી ચડાઈ' એ કહેવતમાં આર્હીના લોકોએ પોતાનાં કષ્ટ વ્યક્ત કર્યાં છે. કહેવતોમાં પણ સ્થાનિક પાઠાંતરો હોય છે.

અમે શ્વાસથી છાતી ફુલાવી રોજની પેઠે 'अथातो धर्मजिज्ञासा'વાળો હમેશનો મંત્ર બોલી શરૂઆત કરી.

# ૩૯. પવાલી અને ત્રિજુગી નારાયણ

રસ્તામાં એક ઠેકાણે ખૂબ વરસાદ પડયો હતો. એટલે સૂર્યાસ્ત પહેલાં જ એક ચટ્ટીમાં થોભવાનો વિચાર કરેલો. એ ચટ્ટીમાં નેતર જેવા વેલાની મોટી મોટી ટોપલીઓ બનાવીને ખડકેલી હતી. આ સાવ જંગલી ગણાતા લોકો જ્યારે વાસણો, ટોપલીઓ કે એવો જ બીજો વપરાશનો માલ તૈયાર કરે છે ત્યારે એમાં આટલી કળા કયાંથી રેડે છે એવું આશ્ચર્ય થયા વગર રહેતું નથી. અમે પથારીઓ વગેરે ગોઠવી કયાં રાંધવું એનો વિચાર કરતા હતા એટલામાં વરસાદ થોભ્યો અને સોના જેવો તડકો નજર આગળ અથડાયો. જયદ્રથવધને દિવસે અર્જુનની જેવી દશા થઈ એવી જ અમારી થઈ. આટલો તડકો — આટલો દિવસ સિલકમાં રાખી થોભી ગયા તો પછી અમારી આબરૂ શી રહી? તરત સામાન સંકેલીને ચાલવા લાગ્યા. કુલીઓ તો બિચારા હંમેશાં ગાંગરતા પલાણે, એમની તકરાર કોણ સાંભળે?

ઘણાંખરાં શક્તિનાં ગણાતાં કામો યુક્તિનાં જ હોય છે. મજબૂત મર્દ દળતાં જયાં થાકે ત્યાં ડોસીઓ વર્ષો સુધી બમણું કામ આપે. પાણીમાં તરવા માટે શક્તિ જોઈએ છે ખરી, પણ શક્તિ કરતાં યુક્તિ જ વધારે ઉપયોગી નીવડે છે. પહાડ ચડવામાં પણ એમ જ છે. માણસ જો ઉતાવળ ન કરે અને શ્વાસનો તાલ સાચવે તો તે સહેજે થાકે નહીં. ઊંટ પર બેઠેલો માણસ જો પોતાનું શરીર ઢીલું રાખી ઊંટની ગતિ સાથે તાલ ન જમાવે તો સાંજ સુધી એનું આખું શરીર કળવા માંડે. પહાડ ચડવામાં પણ શરીર અક્કડ રાખ્યે નહીં પોસાય. ઘૂંટણ, કેડ અને પીઠ જો મુક્ત સ્થિતિમાં રાખતાં આવડે અને દરેક ડગલામાં લચકપણું કેળવે તો સવારથી સાંજ સુધી ચાલીને પણ માણસ ઝાઝો થાકે નહીં. આ ફલશ્રુતિ જાડા મેદવાળા લોકો માટે નથી એ અહીં જ કહી દેવું જોઈએ.

હિમાલયની કઠણમાં કઠણ ચડાઈ આવી રીતે ચડી ગયા, પછી અમારી ખાતરી થઈ કે આ તપશ્ચર્યા એળે નથી. ઉપર પહોંચીને જે દૃશ્ય જોયું તે જન્મારામાં ભુલાય તેમ નથી. વેદકાલીન ઋષિઓની કોઈ મહાસભા બેઠી હોય એવી રીતે અસંખ્ય બરફ-આચ્છાદિત શિખરોની એક મહાપરિષદ અર્ધ વર્તુલાકારે ગોઠવાઈ હતી. કાંઈ નહીં તો પચાસ માઈલનું દૃશ્ય અહીંથી દેખાતું હતું. અને જે દિશાએ જુઓ ત્યાં દૂર દૂર ધોળાં ધોળાં શિખરો અનંતતાનું સૂચન કરતાં હતાં. આ ધોળો બરફ ત્રિકાલાતીત હોયની, એવી રીતે પથરાયેલો છે. બરફ જેમ જેમ વાસી થતો જાય તેમ તેમ એના ઉપર હાથીદાંતની પીળાશની પ્રતિષ્ઠા જામે છે. અને એના ઉપર જ્યારે કયાંક કયાંક નવો ધોળો કપૂર જેવો બરફ પડે છે ત્યારે એ કોઈ ડોસીના ખોળામાં બાળક બેઠું હોય એવી શોભા આપે છે.

જેમ જેમ મીટ માંડીને એ આખું દૃશ્ય હું જોવા લાગ્યો તેમ તેમ એનો ઉન્માદ મારા મગજમાં પેસવા લાગ્યો અને આખું દૃશ્ય જાણે એક ટેકરીઓનો મહાસાગર ઊછળતો હોય એવું જણાવા લાગ્યું. આવી એક પણ ટેકરી આપણા સપાટ પ્રદેશમાં આવીને બેસે તો ચારણો અને કવિઓ અભિમાનથી એને અખંડ ગાયા કરશે. પણ અહીં એવી ટેકરીઓનો ભાવ જ કોણ પૂછે? જેમ હિંદુસ્તાનના સંતોની ગણતરી નથી તેમ હિમાલયની ટેકરીઓની પણ ગણતરી નથી.

અખંડ હિમપ્રદેશ એટલે કાળના પરિવર્તનનો પરાભવ. બારે માસ અહીંની શોભા એકની એક જ રહેવાની. પણ એ શોભામાં પણ ક્ષણે ક્ષણે લાવણ્ય પૂરવાનું કામ સવિતાનારાયણનાં કિરણો કરે છે. કોઈ પુણ્યપુરુષના સહવાસથી જેમ આસપાસનો આખો સમાજ ધર્મનિષ્ઠ થયાનો ભાસ થાય છે, તેમ સવારનાં બાલ-કિરણો ફેલાયાં કે તરત બધાં જ શિખરો અનુરક્ત થયાનો દેખાવ થવાનો જ. કોક કોક વાર બધાં શિખરો ગેરુવો (ભગવો) રંગ ધારણ કરી દશનામી* અખાડો જમાવે છે.

પવાલીથી ઝપાટાભેર ઊતરી અમે ત્રિજુગી નારાયણમાં આવ્યા. જાણે સ્વર્ગ-માંથી મૃત્યુલોકમાં. અને સ્વર્ગનું બધું પુણ્ય જાણે ધોવા માટે જ આવ્યો હોય એવા એક વરસાદે, આખે રસ્તે મારો ચલાવી, અમારો ઉત્સાહ ધોઈ કાઢ્યો. છેલ્લે છેલ્લે તો રસ્તો છોડી અમે સીધા જ ઊતરવા લાગ્યા. પણ પરિણામે વખત તો ન જ બચ્યો.

ત્રિજુગી નારાયણમાં નારાયણનું પ્રાચીન મંદિર છે, તેમાં જે અગ્નિ છે તે આતશબહેરામની પેઠે સતયુગથી આજ સુધી લગાતાર બળતો આવ્યો છે! હિમાલયની દીકરી પાર્વતી દેવાધિદેવ મહાદેવ સાથે પરણી ત્યારે વિવાહના હોમ માટે આ અગ્નિનું આધાન કર્યું હતું. ત્યારથી આજ સુધી એ અગ્નિ બિલકુલ ઓલવાયો નથી!

અહીં એક સાધુ રાત્રે પોતાનું સર્વસ્વ લૂંટાવાનું કહી મોટેથી રોવા અને બરાડા પાડવા લાગ્યો. આખી ધર્મશાળા અકળાઈ ઊઠી. તપાસને અંતે જણાયું કે એ બધું બહાનું જ હતું. બીજા કોઈ સાધુને મુશ્કેલીમાં આણવાને માટે એણે એ બધું નાટક મધરાતની શાંતિમાં ભજવ્યું. સાધુ ખરા!

ત્રિજુગી નારાયણથી નીચે ઊતરી કેદારની મુખ્ય સડક ઉપર અમે પહોંચ્યા. ત્યાંથી મંદાકિનીને કાંઠે જઈ ગૌરીકુંડમાં પહોંચ્યા. અહીં ગરમ પાણીનાં ઝરણાં છે.

જમનોત્રી અને બદરીનારાયણ પાસે તો છેક તીર્થસ્થાને જ ગરમ પાણીનાં ઝરણાં છે, જ્યારે ગંગોત્રી અને કેદારનાથ જતાં તીર્થસ્થાનની સહેજ આ બાજુ રસ્તા ઉપર જ ગરમ પાણીનાં ઝરણાં જડી આવે છે. ગંગોત્રી માટે ગંગનાણી અને કેદાર માટે ગૌરીકુંડ. ગૌરીકુંડનું પાણી સ્વચ્છ ન હતું, એટલે નાહવાનો વિચાર અમે

* સંન્યાસીઓમાં ગિરિ, પુરી, ભારતી, સરસ્વતી, અરણ્ય, તીર્થ, આશ્રમ, સાગર વગેરે કુલ દસ ફિરકાઓ હોય છે જેને દશનામી કહે છે.

માંડી વાળ્યો. ગૌરીકુંડથી આગળનો રસ્તો આકરા ચડણ માટે પ્રખ્યાત છે. આ ચડણ ચડી અમે કેદારનાથની નજદીક પહોંચ્યા. રસ્તામાં એક વળાંક વટાવ્યો અને દૂર કેદારનાથનું શિખર દેખાવા લાગ્યું. દરેક યાત્રીએ પોતાની કાયા જમીન પર ફેંકી દઈ સાષ્ટાંગ પ્રણિપાત કર્યો; 'જય, કેદારનાથકી જય, જય કેદારપ્રભુકી જય.'

મંદિરની મૂર્તિના દર્શન કરતાં શિખરનાં દર્શનનો ઉમળકો વિશેષ હોય છે.

## ૪૦. કેદારનાથ

કેદારનાથના મંદિરની લોકપ્રિયતા બદરીનારાયણના કરતાં કાંઈક ઊતરતી ખરી. તેથી જ અહીંનું મંદિર વધારે પ્રાચીન, વધારે ભવ્ય અને તપસ્વી જેવું દેખાય છે. મંદિરના આગળના ભાગ ઉપર ગ્રીક શૈલીનો છાપરાનો ત્રિકોણ (જેને અંગ્રેજીમાં 'ગેબલ' કહે છે) ધ્યાન ખેંચે છે. અહીંના પંડાઓ પાસે જે શંકરાચાર્યની વંશાવળી છે તે ઉપરથી અહીંનું મંદિર અત્યંત પ્રાચીન છે એમ સિદ્ધ થઈ શકે છે, એમ ટેહરીના હેડમાસ્તરે કહ્યાનું સાંભરે છે. પણ મંદિરનું સ્વરૂપ જ પ્રાચીનતાનો પૂરતો પુરાવો છે. ત્યારે અહીંયાં ગ્રીક શૈલી ક્યાંથી આવી? કે ગ્રીક લોકોએ અહીંથી લઈ લીધી? આ શૈલીને આપણી તો ગણાવાય જ નહીં. આપણી હોત તો આના અનેક પ્રાચીન નમૂનાઓ અનેક રૂપમાં દેખાત. કાશ્મીરમાં પંદરેથાન કરીને એક સ્થાન છે. એની સ્થાપત્યશૈલી વિશે એવી શંકા જ ઊઠે છે. જો અશોકનો રાજમહેલ ઈરાની શૈલીનો હતો તો કેદારનાથમાં ગ્રીક શૈલી આવ્યાનું આશ્ચર્ય શા માટે? આપણા સમર્થ પૂર્વજો પારકી કળા પ્રત્યે સુગાળવા હતા એમ શા માટે માનીએ? નબળા લોકો જ્યારે કશું ઉછીનું આણીને પહેરે છે ત્યારે એમનું દારિદ્ય જ વધારે સ્પષ્ટ થાય છે. જ્યારે સબળા કશું ઉછીનું લે છે ત્યારે લઈને પોતે જ ઉપકાર કરતા હોય એવું દેખાય છે!

કેદારનાથના મંદિર પાસે કેટલાક કુંડોમાં લાંબી લાંબી લંગોટી જેવા કાગળો પડેલા દેખાયા. કેટલાક કાગળો કપડાંની લંગોટી ઉપર ચોડેલા હતા. એમાંથી એક બહાર કાઢીને તપાસ્યો તો એ કોકની જન્મપત્રિકા નીકળી. તપાસ કરતાં ખબર પડી કે, ઘણા વૃદ્ધ યાત્રીઓ કેદારની યાત્રા કરી કૃતકૃત્ય થયા પછી સાથે આણેલી પોતાની જન્મપત્રિકાનું અહીં વિસર્જન કરે છે. જે દર્શનની ઝંખના દાયકાઓ સુધી સેવી હતી તે કેદારનાથનું દર્શન થયું. જીવનનું બધું પાપ ધોવાઈ ગયું, નવ ગ્રહોએ પોતાની અસર પાછી ખેંચી લીધી. હવે એ જન્મપત્રિકાને શું પૂછવાનું રહ્યું છે કે એ ચીંથરું હવે સાચવી રખાય!

કેદારપ્રભુનાં દર્શન પછી પણ માણસને જીવવાની ઇચ્છા ક્યાં છૂટી છે કે અહીં પોતાના જીવનનું જ વિસર્જન કરી શકે! જીવન છોડાતું નથી ત્યાં જીવનની પ્રતિનિધિ જન્મપત્રિકા છોડીને જ સંતોષ મનાય છે. પર્યાયધર્મની પણ બલિહારી

છે. દીકરાનો બલિ આપવાને બદલે અબ્રાહમ પાસેથી એના ભગવાને એક ઘેટાના બલિદાનથી સંતોષ માન્યો! ગયા જઈ કામક્રોધાદિ ષડ્‌રિપુ છોડવાને બદલે કોઈ અણગમતું શાક છોડીને જ યાત્રાળુઓ યાત્રાને સફળ કરે છે! નાહવાના ત્રાસમાંથી બચી જવાને માટે પહાડી બ્રાહ્મણે પાણીનાં પાંચ ટીપાંની પંચસ્નાની શોધી કાઢી. અને આજનાં સુધરેલાં રાષ્ટ્રો પણ શત્રુ હાથ ન આવે ત્યારે એનો ફોટો જાહેર ચોકમાં બાળી પોતાની ક્રુદ્ધ વૃત્તિને સંતોષે છે. બિચારા મનુ ભગવાને માનવજાતિને પ્રારંભમાં જ કહી રાખ્યું છે કે, મુખ્ય ધર્મના પાલનની શક્તિ હોવા છતાં જે માણસ પર્યાયધર્મ અથવા આપદ્‌ધર્મથી સંતોષ માને છે તેને એ ક્રિયાનું ફળ પરલોકમાં નથી મળતું.

હિમાલયનાં આ આપણાં બધાં તીર્થસ્થાનો દસ દસ હજાર ફૂટની ઊંચાઈ પર હોવા છતાં ચિરહિમપ્રદેશની તળેટીમાં જ આવેલાં છે. એટલે અહીં જ્યાં જુઓ ત્યાં ઊંચા ઊંચા પહાડ દેખાય છે. આપણે માનવીઓ ખીણના ખોળામાં એટલા નાના દેખાઈએ છીએ કે બાળકની ઉપમા પણ ન છાજે.

કેદારનાથનું વર્ણન મહાભારતમાં સુંદર રીતે કરેલું છે. પાંડવો જ્યારે વનવાસમાં હતા ત્યારે મધ્યમ પાંડવ અર્જુન અસ્ત્રપ્રાપ્તિને અર્થે રખડતો આ બાજુએ આવ્યો હતો. દિવ્ય કમળો લાવવા માટે જ્યારે ભીમ ઊપડ્યો ત્યારે તે પણ આ સ્થાને પહોંચ્યો હતો. રામદાસ સ્વામીને હનુમાનનું દર્શન થયું તે પણ આ જ પ્રદેશમાં થયું હોવું જોઈએ. અને પોતાની જીવનયાત્રા પૂરી કરી પાંડવો જ્યારે મહાપ્રસ્થાને ઊપડ્યા ત્યારે પણ તેઓ અહીં જ આવ્યા હતા. એ વૃદ્ધ પાંડવો અને એમની સાથેની માનિની દ્રૌપદી આ જ ભૂમિ ઉપર વિપણ્ણ મને વિચર્યાં હશે. જે પહાડો અત્યારે હું જોઉં છું એ જ પહાડો એમણે પણ જોયા હતા એ ખ્યાલ જ આપણને પાંડવકાળ સાથે જોડી દે છે. અને મહાપ્રસ્થાનનું સ્મરણ થતાંવેંત ધર્મરાજના પેલા વફાદાર કૂતરાનું સ્મરણ થયા વગર કેમ રહે? ઇંદ્રના સ્વર્ગમાં, આજકાલની હોટેલની પેઠે કૂતરાઓને પ્રવેશ ન હતો. ઇંદ્રે યુધિષ્ઠિરને કહ્યું, 'આ મલિન જાનવરને પાછું કાઢ, તને હવે પુણ્યલોક મળ્યા છે.' ધર્મરાજ કહે, 'કહો તો હું પાછો જાઉં; પણ વફાદારનો ત્યાગ મારાથી ન થાય.' स्वर्गसुखार्थं अकार्यां न करिन सोडूनि मो मुकार्यतिं। સ્વર્ગસુખની ખાતર પણ હું સત્કાર્ય તજીને ખોટું કાર્ય નહીં કરું.'

અમે કેદારનાથના મંદિરમાં ગયા. ત્યાં શંખનાદની સેર ઊઠતી સાંભળી ચિત્તવૃત્તિ એકદમ ઉત્તેજિત થઈ. બીજે દિવસે સવારે અમે જોયું કે, અહીંની મૂર્તિ તો કેવળ એક મોટો ખરબચડો પાષાણ જ છે. જમાનાઓ થયા યાત્રાળુઓની અખંડ ધારાએ પોતાના સ્નેહથી એ પાષાણને લીસો કરી મૂક્યો છે એ વાત જુદી. જે આવે તે શિવલિંગ ઉપર પોતાનો દેહ ટેકવી છાતી સરસું એને ચાંપે છે.

કેદારનાથનું દર્શન કર્યાની મસ્તી વગર કોઈ યાત્રાળુ અહીંની ટાઢ એક રાત પણ ઝીલી ન શકે.

હજારો વર્ષ થયાં એકની એક જ શ્રદ્ધા ભારતવાસીઓને દર વર્ષે આ ઠેકાણે લઈ આવે છે. ભારતવર્ષના ઇતિહાસ ને પુરાણોમાં જેટલા પુરુષો પ્રખ્યાત છે એમાંથી કેટલાય આ જ સ્થાને આવી આ શિવલિંગને આલિંગન દઈ ધન્ય ધન્ય થયા હશે. અસંખ્ય સામાન્ય કોટીના લોકોએ એ બધાની પ્રણાલિકામાં પોતાનું સ્થાન લઈ પોતાનું તુચ્છ જીવન પણ ગૌરવાન્વિત કર્યું હશે. આ સ્થાન જેણે નક્કી કર્યું અને જેણે અહીં પોતાની ભક્તિ સૌથી પહેલવહેલી રેડી તેની વિભૂતિ કેવડી હશે! એ અજ્ઞાત ભક્તને અને ઋષિને અને ભારતીય પૂર્વજને કેદારનાથ પ્રભુ સાથે જ અખંડ વંદન હજો.

સવારે તડકો થયા પછી મોડા મોડા અમે મંદાકિની ઉપર સ્નાન માટે ગયા. નદીના પ્રવાહમાં એટલા બધા પથરા હતા કે નાહવાની સગવડનો વિચાર કરાય જ નહીં. અને ત્યાં નાહનાર લોકો પણ ઘણા આવ્યા હતા. એટલે એકાંતની જે મજા હોય છે એ પણ ત્યાં ન મળી. એકાંતની ઇચ્છા જેટલી સ્વાભાવિક છે તેટલી જ વિચિત્ર છે. એકાંત માટે આપણે નિર્જન સ્થાન શોધીએ છીએ. મનમાં કહીએ છીએ, કેવું નિર્જન સ્થાન! તે વખતે આપણને ખ્યાલ નથી હોતો કે આપણી હસ્તીને લીધે જ એ સ્થાનની નિર્જનતા તૂટી ગયેલી છે. અમુક ઠેકાણે હું એકલો જ હોઉં અને બીજા કોઈ ન હોય એવી ઇચ્છા કરવી એ શું યોગ્ય છે? ધર્મ્ય છે?

અને છતાં ધર્માત્માઓ જ ખાસ કરીને નિર્જન સ્થાનો શોધે છે. ના, એકલા ધર્માત્માઓ જ નહીં. એક સાધુએ કહ્યું હતું: રોગી, ભોગી અને યોગી ત્રણે શાંત નિર્જન સ્થાન શોધે છે. છતાં ત્રણેની ઝંખનામાં ફેર કેટલો?

હિમાલયમાં આટલે દૂર સુધી આવીએ અને જે ક્ષણે એકાંતની કયાંક ઇચ્છા હોય તે જ વખતે આસપાસ જનસંમર્દ હોય ત્યારે કેટલું માઠું લાગે!

હવે તો ફક્ત બદરીનારાયણની એક યાત્રા રહી. અહીંથી બદરીનારાયણ બહુ દૂર નથી. કેદાર બદરી વચ્ચે કેવળ એક જ મોટો પહાડ પડેલો છે. પહાડ ઓળંગવાની સગવડ હોય તો પાંચ માઈલ જેટલું પણ અંતર નથી. પણ એ ઊંચો પહાડ ઓળંગવો જ મુશ્કેલ છે. એ અખંડ બરફથી ઢંકાયેલો હોય છે. પરિણામે લોકોને આવેલે રસ્તે પાછા જઈ, મોટું ચક્કર લઈ, અનેક ડુંગરા ટાળી, નવ દિનની મુસાફરીને અંતે બદરીનારાયણ પહોંચવું પડે છે. એ ઉપરથી યાત્રીઓમાં કહેવત પડી છે, 'નવ દિન ચલે ઢાઈ કોસ.' દંતકથા કહે છે કે પ્રાચીન કાળમાં એ પહાડ વચમાં ન હતો. એક જ પૂજારી બંને ઠેકાણે એક જ આરતીથી એકસામટી પૂજા કરી શકતો હતો. આ વાત ગમે તેટલી રસિક હોય તોય માનવા જેવી નથી. દંતકથાઓ પાછળ કોક વાર ઐતિહાસિક તત્ત્વ હોય છે જ્યારે કોક વાર કેવળ લોકમાનસની કાવ્યકલ્પના જ હોય છે.

આ અઢી કોસની વાત સાંભળ્યા પછી મનમાં થાય છે, આધુનિક માણસને અહીં નવ દિવસનું ચક્કર ટાળવાને માટે ખંડાળા ઘાટના જેવાં સુરંગ બોગદાંઓ

છે. દીકરાનો બલિ આપવાને બદલે અબ્રાહમ પાસેથી એના ભગવાને એક ઘેટાના બલિદાનથી સંતોષ માન્યો! ગયા જઈ કામક્રોધાદિ ષડ્રિપુ છોડવાને બદલે કોઈ અણગમતું શાક છોડીને જ યાત્રાળુઓ યાત્રાને સફળ કરે છે! નાહવાના ત્રાસમાંથી બચી જવાને માટે પહાડી બ્રાહ્મણે પાણીનાં પાંચ ટીપાંની પંચસ્નાની શોધી કાઢી. અને આજનાં સુધરેલાં રાષ્ટ્રો પણ શત્રુ હાથ ન આવે ત્યારે એનો ફોટો જાહેર ચોકમાં બાળી પોતાની ક્રુદ્ધ વૃત્તિને સંતોષે છે. બિચારા મનુ ભગવાને માનવજાતિને પ્રારંભમાં જ કહી રાખ્યું છે કે, મુખ્ય ધર્મના પાલનની શક્તિ હોવા છતાં જે માણસ પર્યાયધર્મ અથવા આપદ્‌ધર્મથી સંતોષ માને છે તેને એ ક્રિયાનું ફળ પરલોકમાં નથી મળતું.

હિમાલયનાં આ આપણાં બધાં તીર્થસ્થાનો દસ દસ હજાર ફૂટની ઊંચાઈ પર હોવા છતાં ચિરહિમપ્રદેશની તળેટીમાં જ આવેલાં છે. એટલે અહીં જ્યાં જુઓ ત્યાં ઊંચા ઊંચા પહાડ દેખાય છે. આપણે માનવીઓ ખીણના ખોળામાં એટલા નાના દેખાઈએ છીએ કે બાળકની ઉપમા પણ ન છાજે.

કેદારનાથનું વર્ણન મહાભારતમાં સુંદર રીતે કરેલું છે. પાંડવો જ્યારે વનવાસમાં હતા ત્યારે મધ્યમ પાંડવ અર્જુન અસ્ત્રપ્રાપ્તિને અર્થે રખડતો આ બાજુએ આવ્યો હતો. દિવ્ય કમળો લાવવા માટે જ્યારે ભીમ ઊપડ્યો ત્યારે તે પણ આ સ્થાને પહોંચ્યો હતો. રામદાસ સ્વામીને હનુમાનનું દર્શન થયું તે પણ આ જ પ્રદેશમાં થયું હોવું જોઈએ. અને પોતાની જીવનયાત્રા પૂરી કરી પાંડવો જ્યારે મહાપ્રસ્થાને ઊપડ્યા ત્યારે પણ તેઓ અહીં જ આવ્યા હતા. એ વૃદ્ધ પાંડવો અને એમની સાથેની માનિની દ્રૌપદી આ જ ભૂમિ ઉપર વિપણ્ણ મને વિચર્યાં હશે. જે પહાડો અત્યારે હું જોઉં છું એ જ પહાડો એમણે પણ જોયા હતા એ ખ્યાલ જ આપણને પાંડવકાળ સાથે જોડી દે છે. અને મહાપ્રસ્થાનનું સ્મરણ થતાંવેંત ધર્મરાજના પેલા વફાદાર કૂતરાનું સ્મરણ થયા વગર કેમ રહે? ઇંદ્રના સ્વર્ગમાં, આજકાલની હોટેલની પેઠે કૂતરાઓને પ્રવેશ ન હતો. ઇંદ્રે યુધિષ્ઠિરને કહ્યું, ‘આ મલિન જાનવરને પાછું કાઢ, તને હવે પુણ્યલોક મળ્યા છે.’ ધર્મરાજ કહે, ‘કહો તો હું પાછો જાઉં; પણ વફાદારનો ત્યાગ મારાથી ન થાય.’ स्वर्गसुखार्थं अकार्यां न करिष्ये सोऽहमिति मो मुकार्यत्तिं। સ્વર્ગસુખની ખાતર પણ હું સત્કાર્ય તજીને ખોટું કાર્ય નહીં કરું.’

અમે કેદારનાથના મંદિરમાં ગયા. ત્યાં શંખનાદની લેર ઊઠની સાંભળી ચિત્તવૃત્તિ એકદમ ઉત્તેજિત થઈ. બીજે દિવસે સવારે અમે જોયું કે, અહીંની મૂર્તિ તો કેવળ એક મોટો ખરબચડો પાષાણ જ છે. જમાનાઓ થયા યાત્રાળુઓની અખંડ ધારાએ પોતાના સ્નેહથી એ પાષાણને લીસો કરી મૂક્યો છે એ વાત જુદી. જે આવે તે શિવલિંગ ઉપર પોતાનાં હૈયાં ટેકવી છાતી સરસો એને ચાંપે છે.

કેદારનાથનાં દર્શન અહીંની ભક્તિ વગર કોઈ યાત્રાળુ અહીંની ટાઢ એક રાત પણ સહી ન શકે.

હજારો વર્ષ થયાં એકની એક જ શ્રદ્ધા ભારતવાસીઓને દર વર્ષે આ ઠેકાણે લઈ આવે છે. ભારતવર્ષના ઈતિહાસ ને પુરાણોમાં જેટલા પુરુષો પ્રખ્યાત છે એમાંથી કેટલાય આ જ સ્થાને આવી આ શિવલિંગને આલિંગન દઈ ધન્ય ધન્ય થયા હશે. અસંખ્ય સામાન્ય કોટીના લોકોએ એ બધાની પ્રણાલિકામાં પોતાનું સ્થાન લઈ પોતાનું તુચ્છ જીવન પણ ગૌરવાન્વિત કર્યું હશે. આ સ્થાન જેણે નક્કી કર્યું અને જેણે અહીં પોતાની ભક્તિ સૌથી પહેલવહેલી રેડી તેની વિભૂતિ કેવડી હશે! એ અજ્ઞાત ભક્તને અને ઋષિને અને ભારતીય પૂર્વજને કેદારનાથ પ્રભુ સાથે જ અખંડ વંદન હજો.

સવારે તડકો થયા પછી મોડા મોડા અમે મંદાકિની ઉપર સ્નાન માટે ગયા. નદીના પ્રવાહમાં એટલા બધા પથરા હતા કે નાહવાની સગવડનો વિચાર કરાય જ નહીં. અને ત્યાં નાહનાર લોકો પણ ઘણા આવ્યા હતા. એટલે એકાંતની જે મજા હોય છે એ પણ ત્યાં ન મળી. એકાંતની ઈચ્છા જેટલી સ્વાભાવિક છે તેટલી જ વિચિત્ર છે. એકાંત માટે આપણે નિર્જન સ્થાન શોધીએ છીએ. મનમાં કહીએ છીએ, કેવું નિર્જન સ્થાન! તે વખતે આપણને ખ્યાલ નથી હોતો કે આપણી હસ્તીને લીધે જ એ સ્થાનની નિર્જનતા તૂટી ગયેલી છે. અમુક ઠેકાણે હું એકલો જ હોઉં અને બીજા કોઈ ન હોય એવી ઈચ્છા કરવી એ શું યોગ્ય છે? ધર્મ્ય છે?

અને છતાં ધર્માત્માઓ જ ખાસ કરીને નિર્જન સ્થાનો શોધે છે. ના, એકલા ધર્માત્માઓ જ નહીં. એક સાધુએ કહ્યું હતું: રોગી, ભોગી અને યોગી ત્રણે શાંત નિર્જન સ્થાન શોધે છે. છતાં ત્રણેની ઝંખનામાં ફેર કેટલો?

હિમાલયમાં આટલે દૂર સુધી આવીએ અને જે ક્ષણે એકાંતની ક્યાંક ઈચ્છા હોય તે જ વખતે આસપાસ જનસંમર્દ હોય ત્યારે કેટલું માઠું લાગે!

હવે તો ફક્ત બદરીનારાયણની એક યાત્રા રહી. અહીંથી બદરીનારાયણ બહુ દૂર નથી. કેદાર બદરી વચ્ચે કેવળ એક જ મોટો પહાડ પડેલો છે. પહાડ ઓળંગવાની સગવડ હોય તો પાંચ માઈલ જેટલું પણ અંતર નથી. પણ એ ઊંચો પહાડ ઓળંગવો જ મુશ્કેલ છે. એ અખંડ બરફથી ઢંકાયેલો હોય છે. પરિણામે લોકોને આવેલે રસ્તે પાછા જઈ, મોટું ચક્કર લઈ, અનેક ડુંગરા ટાળી, નવ દિનની મુસાફરીને અંતે બદરીનારાયણ પહોંચવું પડે છે. એ ઉપરથી યાત્રીઓમાં કહેવત પડી છે, 'નવ દિન ચલે ઢાઈ કોસ.' દંતકથા કહે છે કે પ્રાચીન કાળમાં એ પહાડ વચમાં ન હતો. એક જ પૂજારી બંને ઠેકાણે એક જ આરતીથી એકસામટી પૂજા કરી શકતો હતો. આ વાત ગમે તેટલી રસિક હોય તોય માનવા જેવી નથી. દંતકથાઓ પાછળ કોક વાર ઐતિહાસિક તત્ત્વ હોય છે જ્યારે કોક વાર કેવળ લોકમાનસની કાવ્યકલ્પના જ હોય છે.

આ અઢી કોસની વાત સાંભળ્યા પછી મનમાં થાય છે, આધુનિક માણસને અહીં નવ દિવસનું ચક્કર ટાળવાને માટે ખંડાળા ઘાટના જેવાં સુરંગ બોગદાંઓ

ઈટાલી કે સ્વિટ્‌ઝર્લૅન્ડમાં આવાં બોગદાંઓ પાડેલાં છે એમ કહેવાય છે. બોગદાંનો રસ્તો કર્યો એટલે વીજળીના દીવા આવવા જ જોઈએ. વીજળી પાછળ હોટલ પણ આવે અને એની સાથે ધર્મને વિરોધી એવી અસંખ્ય વાતો આવે. કાશ્મીરનું તો એમ જ થવા બેઠું છે. એક હિમાલય પણ આપણે આધુનિકતાના હુમલામાંથી બચાવી નહીં શકીએ?

## ૪૧. ઉખીમઠ અને તુંગનાથ

સુમેરુના શિખરને અને કેદારના મંદિરને પ્રણામ કરી અમે પાછા ફર્યા. ત્યાં સીધે રસ્તે નાળાચટ્ટી સુધી જઈ ત્યાંથી ઉખીમઠનો રસ્તો લીધો. આ પ્રદેશ મને વિશેષ આકર્ષક લાગ્યો કેમ કે અહીંની કેટલીક ટેકરીઓ મહારાષ્ટ્રની કેટલીક ટેકરીઓ જેવી લાગી.

જેમ આજકાલ દિલ્હીના રાજપુરુષો ઉનાળામાં સિમલા જાય છે, તેમ શિયાળાના દિવસોમાં કેદારનાથ પ્રભુ નીચે ઊતરી ઉખીમઠ આવે છે. શિયાળામાં કેદારનાથની આખી ખીણ બરફથી ઢંકાઈ જાય છે. ઉનાળો આવે એટલે પૂજારીઓ પાવડા-કોદાળીઓ લઈને ઉખીમઠથી કેદાર જાય છે. અને ત્યાં બરફ તોડીને રસ્તો સાફ કરી દે છે. પૂજારીઓ કહે છે કે, શિયાળાની શરૂઆતમાં મંદિરો બંધ કરતી વખતે અંદર જે દીવો તેઓ બળતો રાખી આવે છે તે જ ઉનાળા સુધી ટકે છે! આવી આવી વાતો સાચી નહીં માનીએ તોયે કહ્યા વગર રહેવાતી નથી. માણસને શું શું પ્રિય છે, એની કલ્પનાઓ ક્યાં ક્યાં દોડે છે, એ જાણવા પૂરતો જ આનો ઉપયોગ હોય છે. ઘણી વાર આવી કલ્પનાઓમાં જ આગળ જતાં થયેલી મોટી મોટી શોધોની જડ હોય છે. એટલે માણસની મુરાદ તરીકે આવી માન્યતાઓનો લોપ ન જ થવા દેવો જોઈએ.

ઉખીમઠમાં મોટું બજાર છે. યાદ નથી શા કારણે, અમે અહીં ચાર કે આઠ આના આપીને એક નાળિયેર ખરીદ્યું હતું. અહીં બજારમાં કેટલાંક નાળિયેર દુકાનમાંથી મંદિરમાં અને મંદિરમાંથી દુકાનમાં એવી અખંડ મુસાફરી કરે છે. બજારમાં નાણાંની આવી જ યાત્રા ટાળવા માટે જેમ કાગળની નોટો ચલાવવામાં આવે છે તેમ અહીં મંદિરમાં પણ કાગળનાં નાળિયેરો ચલાવ્યાં હોય તો ખોટું શું? નાળિયેરની પેઠે એ અંદરથી સડી તો નહીં જાય!

મને સ્મરણ છે તે પ્રમાણે પેલો બંગાળી માધવાનંદ ઉખીમઠ સુધી જ અમારી સાથે હતો. અહીં એને ભાંગ પાનાર કોઈ બીજા સાધુઓ મળી ગયા એટલે ઠીક ઠીક પીને એના નશામાં જ અમને મળવા આવ્યો હતો. એનું મોઢું પ્રસન્ન દેખાતું ન હતું. પિત્તપ્રકોપ થયો હોય એવી એની આંખો દેખાતી. હવે અમે યાત્રાના ધોરી રસ્તા ઉપર આવ્યા હતા. ગંગોત્રીને રસ્તે સગવડો ઓછી અને જોખમ ઝાઝું, ત્યાં અમારો સાથ એને બહુ જરૂરનો હતો. હવે એને એ આવશ્યકતા રહી ન

હતી. અને અમારી સાથે પચીસ પચીસ ત્રીસ ત્રીસ માઈલની રોજની મુસાફ
કરીને એ થાકયો હતો. હવે વધુ ખેંચાય એમ રહ્યું ન હતું. એણે કહ્યું, 'હવે
થોડોક આરામ લઈશ, તેમ ન કરું તો ભાંગી પડવાની બીક રહે છે.' અમે સંતોષ
પૂર્વક એને વિદાય આપી. અહીંની ધર્મશાળામાં એક ડૉકટરે અમને કેટલાંક પાંદડ
બતાવ્યાં. મહારાષ્ટ્રમાં જેને ઘોડાનાં પગલાં કહે છે એવા એક વેલાનાં (ફર્નનાં) એ
સુકાઈ ગયેલાં પાંદડાં હતાં. આંગળીમાં લઈએ કે ભૂકો જ થઈ જતો. પણ એ
જ પાંદડાં જ્યારે એણે પાણીમાં નાખ્યાં ત્યારે થોડા વખતમાં એ તાજાં પાંદડાં
જેવાં લીલાં થઈ ગયાં. ડૉકટરે મને આગ્રહપૂર્વક કહ્યું કે, 'અહીંથી થોડે દૂર એક
સાધુ રહે છે. મળવા જાય તેને પથરા મારે છે ને ગાળો દે છે; પણ દર્શન કરી
આવનારને પરચો મળ્યા વગર રહેતો નથી, એને કાંઈક તો લાભ થવાનો જ.'
અમને પોતાને ગાળો, પથરા, પરચો અને લાભ કશાની જ પડી ન હતી, એટલે
અમે દર્શનની ઇચ્છા રાખી નહીં. અમે આગળ ગયા.

હવે તો તુંગનાથની ચડાઈ ચડવી હતી. અત્યાર સુધી અનેક ચડાઈઓ અમે ચડી ગયા હતા, એટલે તુંગનાથ માટે તૈયાર ન હતા એમ નહીં. પણ તે દિવસે હવામાં જે ધુમ્મસ ઘેરાયું એને માટે અમે ખરેખર તૈયાર ન હતા. સવારે અમે કેટલુંયે સુંદર ચાલ્યા પણ સુંદર જોવાનું કશું ન મળ્યું. ક્ષીરસાગરમાં માછલીઓ ચડે એમ અમે તુંગનાથ ચડતા હતા. વચમાં થોભી થોભીને અમે ચારે કોર જોતા કે, કયાંથી ભાગ્ય ઊઘડે છે? ઠીક ટોચે પહોંચ્યા ત્યાં વાદળાં કેટલાંક વેરાયાં. ઉપરનો ભાગ સ્પષ્ટ થયો. પણ એ શિખરની આસપાસ અમારા પગથી નીચાણમાં દૂર દૂર સુધી વાદળાં ઘેરાયાં હતાં. વાદળાં કરતાં પણ ઊંચે જઈ, વાદળાંની ઉપરથી નીચે એમના પર નજર નાખવામાં જે આનંદ આવે છે અને ગૌરવ અનુભવાય છે તેટલા ખાતર પણ માણસે અહીં આવવું જોઈએ. સિંહગઢ, દાર્જિલિંગ, આબુ એવે એવે ઠેકાણે આવી શોભા અનેક લોકોએ જોઈ હશે. માણસને તે વખતે થાય છે કે, આપણે પૃથ્વી ઉપર નથી પણ વાદળાં ઉપર વિરાજતી ગંધર્વનગરીના રહીશ છીએ અને આવી જ રીતે હંમેશ માટે અધ્ધર રહેવાના. એક વાર એવી બીજી મુસાફરીમાં હું બપોરે એક પહાડ ઓળંગતો હતો અને ત્યાં તળેના ધુમ્મસને લીધે પગ તળે દૂર એક મોટું ઇંદ્રધનુષ્ય ફેલાયેલું દેખાયું. જાણે રંગીન કિનારવાળું એક મોટું આસન પાથરીને બેઠો હોઉં એમ જણાતું. આવે ઠેકાણે મફતનો આવો વૈભવ અનુભવી માણસનું ભેજું કાયમનું ચસકી જાય તો આશ્ચર્ય નથી. અને એવા દાખલાઓ નથી એમ પણ નથી. ઘડીક વાર માટે જેનું ભેજું ચસકે તે કવિ. કાયમને માટે ચસકે તે દીવાના. તુંગનાથથી અમે નીચે ઊતર્યા અને ઉપરનું વેરી ધુમ્મસ પણ વેરાઈ ગયું. અમે ઉપર હતા ત્યારે જ એ જાત તો અમે એને કાંઈ શાપ આપવા-ના ન હતા. નીચેની મંગળચટ્ટીમાંથી તુંગનાથનું શિખર બહુ મજાનુ દેખાયું. કેટલી ભવ્ય રમણીય ઊંચાઈએ અમે જઈ આવ્યા એનો ખરો ખ્યાલ નીચે ઊતર્યા પછી

હું ખૂબ પાછળ રહ્યા. સાંજ પડી. અંધારું થવા આવ્યું, અને વરસાદે પણ ઠીક ઠીક પ્રસાદ ચખાડયો એટલે હું થોભી ગયો. સ્વામીની તપાસ કરી. તે તો આગળ ગયા હતા. બુવા આવે એની રાહ જોઈને અમે એક જણની સાથે ઓઢવા-પાથરવાનું ને બીજો થોડોક સામાન આગળ ગોપેશ્વર મોકલ્યો અને અમે રહી ગયા. અમારી આખી મુસાફરીમાં આ એક જ રાત્રે અમારો ત્રણ જણાનો સાથ તૂટયો હતો.

બીજે દિવસે સવારે જ્યારે અમે ગોપેશ્વર પહોંચ્યા ત્યારે સ્વામી ત્યાંના વૃદ્ધ મહંતની જોડે વાતો કરતા હતા. એ મહંત મૂળે દક્ષિણી, અહીં પહાડી થઈ ગયેલો. ભાંગ્યુંતૂટયું મરાઠી બોલે. 'રનાંત' કહેવાને બદલે 'રાણાંત' કહેતો. એણે અમારી આગતાસ્તાગતા કરી. સ્વામીએ એની સાથેની વાતચીતનો સાર અમને કહ્યો. ભગિની નિવેદિતા અહીં આવી ગયાં હતાં એની વાત જાણી. અને અમે વિદાય લઈ લાલસાંગા તરફ ગયા. ત્યાંથી બદરીનારાયણનો રસ્તો છે.

લાલસાંગા એટલે લાલ પુલ. આ ગામડાનું ખરું નામ ચમોલી છે. પણ અહીં યાત્રાળુઓ માટે અલકનંદા ઉપર જે પુલ બાંધેલો છે તેના રંગ ઉપરથી આ સ્થળનું નામ લાલસાંગા પડયું છે. અહીં બજાર, તારઘર વગેરે સગવડો ઉપરાંત એક શફા-ખાના (ઇસ્પિતાલ) પણ છે. લાલસાંગાથી આગળની મુસાફરીમાં બહુ મજા નહીં આવે. કીડીઓની હાર આવતી હોય તેવી યાત્રાળુઓની હાર અહીં જોવા મળે છે. રસ્તામાં ગરુડચટ્ટી આવી ત્યાં બપોરે બહુ સરસ ઊંઘ આવી એટલા જ ખાતર એ ચટ્ટીનું નામ યાદ રહ્યું છે. આગલી રાત્રે મુશ્કેલીએ ઊંઘ મળી હતી. જો બપોરે આમ ઊંઘવા નહીં પામત તો માંદો જ પડત. અહીં જ બિચ્છુ નામના ભયાનક છોડ જોયાનું સ્મરણ છે. એટલા દિવસથી અમે ચાલતા હતા કે હવે થાક જણાવા લાગ્યો હતો. સાંજે અમે જોશીમઠ પહોંચ્યા. જેમ કેદારપ્રભુની ઉખીમઠ તેમ બદરી-નારાયણની એ શિયાળાની રાજધાની.

## ૪૨. બદરીધામ

શ્રી આદિશંકરાચાર્યે દિગ્વિજય કર્યા પછી હિંદુ ધર્મને સુંદર વ્યવસ્થા બાંધી આપી. જેમ ખ્રિસ્તી ધર્મ માટે સેંટ પૉલ તેમ મોટા પાયા ઉપર હિંદુ ધર્મ માટે શ્રી વેદવ્યાસ અને ભગવાન શંકર. આ વિભૂતિઓનાં હૃદયોમાં મોટા મોટા ખંડો સમાય! અને એમની નજર તો દૂર દૂર સૈકાઓ સુધી પહોંચે! વિશ્વાસ, વાગ્વૈભવ અને વ્યવસ્થા એ જ જાણે એમનું લાડ. શંકરાચાર્યે પોતાની વ્યવસ્થા ટકાવવા માટે અને ફરતી રાખવા માટે ભારતવર્ષને ચાર છેડે ચાર મઠો સ્થાપ્યા: દ્વારકા, શૃંગેરી, પુરી અને જ્યોતિર્મઠ (જોશીમઠ). ચારે દેશોમાં એ ધર્મસંસ્થાકે બ્રહ્મચારીઓ [illegible]

ઉત્તરમાં જ્યોતિર્મઠ સ્થાપી ત્યાં દક્ષિણ તરફના ધર્મચુસ્ત બ્રહ્મચારીઓ આણીને એમને કાયમ કર્યા.

હિંદુસ્તાનમાંથી બૌદ્ધ ધર્મ ઉત્તર તરફ તિબ્બત અને ચીન તરફ ગયો. એના મંગોલિયન સંસ્કારો દેશમાં નહીં આવે એ ખાતર આ એક થાણું રાખ્યું હતું એમ કહેવાય. પ્રાચીન સંસ્કૃતિમાં વેપારની દૃષ્ટિ, લશ્કરની દૃષ્ટિ, અને ધર્મની દૃષ્ટિ ત્રણે એકત્ર રાખી મથકો સ્થપાતાં.

જોશીમઠમાં પ્રભુ બદરીનારાયણ શિયાળા માટે પોતે આવીને રહે છે. તેથી અહીં પણ પંડાઓની અને યાત્રીઓની ભીડ ખૂબ હોય છે. અહીંના કારીગરો તાંબાનાં અને ચાંદીનાં પતરાં પર બદરીનારાયણનું ચિત્ર ઉપસાવી યાત્રીઓને વેચે છે; કાગળ પર છાપેલાં ચિત્રો પણ રાખે છે. અહીંનું બજાર આ પ્રદેશમાં મોટું કહેવાય.

જોશીમઠમાં અમને એક મદ્રાસી બ્રહ્મચારી મળ્યો. એ અંગ્રેજીમાં બોલી શકતો. એની પાસેથી જોશીમઠના બ્રહ્મચારી મહંત અને એમના વંશવિસ્તારની ઘણી માહિતી મળી. યાત્રાળુઓની આંધળી દાનવૃત્તિમાંથી આ મહંતોની મફતની કેટલીક આવક છે અને તે કેમ વપરાય છે એ વિશે પણ એણે અમને ઘણું કહ્યું. અંદરની ઘણી ઘણી ખબરો એ જાણતો એમ એના બોલવા ઉપરથી લાગ્યું. હિંદુ સમાજને સાદું ડહાપણ શીખવવા માટે અને અનેક જાતના સડા દૂર કરવા માટે હવે કોઈ જબરદસ્ત કેળવણીકાર શંકરાચાર્ય જાગવાની જરૂર છે. જોશીમઠના મંદિરના ચાર ખૂણા પર ચાર નાનાં નાનાં દેવળો છે. એની અંદરની મૂર્તિઓ પ્રમાણશુદ્ધ અને રૂપાળી લાગી. એમાંના એક મંદિરમાં શંકર અને પાર્વતી ભીલ વેશે ઊભાં છે. એ મૂર્તિ જોઈને તો હું મોહી ગયો.

જોશીમઠથી ઊતરીને અલકનંદા અને ધવલગંગાના સંગમ ઉપર વિષ્ણુપ્રયાગ અમે પહોંચ્યા. પહાડી નદીઓ જ્યારે એકબીજીને મળે છે ત્યારે ગાંડીતૂર થઈ જાય છે. ત્યાં લાંબા વખત સુધી બેસવું પણ જોખમકારક હોય છે. મસ્તીમાં માણસ ભૂસકો મારી તણાઈ જાય તો નવાઈ નહીં. આગળ જઈ બેત્રણ ચટ્ટીઓ વટાવી અમે હનુમાનચટ્ટી આવ્યા. અહીં પ્રાચીનકાળમાં એક મોટો યાગ (યજ્ઞ) થયો હતો. પણ અમે થોભ્યા વગર આગળ બદરીનારાયણ ચાલ્યા. રસ્તામાં એક નદી થીજીને બરફ થઈ ગઈ હતી. એ ઓળંગવી એ સહેલી વાત ન હતી. પગ તળેનો બરફ મજબૂત છે કે પાતળો છે એ જાણવા માટે અમે અમારી લાકડીની અણી બરફમાં ખૂબ જોરથી મારતા. ઘણી વાર નદીની ઉપરનું પડ બરફ થઈ ગયેલું હોય છે અને અંદરથી ઠંડું પાણી વહેતું રહે છે. જો ઉપરનું પડ તૂટે અને માણસ અંદર પડે તો એ ઠંડા પાણીના પ્રવાહના ભોંયરામાં તણાઈ જવાનો. પછી એને માટે બચવાનો ઉપાય જ નહીં. ઉપરની ટેકરી ઉપરના કેટલાયે પથરાઓ ગબડીને બરફના પડ પર પડ્યા હતા. પથરાના ભારથી બરફ ઓગળે અને પાતળો થાય.

ગયેલા પિતરો નરકમાં પડે એમ શાસ્ત્રોમાં સ્પષ્ટ લખ્યું છે! અહીં શ્રાદ્ધ કરી પિતરોના ઋણમાંથી માણસ કાયમનો મુક્ત થાય છે. અનેક યાત્રાઓ કરતો કરતો માણસ હિમાલયની આ છેલ્લી યાત્રા કરે એટલે એનાં ઐહિક બધાં બંધનો તૂટવાં જોઈએ. પછી પોતાના જ કુટુંબને વળગી રહેવા જેટલી સંકુચિતતા એનામાં ન જ રહેવી જોઈએ. માનસિક વળગાડ છૂટયો એટલે ધાર્મિક ઋણ પણ ફીટયું. શ્રાદ્ધ કરવાનું તે આપણી કોમળ અને પ્રેમળ સ્મૃતિમાં વસતા પિતરોનું. હૃદયની ગ્રંથિ છૂટી એટલે પોતીકાં માનેલાં બધાં સગાંસંબંધીઓનું પણ બંધન તૂટયું. ફરી એ વળગાડ પાછો લગાડાય નહીં. જે બધાનો થયો તેને પોતીકું અને પરાયું એવો ભેદ શા માટે હોય! ભગવાનને ચરણે આવીને પણ માણસ જો એ સંકુચિતતા રાખે તો એ એ જ લાગનો છે. એ અને એની સ્મૃતિ બંને નરકે જાય નહીં તો શું થાય! નરક એટલે સંકુચિતતા. તુકારામે કહ્યું છે,

आधीं होता मुक्त। स्वयें झाला बद्ध।
घेउनीयां छंद। माझें माझें।।

સવારે ઊઠીને નાહીધોઈ લોટામાં ચોખા ભરી મંદિરે ગયો. બદરીનારાયણમાં નાહવાની મુશ્કેલી નથી. ગરમ પાણીના મોટા કુંડ છે. ગમે તેટલા નાહો, ગમે તેટલું નાહો. લોટો ચોખા પૂજારીને સોંપી દીધા. એણે કુંડ ઉપરના ચૂલા ઉપર અસંખ્ય બીજા લોટાઓ સાથે મારો લોટો પણ ચડાવ્યો. દર્શન કરીને પાછો આવું ત્યાં સુધી એ લોટામાં ચડીને ભાત તૈયાર હતો. બદરીનારાયણને એનો ભોગ ચડાવ્યા પછી એ લોટો મને પાછો મળ્યો. એ લઈને એ ગોર સાથે બ્રહ્મકપાલની વિશાળ શિલા ઉપર જઈને મેં શ્રાદ્ધ કર્યું. અહીંના પંડાઓની મૂંઝવણ હું જાણતો હતો. એક સંસ્કૃતને બાદ કરતાં બીજા કોઈની સાથે એમનું વેર નહોતું. એટલે મેં શ્રાદ્ધના મંત્રો મારી મેળે જ તૈયાર કરી રાખ્યા હતા. ગુજરી ગયેલા પૂર્વજોનાં અને સગાંસંબંધીઓનાં નામ પણ યાદ કરી રાખ્યાં હતાં. બધાંને નામે અહીં શ્રાદ્ધ કર્યું અને એક કુળધર્મની સાંગતાસિદ્ધિ કર્યાના સમાધાન સાથે પાછો આવ્યો. કેટલી કૃતાર્થતા! હું જાણે આ દુનિયામાં હતો જ નહીં. ત્યાંથી સીધો પાછો મંદિરે આવ્યો. મારે ઘેર જઈ જમતાં પહેલાં નારાયણનું ફરી વાર દર્શન લેવું હતું. બારણે ભીડ વધતી જતી હતી. આટલા લોકો આટલી ભીડ કરીને ઊભા હોય, એકબીજાના ધક્કા એકબીજાને વાગતા હોય, છતાં અહીં કોઈ મિજાજ ખુએ એમ ન હતું. બધા જ ભક્તિના ઉન્માદમાં આવેલા; એકબીજા પ્રત્યેનો સદ્‌ભાવ એકેએક આંખમાં નીતરતો હતો.

પસંદ કર્યો ન હતો? એકેએક બદામ ઉત્તમ પુષ્ટ જોઈને લીધી ન હતી? પોત
હાથે ચંદન અને કેસર ઘસી ઘસીને એનો લેપ બનાવ્યો ન હતો? બદરીનારાયણ
આ બધું ચડાવીશ એવા સંકલ્પથી એ બધું ભેગું કરી પોતાના જીવ જેવું સાચ
રાખી એ અહીં સુધી લઈ આવી હતી. એ પૂજાદ્રવ્ય પાછળ કેટલું ધ્યાન, કેટ
ભક્તિ, કેટલો આનંદ સમાયેલાં હતાં! ધન્યતાની પળે જ એ હાથમાંથી પ
ભગવાનને બારણે વેરાઈ જાય એના કરતાં વધારે વિપત્તિ કઈ? કેટલું એનું દુ:ખ
કેટલો વિલાપ! મારું હૈયું પીગળ્યું. હું પાસે ગયો. એ બાળાની ભક્તિની આગ
મારું માથું નીચું નમ્યું. મેં એને કહ્યું,

'બહેન, આ વૃથા શોક શા માટે કરો છો? પૂજારીના હાથે આ ભોગ અંદ
ન પહોંચ્યો એટલા માટે? તમે ભૂલો છો. અહીંનો એકેએક પથરો પવિત્ર છે
પાવન છે. અને ભગવાનના બારણાના આ પગ તળેના પથરા! કોણ જાણે કેટલ
સંત, મહંત, સાધુ, સત્પુરુષોના ચરણસ્પર્શથી પુનિત થયા હશે! ભગવાનને એ
પૂજારીને હાથે તમારો ભોગ સ્વીકારવો ન હતો, તમારે હાથે જ એ લેવો હતો
એટલે આમ થયું. તમારી ભક્તિ ઉપર તમારો વિશ્વાસ હોવો જોઈએ.' એવું એવું
મેં ઘણું કહ્યું. બાળા શ્રદ્ધાની નજરે મારા તરફ જોતી જ રહી.

વેરાયેલી બદામ અને સાકર ભેગાં કરી ભગવાનના પ્રસાદ તરીકે મેં એને સોંપી દીધાં અને કહ્યું, 'જા બહેન, હવે સુખેથી ઘેર જા, ભગવાનની કૃપા વિશે મનમાં શંકા આણીશ મા.' ભોળી બાળા! મેં જેટલું કહ્યું તેટલું બધુંયે એણે સાંભળ્યું, શ્રદ્ધાપૂર્વક સ્વીકાર્યું. આંસુ લૂછી લીધાં અને 'જય બદરીબિશાલકી જય' એમ કહીને એ ત્યાંથી ગઈ. એ ગઈ પણ મને ભક્તિની દીક્ષા આપીને ગઈ. નારીહૃદયમાં કેટલી શ્રદ્ધા હોય છે, કેટલી ભક્તિ હોય છે, કેટલી ઉત્કટતા હોય છે, એનું દર્શન કરાવી એ ગઈ. મને બદરીનારાયણનું દર્શન મૂર્તિમાં થયું એ કરતાં એ ભોળી મારવાડી બાળામાં વધારે થયું.

## ૪૩. વળતાં

બદરીનારાયણથી કેટલાક યાત્રીઓ વસુધારા જાય છે. ઉપરથી એક ધોધ પડે છે. જેઓ પુણ્યવાન છે તેમને માથે જ એની ધારા પડે; પાપી હોય તો ધારા બાજુએ જાય, એને માથે પડે જ નહીં એવી માન્યતા છે. વસુધારા જવાનું અમે માંડી વાળ્યું, કેમ કે અમારા કુલીઓને આગળ આવવાની દાનત ન હતી. તેઓ હવે વહેલા ઘરભેગા થવાને ઈંતેજાર હતા. અમે પાછા ફર્યા. રસ્તામાં કેટલાક લોકો બદરીનારાયણનો ભાત તડકામાં રાખી સૂકવતા હતા. આ સૂકવેલો ભાત તેઓ અહીંથી ઘેર લઈ જશે. બંગાળીઓ બંગાળ લઈ જશે, પંજાબીઓ પંજાબમાં, મારવાડીઓ એમની મરુભૂમિમાં લઈ જઈ એ ખાશે અને ચુસ્ત કર્મકાંડી

મહારાષ્ટ્રીઓ પણ પોતાને ઘેર લઈ જઈ બધાં સગાંવહાલાંઓને વહેંચી એ ખાશે. મદ્રાસીઓ – છેક રામેશ્વર સુધીના મદ્રાસીઓ – ને ઘેર આ ભાત પહોંચશે. શાલિગ્રામ જેમ પથ્થર ન ગણાય, જનોઈ જેમ સૂતર ન ગણાય, તેમ આ ભાત અનાજ ન ગણાય. એ તો પ્રત્યક્ષ પ્રભુનો પ્રસાદ. એ આપણી કાયાને પવિત્ર કરે છે, કોઈ પણ કારણે એ પ્રસાદ અપવિત્ર નહીં થાય. અગ્નિ જેટલો જ એ પવિત્ર. એ પ્રસાદ લઈ અમે પાછા ફર્યા.

રસ્તામાં જ્યાં ત્યાં બિચ્છુના છોડ દેખાતા હતા. મરાઠીમાં એ છોડને 'ખાજકૂઈ' કહે છે. કોઈ એને 'ખાજકોલી' પણ કહે છે. એનાં પાંદડાં શરીરને અડે કે ભારે ખંજવાળ અને બળતરા પેદા થાય છે.

તુલસીના છોડને નમસ્કાર કરતા એક વૈષ્ણવ ભક્તને જોઈ, એક મિશનરીએ તુલસીનાં પાંદડાં હાથમાં લઈ ચોળી નાખ્યાં. પહોંચેલ ભક્ત સહેજ આગળ ગયો અને એણે બિચ્છુના છોડને સાષ્ટાંગ નમસ્કાર કર્યો અને કહ્યું, 'તુલસીમાતા કરતાં અમારો આ દેવ મોટો છે.' ફરી પ્રયોગ કરવા જતાં મિશનરીને પણ એ વાતની પ્રતીતિ થઈ, વગેરે ત્યાંના એક પહાડીએ હસતાં હસતાં કહ્યું. આ જાતના ટુચકાઓ બધા જ પ્રાંતમાં હોય છે. મિશનરી નહીં તો બીજો કોઈ પરધર્મી અથવા નાસ્તિક, વાર્તાને તો ગમે તે માણસ ચાલે.

અમે લાલસાંગા વટાવી મિલચૌડી આવ્યા. અહીં ટેહરી રાજ્યની સરહદ પૂરી થાય છે. કુલીના કરાર અહીં સુધીના જ હોય છે. કૈરાસિંગ અને બાદરુ પોતાનું વેતન ચૂકતું કરાવી, ગળગળા થઈ અમને છોડીને પાછા ગયા. જતાં અમને કહે, 'તમે લોકો એટલા ઝપાટાથી ચાલ્યા છો કે, અમારા દિવસો બચ્યા, ખાધાખરચ બચ્યું. પણ ચાલતાં ચાલતાં દમ નીકળી ગયો છે. હવે ઘેર જઈને ખૂબ દૂધ ઘી ખાઈશું અને આવતે વરસે ભાર ઊંચકવાથી આરામ લઈશું.' જે દિવસે અમે મુકામ કરતા તે દિવસે એમનું ખાધાખર્ચ અમારે માથે હતું. ઘઉંના લોટને બદલે જો એમને દાળચોખાની ખીચડી આપીએ તો એમને મન મોટી ઉજાણી. ખીચડી આપીને દસ માઈલ વધારે ચલાવો તો વાંધો નહીં ઉઠાવે. અમે એક નવો કુલી કર્યો. હતો તો માણસ ગરીબ, પણ ભોળપણમાં બહુ વાતો કરે. જેમ સાધુઓ પોતાને વિશે વાતો કરવી હોય ત્યારે 'હું' કહેવાને બદલે 'આ શરીર' બોલે છે, તેમ અમારો કુલી પોતાને વિશે બોલવું હોય, ત્યારે 'મારો પ્રાણ' કહીને જ બોલે: 'મારો પ્રાણ' થાક્યો છે, 'મારા પ્રાણ'ને ઊંઘ જોઈએ છે, 'મારો પ્રાણ' અંધારામાં જવાની હિંમત ન કરે,

મીઠાશ ભળી ને હું પ્રસન્ન થયો. પણ ગાયન એક લીટીથી આગળ વધે જ નહીં ફરી ફરી એની એ જ લીટી. અર્ધો કલાક થયો, પોણો કલાક થયો, કલાક અને બે કલાક થયા, અને એ ને એ જ લીટી ચાલે. હું કંટાળ્યો. પછી અકળાયો બેચેન થયો. એ કડી મગજમાં ઘૂસી, માથું ફરવા લાગ્યું; પણ ગાયન કેમે કરીને થોભે જ નહીં. પણ કોની આગળ તકરાર કરાય? આખરે થાકીને ક્યારે સૂતો તે કોણ જાણે! જે સંગીત શરૂઆતમાં મધુરું લાગ્યું હતું તે જ આટલું અળખામણું થઈ ગયું એમ જોઈ વિચાર આવ્યો, સ્વર્ગના દેવો એ ને એ જ ભોગ ભોગવીને મારી પેઠે કંટાળી જતા હશે અને મરણ માટે ઝંખતા હશે. તુકારામનો અભંગ યાદ આવ્યો :

स्वर्गींचे अमर इच्छिताती देवा ।
मृत्यलोकीं व्हावा जन्म आम्हां ।।

અમરપણું એટલે, સ્વામી દયાનંદ સરસ્વતી કહે છે તેમ, ન ખૂટે એવી જન્મટીપની સજા. હું કાંઈ સ્વર્ગનો દેવ ન હતો કે મૃત્યુ માટે ઝંખું. મારે તો સવાર થાય અને હું ગણઈ છોડું એટલું જ જરૂરનું હતું.

અહીં રસ્તામાં સારો લોટ ન મળે, ઘંટીની કાંકરી એમાં ભળેલી હોય જ. પરિણામે મારી હોજરી બગડી, મને તાવ આવવા લાગ્યો. પણ અહીં થોભ્યે થોડો જ આરો આવવાનો હતો! તાવ હોય કે નહીં, ચાલવું જ જોઈએ. રસ્તામાં લાકડાના વાસણમાં જમાવેલું કાચા દૂધનું સરસ દહીં મળતું એ પણ હું છૂટથી ખાતો. દહીંથી મને નુકસાન ન થયું. ઊલટું પેટના મરડા માટે એ અકસીર દવા જેવું નીવડયું.

## ૪૪. 'દ્વારાહાટ'

એક દિવસ મોડી સાંજે એક પહાડની તળેટીમાં આવી પહોંચ્યો. રસ્તામાં મોટા વરસાદથી હું પલળ્યો હતો; એક જણને ત્યાં કપડાં સુકાવવા થોભ્યો તેથી હું પાછળ પડી ગયો હતો. દુકાનદારે કહ્યું, 'તમારા બે સાથીઓ આગળ દ્વારાહાટ ગયા છે, તમને ત્યાં આવવાનું કહી ગયાં છે.' દુકાનદાર પાસેથી સંદેશો સાંભળ્યો અને આકાશ ભણી જોયું. એટલું સુંદર આકાશ ભાગ્યે જ જોવાને મળે છે. અંધારું વધતું ચાલ્યું. આગળ જાઉં કે ન જાઉં તેનો વિચાર કરતો હતો. મનમાં નિર્ણય થયો કે અંધારામાં જવા કરતાં એક રાત અહીં રહી જાઉં એ સારું. પણ બીજી ક્ષણે ધૂન ચડી કે ના, જઈએ આગળ, એક રાતનો અનુભવ થશે. દુકાનદારને આશ્ચર્યચકિત બનાવી આટલે મોડે આગળ ચાલ્યો.

રાત પૂર્ણિમાની હતી. પણ એ અમાસની હોત તોયે આના કરતાં વધારે અંધારું ફેલાવી ન શકત. આકાશમાં કાળાંમેશ વાદળાં ઘેરાયાં હતાં. રસ્તો બરાબર દેખાય નહીં. બપોરના વરસાદને લીધે રસ્તો વચમાં વચમાં ધોવાઈ પણ ગયો હતો

અને નાનામોટા ખાડા થયા હતા. રસ્તામાં અનેક વાર પડયો, અથડાયો, ઘૂંટણ મરડાઈ ગયું. ઓઢેલી શાલ મારા કરતાં કાંટાળાં ઝાડની જ દયા ખાવા લાગી અને ત્યાં જ રહી જવાની વાત કરવા લાગી. એને મનાવી સાથે લીધી અને હું આગળ ચાલ્યો. જેમ જેમ વખત જાય તેમ તેમ પસ્તાઉં; પાછળ રહ્યો હોત તો કેવું સારું! ખૂબ ચાલ્યા પછી મનમાં વિચાર આવ્યો કે, આવ્યો એ પંથ વધારે કે આગળ કાપવો છે એ વધારે? પાછા જવાનો વિચાર કરું ને આગળ બે જ ફર્લાંગનો રસ્તો બાકી રહ્યો હોય તો બાઘા બનીએ. આગળ ચાલું ને ફરી હિસાબ કરું. મારું ઘડિયાળ કેડે ચડાવ્યું હતું; પણ રાત્રે એમાં શું દેખાય! અંતે ડહાપણ સૂઝયું કે વિચારનું ઘડિયાળ થોભાવી દેવું ને ચુપચાપ ચાલવા માંડવું. ધીરજ આગળ જંગલનો જ અંત આવ્યો અને હું દ્વારાહાટ પહોંચ્યો.

દ્વારાહાટ બજારનું મથક છે. પણ રાતના નવ સાડા નવ વાગી ગયા હતા; આખું ગામ સૂતું હતું. હવે બુવા અને સ્વામીની તપાસ કયાં કરાય! કોઈનું બારણું ખખડાવું ને એ મારા ઉપર ઘૂરકે તો? અને ધારો કે ન ઘૂરકે તો એને શું પૂછું? અમારા બુવા કયાં છે? સ્વામી કયાં છે? વડ્ઝ઼વર્થની 'ઇડિયટ બૉય'ની કવિતા યાદ આવી. ઘેલી માએ દીકરાને ગધેડા પર બેસાડી મધરાતે ડૉક્ટરને ત્યાં મોકલી દીધો હતો, ગધેડું અને એનો બેવકૂફ દીકરો બંને જંગલમાં ઠંડા તડકાની સહેલ કરવા ગયા. અંતે ઘેલી મા એને શોધવા ગઈ. શહેરમાં જઈ ડૉક્ટરને પૂછ્યું, 'Doctor doctor, where is my Johnnie?' બિચારો ડૉક્ટર ઘેલીબાઈના વહાલા Johnnieને શું ઓળખે! ઊંઘ બગડવાથી એ અકળાયો અને બબડતો બબડતો સૂઈ ગયો. હું જો બારણે બારણે બુવા સ્વામીની તપાસ કરત તો મારી પણ એ જ દશા થાત. અંતે ઉપાય સૂઝયો: મોટે ગંભીર અવાજે મને આવડતા હતા તે ઉપનિષદના મંત્રો લલકારતો ચાલ્યો.

વીજળી ચમકે ત્યારે કાંઈક દેખાય, પણ પાછળથી અંધારું બેવડું થતું. એક રસ્તાને છેડે આવ્યો ત્યાં સામે સીધી લીસી જમીન દેખાઈ. જાણે રેતી જ પાથરી હોય. મને થયું, આ ટેનિસ કોર્ટ કયાંથી? આના ઉપર થઈને આપણો રસ્તો આગળ જતો હશે. પણ હું વહેમાયો. એક પથરો લઈને એ 'ટેનિસ કોર્ટ' ઉપર ફેંક્યો. પથરાએ રિપોર્ટ આપ્યો કે અહીં પાણી છે અને તેણે તરત જળસમાધિ લીધી. એ પરોપકારી પથરાને ધન્યવાદ. મેં જમણો રસ્તો લીધો અને ફરી ટહેલ જગાવી. થોડેક આગળ ગયો અને એક દુકાનની મેડીની નાનકડી બારી ખૂલી. સ્વામી કહે, 'કાકા?' હું બોલ્યો, 'આનંદ?' તરત ફાનસ લઈ સ્વામી નીચે આવ્યા. બુવાએ રાંધી રાખ્યું હતું. એમણે હેતપૂર્વક ઝળઝળિયાં સાથે મને જમાડયો. આટલા અંધારામાં હું કેમ આવી શક્યો એ જ મોટો ચર્ચાનો વિષય થયો. પ્રેમની વાતોનો કંઈ અંત આવે છે! થાકેલા શરીરે જો ફરમાન ન કાઢ્યું હોત તો અમારી વાતો ખૂટતાં પહેલાં રાત જ ખૂટી હોત. સવારે 'ટેનિસ કોર્ટ' જેવા તળાવનું દર્શન થયું. તળાવ ઉપર સાદડીસી આછી લીલ બાઝી હતી.

અમે આગળ ચાલ્યા. હવે પંથ થોડો રહ્યો હતો. નીચે ખીણમાંથી ચાલીએ એટલે અસહ્ય બફારો થાય. એટલે અમે પણ પહાડીઓની પેઠે ટેકરીઓને માથે માથે જે રસ્તો મળે તે પસંદ કરવા લાગ્યા. વારેઘડીએ જો ચડઊતર કરવું પડે તો કાંઈ નહીં. પણ ખીણની ભઠ્ઠી તો ટાળવી જ જોઈએ. આખરે આલમોડા આવ્યું. ત્યાં પરિચિત સ્થાનો પણ નવાં નવાં દેખાવા લાગ્યાં. અમે દોઢ બે મહિનામાં કેટલો કીમતી અનુભવ મેળવ્યો હતો, કેટલા વિચારો કેળવ્યા હતા, ભવ્યતાનું કેટલું આકંઠ પાન કર્યું હતું! દૃષ્ટિ સાવ નવી થઈ હતી. હવે એને જૂનાં દૃશ્યો નવાં જેવાં લાગે તો આશ્ચર્ય શું!

એક યાત્રા પૂરી થઈ; એક સંકલ્પ બર આવ્યો. પણ એમાંથી જ અમરનાથની યાત્રાના સંકલ્પનો ફણગો ફૂટયો હતો, એ અમને આરામ લેવા ન દે. બુવા અને હું સ્વામીની વિદાય લઈ ફરી હરિદ્વાર ભણી ચાલ્યા. સ્વયંભૂ મહાદેવ અમરનાથનું અમારે દર્શન કરવું હતું, કાશ્મીરનું ભૂસ્વર્ગ જોવું હતું. સૃષ્ટિ અનંત છે, દિશા અને કાળ અનંત છે, કાર્યકારણભાવ અનંત છે, મૂળ પરબ્રહ્મ અનંત છે; તો માણસની વાસના, એના સંકલ્પો, અને એની યોજનાઓને પણ કયાંથી અંત હોય?

## ૪૫. ફલશ્રુતિ

रोचनार्था फलश्रुतिः। કોઈ પણ વસ્તુ તરફ માણસને લલચાવવા ખાતર જે ખરાખોટા લાભો બતાવવામાં આવે છે તે ફલશ્રુતિ. બાળકોને ખરા લાભો બતાવીએ તો તે તેમની નજરમાં આવતા નથી. એટલા ખાતર એમને રુચે એવા—ગમે તેવા, સાચા જૂઠા—લાભો બતાવવા એ આપણે ત્યાં, અથવા વખતે દુનિયાના બધા જ દેશોમાં, બહુ જૂનો રિવાજ છે. એમાં સત્યનું કેટલું અપમાન થાય છે એનો વિચાર કોઈ કરતું જ નથી. અને એક વાર અસત્ય કહેવાનું જ નક્કી કર્યું પછી એમાં મર્યાદા શીદ રખાય? અસત્યની માત્રા એ કેફી પદાર્થની પેઠે વધતી જ જાય છે. પણ એમાં જ અસત્યનું ઓસડ રહેલું છે. આપણા ધાર્મિક વિધિઓમાં અને વ્રતોમાં ફલશ્રુતિની જાણે હરીફાઈ ચાલી છે. આજના જાહેરખબરવાળા જે નફટાઈથી જૂઠાણું ચલાવે છે, તેટલી જ નફટાઈ જૂની ફલશ્રુતિમાં આપણે જોઈ શકીએ છીએ. पुत्रार्थी लभते पुत्रम्। धनार्थी लभते धनम्। વગેરેની માલિકા શરૂ થઈ એટલે એનો અંત સહેજે આવે જ નહીં, मुक्ति मुक्तिं च विन्दति સુધી પહોંચ્યા વગર રહેવાય કેમ?

એ ઢબે જો હિમાલયના પ્રવાસની ફલશ્રુતિ લખવી હોય તો મારે કહેવું જોઈએ કે, આ યાત્રા જે કરે તેને ઓછામાં ઓછા સો શતાયુષી છોકરાઓ થશે, તેનું મકાન સોનાનું ચણાશે, ગમે તેટલી વાર પરણે તોયે જુવાનનો જુવાન જ રહેશે, સ્વર્ગની અપ્સરાઓ, હિમાલયના સિદ્ધ ગંધર્વો અને સનતકુમારાદિ નિવૃત્તિશાળી

બ્રહ્મચારીઓ એકી વખતે એકસામટા એના ઉપર તુષ્ટ થશે. આવી ફલશ્રુતિને અંતે માણસના કેવા બેહાલ થશે એ વિચારવાનું કામ આપણું નહીં.

યાત્રાની જો આટલી ફલશ્રુતિ, તો યાત્રાવર્ણનની ફલશ્રુતિ આથીયે વધારે હોવી જોઈએ. જે કોઈ આ યાત્રાવર્ણન વાંચશે તેને અર્થલાભ થશે. જે આ વર્ણનનો ગ્રંથ સંગ્રહમાં રાખશે તેના ઘરમાં ચોરો આવે નહીં. જે કોઈ આ પુસ્તક ખરીદીને બ્રાહ્મણોને અને વિદ્યાર્થીઓને — અને આજના જમાનામાં હરિજનોને — મફત આપશે તેના ઉપર ગ્રંથકાર આચાર્ય અને એના પ્રકાશકો હંમેશને માટે સંતુષ્ટ રહેશે, મુસાફરી કર્યા વગર એને યાત્રાનું પુણ્ય મળશે ઈત્યાદિ, ઈત્યાદિ.

લાલચ સાથે બીકની જોડી ન હોય તો કામ અધૂરું ગણાય. એટલે જે કોઈ આ ચોપડીની નિંદા કરશે, એનાં વચનો વિશે મનમાં શંકા આણશે, તેને ફલાણું થશે, ઢીકણું થશે. અને ઉપરની ફલશ્રુતિ વિશે જે કોઈ મનમાં શંકા આણશે તે તો ઓછામાં ઓછા ચાર કલ્પ સુધી રૌરવ નરકે પડી રહેશે. અને જે કોઈ આ યાત્રાવર્ણન વાંચીને ફલશ્રુતિનો અધ્યાય છોડી દેશે, वृथा पाठो भवेत्तस्य श्रम एव ह्युदाहृतः ।

હિંદુ ધર્મ ઉપર ફલશ્રુતિએ જે અત્યાચાર કર્યો છે તેટલો નાસ્તિકતાએ પણ કર્યો નહીં હોય.

પણ મારે મારા પ્રવાસની ફલશ્રુતિ આથી જુદી જ રીતે આપવી છે. આ મુસાફરી કરવાથી મને શો લાભ થયો એ કહી દઉં અને જે કોઈ આ જાતની મુસાફરીઓ કરી જોશે તેને પ્રત્યક્ષ કયા કયા લાભ થવાનો સંભવ છે એટલું કહી દઉં એટલે પત્યું.

મારે પ્રથમ કબૂલ કરવું જોઈએ કે, આવી મુસાફરી માટે જે પૂર્વતૈયારી હોવી જોઈએ તે મારી પાસે ન હતી. પૂર્વતૈયારી વગર કરેલી પ્રવૃત્તિઓ ઓછામાં ઓછું ફળ આપે છે. કેળવણી એ જીવનની પૂર્વતૈયારી હોવાથી કેળવણીકારને તો દરેક બાબતમાં પૂર્વતૈયારી પૂરેપૂરી કરવાનું સૂઝવું જ જોઈએ. પણ આજકાલના કેળવણીકારો બીજાને જે કેળવણી આપે છે તે પોતાના જીવનમાં દાખલ કરવા જેટલી પણ દરકાર રાખતા નથી. મને તો મારા જીવનમાં એક્કે પ્રસંગે પૂર્વતૈયારી બરાબર કર્યાનું સ્મરણ નથી. એટલે આ પ્રવાસની ફલશ્રુતિ હું શું કહું?

હિમાલયની મુસાફરીએ અથવા ઉત્તર તરફની કોઈ પણ મુસાફરીએ ઊપડનારને હિંદી ભાષાનું કામચલાઉ જ્ઞાન તો હોવું જ જોઈએ. મારી પાસે એ ન હતું. જ્યાં મુસાફરી કરતા હોઈએ ત્યાંના સ્થાનિક ઈતિહાસ અને સ્થાનિક ભૂગોળની સામાન્ય માહિતી તો માણસને હોવી જોઈએ. એ પણ મારી પાસે ન હતી. યાત્રાએ ઊપડ્યા હોઈએ તો તીર્થક્ષેત્રનું માહાત્મ્ય જેવું મળે તેવું માણસે વાંચેલું હોવું જોઈએ. નહીં તો યાત્રાનું અર્ધું કાવ્ય માણસ ખોઈ બેસવાનો. પૂર્વતૈયારીમાં મારી પાસે ઉત્સાહની મૂડી ઠીક ઠીક હતી, શરીર દુર્બળ પણ ખડતલ હતું. વેડફી નાખવા માટે ગમે તેટલો વખત હતો, કશા ઉદ્દેશ વગર જીવન ગાળવાની માનસિક તૈયારી હતી. મને રાંધતાં આવડતું હતું, પાણીમાં તરતાં આવડતું હતું અને એકલા એકલા

મનોરાજ્યો સેવતાં આવડતું હતું. કુદરત સાથે એકરૂપ થવા જેટલી મનોવૃત્તિ કેળવાયેલી હતી અને નિષ્પાપ પ્રવૃત્તિનું ફળ પણ કાંઈક સાત્ત્વિક જ મળશે એવી શ્રદ્ધા હતી. બીજી મોટામાં મોટી તૈયારી તે પ્રેમાળ મિત્રોનો સાથ.

વેદાંતના ગ્રંથમાં કહ્યું છે કે, ભક્તોમાં બે જાતની વૃત્તિ હોય છે, બિલાડીનાં બચ્ચાંની અને વાંદરાંનાં બચ્ચાંની. મીંદડીનું બચ્ચું બધી જ રીતે નિરાધાર: આંખો મીંચીને પડી રહે છે અને મનમાં કહે છે કે મારી મા આવશે અને મને ઊંચકીને લઈ જશે. જ્યારે વાંદરીનું બચ્ચું બની શકે તેટલું સ્વાવલંબી હોય છે. પોતાની મા ક્યાં છે, સંકટ કઈ બાજુએ આવવાનો સંભવ છે ઈત્યાદિ વસ્તુઓ તરફ જાતે જ ધ્યાન રાખે છે અને સંકટ પ્રસંગે વગર કહ્યે ઝટ જઈ માને વળગે છે. માણસમાં આ બંને જાતની વૃત્તિઓ હોય છે. મારામાં પણ એ બંને વૃત્તિઓ યોગ્ય પ્રમાણમાં રહેલી હોવાથી એ એક પૂર્વતૈયારીમાં ગણાય ખરું.

હિમાલયની યાત્રાએ કોઈ હિંદુ જાય તો એનો મુખ્ય હેતુ ધાર્મિક જ રહેવાનો. હિમાલયનો આપણે બીજી રીતે વિચાર જ કરી શકતા નથી. પણ ધાર્મિક હેતુ એટલે શું? પગ ચાલ્યા, પવિત્ર ગણાતી જમીન ઉપર આપણા શરીરનો ભાર પડ્યો એટલાથી જ આપણે પાવન થઈ જઈએ છીએ એટલી માન્યતા તો હિંદુઓમાં હોય જ છે. એમ ન હોત તો આંધળાં અને બહેરાં લોકો યાત્રાએ ન ઊપડત. કોઈ યુરોપિયન મુસાફર પ્રવાસ કરે છે ત્યારે સુખનાં બની શકે તેટલાં સાધનો સાથે રાખે છે. શરીરનું વજન, શરીરની શક્તિ અને શારીરિક આનંદ વધારવાનો પ્રયત્ન એ પ્રથમ કરવાનો. ફોટો પાડવાની અને ચિત્રો ખેંચવાની સગવડો સાથે રાખી પોતાના સંસ્કારો સ્થાયી કરવા એ મથવાનો. આડુંઅવળું જેટલું ફરી શકાય તેટલું ફરી બીજાઓએ જે નથી જોયું કે જાણ્યું તે જ મેળવવાનો અને કશાકમાં પહેલ કરવાનો એ પ્રયત્ન કરવાનો. ધાર્મિક પ્રવાસમાં આપણે જેટલી અગવડો વેઠીએ તેટલું એનું પુણ્ય વધારે. ભોગવિલાસને લીધે કે આળસુ એદીપણાને લીધે શરીર ઉપર જે કાટ ચડ્યો હોય તે કાઢી નાખવો એ એક ધાર્મિક સાધના મનાઈ છે. મારે મન આપણા લોકોએ યાત્રાઓમાં તિતિક્ષાનું તત્ત્વ દાખલ કરી યાત્રાને ખૂબ ઊંચે ચડાવી છે. યાત્રીઓમાં જો તિતિક્ષાવૃત્તિ ન હોય, તપોલાલસા ન હોય તો યાત્રાનાં ધામો પવિત્ર ન રહી શકે. અને તે તે સ્થળોનું કુદરતી સૌંદર્ય તો મોળું થયા વગર રહે જ નહીં. કષ્ટ વેઠવાથી, જાતજાતની અગવડો સ્વેચ્છાએ સહન કરવાથી, માણસની શારીરિક, માનસિક અને આધ્યાત્મિક ભૂખ ઊઘડે છે અને જીવનનો આનંદ સાત્ત્વિક અને વિશુદ્ધ બને છે. વિલાસિતા અને કલાનું વેર હોવાથી તિતિક્ષા દ્વારા જ માણસ રસાસ્વાદની શક્તિ કેળવી અને જાળવી શકે છે. જે અમુક રીતે તપસ્વી હોય તે જ કળારસિક થઈ શકે છે.

ધાર્મિક લાભોમાં બીજો મોટો લાભ તે સત્પુરુષોનું દર્શન. તીર્થનું માહાત્મ્ય જોઈ સત્પુરુષો ત્યાં જઈ રહ્યાના દાખલા ઓછા છે. કુદરતની ભવ્યતા જોઈ અથવા અમુક પ્રસંગની પવિત્રતા નિહાળી કોઈ સત્પુરુષ ત્યાં જઈને વસે છે અને પછી

કઈ સગવડો રહેલી છે, કયા આદર્શો કેળવાયા છે એ જો માણસ તપાસે, તો અને કીમતી કેળવણી મળ્યા વગર રહે નહીં અને જેમ જેમ એ ઊંડો જતો જાય તેમ તેમ એ વિવિધતાના મૂળમાં એક સાર્વભૌમ એકતા એને જણાઈ આવે છે. અને એક જ મનુષ્યહૃદય કેટલી રીતે વિકસે છે એ જોવાનો જ વિશેષ આનંદ હોય છે. લોકજીવન એટલે મનુષ્યજાતિની જાડી બુદ્ધિની સૂક્ષ્મતા. કુદરત બદલાઈ કે માણસને પોતાની આદતો બદલ્યા વગર છૂટકો નથી. માણસ વિચાર કરવાની ના પાડે તોયે રોજની અથડામણ એને કોક દિવસે જરાક જરાક વિચાર કરતો કરી મૂકે છે, અને જે કામ બુદ્ધિ ન કરે તે કાળ કરી આપે છે. આવી રીતે દીર્ઘકાળની સફાઈને લીધે જે મનુષ્યજીવન ઘડાયું હોય છે એની સ્વાભાવિક મોહકતા નજરે ચડ્યા વગર રહેતી નથી.

અને લોકસ્વભાવમાં એ બધું યથાર્થ રીતે ઊતરેલું હોવાથી એમાં લોકો એક જાતનું સ્વાસ્થ્ય પણ અનુભવે છે. એકાએક આવેલી શ્રીમંતાઈ જેમ માણસને અડવી અડવી લાગે છે એવી આ સંસ્કૃતિ નથી હોતી. તેથી એ સાદાઈમાં અસાધારણ ગૌરવ હોય છે. અને એ બધી લોકસંસ્કૃતિના નવા નવા પ્રકારોને એમના સ્વાભાવિક વાતાવરણમાં જઈને તપાસવામાં મળતી કેળવણીનું મૂલ્ય કોણ આંકી શકે?

આપણા દેશમાં લખાણોમાં જેટલો ઈતિહાસ સંગ્રહેલો નથી તેટલો આપણા જીવનમાં છે. તેથી યાત્રાપર્યટનમાં ઈતિહાસદર્શન પણ થાય જ છે. તેમાં વળી હિમાલયનો પ્રદેશ તો ભારતવર્ષનો પ્રાંતદેશ છે. અહીં સંસ્કૃતિનાં અને ક્રાંતિનાં કેટલાંય મોજાં આવીને શમ્યાં હશે. કુરુપાંચાલોની સંસ્કૃતિથી માંડીને કર્નલ યંગ હસ્બંડના હુમલાથી હેબતાઈ ગયેલા તિબ્બતી લોકોની આજની સંસ્કૃતિ સુધી બધી વસ્તુઓના ભણકારા અહીં એકસામટા જોવા મળે છે. આ બાજુ તરફ આપણું ધ્યાન ખેંચી ભગિની નિવેદિતાએ હિંદુ સમાજ ઉપર મોટો ઉપકાર કર્યો છે.

ભૂરચનાની દૃષ્ટિએ અને ભૂસ્તરશાસ્ત્રની દૃષ્ટિએ પણ હિમાલયના પ્રવાસમાંથી ઘણું જાણવાનું મળે છે. હિમાલય આડો પડ્યો ન હોત તો રશિયા અને ચીનના ઠંડા પવનો અને ત્યાંની આકરી સંસ્કૃતિ, બંનેનો આપણા પર હુમલો થયો હોત. ગંગા નદી ન હોત તો જેમ આપણી જાહોજલાલી ન જ હોત, તેમ જ જો હિમાલય ન હોત તો હિમાલય જેવડી ઉત્તુંગ આર્યસંસ્કૃતિ પણ અહીં ન જ ખીલત.

દેશનો આત્મા અને દેશનું વિરાટ સ્વરૂપ, બંનેનું એકીસાથે દર્શન કરવા માટે યાત્રા એ જ એક અમોઘ સાધના છે.

# અદ્‌ભુત શુભયોગ

'બ્રહ્મદેશના પ્રવાસ'ની ત્રીજી આવૃત્તિ બહાર પડે છે એનો મને સંતોષ છે. મુંબઈ યુનિવર્સિટીએ ગુજરાતીના વાચનક્રમમાં એને સ્થાન આપ્યું એટલે નવજીવન પ્રકાશન મંદિરે વિદ્યાર્થીઓની સગવડ ખાતર ટિપ્પણીઓ પૂરી પાડી છે. એ ટિપ્પણીઓ હું આજે જ જોઈ ગયો છું. મને એ સંતોષકારક લાગી છે.*

કાશ્મીરથી માંડીને દાર્જિલિંગ સુધીની હિમાલયની મુસાફરી કર્યા પછી હિંદુસ્તાનને ઈશાન્ય છેડે ઈમ્ફાલ-મણિપુરમાં બેસી 'હિમાલયના પ્રવાસ'ની છેલ્લી પ્રસ્તાવના લખી શકયો હતો. એ જ પ્રમાણે આ 'બ્રહ્મદેશના પ્રવાસ'ની તાજી પ્રસ્તાવના ઈસ્ટ આફ્રિકાની રાજધાની સમી નૈરોબીમાં લખી રહ્યો છું. આપણા લોકો અને ખાસ કરીને ગુજરાતીઓ—એમાં હિંદુઓ, મુસલમાનો અને પારસીઓ આવી જાય છે એટલું જ નહીં પણ ગુજરાતીને અપનાવનારા મારા જેવા અનેક મહારાષ્ટ્રીઓ પણ આવી જાય છે—એક છેડે બ્રહ્મદેશથી માંડીને બીજે છેડે ઈસ્ટ અને સાઉથ આફ્રિકા સુધી પથરાયેલા છે. અને તેથી એક છેડેના બ્રહ્મદેશના પ્રવાસની પ્રસ્તાવના બીજે છેડે ઈસ્ટ આફ્રિકાની ગિરિનગરીમાં બેસી લખી મોકલતાં વિશેષ આનંદ થાય છે.

આ ચોપડીની પહેલી પ્રસ્તાવનામાં મેં લખ્યું હતું કે "હિમાલયની યાત્રામાં વિશિષ્ટ પવિત્ર ભાવનાઓની ઉત્કટતા હતી. બ્રહ્મદેશના પ્રવાસમાં તો સંસ્કારલોલુપ પ્રવાસીનું કુતૂહલ જ કેવળ હતું." આજની આફ્રિકાની મુસાફરીમાં વિશિષ્ટ પવિત્ર ભાવના પણ છે અને સંસ્કારલોલુપ પ્રવાસીનું કુતૂહલ પણ છે; અને તે ઉપરાંત બીજા અનેક સંકલ્પો છે. હિમાલયના પ્રવાસમાં નંદાદેવી, નંદાકોટા, બદરી, કેદાર, કાંચનજંઘા, ધવલગિરિ, હરમુખ આદિ શિખરો પ્રત્યે જે પવિત્ર ભાવના હતી તે જ પવિત્ર ભાવના લઈને અહીંના પર્વતરાજ કિલિમાંજારોનાં તેમ જ મેરુ અને કેનિયા વગેરે અન્ય શિખરીઓનાં વિવિધ દર્શન કર્યાં છે. જે વાત્સલ્યની અપેક્ષા હિંદની લોકમાતાઓ પાસેથી કરીને મેં એમનાં દર્શન કર્યાં, એ જ અપેક્ષાથી ઈજિપ્ત-સુદાનની લોકમાતાના એક ઊગમસ્થાન નીલોત્રીનાં દર્શને આજે ઊડી જવાનો છું. ગાંધીજીની ચિતા-ભસ્મનો અંશ ત્યાં નીલના પ્રવાહમાં છોડવામાં આવ્યો હતો. એવી પવિત્ર ક્ષણે આ પ્રસ્તાવના લખી રહ્યો છું.

મારે મન આફ્રિકા ખંડ ભારતભૂમિ જેટલી જ પવિત્ર ભૂમિ છે. सबै भूम गोपालकी એ વાત તો છે જ. એ ઉપરાંત આપણા ઋષિશ્રેષ્ઠ મહાત્મા ગાંધીએ પોતાની વિશ્વ-કલ્યાણ-કારી તપસ્યા આ ભૂમિ ઉપર જ શરૂ કરી હતી.

---

* આ ગ્રંથાવલિમાં આ ટિપ્પણી આપેલી નથી.

અહીં ત્રણ ખંડના બાળકો વિશ્વ-સહકારમાં ઊતર્યા છે. 'બ્રહ્મદેશના પ્રવાસ'ની પ્રસ્તાવનામાં મેં જે જે લખ્યું છે તે બધું હું અહીં હજારગણી ઉત્કટતાથી અનુભવી રહ્યો છું. આજે ભારત સ્વતંત્ર થયું છે. બ્રહ્મદેશ પણ જુદો પડીને સ્વતંત્ર થયો છે. અને આફ્રિકાનું ભાવિ અદ્‌ભુત રીતે ઘડાઈ રહ્યું છે. એ બધાં વિરાટ પરિવર્તનોનો સાક્ષી થઈને અહીં યાત્રા કરું છું. બ્રહ્મદેશના પ્રવાસે ઊપડયો હતો ત્યારે મેં મહાત્માજીનાં પ્રથમ દર્શન કર્યાં હતાં. આજે એમનો સર્વોદયકારી સંદેશો લઈને એશિયાના, યુરોપના અને આફ્રિકાના નિવાસીઓને અહીં બંધુભાવથી મળું છું અને એ ત્રણે વચ્ચે આત્મીયતા ખીલતી જોવા મથું છું. ઈતિહાસ-વિધાતાની લીલા કેટલી અદ્‌ભુત છે!

નૈરોબી, કાકા કાલેલકર

૨૬–૯–'૫૦

# વિશેષ વિનંતી

## ૧

બ્રહ્મદેશનો પ્રવાસ મેં સને ૧૯૧૫માં કર્યો. એનું બયાન સન્ ૧૯૨૭ના માર્ચમાં લખાવ્યું. અને એ છપાવ્યું સને ૧૯૩૧ને અંતે. એ પ્રવાસનાં આ સંસ્મરણો લખાવ્યાં ત્યારે પણ એ બધાં એના પહેલાં કરેલા હિમાલયના પ્રવાસ કરતાં પણ સ્મરણમાં જૂનાં અને ઝાંખાં થઈ ગયાં હતાં. હિમાલયની યાત્રામાં વિશિષ્ટ પવિત્ર ભાવનાઓની ઉત્કટતા હતી. બ્રહ્મદેશના પ્રવાસમાં તો સંસ્કારલોલુપ પ્રવાસીનું કુતૂહલ જ કેવળ હતું. વિસ્મૃતિની કરાલ દંષ્ટ્રામાંથી જેટલું બચી ગયું તેટલું અહીં આપી દીધું છે. એમાંયે વિગતોનો કયાંક છૂંદો થયો હશે. વખત જતાં એકાદ સવારની સાંજ પણ થઈ ગઈ હશે. છતાં સરવાળે બધું વર્ણન યથાર્થ જ છે એમ મારી ધારણા છે. મારે મુસાફરીનું બયાન જ આપવું હતું, કાલ્પનિક નવલ વર્ણનો ઉપજાવવાં ન હતાં.

બ્રહ્મદેશ ગુજરાતીઓ માટે પડોશના ઘર જેવું છે. કેટલાય ગુજરાતીઓની દર વરસે ત્યાં આવજા થાય છે. કેટલાંયે કુટુંબો ત્યાં જ સ્થાયી થઈને વસ્યાં છે. મારું આ બયાન વાંચી બ્રહ્મદેશનો ઈતિહાસ, ત્યાંની લોકસ્થિતિ અને દેશવર્ણન આપવા કોઈ પ્રેરાય અને પરિણામે મારું આ ટૂંકું બયાન વિસ્મૃતિમાં અલોપ થઈ જાય તો મને આનંદ થશે.

## ૨

ગુજરાત, બંગાળ, તામિલનાડ અને આંધ્ર ચારે પ્રાંતના લોકો બ્રહ્મદેશમાં જાય છે. થોડા મહારાષ્ટ્રીઓ પણ ત્યાં છે. હિંદુઓ પણ છે અને મુસલમાનો પણ છે.

આપણે જ્યાં જઈએ ત્યાં કેવળ પોતાનો જ ટૂંકો સ્વાર્થ ન જોઈએ. તે તે દેશનાં બાળકો સાથે ભળતાં આપણને આવડવું જોઈએ. બર્મી પ્રજાનો સ્વભાવ ગુલાબી છે. એવા પાડોશીઓને પોતાના કરવા એમાં ખરું જોતાં સ્વાર્થત્યાગ નથી પણ પોતાની ઉન્નતિ અને આનંદ છે. બ્રહ્મદેશમાં ગુજરાતીઓનું સ્થાન કંઈક વિશેષ છે. બ્રહ્મદેશ હિંદુસ્તાનથી જુદો પડે કે સાથે રહે, ગુજરાતીઓ માટે ત્યાં સ્થાન છે જ. ત્યાં જઈ વસેલા ગુજરાતીઓએ બૌદ્ધ ધર્મનો સમભાવ-પૂર્વક અભ્યાસ કરવો જોઈએ. સમાજસેવકોએ ત્યાં જઈ હિંદી તેમ જ બર્મી બન્ને સમાજની સરખે ભાગે સેવા કરવી જોઈએ. હિંદુ ધર્મ, બૌદ્ધ ધર્મ અને ઈસ્લામ, ત્રણેનું જેણે સમાનભાવે અને સમભાવે અધ્યયન કર્યું છે એવા સમાજશાસ્ત્રીઓએ અર્થનીતિ, વિવાહનીતિ, રાજ્યનીતિ ઈત્યાદિ દૃષ્ટિએ ત્યાંના સવાલોનો અભ્યાસ કરવો જોઈએ અને ગુજરાત આગળ જે ઉજ્જવળ ભવિષ્ય પથરાયેલું છે તેને યોગ્ય એવી સલાહ ત્યાંના ગુજરાતીઓને આપવી જોઈએ. ગુજરાત બહાર વસેલા ગુજરાતીઓના હાથમાં કેવળ એમનો પોતાનો જ ભાગ્યોદય નથી; ગુજરાતનો અને હિંદુસ્તાનનો ભાગ્યોદય પણ એમના હાથમાં કાંઈક અંશે છે. મોટું પદ પ્રાપ્ત થવાનું હોય છે ત્યારે હૈયું પણ મોટું કર્યે જ છૂટકો. કેવળ પેટ મોટું કર્યે ચાલે નહીં.

હિંદુસ્તાનના પહાડો ઊભાયે છે અને આડાયે છે. સહ્યાદ્રિ, પૂર્વઘાટ, અરવલ્લી અને ખિરથર (કરતાર) ઊભા છે. હિમાલય, શિવાલિક, વિંધ્ય, સાતપૂડા અને મહાદેવના ડુંગર આડા છે. પહાડોની રચનાની સંસ્કૃતિ ઉપર ભારે અસર થાય છે. બ્રહ્મદેશના બધા જ પહાડો ઉત્તર-દક્ષિણ છે. એની અસર ત્યાંના જીવનક્રમ ઉપર કેવી થઈ છે એની તપાસ કરવાની શાસ્ત્રદૃષ્ટિ કેળવવાને મુસાફરોને ખાસ વિનંતી કરું છું. દાખલા તરીકે હિમાલય આડો હોવાથી ઉત્તરની ઠંડી હવાને રોકે છે, ઉત્તર તરફની વૃક્ષ-વનસ્પતિનાં બીજો આડા પહાડને લીધે દક્ષિણ તરફ આવતાં નથી. બ્રહ્મદેશના પહાડો ઊભા એટલે કે ઉત્તર-દક્ષિણ હોવાથી ઉત્તરના પવન દક્ષિણ દિશાએ દોડી આવે છે અને સાથે સાથે ત્યાંની વૃક્ષ-વનસ્પતિનાં બીજ પણ લઈ આવે છે. પરિણામે ઉત્તર તરફનાં જંગલો દક્ષિણની યાત્રા પણ કરી શકે છે!

એ જ ન્યાય પશુ અને પક્ષી અને માણસને વિશેષે લાગુ પડે છે.

ચીની સંસ્કૃતિ હિંદુસ્તાનમાં ફેલાઈ ન શકી, જ્યારે બ્રહ્મદેશમાં તે નીચે ઊતરી સિંગાપુર સુધી પહોંચી શકી.

કાકા કાલેલકર

# ૧. સમુદ્રની પીઠ પર

ગિરધારી તો સાવ કંટાળી ગયો હતો. શાંતિનિકેતનમાં રજા પડવાથી બધા છોકરાઓ ઘેર ગયા હતા. 'આપણે એકલા કેટલા દિવસ સુધી રહીશું? દાદાને ન આવવું હોય તો ભલે ન આવે! આપણે આજે જ જઈએ.' એમ કહી કલાકે કલાકે મને પજવતો. આખરે મુઝફ્ફરપુરથી જીવતરામનો કાગળ આવ્યો કે, 'હું બારોબાર તમને કલકત્તે મળીશ.' અમે બોલપુરથી ઊપડ્યા. કલકત્તામાં ત્રણે ભેગા થયા, પણ ગિરધારી અમને કશું જોવા ન દે. એણે તો એક જ હઠ લીધી કે, આજે જ રંગૂન જવા ઊપડીએ. પણ ત્રણ દિવસની સમુદ્રની મુસાફરી, કંઈક તૈયારી તો કરવી જોઈએ. મારકેટમાં જઈને અમે લીંબુ, આદું, ફળ, રોટી, માખણ વગેરે બધું લીધું. તૂતક પર સગવડ રહે એટલા માટે મેં ખાસ મારે માટે એક આરામખુરશી લીધી.

હૂગલીને કિનારે દેશદેશાંતરનાં વહાણો લંગર નાખીને પડ્યાં હતાં. કેટલાક હજના ગરીબ યાત્રાળુઓ એક મોટા વાડાની અંદર ઢોરની પેઠે પુરાયા હતા, બિચારા ત્યાં જ રાંધીને ખાય અને ત્યાં જ સૂએ.

સાંજે ચાર વાગ્યાનો વખત હશે. અમારી આગબોટ ઊપડી. તડકો સૌમ્ય થયો હતો. મંદ મંદ પવન વાતો હતો. પાણી પર સૂરજના નાચતા ચળકાટમાં પીળાશ આવવા લાગી હતી. લાલ લાલ 'બોયાં'ને ચૂકવીને આગબોટ આગળ ચાલી. બંને કિનારા પર જહાજો દેખાય, નાની નાની હોડીઓ દેખાય. સેંટ વિલિયમનો કિલ્લો અમે વટાવ્યો અને આગળ ચાલ્યા. કેટલીક ગોદીઓમાં નાનાંમોટાં વહાણો બંધાતાં હતાં. બંને કાંઠાની જમીન પાણીની સપાટીથી બહુ ઊંચી ન હતી, તેથી બંને બાજુએ દૂર દૂર સુધી દેખાતું હતું. પણ દૃશ્ય કંઈ ચિત્તને ઠારે એવું ન હતું. આવી મોટી નદીઓ જ્યાં સમુદ્રને મળવા જાય છે ત્યાં કાંઠા બહુ ગંદા હોય છે. ભરતીઓટને લીધે ભીના થયેલા કાદવમાં કૂદમકૂદા કરતા કરચલા વગર કશું દેખાતું જ નથી.

જેમ જેમ આગળ વધ્યા તેમ તેમ નદી પહોળી થવા લાગી. દૂરના કાંઠા પર જ્યારે ધોળી રેતી દેખાઈ ત્યારે મને કાંઈક ટાઢક વળી. સુંદરવનનો પ્રદેશ વટાવી, રાત પડે તે પહેલાં અમે ડાયમંડ હાર્બર પાસે આવી પહોંચ્યા. અમારું જહાજ હવે મોજાંઓ સાથે ડોલવા લાગ્યું. થોડોક વખત તૂતક પર ઊભા રહી અમે હિંદુસ્તાનનો કિનારો અલોપ થતો જોઈ લીધો. પણ પછી તો ફેર આવવા લાગ્યા. એટલે વાળુ કરી અમે સૂઈ ગયા. સૂતા પહેલાં પ્રાર્થનાને અંતે ગિરધારીએ '[illegible] પ્રાતે' એ રવીન્દ્રનાથનું સુંદર પદ ગાયું. ને સાંભળવા

કેટલાક લોકો ભેગા થયા. અને એ ગાયનને પ્રતાપે અમારી પથારીઓ સારી રીતે ફેલાવતાં કોઈએ અદેખાઈ ન કરી.

સવારે સૌથી પહેલો હું જાગ્યો. એ વખતે અરુણોદય પણ થયો ન હતો. આકાશમાં ચંદ્રમા ચાલે તેમ જહાજ એકલું એકલું પાણી કાપતું ચાલતું હતું. શી તે વખતની શાંતિ! આગબોટના પેટમાં યંત્રરૂપી હૈયું જો એના ધબકારા ન સંભળાવત તો બહારની શાંતિ આટલી ઉઠાવદાર ન થાત. ચોમેર જાણે લોઢાનો કે સીસાનો ઠંડો રસ પાથર્યો હોય તેવો દરિયો દેખાતો હતો. હું તૂતકને કઠેડે જઈ ઊભો. જહાજ જેમ ડોલે તેમ પાણી ઉપર ચડે ને નીચે જાય. જ્યાં જુઓ ત્યાં મોજાં. મોજાં એકબીજા સાથે અથડાય એટલે એમાંથી ફીણ નીકળે. અંધારામાં એ ફીણ ચળકે છે, અને એ ચળકાટની વાંકીચૂકી લીટીઓ મળીને એક વિચિત્ર ભાત દેખાડે છે. જહાજના હાલવાની અસર મગજ પર થાય છે. તેમાં જો આપણે મોજાંના અખંડ અને સનાતન નૃત્યની લીલા નિહાળીએ તો તો એનો કેફ જ ચડે છે.

આગળ જતાં મોજાં ફૂટતાં બંધ થયાં. સાગરનું હૈયું ઠેકઠેકાણે ઊંચે ચડે ને નીચે ઊતરે. સામાન્યપણે મોજાં ચડે ને ફૂટે એ જોવાની મજા હોય છે, પણ એમાં એટલું ગાંભીર્ય નથી હોતું. ધ્વનિકાવ્યનું રહસ્ય શબ્દોમાં સ્પષ્ટ કરવાથી જેમ ઊતરી જાય છે તેના જેવું જ મોજાં ફૂટવાથી થાય છે. પણ જ્યારે મોજાં અંદર ને અંદર ઊછળે છે ને સમાઈ જાય છે ત્યારે એનું સૂચન વિવિધ, અનંત અને અસ્પષ્ટ રહે છે. અંધારું હોવા છતાં હવા જ્યારે સાફ હોય છે ત્યારે વ્યોમ અને સાગરનું મિલનવર્તુળ ધ્યાન ખેંચ્યા વગર રહેતું નથી. ક્ષિતિજ આગળ મોજાંનો સવાલ નથી હોતો. સમુદ્રની કાળાશની સરખામણીમાં અંધારું આકાશ પણ ઊજળું દેખાય છે. વેદકાળના ઋષિઓને જેમ જીવનરહસ્ય દેખાયું હશે તેવું ક્ષિતિજ રાત્રે દેખાય છે. ઋષિઓને અનંત કાળનાં આધ્યાત્મિક તત્ત્વો અનંત આકાશમાં ચળકતા તારાની પેઠે સ્પષ્ટ દેખાય છે, જ્યારે પાર્થિવ જીવનનો ભવિષ્યકાળ એમની આર્ષ દૃષ્ટિ આગળ પણ સાગરના વારિરાશિની પેઠે અજ્ઞાત, અવ્યક્ત જ રહે છે.

આમ ધ્યાન અને કલ્પનાની રમત ચાલતી હતી એટલામાં

'આંધારેર ગાયે ગાયે પરશ તવ
સારા રાત ફોટાક તારા નવ નવ.'

એ શોભા ઓછી થવા લાગી અને અરુણોદયે પૂર્વ દિશા નક્કી કરી આપી. એ રાતનું કાવ્ય જોવા મેં જીવતરામને ઉઠાડ્યા. એ ઊઠે એ પહેલાં જ ગિરધારી ઊઠ્યો, અને કહે, 'મને બતાવો, શું છે, મને બતાવો.' એને હું શું બતાવું? એ કંઈ પક્ષી કે જહાજ હતું કે એને આંગળી ચીંધીને હું બતાવું? મેં એને કહ્યું, 'પેલું લાલ આકાશ દેખાય છે તે જો, થોડી વારમાં ત્યાં સૂરજ ઊગશે.'

હવે દરિયાએ પોતાનો રંગ ફેરવ્યો. પૂર્વ તરફ જાણે લાલ જાંબુડા રંગનો ધોધ ચાલ્યો આવતો હતો. અને આશ્ચર્ય એ કે પશ્ચિમ તરફ પણ એ જ રંગનો પડઘો પડ્યો હતો. માત્ર પશ્ચિમ તરફ દરિયા કરતાં આકાશે જ એ રંગ વધારે

ઝીલી લીધો હતો. પૂર્વની પ્રસન્નતા વધવા લાગી. લાલ રંગમાં ચળક ઉમેરાઈ. કુંકુમનું સિંદૂર બન્યું, અને સિંદૂરમાંથી સુવર્ણ જામ્યું. પશ્ચિમ કિનારાના સમુદ્રમાં થતા સૂર્યાસ્તની શોભા આપણે અનેક વાર જોઈ શકીએ છીએ, પણ સાગરમંથન-માંથી લક્ષ્મી નીકળી હોય તેવી ઉદયમાન ઉષાની વર્ધમાન શોભા જોવાનો આનંદ ઓર જ હોય છે. આકાશ જેમ જેમ હસવા લાગ્યું તેમ તેમ સમુદ્રના મુખ ઉપર આનંદલજ્જાના શેરડા વધવા લાગ્યા. જાણે બે સમોવડિયા યુવાનો વચ્ચે વિનોદ ચાલતો હોય.

એક તરફ આ પ્રભાતનો વિકાસ જોવાને મન લલચાતું હતું, ત્યારે બીજી તરફ જહાજના ડોલવાથી માથામાં ફેર આવવાની શરૂઆત થતી હતી. એક ઘડી આ મોજાં થોભી જાય અને જહાજ સ્થિર થાય તો કેવું સારું, એમ મનમાં થયું. પણ સમુદ્રનાં મોજાં અને માણસના મનોરથ કોઈ કાળે થોભ્યાં છે? કંટાળીને આરામખુરશી પર પડવાનો હું વિચાર કરતો હતો, એટલામાં બાલસૂર્યનો ઘુમ્મટ પાણીમાં નાહી બહાર નીકળ્યો. ઊગતા સૂર્યના બિંબ ઉપર એક વિશિષ્ટ તરલતા હોય છે: જાણે સૂર્ય ટાઢા પાણીમાંથી કાંપતો કાંપતો બહાર નીકળે છે. અને પાણીમાં જે પ્રકાશ વેરાયેલો હોય છે તે જાણે સૂર્યનો અંગરાગ ધોવાઈ ગયેલો છે. સૂર્યનું બિંબ પૂરેપૂરું બહાર નીકળતાંવેંત મેં મારી પ્રાર્થના કરી લીધી:

ध्येयः सदा सवितृ-मण्डल-मध्यवर्ती
नारायणः सरसिजासन-संनिविष्टः ।
केयूरवान् मकर-कुण्डलवान् किरीटी
हारी हिरण्मय-वपुर् धृत-शंख-चक्रः ।।

જીવતરામથી આવી ગંભીરતા-જરાયે સહન ન થાય. એ એકદમ બોલી ઊઠયા, ‘બસ કરો, કેવી વાનરભાષા બોલો છો!’ મેં એમને કહ્યું, ‘તમે ભૂલો છો. આ તમારી ભાષા નથી, સંસ્કૃત છે.’ વિનોદમાં ભક્તિના ઊભરાના ચૂરેચૂરા થઈ ગયા, અને અમે જહાજમાં રોજ રોજ જેમાંથી પસાર થવું પડે છે તે ભયંકર દિવ્યની ચિંતા કરવા લાગ્યા. શૌચ જવા માટે તૂતક પરથી નીચે જવાનું હોય છે. નીચલો મજલો આમે હમેશાં ગંધાય છે; પણ સવારે તો એ મજલો નરકનો હરીફ બનેલો હોય છે. હવા ગંદી અને ખારી. ઠેકઠેકાણે લોકોએ ઊલટી કરેલી. એંજિનની વરાળ-માંથી છૂટતી એક જાતની ગંધ અને ખલાસીનાં રસોડાંમાંથી એ જ વખતે શરૂ થયેલી ડુંગળી અને માછલાંની બદબો, એ બધાના મિશ્રણમાંથી પસાર થઈને શૌચ-કૂપમાં પ્રવેશ કરવો એના કરતાં દરિયામાં ભૂસકો મારવો એ મને ઓછું ત્રાસ-દાયક લાગે. હાથની વાત હોત તો અમે ત્રણે દિવસ શૌચ જવાનું જ માંડી વાળ્યું હોત. પણ –

જઈ તો આવ્યા, પણ અમારાં ત્રણેનાં મોઢાં એવાં તો થઈ ગયાં હતાં કે એકબીજા તરફ જોવાનુંયે મન ન થાય. કોઈ ટોળાં કજિયો કરવા જાય ને સારી

પેઠે માર ખાઈને આવે અને જેમ પોતાના સર્વસાધારણ અનુભવનો ઉલ્લેખ સરખો કોઈ ન કરે, તેમ અમે એ દિવ્યનું નામ સરખું ન લીધું.

મેં ગિરધારીને કહ્યું, 'ચાલ, ખાવા બેસ.' એ કહે, 'મને ભૂખ નથી.' જીવતરામે પણ ખાવાની ના પાડી. મેં કહ્યું, 'ભલા લોકો, તડકો વધશે એટલે ફેર આવવા માંડશે. પછી ખાવાની તમારી તાકાત શી? ઠંડો પહોર છે. ધરાઈને ખાઈ લો. તડકા પહેલાં બધું પચી જશે.' ગિરધારી પૂછે, 'કસરત કર્યા વગર એમ ને એમ પચી જશે?' મેં જવાબ વાળ્યો, 'આપણા બધાની વતી આ જહાજ કસરત કરી રહ્યું છે. એટલે તારે એની ચિંતા ન રાખવી.' ગિરધારી મારી વાત ન સમજ્યો. એ તો મારા મોઢા તરફ જોઈ જ રહ્યો. અમે ત્રણે જણાએ ધરાઈને ખાધું. ત્રણેમાં જીવતરામ પાકા. તેમણે રસાળ ફળો જ ખાધાં. મેં મારી પસંદગી પ્રમાણે ખાઈ એના પર એક આખું લીંબુ ચૂસી લીધું. બિચારા ગિરધારીને ઉત્તમ કેળાંનો સ્વાદ લાગ્યો. એણે કેળાં જ ધરાઈને ખાધાં. એકબે કલાકની અંદર જ કેળાં ખાધાને સારુ એ એવો તો પસ્તાયો કે આખી મુસાફરીમાં એણે ફરી કેળાંનું નામ ન લીધું.

બપોર થયા. હું મારી નબળાઈ જાણતો હતો. મેં પથારી પાથરીને હાથપગ લાંબા કર્યા. હાથમાં બીજું લીંબું લીધું અને આંખ મીંચીને સૂઈ ગયો. મદ્રાસ તરફનું જહાજ કલકત્તે જતું હશે, એને દૂરથી જોઈને લોકો બોલવા લાગ્યા, 'એ જહાજ દેખાય, એ જહાજ દેખાય.' એટલામાં બંને જહાજોએ ભોંઓં . . . કરીને એકબીજાને સલામ ભરી. પણ મેં તો આંખો મીંચીને કલ્પના દ્વારા જ એ દૃશ્ય જોઈ લીધું. ગિરધારીથી રહેવાયું નહીં. એ ચટ ઊઠી ઊભો થયો. એ ઊભો થયો કે તરત જ એનાં કેળાંએ પેટમાં રહેવાની ના પાડી. એ ગભરાયો. મેં સૂતાં સૂતાં જ એને પાણી આપ્યું. સૂતાં સૂતાં જ આદુંનો કકડો આપ્યો. જરાક શાંત પડ્યા પછી એ મારી પથારીમાં આવીને સૂતો. પણ એક વાર વલોવાયેલું પેટ કંઈ એકદમ શાંત થાય?

અમે તૂતક પર સૂતા હતા ત્યાંથી એક બાજુએ ઉપરની કેબિનમાં બે દેશી ખ્રિસ્તીઓ બેઠા હતા. એમાંથી એક જણને ઊલટી થવા લાગી. તે જોરજોરથી ઊલટી કરે તેમ તેમ બીજો એનો મિત્ર એની મશ્કરી કરે. 'વન હિગિન્સ ઊલટી કરોઈંગ' વગેરે વગેરે એના ઉદ્દગારો પેલાની ઊલટી કરતાં પણ વધારે જોરથી ચાલવા લાગ્યા. ગિરધારી ઘડીકમાં હસવા જાય ને પાછો પસ્તાય.

જીવતરામને તો કશું થયું જ નહીં. એ જહાજમાં બધે ફરે, અને ઠાવકું મોઢું રાખી લોકોની મશ્કરી કરે. એક હિંદી બોલનાર વેપારી અમારે પડખે બેઠો હતો. એની સાથે એનું કૂતરું હતું. જીવતરામ એને પૂછે, 'અજી, આપકે કુત્તેકી કુછ તારીફ તો સુનાઈયે. દેખનેમેં તો જરાભી ખૂબસૂરત નહીં હૈ. ઉસકી કુછ ખૂબી હોની ચાહિયે. કુછ સુનાઈયે તો સહી.' ત્યાંથી ઊઠીને બીજે ગયા. ત્યાં એક સિંધી વેપારી મળ્યો. પહેલાં તો જાણે પોતે સિંધી નથી એવો ડોળ કરી એને

સિંધ વિશે વાતો પૂછવા લાગ્યા. પેલો માણસ કંઈક ચગ્યો એટલે જીવતરામે શુદ્ધ સિંધીમાં વાતો શરૂ કરી. પેલો ભાઈબંધ કહે, 'આજે જહાજ કંઈક વધારે ડોલે છે. થોડોક શરાબ પીધો હોય તો ઊલટી થવાની બીક ન રહે. હું હમેશાં એ જ ઇલાજ લઉં છું. તમારે જોઈતો હોય તો થોડોક આપું.' જીવતરામે શરાબ લેવાની તો ના પાડી, પણ કહે, 'મારી સાથે બીજા એક મિત્ર છે. તેને તમે પૂછી જોજો. વખતે એ લે.' બિચારો ભાઈબંધ જીવતરામ જોડે મારી પાસે આવ્યો. મને જોતાંવેંત એની ખાતરી થઈ કે આ બ્રાહ્મણને પૂછીએ તો એનું હડહડતું અપમાન જ થાય. બિચારો શરમાયો અને બે વિવેકની વાતો કરી પાછો ગયો. પછી જીવતરામે મને પોતાના પરાક્રમની બધી વાતો કરી.

આમ કરતાં સાંજ પડી. સાંજે મારામાં ફરી જીવ આવ્યો. અમે ફરી થોડું ખાધું, પણ એ કોઈને માફક ન આવ્યું. સાંજની શોભા મેં બેઠે બેઠે જ નિહાળી. લોકો કહે, 'હવે આપણે કાળાપાણીમાં આવ્યા છીએ.' અને સાચે જ પાણીનો રંગ બીક ઉપજાવે એવો કાળોમેંશ દેખાતો હતો. લોકો કહે, 'હમણાં અંદામાન દેખાશે.' કોઈ કહે, 'ના, આપણું જહાજ બહુ દૂર છે. એ ટાપુ નહીં દેખાય.'

સંધ્યાની શોભા કંઈક જુદી જ હતી. સવારના રંગ અને સાંજના રંગ સરખા નથી હોતા. ઉદય અને અસ્ત સરખા હોય જ કેમ? ઉદય એ બાલ્યકાળ છે, જ્યારે અસ્ત એ વિજયી વીરના નિધન જેવો હોય છે. ઉષાના મુખ પર મુગ્ધ હાસ્ય હોય છે, જ્યારે સંધ્યાની મુખમુદ્રા પર ક્ષણજીવી ઉલ્લાસ અને વિલાસ હોય છે. સમુદ્રના રંગ ફરી પલટાવા લાગ્યા. સૂરજ આથમ્યો અને તારાઓનું પારિજાત ફૂલવા લાગ્યું.

જહાજના વીજળીના સૌમ્ય દીવા તો ક્યારના ચમકવા લાગ્યા હતા. મને આ દીવા નાનપણથી જ બહુ ગમે છે. એટલા સૌમ્ય કે નજીકની આસપાસનું બધું દેખાય, પણ દીવા આંખને આંજી ન નાખે. અંધારાને મારીને પોતાનું સામ્રાજ્ય લંબાવાની મહત્ત્વાકાંક્ષા એમનામાં નથી હોતી. અંધારા સાથે મીઠી માંડવાળ કરી, 'તમે પણ રહો અને અમે પણ રહીએ' એવું જીવનતત્ત્વ આ દીવાઓએ પસંદ કરેલું હોય છે. શહેરના વીજળીના દીવા નવાસવા અધ્યાપકની પેઠે પોતાનો બધો જ પ્રકાશ ઠાલવી દેવા માગે છે. આગબોટના દીવા યોગીઓની પેઠે आत्मन्येव च संतुष्टः હોય છે.

પથારીમાં પડ્યા પડ્યા અમે આ દીવાની વાતો કરતા હતા, એટલામાં અમારી આગબોટે ભોંઓં . . .નો સબુકો શરૂ કર્યો. મેં જાણ્યું કે એણે ક્યાંક બીજી ભેંસ ભાળી છે. એટલામાં દૂરથી સામો સબુકો સંભળાયો. હું બેઠો થયો. રાતના સમુદ્રમાં જહાજ જોવાનું મને બહુ ગમે છે. વીજળીના દીવાની એક લાંબી હાર, અને ઊંચી ડોલકાઠી પર બે નાના મોટા દીવા ભૂતની પેઠે જ્યારે અંધારામાંથી દોડે છે ત્યારે આપણે જાણે પરીઓની દુનિયામાં પ્રવેશ કર્યો હોય એમ જ મને લાગે છે. જહાજનો ખૂણો જેમ જેમ બદલાય તેમ તેમ સામેનું દૃશ્ય નવી નવી રીતે

ખીલતું જાય છે; અને જહાજ જ્યારે દૂર જાય છે અને અલોપ થવાની અણી પર આવે છે ત્યારે તો ઊંઘને લીધે ચાલતી સ્મૃતિવિસ્મૃતિ વચ્ચેની સંતાકૂકડી જેવું જ એ દૃશ્ય દેખાય છે.

આકાશના તારા જોતો જોતો હું સૂઈ ગયો. ત્રીજે દિવસે સવારે વરસાદ પડવા લાગ્યો. જહાજના એક ખ્રિસ્તી કારકુને આવી અમને બધાને નીચે જવાનું કહ્યું. લોકો આનું કારણ ઝટ ન સમજી શક્યા. એણે કહ્યું, 'એક મોટો વંટોળિયો અગ્નિખૂણા તરફથી આ તરફ આવતો જણાયો છે.' આને સાઈકલોન કહે છે. સાઈક્લોનમાં જહાજ સપડાય તો એ ભારે આફત જ ગણાય. ઘણાં વહાણો સાઈક્લોનથી ડૂબી ગયાં છે. પેલા કારકુને કહ્યું કે, 'આમ તૂતક પર બેસશો તો વખત છે વંટોળિયાથી ઊડી જશો.' લોકો બીકના માર્યા એક પછી એક નીચલા મજલામાં ભરાઈ ગયા. અમે નીચે જવાની સાફ ના પાડી. એણે અમને સમજાવવાનો પ્રયત્ન કર્યો. અમે કહ્યું, 'વંટોળિયો આવશે તો આ મોટાં મોટાં દોરડાંને પકડીને પડયા રહીશું.'

'પણ વરસાદથી તમે ભીંજાઈ જશો.'

'ભીંજાઈ જઈશું તો સુકાઈ પણ જઈશું.'

અમારી જીદ જોઈ કારકુન ચાલ્યો ગયો. વરસાદ આવ્યો. સારી પેઠે આવ્યો. વંટોળિયાનો ઘેરાવો ત્રણચાર માઈલનો હોય છે. સદ્‌ભાગ્યે વંટોળિયો અમારા જહાજ સુધી ન આવ્યો. ધૂમકેતુની જેમ વંટોળિયાને ચારે બાજુ પૂંછડાં હોય છે. એવા એક પૂંછડાનો સપાટો અમારા જહાજને કંઈક વાગ્યો. અમે સારી પેઠે ભીંજાયા એટલે અમે ઉપલી કેબિનમાં જઈ બેઠા. પેલો પૂછવા આવશે ત્યારે જોઈ લઈશું એવો વિચાર કર્યો. કહે છે કે ભૂતનું નામ લઈએ એટલે એ હાજર થાય છે. એ ન્યાયે પેલો કારકુન હાજર તો થયો. મને થયું કે આપણે એને કહી દઈએ, 'કેબિનનું ભાડું આપીશું, પછી કંઈ તકરાર છે?' પણ કેબિનનું ભાડું કેટલું હશે એની કોને ખબર? એટલે હું તો મૂંઝવણમાં પડયો. જીવતરામને આવે પ્રસંગે જરૂર કંઈક સૂઝવાનું. એમણે પેલા કારકુનને મલકાતી આંખે કહ્યું, 'હમણાં જો તું અમને હેરાન નહીં કરે તો અમે તને ખુશ કરીશું.' પેલો લોભી ત્યાંથી ગયો. પણ બેચાર કલાકે અમારું દર્શન લેવા આવતો. ચોખ્ખેચોખ્ખું તો એ માગી ન શકે, અને જીવતરામ તો એને મીઠી મીઠી વાતો સંભળાવી કાઢી મૂકે. જ્યારે એ સ્પષ્ટ માગવાની અણી પર આવ્યો ત્યારે જીવતરામ કહે, 'હજી ક્યાં રંગૂન આવ્યું છે? અમને આ કેબિનનો પૂરેપૂરો લાભ આપશે કે નહીં?'

રંગૂનનું બંદર આવ્યું. જીવતરામ મને કહે, 'બંદર આવે એટલે જહાજના બધા અમલદારો અને કારકુનોને ખૂબ કામ હોય છે. એટલે પેલો કારકુન આપણને જ પકડીને બેસી નહીં શકે.' મેં કહ્યું, 'પણ તેં એને આપવાનું કબૂલ્યું છે એટલે એને કંઈક આપ્યે જ છૂટકો.' જીવતરામ એકદમ ગંભીર થઈને બોલ્યા, 'લાંચ આપવાનું ખોટું કામ મારાથી થાય નહીં.' હું હસી પડયો. મેં એમને કહ્યું, 'ત્યારે ધર્માવતાર,

આપે એને આશા કેમ બતાવી?' જીવતરામ કહે, 'માણસ એ જ લાગનો છે.' બંદર પર એ અમારા પર નજર રાખીને બરાબર વખતે અમારી પાસે આવી પહોંચ્યો, મને થયું કે હવે રકઝક જામશે. એ કલ્પનાથી જ હું અકળાયો. જીવતરામને આવા પ્રસંગોમાં બમણો રસ ચડે છે. એમણે એક ભલો કુલી જોઈ અમારો સામાન સૌ પહેલો બંદરના ધક્કા પર મોકલી દીધો. મેં કહ્યું, 'એ કુલી સામાન લઈને નાસી જાય તો?' જીવતરામ કહે, 'ગરીબ લોકોની આટલી હિંમત નથી હોતી. સામાન જાય તો ભલે જાય, પણ આને તો હું એક પાઈ નહીં આપું.'

અમે ધક્કા તરફ ચાલ્યા. પેલો ગરમ થઈને બબડવા લાગ્યો. અત્યાર સુધીના 'જેન્ટલમૅન' અને મીઠા જીવતરામ એકાએક બદલાયા. પેલાને લાયક એવી જ ભાષામાં જીવતરામે એને એક નાનકડું વ્યાખ્યાન આપ્યું. જ્યારે એ રસ્તો રોકવા આવ્યો ત્યારે જીવતરામ કહે, 'ખસ અહીંથી, લાંચખાઉ કુત્તા!' એને એક ધક્કો દઈ જીવતરામ અમારી પાછળ પાછળ આવી ગયા. પેલા કારકુને અમારા દેખતાં કલકત્તાથી રંગૂન સુધી એટલા બધા લોકો પાસેથી પૈસા કઢાવ્યા હતા કે જીવતરામનું આ વલણ મને યોગ્ય જ લાગ્યું; જોકે મારી પોતાની એમ કરવાની હિંમત ન ચાલત.

## ૨. રંગૂન

રબરના રસ્તાઓનું વર્ણન વાંચી આપણને
આશ્ચર્ય રબરના રસ્તાઓ જોઈ મને ન થયું. મુંબઈમાં કોલટારના રસ્તા જેણે જોયા છે તેને રબરના રસ્તાની નવાઈ ન લાગે.

નવાઈ ભલે ન લાગે, પણ એવા રસ્તાનો લાભ તો સ્પષ્ટ છે. રસ્તા પર ધૂળ ન ઊડે, કાદવ ન થાય અને ગાડીઘોડા ગમે તેટલા દોડતા હોય તોય અવાજથી કાન ન ફૂટે. આટલી સગવડ ખાતર શહેરનો માણસ ગમે તે આપવા તૈયાર થઈ જાય.

રંગૂનમાં રબરના રસ્તા છે એટલું સાંભળી આપણને કેમ આનંદ થતો હશે? આપણે કંઈ રંગૂનમાં રહેતા નથી. આપણે ભાગે તો પોળોના કાદવ ખૂંદવાનું જ છે. આપણને આનંદ થાય છે એનું કારણ એટલું જ કે, માણસજાતને રસ્તાની એક જાતની ભારે અગવડ દૂર કરવાનો રસ્તો સૂઝ્યો. શક્તિ વધે, દૃષ્ટિ ફેલાય, આવડત કેળવાય તો એનો આનંદ બધાને થવાનો જ. પણ રંગૂનના રસ્તા જોઈ મને આનંદ ન થયો. મને એમાં ઉત્સાહ જરાયે ન આવ્યો. મનમાં પ્રથમ વિચાર એ આવ્યો કે મુંબઈ જેવા મહાનગરમાં રબરના રસ્તા કેમ નથી અને રંગૂનમાં કેમ છે? સામેથી દોડતી આવતી એક રિક્ષાએ એનો જવાબ આપ્યો. રંગૂનમાં રિક્ષાનો પ્રચાર ખૂબ છે. રિક્ષા એ ટ્રાયસિકલના જેવી પણ મોટાં બે પૈડાંવાળી અને એક જ માણસ બેસી શકે એવી ગાડી હોય છે, અને એને ઘોડા, બળદ કે ખચ્ચરને બદલે માણસ જોડેલો હોય છે. રિક્ષા ખેંચનારા દ્રિપાદો મોટે ભાગે આંધ્ર દેશના

તેલુગુઓ હોય છે. ટ્રામના ઘોડાની પેઠે એમને માથે પણ એક વિચિત્ર ટોપી હોય છે. આ રિક્ષાવાળાઓએ માંહોમાંહે હરીફાઈ કરી ભાડું એટલું ઓછું કરી નાખ્યું છે કે દેહ ધારણ કરવા માટે એમને આખો દિવસ રિક્ષા ખેંચતા દોડવું પડે છે. દોડતાં દોડતાં શક્તિપાત ન થાય એટલા માટે તેઓ ખૂબ શરાબ પીએ છે, અને સાંભળ્યા પ્રમાણે એ લોકોની આવરદા આવા જીવનથી ખૂબ ટૂંકી થઈ જાય છે. આવી રિક્ષા જોઈ કોનું મન પ્રસન્ન થાય? રિક્ષાઓની સગવડ ખાતર જ રબરના રસ્તા કરેલા હોવા જોઈએ એમ મેં અનુમાન બાંધ્યું.

ગિરધારી કહે, 'આપણે એક વાર રિક્ષામાં બેસીએ.' મને પણ એક વાર વિચાર તો આવ્યો કે એક જ વાર આ રિક્ષાનો અનુભવ લીધો હોય તો ઠીક. પણ મન શાનું માને? મેં ગિરધારીને કહ્યું કે, 'રિક્ષા એ માણસજાતને શરમરૂપ છે. આપણે આરામથી બેસીએ અને માણસ જેવો માણસ આપણને ખેંચીને દોડે એ શું સારું છે?' કેટલીક વાર તો રિક્ષામાં બે જણ પણ બેસે છે!

અમારે ડૉ. મહેતાને ત્યાં જવું હતું. એમનો બંગલો બહુ દૂર ન હોવાથી અમે પગપાળા ચાલ્યા. રસ્તામાં વિચાર આવ્યો કે માણસ માણસ પાસેથી આવી સેવા લે એ વધારે શરમભરેલું છે કે પશુઓ પાસેથી આવી સેવા લે એ વધારે શરમભરેલું છે? જુલમ જ કરવો હોય તો પોતીકાં ઉપર કરીએ એ વધારે સારું નહીં? કોક દિવસ તો હૃદય જાગ્રત થાય અને પીગળે. માણસ અન્યાય વેઠતો હોય તો એ તકરાર કરી શકે છે, સામો થઈ શકે છે. પશુઓને તો બિચારાંને વાચા પણ નથી. બીજી રીતે જોતાં માણસને પશુ બનાવવામાં લાગણીનું ખૂન વધારે થાય છે એમ જણાયું. પોતીકાં પ્રત્યે જો માણસ આટલો નિર્દય અને બેશરમ થાય તો પરાયાં પ્રત્યે શાનો દયા કેળવવાનો હતો? દયાનો વિકાસ જ પોતીકાંથી શરૂ થઈ પરાયાં સુધી પહોંચવામાં છે. ગમે તે હો, પણ આ રિક્ષાની પદ્ધતિ મનને જરાયે ગમી નહીં. નાનપણથી જ મેના અને પાલખી ઊંચકનાર ભોઈઓનો પર-સેવો જોઈ, એમને હદ ઉપરાંત હાંફતા જોઈ મને વસમું લાગતું. રિક્ષા એ એની અવધિ છે એમ મને લાગ્યું. ગોકર્ણ જતાં એક માણસના ખભા પર હું બેઠો હતો. ત્યારે તો હું બાળક હતો. અને આમ બેસવું એ મને વસમું નથી લાગતું.

અમે ડૉ. મહેતાને ત્યાં પહોંચી ગયા. એમને પહેલાં એક વાર મુંબઈમાં મળેલા એટલે પરિચય કરવાપણું રહ્યું ન હતું. અમારું સ્વાગત કરી તેઓ બગીચામાં જમીન ખોદવા ચાલતા થયા. ખોરાક ઉગાડવામાં રોજ પોતાનો કંઈક ફાળો હોવો જોઈએ એ તત્ત્વ તેઓ સ્વીકારતા હોવાથી બગીચામાં નિયમિત કામ કરતા. જીવતરામ હળવેથી મને કહે, 'જુઓ, આ બૅરિસ્ટર, એમ.ડી. જરજવાહિર વેચી લખપતિ થયા છે. કલાક અર્ધો કલાક બગીચામાં એમની સાથે કામ કરી આપણે બધા

તે દિવસે તો અમે થાકેલા હતા, એટલે અમે આરામ જ લીધો. ગિરધારી કહે, 'આ આખું ઘર કેમ ડોલે છે?' મેં એને સમજાવ્યું કે, 'ઘર ડોલતું નથી, પણ દરિયો અને જહાજ બંને આપણા મગજમાં ઘૂસી ગયાં છે!'

બીજે દિવસે અમે પણ બગીચામાં જઈ પાવડાકોદાળી ચલાવવા લાગ્યા. નાહવા માટેનું પાણી પણ બધા હાથે જ ખેંચતા. જમવા બેઠા ત્યાં મેં વેંત વેંત ઊંચા લાકડાનાં સોગઠાં જોયાં! જમતી વખતે શાની રમત રમાય છે એનો ખ્યાલ મને ન આવ્યો. પછી જોઈ લીધું કે દરેક જણ પલાંઠી વાળીને જમવા બેસે ત્યારે ઢીંચણને એ સોગઠાનો ટેકો આપે છે. મેં મનમાં કહ્યું, 'વાહ રે સગવડ! ભોજન-યોગ ચાલતો હોય ત્યારે आसनसे मत डोल એ તત્ત્વ પળાવું જોઈએ ખરું!'

રંગૂનમાં જોવાલાયક તો ઘણું છે. પહેલવહેલી વસ્તુ મેં એ જોઈ કે રંગૂન એ બ્રહ્મદેશમાં હોવા છતાં બ્રહ્મી શહેર નથી. ગોરાઓ, ગુજરાતીઓ, મુસલમાનો, ચેટ્ટીઓ (મદ્રાસ તરફના લિંગાયત શાહુકારો), બંગાળીઓ અને સિંધીઓનું જ આ શહેર વસેલું છે. રંગૂનમાં બ્રહ્મી લોકો દેખાય છે ખરા, પણ તેઓ તો જાણે આ શહેર અમારું નથી એમ કહેવા માટે જ આવ્યા હોય એવા લાગે છે. ગાંધીજીએ એક વાર બ્રહ્મી લોકોને કહેલું કે, 'બ્રહ્મદેશ એ કંઈ હિંદુસ્તાનનો ભાગ નથી,' ત્યારે એ મને રુચ્યું ન હતું. હિંદુસ્તાનના વિસ્તારમાં બ્રહ્મદેશ પણ સમાઈ જાય તો તે ઈચ્છવા જેવું છે એવી તે વખતની મારી માન્યતા હતી. બ્રહ્મદેશમાં આવ્યા પછી મારી ખાતરી થઈ ગઈ કે, માણસ તરીકે અથવા એશિયાવાસી તરીકે, અથવા વિશાળ અર્થમાં આર્યધર્મી તરીકે ભલે આપણે ભાઈ ભાઈ હોઈએ, પણ બ્રહ્મી લોકો કંઈ આપણા જેવા નથી. એમની ભાષા હિંદુસ્તાની ભાષાઓથી સાવ જુદી, એમનો આહાર જુદો, એમની રહેણીકરણી જુદી, એમની સંસ્કૃતિ સ્વતંત્ર, અરે, એમની શરીરરચના પણ આપણાથી સાવ જુદી. એમની આંખો, એમનો વર્ણ, એમના ગાલ, એમનું મોઢું, અને એમની દાઢી અથવા દાઢીનો અભાવ, બધું જ આપણાથી જુદું. સામ્રાજ્યલોભથી જ આપણે બ્રહ્મદેશને હિંદુસ્તાનનો વિભાગ કહી શકીએ. સાચું જોતાં બ્રહ્મદેશ એ હિંદુસ્તાનનું અવયવ નથી પણ સ્વતંત્ર પડોશી છે.

બ્રહ્મી ચહેરો ઈશ્વરે જાણે હસવા માટે જ ખાસ બનાવ્યો હોય એવો લાગે છે. બ્રહ્મી લોકો આપણા કરતાં ઓછા દુઃખી હશે એમ તો મનાય જ નહીં. એમના પર પણ અંગ્રેજોનું રાજ્ય તો છે જ. પણ બ્રહ્મી માણસ હમેશાં ખુશ-મિજાજ દેખાય છે. પુરુષોનો અને સ્ત્રીઓનો પોશાક લગભગ સરખો. નીચે એક લુંગી અને ઉપર બદન. બંને રેશમનાં જ હોય. પુરુષોને માથે રેશમનો એક હાથ-રૂમાલ વીંટેલો હોય. એ રૂમાલનો ઉદ્દેશ માથું ઢાંકવાનો નથી હોતો. એ ફક્ત વિવેકને ખાતર ત્યાં હોય છે. મકાઈદોડાનાં છોતરાંની અંદર તમાકુનાં પાંદડાં બાંધી તૈયાર કરેલી ચિરૂટો પીવાનો બ્રહ્મી લોકોને ભારે શોખ હોય છે. એમની ચિરૂટ પણ નાન-કડા દોડા જેવી જાડી અને ગોળ હોય છે. અને બ્રહ્મી લોકોનું મોઢું કંઈક નાનું

હોવાથી એ ચિરૂટથી બંને હોઠ ભરાઈ જાય છે. ચિરૂટ પીવાના શોખમાં સ્ત્રીપુરુષનો ભેદ નથી જણાતો.

અમે બજાર તરફ ફરવા ગયા ત્યાં જોયું કે બ્રહ્મી દુકાનોમાં તો એમની સ્ત્રીઓ જ બેઠેલી હોય છે. મેં સાંભળ્યું કે ત્યાં સ્ત્રીઓમાં પુરુષો જેટલો જ કેળવણીનો પ્રચાર પહેલેથી છે. સંભવ છે કે સ્ત્રીકેળવણીની બાબતમાં દુનિયાના તમામ બીજા દેશો કરતાં બ્રહ્મદેશ વધારે આગળ વધેલો હશે. સામાન્ય કેળવણીની બાબતમાં પણ કેળવાયેલા લોકોનું ત્યાંનું પ્રમાણ જોતાં હિંદુસ્તાન સાથે સરખામણી કરવાનું મન ન થાય. હાથીઘેટાં વચ્ચે કોણ સરખામણી કરવા જાય? આ બધું શ્રેય બ્રહ્મદેશના ફુંગી લોકોને છે. સમાજને તો આ ફુંગી સંન્યાસીઓને ફક્ત અન્નવસ્ત્ર જ આપવાં પડે છે. તેના બદલામાં ફુંગીઓ આખા દેશને ધાર્મિક અને વ્યાવહારિક કેળવણી મફત આપે છે. બ્રહ્મદેશમાં મેં ફુંગી લોકો ઘણા જોયા, પણ તેઓ આપણે ત્યાંના ભિક્ષુક બ્રાહ્મણ જેવા સ્વમાન ભૂલેલા લાગતા ન હતા. આપણે ત્યાં ભિક્ષુકો માગવા આવે એટલે એમની નફટાઈ જોઈ આપણને જ શરમ આવે છે. સવારે ઊઠીને ફુંગીઓ વહોરવા નીકળે છે તે વખતનું દૃશ્ય જોવાલાયક હોય છે. બુદ્ધ ભગવાનનો સંઘ પિંડપાતને માટે નીકળતો હશે ત્યારે આવો જ દેખાતો હશે, એમ મનમાં આવ્યા વગર રહેતું નથી.

## ૩. શ્વેડેગૉન પૅગોડા

રંગૂનમાં શું શું જોવાલાયક છે એ અમે પહેલાં પૂછી લીધું. બુદ્ધ ભગવાનના દાંત પર બાંધેલો મોટો સ્તૂપ એ ત્યાંની પુરાણી વસ્તુઓમાં રંગૂનનું મુખ્ય આકર્ષણ ગણાય.

બીજે કે ત્રીજે દિવસે સવારની ખોદવાની કસરત પૂરી કરી અમે 'સ્થિરસુખ' આસન પર જમવા બેઠા, ત્યાં એક જાતનું ફણસ જેવું ગોળ ફળ કોક લઈ આવ્યું. એને દુરિયાન કહે છે. દુરિયાનનો સ્વાદ આપણા ફણસ કરતાં કંઈક ચડે એમ કહેવાય. પણ એની ગંધ આપણાથી સહન ન થાય. મેં એકબે પેશી મોઢામાં નાખી એટલાથી જ ધરાયો. એ પણ મુશ્કેલીએ ગળા નીચે ઊતરી હશે. બીજા બધા સુખેથી એ ખાતા હતા. એ ગંધની સૂગ મારી નાખવાનો પ્રયત્ન કરવો કે દુરિયાન ખાવાની ના પાડવી એની જ ગડમથલ મગજમાં ચાલી. આખરે નક્કી થયું કે આપણે અનુભવ લેવા ઊપડયા છીએ, અને આ ફળ કંઈ સડેલું નથી; એટલે એ પૂરું કરવામાં જ બહાદુરી છે. રંગૂનમાં જેટલા દિવસ રહ્યો તેટલા દિવસ દુરિયાન ગમાડવાનો પ્રયત્ન મારે કરવો પડતો. કોક દિવસ હું હારી જતો, અને કોક દિવસ દુરિયાન.

અમારા પુરાણા મિત્ર આણ્ણા અથવા હરિહર શર્મા અમને શ્વેડેગૉન પૅગોડા જોવા લઈ ગયા. બૌદ્ધ લોકોની શ્રદ્ધાભક્તિથી પણ નહીં, તેમ જ યુરોપિયન લોકોની નાગી કુતૂહલવૃત્તિથી પણ નહીં, પણ કંઈક સદ્‌ભાવ અને આદરથી અમે એ પ્રાચીન

સ્તૂપ જોવા ઊપડયા. આ સ્તૂપ એક ઊંચી ટેકરી પર આવેલો છે. ઉપર જવા માટે પગથિયાં બાંધેલાં છે. લાંબાં લાંબાં પગથિયાંથી કોઈ પણ સ્થાનનું ગાંભીર્ય વધે છે.

થોડુંક વિષયાંતર કરી આવાં કેટલાંક જોયેલાં પગથિયાંનું અહીં શ્રાદ્ધ કરવાનું મન થાય છે. પૂના પાસે પર્વતી પર જવાનાં પગથિયાં રાજવંશી પણ પવિત્ર લાગે છે. દક્ષિણ કાનડામાં કાર્કલ પાસે ગોમટેશ્વરની ટેકરી પર ચડવાનાં પગથિયાં ગરીબ યાત્રાળુ જેવાં લાગે છે. નાગપુર પાસેના રામટેકનાં પગથિયાં એક તરફથી સરઘસના માર્ગ જેવાં લાગે છે, જ્યારે બીજી બાજુનાં પગથિયાં વીર્યવાન બ્રહ્મચારી માટે જ બાંધેલાં હોય એવો ખ્યાલ આવે છે. શેત્રુંજા પર્વતનાં પગથિયાંમાં તો કંઈ ઢંગધડો જ નથી. એ તો આપણાં છે જ. ગિરનારનાં પગથિયાં એ પહાડી રસ્તો છે. અચલગઢનાં પગથિયાં વિશે પણ એમ જ કહેવાય. કાશ્મીરમાં શંકરાચાર્યની ટેકરીનાં પગથિયાં ક્ષણે ક્ષણે થોભીને આસપાસની શોભા જોવા નોતરે છે, જ્યારે મંડાલે પાસેની ટેકરી પરનાં પગથિયાં તો જાણે વેપારના પ્રાચીન માર્ગો હોય એવો જ ખ્યાલ આપે છે. પણ એનું વર્ણન હવે પછી આવવું જોઈએ.*

પગથિયાં ચડતાં બ્રહ્મી દુકાનદાર સ્ત્રીઓ અમને મીણબત્તીઓ ખરીદવા આગ્રહ કરે. સુખડ જેવું એક લાકડું ઓરસિયા પર ઘસી એનો એક જાતનો લેપ મોઢે ચોપડી એ સ્ત્રીઓ પોતાના સૌંદર્યમાં ઉમેરો કરે છે. આર્ય સ્ત્રીઓ હળદર ચોપડીને સુવર્ણવર્ણ બતાવતી તેનું જ આ આધુનિક અનુકરણ હશે.

અમે ઉપર ગયા. ત્યાં દૂરથી જ મુખ્ય સ્તૂપના ઊંચા શિખર તરફ અમારું ધ્યાન ગયું. એ શિખરનો આકાર ચંપાની પુષ્પકળી જેવો છે. આજકાલ આપણા ઘરમાંથી દીવીઓ નીકળી ન ગઈ હોત તો હું એ ધાતુગર્ભને દીપજ્યોતિની જોડે જ સરખાવત. જંગલમાં અસંખ્ય વાંસનાં અનેક જાળાં બાઝી જાય છે તેમ આ ટેકરી પર નાનામોટા સ્તૂપોની ભીડ બાઝી છે. સ્તૂપ બાંધવાથી બૌદ્ધ માણસને અનહદ પુણ્ય મળે છે, એટલે માણસ પોતાની શક્તિ પ્રમાણે જ્યાં ત્યાં સ્તૂપો બાંધ્યે જ જાય છે. શેત્રુંજાનાં જૈન મંદિરો, કાશીના મહાદેવો, ગોવાનાં રોમન કૅથલિક ગિરજાઘરો અને બ્રહ્મદેશના સ્તૂપો ઘાસની પેઠે જ્યાં ત્યાં ઊગે છે. મુખ્ય ધાતુગર્ભ(= દાગોબા = પૅગોડા)ની આસપાસ એનાં નાનાંમોટાં બચ્ચાં વીંટળાઈ વળ્યાં છે. જો એ વખતે આકાશમાં કાળાં વાદળો ફેલાયાં હોત તો ગોવર્ધન ઉપાડનાર શ્રીકૃષ્ણ અને એના બાળગોપાળની જ છબિ અહીં દેખાત.

આની આસપાસ બુદ્ધ ભગવાનની કેટલીયે મૂર્તિઓ ઠેકઠેકાણે ધ્યાન ધરે છે. જીવનરામ કહે, 'કાકા, આમાં એક પણ મૂર્તિનું મોઢું બ્રહ્મી ઢબનું નથી. બધી મૂર્તિઓ હિંદુસ્તાનના લોકો જેવી દેખાય છે! શું હિંદુસ્તાનના કારીગરોને આણીને આ બધી મૂર્તિઓ અહીં કરાવી હશે?' મેં કહ્યું, 'એમ જ હોવું જોઈએ. અથવા અહીંના કારીગરોએ હિંદુસ્તાનમાંથી કેટલીક સારી મૂર્તિઓ આણી હશે અને પછી ધાર્મિક

---

* સિંહગઢ તેમ જ નંદીદુર્ગનાં પગથિયાં વિશે બીજે લખેલું છે જ. શ્રવણ બેળગોળનાં પગથિયાં પાછળથી જોયાં.

ચીવટથી એની જ પ્રતિકૃતિઓ અહીં ઘડી હશે. ધાર્મિક કળાની ચોકસાઈ અસાધારણ હોય છે. અમારાં યજ્ઞનાં પાત્રો અમુક જ લાકડાનાં અને અમુક જ આકારનાં હોવાં જોઈએ. આ નિયમે કરીને વેદકાળની કળાના નમૂના આજે પણ જોવાને મળે છે.'

આસપાસ ફરતાં જીવતરામની કલ્પના જ મને વધારે બંધબેસતી લાગી; કેમ કે કેટલાંક મંદિરોનાં પહોળાં મોતિયાંમાં જાતજાતની પાનપત્તીઓ અને પ્રસંગો કોતરેલાં હતાં એમાં પણ ગાડાં, બળદ, ગાડામાં બેઠેલાં માણસો, એમની પાઘડીઓ, બધું જ હિંદી ઢબનું હતું. કેટલાંક મંદિરોનાં છાપરાં પર આપણે ત્યાં હોય છે તેવાં નાળવાળાં લોઢાનાં પતરાં બેસાડેલાં હતાં. પણ એ આપણે ત્યાંનાં છાપરાં જેવાં દળદરી નહોતાં દેખાતાં. છાપરાંના અનેક દિશામાં એટલા તો કકડા પાડેલા હોય છે કે લોઢાનાં પતરાં પણ મકાનની શોભામાં ઉમેરો જ કરે છે.

એક ખૂણે એક છાપરા તળે સંખ્યાબંધ શિલાઓ ઊભી કરેલી હતી; જાણે સિપાઈની પેઠે કવાયતમાં જ ઊભી રહી હોય. તપાસ કરતાં જણાયું કે એ શિલાઓ પર મહત્ત્વના ધર્મગ્રંથો કોતરેલા છે. બીજે ખૂણે એક મંદિરમાં એક મોટો ઘંટ ટિંગાડેલો હતો.

'અહોહોહો! કેવડો મોટો ઘંટ! આપણે બધા એની અંદર સમાઈ જઈશું.' ગિરધારી આનંદથી ઉદ્‌ગાર્યો.

પ્રદક્ષિણા પૂરી કરી અમે મુખ્ય શિખરની શોભા ફરી નિહાળવા લાગ્યા. બ્રહ્મી લોકોમાં પૂજાના એક અંગ તરીકે સોનાના એક પાતળા વરખ ગુંદર વતી મૂર્તિને ચોટાડવાના હોય છે. ઘેલો ભક્ત એ વરખ ક્યાં ચોટાડે એનો નિયમ નથી હોતો. એટલે કેટલીક વાર મૂર્તિઓ તો હોળીના તોફાનમાં સપડાયેલા ગરીબ ગામડિયા જેવી દેખાય છે. પૅગોડાના શિખર (અથવા સ્તંભ કહો) ઉપર સોનાનો ઢોળ ચડાવેલો છે. તેથી ગમે ત્યાંથી જુઓ, એનો ચળકાટ આપણું ધ્યાન ખેંચ્યા વગર રહે નહીં. એ સ્તંભને ઊંચે છેડે નીચેથી નાનકડી દેખાતી એક છત્રી બેસાડી છે. આણ્ણાએ કહ્યું કે, 'એ છત્રી રત્નજડિત છે. આટલા લાખ કે કરોડ રૂપિયાનાં રત્નો એમાં વાપર્યાં છે.' એ રકમ કેટલી હતી એ તો હું ભૂલી ગયો છું. અને કલ્પના કરીને કંઈક રકમ મૂકું તો એમાં અતિશયોક્તિ દેખાય, અને છતાં સાચી રકમ કરતાં એ ઓછી હોય. એટલે એ પ્રયત્ન છોડી દેવો ઠીક છે.

શ્વેડેગોન પૅગોડા જોઈને મને ભૂતકાળનું કંઈક દર્શન થયું. ભદંત સોણ અને ઉત્તર એ બૌદ્ધ ભિક્ષુઓ જ્યારે પહેલવહેલા આ સુવર્ણદ્વીપમાં આવ્યા ત્યારે અહીંની દશા શી હશે? તથાગતનો દાંત અહીં સ્થાપતી વખતે એમના મનમાં ધર્મવિસ્તારનાં શાં શાં સ્વપ્નાં આવ્યાં હશે? પિશાચ જેવા ગણાતા અહીંના મૂળ વતનીઓને આ નવો ધર્મ સ્વીકારતાં કેટલો વખત લાગ્યો હશે? હિંદુસ્તાનના ધર્મોપદેશકો, હિંદુસ્તાનના રાજપુત્રો, વણિકપુત્રો અને કારીગરો જ્યારે અહીં આવ્યા ત્યારે તેઓ કયા હેતુથી પ્રેરિત થયા હશે? નંદનવન જેવો આ સુંદર અને સમૃદ્ધ દેશ જોઈ હૅનિબૉલ કે સિકંદર જેવી લોભી અને પાપી દૃષ્ટિ એ લોકોએ આ દેશ પર

ફેલાવી હશે? કે અહીંના લોકોનું ‘ધર્મવિહીન જીવન’ જોઈ એમને દયા છૂટી હ બ્રહ્મદેશમાં ફેલાયેલો બૌદ્ધ ધર્મ જ એ સવાલનો જવાબ આપવા પૂરતો છે.

વ્યક્તિગત ગાયન અને વૃંદગાયન, ગૃહરચના અને નગરરચના, આખ્યા અને મહાપુરાણ, એક દિવસ અને આખું ઋતુચક્ર – એ બધાં વચ્ચે જેવો છે તેવો જ ફરક કલાકૃતિઓમાં પણ જોવા મળે છે. અમુક ઠેકાણે એક જ મૃ એક જ મંદિર કે એક જ ગુફા હોય છે. જ્યારે કેટલેક ઠેકાણે અસંખ્ય મૂર્તિઓ જાણે દરબાર કે સૈન્ય ગોઠવેલું હોય છે. મંદિરોનું જંગલ બાઝેલું હોય છે ગુફાઓની શ્રેણીઓ કોતરેલી હોય છે. આવી સામુદાયિક કળાકૃતિઓમાં પણ પ્રકાર હોય છે. એના જયપુર અને બનારસ એ બે છેડા છે. બનારસમાં એક પ્રાસાદ અને મંદિર સુંદરતાની મૂર્તિ હોવા છતાં એ બધાંનો સમૂહ ઢંગ વગરનો છે. એમાંથી પણ વિચિત્રતાનો રસ આપણને મળે છે, અને ભક્તિને બધું જ પ્રિય લાગે છે, એ વાત જુદી. જયપુરની નગરરચના જોઈ એટલું સમાધાન થાય છે કે વિચારી અને સનાથ લોકોએ યોજનાપૂર્વક અહીં વ કરેલી છે. જયપુરની નગરરચના સામાજિક છે, જ્યારે બનારસની ટોળાની ભી છે. શ્વેડેગૉન પૅગોડાની કળા આવી જ ટોળાશાહીની છે. એ વખતના લોકે મુગ્ધ અને ધર્મપ્રિય જીવનમાં સહિષ્ણુતાની સંસ્કારી કળા હતી તેથી જ સ્તૂપોનો ખડકેલો ઢગલો વિશૃંખલ હોવા છતાં વિશ્રી નથી લાગતો.

અહીંથી પાછા ફરતાં એક ઝાડ તળે ગામડિયા બ્રહ્મી લોકોનો એક નાચ જોયો. સ્વદેશમાં નાચ જોવા ઊભા રહેતાં આપણને શરમ આવે, પણ અજા પરદેશમાં કુતૂહલવૃત્તિ પ્રબળ હોવાથી એ બધું યથાયોગ્ય જ લાગે છે. અધ્ય વૃત્તિ નીચે બાકી બધા ભાવ દબાઈ જાય છે. આગળ જતાં એક બ્રહ્મી પુસ્તકા આવ્યું. કોઈને પૂછ્યા વગર અમે અંદર ગયા. એક ફુંગીએ અમને તાડપ કેટલીક પોથીઓ બતાવી. ગ્રંથો બહુ જ કાળજીપૂર્વક રાખેલા હતા. તાડપત્ર કોતરેલા ગોળ ગોળ લાલ અને સોનેરી અક્ષરો બહુ જ આકર્ષક લાગતા હ એ અક્ષર હતા તો સુંદર, પણ અમારે માટે પૂતળાં જેવા જ મૂક હતા. અમ સાથે તેઓ બોલે જ નહીં. અમને જોઈ કદાચ તેઓ કહેતા હશે, ‘આ બહેરા લોકો કામ અહીં આવ્યા છે?’ અંગ્રેજી ચોપડી તો બધે સરખી હોય, પણ એમાં બાણભ કાદંબરીના અંગ્રેજી ભાષાંતર તરફ મારું ખાસ ધ્યાન ગયું! સંસ્કારી પ્રૌઢ ભાષ એ જંગલ, અંગ્રેજીમાં ઉતારવું કેટલું કઠણ છે અને એમાં મળતી સફળતા કે આનંદદાયક હોય છે એનો પ્રત્યક્ષ અનુભવ કૉલેજમાં ભણતો ત્યારે થયેલો.

બીજે દિવસે અમારે એક મદ્રાસી ભાઈને ત્યાં જમવા જવાનું હતું. એ નામ તો ભૂલી ગયો છું, પણ એમનો પ્રેમ અને એમનું સ્વાદિષ્ટ રસમ્ ભુ એમ નથી. માણસ જાણે શ્રદ્ધાભક્તિની મૂર્તિ. રામકૃષ્ણ પરમહંસ અને વિવેકાનંદ સ્વામી વિશે એમની વેદનુલ્ય ભક્તિ હતી. મારો પણ એ જ દિશાનો અનુ

બોલે. સ્વાભાવિક રીતે હું મરાઠીમાં જવાબ આપું. રામૈયાને થતું કે જાણે ભારે ઉજાણીમાં આપણે રહી ગયા. દરેક વાક્ય પછી પૂછે, તમે શું કહ્યું? એટલે ફરી આખો સંવાદ અંગ્રેજીમાં ભજવવો પડતો. અણ્ણા પોતાની ટેવ છોડે નહીં, અને રામૈયાની જિજ્ઞાસા ઓસરે નહીં.

તે જ રાત્રે મહારાષ્ટ્ર કલબ તરફથી અમને આમંત્રણ હતું. અમે બધા ગયા. ઘણે વરસે મરાઠી ભાષા અને મહારાષ્ટ્રી ભોજનનો આકંઠ લાભ મળવાથી મારો અંતરાત્મા ખીલ્યો. લાંબા વખત સુધી અમે વાતો કરી.

આજકાલ મહારાષ્ટ્રીઓ જ્યાં જાય છે ત્યાં પોતાની એક કલબ અવશ્ય સ્થાપે છે. મહારાષ્ટ્રીઓ ઔપચારિક ગાંભીર્ય જાળવવાનો પ્રયત્ન ખૂબ કરે છે, પણ એ એમના હાડમાં જ નથી. સહેજ પરિચય થાય તે પહેલાં જ ઉપચારનું કવચ ખરી પડે છે અને પછી દિલ ખોલીને મનની વાત શરૂ થાય છે. ઉપચાર અને પૉલિસી બંનેની હિમાયત તો મહારાષ્ટ્રીઓ જ કરે; પણ બેમાંથી એકે વસ્તુ એમના લોહીમાં નથી.

રંગૂનમાં ગુજરાતીઓ અને લિંગાયત ચેટ્ટીઓ વેપાર કરે છે. ચેટ્ટીઓની ધીરધાર જબરી. આંધ્રદેશના કોંગી લોકો રિક્ષા ચલાવે અને કુલીનું કામ કરે. બંગાળીઓ મોટા મોટા સરકારી હોદ્દા પર વિરાજેલા હોય. વકીલો અને ડૉક્ટરોમાં પણ બંગાળીઓ ખરા. મહારાષ્ટ્રીઓ મોટે ભાગે રેલવેમાં કામ કરે. જ્યારે પંજાબી શીખો લશ્કરમાં દેખાય. એ તે કાળની સ્થિતિ. આજે શું છે કોણ જાણે. મારી સ્મૃતિ પ્રમાણે ચોખાનો વેપાર મુસલમાનોના હાથમાં વધારે હતો. કેટલાક અંગ્રેજો અને મુસલમાનો બ્રહ્મી સ્ત્રીઓ સાથે પરણી બ્રહ્મદેશમાં જ વસ્યા છે એમ મેં સાંભળ્યું. ચીની અને જાપાની લોકો પણ ક્યાંક ક્યાંક દેખાતા.

## ૪. સરોવિહાર

હવે જોવાનું રહ્યું રંગૂન પાસેનું પ્રખ્યાત સરોવર. યુરોપનો આકાર જેમ વાંકોચૂકો છે તેમ આ સરોવરનો પણ છે. એમાં કેટલાયે અખાતો, ભૂશિરો અને સંયોગીભૂમિઓ હશે. રંગૂન એ કોંકણના જ અક્ષાંશ પર આવેલું હોવાથી અને સમુદ્ર નજીક હોવાથી ત્યાંની વનશ્રી મને ખુશનુમા લાગી. જ્યાં જુઓ ત્યાં મોટાં મોટાં ઝાડ. સૃષ્ટિએ જાણે પોતાનો બધો જ વૈભવ બતાવવા બહાર કાઢ્યો હોય. વનશ્રી અને જલદેવતાનું જ્યારે મિલન થાય છે ત્યારે લક્ષ્મી ત્યાં વગર નોતરે આવે છે. અમે પાછલે પહોરે એ સરોવર પાસે જઈ પહોંચ્યા. કેટલોયે વખત સરોવરને કાંઠે કાંઠે સહેલ કરી. દરેક ખૂણેથી સરોવરની શોભા જુદી દેખાય. કેટલાંક રૂપગર્વિત ઝાડો આખો વખત સરોવરના અરીસામાં પોતાનું દર્શન કરતાં હતાં.

ફરતાં ફરતાં અમારી ધીરજ ખૂટી. સરોવર તો નૌકાવિહારને માટે જ ઈશ્વરે સરજેલું છે. હબસી જૉનને બોલાવી એની હોડીમાં અમે બેઠા, અને કશા ઉદ્દેશ વગર અનેક દિશાએ ફર્યા. વચમાં એક બેટ આવેલો હતો. એની મુલાકાત લીધા વગર પાછા કેમ ફરાય? બેટ પર એક સુંદર આરામગૃહ બાંધેલું હતું. એનાં પગથિયાંની બે દીવાલ પર સિમેન્ટથી બનાવેલા બે ભયંકર અજગર લાંબા થઈને પડયા હતા. હોડીમાં એક વાંક વળીએ એટલે એકાએક શ્વેડેગૉન પૅગોડા પોતાના ઊંચા શિખરથી દર્શન દે. આગ્રાના કિલ્લામાંથી તાજમહાલ જોવાની જે મજા આવે છે તેવી જ મજા અહીં મળતી. વસ્તુની નજીક જઈએ એટલે એનું સૌંદર્ય પ્રગટ થાય છે, પણ એનું કાવ્ય તો દૂરથી જ ખીલે છે. આ ખૂબી જાણવાથી જ શું ચાંદાસૂરજ અને નવલખ તારા આટલા દૂર જઈને વિચરતા હશે?

સાંજ પડી એટલે અમારે પરાણે પાછા આવવું પડયું. શકુંતલાની પેઠે સરોવરે અમને ફરી આવવાનું આમંત્રણ તો આપ્યું જ. એટલે બીજે દિવસે સવારે નાહવાનો કાર્યક્રમ કાઢી અમારી એક મોટી ટોળી ઊપડી. ત્યાં પહોંચ્યા પછી અમારી સાથેના લોકોએ કહ્યું કે, 'ગોરાઓની બોટિંગ ક્લબને લીધે આ સરોવરમાં નાહવાની મનાઈ છે.' તડકો થતાં કુમુદ બિડાઈ જાય તેમ મારો ઉત્સાહ બિડાઈ ગયો. આટલી મહેનત પછી રસપૂર્ણ સરોવરમાં તરવાના લહાવાથી વંચિત થવું કોને ગમે? પણ અમારી સાથેના ભાઈઓ થોડા જ સત્યાગ્રહી હતા? તેઓ છડેચોક કાયદાની સામે થવાને બદલે ચુપચાપ કાયદો તોડવાનું વધારે પસંદ કરનારા. એમણે સરોવરમાં ક્યારનો એક એકાંત ખૂણો શોધી કાઢ્યો હતો જ્યાં ગોરાઓની હોડીઓ પણ ન આવે અને દૃષ્ટિ પણ ન પહોંચે. એ સ્થાને પહોંચતાં મેં જોયું કે એની શોભા કંઈ બીજા ખૂણાઓ કરતાં ઓછી ન હતી. એકાંતમાં ચોરીથી નાહવાનો લાભ લેવામાં કંઈક જુદો જ રસ હતો. ગિરધારીને તરતાં આવડતું ન હતું, એના શ્રીગણેશ પણ અહીં જ થયા. પાણીમાં તરતા રહેવાનો અનુભવ જ્યારે પહેલવહેલો મળે છે ત્યારે માણસને જે આનંદ થાય છે તેને ઉપમા આપવી હોય તો ઈંડું ફોડીને બહાર નીકળેલા પક્ષીના આનંદની જ આપી શકાય. ખૂબ તડકો નીકળ્યો તોયે ગિરધારી પાણી બહાર નીકળવાનું નામ ન લે. અર્ધો કલાક વધારે રહેવાને અ મને અંગ્રેજીમાં વીનવે; અને એ ન માનું એટલે બંગાળીમાં વિનંતી કરે. જાણે ભાષા બદલવાથી વિનંતીમાં વધારે જોર આવતું હોય. યયાતિને પણ જો જીવનનો લહાવો છોડવો પડયો તો અમારા તરવાના લહાવાનો અંત આવ્યો એમાં નવાઈ શી? થાકેલે પણ હળવે શરીરે અમે પાછા ફર્યા.

રસ્તામાં અનેનાસના બગીચા હતા. દૂર દૂર સુધી કાંટાળાં અનેનાસના ફુવારા જમીનમાંથી ઊડતા હતા. અનેનાસનો આવડો મોટો બગીચો કદી જોયેલો નહીં એટલે પેટમાં ભૂખ હોવા છતાં અને અનેનાસની પ્રાપ્તિની જરા પણ આશા ન હોવા છતાં લાંબા વખત સુધી અમે ત્યાં ઊભા રહ્યા.

# ૫. લેટાફાયા

બ્રહ્મદેશ એટલે ઉત્તરથી દક્ષિણ સુધી દોડતા પહાડો અને નદીઓની જોડીઓ. બંગાળી ઉપસાગરનો પૂર્વ છેડો તે બ્રહ્મદેશનો પશ્ચિમ કિનારો. ત્યાં પ્રથમ કુલાદન નદી આવે છે. પછી આવે છે આરાકાન યોમાની પર્વતમાળ. તે પછી સાર્થનામા ઐરાવતી વહે છે. ઐરાવતીના રક્ષણ માટે જ જાણે ઊભા હોય એવા આરાકાન યોમા અને પેગુ યોમા એ બે પહાડો બે બાજુએ દીવાલો જેવા ઊભા છે. આની પછી પણ નદી, પહાડ; નદી, પહાડ એમ ચાલ્યા જ કરે છે. એમાં સિટ્ટૌંગ નદી અને સાલવિન નદી એ બે મહત્ત્વની ગણાય.

અમારે આખો બ્રહ્મદેશ જોવો હતો. તેથી અમે પેગુ યોમાની અવળી પરકમ્મા કરવાનું નક્કી કર્યું. રંગૂનથી રેલવેમાં બેસી મંડાલે સુધી ગયા, અને ત્યાંથી સ્ટીમલૉંચમાં બેસી પ્રોમ સુધી પાછા આવ્યા. બાકીના રસ્તા માટે ફરી રેલવેનું શરણ લેવું પડયું.

આ રસ્તે પહેલું સ્થાન આવ્યું તે પેગુ. અમારા જ આગ્રહથી એક બ્રહ્મી ગૃહસ્થને ત્યાં અમારી ઊતરવાની સગવડ કરવામાં આવી હતી. જમવાનું માત્ર અમારું અલગ હતું. પેગુમાં ખાસ જોવાલાયક તો બુદ્ધ ભગવાનની સિંહશય્યા છે. શહેર બહાર ખંડેરો વચ્ચે આ ભવ્ય મનોહર મૂર્તિ સૂતેલી છે. આને જ લેટાફાયા (સૂતીમૂર્તિ) કહે છે. લગભગ સાડાત્રણસો ફૂટ લાંબા અને આઠેક ફૂટ પહોળા ઓટલા પર એટલી લાંબી બુદ્ધ ભગવાનની મૂર્તિ વિરામ કરે છે. આજની સરકારે એના પર લોખંડી પતરાનું એક છાપરું જડાવ્યું છે. આવડી મોટી મૂર્તિ દુનિયામાં બીજી હશે કે નહીં તે આપણે જાણતા નથી. પણ એની વિશાળતા એ જ એની વિશેષતા નથી. પ્રચંડ મૂર્તિઓ ઘણી વાર કઢંગી હોય છે. આ મૂર્તિમાં તો એનું અંગસૌષ્ઠવ અને મુખમુદ્રા પરનું માર્દવયુક્ત સ્મિત એ જ વિશેષ ધ્યાન ખેંચે છે. મૂર્તિના પગનાં તળિયાં નાના બાળકના પગ જેવાં કોમળ અને પાટલ રંગનાં છે.

દૂરથી જ મૂર્તિએ પોતાની મોહિની અમારા પર ફેંકી. અમારા પગ થંભી ગયા. અતિ આનંદ થાય એટલે એમાં ભાગ પડાવનાર કોઈ છે કે નહીં એ જોવાની ઇંતેજારી સહેજે જન્મે છે. મેં મૂર્તિ પરથી દૃષ્ટિ કાઢી મારા સાથીઓની મુદ્રા તરફ વાળી. મેં જોયું કે એમના મોઢા પર પણ પેલી મૂર્તિ જેવું જ પ્રસન્ન સ્મિત ફેલાયેલું છે: એ વળી નવો આનંદ. પછી અમે પાસે ગયા. ત્યાં મૂર્તિના માથા તળે એક ગોળ ઓશીકું ચળકતું હતું. એમાં ઝાઝી શોભા ન હતી. પણ મૂર્તિની ગરદન તળેના પોલાણમાં પક્ષીઓએ માળો બાંધ્યો હતો એનું કાવ્ય જરૂર ચેતોહારી હતું. એ માળાને લીધે બુદ્ધ ભગવાનનો વિશ્વવ્યાપી પ્રેમ અને

સત્ત્વાનુકંપા વિશેષે કરીને પ્રગટ થતાં હતાં. આજે તો એ મૂર્તિ કુતૂહલનો જ વિષય થઈ પડી છે. જે વખતે આ પ્રદેશમાં બૌદ્ધ ધર્મ પ્રજ્વલિત હતો તે વખતે કોણ જાણે કેટલાય સાધકોએ આ મૂર્તિ પર ધ્યાન ધરી સમાધિનો લાભ મેળવ્યો હશે. યોગશાસ્ત્ર કહે છે કે સિંહશય્યા વીર્યરક્ષણ અને અલ્પ નિદ્રાને માટે વિશેષ અનુકૂળ છે. અર્ધી રાત એક પડખું અને બાકીની રાત બીજું પડખું. માત્ર ડોક પરની તાણ સહન કરવાની તાકાત હોવી જોઈએ.

દરેક મુસાફર કોક કોક વાર, કવિતામાં વ્યાકરણ શોધવા જેટલો જ અરસિક બને છે. મૂર્તિ કેટલી લાંબીપહોળી હશે એનો અંદાજ કર્યા પછી અમે વિચાર કરવા લાગ્યા કે એ શાની બનાવેલી હશે? પથ્થરની કે માટીની? થોડીક ચર્ચા પછી અમે નિર્ણય કર્યો કે આખી મૂર્તિ ઈંટોની બનાવેલી છે અને એના પર ધોળા સિમેન્ટની છો કરેલી છે. આથી તો એના શિલ્પીની સર્જનશક્તિ વિશે વધારે માન ઊપજ્યું. અવયવોનાં પ્રમાણ, એનો ઘાટ અને મુખમુદ્રા એ બધું એણે કઈ રીતે સાધ્યું હશે એની કલ્પનામાં અમે ગરકાવ થઈ ગયા. અમેરિકામાં સ્વતંત્રતા-દેવીની ઊંચી મૂર્તિ કાંસાની બનાવેલી છે, તેના અવયવો પણ પ્રમાણબદ્ધ હોવાની ખ્યાતિ છે. એના શિલ્પીએ પ્રથમ એક નાની રૂપાળી મૂર્તિ બનાવી, અને પછી એના અવયવોનાં પ્રમાણ ત્રિરાશિથી વધારી મોટી મૂર્તિ તૈયાર કરી એમ કહેવાય છે. લેટાફાયાના શિલ્પીએ કેવું ગણિત કર્યું હશે?

અમારું નીરસ ગણિત ઝાઝું ચાલ્યું નહીં. સામેની મૂર્તિની શાંતિ જ ફરી હૃદયમાં વ્યાપી ગઈ. પાછાં જતાં પણ અનેક વાર પાછા વળી વળીને એ શાંતિ-રાજનું દર્શન કરવાનું મન થતું હતું.

ઘેર આવ્યા પછી અમારા બ્રહ્મી ગૃહપતિ જોડે વાતો થઈ. 'તડાગત બુડા'ના ધમ્મ વિશે એણે કેટલીક વાતો કહી. હાલના બ્રહ્મીઓની ધર્મવિમુખતા વિશે ખરખરો કર્યો. મેં એમને કહ્યું, 'ત્રિપિટકનું મહાશાસ્ત્ર તમને જે દેશમાંથી મળ્યું છે તે દેશની લિપિમાં એ આજે ઉપલબ્ધ નથી એ કેટલા દુ:ખની વાત છે! તમે લોકો ગોરાઓની રોમન લિપિમાં પાલિ ગ્રંથો છપાવવામાં મદદ કરો છો. એ જ ગ્રંથો જો તમે દેવનાગરીમાં છપાવો તો બુદ્ધ ભગવાનના દેશવાસીઓ એ પ્રાચીન અનુશાસનમાં ફરી રસ લેતા થશે.' એણે કહ્યું, 'પણ એ કામ તમારું જ છે. અમારી પાસેથી મદદ ન મળે એમ નથી. પણ અમે એ પાર ન પાડી શકીએ.' આગળ જતાં એણે કહ્યું, 'હિંદુસ્તાન પ્રત્યે અમને અમર્યાદ આદર છે. અમારી એ ધર્મભૂમિ છે. દર વર્ષે સાંખ્યાબંધ બ્રહ્મી લોકો ત્યાં યાત્રાએ જાય છે. પણ દુ:ખની સાથે કહેવું પડે છે કે તમારા દેશમાં આતિથ્ય જ નથી.'

મારા દેશ વિશે આવી ટીકા સાંભળવાને હું તૈયાર નહોતો. હું તો આભો જ બની ગયો. આતિથ્યધન ભારતવર્ષ વિશે આવી ટીકા! મારી લાગણી દબાવી મેં એને હળવે અવાજે કહ્યું, 'તમારું કહેવું જરા વધારે સ્પષ્ટ કરો તો ઠીક. અમે માનીએ છીએ કે આતિથ્ય એ અમારા દેશનો ખાસ ગુણ છે. એને માટે અમે કંઈક મગરૂર પણ છીએ.'

અમારો ગૃહપતિ સંસ્કારી માણસ હતો. એણે જરાયે ચિડાયા વગર, પણ દુ:ખિત અવાજે કહ્યું, 'અમારો અનુભવ જુદો છે. તમારામાં અંદર અંદર આતિથ્ય ખૂબ હશે, એની હું ના નથી પાડતો. પણ પરદેશના લોકો પ્રત્યે તમે સાવ–હું તોછડા નહીં કહું પણ–ઉદાસીન હો છો. તમારે ત્યાં પાણી માગવા જઈએ તોયે તમે પ્યાલો ન આપો. રસ્તા પર માણસને બેસાડી ખોબે પાણી પીવાનું કહો એને શું નામ અપાય?'

હવે હું સમજ્યો. આભડછેટની, સ્વચ્છતાની અને પવિત્રતાની વિચિત્ર કલ્પનાને લીધે પારકા લોકોને આપણે કેટલા દૂભવીએ છીએ એનો આપણને ખ્યાલ ક્યાંથી આવે? મારા જોડા તળે કોઈનો અંગૂઠો કચરાય તો એનું દુ:ખ હું થોડો જ જાણી શકવાનો હતો? ઘરના અંત્યજો પ્રત્યે આપણે કેવી રીતે વર્તીએ છીએ એનો જ વિચાર બસ છે. મુસલમાનો, પારસીઓ, ખ્રિસ્તીઓ આપણી જોડે ભળતા નથી એમાં અમુક અંશે આપણે પોતે જવાબદાર છીએ એ ભૂલવું ન જોઈએ.

વિશ્વબંધુત્વનો આર્ય આદર્શ દુનિયા આગળ રજૂ કરનાર બુદ્ધ ભગવાનના દેશના લોકો આંતરરાષ્ટ્રીય વિવેક ક્યારે કેળવશે?

## ૬. બૌદ્ધ ટેકરી

પેગુથી મંડાલે ઠીક લાંબી મુસાફરી ગણાય. રસ્તામાં ઉદ્યોગી ખેડૂતોને ડાંગરનાં ખેતરોમાં કામ કરતા જોઈ મને મારા નાનપણના દિવસો યાદ આવ્યા. હું પણ આ જ રીતે કામ કરતો હતો. પણ તે હોંશની ખાતર. આ લોકો પોતાને અને જગત્‌ને આજીવિકા પૂરી પાડવા ખાતર બારે માસ કાયાને કષ્ટવતા હતા. કોક કોક ઠેકાણે દૂર ચળકતો એકાદ નાનકડો સ્તૂપ દેખાતો. કોઈ પણ દેશમાં ત્યાંની ખેતી અને ત્યાંનાં મંદિરો મને વધારેમાં વધારે કાવ્યમય અને પવિત્ર લાગ્યાં છે. બે મળીને પ્રજાનું જીવન સંપૂર્ણ થાય છે એમ કહેવામાં જરાયે અતિશયોક્તિ નથી. અને બ્રહ્મી મંદિરો એટલે નિશાળો પણ ખરી જ. અન્ન, જ્ઞાન અને સમાધાન એમાં માનવી જીવન કૃતાર્થ ન થાય તો તે વિકૃત જ ગણવું જોઈએ. રેલવેની મુસાફરીમાં આપણે આંખો ફાડીને દૂર સુધી જોઈએ તોપણ જોયેલું કશું ધ્યાનમાં રહેતું નથી. રેલવેનો વેગ માણસને ભાવતો ભલે હોય, પણ સદતો તો નથી જ.

મંડાલે સ્ટેશન પર મારું ધ્યાન પહેલવહેલું સ્ટેશન પરના સ્ટેશનના નામના ધોળા પાટિયા પર ગયું, કેમ કે ત્યાં દેવનાગરી અક્ષરોમાં मन्दले લખેલું હતું. સ્વદેશમાં નિત્યના વપરાશના સિક્કા ઉપર પણ જે લિપિ જોવા નથી મળતી તે આ પરદેશમાં રેલવેના પાટિયા પર જોઈ આશ્ચર્ય અને આનંદ કેમ ન થાય? હિંદુસ્તાનના સંખ્યાબંધ લોકો અહીં આવતા હોવાથી જ રેલવેને દેવનાગરીમાં નામ લખવું પડયું હશે.

શહેરમાં અમે એક ગુજરાતી ઝવેરીને ત્યાં ઊતર્યા. ગૃહપતિ બહુ માયાળુ અને વિવેકી સજ્જન હતા. અમારામાં યાત્રીસહજ અધીરાઈ હતી. જેટલું જોવાલાયક

હોય તે બધું એકસામટું ગળી જઈએ અને આગળ દોડીએ. મુસાફરને થાય છે કે પૃથ્વી ચોવીસ કલાકમાં પચીસ હજાર માઈલ તો પોતાની ધરીની આસપાસ દોડે છે અને અંતરીક્ષમાં દર સેકંડે ત્રીસ કિલોમીટર દોડે છે, ત્યારે આપણે પૃથ્વીનિવાસી એનું કંઈક તો અનુકરણ કરીએ. અમારા ગૃહપતિને થતું કે હજુ હમણાં તો મહેમાનો આવ્યા છે, એમની કંઈક સરભરા કરીશું, વાતો કરીશું; જોવાની વસ્તુઓ તો અહીં પડી જ છે, ગમે ત્યારે જોવાશે; એની ઉતાવળ શા વાસ્તે? આપણે શાકાહારી લોકો વનસ્પતિના સંબંધને લીધે અન્ય લોકો કરતાં વધારે સ્થાવર છીએ કે શું કોણ જાણે, પણ આપણી દુનિયા દોડતી જ નથી.

મંડાલેમાં ખાસ જોવાલાયક ત્યાંની બૌદ્ધ ટેકરી અને થીબા રાજાનો કિલ્લો. પ્રથમ અમે ટેકરી જોવા ગયા. ટેકરીની તળેટીમાં જ સુંદર ઇમારતો અને મૂર્તિઓ છે. એ જોઈને અમે ઉપર ચડ્યા. ટેકરી ખાસી ઊંચી છે. એનો વિસ્તાર પણ ખૂબ છે. બૌદ્ધ સાધુઓએ આખી ટેકરી અનેક રીતે સુશોભિત કરેલી છે. થોડુંક ચડીએ એટલે એકાદ મંડપ દેખાય. ફરી ચડીએ એટલે સ્વર્ગ અને નરકનાં ચિત્રો આવે (શેત્રુંજા પર પણ એવાં ચિત્રો જોવા મળે છે). ફરી ઉપર જઈએ એટલે બુદ્ધની કે બોધિસત્ત્વની પવિત્ર મૂર્તિ આપણું માથું નીચું નમાવે. અડધેક ગયા હઈશું ત્યાં તો બોધિસત્ત્વની એક અખંડદંડાયમાન ઊંચી મૂર્તિએ અમારાં માથાં પણ ઊંચાં કર્યાં. મૂર્તિએ પોતાનો હાથ સીધો લાંબો કર્યો હતો, જાણે દૂર ક્ષિતિજ તરફ આપણને કંઈક બતાવતી ન હોય! કારીગરોને આવી મૂર્તિઓ ઘડવાનું શી રીતે સ્ફુરતું હશે? આ મૂર્તિમાં અસાધારણ વ્યક્તિત્વ મેં જોયું. એ જો પોતાનું મૌનવ્રત ભાંગશે તો હમણાં મેઘગિરાથી કંઈક સંદેશો સંભળાવશે એમ લાગતું હતું.

એથીયે ઉપર ગયા. ત્યાં તો ઠેકાણે ઠેકાણે બૌદ્ધ મઠો હતા. વિદ્યાર્થીઓ અધ્યયન કરતા હતા. ટેકરીના આરોહણમાં प्रतिपर्व रसावहम् એવો અનુભવ થતો હોવાથી જેમ જેમ આગળ ગયા તેમ તેમ છેક ટોચે જવાની ઉત્કંઠા વધવા લાગી. એ ઉત્કંઠાને લીધે અને સૌથી સરસ જોવાનું ટોચે જ મળવાનું છે એ અપેક્ષાથી વચલાં દૃશ્યોની અમે પૂરી કિંમત પણ આંકી શકતા ન હતા.

જેમ જેમ ઉપર ચાલ્યા તેમ તેમ પહાડનો ચારે બાજુનો ઘેરાવો સ્પષ્ટ દેખાવા લાગ્યો. ત્યાં પણ છાપરાંવાળા રસ્તા આંકરી કે હળવી ગતિથી ટેકરી ચડતા હતા. આખરે છેક ટોચે પહોંચ્યા. ત્યાં અમે શું જોયું? લાખીકામના રંગીન દાબડામાં જેમ એકની અંદર બીજો, એના પેટમાં ત્રીજો, એમ દાબડા હોય છે, અને અંદર શું છે એ જોવાની ઇંતેજારીથી આપણે ખોલતા જઈએ છીએ તેવી ઉત્કંઠાથી અમે ઉપર આવ્યા. એ દાબડાઓના પેટમાં સૌથી અંદરની દાબડી એટલી નાની હોય છે અને એટલી તુચ્છ હોય છે કે એની અંદર કશું માવાનો સવાલ જ નથી હોતો. એના નાના અવકાશમાં ફક્ત નિરાશા જ માઈ શકે. આ ટેકરી પર એવો જ અનુભવ થયો. છેક ટોચે ખાસ જોવાલાયક કશું જણાયું નહીં. દૂર દૂર સુધીનું દૃશ્ય જોવા જેટલી ઊંચાઈ અમે મેળવી હતી એટલો જ લાભ. અનાત્મવાદી બૌદ્ધ

ધર્મનું જ જાણે એમાં સૂચન થતું હતું. સંસ્કારોનું પૃથક્કરણ કરી છેક છેડા સુ જાઓ એટલે ત્યાં કશું જડવાનું નથી. ત્યાં તો શૂન્ય જ મળે. પણ એ હોય નક્કર શૂન્ય, જેનું જ બીજું નામ અનન્ત.

સમાધિ પછી વ્યુત્થાન થાય તેમ અમે ટેકરી પરથી નીચે ઊતર્યા. ઊતર જુદો રસ્તો લીધો. લગભગ સુકાઈ ગયેલાં પાંદડાંની શોભા ચોમેર દેખાતી હ તેથી બધે વૈરાગ્યનું સૂચન થતું હતું.

## ૭. રાજપ્રાસાદ

મંડાલેનો કિલ્લો લશ્કરી દૃષ્ટિએ ફોગટ છે. આવડી મોટી ટેકરી પડખે હો છતાં એના પર જો લશ્કરી જાપ્તો ન હોય તો એ કિલ્લાની કિંમત શી? અને કિલ્ બાંધેલો છે તે પણ બરાબર ચોરસ! બચાવ કરવો હોય તોયે અંદરની ફોજ પૂર બચાવ ન કરી શકે. કિલ્લાના ખૂણા પર તાજિયાની પેઠે નાના નાના ઘૂમટ ઊભા ક છે, એટલે કિલ્લો સાવ અરસિક નથી દેખાતો. યુદ્ધની જરાયે કલ્પના વિનાના અ કિલ્લો એ પ્રતિષ્ઠા કે શોભાનો જ પદાર્થ છે એમ માનનારા કોકે એ અહીં બાંધ્યો હ કિલ્લાની અંદર અમે ઝાઝું ફર્યા નહીં. અંદરનો મુખ્ય રાજપ્રાસાદ માત્ર જોઈ લીધો

છાપરાં બાંધવાની કળા તો બ્રહ્મી લોકોની જ. બંગાળનાં ગ્રામીણ છાપરાંથ આ તદ્દન ઊલટાં. હાથીની પીઠ પર ચોરસ જાજમ કે ચાદર મૂકી હોય તો જેવ આકાર થાય તેવો આકાર બંગાળી ઝૂંપડાંનો હોય છે; જ્યારે બ્રહ્મી છાપરાં ઢીલ તંબૂના કેન્વાસ જેવાં હોય છે. વરસાદનું પાણી આવાં છાપરાં પર જેમ જેમ વધા પડે તેમ તેમ વધારે જોરથી દૂર ફેંકાય છે. કેટલાક લોકો મૂછના આંકડા જેમ ઊં ચડાવે છે તેમ બ્રહ્મી છાપરાંના ચારે ખૂણા ઊંચા ચડાવેલા હોય છે. 'તમે શું સમજો છો અમે પણ કંઈક છીએ,' એમ મગરૂરીથી કહેતા હોય એવા એ ખૂણા લાગે છે.

જેમ છાપરામાં ખાસિયત છે તેમ ઘરની ભોંયમાં પણ અમુક વિશેષતા છે આ પ્રદેશમાં વરસાદ ખૂબ પડે છે. અને લોકોનાં અસલી રહેઠાણમાં ઘણી વા ચોમાસાનો જળબંબોળ થતો હશે. એટલે ઘરની ભોંય જમીનથી હમેશાં ઊંચી રાખે છે. આપણે ત્યાં આપણે ઊંચો ઓટલો બાંધીએ છીએ. બ્રહ્મી લોકો બહારની જમીન અને ઘરની ભોંય વચ્ચે ખુલ્લું પોલાણ રહેવા દે છે. વરસાદનું પાણી આવે તો મકાન નીચે થઈને ચાલ્યું જાય. ખેતરોમાં જેમ ચોકી કરવા માટે ચાર થાંભલા પર અધ્ધર ઝૂંપડી બાંધેલી હોય છે તેના જેવી જ આ બાંધણી કહી શકાય. ઘર બધાં લાકડાંનાં અને વાંસનાં. એક નાનકડા ઘરની ભોંય તો વાંસની લીસી છાલ-માંથી બનાવેલી ચટાઈની જ હતી. આવાં ઘરને નીચેથી પણ બારી રાખી શકાય!

રાજપ્રાસાદની સુંદરતા કરતાં એની સાદાઈ જ મને વધારે સારી લાગી. આગ સામે બચાવ તરીકે ઓરડી ઓરડીએ કોરી માટીની ખુલ્લી પેટીઓ રાખેલી હતી.

કોઈ પણ સમાજની મનોરચના અને અભિરુચિનો કસ જેમ એના સંગીત પરથી કાઢી શકાય છે તેમ એની રંગની પસંદગી દ્વારા પણ કાઢી શકાય છે. બનારસી કામમાં અમુક જાતના જ રંગો વપરાયેલા હોય છે. સિંધમાં હાલાનું માટીકામ અને લાખનું કામ અમુક જાતના રંગોમાં જ ખીલે છે. રંગની મદ્રાસી અભિરુચિ જુદી, અને મહારાષ્ટ્રી જુદી. મધ્ય એશિયાના ગાલીચા અને ઈજિપ્તનાં પ્રાચીન ચિત્રોમાં રંગનું ગાંભીર્ય વિશેષે કરીને દેખાય છે. બ્રહ્મદેશમાં નેતરનાં વાસણો પરના રંગ અને દીવાલોના રંગ વચ્ચે અસાધારણ મેળ હોય છે. કપડાંની બાબતમાં એમની અભિરુચિ કંઈક જુદી છે. તેથી મકાનો અને પોશાકના વિરોધને લીધે બન્ને વિશેષે ઉઠાવદાર થાય છે. ભભકદાર રંગ છીછરાપણું સૂચવે છે. અતિગંભીર રંગને લીધે સૂતકી વાતાવરણ જામે છે. થોડો વખત એમાં રસ પડે, પણ ઝાઝા દિવસ એવા રંગ વચ્ચે રહેવાથી એની મન પર માઠી અસર થાય છે. બ્રહ્મી રંગ શાંત અને ઠરેલ હોવા છતાં ઉદાસ નથી. એમાં ગર્ભશ્રીમંતાઈ વધારે છે.

મારે હૈયે હિંદુસ્તાનના કોઈ પણ પવિત્ર તીર્થક્ષેત્ર જેટલું જ મંડાલેના કિલ્લાનું મહત્ત્વ હતું. જે રત્નાગિરીમાં બ્રહ્મદેશના થીબા રાજા કેદ હતા એ જ રત્નાગિરીમાં જન્મેલા લોકમાન્ય ટિળકને અંગ્રેજ સરકારે છ વરસ માટે થીબા રાજાના કિલ્લામાં કેદ રાખ્યા હતા. આ જ ભૂમિ પર 'ગીતારહસ્ય' લખાયું એ ખ્યાલથી અહીંની હવા પણ कुरु कर्मैव तस्मात्त्वं पूर्वैः पूर्वतरं कृतम् એમ કહેતી હોય એવું લાગતું હતું. હિંદુ જાતિના બીજા એક કર્મયોગી વીરને પણ સરકારે અહીં અમુક સમય માટે 'દફનાવેલા'. લજપતરાયની કારાવાસની કહાણી જેને યાદ હશે તેને સરદાર અજિતસિંહ અને લાલા લજપતરાયને અહીં કેવી રીતે રાખેલા હતા એનું સ્મરણ થશે. સ્વરાજ્ય મળે ત્યાં સુધી કોણ જાણે આવાં કેટલાં તીર્થો સ્થપાશે!

મંડાલેમાં બીજું તો ઘણું જોયું હશે, પણ આજે કશું યાદ નથી આવતું.

બ્રહ્મદેશની કારીગરી ખૂબ વખાણાય છે. ત્યાંના સુતાર અને સોની પ્રખ્યાત છે. અમે થોડુંક ચાંદીનું કામ જોયું. ઝાઝું જોવાની તક ન મળી. એક ઠેકાણે મેં ક્યાંક લખ્યું છે કે બ્રહ્મી લોકો હીરાના શોખીન હોય છે. માત્ર હીરો એ લોકો વીંટી પર ઊંધો બેસાડે છે. હીરાની ચપટી બાજુ અંદરની બાજુ રાખે છે અને હીરાની અણી બહાર કાઢે છે. જાણે કિલ્લાના દરવાજા પરના મોટા માથાના અણિયાળા ખીલા. બર્મી બટન પણ એવાં જ.

રસ્તામાં એક જાન અમે જોઈ. જાનૈયાનાં બદન પણ સરસ ઈસ્ત્રી કરીને રાજપ્રાસાદના છાપરાંની પેઠે વાળેલાં અને છેડે અણી કાઢેલી. એની ખૂબી સરસ હતી, એ પોશાકને લીધે માણસો ઉઠાવદાર પણ દેખાતા. મંડાલેની આસપાસનું દૃશ્ય પણ આપણને પસંદ પડે એવું છે. અહીંથી ઉત્તર તરફ જઈએ એટલે ઉત્તર બ્રહ્મદેશની જંગલી શોભા શરૂ થાય છે. એ બાજુએ માણેકની ખાણો છે એમ અમે સાંભળ્યું.

એક વાર અમારો વિચાર થયેલો કે જળમાર્ગે હિંદુસ્તાન પાછા ન જતાં છિંદવીન નદીને કાંઠે કાંઠે ઉપર જઈ ત્યાંથી મણિપુર જવું, અને મણિપુરથી પૂર્વ

બંગાળમાં થઈ કલકત્તા પહોંચવું. રસ્તામાં સદા રોતું ચેરાપુંજી પણ જોવાય. રસ્તો જોખ ભરેલો છે, એવી સૂચના હમેશની પેઠે અમને મળતી હતી. એને અમે ગણકારતા નહીં બાર-પંદર દિવસ ખૂબ મજા આવત. પણ સાથે નાનો ગિરધારી હતો. મુસાફરી કષ્ટ જો એ ન વેઠી શકે તો માંદો પડે, અને પછી સુધરેલી દુનિયાથી એટલે દૂ કશી મદદ પણ મ મળી શકે, એ વિચારે અમે અમારો ઉત્સાહ રોકયો. મહાયુદ્ધન દિવસો હોવાથી આળી સરકાર તરફથી કંઈક કનડગત થાય એ શંકા પણ હતી જ

# ૮. સુવર્ણદેશની માતા

યાત્રા કરનાર માણસે પ્રથમથી જ યાત્રાના પ્રદેશ વિશે જેટલી માહિતી મેળવી શકાય તેટલી મેળવવી જોઈએ, નહીં તો જેમ ગાયના આંચળ પર બેઠા છતાં દૂધ છોડીને લોહી ચૂસવાનું જિગોડાના નસીબમાં હોય છે તેના જેવી સ્થિતિ થવાની કયાં મુંબઈ પ્રાંત અને કયાં ઉત્તર બ્રહ્મદેશ! અમે મંડાલે સુધી ગયા. ત્યાંથી અમરાપુરા પણ ગયા. છતાં માહિતીને અભાવે ત્યાંની પ્રચંડ બૌદ્ધમૂર્તિઓ જોવા ન પામ્યા; અહીં બે મદ્રાસી વિદ્યાર્થીઓ રેશમનું વણાટકામ શીખતા હતા, તેમણે પણ અમને કશું ન કહ્યું. અમરાપુરા ઐરાવતીને કાંઠે છે. મારે નાહવા જવું હતું. પણ પેલા વિદ્યાર્થીઓને એ ન ગમ્યું. આખરે ધર્મશાસ્ત્ર આગળ કરી મેં એમને કહ્યું કે, 'નદીનું માહાત્મ્ય એકલા દર્શનમાં સમાપ્ત નથી થતું. સ્નાન, પાન અને દાન એ ત્રણ વગર નદી આશીર્વાદ ન દે.' પછી તો અમે બધા નાહવા ગયા. નદીનો પ્રવાહ ગજગતિએ ચાલે છે. પટ ખૂબ પહોળો છે. અને આસપાસની ભૂમિ પણ સમથલ હોવાથી અહીં નદી ગંભીર દેખાય છે.

ઈરાવતી કે ઐરાવતી? હું માનું છું કે નદીનું નામ ઈરા ઘાસ ઉપરથી ઈરાવતી પડેલું હોવું જોઈએ. આ નદીના કાંઠાનું પૌષ્ટિક ઘાસ ખાઈ મદમત્ત થયેલા હાથીને ઐરાવત કહેતા હશે. અથવા ઈન્દ્રના ઐરાવત જેવી મહાકાય અને ગજગતિએ ચાલનારી આ નદી જોઈ કોઈ બૌદ્ધ ભિક્ષુને થયું હશે, 'ચાલો, આને જ આપણે ઐરાવતી કહીએ.'

પણ ઐતિહાસિક કલ્પનાતરંગ ચલાવવાનું કામ બેઠાડુ લોકોનું છે, મુસાફરને એ ન પોસાય.

ઐરાવતી જો હિંદુસ્તાનમાં હોત તો સંસ્કૃત કવિઓએ એને વિશે ઐરાવતી જેટલો જ પહોળો અને લાંબો કાવ્યપ્રવાહ વહેવડાવ્યો હોત. બ્રહ્મદેશના કવિઓએ ઐરાવતી વિશે અનેક કાવ્યો લખ્યાં હોય તો આપણે શું જાણીએ? બ્રહ્મી નથી આપણી જન્મભાષા કે શાસ્ત્રભાષા અથવા રાજભાષા. પડોશની ભાષા શીખવા જેટલી પ્રવૃત્તિ આપણામાં છે જ કયાં? કોઈ અંગ્રેજ બર્મી ભાષા શીખી બર્મી કવિતા અંગ્રેજીમાં કરી આપે તો વખતે આપણે વાંચીશું ખરા.

કોઈ પણ દેશ ઐરાવતી જેવી નદી માટે મગરૂર અને કૃતજ્ઞ થઈ શકે. બ્રહ્મદેશમાં રંગૂનથી ઉત્તર તરફ છેક મંડાલે સુધી અમે ટ્રેનમાં ગયા હતા. ત્યાંથી નજીકના અમરાપુરા જઈ અમે ઐરાવતીનાં પ્રથમ દર્શન કર્યાં.

આવી નદીના પૃષ્ઠ ઉપર હોડીમાં અથવા 'વાફર'(સ્ટીમલૉંચ)માં બેસી મુસાફરી કરવી એ જીવનનો એક લહાવો જ છે. દરિયાની મુસાફરી જુદી અને નદીની જુદી.

નદીમાં મોજાં નથી હોતાં. બે બાજુનો કાંઠો આપણને સાથ દે છે. અને આપણને નથી લાગતું કે, આપણે જીવન નામ ધારણ કરનાર પણ જીવલેણ એવા મહાભૂતના સકંજામાં સપડાયા છીએ. નદીનો પ્રવાસ એ પૃથ્વીના ગોળાના અંતરાળમાં ચાલતા સનાતન વ્યોમવિહાર જેટલો જ શાંત અને આહ્‌લાદક હોય છે. અત્યારે એ ઐરાવતીના પ્રવાસનું સ્મરણ કરું છું ત્યારે દ્રૌપદી સમી નર્મદાનો ચાણોદકરનાળી તરફનો પ્રવાસ, સીતા સમી તાપીનો હજીરા પાસેના સાગરસંગમ સુધીનો પ્રવાસ, કાશીતલવાહિની ભારતમાતા ગંગાનો પ્રવાસ, મથુરાવૃંદાવનનો કૃષ્ણસખી કાલિંદીનો પ્રવાસ, કાશ્મીરના નંદનવનમાં કરેલો પાર્વતી વિતસ્તાનો પ્રવાસ, અને વનશ્રીના પિયરરૂપ ગોમંતક પ્રદેશમાંનો ગૂંચાળો જળપ્રવાસ એકસામટો યાદ આવે છે. એમાંયે ધરાઈએ એટલો લાંબો પ્રવાસ તો વિતસ્તા અને ઐરાવતીનો જ. સિંધુ, ગંગા, બ્રહ્મપુત્રા અને નર્મદાને તોલે આવે એવી આ નદી છે. ઐરાવતીનો પટ અને પ્રવાહ જોતાંવેંત આ કોઈ મહાન સામ્રાજ્ય પર રાજ કરનાર સમ્રાજ્ઞી તો નહીં હોય એવો ભાવ મનમાં આવે છે. આરાકાન અને પેગુ યોમા એનું રક્ષણ કરે છે ખરા; પણ ઐરાવતીની પ્રતિષ્ઠા સાચવવા તેઓ આદરપૂર્વક દૂર દૂર ઊભા છે.

અમરાપુરાથી મંડાલે પાછા જઈ અમે 'વાફર'માં બેઠા. અમારું જહાજ ચાલ્યું. કામધેનુનાં વત્સો જેમ સાંજ પડ્યે મા પાસે દોડતાં આવે તેમ આસપાસના વિસ્તીર્ણ પ્રદેશના શ્રમજીવી કૃષીવલો ઐરાવતીને કાંઠે જહાજ પાસે ભેગા થાય છે. અમારું જહાજ એ એક મોટી ચાલતી ગુજરી જ ગણાય. નાનું કે મોટું બંદર આવે એટલે જહાજ લોકોને આમંત્રણ ફૂંકે. બસ, કીડીઓનો રાફડો ઊભરાય તેમ લોકો દોડતા આવે. ખાવાની ચીજો, કપડાં, નેતરનાં લાખી વાસણો, કારીગરીની વસ્તુઓ, જાતજાતના પદાર્થો જહાજ પર ફેલાય. જહાજમાં પણ કેટલાક વેપારીઓ પોતાનો માલ લઈને તૈયાર બેઠા જ હોય. પક્ષીઓ કલબલ કરે તેમ લેવડદેવડનો ઘોંઘાટ શરૂ થાય. આપણે ભાષા જાણનારા લોકોએ તો જ ઘોંઘાટનો કંટાળો આવે. અહીં સોદો લડે, વધે કે ઘટે, આપણે માટે બધું સરખું; જાણે એક મોટું નાટક ભજવાય છે. વિનિમય પૂરો થાય એટલે જહાજ ઊપડે.

વિપાશાની નૌકાઓમાં હોય એવી ખેસ જેવું અમારું જહાજ ડોલતું ડોલતું ચાલે. જહાજના એક ઉદ્ધત ગોરા અમલદાર સાથે અમારું જરા બગડવાથી અમારી સુંવાળપની સહૃદયતા મીઠા પાણીમાં પણ ખારી થઈ ગયેલી. પણ મંદ મંદ પવનમાં એ બધું ઊડી ગયું, અને અમે પણ કુદરતની પેઠે પ્રસન્ન થયા.

ફરી એક બંદર આવ્યું. અહીં કંઈ વેપાર વિશેષ ચાલતો હશે. નાનીમોટી અસંખ્ય હોડીઓનું ધણ નદીને કાંઠે કાદવમાં આળોટતું હતું. ઢોરની પીઠ પર માખીઓ બણબણે તેમ ગામડાના છોકરાઓ આ હોડીઓ વચ્ચે કૂદતા ને રમતા હતા.

બ્રહ્મી લોકોમાં છૂંદણાંનો શોખ ભારે છે. એમની કેવડાના રંગની ચામડી પર લાલ અને લીલાં છૂંદણાં શોભે છે પણ ખરાં. મહારાષ્ટ્રનાં ગામડાંમાં એવી માન્યતા છે કે આ ભવે શરીર પર ઘરેણાં છૂંદીએ તો આવતે ભવે સોનાનાં ઘરેણાં મળે, અને કપાળ પર ચાંલ્લો અને ચંદ્ર છૂંદવાથી અખંડ સૌભાગ્ય મળે. અહીંના લોકોમાં પણ એવી કંઈક માન્યતા હોવી જોઈએ, કેમ કે ઘણા ગામડિયાઓ કેડથી ગોઠણ સુધીના આખા ભાગ પર ભાતવાળી લુંગી છૂંદાવે છે. તેથી કેટલાક ભાઈઓ નદીમાં ઉઘાડા નાહવા પડ્યા છતાં નાગા જેવા લાગતા નહોતા. જહાજ વધારે થોભવાનું હોય ત્યારે અમે કિનારા પર જઈ પાસેનાં ગામડાંમાં ફરી આવતા. બ્રહ્મી ઘરો અને શેરીઓથી અમારી આંખો ટેવાઈ ગઈ હતી. એમની ભાષા અમને નહોતી આવડતી, છતાં એ નિર્વ્યાજ ગામડિયાઓનું જીવન અમને પરિચિત જેવું જ લાગતું. મુત્સદ્દી અને વેપારી લોકોના રાગદ્વેષો બાદ કરીએ અને ધાર્મિક કે અધાર્મિક લોકોની કલ્પનાસૃષ્ટિ કોરે મૂકીએ તો માણસજાત બધે સરખી જ છે. હું તો માનું છું કે દુનિયાભરનાં ગામડાં અને ત્યાંનાં લોકો બધાં સરખાં જ હોવાં જોઈએ.

પ્રવાહ સાથે જાણે તાલ ધરતાં હોય તેવાં સ્તૂપો અને મંદિરો વચમાં વચમાં આવી જતાં. ઊંચી ટેકરીઓ અને શિખરો માણસજાતને હમેશ પ્રિય છે જ. તેમાં વળી નાઈલ નદી જેવી ઐરાવતી ચારે દિશાએ પોતાની કૃપાનો ઉત્પાત દર વરસે ફેલાવે ત્યારે તો ઊંચાં ઊંચાં સ્થાનો એ જ માણસનું આશ્રયસ્થાન થઈ જાય છે. એના પ્રત્યેની કૃતજ્ઞતા મંદિર બાંધીને માણસ ન દાખવે તો બીજી કઈ રીતે વ્યક્ત થાય? કુદરતે આપણને શીખવ્યું છે કે લીલાં પાંદડાંમાં પીળાં પરિપક્વ ફળ પોતાની બધી ખુમારી દાખવી શકે છે. એ પાઠનો લાભ લઈ લોકોએ ઝાડો વચ્ચે મંદિર બાંધી એના પર આકાશનું આનંત્ય ચીંધનાર સોનાની આંગળીઓ ઊંચી કરેલી છે. કુદરતી શોભા માણસ સુધારી ન શકે એમ માનનારાઓએ આ શિખરો એક વાર જોવાં જોઈએ.

બપોરનો વખત હતો. અંગ્રેજી જાણનાર એક બ્રહ્મી કૉલેજિયન જોડે અમે વાતો કરતા હતા. એટલામાં એક નીરવ સાદ સંભળાયો. છિંદવીન નદી પોતાનો કરભાર લઈને ઐરાવતીને મળવા આવી હતી. બેનો શો પ્રેમસંગમ! રામદાસ અને તુકારામ એકબીજાને મળ્યા હોય અથવા કવિ ભવભૂતિ પોતાનું 'ઉત્તરરામચરિત' શેતરંજ રમનાર કાલિદાસને સંભળાવતો હોય એવો એ દેખાવ હતો.

કલ્પનામાં તો છિંદવીનના અજ્ઞાત પ્રદેશમાં શાન રાજ્યો સુધી હું જઈ પણ આવ્યો. હાથમાં તીરકામઠું અથવા કુહાડી લઈને ફરનાર નિશ્ચિંત અને નિર્ભય એવા કેટલાયે વનવાસીઓ મને ત્યાં મળ્યા. વહેમાય તો જીવ લેનાર અને વિશ્વાસ બેસે તો જીવ આપનાર એ કુદરતનાં બાળકોનું દર્શન સુધારાનો કાદવ ધોઈ કાઢનાર મંગલસ્નાન જેવું હતું.

જહાજ પરનું પક્ષી ગમે તેટલું ઊડે તોયે આખરે જહાજ પર જ પાછું આવે છે તેમ કલ્પના પણ જંગલની સહેલ કરી ફરી પાછી જહાજ પર આવી. કેમ કે અમે પકોક્કુ બંદર પર આવી પહોંચ્યા હતા.

પકોક્કુ પાસેની કાદવવાળી નદીમાં નાહી અને બ્રહ્મી પરોણાગતનો સ્વીકાર કરી અમે ફરી જહાજ ઉપર સવાર થયા. અને ઘાસલેટના કૂવાઓ જોવા યેનન-જાંવ સુધી પહોંચ્યા. અહીં અમેરિકન મજૂરોનું રાજ ચાલે છે એમ કહી શકાય. આસપાસ વનશ્રી નહીં જેવી. અહીં એક તરફ આ ઘાસલેટના કૂવાનું આધુનિક ક્ષેત્ર અને બીજી તરફ ટેકરી પર આવેલા નાનકડા પ્રાચીન બૌદ્ધ મંદિરનું તીર્થક્ષેત્ર. બંને જોઈ કેટલાયે વિચારો મનમાં આવ્યા. મંદિરની કારીગરીમાં હાથીના મોઢાવાળું એક પક્ષી કોતરાયેલું હતું. બીજા પણ એવા જ અનેક સંકરો અહીં જણાયા. પાસેના મઠમાં કેટલાક બૌદ્ધ સાધુઓ રાગડા તાણીને સંધ્યાકાળની પ્રાર્થના કે એવો જ કંઈક વિધિ કરતા હતા. ઐરાવતીને જાણે કશો પક્ષપાત ન હોય એવી રીતે એ ઘાસલેટના કૂવાના પંપનો ધમાલિયો અવાજ પણ પોતાના હૃદય ઉપર વહન કરે છે અને अनिच्चा वत संखारा उप्पादव्ययधम्मिणोનો શ્રાંત અથવા ચિરંતન સંદેશો પણ વહન કરે છે. અમેરિકાનું સામર્થ્ય ભલે અજોડ હોય પણ ખંડ તો બાળક જ કહેવાય ને? જીવનનું રહસ્ય આટલામાં એને ક્યાંથી હાથ લાગવાનું? એને તો નદીને કાંઠે ત્રણ ત્રણ હજાર ફૂટ ઊંડા કૂવા ખોદી ઘાસલેટ કાઢવાનું જ સૂઝવાનું. દુનિયાના સર્વ સૃષ્ટ પદાર્થો ઉત્પન્ન થાય છે ને નાશ પામે છે, એમાં બધું જ નશ્વર અને વ્યર્થ છે, અસાર છે, સાર તો કેવળ એમાંથી બચી જઈ નિર્વાણ મેળવવામાં છે, એ વાત કયો અમેરિકન સ્વીકારી શકે! પણ ઐરાવતી નદી તો ઉત્પાતિયા ઉત્સાહને લીધે જ્ઞાનનો ઇન્કાર ન કરે અને ઘરડા જ્ઞાનના ભારથી ઉત્સાહ નહીં ખોઈ બેસે. એને તો મહાસાગરમાં વિલીન થવું છે અને છતાં એ વિલીન થવાનો આનંદ અખંડ વહેવડાવવો પણ છે.

અહીંથી આગળ જઈ એ દીર્ઘિકા અનેક મુખે સાગરને મળે છે. ઐરાવતી ખરેખર સુવર્ણદેશની માતા છે.

## ૯. પકોક્કુ

બંદર પર ગાડીઓ તો ઘણી હતી. પણ અમને શહેરમાં કોણ લઈ જાય? માણસની ભાષા અમને ક્યાં બોલતાં આવડતી હતી? અમારું જહાજ બપોરથી રાત સુધી પકોક્કુમાં આરામ કરવાનું હતું. એટલા વખતમાં અમારે પકોક્કુનો પ્રસાદ ચાખવો હતો. અહીંના સેશન્સ જજ પર અમારી પાસે એક ભલામણચિઠ્ઠી હતી. એ ન મળે તો શહેરમાં ઊ પો સિન નામના બીજા સજ્જનને ત્યાં જવાય એમ હતું. અમારી ભાષામાં અમે દરેક ગાડીવાળાને પૂછ્યું. અમારી ભાષા કઈ એ મજૂરનો સવાલ નથી. અમારી પાસે હિંદી, મરાઠી, કાનડી, ગુજરાતી, બંગાળી,

સિંધી, અંગ્રેજી, ફારસી, અને સંસ્કૃત એટલી ભાષાનો ભંડોળ હોવા છતાં અહીં એમાંની એકે ચાલે એમ ન હતું. આખરે એક એક્કાવાળાએ માથું ધુણાવી અમારો સામાન કબજામાં લીધો. અમે એની ગાડીમાં જઈને બેઠા. પ્રથમ જજ સાહેબના બંગલા તરફ ગયા. એક કાગળ પર અંગ્રેજીમાં અમારાં નામ લખી ગાડીવાળાને મોકલી દીધો. થોડી વારમાં ગાડીવાળો પાછો આવ્યો. ઈશારાથી એણે કહ્યું કે, 'ત્યાં કોઈ નથી. દૂર બહારગામ ગયા છે.' અમારાં નામ અમારા હાથમાં પાછાં આવ્યાં.

અમે ફરી નિશ્ચય કરી ગાડીવાળાને કહ્યું, 'ઊ પો સિન'. ગાડી ચાલી, અને શહેરમાં એક પ્રતિષ્ઠિત ઘર આગળ ઊભી રહી. ગાડીવાળાએ અમારો સામાન ઉતારી ઘરમાં મૂક્યો. અમે અંદર ગયા. ઘરમાંથી બેત્રણ રમણીઓ બહાર આવી. અમને સંકોચ થયો. અમે કહ્યું, 'ઊ પો સિન. ગમનાજી.' (ગમનાજી એ એક હિંદુસ્તાનનો વેપારી આડતિયો હતો. એનું સરનામું આ ઘરનું હતું.) બાઈઓએ અમને બેસવાનું કહ્યું. અમે રાહ જોવા લાગ્યા. બાઈઓ અંદર ગઈ. અર્ધો કલાક બેઠા હોઈશું. ન આવે ઊ પો સિન કે ન મળે ગમનાજી. અમને વિચિત્ર લાગ્યું. આમ ક્યાં સુધી બેસાય? જીવતરામને મેં કહ્યું, 'તમે અહીં બેસો. હું ગામમાં ફરી આવું. કોઈ આપણી ભાષા જાણનાર મળે તો ઈશ્વરનો પાડ.' પોઠિયાની પેઠે આખું ગામ ફરી વળ્યો. મારી ભાષાઓમાં હું પૂછતો. લોકો એમની ભાષામાં જવાબ આપતા. પણ બોધ તો આસપાસની હવાને પણ થતો નહીં. જાણે બહેરાંઓનો મુલક. એક ઠેકાણે મકાન પર ફોટોગ્રાફિક કૅમેરાનાં ચિત્રો ચોડેલાં મેં જોયાં. હાશ! હવે તો કોઈ અંગ્રેજી બોલનાર મળશે ખરો. હું દુકાનમાં ગયો અને મારું અંગ્રેજી ઠાલવી દીધું. પણ અહીં પણ ઉત્તેજક પ્રતિધ્વનિ ન નીકળ્યો.

નિરાશ થઈને હું કિનારે પાછો આવ્યો. ગિરધારીને કહ્યું, 'દોડતો જા, અને પણે આપણો ગાડીવાળો દેખાય છે એ અલોપ થાય એ પહેલાં એને લઈ આવ.' ગાડીવાળો આવ્યો. અમે અમારો સામાન ગાડીમાં મૂકવા ઉપાડ્યો. ઘરની બાઈઓએ એ જોયું. આવેલા પરોણા આતિથ્ય લીધા વગર જાય છે એનું એમને વસમું લાગ્યું. એમની ભાષા અમે સમજી શકતા ન હતા, પણ એમની આંખોમાંથી ઝરતું આતિથ્ય વાંચતાં વાર લાગે એમ ન હતું. તેમણે અમને ખૂબ સમજાવ્યા. અમે પણ એમને કહ્યું કે, 'આવેલા જ જહાજમાં આજે સાંજે અમારે પાછા જવું છે. ઝાઝો વખત રહ્યો નથી.' પણ આટલી વિગતો અમે બોલ્યા તે અમારા જ સમાધાન ખાતર. બાઈઓ થોડુંક કહે અને અંદર જાય. કોઈ ડોસીને લઈ આવે. એ કંઈક કહે, અને બીજે બારણેથી પાછી જાય. થોડા વખતમાં પાડોશની બે ડોસીઓ આવી. એમણે પણ પોતાની ભાષા અજમાવી. અમને તો બાઘા જેવું લાગતું હતું. આમ અચાનક આવવું ને એમ ને એમ જવું એમાં અવિવેક તો ખરો, પણ કરીએ શું? ગાડી ગુમાવીએ તો બંદરનો રસ્તો પણ યાદ નહીં. અને લોકોને પૂછીએ તો કઈ ભાષામાં? એટલે આંખ વડે જ માફી માગી અમે ગાડીમાં સવાર થયા.

લાવવા પોતે જ પાછા ગયા. અમે મુકામે પહોંચ્યા. ઘણો વખત થયો તોયે જીવતરામ આવે નહીં. નાનો ગિરધારી ગભરાયો અને રોવા જેવો થઈ ગયો. મેં કહ્યું, 'રહે ત્યારે; હું જીવતરામને શોધવા જાઉં છું. ત્યાં સુધી તું અહીં જ બેસજે.' અજાણ્યા મુલકમાં ગિરધારી મને છોડીને એકલો કેમ જ બેસે? આફત કરતાં ઈલાજ આકરો એમ કહે છે તેના જેવું ગિરધારીને થયું. એ કહે, 'તમે તો નહીં જ જતા!' હું એની સ્થિતિ સમજ્યો. એને લઈને રસ્તા પર આવ્યો અને મેં એનું ધ્યાન વાતોમાં પરોવ્યું.

આખરે જીવતરામ આવ્યા. અમે જમ્યા અને ઘાસલેટના કૂવા જોવા ઊપડ્યા. પવનચક્કીનાં તાબૂત જેવાં લોઢંપિંજરો દરેક કૂવા પર દેખાવા લાગ્યાં. આ કૂવા બહુ પાસે પાસે છે. કેટલા ઊંડા હશે એની તો અમને કલ્પનાયે આવવી મુશ્કેલ. યંત્ર વતી કૂવામાંથી તેલ ખેંચાતું હતું. દવા માટે બળદોનું લોહી ચૂસી લે છે તેમ દીવા માટે પૃથ્વીનું લોહી ચૂસવાનું કામ અહીં ચાલતું હતું. એક એક કૂવો બે હજાર ફૂટ, ત્રણ હજાર ફૂટ ઊંડો. ત્રીસ કે ચાળીસ ફૂટ ઊંડો કૂવો થયો કે આપણે કહીએ છીએ, 'અહોહો! આ કૂવામાં તો ચક્કર આવે!' ત્રણ હજાર ફૂટ ઊંડા કૂવા એટલે શું એની કલ્પના કરવી પણ કઠણ છે. અંદર જોવાની હિંમત કરત તોયે એવી સગવડ ન હતી. કૂવાનાં મોં પાટિયાં વતી બંધ કરેલાં હતાં: એકલું પમ્પિંગ જોવાનું મળ્યું. ચૂસી કાઢેલું તેલ પાસેના એક મકાનમાં ભેગું થયું હતું. કૂવા જોયા પછી અમે ત્યાં જવાના હતા. કૂવાઓના વનમાં એક અટૂલો કૂવો દેશી ઢબે ચાલતો હતો. એ કૂવો તો સાવ છીછરો. ફક્ત પાંચસો ફૂટ ઊંડો. બ્રહ્મી મજૂરો દોરીનો છેડો પકડી દોડતા જાય અને મેલા ઘાસલેટની ડોલ ભરાઈને ઉપર આવે. અમારી સાથેના અમારા ગૃહપતિએ કહ્યું, 'અહીં ગામડાના લોકો કૂવાઓની માટી કોડિયામાં ભરી રાખે છે. સાંજ પડી કે માટી સળગાવી દીધી. આખી રાત ભૂક્ ભૂક્ ભૂક્ બળ્યા કરે. માટી નિસ્તૈલ થાય એટલે એ ફેંકી દે છે અને બીજી સ્નેહાળ માટી ભરે છે.'

આ કૂવામાં મેં ડોકિયું કર્યું. આગગાડીના બોગદામાં જેવું દેખાય તેવું ગાઢું અંધારું અંદર ભરાયું હતું. બહારના પ્રકાશને લીધે અંદરનું નથી દેખાતું એમ ધારી મેં મારા હાથમાંની ચોપડીનું ભૂંગળું બનાવી દૂરબીનની પેઠે ધરી દૃષ્ટિ અંદર ફેંકી. આંખો તાણી તાણીને અંદર જોયું. પણ નર્યા અંધારા સિવાય કશું દેખાયું નહીં.

કૂવાઓ વિશે જેટલી માહિતી મળી શકે તેટલી પૂછી અમે એંજિનઘરમાં ગયા. ત્યાં કૂવામાંથી કાઢેલું ઘાસલેટ ભેગું કરી અહીંથી રંગૂન સુધી પંપ કરવામાં આવે છે. યેનનજાંવથી રંગૂન પાસેના એક બેટ સુધી મોટા નળ નાખેલા છે. અહીંથી લગભગ ત્રણસો માઈલ સુધી તેલ પોતાને પગે દોડતું જાય છે. પછી પેલા બેટમાં એને વલોવવામાં આવે છે અને એની શુદ્ધિ થાય છે. તેલ અને પાણીનો મેળ ખાય નહીં એમ આપણે અનુભવ પરથી કહીએ છીએ. પણ એ કેટલું આશ્ચર્ય કે ઘાસલેટના કૂવા મોટી મોટી નદીઓને કિનારે જ મળે છે!

અહીંથી અમે પાછા ઉતારે ચાલ્યા. રસ્તામાં તરેહ તરેહના વિચારો ચાલતા હતા. અહીં કામ કરવા માટે અમેરિકાના જ મજૂરો કેમ આવે છે? દુનિયાભરના

ઘડ ઘડ ઘડ ગાડી ચાલી, અને ઘરની બાઈઓએ કિલકિલાટ કરી મૂકયો. અમે થોડેક દૂર ગયા ત્યાં હંગેરિયન ટોપીવાળો એક માણસ સામેથી આવતો અમે જોયો. સ્વદેશી ભાષા જાણનાર કોઈ નરરત્નને મળી શકીશું એવી તો આશા પણ મનમાં રહી ન હતી. છતાં એને ગાડી પાસેથી પસાર થતો જોઈ મેં મંત્ર ફેંકયો, 'ગમનાજી.' માણસ ચોંકયો. પાછો ફર્યો. અમને પણ હિંમત આવી. માનવી ગિરાનો આશ્રય લઈ અમે પૂછ્યું, 'આપ ગમનાજી હૈં?' એણે હા પાડી. પછી તો પૂછવું જ શું? ગાડી પાછી ફરી. અમે ઊ પો સિનને ત્યાં ફરી ગયા. બાઈઓને ખૂબ સમાધાન થયું. ગમનાજીએ થોડીક દિલગીરી બતાવી કહ્યું કે પોતે રાંધી શકતા નથી, મીઠાઈ પર જ નભાવે છે. અમે કહ્યું, 'અમને અન્નાહાર મળે તો બ્રહ્મી હાથનું ચાલશે. અમને ખબર છે કે બ્રહ્મી લોકોના હાથનું કોઈ પણ જાતનો હિંદુ ખાતો નથી. પણ અમારે બ્રહ્મી ખોરાક ચાખવો છે. એમાં નિષિદ્ધ કશું ન આવે આવી ખાતરી આપતા હો તો આ ઘરનું જ અમે ખાઈશું.'

તૂટેલો તાર સંધાયો હોય એમ ઘરનાં માણસો જોડે અમારી વાતચીત શરૂ થઈ. 'શું ખાશો? શું નહીં ખાઓ?' એ બધું એમણે ગમનાજી મારફતે પૂછી લીધું. અમારે તો અન્નમાં ખપતો શુદ્ધ સાદો બ્રહ્મી ખોરાક જોઈતો હતો.

રસોઈ તૈયાર થાય ત્યાં સુધીમાં મેં નાહી લેવાનો વિચાર કર્યો. વાસ્કો ડા ગામાની પેઠે ગૂડ હોપ સુધી હું ફરેલો હતો. એટલે ઐરાવતીને મળતી એક નાનકડી નદી કઈ દિશાએ છે તે હું જાણતો હતો. કપડાં લઈને નદી પર ગયો. નદી કાદવથી લાલચોળ હતી. પણ પરસેવા કરતાં કાદવ ખમાય એ ન્યાયે હું પાણીમાં પડયો. જીવતરામ, ગિરધારી પણ આવ્યા. નાહીને અમે જમવા બેઠા. બ્રહ્મી ઢબની પલાંઠી વાળી અમે બેઠા. નેતરનાં સુંદર લાખી વાસણોમાં પીરસેલી ભાત, વાલ અને બીજી કેટલીક વસ્તુઓ ખાધી. ખોરાક ભાવ્યો એમ તો ન કહેવાય; પણ હતો સ્વચ્છ અને બરાબર ચડેલો. પછી ઘરની ડોસીએ, ઊ પો સિન, એના ભાઈ અને ઘરનાં કેટલાંક માણસોની તંદુરસ્તી વિશે અને પ્રવૃત્તિઓ વિશે કેટલુંક કહ્યું. 'ઘરમાં કોઈ નથી એટલે તમારે લાયક તમારું સ્વાગત ન કરી શકયાં,' કહીને દિલગીરી પણ બતાવી.

અમારી મારફતે જજ સાહેબની ઓળખાણ થાય તો સારું એમ ગમનાજીને લાગવાથી એ અમને એમને બંગલે લઈ ગયા. જજ સાહેબ સવારીમાં ગયેલા હતા. અમે અમારાં ભલાં યજમાનોનો આભાર માની જહાજ પર પાછા આવ્યા.

## ૧૦. ઘાસલેટના કૂવા

બ્રહ્મદેશનું સાચું દર્શન અમને યેનનજાંવમાં થયું. અહીં ઘાસલેટના પ્રખ્યાત કૂવા છે. ઘાસલેટ પાછળ અંગ્રેજ વેપારીઓ અને અમેરિકન મજૂરો આવવાના જ. અમે યેનનજાંવ પહોંચ્યા ત્યારે બપોરનો વખત હતો. બંદરથી શહેર કંઈક દૂર હતું. જીવતરામ મારો લોટો બંદર પર ભૂલી ગયા. અર્ધે રસ્તે યાદ આવતાં એ

લાવવા પોતે જ પાછા ગયા. અમે મુકામે પહોંચ્યા. ઘણો વખત થયો તોયે જીવતરામ આવે નહીં. નાનો ગિરધારી ગભરાયો અને રોવા જેવો થઈ ગયો. મેં કહ્યું, 'રહે ત્યારે; હું જીવતરામને શોધવા જાઉં છું. ત્યાં સુધી તું અહીં જ બેસજે.' અજાણ્યા મુલકમાં ગિરધારી મને છોડીને એકલો કેમ જ બેસે? આફત કરતાં ઈલાજ આકરો એમ કહે છે તેના જેવું ગિરધારીને થયું. એ કહે, 'તમે તો નહીં જ જતા!' હું એની સ્થિતિ સમજ્યો. એને લઈને રસ્તા પર આવ્યો અને મેં એનું ધ્યાન વાતોમાં પરોવ્યું.

આખરે જીવતરામ આવ્યા. અમે જમ્યા અને ઘાસલેટના કૂવા જોવા ઊપડયા. પવનચક્કીનાં તાબૂત જેવાં લોઢપિંજરો દરેક કૂવા પર દેખાવા લાગ્યાં. આ કૂવા બહુ પાસે પાસે છે. કેટલા ઊંડા હશે એની તો અમને કલ્પનાયે આવવી મુશ્કેલ. યંત્ર વતી કૂવામાંથી તેલ ખેંચાતું હતું. દવા માટે બળદોનું લોહી ચૂસી લે છે તેમ દીવા માટે પૃથ્વીનું લોહી ચૂસવાનું કામ અહીં ચાલતું હતું. એક એક કૂવો બે હજાર ફૂટ, ત્રણ હજાર ફૂટ ઊંડો. ત્રીસ કે ચાળીસ ફૂટ ઊંડો કૂવો થયો કે આપણે કહીએ છીએ, 'અહોહો! આ કૂવામાં તો ચક્કર આવે!' ત્રણ હજાર ફૂટ ઊંડા કૂવા એટલે શું એની કલ્પના કરવી પણ કઠણ છે. અંદર જોવાની હિંમત કરત તોયે એવી સગવડ ન હતી. કૂવાનાં મોં પાટિયાં વતી બંધ કરેલાં હતાં; એકલું પમ્પિંગ જોવાનું મળ્યું. ચૂસી કાઢેલું તેલ પાસેના એક મકાનમાં ભેગું થયું હતું. કૂવા જોયા પછી અમે ત્યાં જવાના હતા. કૂવાઓના વનમાં એક અટૂલો કૂવો દેશી ઢબે ચાલતો હતો. એ કૂવો તો સાવ છીછરો. ફક્ત પાંચસો ફૂટ ઊંડો. બ્રહ્મી મજૂરો દોરીનો છેડો પકડી દોડતા જાય અને મેલા ઘાસલેટની ડોલ ભરાઈને ઉપર આવે. અમારી સાથેના અમારા ગૃહપતિએ કહ્યું, 'અહીં ગામડાના લોકો કૂવાઓની માટી કોડિયામાં ભરી રાખે છે. સાંજ પડી કે માટી સળગાવી દીધી. આખી રાત ભૂક્ ભૂક્ ભૂક્ બળ્યા કરે. માટી નિસ્તેલ થાય એટલે એ ફેંકી દે છે અને બીજી સ્નેહાળ માટી ભરે છે.'

આ કૂવામાં મેં ડોકિયું કર્યું. આગગાડીના બોગદામાં જેવું દેખાય તેવું ગાઢું અંધારું અંદર ભરાયું હતું. બહારના પ્રકાશને લીધે અંદરનું નથી દેખાતું એમ ધારી મેં મારા હાથમાંની ચોપડીનું ભૂંગળું બનાવી દૂરબીનની પેઠે ધરી દૃષ્ટિ અંદર ફેંકી. આંખો તાણી તાણીને અંદર જોયું. પણ નર્યા અંધારા સિવાય કશું દેખાયું નહીં.

કૂવાઓ વિશે જેટલી માહિતી મળી શકે તેટલી પૂછી અમે ઍંજિનઘરમાં ગયા. ત્યાં કૂવામાંથી કાઢેલું ઘાસલેટ ભેગું કરી અહીંથી રંગૂન સુધી પંપ કરવામાં આવે છે. યેનનજાંવથી રંગૂન પાસેના એક બેટ સુધી મોટા નળ નાખેલા છે. અહીંથી લગભગ ત્રણસો માઈલ સુધી તેલ પોતાને પગે દોડતું જાય છે. પછી પેલા બેટમાં એને વલોવવામાં આવે છે અને એની શુદ્ધિ થાય છે. તેલ અને પાણીનો મેળ ખાય નહીં એમ આપણે અનુભવ પરથી કહીએ છીએ. પણ એ કેટલું આશ્ચર્ય કે ઘાસલેટના કૂવા મોટી મોટી નદીઓને કિનારે જ મળે છે!

અહીંથી અમે પાછા ઉતારે ચાલ્યા. રસ્તામાં તરેહ તરેહના વિચારો ચાલતા હતા. અહીં કામ કરવા માટે અમેરિકાના જ મજૂરો કેમ આવે છે? દુનિયાભરના

મજૂરો એટલે ગરીબોની એક વિરાટ ન્યાત. ગમે ત્યાં જાય તોય એમને નસીબ પેટ જેટલો કે ઓછો રોટલો જ છે. છતાં એ લોકોમાં પણ વર્ણદ્વેષ અને કોમી સ્વાર્થ રહેલાં છે. અમેરિકન મજૂરોનો નિયમ છે કે તેઓ બીજા લોકોને આ ધંધામાં દાખલ થવા નથી દેતા; બીજા ગોરાઓને પણ નહીં. આવા આકરા નિયમ કરનાર પ્રજા કેટલી ડાહી અને દુષ્ટ અથવા સ્વાર્થી હોવી જોઈએ! જ્યાં જે માલ મળે તેના પર જ ગુજરાન ચલાવનાર જૂનો જમાનો હવે સદાને માટે ગયો. હવે જ્યાંથી જે વસ્તુ મળે ત્યાંથી તે આણીને વાપરવી એવો જમાનો આવ્યો છે. નાનપણમાં રાત્રે ભણતી વખતે, નકશામાં બાટુમ ક્યાં છે એ જોવા માટે બાટુમનું જ ઘાસલેટ મેં વાપરેલું. તે દિવસથી વિચાર કરતો આવ્યો છું કે, 'દુનિયાભરના પદાર્થો ભેગા કરવાનું માણસને શી રીતે સૂઝયું હશે? દીવાસળીનું લાકડું સ્વિડનના જંગલમાંથી આવે છે. ફાનસ ઑસ્ટ્રિયા અને જર્મનીથી. અંદરનું ઘાસલેટ કાસ્પિયન સમુદ્રને કિનારેથી. બત્તી વિલાયતથી. નકશો બ્રિટનથી. ચોપડીનો કાગળ કદાચ ઈટાલીથી. આટલો સરંજામ ભેગો થાય ત્યારે મારું વાચન ચાલે!' તે વખતે આ સ્થિતિ કફોડી લાગી ન હતી, પણ અંગ્રેજોના ઉદ્યમનું અને પોતાના ભાગ્યનું હું કૌતુક જ કરતો હતો.

અહીંના જંગલનાં ઈમારતી લાકડાં, ખેતરમાંના ચોખા, ખાણમાંનાં માણેક, અને પૃથ્વીના પેટમાંનું ઘાસલેટ એ બધાંને કારણે પ્રાચીન બ્રહ્મદેશ સાવ ઉઘાડો પડયો છે. રસ્તા પરની આંબલીને જેમ પથરા અને લાકડીઓ ખાવી પડે છે તેવી બ્રહ્મદેશની દશા થઈ છે. બ્રહ્મદેશ ગોરાઓને માટે ગોળની ગાગર જેવો થઈ પડયો છે. હિંદુઓ જેમ સામાજિક ક્ષેત્રમાં ગોરાઓને દૂર રાખે છે તેવું બ્રહ્મીઓનું નથી. અહીં તો ગોરાઓ બ્રહ્મદેશમાં પરણી પણ શકે છે. સાંભળ્યા પ્રમાણે કેટલાક ગોરાઓ આ દેશ છોડીને જ્યારે પાછા જાય છે ત્યારે પોતાની બ્રહ્મી સ્ત્રીને અને એનાં બાળકોને થોડાક પૈસા આપીને અહીં જ છોડી જાય છે!

## ૧૧. યેનનજાંવ

સાંજે અમારે જમવું ન હતું. ચાંદની રાત હતી એટલે અમે ગામમાં ફરવા નીકળ્યા. ત્યાં એક નાનકડી ટેકરી પર એક બૌદ્ધ મંદિર જોયું. મંદિરમાં લાકડાનું કોતરકામ અસાધારણ સુંદર હતું. અહીંના શિલ્પીઓ પુરાણકારની પ્રતિભાવાળા હોવા જોઈએ. એક થાંભલા પર હાથીના મોઢાવાળું એક પક્ષી કોતરેલું હતું. બીજા પણ આવા અનેક સંકરો અહીં જણાયા. ટેકરી પરથી ચાંદરણામાં આસપાસનું દૃશ્ય જાદુઈ લાગતું હતું; જાણે નવલકથાના કોઈ અપૂર્વ મુલકમાં મંતરેલા ઘોડા પર બેસીને આવ્યા છીએ.

પાછા આવતાં એક બૌદ્ધ મઠ દેખાયો. બારીમાંથી અમે ડોકિયું કર્યું. કેટલાક બૌદ્ધ સાધુઓ રાગડા તાણીને સંધ્યાકાળની પ્રાર્થના કે એવો જ કંઈક વિધિ કરતા

હતા. જીવતરામને એમાં રોમન કૅથલિક પૂજાવિધિનું સામ્ય દેખાયું. પછી તો અમે ખ્રિસ્તી ધર્મ અને બૌદ્ધ ધર્મના સંબંધ પર ઊતર્યા. ગિરધારી વચમાં વચમાં કેટલાક સવાલો પૂછતો હતો. પણ જેમ વાંચતી વખતે આંખની પાંપણો હાલે તોયે વાંચવામાં ખંડ પડતો નથી તેમ ગિરધારીના સવાલોથી અમારી ચર્ચામાં વિક્ષેપ થતો નહીં. બુદ્ધ ભગવાને પોતાના શિષ્યોને ચારે દિશામાં જઈને કલ્યાણના માર્ગનો ઉપદેશ કરવાની આજ્ઞા કરી હતી. અશોકે બૌદ્ધ ભિક્ષુઓને દૂર દૂરના દેશો સુધી મોકલ્યા હતા. બ્રહ્મદેશ, લંકા, સત્યપુત્ર વગેરે આ બાજુના, અને કાંબોજ, ફારસ વગેરે પશ્ચિમ તરફના દેશોમાં અંતિઓકના રાજ્ય સુધી બૌદ્ધ ભિક્ષુઓ પહોંચ્યા હતા. એસીની પંથ ઉપર બૌદ્ધ ધર્મની અસર સ્પષ્ટ છે. અને જો એસીની પંથમાંથી ખ્રિસ્તી ધર્મે ઘણું લીધું હોય તો તો ખ્રિસ્તી ધર્મ બૌદ્ધ ધર્મનો પ્રશિષ્ય કહેવાય. ઈશુની પ્રેમમય અહિંસાવૃત્તિ, એની પરલોકપરાયણતા અને એનો ગૂઢવાદ આપણને જરાયે અપરિચિત નથી લાગતાં. એનું કારણ શું એ હશે કે આર્યભાવનાની જ એ એક સ્વતંત્ર વસાહત છે? મિ. ઍન્ડ્રૂઝને પણ લાગે છે કે બૌદ્ધ અને ખ્રિસ્તી ધર્મનાં સંબંધ અને સાધર્મ્ય આકસ્મિક નથી.

અથવા એમ પણ હોય કે ખુદાપરસ્ત પેગંબરો બધા જે કહે છે તે તત્ત્વત: એક જ હોય છે, પણ દરેક સમાજના માણસો એને પોતાની રીતે સ્વીકારી શકે છે. માટે એ પેગંબરો જ્યારે પોતાના દેશ અને સમાજની પ્રાચીન માન્યતાઓ અને વિધિઓને વશ થઈ એ બધી વસ્તુઓ પોતાના ધર્મમાં ભેળવે છે ત્યારે જ જુદાઈ ઉત્પન્ન થાય છે. પણ આ બે તત્ત્વો જુદાં કોણ પાડી શકે? બહિશ્ત, દોજખ, કયામત અને કુરબાની વિશેની માન્યતાઓ કોરે મૂકવી ઈસ્લામને પાલવે? છતાં આપણને તો મહંમદ સાહેબની અનન્ય ખુદાપરસ્તી અને યતીમો પ્રત્યેની દાઝ, એમનું અલઅમીનપણું, એ જ અત્યંત આકર્ષક લાગે છે.

બૌદ્ધ સાધુઓની પ્રાર્થના પૂરી થઈ. અને અમારી ચર્ચા પણ ત્યાં જ અટકી. બ્રહ્મદેશમાં મુસલમાનો સારી સંખ્યામાં છે. હિંદુઓની પેઠે તેઓ અહીંના લોકોથી અળગા નથી રહેતા. બ્રહ્મી લોકો જોડે એમનો રોટીબેટીવહેવાર ચાલે છે.

પાશ્ચાત્ય પોશાક પહેરવાથી જેમ આપણી ચામડી પાશ્ચાત્ય થતી નથી, તેમ પાશ્ચાત્ય વેપારના અર્થશાસ્ત્રના સકંજામાં સપડાવાથી અને પાશ્ચાત્ય કેળવણીમાં તરબોળ થવાથી પણ આપણી જીવન પ્રત્યેની નિષ્ઠા (view) અને આપણો હૃદયધર્મ સાવ બદલાતાં નથી. ઘાસલેટનું આવડું પ્રચંડ કારખાનું અહીં ચાલે છે, દેશદેશાંતરના વેપારીઓ જ નહીં પણ મજૂરો પણ આવીને અહીં રહે છે, શરાબ પીને કોક વાર તોફાન કરે છે, છતાં બ્રહ્મદેશનું ઠંડું જીવન જરાયે ઊનું થતું નથી. જૂની આબાદી નષ્ટ થશે, પેટ ભરવાના સાંસા પડશે, દારૂનાં પીઠાં અને ચૂંટણીનો દારૂ ગામડે ગામડે પહોંચશે, જૂના રિવાજો બદલાશે, વર્ણસંકરથી સામાજિક કાયદામાં પણ ફેરફાર કરવા પડશે, અને છતાં બ્રહ્મદેશનું બ્રહ્મીપણું કાયમ જ રહેશે – એમ અહીંના મઠનો ઘંટ ફરી ફરી સંભળાવતો હતો.

મજૂરો એટલે ગરીબોની એક વિરાટ ન્યાત. ગમે ત્યાં જાય તોયે એમને નસીબે પેટ જેટલો કે ઓછો રોટલો જ છે. છતાં એ લોકોમાં પણ વર્ણદ્વેષ અને કોમી સ્વાર્થ રહેલાં છે. અમેરિકન મજૂરોનો નિયમ છે કે તેઓ બીજા લોકોને આ ધંધામાં દાખલ થવા નથી દેતા; બીજા ગોરાઓને પણ નહીં. આવા આકરા નિયમ કરનાર પ્રજા કેટલી ડાહી અને દુષ્ટ અથવા સ્વાર્થી હોવી જોઈએ! જ્યાં જે માલ મળે તેના પર જ ગુજરાન ચલાવનાર જૂનો જમાનો હવે સદાને માટે ગયો. હવે જ્યાંથી જે વસ્તુ મળે ત્યાંથી તે આણીને વાપરવી એવો જમાનો આવ્યો છે. નાનપણમાં રાત્રે ભણતી વખતે, નકશામાં બાટુમ ક્યાં છે એ જોવા માટે બાટુમનું જ ઘાસલેટ મેં વાપરેલું. તે દિવસથી વિચાર કરતો આવ્યો છું કે, 'દુનિયાભરના પદાર્થો ભેગા કરવાનું માણસને શી રીતે સૂઝ્યું હશે? દીવાસળીનું લાકડું સ્વિડનના જંગલમાંથી આવે છે. ફાનસ ઑસ્ટ્રિયા અને જર્મનીથી. અંદરનું ઘાસલેટ કાસ્પિયન સમુદ્રને કિનારેથી. બત્તી વિલાયતથી. નકશો બ્રિટનથી. ચોપડીનો કાગળ કદાચ ઈટાલીથી. આટલો સરંજામ ભેગો થાય ત્યારે મારું વાચન ચાલે!' તે વખતે આ સ્થિતિ કફોડી લાગી ન હતી, પણ અંગ્રેજોના ઉદ્યમનું અને પોતાના ભાગ્યનું હું કૌતુક જ કરતો હતો.

અહીંના જંગલનાં ઈમારતી લાકડાં, ખેતરમાંના ચોખા, ખાણમાંનાં માણેક, અને પૃથ્વીના પેટમાંનું ઘાસલેટ એ બધાંને કારણે પ્રાચીન બ્રહ્મદેશ સાવ ઉઘાડો પડ્યો છે. રસ્તા પરની આંબલીને જેમ પથરા અને લાકડીઓ ખાવી પડે છે તેવી બ્રહ્મદેશની દશા થઈ છે. બ્રહ્મદેશ ગોરાઓને માટે ગોળની ગાગર જેવો થઈ પડ્યો છે. હિંદુઓ જેમ સામાજિક ક્ષેત્રમાં ગોરાઓને દૂર રાખે છે તેવું બ્રહ્મીઓનું નથી. અહીં તો ગોરાઓ બ્રહ્મદેશમાં પરણી પણ શકે છે. સાંભળ્યા પ્રમાણે કેટલાક ગોરાઓ આ દેશ છોડીને જ્યારે પાછા જાય છે ત્યારે પોતાની બ્રહ્મી સ્ત્રીને અને એનાં બાળકોને થોડાક પૈસા આપીને અહીં જ છોડી જાય છે!

## ૧૧. યેનનજાંવ

સાંજે અમારે જમવું ન હતું. ચાંદની રાત હતી એટલે અમે ગામમાં ફરવા નીકળ્યા. ત્યાં એક નાનકડી ટેકરી પર એક બૌદ્ધ મંદિર જોયું. મંદિરમાં લાકડાનું કોતરકામ અસાધારણ સુંદર હતું. અહીંના શિલ્પીઓ પુરાણકારની પ્રતિભાવાળા હોવા જોઈએ. એક થાંભલા પર હાથીના મોઢાવાળું એક પક્ષી કોતરેલું હતું. બીજા પણ આવા અનેક સંકરો અહીં જણાયા. ટેકરી પરથી ચાંદરણામાં આસપાસનું દૃશ્ય જાદુઈ લાગતું હતું; જાણે નવલકથાના કોઈ અપૂર્વ મુલકમાં મંતરેલા ઘોડા પર બેસીને આવ્યા છીએ.

પાછા આવતાં એક બૌદ્ધ મઠ દેખાયો. બારીમાંથી અમે ડોકિયું કર્યું. કેટલાક બૌદ્ધ સાધુઓ રાગડા તાણીને સંધ્યાકાળની પ્રાર્થના કે એવો જ કંઈક વિધિ કરતા

હતા. જીવતરામને એમાં રોમન કેથલિક પૂજાવિધિનું સામ્ય દેખાયું. પછી તો અમે ખ્રિસ્તી ધર્મ અને બૌદ્ધ ધર્મના સંબંધ પર ઊતર્યા. ગિરધારી વચમાં વચમાં કેટલાક સવાલો પૂછતો હતો. પણ જેમ વાંચતી વખતે આંખની પાંપણો હાલે તોયે વાંચવામાં ખંડ પડતો નથી તેમ ગિરધારીના સવાલોથી અમારી ચર્ચામાં વિક્ષેપ થતો નહીં. બુદ્ધ ભગવાને પોતાના શિષ્યોને ચારે દિશામાં જઈને કલ્યાણના માર્ગનો ઉપદેશ કરવાની આજ્ઞા કરી હતી. અશોકે બૌદ્ધ ભિક્ષુઓને દૂર દૂરના દેશો સુધી મોકલ્યા હતા. બ્રહ્મદેશ, લંકા, સત્યપુત્ર વગેરે આ બાજુના, અને કાંબોજ, ફારસ વગેરે પશ્ચિમ તરફના દેશોમાં અંતિઓકના રાજ્ય સુધી બૌદ્ધ ભિક્ષુઓ પહોંચ્યા હતા. એસીની પંથ ઉપર બૌદ્ધ ધર્મની અસર સ્પષ્ટ છે. અને જો એસીની પંથમાંથી ખ્રિસ્તી ધર્મે ઘણું લીધું હોય તો તો ખ્રિસ્તી ધર્મ બૌદ્ધ ધર્મનો પ્રશિષ્ય કહેવાય. ઈશુની પ્રેમમય અહિંસાવૃત્તિ, એની પરલોકપરાયણતા અને એનો ગૂઢવાદ આપણને જરાયે અપરિચિત નથી લાગતાં. એનું કારણ શું એ હશે કે આર્યભાવનાની જ એ એક સ્વતંત્ર વસાહત છે? મિ. ઍન્ડ્રૂઝને પણ લાગે છે કે બૌદ્ધ અને ખ્રિસ્તી ધર્મનાં સંબંધ અને સાધર્મ્ય આકસ્મિક નથી.

અથવા એમ પણ હોય કે ખુદાપરસ્ત પેગંબરો બધા જે કહે છે તે તત્ત્વતઃ એક જ હોય છે, પણ દરેક સમાજના માણસો એને પોતાની રીતે સ્વીકારી શકે છે. માટે એ પેગંબરો જ્યારે પોતાના દેશ અને સમાજની પ્રાચીન માન્યતાઓ અને વિધિઓને વશ થઈ એ બધી વસ્તુઓ પોતાના ધર્મમાં ભેળવે છે ત્યારે જ જુદાઈ ઉત્પન્ન થાય છે. પણ આ બે તત્ત્વો જુદાં કોણ પાડી શકે? બહિશ્ત, દોજખ, કયામત અને કુરબાની વિશેની માન્યતાઓ કોરે મૂકવી ઈસ્લામને પાલવે? છતાં આપણને તો મહંમદ સાહેબની અનન્ય ખુદાપરસ્તી અને યતીમો પ્રત્યેની દાઝ, એમનું અલઅમીનપણું, એ જ અત્યંત આકર્ષક લાગે છે.

બૌદ્ધ સાધુઓની પ્રાર્થના પૂરી થઈ. અને અમારી ચર્ચા પણ ત્યાં જ અટકી. બ્રહ્મદેશમાં મુસલમાનો સારી સંખ્યામાં છે. હિંદુઓની પેઠે તેઓ અહીંના લોકોથી અળગા નથી રહેતા. બ્રહ્મી લોકો જોડે એમનો રોટીબેટીવહેવાર ચાલે છે.

પાશ્ચાત્ય પોશાક પહેરવાથી જેમ આપણી ચામડી પાશ્ચાત્ય થતી નથી, તેમ પાશ્ચાત્ય વેપારના અર્થશાસ્ત્રના સકંજામાં સપડાવાથી અને પાશ્ચાત્ય કેળવણીમાં તરબોળ થવાથી પણ આપણી જીવન પ્રત્યેની નિષ્ઠા (view) અને આપણો હૃદયધર્મ સાવ બદલાતાં નથી. ઘાસલેટનું આવડું પ્રચંડ કારખાનું અહીં ચાલે છે, દેશદેશાંતરના વેપારીઓ જ નહીં પણ મજૂરો પણ આવીને અહીં રહે છે, શરાબ પીને કોક વાર તોફાન કરે છે, છતાં બ્રહ્મદેશનું ઠંડું જીવન જરાયે ઊનું થતું નથી. જૂની આબાદી નષ્ટ થશે, પેટ ભરવાના સાંસા પડશે, દારૂનાં પીઠાં અને ચૂંટણીનો દારૂ ગામડે ગામડે પહોંચશે, જૂના રિવાજો બદલાશે, વર્ણસંકરથી સામાજિક કાયદામાં પણ ફેરફાર કરવા પડશે, અને છતાં બ્રહ્મદેશનું બ્રહ્મીપણું કાયમ જ રહેશે — એમ અહીંના મઠનો ઘંટ ફરી ફરી સંભળાવતો હતો.

'હિંદુસ્તાનમાં પરરાજ્ય, દુકાળ અને રોગો છે ત્યાં સુધી મિશનરીઓને આ દેશમાં સ્થાન છે,' એ જેટલું સાચું છે તેટલું જ એ પણ સાચું છે કે, જ્યાં સુધી બ્રહ્મી લોકોને કેળવણીની જરૂર છે ત્યાં સુધી બૌદ્ધ ધર્મ એ દેશમાં રહેવાનો જ; કેમ કે બૌદ્ધ ફુંગીઓ એ બ્રહ્મી સમાજનું ખમીર છે. જ્ઞાતિના અભિમાનથી જેમ હિંદુસ્તાનના બ્રાહ્મણો પોતાનું કર્તવ્ય ભૂલ્યા છે તેમ બ્રહ્મદેશના ફુંગીઓ હજી ભૂલ્યા નથી. ફુંગીઓ સવારે ઊઠીને પોતાનાં કષાય ચીવર પહેરીને વહોરવા જાય છે. વિશિષ્ટ આકારનાં પોતાનાં ભિક્ષાપાત્રો બે હાથે પેટ પાસે પકડી શાંતપણે તેઓ ઘેર ઘેર હારબંધ જાય છે, જે ખાવાનું મળે તે ખાય છે. એમની આંખમાં આપણે ત્યાંના ગોરની લોભી નફટાઈ નથી દેખાતી. પિંડપાત પછી તેઓ આખો વખત અધ્યયન અને અધ્યાપનમાં ગાળે છે. આપણે ત્યાંના ગૃહસ્થાશ્રમી બ્રાહ્મણો અને અભણ સંન્યાસીઓ ઘણી વાર ધર્મ ઓળખતા જ નથી. પોતાનું જીવન સમાજની ધર્મસેવા માટે છે એ વાત જ તેમણે વિસારી મૂકી છે. બ્રહ્મદેશના ફુંગીઓ બધા ધર્માવતાર છે એમ કહેવાનો આશય નથી; પણ એ સંસ્થા હજી પોતાનો ધર્મ અને પોતાની પ્રતિષ્ઠા ભૂલી નથી એટલું જ કહેવાનો આશય છે.

મંડાલેમાં જ અમે જોયું હતું કે છોકરાઓ જરા મોટા થાય કે તેઓ ફુંગીઓના મઠમાં ભણવા જાય છે. આપણે અહીં જેમ બ્રાહ્મણનો દીકરો અમુક ઉંમરનો થયો એટલે જનોઈ લઈને દ્વિજ બને છે, તેમ બ્રહ્મદેશનો બૌદ્ધ બાળક સંસ્કાર લઈ પ્રથમ ફુંગી એટલે સંન્યાસી થાય છે. આપણે ત્યાં જેમ છોકરાને પરણાવી દેવાની પોતાની ફરજ છે એમ માબાપ સમજે છે, તેમ બૌદ્ધ સામાજિક આદર્શ નક્કી કરે છે કે દીકરાને નિર્વાણનો એટલે કે ત્યાગવૈરાગ્યનો રસ્વો બતાવવો એ માબાપની મુખ્ય ફરજ છે. છોકરો ફુંગી થઈને વિદ્યાધ્યયન કરે છે. પછી એને મોક્ષધર્મ પર શ્રદ્ધા દૃઢ થાય તો એ કાયમનો ફુંગી થઈ જાય છે; નહીં તો સ્વેચ્છાથી એ ગૃહસ્થધર્મ સ્વીકારે છે. પરણાવવાની જવાબદારી માબાપની નથી. માબાપે તો ધર્મનો ઉત્કૃષ્ટ માર્ગ દીકરાને બતાવી દીધો.

આપણે ત્યાંનો સામાજિક આદર્શ આથી જુદો છે. ગતાનુગતિક ગૃહસ્થધર્મમાં દીકરાઓને દાખલ કરવાની ફરજ માબાપની ગણાય છે. એનો ઇન્કાર કરી નૈષ્ઠિક બ્રહ્મચર્ય લેવું અથવા ગૃહસ્થધર્મમાંથી બહાર નીકળી સંન્યાસ લેવો, એ તે તે વ્યક્તિના સંકલ્પ અને પુરુષાર્થ પર છોડવામાં આવે છે. आश्रमादाश्रमं गच्छेत् । જેવો અધિકાર તેવું સ્થાન માણસ લેશે. અધિકાર વગર સંન્યાસની દીક્ષા આપવી એ તો અધઃપાતને નોતરવા જેવું છે. એક વાર પગલું ભર્યા પછી પાછા ફરાય જ નહીં. એમાં ચારિત્રહાનિ છે. ભલે ધીમે ચાલો, પણ પાછી પાની ન કરો. અસંખ્ય લોકો જે રસ્તે નથી જઈ શકતા તે રસ્તાની દીક્ષા આપવી એમાં યથાર્થતા કેટલી?

બંને દૃષ્ટિનો અંતિમ ઉદ્દેશ એક જ છે. બંનેમાં વજૂદ છે. છતાં કેટલો મોટો ભેદ!

# ૧૨. પ્રોમ

યેનનજાંવથી પ્રોમ સુધી જઈ અમે ઐરાવતીની વિદાય લીધી. રસ્તામાં એક બંદર આવ્યું. એનું નામ યાદ નથી. ત્યાં મહાયુદ્ધના કેદીઓને રાખવામાં આવ્યા હતા. બંદર પર કેટલાક શીખ સિપાઈઓ ભેગા થયા હતા. તે પરથી અમને ખબર પડી કે કોઈ દગો ન કરે એટલા માટે અહીં ખાસ જાપ્તો રાખવામાં આવે છે.

પ્રોમમાં જોવાલાયક કશું નથી એમ અમને કહેવામાં આવ્યું. અમે પણ રંગૂન પાછા ફરવાને કંઈક અધીરા થયા હતા. અમારા ગૃહપતિએ રાત્રે અમને પ્રોમના રસ્તા અને બજાર જોવાનો આગ્રહ કર્યો. બજારના એક ભાગમાં 'નપ્પી'ની વખારો હતી. નપ્પી એ બ્રહ્મી લોકોનો સ્વાદિષ્ટ ખોરાક છે. અમુક જાતની માછલી શેવાળ(લીલ)માં લપેટી જમીનમાં દાટી રાખે છે. ત્યાં તે બરાબર કોહી જાય પછી એ ખાવાલાયક ગણાય છે. આ આહારને લીધે કેટલાક લોકો રોગના ભોગ થઈ પડે છે, છતાં બ્રહ્મી લોકો એનો ત્યાગ નથી કરતા! એ વખારો પાસે થઈને અમે પસાર થયા ત્યારે નાક પકડીને શ્વાસ રૂંધીને જવું પડયું. છતાં જે કેટલીક દુર્ગંધ મગજમાં પેસી ગઈ તે ઝટ ઊતરી નહીં. ઘણા પરદેશીઓ બ્રહ્મી લોકોને નપ્પીને કારણે બદનામ કરે છે. એ બાબતમાં બ્રહ્મી લોકોનું કહેવું શું છે તે આપણે જાણતા નથી. એક હિંદી ભાઈએ કહ્યું, 'જો આપણે કોઈ બ્રહ્મીની પડોશમાં રહેતા હોઈએ અને એ ઘરમાં ઘીમાં કંઈ તળીએ તો એ 'દુર્ગંધ' બ્રહ્મીથી સહી જાય નહીં. પડોશી ભલો ધીરજવાળો હોય તોયે આવે પ્રસંગે ધીરજ ખોઈ બેસવાનો, અને આપણને ઓછામાં ઓછા બેચાર બોલ સંભળાવી જવાનો.' भिन्नरुचिर्हि लोकः બીજું શું?

આ બધી સાંભળેલી અને વાંચેલી વાતો છે. મુસાફરો પ્રાચીન કાળથી દેશ-દેશાંતરને બદનામ કરતા આવ્યા છે. ગ્રીક ગ્રંથકારો જુઓ કે માર્કો પોલોનાં પ્રવાસ-વર્ણનો વાંચો, આપણા સંસ્કૃત ગ્રંથોને પૂછો કે મિશનરીઓનાં બયાનો તપાસો, પરદેશ વિશે બેજવાબદાર વિધાનો કરવામાં દરેક જણને સરખો રસ છૂટે છે. જેણે બંધુભાવ કેળવવો જોઈએ, જે સંસ્કારના વિનિમયનો એલચી છે, સાંધિકારી પ્રેષિત જેવી જેની પદવી તે જ જ્યારે પોતાનું મહત્ત્વ વધારવા અને શ્રોતાઓનું કુતૂહલ તૃપ્ત કરવા ગેરસમજ પેદા થાય એવાં વર્ણનો હાંકે છે અથવા કાલ્પનિક બીનાઓ જોડી કાઢે છે ત્યારે દુઃખ સાથે કહેવું પડે છે કે, સંસ્કૃતિનું મુખ્ય સાધન અસંસ્કારી લોકોના હાથમાં જઈ શાપરૂપ નીવડયું છે. કોઈ પણ દેશની સંસ્કૃતિ, એની માન્યતાઓ, ત્યાંની રહેણીકરણી, એ બધું જાણવા અને તપાસવા માટે તે દેશનો લાંબો પરિચય હોવો જોઈએ. અને પરિચય તો પ્રેમ વગર, સમભાવ વગર સંભવે જ નહીં.

તે જ રાત્રે અમે પ્રોમ છોડયું. ગાડી મોડી ઊપડવાની હશે. અમે વહેલા જઈ ટ્રેનમાં સૂતા. સૂતાં સૂતાં અર્ધી ઊંઘમાં ટિકિટ કલેક્ટર અને ગાર્ડ વચ્ચેનો સંવાદ મેં સાંભળ્યો. અમારો ડબો પહેલો હોવાથી ઍંજિનને જોડેલો હતો.

'તમે જાણતા નથી કે માણસોને બેસવાનો ડબો ઍંજિન સાથે જોડાય નહીં?'

'એમાં શું બગડયું?'

'એ કાયદાથી વિરુદ્ધ છે. કાયદામાં લખ્યું છે કે ઍંજિન અને મુસાફરો વચ્ચે માલના ડબા રાખવા જોઈએ. કંઈ અકસ્માત થાય તો માલના ડબા ભલે તૂટે, માણસો તો બચી જાય.'

'અરે, જાઓ, એમ કંઈ રોજ તે અકસ્માત થતા હશે?'

'ત્યારે શું અકસ્માતો કહીને આવતા હશે?'

સંવાદ બહુ લાંબો ચાલ્યો. તોફાની સમુદ્રમાં મુસાફરી કરતાં પણ જે શંકા મારા મનમાં આવી ન હતી તે આ સંવાદથી ચોટી. ઊંઘ બગડી. હું વિચાર કરવા લાગ્યો. આના કરતાં છેલ્લા ડબામાં બેસી ગયા હોત તો કેવું સારું! પણ ના, એ પણ બરાબર નહીં. એનો અર્થ એટલો જ ને કે મારા કરતાં બીજા કોઈનો જીવ જોખમમાં પડયો હોત તો કેવું સારું! આવો આંધળો સ્વાર્થ આપણને છાજે? પણ સાથે નાનો ગિરધારી છે એની જવાબદારી આપણી નથી? હશે, પણ આટલી જવાબદારીથી કાયર બનવું શોભે ખરું? માણસ ફક્ત પોતાની જાત પૂરતો જ બેફિકર રહે અને માથા પર જરા સરખું બીજાનું જોખમ હોય તો તેટલાથી વ્યવહારકુશળ કાયરતા કેળવે એનો અર્થ શો? હિંમત અને બેફિકરાઈ શું સંન્યાસી અને ફકીરોનો જ ધર્મ છે?

ધર્માધર્મની મીમાંસા ઊંઘમાં ડૂબી ગઈ, અને સવારે અમે રંગૂન પહોંચ્યા.

## ૧૩. મીણબત્તીનું કારખાનું

હવે યેનનજાંવના ઘાસલેટનું અંતે થાય છે શું એ જાણવાની ઈચ્છા જાગી. અમારા ગૃહપતિ ડૉ. મહેતાએ તે તૃપ્ત કરવાની સગવડ કરી; એટલું જ નહીં, પણ તેઓ જાતે અમારી સાથે આવ્યા. રંગૂન નદીમાં નાનકડા વાફરમાં બેસી અમે કારખાનાવાળા બેટમાં ગયા, વાફરના ધક્કાથી કારખાનું બહુ આઘે હતું, એટલે કારખાનાની નાનકડી રેલવે પર લૉરીમાં બેસી અમે ચાલ્યા. અમારો સંઘ નાનોસૂનો નહોતો. ડૉ. મહેતા, એમના ત્રણ દીકરા, અણ્ણા, જીવતરામ, ગિરધારી અને હું, એટલા તો અત્યારે યાદ છે. બીજા પણ એકબે હશે. બે બાંકડા પર ગોઠવાઈ ગયા પછી વધેલા ભાઈઓ આગળ ફૂટબોર્ડ પર બેઠા. લૉરી ગરગર કરતી ચાલી. છોકરા-ઓને મજા પડી. કંઈક અંતર કાપ્યા પછી એક વળાંક આવ્યો. ત્યાં એક માણસ ઊભો હતો. એણે બૂમ પાડીને અમને ચેતવ્યા. શું છે તે જોઈએ એના પહેલાં સામેથી

પડયા. હું પાછળના બાંકડા પર વચમાં હતો. મારી બે બાજુ બે છોકરાઓ અને મારા ખોળામાં નાનો મગન હતો. ઉતાવળ કરી બે બાજુના બે છોકરાઓને બાવડાં ઝાલી મેં નીચે ઉતારી દીધા, પછી મગનને પણ ઊંચકીને નીચે ઉતાર્યો. એટલામાં ઍંજિન આવીને લારી સાથે અથડાયું. લારીમાં હું એકલો જ રહ્યો હતો. ઍંજિનવાળાએ પોતાથી બની તેટલી ઍંજિનની ગતિ રોકી હતી. છતાં ઍંજિન લારી સાથે અથડાયું તો ખરું જ. મારી આગળના બાંકડાની પીઠ અને હું બેઠો હતો એ બાંકડાની પીઠ વચ્ચે મારી છાતી સપડાઈ. છાતીને સખત ચોટ લાગી. પણ તે વખતે કશું સમજાયું નહીં. બધા મારી તરફ દોડયા. ડૉ. મહેતા તો પોતાના મહેમાન માટે બહુ ચિંતાતુર થયા. મને સાજોતાજો જોઈ સૌના જીવમાં જીવ આવ્યો.

લારી ફરી ચાલી. કારખાનાને રસ્તે ઘાસલેટની મોટી મોટી ટાંકીઓ દરબારગઢ જેવી વિરાજતી હતી. કારખાનામાં મેં જોયું કે યેનનજાંવનું ઘાસલેટ અહીં શુદ્ધ થાય છે. અતિ શુદ્ધ ઘાસલેટ તે પેટ્રોલ. યુરોપમાં યુદ્ધ ક્યારે સળગશે એ જેમ કહેવાય નહીં, તેમ આ પેટ્રોલ ક્યારે ભભૂકી ઊઠશે તે કહેવાય નહીં. યુરોપની શાંતતા અને પેટ્રોલની શીતળતા સરખી જ છે. એથી ઊતરતાં ઘાસલેટો જુદા જુદા નળમાંથી અલગ અલગ ભરાતાં હતાં. ઘાસલેટના ડબા પણ અહીં જ તૈયાર થાય છે. ઘણાં વરસથી સ્વદેશમાં દરેક સ્ટેશન પર ઘાસલેટની જે વખારો અમે જોતા આવેલા તેનું ઊગમસ્થાન જોઈ મને આશ્ચર્ય થયું. હિંદુસ્તાન જેવા મહાદેશને પ્રવાહી આગ પૂરી પાડવાનું કામ આ એક બેટ કરે છે. કેટલી એની મહત્તા!

છેલ્લે અમે ઘાસલેટની મલાઈનું અથવા મેલનું કારખાનું જોવા ગયા. એ મેલ ત્યાં વલોવાતો હતો. એમાંથી પૅરેફિન, સ્ટીરિન જેવાં મીણો સ્વચ્છ થઈને નીકળતાં હતાં. જોઈને તો ખાવાનું જ મન થાય. ગંદું વૅસેલિન પણ આ વલોણામાંથી જ નીકળે છે.

પાસે જ મીણબત્તીનું કારખાનું હતું. ઘાસલેટનો ધંધો મુખ્ય, ટિનના ડબાનો ધંધો આનુષંગિક ધંધો, અને મીણબત્તીનું કારખાનું એ જોડધંધો કહેવાય. મીણબત્તીના કારખાનામાં મિલની બદીઓનું પ્રથમ દર્શન થયું. એક મોટા ખંડમાં સંખ્યાબંધ ભાઈઓ અને નાનાં છોકરાંઓ બેઠાં હતાં અને મીણબત્તી માટે વાદળી કાગળનાં ખોખાં બનાવતાં હતાં. હું નથી ધારતો કે કોઈ પણ યંત્રની ઝડપ આ મજૂરોના હાથની ઝડપ કરતાં વધારે હશે. એમના હાથ જાણે સંચાના જ ભાગ. એક ખોખું અનેક માણસના હાથમાંથી પસાર થાય. આ લોકોનો પગાર એમના કામ પર આપવામાં આવે છે. અમુક સો ખોખાં થાય ત્યારે આટલા આના મળે. શરૂઆતમાં આવા કામમાં છોકરાંઓને જરૂર મજા પડે, એનો રંગ પણ જામે. પણ હંમેશને માટે એ ને એ જ અર્થ વગરનું કામ કરવું પડે તો માણસનું યંત્ર બની જાય. બીજા ખંડમાં એ જ કામ કરનારી બાઈઓ હતી. એમના મોઢા પર કશો ભાવ દેખાતો ન હતો. જાણે હર્ષ અને શોક, આશા અને નિરાશા બંનેથી તેઓ પર થયાં હોય. ખેતરોમાં કામ કરનારા લોકો ઓછાં કષ્ટ નથી વેઠતાં. પણ

ખેતીકામમાં વચ્ચે વચ્ચે વિનોદ પણ ચાલી શકે છે. અહીં વિનોદની મનાઈ નહીં હોય. પણ આવા વાતાવરણમાં માણસને વિનોદ સૂઝે ત્યારે ને?

અહીં જો આટલું છે તો તો યુરોપમાં શી દશા હશે? ગરીબ બાઈઓની આવી સ્થિતિ જોયા પછી જ ટૉમસ હૂડે 'પહેરણનું ગીત' (The Song of the Shirt) લખ્યું હોવું જોઈએ. આ રહ્યું એનું ગુજરાતી રૂપાંતર:

પરોઢે મંદિરશંખ ફૂંકાયા, ને સાંજે થયા ઘંટનાદ!
રાત ખૂટે તોયે કામ ન ખૂટે! કોને દેવો મારે સાદ!
દા'ડો આખો ઠરી ન બેસવું ઠામ!
રાતે તોયે ઊભું કામ ને કામ!

માથું ભમે, ને અંગ ઢળી પડે, હાથે ખાલી ચડી જાય.
પાંપણે જાણે મણીકા મેલ્યા, પડળે વળે ઝાંય.
તુરંગે કેદીય નીંદર પામે!
તોયે ના છોડી મને આ કામે!

કોર ઓટું ને બોરિયાં ગૂંથું,
બોરિયાં ગૂંથું ને કાપલી સાંધું,
સાંધું, સાંધું તે મોડી રાતે કામમાં ઝોલાં આવે,
થાકેલો મારો હાથ સોણામાં કામ અગાડી ચલાવે,
—અરે! મારું કામ થાશે પૂરું ક્યારે?
કોર ઓટું ને બોરિયાં ગૂંથું,
બોરિયાં ગૂંથું ને કાપલી સાંધું.
સાંધતાં મારું હૈયું વિલાતું ને માથું લે ઘુમ્મરઘેર,
થાક્યોપાક્યો મારો હાથ તોયે ના છોડે દોરાની સેર,
—અરે! મારે દસ ખાનારાં ઘેર!

ભાઈલા! તારે બહેન છે વારુ?
બેટા! તારે માડી છે વારુ?
ઘરમાં તારે છે વહુવારુ?
પહેરી ફાડે તું તે વસ્ત્ર નથી એ જાણી લે મારા બાપ!
ભાંડુ તારાં જેવાં મનેખનાં એ આયખાનાં છે માપ!
—રામજી! કાં રોટલા મોંઘા?
લોહીમાંસ આટલાં સોંઘાં?*

અહીંની સ્થિતિ અસાધારણ ખરાબ હતી એમ તો ન કહેવાય, પણ એ સ્થિતિનું પ્રથમ દર્શન મને અહીં થયું. મુંબઈ અને વડોદરામાં મિલો તો મેં જોઈ હતી, પણ તે વખતે કામ કરનારાઓની દુર્દશા તરફ ધ્યાન જવાને બદલે યંત્રો શોધી કાઢનારની કલ્પકતા અને આવડો મોટો વેપાર ચલાવનાર વેપારીઓની બાહોશી તરફ જ લક્ષ ચોટ્યું હતું.

ગયા હતા તેવી રીતે જ પાછા આવ્યા, માત્ર હું છાતીમાં બેવડું દર્દ લઈને પાછો આવ્યો.

● ● ●

* શ્રી ઉમાશંકર જોશી લિખિત.

મીઠા અને આત્મીય સત્કારથી
અમારી મુસાફરી આનંદભરી કરી મૂકનાર
**પૂર્વ આફ્રિકાનાં ત્રણે રંગનાં**
**અસંખ્ય ભાઈબહેનોને**
કૃતજ્ઞતાપૂર્વક અર્પણ

# પેલી પારના પાડોશીઓ

મુંબઈ, મોર્માગોવાનો કિનારો છોડયા પછી આઠ દિવસ સુધી ન દેખાયો જમીનનો કકડો કે કોઈ પહાડની ટોચ. અમે સીધા મૉમ્બાસા પહોંચી ગયા. તરત મનમાં વિચાર આવ્યો કે અહીંના લોકો આપણા સામા કાંઠાના પાડોશીઓ જ છે. અહીંનાં મોજાંઓ ત્યાં અથડાય છે, ત્યાંનાં અહીં અથડાય છે. તરત આત્મીયતા બંધાઈ ગઈ. અને એ પણ ખ્યાલ આવ્યો કે આ આત્મીયતા આજની નથી, આજના જમાનાની નથી, આપણો પાડોશ હજારો વરસનો જૂનો છે. આફ્રિકામાં મેં જે જે જોયું, જે જે વિચાર્યું, અને જે જે કહ્યું તે બધું આ પાડોશીધર્મથી પ્રેરાઈને જ.

પ્રારંભમાં જ જો કંઈક કહ્યું હોય તો જે કંપનીના જહાજમાં અમે ગયાં એ કંપનીનું નામ. હિંદુસ્તાન સ્વતંત્ર થયા પછી પણ આ કંપની પોતાને માટે 'બ્રિટિશ ઈન્ડિયા સ્ટીમ નૅવિગેશન કંપની'નું નામ શા માટે ધારણ કરે? આપણી સરકારને લખીને આ નામ બદલાવવું જ જોઈએ. જરાક સરખા ફેરફાર કરે તો બસ છે. 'બ્રિટન-ઈન્ડિયા સ્ટીમ નૅવિગેશન કંપની' કહે તો આપણો વાંધો નથી. પણ હવે આપણે આપણી પોતાની ઈન્ડો-ઑફ્રિકન સ્ટીમ નૅવિગેશન કંપની ઊભી કેમ ન કરીએ? જૂની કંપનીને અમુક વરસની બાંયધરી આપી હોય તો ઓછામાં ઓછું એટલું તો કરવું જ જોઈએ કે આપણા લોકો પ્રત્યે એ કંપનીના અમલદારો તુમાખીભર્યું વર્તન રાખે નહીં. કરારનું પાલન બરાબર ન થાય તો કરાર રદ કરવો જોઈએ.

પૂર્વ આફ્રિકા ગયો તે 'દેશ જોવાના' કુતૂહલથી અને ગાંધીસ્મારક કૉલેજની બાબતમાં સલાહ આપવા માટે. પણ ત્યાંથી પાછો આવ્યો પાડોશીધર્મથી બંધાઈને. આફ્રિકન લોકો સાથેનો પાડોશીધર્મ, આફ્રિકામાં વસતા હિંદીઓ સાથેની આત્મીયતા અને ત્યાંના અંગ્રેજો સાથેનો કૉમનવેલ્થનો સંબંધ – ત્રણે મનમાં મજબૂત થયાં છે. 'આપણે સ્વતંત્ર થયા, હવે અંગ્રેજો સાથે શું લાગેવળગે' એ જાતની વૃત્તિ મનમાં જાગી હતી તે આફ્રિકા જઈને મટી ગઈ. બે જાતિનો આપણો સંબંધ હજી તૂટયો નથી. આપણને જરૂર એકબીજાનું લાગે છે અને વળગે છે એની ખાતરી થઈ.

અંગ્રેજ લોકો – બલ્કે યુરોપનાં બધાં જ રાષ્ટ્રો એક વખત આખી દુનિયામાં મિશનરીઓને મોકલીને ખ્રિસ્તી ધર્મનો પ્રચાર કરતાં હતાં. એ પ્રવૃત્તિ હજી બંધ નથી થઈ પણ મોળી પડી છે. ખ્રિસ્તી સંસ્કૃતિની એકતા ક્યારની મટી ગઈ છે. પશ્ચિમનાં રાષ્ટ્રો હવે જુદાં પડયાં છે. તેથી અંગ્રેજ લોકો અત્યાર સુધી જેવું કામ મિશનરીઓ મારફતે, ધર્મને નામે કરતા હતા, તેવું જ કામ બ્રિટનના સાહિત્ય,

સંગીત, કળા વગેરેના પ્રચાર દ્વારા, પોતાની સંસ્કૃતિની ભૂમિકા પર રહી કરવા મથે છે. એને માટે એ લોકોએ 'બ્રિટિશ કાઉન્સિલ' કરીને જબરદસ્ત સંસ્થા સ્થાપી છે અને એને અઢળક ધન પણ સોંપ્યું છે. બંધારણની કડકાઈ પણ એમાં નથી. એના કાર્યકર્તાને જેમ સૂઝે તેમ કામ કરી શકે છે. અનેક દેશોના યુવાનો વચ્ચે અને પ્રતિષ્ઠિત, સંસ્કારી અને પ્રભાવશાળી લોકો વચ્ચે કામ કરી કરીને તે તે દેશના લોકોનાં મન અને હૃદય બ્રિટિશ સંસ્કૃતિ પ્રત્યે અનુકૂળ કરી લેવાં અને બ્રિટન તથા તે તે દેશ વચ્ચે સૌમનસ્ય સ્થાપવું એ એ સંસ્થાનો મુખ્ય ઉદ્દેશ છે. પશ્ચિમના અનેક દેશોએ હવે આવી સંસ્થાઓ સ્થાપન કરી છે. આવી સંસ્થાઓને તે તે દેશની સરકારની મદદ હોવા છતાં એ સંસ્થાઓ સરકારી નથી હોતી. એની પ્રવૃત્તિને પરિણામે રાજદ્વારી મીઠાશ પણ સધાય છે, છતાં એ સંસ્થાઓ રાજદ્વારી નથી હોતી. ધર્મપ્રચારનો ઉદ્દેશ તો એમાં છે જ નહીં.

આ જ જાતની એક સંસ્થા આપણા દેશ તરફથી પણ સ્થપાઈ છે. એનું નામ છે I. C. C. R. (Indian Council of Cultural Relations). આપણી તમામ યુનિવર્સિટીના અને સાંસ્કૃતિક કામ કરનારી સંસ્થાઓના પ્રતિનિધિઓ એમાં છે. અત્યારે એ સંસ્થાએ અફઘાનિસ્તાન, ઈરાન, તુર્કસ્તાન, ઈજિપ્ત વગેરે દેશોમાં કામ શરૂ કર્યું છે. અરબી ભાષામાં આપણે એક નિયતકાલિક પણ ચલાવીએ છીએ. એ બધા દેશોના અમુક વિદ્યાર્થીઓ આપણી યુનિવર્સિટીઓમાં, આપણી સ્કોલરશિપ મેળવીને ભણે છે. આપણા દેશની સંસ્કૃતિ, આપણી રાજકીય દૃષ્ટિ અને બીજાં રાષ્ટ્રોમાં રહેલો આપણો રસ સમજાવવા માટે આપણા કેટલાક આગેવાનો, તે તે દેશમાં ફરી આવે છે.

દક્ષિણ-પૂર્વ તરફના બ્રહ્મદેશ, સિયામ, થાઈલૅન્ડ, ઈન્ડોનેશિયા વગેરે દેશો માટે પણ એક વિભાગ ખોલવાની તૈયારી ચાલે છે.

મને થયું કે આફ્રિકા માટે પણ આપણે એક એવો જ વિભાગ ખોલવો જોઈએ. એ દિશામાં મારા પ્રયત્નો ચાલુ છે અને એમને સારો આવકાર પણ મળ્યો છે. દુનિયાની પરિસ્થિતિ જાણનાર અને આપણી સંસ્કૃતિને દુનિયા આગળ રજૂ કરી શકે એવા લોકો અહીંથી ત્યાં જાય, આફ્રિકન લોકોના નેતાઓ આપણે ત્યાં આવી આપણા મહેમાન બને, આપણી રહેણીકરણી પ્રત્યક્ષ જુએ; એમના પ્રત્યેના આપણા સદ્‌ભાવના તેઓ સાક્ષી થાય, એ માટેના પ્રયત્નો શરૂ થઈ ગયા છે. શ્રી અપ્પાસાહેબ પંતે, હિંદુસ્તાનના કમિશનર તરીકે ત્યાં આવું ઘણું જ સારું કામ કર્યું છે.

પોરબંદરવાળા શેઠ શ્રી નાનજીભાઈ કાલિદાસે મને આફ્રિકા મોકલી ત્યાંની સ્થિતિ સમજવાની અને સેવા કરવાની તક આપી એટલે હવે એ એક જવાબદારી મને વળગી છે.

આફ્રિકાના ઉત્સાહી જુવાનો, અને વિદ્યાર્થિનીઓ પણ, આપણા દેશમાં આવે ત્યારે, રજાના દિવસોમાં કે તહેવારોના પ્રસંગે આપણે એમને આપણાં ઘરોમાં મહેમાન

હિંદુસ્તાન સ્વતંત્ર થયા પછી એને બ્રિટિશ પ્રજાએ પોતાના કૉમનવેલ્થમાં દાખલ થવાનું આમંત્રણ આપ્યું અને હિંદુસ્તાને તે કબૂલ રાખ્યું. દુનિયાના રાજકારણમાં આ પગલું અત્યંત મહત્ત્વનું છે. હિંદુસ્તાન અને પૂર્વ આફ્રિકા બન્ને દેશ કૉમનવેલ્થના સદસ્ય હોવાથી ત્યાંના સવાલોનો ઉકેલ અમુક ખાસ ઢબે જ આવી શકે એવી સંભાવના ઉત્પન્ન થઈ છે.

આવી સ્થિતિમાં આફ્રિકન, યુરોપિયન અને એશિયન એ ત્રણે મહા પ્રજાનો જે વિશાળ અને અસમ સહકાર પૂર્વ આફ્રિકામાં ચાલી રહ્યો છે તે માનવજાતિના ભાવિની દૃષ્ટિએ ઘણો જ મહત્ત્વનો છે. એ પ્રદેશમાં બેઅઢી મહિના ગાળવાનો સુઅવસર પ્રાપ્ત થયો એનું અછડતું પ્રવાસવર્ણન આપવાનો અહીં વિચાર છે. હિંદુસ્તાનના હિતનો વ્યાપક વિચાર કરતાં આફ્રિકા વિશે આપણી ભાષાઓમાં સેંકડો ગ્રંથ લખાવા જોઈએ. એની પાછળ સંગીન અભ્યાસ, માનવહિતની વિશાળ દૃષ્ટિ, અર્થકારણ અને રાજકારણનું યથાર્થ આકલન, અને માનવવંશના વિકાસ('ઍન્થ્રોપૉલૉજી')માં ઊંડો રસ, એટલું જ નહીં પણ પૃથ્વીનું પડ કઈ રીતે બંધાયું એ સમજાવનાર ભૂસ્તરશાસ્ત્રનું સંગીન જ્ઞાન પણ જોઈએ છે. આપણે જાણીએ છીએ એના કરતાં આફ્રિકા ખંડ સાથેનો આપણો સંબંધ વધારે પ્રાચીન, વધારે ઊંડો અને વધારે મહત્ત્વનો છે. હિંદુસ્તાનનું આજનું કલેવર બંધાયું એને લાખો વરસ થઈ ગયાં. તે પહેલાં આજનો અરબી સમુદ્ર ન હતો. ગુજરાત, રાજસ્થાન, ગંગા-યમુનાનો પ્રદેશ, બિહાર અને બંગાળ એ આખો પ્રદેશ સમુદ્ર તળે હતો. આજના લકદીવ માલદીવ બેટો મોટા મોટા પહાડનાં શિખરો હશે. અને એ પ્રદેશ દ્વારા આજનું દક્ષિણ હિંદુસ્તાન આફ્રિકાને કિનારે આવેલા માડાગાસ્કર બેટ સાથે જોડાયેલું હતું. જે પ્રાચીન જાનવરોનાં હાડકાં આફ્રિકામાં મળે છે તે જ દક્ષિણ હિંદુસ્તાનમાં પણ મળે છે. આફ્રિકાની કેટલીક જાતિઓ હિંદુસ્તાનમાંથી જ ત્યાં ગયેલી હોવી જોઈએ એવું અનુમાન કેટલાક તદ્વિદો કરે છે. આજનું હિંદુસ્તાન તેમ જ આફ્રિકા બંધાયા પછી વૈદિક અને પૌરાણિક કાળમાં આપણા લોકો મિસર (ઇજિપ્ત) દેશ થઈને નીલ નદીના ઊગમ સુધી અને ત્યાંના ચંદ્રગિરિ સુધી ગયા હતા એવા ઉલ્લેખો આપણાં પ્રાચીન પુરાણોમાં મળે છે. ઇજિપ્તની અતિ પ્રાચીન સંસ્કૃતિ, ગ્રીસ દેશની યુનાની સંસ્કૃતિ, સિંધુને કિનારે ખીલેલી સિંધવી સંસ્કૃતિ અને એ ત્રણે વચ્ચે આવેલી, અનેક શાખાવાળી ખાલ્ડિયન સંસ્કૃતિ એ બધાંનો પરસ્પર પરિચય અને સંબંધ હતો. તે વખતનો ઇતિહાસ જોકે મળતો નથી પણ અત્યંત પ્રાચીન કાળનો ઇતિહાસ, જૂના અવશેષોમાંથી જોડી કાઢવાના પ્રયત્નો સફળ થતા જાય છે. અને એ રીતે પ્રાચીનતમ ઇતિહાસનો પ્રકાશ મનુષ્યના સ્વભાવ પર અને એની રહેણીકરણી પર પડતો જાય છે.

એ બધું જ્ઞાન અત્યાર સુધી કેવળ કુતૂહલનો વિષય હતું પણ હવે માણસ-જાતને વિનાશમાંથી બચાવી એનું એક વિશ્વકુટુંબ સ્થાપવાના મહા પ્રયત્નમાં એ જ્ઞાનનો ઘણો ઉપયોગ થઈ શકે એમ હોવાથી, આ પ્રાચીન ઇતિહાસ તમામ દેશોના

સામાન્ય માણસ સુધી પહોંચે એ જરૂરી બન્યું છે. દુનિયાના ઈતિહાસકારો અને માનવહિતચિંતકો આ નવી દૃષ્ટિ ખીલવતા જાય છે. આપણી પ્રજાને એ દિશામાં પછાત રહ્યે પાલવે નહીં.

મારા આ ટૂંકા પ્રવાસવર્ણનમાં એવું બધું આવી શકે નહીં. બે મહિનામાં જે જોયું, અનુભવ્યું અને વિચાર્યું તે ફક્ત નોંધી રાખવાનો વિચાર છે. એમાં કોઈ વાચકને રસ પડે અને તે વધુ ઊંડો અભ્યાસ કરવા પ્રેરાય તો મને સંતોષ થશે. કંઈ નહીં તો પ્રવાસવર્ણનો લખવાની હોંશ કેળવાય અને ભાષામાં એ જાતનું સાહિત્ય ખીલે તોયે મને પૂરતો સંતોષ થશે. આપણા લોકોએ અત્યાર સુધી પ્રવાસો ઓછા કર્યા નથી. જાણવાની, શીખવાની અને વિચાર કરવાની તકો આપણા લોકોને ઓછી નથી મળી. અને હવે પછી તો એ તકો વધતી જ જવાની. એનો લાભ સમસ્ત પ્રજાને મળવો જ જોઈએ. ટેવને અભાવે અત્યાર સુધી કશું લખવાનું આપણા લોકોને સૂઝયું નથી એટલું જ. એક વાર દૃષ્ટિ કેળવાય અને લખવાનો રસ જામે એટલે સહેજે વિશાળ, વિવિધ અને કીમતી સાહિત્ય તૈયાર થવા માંડશે. હિંદુસ્તાનની કઈ ભાષામાં તે તૈયાર થાય છે એ ગૌણ પ્રશ્ન છે. એક ભાષામાં કોઈ સારી સંગીન ચોપડી તૈયાર થઈ તો એનાં ભાષાંતરો હવે પછી સહેજે થઈ શકશે. મુખ્ય સવાલ વિશાળ, વ્યાપક રસનો છે. એ જ્યારે જાગે છે ત્યારે પ્રજા જાગે જ છે. અને જાગેલી પ્રજા પોતાના મિશનને ઓળખીને એ સિદ્ધ કરવા મથ્યા વગર રહી શકતી જ નથી. ભવિષ્ય વિશેનાં આવાં સ્વપ્નાં પણ મને આનંદ આપે છે.

પણ આફ્રિકાનો પ્રવાસ આદરવા પાછળ મારો હેતુ શો હતો? એ સવાલ મને અનેક લોકોએ પૂછેલો છે. યાત્રાએ નીકળતાં પહેલાં, યાત્રા દરમિયાન, અને યાત્રાને અંતે પણ, આ સવાલનો જવાબ મારે આપવો જ પડયો છે.

કથનની સત્યતા જાળવવા માટે મેં હંમેશાં કહ્યું છે કે મારો પ્રથમ ઉદ્દેશ — પછી ભલે એ મુખ્ય ન હોય — કેવળ દેશદર્શનનો જ છે. જૂના ભાવિક લોકો જેમ મંદિરે દેવદર્શન માટે જાય છે, તે જ રીતે અને તે જ ભક્તિથી હું દેશદર્શને જાઉં છું. જ્યાં સુધી કેવળ ભારતભૂમિને જ પુણ્યભૂમિ માનતો હતો ત્યાં સુધી ભગવાને મને પરદેશ જવાની તક ન આપી. ચિત્તવૃત્તિ કંઈક ઉદાર થઈ, માનવતાનો ખ્યાલ જાગ્યો અને બુદ્ધ ભગવાનના ઉપદેશ પ્રત્યે ભક્તિ જાગી, ત્યાર પછી જ મને બ્રહ્મદેશ જવાનો અવકાશ મળ્યો હતો. અને પૂજ્ય ગાંધીજી જોડે સિલોન (લંકા) ગયો હતો ત્યારે પણ બૌદ્ધ ધર્મના આકર્ષણને કારણે સિલોન કોઈ પરાયો દેશ છે એવું લાગ્યું જ ન હતું.

હિંદુ સંસ્કૃતિનું રહસ્ય ધ્યાનમાં આવ્યા પછી અને બધા ધર્મો પ્રત્યે સમભાવ અને આદરભાવ કેળવ્યા પછી જેમ મને હવે બધા જ ધર્મો સાચા, સારા અને મારા લાગે છે, તે જ પ્રમાણે દુનિયાના તમામ દેશો મને ભારતભૂમિ જેટલા જ પવિત્ર અને પૂજ્ય લાગે છે. તેથી જે ભક્તિભાવથી હું આસેતુહિમાચલ યાત્રા કરી શક્યો એ જ ભક્તિભાવથી આફ્રિકા જોવાનું મને મન થયું. દુનિયાની તમામ

નદીઓ મારાં જ ભાઈભાંડુઓની લોકમાતાઓ છે. દરેક સરોવર માનસ સરોવર જેટલું જ પવિત્ર છે. દરેક પહાડ હિમાલય જેવો જ દેવતાત્મા છે. દરેક નદીનો ઊગમ ઈશ્વરના આશીર્વાદ સમો શુભ છે. એવી દૃઢ થયેલી ભાવના સાથે લઈને હું આફ્રિકા જોવા ઊપડયો.

જાપાનમાં તેમ જ આસામમાં ભૂકંપ થાય છે, જ્વાળામુખી ફાટે છે, વગેરે વિગતો જાણ્યા પછી ભૂકંપનું શાસ્ત્ર – સિસમોગ્રાફીમાં રસ જાગ્યો. એને માટેનાં જાતજાતનાં યંત્રો અલીબાગની વેધશાળામાં જોયાં ત્યારથી આફ્રિકા ખંડની ભૂમિ કેવી રીતે બની હશે એ જાણવાનું કુતૂહલ જાગ્યું હતું.

ગુલામીના વેપારને કારણે ગવાયેલું અને છતાં લવિંગના વેપારથી સુગંધી બનેલું ઝાંઝીબાર આપણા કચ્છ-કાઠિયાવાડના હિંદુ-મુસલમાનોના પુરુષાર્થની ભૂમિ છે એટલું જાણતો હોવાથી પણ જંગબારની યાત્રા કરવી જોઈએ એવો સંકલ્પ મનમાં ઊઠયો હતો.

પૂર્વ આફ્રિકાનાં ખારાં અને મીઠાં સરોવરોની વિશેષતાઓ પણ મને આકર્ષતી હતી. ઉત્તરવાહિની સરો-જા નીલ નદીનું ઊગમસ્થાન જોવાની ઈચ્છા ગંગોત્રીના દર્શન જેટલી જ ઉત્કટ હતી અને તેથી જ એ સ્થાનને ગંગોત્રીની પેઠે नीलोत्रीનું નામ મેં આપ્યું.

રાજરત્ન ભાઈશ્રી નાનજી કાલિદાસ પાસેથી, એમના અને આફ્રિકામાં વસતા આપણા બીજા લોકોના પુરુષાર્થ અને પરાક્રમની વાતો સાંભળીને એ દેશ કેવો હશે અને આપણા લોકોએ એનું રૂપ ફેરવવામાં કેવો ફાળો આપ્યો છે એ જોવાની ઈચ્છા વધી હતી.

આફ્રિકાના વતનીઓ પોતાની સ્વતંત્રતા પાછી મેળવવા માટે કેમ મથે છે, ગોરાઓ એમના ઉપર કેમ રાજ્ય ભોગવે છે, વર્ણભેદ પરત્વે પ્રદેશભેદ રચવાની લીલા ત્યાં કેમ ચાલે છે એ બધું છાપાંઓ દ્વારા અને મુસાફરો દ્વારા જાણેલું હોવાથી માનવીવ્યાપારની આ વિશાળ રંગભૂમિ એક વાર જોવી જ જોઈએ એમ મનમાં થયું હતું.

દસબાર વરસ પહેલાં શ્રી શિવાભાઈ અમીન પૂર્વ આફ્રિકાથી આવેલા. એમણે આફ્રિકન લોકો પ્રત્યેની હિંદની ફરજ વિશે મહત્ત્વની વાતો કરેલી અને फेंसिंग माउन्ट केनिया નામની ચોપડી વાંચવા મોકલેલી અને મને એક વાર પૂર્વ આફ્રિકા જોઈ જવાની ભલામણ કરેલી. જોકે તે વખતે તેનો મેં સ્વીકાર કર્યો ન હતો, પણ મનમાં સંસ્કાર પડેલા હતા જ. આવાં બધાં કારણોને લીધે જ દક્ષિણ આફ્રિકા જવાનો પ્રસંગ સાધી પૂર્વ આફ્રિકા જોવાનું મન થયું હતું. તેમાં શ્રી અપ્પાસાહેબ પંત અને શ્રી નાનજી કાલિદાસ બંનેએ આફ્રિકામાં ગાંધીસ્મારક તરીકે એક કૉલેજ સ્થાપવાની અને તે કાળા, ધોળા અને ઘઉંવર્ણા ત્રણે વંશના વિદ્યાર્થીઓ માટે ખુલ્લી રાખવાની યોજના મને સમજાવી અને કહ્યું કે, આ કલ્પનાને પાકી કરવામાં અને લોકોને સમજાવવામાં તમારી મદદ ઈષ્ટ છે. એ યોજના માટે જોઈતાં

નાણાં ભેગાં કરવાની જવાબદારી સ્વાભાવિક રીતે મારી ન હતી. પણ લોકહિતની દૃષ્ટિએ અને કેળવણીના વિકાસની દૃષ્ટિએ એ યોજના તપાસી, તેને વિશે અભિપ્રાય આપવાનું અને લોકોને એ યોજના પ્રત્યે અનુકૂળ કરવાનું કામ હું કરી શકું એમ હતું. આ કામ જાહેર વ્યાખ્યાનો મારફતે થાય તે કરતાંયે વિશેષ સારી રીતે ખાનગી વાતચીત અને ચર્ચા મારફતે થઈ શકે એ જાણતો હોવાથી મેં તે પ્રમાણે કરવાનું વિચાર્યું અને પૂર્વ આફ્રિકાની અનેક શિક્ષણસંસ્થાઓ જોઈ લેવાનું નક્કી કર્યું. આ જ બાબતમાં સલાહ આપવા માટે હિંદુસ્તાન સરકારે બે નિષ્ણાતો મોકલ્યા હતા. તેમનો રિપોર્ટ પણ મંગાવીને મેં વાંચ્યો હતો.

આપણા દેશના કેટલાક ધર્મોપદેશકો અવારનવાર પૂર્વ આફ્રિકા જાય છે. એમના પ્રચારને પરિણામે હિંદી લોકોની સામાજિક સ્થિતિ કેટલી સુધરી છે એ જોવાની પણ ઇચ્છા હતી, કેમ કે કેટલાક લોકોને મોઢે મેં ચિંતાજનક વાતો સાંભળી હતી.

આવાં અનેક કારણોને લીધે આફ્રિકાની યાત્રા કરવાનું મેં નક્કી કર્યું. ત્રણ મહિનાને અંતે આજે કહી શકું કે આ ત્રણ મહિનામાં મને ઘણું જોવાનું મળ્યું; એથીયે વધારે જાણવાનું મળ્યું. ગાંધીજીની દૃષ્ટિએ આફ્રિકાની સ્થિતિ તપાસી શક્યો. અને મને લાગે છે કે દુનિયાની વર્તમાન સ્થિતિ સમજવાની મારી શક્તિમાં ઘણો ઉમેરો થયો છે. સામાન્ય રીતે કરેલી બેત્રણ મહિનાની મુસાફરીમાં જેટલું મેળવી શકાય તેથીય વધારે હું મેળવી શક્યો. કેમ કે આ મુસાફરી દરમ્યાન મને અનેક લોકો તરફથી અનેક પ્રકારનો જેટલો સહકાર મળ્યો છે તેટલો ભાગ્યે જ કોઈને મળી શકે છે. ગુજરાતી ભાષાની અત્યાર સુધી મેં જે યત્કિંચિત્ સેવા કરી હશે તેના ફળસ્વરૂપ મને પૂર્વ આફ્રિકામાં અસંખ્ય ગુજરાતી હિંદુ-મુસ્લિમ ઘરોમાં પ્રેમનું સ્થાન મળ્યું છે અને ગુજરાતી ભાષાની શક્તિનું અહીં હું વિશેષ દર્શન કરી શક્યો છું.

## ૨. તૈયારીમાં

આ વખતે પૂર્વ આફ્રિકા જોવાનું બહુ વિચિત્ર રીતે બન્યું. નવી દિલ્હીમાં ગાંધીસ્મારક સંગ્રહ (મ્યૂઝિયમ) તૈયાર કરી આપવાનું કામ સ્મારકનિધિએ મને સોંપ્યું. એટલે મહાત્મા ગાંધીના જીવન સાથે સંબંધ ધરાવતી વસ્તુઓ, એમના જીવનપ્રસંગનાં બયાનો ઇત્યાદિ એકત્ર કરવાની જવાબદારી મારે માથે આવી. એ બધો મસાલો કાલક્રમ પ્રમાણે એકત્ર કરવા જતાં પ્રથમ સૌરાષ્ટ્ર અને ત્યાર પછી દક્ષિણ આફ્રિકા, એવો પ્રવાસ કરવાનું સ્વાભાવિક હતું. દક્ષિણ આફ્રિકા જવું હોય તો પૂર્વ આફ્રિકા થઈને જવું સગવડભર્યું છે એમ લાગ્યું. આ આખા પ્રવાસની યોજના શ્રી મણિલાલભાઈ ગાંધી સાથે ચર્ચવાનો અવસર વિશ્વશાંતિ પરિષદને

કારણે મળ્યો. એમણે મારો એ વિચાર હિંદુસ્તાન સરકારના કમિશનર અને મારા જૂના મિત્ર શ્રી અપ્પાસાહેબ પંત આગળ નૈરોબીમાં વ્યક્ત કર્યો. એમણે એ વધાવી લીધો. માનવહિતચિંતક રાજદ્વારી પુરુષની યોગ્યતાથી પૂર્વ આફ્રિકાના સવાલનો તેઓ ઉકેલ શોધતા હોવાથી, અને તેને અંગે અનેક યોજનાઓ તેઓ ઘડતા હોવાથી તેમણે મારો વિચાર તુરત વધાવી લીધો એટલું જ નહીં પણ 'દક્ષિણ આફ્રિકા જવાય ત્યારે જવાય, તમારે તુરત પૂર્વ આફ્રિકા આવવું જ' એવો આગ્રહ શરૂ કર્યો.

પૂર્વ આફ્રિકામાં પચાસ કરતાં વધુ વર્ષ રહી, કેવળ પોતાની બાહોશીથી કરોડાધિપતિ થયેલા અને સાર્વજનિક કામો માટે લક્ષાવધિ રૂપિયા દાનમાં આપનારા શ્રી નાનજીભાઈ કાલિદાસ સાથે મારા આ સંકલ્પ વિશે અપ્પાસાહેબે વાત કરી હશે. તેમણે હિંદુસ્તાન આવતાંવેંત મને પૂર્વ આફ્રિકાનું આમંત્રણ આપ્યું, અને આર્થિક દૃષ્ટિએ મને નચિંત કર્યો.

મારાં અનેક કામોને લીધે એ આમંત્રણ હું આગળ ને આગળ ઠેલતો ગયો. પણ જ્યારે પોરબંદરમાં ગાંધીજીના જન્મસ્થાને નાનજીભાઈએ જે કીર્તિમંદિર ઊભું કર્યું છે તે જોવા માટે હું ત્યાં ગયો હતો ત્યારે નાનજીભાઈએ પરમિટ માટેના કાગળો તૈયાર કરાવી એના પર અમારી સહીઓ લીધી અને અમને—મને અને ચિ. સરોજિની નાણાવટીને—પૂર્વ આફ્રિકા મોકલી જ દીધાં!

શાંતિનિકેતન અને સેવાગ્રામમાં થતી વિશ્વશાંતિ પરિષદમાં ડિસેમ્બર મહિનો રોકાયો હતો. જાન્યુઆરી મહિનો બિહારના પ્રવાસમાં ગાળવો પડ્યો. ૨૬ જાન્યુઆરીના સ્વાતંત્ર્ય ઉત્સવ માટે દિલ્હીમાં ન રહેતાં મધ્ય પ્રાંતના પચાસ હજાર આદિવાસીઓના એક વિરાટ સંમેલનમાં હાજર રહ્યો. હિંદુસ્તાનની ઈશાન્ય સરહદ ઉપર સદિયાની આસપાસ ત્યાંના આબોર, મિશમી વગેરે વન્ય લોકો વચ્ચે ફેબ્રુઆરી મહિનો ગાળ્યો. આટલું કર્યા પછી જ હું પોરબંદર જઈ શક્યો હતો. ત્યાં પૂર્વ આફ્રિકા જવાનું નક્કી કર્યું છતાં રાષ્ટ્રીય સપ્તાહ દરમિયાન અનુગુલ(ઓરિસા)માં જે અખિલ ભારતીય સર્વોદય સંમેલન થવાનું હતું તે ટાળી શકાય એમ ન હતું. તે એપ્રિલમાં પૂરું કરીને પ્રવાસની તૈયારી આરંભી.

જે દેશમાં જવાના હોઈએ ત્યાંના લોકોને નિર્ભય કરવા માટે આજકાલ અમુક રોગોનાં ઇન્જેક્શન લેવાનાં હોય છે. અને ત્યાં ગયા પછી પાછા વળતાં ત્યાંના રોગો આપણે ન લઈ આવીએ એ ઉદ્દેશથી, એટલે કે સ્વદેશી લોકોને પરદેશી રોગોના ચેપથી બચાવવા માટે પણ અમુક ઇન્જેક્શનો લેવાનાં હોય છે. તે હિસાબે અમે કોલેરા, શીતળા અને યેલોફિવર—આ ત્રણે સામે ઇન્જેક્શનોની ઉપાધિ વહોરી લીધી. આપણી સરકાર થઈ છે એટલે પાસપોર્ટ મેળવવાની કશી મુશ્કેલી પડી નહીં.

ચોક્કસ ક્યારે નીકળાશે એ વખતસર નક્કી ન થઈ શક્યું. તેથી કંપાલા બોટમાં અમારે સેકન્ડ ક્લાસની સગવડથી સંતોષ માનવો પડ્યો. (એ સગવડો

બધી સારી હતી.) અને ૮મી મે ૧૯૫૦ને દિવસે અમે સ્વદેશ છોડયો. ના, સ્ટીમરમાં બેઠા આઠમીએ, પણ સ્વદેશ છોડયો ત્યારે જ ગણાય જ્યારે અમે ૯મીએ મુરગાંવ(માર્માગોવા)નું બંદર છોડયું.

આના પહેલાં મેં સમુદ્રની મુસાફરી કરી ન હતી એમ નથી. સ્વદેશ છોડયો ન હતો એમ પણ ન કહી શકું. કલકત્તાથી ત્રણ દિવસની મુસાફરી કરી રંગૂન પહોંચ્યો હતો અને એ જ વાટે પાછો પણ આવ્યો હતો. એક વાર મુંબઈથી કરાંચી અને કરાંચીથી મુંબઈ પણ જહાજ વાટે ગયો હતો. અને એક વાર તો મુંબઈથી કોલંબોની દરિયાઈ મુસાફરી પણ પૂ. બાપુજી સાથે કરી હતી. પણ કોઈ વખતે સ્વદેશ છોડીને દૂર જાઉં છું એવી ભાવના મનમાં ઊઠી ન હતી. બ્રહ્મદેશ શું અને લંકા શું, સ્વદેશનાં જ બે સુંદર અંગો છે એ જાતની માન્યતા નાનપણથી બંધાયેલી હોવાથી ત્યાંના લોકોની રહેણીકરણીમાં ઘણો તફાવત જોયા છતાં હું પરદેશ જાઉં છું અથવા ગયો છું એવો વિચાર તે વખતે આવ્યો નહોતો.

આ વખતે આપણે ત્યાંનો પાસપોર્ટ વગેરે લેવો પડવાથી અને પૂર્વ આફ્રિકાની સરકાર પાસેથી પરમિટ લેવી પડવાથી, હું પરદેશ જાઉં છું એ ભાવના મન ઉપર બરાબર ઠોકી બેસાડવામાં આવી હતી.

મહેતા બ્રધર્સના કર્મચારીઓએ અમારી સુખસગવડ તરફ બધું ધ્યાન આપેલું હોવાથી અમારે ફક્ત સ્ટીમરમાં જઈને બેસવાનું જ હતું.

કપડાંનો સવાલ મૂંઝવનારો હતો. શ્રી નાનજીભાઈએ કહ્યું કે, જેવાં કપડાં અહીં પહેરો છો એવાં જ ત્યાં પહેરશો તો ચાલશે. ચિ. બાળનો આગ્રહ હતો કે ધોતિયું આદિ પરદેશમાં બિલકુલ નહીં ચાલે. ત્યાં તમારે પાયજામા, પેન્ટ વગેરે પહેરવાં જ જોઈએ. ચિ. સતીશે એને ટેકો આપ્યો. શ્રી દેવદાસ ગાંધીએ સૂચવ્યું કે આપણું ધોતિયું પરદેશમાં ન ચાલી શકે કેમ કે પગની પિંડીઓ ઉઘાડી પડે એ શિષ્ટમાન્ય નથી. એના કરતાં મદ્રાસી ઢબે લુંગી જેવું ધોતિયું પહેરો તો આપણી વિશિષ્ટતા પણ જળવાય અને પરદેશનો શિષ્ટાચાર પણ સચવાય. આ મારી મૂંઝવણ જોઈ આપણી પાર્લમેન્ટના સ્પીકર શ્રી દાદાસહેબ માવળંકરે તોડ કાઢયો કે જ્યાં ફક્ત ભારતીયોનો જ મેળાપ હોય અથવા ખાનગી પ્રસંગ હોય ત્યાં ધોતિયાથી ચલાવવું. પણ જ્યારે પરદેશના લોકોને મળવાનું હોય અથવા કોઈ મહત્ત્વની સભામાં કે પાર્ટીમાં જવાનું હોય ત્યારે, હવે સર્વમાન્ય થતો આપણો રાષ્ટ્રીય પોશાક જ પહેરવો જોઈએ અને તે હોય છે ચૂડીદાર પાયજામો, ઊભી અને બંધ કૉલરવાળી અચકન અને માથે ગાંધી ટોપી.

મને દાદાસાહેબની સૂચના બધી રીતે વાજબી લાગી. અમારી વચ્ચેનો મતભેદ ટળ્યો અને ચૂડીદાર પાયજામો પહેરવાની કળામાં જોતજોતામાં હું પાવરધો થયો!

ખોરાકની બાબતમાં મેં નક્કી કર્યું કે પરદેશમાં ગયા પછી, ખાંડ ન ખાવાનો મારો વરસો સુધીનો આગ્રહ છોડી દેવો. પરદેશમાં દૂધ તો ગાયનું જ મળે છે એટલે એ સવાલ ઊઠતો જ ન હતો. છતાં મન સાથે નક્કી કર્યું કે પરદેશમાં

દૂધ-ઘી વગેરે જેવું મળે તેવું લેવું. સાંજે સાત વાગ્યા પછી ન જમવાનો મારો નિયમ પણ મેં છોડી દીધો. ફક્ત એક નિશ્ચય સ્વાભાવિકપણે કાયમ રાખ્યો કે પરદેશમાં હોવા છતાં માંસ, મરઘાં, માછલી, ઈંડાં વગેરે કશું ન લઉં. શરાબનો તો સવાલ જ ન ઊઠી શકે. મદ્યમાંસથી સુરક્ષિત રહીએ એટલે બસ છે. બાકી નિયમો પરદેશમાં ન રાખવા.

## ૩. સમુદ્રના સહવાસમાં

મુંબઈથી માર્માગોવા જતાં સુધી નજરને હિંદુસ્તાનના પશ્ચિમ કિનારાનો સાથ હતો. માતા દૃષ્ટિઆડ થાય નહીં ત્યાં સુધી જેમ બાળકને વિશ્વાસ હોય છે કે આપણે માતા સાથે જ છીએ, તેવી જ રીતે કિનારો દેખાતો હતો ત્યાં સુધી હિંદુસ્તાન છોડયું એમ લાગતું ન હતું. માર્માગોવા છોડયું અને અમારી આગબોટ કંપાલાએ સ્વદેશ સાથે કાટખૂણો કરી, સીધો ભરદરિયામાં પ્રવેશ કર્યો. જોતજોતામાં હિંદુસ્તાનનો કિનારો અલોપ થયો અને ચારે કોર ફક્ત પાણી અને પાણી જ ફેલાયું. રાત પડી અને આકાશની વસ્તી વધી. પરિણામે એકલવાયાપણું ઘણું ઓછું થયું. પણ જેમ જેમ ભૂમધ્ય રેખા તરફ જવા લાગ્યા તેમ તેમ હવાની અને વાદળાંઓની ચંચળતા વધી. મોસમ સારી હોવાથી સમુદ્ર શાન્ત હતો. મોજાંઓ જરાક જરાક હસીને વિરામ પામતાં હતાં. કેટલાંક મોજાંઓ કાચી છીંકની પેઠે ઊઠતાં ઊઠતાં જ શમી જતાં હતાં. સમુદ્રનો રંગ કોક વખતે ભૂરી શાહી જેટલો નીળો થતો; કોક વખતે કાળો મેંશ, અને જહાજ પાણી કાપતું જાય ત્યારે બે બાજુ એનું જે ધોળું ફીણ ફેલાય, તેની અનેક અબરી ભાત બની જતી. નીળા સાથે એની એક શોભા, જ્યારે કાળા સાથે બીજી. પ્રથમ પ્રથમ સમુદ્રના મોઢા ઉપર મોજાંઓ ઉપરાંત, ચામડા પર હોય છે એવો કરચલીઓનો 'દાણો' દેખાતો હતો. કોક વાર એ બધી કરચલીઓ અલોપ થઈ પાણી ચળકતાં વાસણોની પેઠે સુંવાળું દેખાતું હતું. જહાજ ધીમે ધીમે ડોલતું જતું હતું. જહાજો કદમાં નાનાં હોય છે ત્યારે વધારે ડોલે છે. મોટાં જહાજો પોતાની ધીરગતિ સહેજે છોડતાં નથી. સામેથી મોજાંઓ આવે તો જહાજ ડોલવા ઉપરાંત ઘોડેસવારની પેઠે આગળપાછળ ડોલે છે, જેને અંગ્રેજીમાં 'પિચિંગ' કહે છે. પિચિંગ લાંબા વખત સુધી ચાલે તો માણસને એ ગમતું નથી. પણ એને બંધ શી રીતે કરાય? હીંચકા ખાઈને કંટાળ્યાં હોઈએ તો હીંચકો બંધ કરી એના પરથી ઊતરી જવાય છે. પણ અહીં તો એક વાર જહાજમાં બેઠા કે આઠ દિવસ સુધી એનું ડોલવું અને હીંડોલવું માન્ય રાખ્યે જ છૂટકો. કોક વખતે શંકા આવતી કે બન્ને ગતિના મિશ્રણથી ચક્કર આવશે કે કેમ? મનમાં એવી પણ બીક પેસતી કે ચક્કરની શંકા મનમાં ઊઠી એટલા માટે જ ચક્કર આવશે. ખાતી વખતે પણ સ્વાદપૂર્વક ખાતા હોઈએ તોયે મનમાં શંકા રહે જ કે ખાધેલું

પેટમાં ટકશે ખરું? એ શંકા મારવી સહેલી નથી હોતી. ગમે તેમ હો, અમે અમારા આઠે દિવસ ખૂબ આનંદમાં પસાર કર્યા. લોકોએ બીક બતાવી હતી કે છેલ્લા ચાર દિવસ ભારે જશે. પણ એવું કશું થયું નહીં. ભૂમધ્ય રેખા જે દિવસે અમે ઓળંગી તે દિવસે અમુક વખત સુધી પવન સુસવાટભર્યો વહેતો હતો પણ તેથી અમે કાંઈ ગમગીન થયા નહીં.

ચારે કોર જ્યારે પાણી જ હોય છે ત્યારે થોડો વખત એની મજા પડે છે. પછી આખું વાતાવરણ ગંભીર બની જાય છે. એ ગંભીરતા ઓસર્યા પછી આંખોને અકળામણ થાય છે. આપણી આખી સૃષ્ટિ આ જહાજ પૂરતી. વિશાળ દરિયા આગળ એ કેટલી નાનકડી અને તુચ્છ! દરિયાની દયાથી જીવનારી. અને બાકી બધું પાણી, પાણી અને પાણી. આટલા પાણીનો ઉદ્દેશ શો? જમીન પર ગમે તેટલો વિશાળ પટ જોતા હોઈએ તોપણ એમ નથી લાગતું કે આટલી જમીન શા માટે સર્જાઈ હશે? વિશાળ અને અનંત આકાશ જોઈને પણ એમ નથી લાગતું કે આટલું આકાશ શા કાજે નિર્માયું હશે? પણ સમુદ્રનાં પાણી જોઈને એ વિચાર મનમાં અચૂક ઊઠે છે. જમીનથી ટેવાયેલી આંખો પાણીનો વિસ્તાર અખંડ જોવો પડવાથી અકળાય છે અને અંતે થાકીને ક્ષિતિજ પરનાં વાદળાં જોઈને વિસામો મેળતે. [illegible] આકાશ જ્યારે મેદુર બને છે ત્યારે તો એની ગમગીની અસહ્ય થઈ ઊઠે છે. ઈશ્વરની કૃપા છે કે અકળામણનો પણ અંતે અંત આવે છે અને ખુલ્લી આંખો પણ અંતર્મુખ થઈને ઊંડા વિચારમાં મહાલે છે.

રાત્રે અને ખાસ કરીને વહેલી સવારે તારાઓ જોવાની મજા હતી. પણ 'આખું આકાશ એકસામટું જોવા ન જ દઈએ' એમ કહી વાદળાંઓ બાળકોની પેઠે આકાશના મોઢા ઉપર પોતાના હાથ ફેરવતાં હતાં. એમની દયાથી જે વખતે જેટલો ભાગ દેખાય તેટલો જ વાંચી લેવાનું અમારું કામ રહેતું. ગુરુવારની સવાર હશે. જહાજ સીધું ચાલતું હતું અને એના મુખ્ય થાંભલા પાછળ છેક પાછળની બાજુ શર્મિષ્ઠા હતી. થાંભલા આડે ભાદ્રપદાનું ચોરસ જેમતેમ ગોઠવાઈ જતું હતું. ઊતરતા ધ્રુવની પડખે દેવયાની ઊગતી હતી. પોણા પાંચ વાગ્યા અને શ્રાવણ માથા પરના ખસ્વસ્તિકને ઠેકાણે લટકવા લાગ્યો. હંસ, અભિજિત અને પારિજાત ત્રણે મળીને એક સુંદર ચંદરવો થયો હતો. ડાબી બાજુ ગુરુ, ચંદ્ર અને શુક્ર એક લીટીમાં આવ્યા હતા. ચંદ્રનું ચાંદરણું એટલું આછું હતું કે એને છાશની ઉપમા પણ ન અપાય. સામી બાજુ જોતાં ડાબે વૃશ્ચિક એનાં અનુરાધા, જ્યેષ્ઠા અને મૂળ સાથે લટકતો હતો, જ્યારે જમણી બાજુ સ્વાતિ આથમતી હતી. બિચારો ધ્રુવમત્સ્ય લગભગ ક્ષિતિજ ભેગો થયો હતો. બીજે દિવસે ચંદ્રનો પક્ષપાત શુક્ર તરફ વળ્યો. રાત્રે સપ્તર્ષિનાં દર્શન કરી અમે સૂતાં હતાં તે વખતે આકાશમાં પુનર્વસુનું હોડકું અમારી સાથે દક્ષિણની મુસાફરીએ ઊપડેલું જોઈ ઘણો આનંદ આવતો. પુનર્વસુના વહાણમાં બેસવાના ચિત્રાના કોડ હજી અતૃપ્ત જ રહ્યા છે.

વખતે મઘા નક્ષત્રની અદેખાઈ એને આડે આવતી હશે! શનિવારે ચંદ્ર અને શુક્રની યુતિ શોભતી હતી. છેલ્લે છેલ્લે એ બન્નેએ નીલો રંગ ધારણ કર્યો હતો. ભાદ્રપદાનું પહોળું નાળચું અહીં ઘણે ઊંચે ચડેલું દેખાતું હતું. ગઈ કાલથી જ ધ્રુવ અલોપ થયો હતો.

સવારે જ્યારે ઉષા સ્વાગત કરવા સ્મિત કરે છે તે વખતે આખા ક્ષિતિજ આગળ રૂપા જેવી ચળકતી કિનારી બને છે. ત્યાર પછી સમુદ્ર પ્રસન્નપણે હસે છે અને ઉષાને પ્રકટ થવાને અવકાશ આપે છે.

શનિવારે સામી બાજુથી આવતું એક વહાણ દેખાયું. દીવાનો પ્રકાશ મિચમિચાવી એણે અમારા જહાજ સાથે વિવેક કર્યો. અમારા જહાજે સામે વિવેક કર્યો હશે જ. એ જહાજો બહુ પાસે આવ્યાં હોત તો બન્ને ભાંભરત; પણ જ્યાં અવાજ પહોંચતો નથી ત્યાં પ્રકાશથી કામ લેવું પડે છે. ચાર દિવસને અંતે અમારા જહાજ જેવી જ બીજી એક સૃષ્ટિ જીવનના પટ પર વિહરતી જોઈ ખૂબ જ આનંદ થયો. અમારા જહાજ પરના લોકો આફ્રિકાનાં સ્વપ્નાં સેવતા હતા. સામા જહાજ પરના ઉતારુઓ હિંદુસ્તાનનાં સ્વપ્નાં સેવતા હશે. દરેક વહાણના ઉતારુઓના મનોવ્યાપારનો સરવાળો કર્યો હોય તો કેવી મજા પડે!

જહાજ પર ઉતારુઓના ત્રણ ન્યાતો હોય છે. પ્રતિષ્ઠાની અસ્પૃશ્યતા ભોગવનારા તે પહેલા વર્ગના ઉતારુઓ. એમને વધારે સગવડ મળે એનું કાંઈ નહીં, પણ એમના રાજ્યમાં બીજા કોઈ જઈ ન શકે એ એમની મોટાઈ. ઉપરના તૂતકનો મોટો ભાગ એમના આરામ અને રમતો માટે રાખેલો હોય છે. બીજા વર્ગના ઉતારુઓ પણ સારી સરખી સગવડ ભોગવે છે, ત્રીજા વર્ગના ઉતારુઓ માણસમાં ગણાય જ નહીં. એમનાં ધણ ગમે ત્યાં ગોઠવાયેલાં હોય. આઠ દિવસ સુધી માણસને પશુજીવન ગાળવું પડે એ હાડમારી નાનીસૂની નથી.

અને હવે બીજા-ત્રીજા વચ્ચે એક ઈન્ટરનો વર્ગ ઉપજાવેલો છે. પશુ અને માણસ વચ્ચેનો એ વાનરવર્ગ કહેવાય. એમાં ઘણી ભીડ હોવા છતાં માણસની પેઠે સૂઈ શકાય છે એ જ ગનીમત.

અમે જહાજ પર છીએ એની જાણ કેટલાક લોકોને થઈ એટલે અનેક લોકો અમારી સાથે વાતો કરવા આવતા. એમાંયે અમે સવારસાંજ પ્રાર્થના કરીએ છીએ એ સમાચાર જ્યારે જહાજના ખલાસીઓ સુધી પહોંચ્યા ત્યારે એમણે અમને નીચેના ડેક ઉપર સાંજે પ્રાર્થના માટે બોલાવ્યા. લગભગ બધા ખલાસીઓ સુરત જિલ્લાના હતા. ભજનના રસિયા. અનેક ભજનો જાણે અને રાગ સાથે ગાઈ શકે. એમની ભજનમંડળી જામતી ત્યારે આખા દિવસનો થાક અને જન્મારાની ચિંતા તેઓ ભૂલી જતા. નીલા રંગના પોશાક પહેરી આખો દિવસ યંત્રની પેઠે કામ કરનારા લોકો આ જ છે એમ જાણતાં છતાં એ સાચું લાગતું નહીં. એ લોકો આગળ મેં અનેક પ્રવચનો કર્યાં. એમનું જીવન એક જાતની સાધના જ છે એ સમજાવવાનો

પ્રયત્ન કર્યો. મેં એમ પણ કહ્યું કે જમીન પર જ દીવાલો ચણી શકાય, દરિયા પર નહીં. માટે ખલાસીઓએ નાતજાતના વાડા રચવા નહીં. દરિયાદિલ થવું ઘટે છે.

અમે લોકો આ રીતે ભજનમાં તલ્લીન રહેતાં ત્યાં જહાજ પરના ઘણા ગોવાનીઝ લોકોએ એક રાત્રે સ્ત્રીપુરુષનો એક નાચ ગોઠવ્યો. એમણે એને માટે જે ફાળો કર્યો તેમાં અમને એમણે બાતલ રાખ્યાં નહીં. એટલે અમે હકપૂર્વકનાં પ્રેક્ષકો બન્યાં!

ગોવાના ખ્રિસ્તી લોકોમાં યુરેશિયન લગભગ નહીં જેવા છે. ધર્મે ખ્રિસ્તી પણ રક્તે શુદ્ધ હિંદી એવા લોકોએ પશ્ચિમના જે સંસ્કારો અપનાવ્યા છે તેની અસર જોવાલાયક હોય છે. કેટલીક જોડીઓ સંયમપૂર્વક નૃત્યકળાનો આનંદ લેતી હતી. કેટલીક જોડીઓ જાણે કોઈ સામાજિક વિધિમાંથી પસાર થતી હોય એવી ગંભીર, અલિપ્ત અને યાંત્રિક ઢબે નાચતી હતી. જ્યારે કેટલીક જોડીઓ નૃત્યના નિયમો મંજૂર રાખે તેટલી છૂટથી નૃત્યમાં અને એકબીજામાં લીન થતી હતી. એકબે જોડીઓમાં ઉંમર અને ઊંચાઈનું પ્રમાણ એટલું બધું વિસદૃશ હતું કે આટલી બધી વિટંબણા સહન કરવાનું એમને માથે શી રીતે આવ્યું એમ જ લાગતું હતું. સાંકડી જગામાં આટલા બધા લોકોનું નૃત્ય જેમતેમ પૂરું થયું. આખર સુધી ઉજાગરો કરવાની દાનત ન હોવાથી અગિયાર થાય તે પહેલાં જ અમે સૂઈ ગયાં.

અમારું જહાજ પશ્ચિમ તરફ એટલે કે પૃથ્વીની ગતિથી ઊલટી દિશાએ ચાલતું હોવાથી અમારે લગભગ દરરોજ ઘડિયાળના કાંટા ફેરવવા પડતા. જહાજ તરફથી સૂચના મળતી કે 'મધરાતે અડધો કલાક ઓછો કરો' અથવા 'એક કલાક ઓછો કરો.' સૃષ્ટિનો નિયમ સમજી અમે આટલું નુકસાન વેઠવા તૈયાર થતાં. આફ્રિકા પહોંચતાં સુધી અમે કુલ અઢી કલાક ખોયા. (બેલ્જિયન કોંગો જતાં હજી એક વધારે કલાકનો ભોગ આપવો પડેલો તેનું બયાન યથાસ્થાને આવશે.)

ભૂગોળની વિગતો ન જાણનાર વાચકો માટે એટલું કહી દેવું જરૂરનું છે કે રેખાંશની દર ૧૫ ડિગ્રીએ એક કલાક ઉમેરવો અથવા ખોવો પડે છે. અને પ્રશાન્ત મહાસાગરમાં એશિયા ને અમેરિકા વચ્ચે જ્યારે ૧૮૦ રેખાંશ ઉપર જહાજો હોય છે ત્યારે એમને આવતાં કે જતાં એક આખો દિવસ વધારવો અથવા ઘટાડવો પડે છે. એ રેખાંશને અંગ્રેજીમાં 'ડેટ લાઇન' કહે છે. જેમ આપણે ત્યાં અધિક માસ આવે છે તેમ 'ડેટ લાઇન' ઉપર જતાં એક અધિક વાર આવે છે, જ્યારે આવતાં એક વારનો ક્ષય થાય છે.

આઠ દિવસથી નથી છાપું, નથી ડાક, નથી મુલાકાતીઓ અને નથી કોઈ શહેર કે ગામડું—અરે સોગન ખાવા કોઈ ડુંગર કે બેટ નથી. આવી સ્થિતિમાં કલાકો ને કલાકો ને દિવસોના દિવસો મૂંગા મૂંગા પસાર થાય ત્યારે વાર અને તારીખનું પણ ઠેકાણું નથી રહેતું. અમારા જહાજની ઊંચાઈનો હિસાબ કરતાં અમારી આસપાસ ક્ષિતિજ સુધી કેટલો સમુદ્ર પથરાયેલો છે એની જહાજવાળાઓ આગળ તપાસ કરી ત્યારે ખબર પડી કે અમારી આંખો ૨૫૦ ચોરસ માઈલનો

સમુદ્ર એક ચક્કરમાં પી શકતી હતી. કેટલી બધી શાન્તિ! અને તે પણ ડોલતી, હીંડોલતી, વહેતી અને છતાં સ્થિર એવી શાન્તિ, આકાશના આશીર્વાદ તળે, ઊભરાતી હતી. Swelling and rolling peace—abiding and abounding.

કોણ જાણે શી રીતે આ શાન્તિના સેવન સાથે મારામાં માનવપ્રેમ ઊભરાતો હતો અને તમામ માણસજાતને સ્વસ્તિ, સ્વસ્તિ, સ્વસ્તિ કહેતો હતો. માનવજાતિનો ઈતિહાસ હજીયે સરવાળે રૂપાળો નથી બન્યો. આ જ સમુદ્રે કેટલાયે અન્યાય અને અત્યાચાર જોયા હશે, કેટલાયે ગુલામોના નિસાસા અહીંની હવામાં ભળ્યા હશે અને કેટલીયે પ્રાર્થનાઓ સૂર્ય, ચંદ્ર અને તારાઓ સુધી પહોંચ્યા છતાં વિફળ ગઈ હશે. અને છતાં જો મનુષ્યરક્તને કારણે સમુદ્રમાં લાલાશ આવી નથી, દુઃખીઓના નિસાસાથી અહીંની હવા કલુષિત થઈ નથી અને લોકોની નિરાશાથી આકાશની જ્યોતિઓ ઝાંખી પડી નથી તો માણસજાતનો જરા સરખો ઈતિહાસ વાંચીને મારો માનવપ્રેમ શા માટે સંકુચિત કે પાતળો થાય? જો મારા અસંખ્ય દોષો વીસરી જઈને હું મારા પર પ્રેમ કરી શકું છું અને પોતાને વિશે અનેક જાતની આશાઓ સેવી શકું છું, તો મારા જ અનંત પ્રતિબિંબરૂપી માનવજાતને મારો પ્રેમ ઓછો કેમ મળે?

આવી ભાવના સાથે આફ્રિકાની ભૂમિ ઉપર ભજવાતો મનુષ્યજાતનો ત્રિખંડ સહકાર નિહાળવા હું મોમ્બાસા પહોંચી ગયો.

આ આઠ દિવસમાં ઘણું વંચાશે, ઘણું લખાશે એવી જે આશા રાખેલી તે સફળ ન થઈ. પણ એ આઠ દિવસ જીવનના દર્શન, ચિંતન અને મનનથી પૂરેપૂરા ભરેલા હતા.

## ૪. પ્રવેશદ્વાર

મેં માન્યું હતું કે મોમ્બાસા ઊતરીને સીધું નૈરોબી જવાનું હશે. મોમ્બાસામાં ચારપાંચ દિવસ રહેવાનું શ્રી અપ્પાસાહેબે શા માટે નક્કી કર્યું તે મારા ધ્યાનમાં આવ્યું ન હતું. પૂર્વ આફ્રિકાનું એક પ્રધાન બંદર અને વ્યાપારનું એક મથક એટલી જ મારી મોમ્બાસા વિશેની કલ્પના હતી. તેથી જ્યારે ૧૯મી મેને દિવસે સુપ્રભાતે અમે મોમ્બાસા પહોંચ્યાં અને એનો લીલોછમ રૂપાળો કિનારો જોયો ત્યારે અમારા આશ્ચર્યનો પાર ન રહ્યો. અમે કુલ આઠ જણ હતાં. મારી સાથે ચિ. સરોજ હશે એ પ્રથમથી નક્કી હતું. છેલ્લી ઘડીએ શ્રી શરદ પંડ્યાએ સાથે આવવાની ઇચ્છા વ્યક્ત કરી. પાસપોર્ટ પરમિટ વગેરેની વ્યવસ્થા પણ તાર મારફતે થઈ શકી એટલે અમે ત્રણ જણ થયાં. શ્રી અપ્પાસાહેબના આમંત્રણથી અને હિંદુસ્તાન સરકારની અનુજ્ઞાથી શ્રી કમલનયન બજાજ પણ પૂર્વ આફ્રિકા જોવા ઊપડેલા. તેમણે જહાજમાં અમારો સાથ સાધવાને અર્થે પોતાનો કાર્યક્રમ ફેરવ્યો અને કંઈક અગવડ વેઠી અમારી સ્ટીમરમાં જ જગા મેળવી. પોતાનાં બાળકોને દેશાટન દ્વારા અપાતી કેળવણીનું મહત્ત્વ પૂરેપૂરું જાણના હોવાથી શ્રી કમલનયને

સુમનને સાથે લીધાં હતાં. એ ઉપરાંત ખાવાપીવાની સગવડ સચવાય એ વિચાર એમણે બે નોકરો પણ સાથે લીધા હતા. આમ અમારો આઠ જણનો કાફલો આફ્રિકા ઊતરવાને અક્ષરશ: ઉત્કંઠ થયો હતો. અમે તો શું, લગભગ બધા જ ઉતારુઓ આફ્રિકાના જિરાફની પેઠે આફ્રિકાનાં દર્શન માટે ઉત્કંઠ થઈ જહાજના કઠેરા પાસે ભેગા થયા હતા. છેલ્લે છેલ્લે એક વિઘ્ન ઉત્પન્ન થયું. જહાજ પર કોઈ બાળકને ઓરી નીકળ્યા હોવાથી જહાજને ક્વૉરેન્ટીનમાં રાખવાની વાત ઊપડી હતી. પહેલા અને બીજા વર્ગના ઉતારુઓ દરેક બાબતમાં સુરક્ષિત હોય છે; અને અમે તો હિંદુસ્તાન સરકારના કમિશનરના મહેમાનો! અમારે માટે બધી સગવડો વખતસર સહેલાઈથી મળી શકી. અમારે જે થોભવું પડ્યું તે બીજાઓના પ્રમાણમાં કાંઈ જ નહીં. તેટલામાં અમે નાહીધોઈને નાસ્તો પણ કરી લીધો. શ્રી અપ્પાસાહેબ વતી એમના રહસ્યમંત્રી શ્રી તાત્યાસાહેબ ઈનામદાર સવારથી બંદર ઉપર પહોંચ્યા હતા. ઊતરવાનો વખત થયો અને શ્રી અપ્પાસાહેબ પંત પોતે જહાજ ઉપર આવી પહોંચ્યા અને હેતપૂર્વક ભેટ્યા. બીજા લોકોને જહાજ પર ચડવાની રજા મળે તે પહેલાં છાપાના એક પ્રતિનિધિ બંદરના ડૉક્ટર સાથે જહાજ પર આવી પહોંચ્યા અને પોતાના ધર્મને વફાદાર રહી એમણે મારી પાસેથી એક સંદેશો માગ્યો. મેં એમને નીચે પ્રમાણે સંદેશો લખી આપ્યો જે એમણે તે જ દિવસે અનેક છાપાંઓમાં પ્રગટ કર્યો હતો—

"આફ્રિકાના કિનારા પર આજે પહેલી જ વાર પગ મૂકું છું. મારે મન આ ભૂમિ હિંદુસ્તાન જેટલી જ પવિત્ર છે. આ આફ્રિકામાં જ દુનિયાને મહાત્મા ગાંધીનો પ્રથમ પરિચય થયો. આ આફ્રિકા ખંડમાં ત્રણ ખંડના માનવીઓ પરસ્પર સહકાર માટે એકત્ર આવ્યા છે અને માનવજાતની અંતિમ નિયતિરૂપ વિશ્વબંધુત્વ-ને સિદ્ધ કરવા મથી રહ્યા છે. આવી ભૂમિ ઉપર પગ મૂકતી વખતે આ ભૂમિ જેમની માતૃભૂમિ છે તેવા આફ્રિકન લોકોને હું વંદન કરું છું."

ઊતરતાંવેંત અમે શ્રી નાનજીભાઈના સુંદર અને વિશાળ મકાનમાં જઈ પહોંચ્યાં. તે દિવસે અમને આરામ આપવામાં આવ્યો. સાંજે તૈલવાહનની મદદથી આખું શહેર ફરી જોઈ લીધું, ખાસ કરીને બંદરનો ભાગ, કિલ્લાનો ભાગ, અને બજાર વગેરે. દરિયાકિનારે ચાલતાં ચાલતાં દીવાદાંડી જોઈ. સરકારી મકાનો જોયાં, પ્રવાળના કીડાઓએ બનાવેલા પોલા પથ્થરો જોયા અને બીજા દિવસથી શરૂ થતા ભરચક કાર્યક્રમ માટે તૈયાર થયાં.

પ્રથમ દર્શને હું જોઈ શક્યો કે મોમ્બાસામાં જેમ યુરોપિયનો છે તેમ હિંદ-વાસીઓ પણ છે. તેમણે અહીં ઠીક ઠીક ધીકતું જાહેર જીવન ખીલવ્યું છે અને એમની ઓથે અહીંના મૂળ વતની આફ્રિકન લોકો, નવા સંસ્કારો ગ્રહણ કરી, સુધારાનાં સારાંનરસાં બધાં પાસાંઓ કેળવી રહ્યા છે.

મોમ્બાસા એ એક બેટ જ કહેવાય. બે બાજુએ જે બે અખાતો છે એમાંથી ઉત્તરની બાજુના અખાતમાં અરબસ્તાન તેમ જ હિંદુસ્તાન તરફથી આવેલાં નાનાં

નાનાં જહાજો લંગર નાખે છે. એ જહાજોને અહીં 'ઢાઉ' કહે છે. દક્ષિણ તરફના અખાતમાં મોટી મોટી સ્ટીમરો અંદર આવે છે. આ બાજુના બંદરનું નામ કિલિન્ડિની છે. ગમે તે બાજુએથી જુઓ, સમુદ્રની શોભા ફીકી પડતી જ નથી. શહેરમાં જૂના અને નવા બન્ને પ્રકારો છે.

મોમ્બાસા બહુ પ્રાચીન બંદર છે. લગભગ બે હજાર વરસ થયાં લોકોએ શોધી કાઢ્યું કે વરસના અમુક મહિનાઓમાં ઈશાન્ય તરફથી નૈર્ઋત્ય તરફ પવનો વાય છે અને એ મોસમ પૂરી થયા પછી બીજા અમુક મહિના એથી ઊલટા વાય છે. આટલી શોધ થઈ એટલે અરબસ્તાનના તેમ જ હિંદુસ્તાનના બહાદુર ખલાસીઓ ડિસેમ્બરથી એપ્રિલ સુધીના મહિનામાં પોતપોતાના દેશથી આફ્રિકાને કિનારે સીધા આવવા લાગ્યા અને અહીંનો વેપાર પૂરો કરી, ઑગસ્ટની આસપાસ તેઓ પાછા જવા નીકળતા. આમ અવરજવર શરૂ થવાથી ધીકતો વેપાર ચાલ્યો. વસ્તુઓની તેમ જ સંસ્કારોની આપલેનું ઉત્તમ સાધન ઉત્પન્ન થયું અને દુનિયાનો ઈતિહાસ બદલાયો. વહાણો માટે મોમ્બાસા ઉત્તમ બંદર હોવાથી એનો કબજો લેવા માટે અરબો અને પોર્ટુગીઝો વચ્ચે સૈકાઓ સુધી ઘણી ઝપાઝપી ચાલી. પોર્ટુગીઝ લોકોએ ઈ. સ. ૧૬૦૦ પહેલાં અહીં એક કિલ્લો બાંધ્યો અને એનું નામ રાખ્યું ફૉર્ટ જિસસ. શાંતિના પયગમ્બર ઈસુને કેવું લાગ્યું હશે કે પોતાનું નામ એક લડાયક કિલ્લાને આપવામાં આવ્યું છે! આ કિલ્લામાં હાલ જેલ રાખવામાં આવી છે અને ઝાંઝીબારના સુલતાનની ધજા આજે પણ એના ઉપર ફરકે છે.

અહીંનાં ઘણાં મકાનો પ્રવાળના કીડાના બનાવેલા પથ્થરનાં હોય છે. એક વાર, છેલ્લી લડાઈ દરમ્યાન, કેટલાંક વહાણો હિંદુસ્તાનથી અહીં આવેલાં. એમની પાસે ઝાઝો માલ ન હોવાથી જહાજો માટે જરૂરી ભાર તરીકે હિંદુસ્તાનથી પથરા ભરીને આણેલા. એ પથરાથી એક શેરીનાં અનેક મકાનોનો પાયો ચણેલો છે. આમ હિંદુસ્તાનના પથરા ઉપર ઊભેલાં મકાનો આફ્રિકામાં જોઈ મારા મનમાં અનેક વિચારો આવ્યા. જો સોએક વરસ સુધી દુનિયામાં શાંતિ સ્થિર થશે તો મોમ્બાસાનું બંદર આપણા મુંબઈ જેટલું જ ખીલશે.

મોમ્બાસામાં અમે છ દિવસ ગાળ્યા. એ દરમ્યાન અમારું મુખ્ય કામ અહીંની શિક્ષણસંસ્થાઓ જોવાનું હતું. તમામ આફ્રિકામાં શિક્ષણસંસ્થાની ત્રણ ન્યાત તો છે જ. ગોરાઓ અલગ ભણે છે, આફ્રિકન લોકો અલગ ભણે છે અને હિંદીઓ અલગ ભણે છે. હિંદી લોકોમાં પણ ધર્મભેદ અને ન્યાતભેદ હોવાનો જ. મુસલમાનોમાં પણ આગાખાની (ઇસ્માઈલી), ઈશનાસરી વગેરે ભેદો છે. હિંદુઓમાં લુહાણા, વીસા ઓસવાળ, જૈન, પાટીદાર વગેરે ભેદો હોવાના જ. આ થઈ ગુજરાતીઓની વાત. એ ઉપરાંત પંજાબીઓની શીખ નિશાળો પણ છે. એ લોકોમાં પણ બે પંથ જોવામાં આવે છે.

અને ગોવાના ક્રિસ્તાંવ લોકો પોતાને અલગ બનાવી પોતાની નોખી સંસ્થા ચલાવે છે એ વળી જુદું. કન્યાકેળવણીની નોખી સંસ્થાઓ ઓછી છે, પણ છે

ખરી. અને તેમાં પણ ન્યાતજાત તો હોય જ. આ સંસ્થાઓમાં ન્યાત પરત્વે કે ધર્મ પરત્વે કેળવણીનો ભેદ છે જ નહીં. પ્રાર્થના કે ધર્મોપદેશમાં અમુક આગ્રહો દેખાય છે. એમાંથી ધાર્મિકતા કેળવાવા કરતાં પંથાભિમાન અને ફિરકાબાજી કેળવાયેલી જ જોવામાં આવે છે. 'પેલા લોકો આમ આમ માને છે, આપણે એ પ્રમાણે નથી માનતા, આપણી માન્યતાઓ આ પ્રમાણે છે. તેથી આપણે એ લોકોથી જુદા,' એટલું બાળકોના મન ઉપર ઠસાવી દીધું એટલે ધર્મની રક્ષા થઈ ગઈ! અને ખૂબી એ કે એ બધી માન્યતાઓ પાળવા માટે નહીં પણ માનવા માટે જ હોય છે! બીજી કોમના છોકરાઓ આપણી કોમના છોકરાઓ સાથે ભણે તો આપણી કોમના છોકરાઓના સંસ્કારો બગડી જશે અને તેઓ વટલાશે એવી દલીલો કરવામાં આવે છે. પણ તે સંસ્કારો કયા એ કોઈ કહી શકતું નથી. ખરું જોતાં આ બધા પંથો, એમની ન્યાતો અને પેટાન્યાતો અલગ અલગ કુટુંબસમૂહ છે. અને સંકુચિતપણે પોતપોતાના સમૂહના સ્વાર્થને પોષવાને ઇંતેજાર હોય છે. જે લોકો અંદર અંદર વિવાહ કરી શકે છે તેમની એક ન્યાત થાય છે. એ ન્યાતના પૈસાદાર લોકો પોતાના દાનધર્મનો લાભ પોતાના સમૂહને જ મળે એની ચીવટ રાખે છે. અને તે માટે ધર્મ, સંસ્કૃતિ અને અધ્યાત્મની વાતો આગળ કરે છે.

આ ન્યાતજાતના ભેદને કારણે હિંદુ જેવો કોઈ એક સમાજ રહ્યો જં નથી. અનેક સમાજોની અમુક સંખ્યાને હિંદુ નામ આપવામાં આવે છે એટલું જ. વિવિધતામાં એકતા એ હિંદુ ધર્મનું લક્ષણ છે એમ આપણે અભિમાનપૂર્વક કહીએ છીએ, પણ પ્રત્યક્ષ વહેવારમાં વિવિધતા ઉપર જ બધો ભાર મુકાય છે. એકતા ટકી હોય તો તે એકસરખી અજ્ઞાનતા, અદૂરદૃષ્ટિ અને જક્કીપણામાં રહેલી છે.

કેટલાક લોકો ન્યાતજાત તોડીને ચાર વર્ણ ટકાવવાના પક્ષના હોય છે. આજે એ ચાર વર્ણ નામમાત્ર રહ્યા છે—નામો નહીં, વિશેષણો જ છે. વર્ણોની આજની કલ્પના જોતાં માણસનું જીવન એકાંગી બનાવવા પૂરતો જ એનો ઉપયોગ છે. જ્યાં સુધી જાતિ અને વર્ણ બન્ને આપણે ફગાવી દીધાં નથી ત્યાં સુધી આપણી માણસાઈ પૂર્ણ રીતે પ્રગટ થવાની નથી. અનેક ઠેકાણે લોકોને મેં કહ્યું કે આપણા ધર્મશાસ્ત્ર પ્રમાણે ઉત્તમ સ્થિતિ સત્યયુગની હોય છે. એ યુગમાં એક જ ઈશ્વર અને એક જ વર્ણ હોઈ શકે છે, એમ આપણા ધર્મશાસ્ત્રમાં કહ્યું છે. લોકો બગડયા, યુગનો હ્રાસ થયો એટલે લાચારીથી અનેક વર્ણો અને ન્યાતજાતના ભેદો પેદા કરવા પડયા. લોકો આગળ હું રાજા ભર્તૃહરિનું વચન પણ ટાંકતો—ज्ञातिश्चेद् अनलेन किम् ? — જો તમારી પાસે જાતિના ઝઘડા હોય તો સમાજને બાળીને ભસ્મ કરવા માટે બીજો કોઈ અગ્નિ આણવાની જરૂર નહીં રહે; ન્યાત હોય તો અગ્નિની શી જરૂર?

અને આફ્રિકા જેવા દૂર મુલકમાં રહેણીકરણીની બાબતમાં ન્યાતજાત કોઈ પાળતુંયે નથી. ઘેર ઘેર આફ્રિકન નોકરો રખાય છે જે કપડાં ધુએ છે, ઘરમાં પાણી ભરે છે, રસોઈ તૈયાર કરી આપે છે અને બાળકોને સાચવે છે. ઉચ્ચ એટલે કે ખર્ચાળ રહેણીકરણીવાળા લોકોને ત્યાં ઈંડાં, માંસ અને મદિરાનો વહેવાર ઓછેવત્તે

અંશે પહોંચી ગયો છે. એમાં અપવાદ નથી એમ નથી. પણ અપવાદનું પ્રમાણ કેટલું એ શોધવા ન બેસીએ એમાં જ ડહાપણ છે. મારો ઉદ્દેશ અહીં સામાજિક જીવન ઉપર ટીકા કરવાનો નથી પણ આવું જીવન જીવનારા લોકો ન્યાતજાતના ભેદ અને એના અલગ અલગ સંસ્કારોની વાત શી રીતે કરતા હશે એ શંકા ઉઠાવવા પૂરતો જ છે.

અલગ અલગ શિક્ષણસંસ્થા થવાથી નાણાં નાહક વેડફાય છે અને કેળવણી રવડે છે. કેળવણીના સંસ્કારો કોઈ જોઈ શકતું નથી, જ્યારે ભવ્ય મકાનો સહેજે નજરે ચડે છે. તેથી દાનશૂર લોકો મકાનો બાંધવા પાછળ છૂટથી પૈસા આપે છે. પૂર્વ આફ્રિકાનાં ઘણાંખરાં વિદ્યાલયોની ઈમારતો-અદેખાઈ ઉત્પન્ન કરે એવી છે. પણ એ સુંદર મકાનોમાં વસતી કેળવણીની દીન અવસ્થા જોઈ દુ:ખ થયા વગર રહેતું નથી. કેટલીક સંસ્થાઓની વ્યવસ્થા સારી હોય છે પણ બધે એક જ તકરાર સંભળાય છે કે શિક્ષકો મળતા નથી; મળેલા ટકતા નથી. અને શિક્ષકો કહે છે કે માબાપોની અને સંસ્થાના વ્યવસ્થાપકોની દરમ્યાનગીરી એટલી બધી હોય છે કે બાળકોમાં કોઈ જાતની શિસ્ત કે ખંત પેદા કરાતી જ નથી.

જ્યાં જ્યાં સારા શિક્ષકો છે ત્યાં ત્યાં કેળવણીનું વાતાવરણ તરત વરતી શકાય છે. પણ સરવાળે પૂર્વ આફ્રિકાના આપણા લોકોની કેળવણી સારી હાલતમાં નથી એમ જ કહેવું પડે છે.

ખરું જોતાં આપણા લોકોએ આખા પૂર્વ આફ્રિકા માટે એક સ્વતંત્ર કેળવણી મંડળ સ્થાપવું જોઈએ. એમાં ઉત્તમ કેળવણીકારો, પીઢ સમાજનેતાઓ અને દૂરંદેશીથી સલાહ આપનારા રાષ્ટ્રપુરુષો જ હોય. ન્યાતજાત કે ધર્મના ભેદ વગર બધી જ કેળવણીની સંસ્થાઓ આવા મંડળને હસ્તક સોંપી દેવી જોઈએ. દરેક સંસ્થાનું બજેટ ભલે હાલ અલગ અલગ રહે. દરેક સંસ્થાના કોઈ ખાસ આગ્રહનાં તત્ત્વો હોય તો તે સાચવવાની ખોળાધરી પણ આવું મંડળ આપી દે. પણ બધી સંસ્થાઓ એક મંડળ તળે આવે તો જ કેળવણીની સ્થિતિ સુધરે એમ છે. આવા મંડળની પ્રેરણા તળે શિક્ષકોમાં પણ દૈવત આવશે અને કેળવણી પગભર થશે.

એક વસ્તુ જોઈને મને વિશેષ સંતોષ થયો. અને તે એ કે હિંદુ તેમ જ મુસલમાન બંને સંસ્થાઓમાં કેળવણીનું વાહન ગુજરાતી જ છે. કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાતથી આવેલા હિંદુ-મુસલમાનો ખરું જોતાં એક જ સમાજ છે. વેપારમાં તો તેઓ એકબીજા સાથે સંકળાયેલા છે જ. સામાજિક દૃષ્ટિએ પણ કેટલાંક હિંદુ-મુસ્લિમ કુટુંબોમાં એક જ કુટુંબના હોય એવો મીઠો સંબંધ છે. હિંદુસ્તાનના ભાગલા પડ્યા એટલે આપણે પણ અહીં આપણા જીવનના ભાગલા પાડવા જ જોઈએ એમ સમજી અનેક ઠેકાણે હિંદુ-મુસ્લિમ અંટસ ઉત્પન્ન કરવામાં આવ્યો છે. આમાં પ્રારંભ કોણે કર્યો અને જવાબ કોણે આપ્યો એ સવાલને કારણે પાછું મતભેદ અને ઝઘડા ચાલે છે, કેમ કે બન્ને પક્ષ માને છે કે આવો ભેદ ઉત્પન્ન કરવાની ખરેખર જરૂર ન હતી અને આવા ભેદથી બંનેને પારાવાર નુકસાન થઈ રહ્યું છે.

મેં એ લોકોને અનેક ઠેકાણે કહ્યું કે હિંદુસ્તાનથી આવ્યો ત્યારે અનેક રોગો સામે મારે ઈન્જેક્ષનો લેવાં પડયાં હતાં. ખરેખર આપણા લોકોએ હિંદુસ્તાનમાંથી આવતા હિંદુ-મુસ્લિમ ઝઘડારૂપી ત્યાંના રોગ સામે ઈન્જેક્ષન લઈને જ અહીં આવવું જોઈએ! કેટલેક ઠેકાણે જેમ તમામ માલ ધુમાડાની ઓરડીમાં મૂકીને 'ડિસ-ઈન્ફેક્ટ' કરે છે તેવી જ રીતે હિંદુસ્તાનથી આવતાં છાપાંઓ પણ ડિસ-ઈન્ફેક્ટ કરીને જ વાંચવાં જોઈએ. તો જ એ ઝેરથી આપણે બચી શકીશું.

આપણા લોકોએ પૂર્વ આફ્રિકામાં પોતાના રાજદ્વારી હકોનું રક્ષણ કરવા માટે ઠેકઠેકાણે ઈન્ડિયન ઍસોસિયેશનોની સ્થાપના કરેલી છે. હવે કેટલાક લોકોને એ ઈન્ડિયન શબ્દ સામે વાંધો જણાય છે. જેમ હિંદુસ્તાનના ભાગલા થયા તેમ ઈન્ડિયન ઍસોસિયેશનના પણ ભાગલા થવા જોઈએ અને ફંડની વહેંચણી કરવી જોઈએ એટલે સુધી આંધળાપણું પહોંચી ગયું છે.

જ્યાં હિંદુ-મુસ્લિમ બાળકો એકત્ર ભણે છે ત્યાં શિક્ષકો નીમવામાં હિંદુ-મુસ્લિમ પ્રમાણ જળવાવું જોઈએ એવો આગ્રહ કોક કોક ઠેકાણે કરવામાં આવે છે! વ્યવસ્થામંડળમાં પણ કોમી પ્રમાણનો સવાલ ઊઠે જ છે. દરેક ઠેકાણે બન્ને સમાજના નેતાઓ અચૂક કહે છે કે, “અમારા મનમાં અત્યાર સુધી એવો ભેદભાવ હતો જ નહીં. સામા પક્ષની નિયત બગડી એટલે અમારે આત્મરક્ષાને અર્થે જાગરૂક થવું પડયું અને ચાંપતા ઈલાજો લેવા પડયા.”

ભાષાની બાબતમાં ગુજરાતીને લીધે જે એકતા કાયમ છે ત્યાં પણ મુઠ્ઠીભર પંજાબીઓ રાષ્ટ્રભાષાને નામે ઝઘડો પેદા કરી રહ્યા છે. પંજાબી મુસ્લિમો ઉર્દૂનો પક્ષ તાણે છે. જયારે પંજાબના શીખો હિંદીનો આગ્રહ રાખે છે. શીખ લોકોએ કેળવણી ખાતા સાથે વાટાઘાટ કરી ગુરુમુખી (પંજાબી) ભાષાનો કેળવણીના માધ્યમ તરીકે સ્વીકાર કરાવ્યો છે.

પૂર્વ આફ્રિકામાં મહારાષ્ટ્રીઓ એટલા થોડા છે કે તેઓ ભાષાના ઝઘડામાં ભાગ લઈ શકતા નથી. તેઓ બધા પોતાનાં બાળકોને ગુજરાતી નિશાળોમાં મોકલે છે. તેમને ગુજરાતી મારફતે કેળવણી અપાય છે. અને એથી એમને કશું નુકસાન થયું નથી. મરાઠી ભાષાના સંસ્કારો જાળવવાનું કામ તેઓ સહેજે ઘરમાં કરી શકે છે. પંજાબી પણ જો એ જ નીતિ ધારણ કરે તો અહીંની કેળવણીનો સવાલ સહેજે હળવો થાય. લગભગ ૯૦ ટકા લોકો આજે ગુજરાતી જાણે જ છે. હિંદુસ્તાનની રાષ્ટ્રભાષા હિન્દી છે, પાકિસ્તાનની ઉર્દૂ છે તો પૂર્વ આફ્રિકાના હિંદી લોકોની સગવડની ભાષા ગુજરાતી છે. ધર્મને નામે જેમ આપણા ઝઘડા ચાલે છે તેમ ભાષાને નામે પણ આંધળા ઝઘડા ચલાવીશું તો આપણો સમાજ બધી રીતે છિન્નભિન્ન થશે.

પ્રવાસવર્ણનના પ્રારંભમાં જ બે મહિનાના અનુભવનો નિચોડ મેં આપી દીધો છે કેમ કે દરેક ઠેકાણે એની કટકે કટકે ચર્ચા કરી લેવી એ સગવડભરેલું નથી.

મોમ્બાસામાં ખાસ ધ્યાન ખેંચે એવી વ્યક્તિ તે ડૉ. કર્વે છે. મહર્ષિ અણ્ણાસાહેબ કર્વેના એ દીકરા થાય છે. વાતો કરે ત્યારે સાવ વ્યવહારવાદી દેખાય છે પણ આજે કેટલાંયે વરસ થયાં પંડયા ક્લિનિક કરીને એક સારામાં સારી ઈસ્પિતાલ સેવાભાવથી ચલાવી રહ્યા છે. પંડયા ખાનદાન સમાજસેવા ને દાન માટે પ્રખ્યાત છે. એમના ઉદાર ફાળાને કારણે આ ઈસ્પિતાલને 'પંડયા ક્લિનિક'નું નામ અપાયું છે. ડૉ. કર્વે આ સંસ્થાના સર્વેસર્વા છે. મહાયુદ્ધના દિવસોમાં ખલાસીઓના આરામગાહને માટે બાંધેલી એક વિશાળ ઈમારત ભાડે લઈને તેમાં આ ઈસ્પિતાલ રાખવામાં આવી છે. ડૉ. કર્વેએ ખૂબ હેતપૂર્વક આખી સંસ્થા અમને વિગતવાર બતાવી. એમને મોઢે એમના પિતાના અનેક જીવનપ્રસંગો સાંભળતાં મને ખૂબ રસ પડયો. અણ્ણાસાહેબના જીવનની કેટલીક વિશેષતાઓ ડૉ. કર્વે પાસેથી જ હું જાણી શકયો. અણ્ણાસાહેબ અહીં એક વાર આવ્યા હતા અને ઘણા દિવસ સુધી એમણે અહીં આરામ લીધો હતો.

બીજા એક જાણવા જેવા ડૉક્ટર તે ડૉક્ટર શેઠ. એમનાં પત્ની મારાં બહુ જૂનાં મિત્ર અને પ્રકાશક કાશીનાથ રઘુનાથ મિત્રનાં દીકરી છે.

શ્રી અપ્પાસાહેબ પંતના મિલનસાર સ્વભાવને કારણે અને એમના અધિકારને કારણે પૂર્વ આફ્રિકાના બધા જ હિંદીઓ એમની તરફ આકર્ષાયા છે. અમારો આખો કાર્યક્રમ એમણે ગોઠવેલો હોવાથી દરેક સ્થાનના તમામ પ્રતિષ્ઠિત લોકો અમારા સ્વાગતમાં ભાગ લેતા હતા. સારા સારા સ્થાનિક કાર્યકર્તાઓ કોણ છે એ અમારે શોધવું પડતું ન હતું. કેટલાક લોકો પાસેથી મેં સાંભળ્યું કે 'અપ્પાસાહેબ પંત હિંદુ છે, એમને અમે શા માટે મળીએ' એવો વિચાર રાખી આ દેશના ઘણાખરા મુસલમાન આગેવાનો શરૂઆતમાં એમનાથી દૂર દૂર રહેતા હતા. પાછળથી જ્યારે એમને જણાયું કે અપ્પાસાહેબના મનમાં હિંદુ-મુસ્લિમ એવો ભેદ છે જ નહીં, તેઓ બધાના છે, બધાને અપનાવે છે, બધાની જ સેવા કરવા તત્પર છે અને ગાંધીજી તેમ જ જવાહરલાલ નેહરુની ઉદાર નીતિ ચલાવનારા ઉચ્ચ કોટિના રાષ્ટ્રપુરુષ છે ત્યારે તેઓ ધીરે ધીરે અપ્પાસાહેબ પ્રત્યે આકર્ષાયા. આજે તેઓ જેટલા હિંદુઓને વહાલા છે એથી મુસલમાનોને જરાય ઊતરતા વહાલા નથી. એમને પોતાને ત્યાં મહેમાન તરીકે બોલાવવામાં દરેક માણસને પોતાનું મોટું ગૌરવ જણાય છે. તેઓ જ્યારે મુસાફરીએ ઊપડે છે ત્યારે કેટલાય લોકો પોતપોતાની મોટરો લઈને નીકળે છે કે જેથી એમનો કંઈક સહવાસ મળે. એનો એક રમૂજી દાખલો અહીં ટાંકવા જેવો છે. એક વાર અપ્પાસાહેબ યુગાન્ડામાં મુસાફરી કરતા હતા. એમની સાથે તે વખતે આવી રીતે અગિયાર મોટરકારો ભેગી થઈ હતી. તે જોઈને અહીંના આફ્રિકન લોકો કહે, "યુગાન્ડાના અમારા કબાકા (રાજા) જ્યારે સફારી પર ઊપડે છે ત્યારે એમની સાથે ચારેક મોટરો હોય છે. આ હિંદના કબાકા બહુ મોટા હોવા જોઈએ. જુઓ એની સફારી અગિયાર મોટરથી ચાલે છે!"

અપ્પાસાહેબ જેમ મીઠાબોલા છે તેમ આખાબોલા પણ છે અને તેથી જ પૂર્વ આફ્રિકાના તમામ ગોરા લોકો ઉપર એમની સારી છાપ છે. દરેક વસ્તુ કઈ રીતે મૂકવાથી લોકોનું મન અનુકૂળ થઈ શકશે એની કળ એમની પાસે હોવાથી તેઓ કોઈ પણ માણસ પાસે સાચી વસ્તુનો સ્વીકાર કરાવવામાં ફાવી જાય છે. એક જણે એક વાક્યમાં અપ્પાસાહેબનું શબ્દચિત્ર આપ્યું હતું – It is impossible for anyone to be mean in his presence.

અપ્પાસાહેબ એટલે અખંડ પ્રવૃત્તિ. અહીં આવીને ત્રણેક વરસ થયાં હશે એટલામાં એમણે ચાળીસ હજાર માઈલની મુસાફરી કરી છે. આ મુલકના નાના-મોટા દરેક માણસને તેઓ ઓળખે છે. અંગ્રેજ લોકો એમના પર ખુશ છે. આફ્રિકન લોકો એમના પ્રત્યે આદરથી તેમ જ ઘણી આશાથી જુએ છે. અને હિંદી લોકો તો કહેતાં થાકતાં જ નથી કે, "અપ્પાસાહેબ આવ્યા અને આ પ્રદેશમાં અમારી ઈજ્જત વધી. એમણે અમને નવી દૃષ્ટિ આપી છે. અહીંના લોકો હિંદુસ્તાનની મોટાઈ હવે સમજતા થયા છે. અમને એક જ બીક છે કે હિંદુસ્તાન સરકાર જ્યારે એમને અહીંથી બીજા કોઈ મોટા કામ ઉપર મોકલી દેશે ત્યારે અમારું શું થશે!" અપ્પાસાહેબ પાસે પોતાની પ્રતિષ્ઠાનો જરા સરખોય ખ્યાલ નથી. એમની નમ્રતા, એમનો મનુષ્યપ્રેમ અને દરેક માણસની ખામીઓ દરગુજર કરવાની ઉદારતા એમને લોકોના હૃદયમાં એક કાયમનું સ્થાન અપાવે છે. ચોપડીઓ વાંચીને જેટલું જ્ઞાન મેળવી શકાય છે એના કરતાં અધિક અને ઊંડું જ્ઞાન તેઓ અનેક જાતના અધિકારી પુરુષોના પરિચયમાંથી મેળવે છે. તેમની દૃષ્ટિ તુરત લાભ તરફ નથી હોતી. પણ માનવહિતનાં સત્કાર્યો પેઢી દર પેઢી કેવી અસર કરતાં જાય છે એનો એમને બરાબર ખ્યાલ હોવાથી, કુશળ અને દૂરદર્શી જમીનદારની પેઠે તેઓ જાતજાતનાં મહાવૃક્ષનાં બીજ વાવતા જાય છે અને કાળજીપૂર્વક તેનું સિંચન કરતા જાય છે.

મોમ્બાસાની એક અત્યંત નાની અને નજીવી લાગતી શિક્ષણસંસ્થા તરફ મારું વિશેષ ધ્યાન ગયું. પૂર્વ આફ્રિકામાં કેળવણીની તંગી એટલી બધી છે કે કેળવણીનું અત્યારે રેશનિંગ ચાલે છે. અઠવાડિયામાં ત્રણ દિવસ અમુક છોકરાઓ ભણે, અને બીજા ત્રણ દિવસ અમુક છોકરાઓ ભણે. સવારે અમુક છોકરાઓના વર્ગ ચાલે, જ્યારે સાંજે બીજા છોકરાઓનો વારો આવે. આવું અનેક ઠેકાણે કરવું પડે છે. આવી તંગીની હાલતમાં જે છોકરાઓ લાગલાગટ બે વાર નાપાસ થાય તેમને શાળામાંથી કાઢી મૂકવામાં આવે તો તેમાં આશ્ચર્ય શું?

આવા દુર્દૈવી છોકરાઓને ભેગા કરી તેમને બનતી કેળવણી આપવા માટે ડૉ. શેઠના પ્રયત્નથી એક સંસ્થા ખોલવામાં આવી છે. તેમાં હિંદી છોકરાઓ સાથે ત્રણ આફ્રિકન છોકરાઓ પણ ભણે છે. પછાત, ઠોઠ અને હારેલા છોકરાઓમાં પણ કેળવણી પામવાનું દૈવત હોય છે. સામાન્ય સંસ્થામાં તેઓ ફાવતા નથી એનો દોષ ઘણી વાર એમનો નથી હોતો પણ પરિસ્થિતિનો અને પદ્ધતિનો હોય છે.

ઇટાલીનાં આવાં જ છોકરાંઓને ભણાવતાં ભણાવતાં માદામ મોન્ટેસોરીએ પોતાની વિશ્વવિખ્યાત શિક્ષણપદ્ધતિ ખીલવી છે એ સહુ કોઈ જાણે છે. મોમ્બાસાની એ 'ઇન્ડિયન રિપબ્લિક સ્કૂલ' સમાજને સિદ્ધ કરી આપી શકે છે કે સમાજે ત્યજી દીધેલા માનવીઓમાં પણ ઉત્તમ તત્ત્વ હોઈ શકે છે. ડૉ. શેઠ આ સંસ્થામાંથી શું ઉપજાવી શકે છે એ જોવાનું છે.

ડૉ. કર્વેએ બીજી એક સ્વાવલંબી સહકારી પ્રવૃત્તિ આદરી છે. તે છે ગરીબ હિંદીઓ માટે સારાં સારાં મકાનો બાંધવાની અને તે સસ્તે ભાડે આપવાની. આ રીતે કેટલાંય ગરીબ કુટુંબો સ્વચ્છ અને માનભર્યું જીવન ગાળી શક્યાં છે. અમે એ ઘરો જોઈ આવ્યાં. જે સ્વચ્છતા અને પ્રસન્નતા ઘરની ઓરડીઓમાં દેખાતી હતી તે જ એ ઓરડીઓમાં વસતી બહેનો અને એમનાં બાળકોના મોઢા ઉપર અમે જોઈ શક્યાં. સ્વચ્છ અને સુઘડ ઘરો આત્મગૌરવ અને સ્વમાનનું વાતાવરણ પેદા કરે છે. નીરોગી શરીરમાં નીરોગી મન રહે છે એ કહેવતને વ્યાપક કરીને આપણે કહી શકીએ કે સુઘડ ઘર હોય તો અંદર વસતા માનવીઓનાં મન અને જીવન પણ સુઘડ બને છે.

મોમ્બાસામાં બેત્રણ લાઈબ્રેરીઓ પણ આપણને ગમે એવી હતી. એક પુસ્તકાલયમાં પારસીઓની અવેસ્તા ગાથા ઉપર કવિ ખબરદારે જે વિદ્વત્તાપૂર્ણ ચોપડી હાલમાં જ લખી છે તે પણ હતી.

નમ્રભાવે સાત્ત્વિક વાતાવરણ ઉત્પન્ન કરનાર અને ગાંધીજીના વિચારો થિયૉસૉફી સાથે વણીને લોકો આગળ મૂકનાર શ્રી માસ્ટરનું વ્યક્તિત્વ મોમ્બાસામાં સહેજે તરી આવે છે. એમના ધાર્મિક વર્ગોની અસર આસપાસના સમાજ ઉપર સારી પડી છે.

જાતપાતનો કશો ભેદ રાખ્યા વગર સમાજની સેવા કરનાર અહીંનું એક જૂનું મંડળ તે સોશિયલ સર્વિસ લીગ છે. મોમ્બાસાના એક ધનિક અરબી વેપારીએ આ સંસ્થાની કદર કરી એમને પોતાનું રહેવાનું મકાન આપી દીધું છે.

મોમ્બાસા આવતાંવેંત બીજી એક પ્રવૃત્તિ તરફ મારું ધ્યાન ગયું તે અહીંનાં બાલમંદિરો. મેં સાંભળ્યું છે કે સ્વ. ગિજુભાઈ બધેકાના ચાળીસેક વિદ્યાર્થીઓ પૂર્વ આફ્રિકામાં ઠેકઠેકાણે બાળકેળવણીનું કામ કરી રહ્યા છે. એ લોકોને વખતે ખબર નહીં હોય કે સ્વ. ગિજુભાઈએ પોતાનું કેળવણીનું મિશન ઓળખ્યું તે પહેલાં તેઓ પૂર્વ આફ્રિકામાં વકીલાત કરવા આવ્યા હતા અને સ્વાહિલી ભાષા પણ શીખ્યા હતા. અહીં જ એમને લાગ્યું કે બાળકોને કેળવવાં અને એમના સ્વાતંત્ર્યની વકીલાત કરવી એમાં જ પોતાના જીવનનું સાર્થક્ય છે.

ગુજરાત વિદ્યાપીઠના એક જૂના વિદ્યાર્થી કવિ સોમાભાઈ ભાવસાર અને એમનાં પત્ની મોમ્બાસાની બાળકેળવણીમાં ઓતપ્રોત થયાં છે. ગિજુભાઈની શૈલીમાં એમણે અમર ગાંધી કરીને એક નાનકડી પુસ્તિકા લખી છે. એ જ ચોપડીનો

એક સ્વાહિલી ભાષામાં અને એક લુગાન્ડી ભાષામાં એવા બે અનુવાદ થવાથી એ ચોપડી અમર થઈ છે.

આગાખાની બાળમંદિર પણ ઘણું સુંદર રીતે ચાલે છે. ત્યાંનાં બાળકોની ટાપટીપ અને પ્રસન્નતા ખાસ ધ્યાન ખેંચે એવાં હતાં. આગાખાની પ્રવૃત્તિ વિશે મારે આગળ લખવું છે એટલે અહીંની ટેકનિકલ કૉલેજ જેવી મહત્ત્વની શિક્ષણસંસ્થાનો પણ અહીં ઉલ્લેખ નહીં કરું.

મુસલમાન કાર્યકર્તાઓમાં વિશેષ આકર્ષક લાગ્યા શ્રી કાદરભાઈ. ઘણી પ્રવૃત્તિ કરતાં કરતાં તેઓ ઘરડા થયા છે. એક વખતે એમને નામદાર આગાખાનનો બહુ મોટો ટેકો હતો. સંસ્થા ચલાવવાની કળામાં કાદરભાઈ એક્કા છે. એમનો ઉત્સાહ હજી ઘરડો થયો નથી.

આફ્રિકન લોકોને મળવા માટે હું પ્રથમથી ઇંતેજાર હતો પણ ક્યાંય એમનાં દર્શન થતાં નહીં. યુનાઈટેડ કેનિયા કલબમાં એ તક મને મળી. ત્યાં ગોરાઓ પણ આવ્યા હતા અને આફ્રિકન લોકો પણ હતા. બીજી વસ્તુઓ સાથે મેં એમને વંશવ્યવસ્થાના સવાલ—'રેશિયલ ઍડજસ્ટમેન્ટ'—વિશે બે શબ્દ કહ્યા જેની અસર ઘણી અને સારી થઈ જણાઈ.

મેં કહ્યું કે, 'આર્ય, અનાર્ય, દ્રાવિડ, આદિવાસી, શક, હૂણ, ચીના, પઠાણ, મોગલ, પોર્ટુગીઝ, ફ્રેન્ચ, અંગ્રેજ, યહૂદી, પારસી વગેરે અનેક જાતિઓ હિંદુસ્તાનમાં આવીને વસી છે. જાણે તમામ માનવવંશો જો હિંદુસ્તાનમાં એકત્ર આણવાની ભગવાનની યોજના ન હોય. એ બધા લોકો સંપથી અને સહકારથી એકત્ર કેમ રહે એના અનેક અખતરાઓ અમે અમારા દેશમાં હજારો વરસથી કર્યા છે. એ અંગે અમે કેટલીક ગંભીર ભૂલો પણ કરી છે અને એને માટે અમારે ઓછું સોસવું નથી પડ્યું. અમે ઢેડવાડાઓ ઊભા કર્યા. ઊંચનીચ ભાવ કેળવ્યો. બહિષ્કારનું શસ્ત્ર અજમાવ્યું અને અંતે જોયું કે મૂળ રોગ કરતાં કોક વાર અજમાવેલો ઈલાજ જ વધારે જીવલેણ નીવડે છે. પણ અમારા ઋષિમુનિઓએ શરૂઆતમાં અમને એક સંજીવની મંત્ર આપ્યો હતો કે ગમે તેટલા પ્રયોગો કરો પણ હિંસાનો આશ્રય ન લેતા. સર્પસત્ર જેવા ઘાતક પ્રયોગો અમારી આસ્તિકતાએ તરત રોક્યા. આજે અમારે ત્યાં ચામડીના ભેદને કારણે અલગ ન્યાતો નથી ચલાવવામાં આવતી. સ્વતંત્ર થતાંવેંત અમે અસ્પૃશ્યતાને દફનાવી દીધી છે. હરિજનો માટે અમારા કૂવાઓ અને અમારી વીશીઓ, અમારી નિશાળો અને અમારાં મંદિરો પૂર્ણ રીતે ખુલ્લાં થયાં છે. અમારા અનુભવ પરથી આફ્રિકામાં વસતા ત્રણે ખંડના લોકો ઘણો બોધ લઈ શકે એમ છે.'

ગોવાના કિરિસ્તાંવ લોકો બધાથી અળગા રહે છે. એમને ત્યાં જઈને પણ મેં એમને સંભળાવ્યું કે, 'તમે તમારી માતૃભાષા કોંકણીની ઉપેક્ષા કરો છો એ શાપ તમને નડે છે. બધા હિંદીઓ સાથે તમારે ભળવું જોઈએ.' ગોવાનો રાજનૈતિક સવાલ મેં જાણી જોઈને છેડ્યો નહીં કેમ કે હું જાણતો હતો કે એ લોકોમાં તીવ્ર

મતભેદ છે. કેટલાક લોકો પોર્ટુગલની ધૂંસરી ફેંકી દઈ ભારતના યુનિયનમાં જોડાવા માગે છે જ્યારે કેટલાક પોર્ટુગલ સાથેનો સંબંધ કાયમ રાખવા માગે છે અને પોતાની સંસ્કૃતિ નોખી હોવાનો દાવો કરે છે.

પરદેશમાં વસતી આપણી બહેનો સંગઠિત થઈને કામ ન કરે તો તે એક આશ્ચર્ય જ ગણાય. કેમ કે સ્વદેશમાં પણ બહેનોએ ન્યાતજાતના અને ધર્મના ભેદ વટાવી શુદ્ધ રાષ્ટ્રીય વૃત્તિથી અને માનવતાના ખ્યાલથી અનેક સંગઠનો કરી બતાવ્યાં છે. અધિકારવહેંચણીના લોભમાં સપડાઈ જ્યારે હિંદુ-મુસલમાનો એકબીજાના વેરી થવા તૈયાર થયા હતા ત્યારે પણ બંને કોમની બહેનોએ ઘણી માણસાઈ બતાવી હતી. મોમ્બાસામાં સ્ત્રીઓની એક સારી સરખી સંસ્થા ચાલે છે અને શ્રીમતી સોંઘી એનું સુંદર નેતૃત્વ કરે છે. અહીંની બહેનો આગળ મેં મારો સંદેશો પહેલવહેલો સંભળાવ્યો કે બહેનોએ માનવતાને ખીલવવાની દૃષ્ટિએ આફ્રિકન બહેનોને અને બાળકોને અપનાવવાં જોઈએ અને એમની સેવા કરવી જોઈએ. આવાં નવાં પગલાં ભરતાં બહેનોને પ્રથમ સંકોચ થાય એ સ્વાભાવિક છે પણ બહેનો પ્રધાનતયા હૃદયધર્મી હોવાને કારણે તેઓ આવાં પગલાં સ્વાભાવિક રીતે ઝીલી શકે છે અને એ પ્રવૃત્તિને આગળ ધપાવતાં એમને મુશ્કેલી નથી આવતી. પરણતાંવેંત પતિના ઘરના અજાણ્યા લોકોને જે બહેનો તરત અપનાવી શકે છે એમને માટે આ દેશની બહેનોને અને બાળકોને અપનાવવાની વાત મુશ્કેલ ન હોવી જોઈએ.

આમ મોમ્બાસામાં જે દિવસો ગાળ્યા તે કીમતી નીવડ્યા.

ટૂંકામાં કહી શકાય કે પૂર્વ આફ્રિકાના આ પ્રવેશદ્વારમાં જ અહીંના ઘણાખરા સવાલોનું અને એની પાછળનાં બળોનું દર્શન થયું અને તેથી જ ઉઘાડી આંખે અને જાગરૂક મને અમે બધે પ્રવાસ કરી શક્યાં.

## ૫. નૈરોબી

નૈરોબી કેવળ કેનિયાની જ નહીં પણ એક રીતે આખા પૂર્વ આફ્રિકાની રાજધાની ગણાય.

મોમ્બાસા, ટાંગા, ઝાંઝીબાર, દારેસ્સલામ, લિંડી વગેરે સ્થાનો સમુદ્રકિનારે હોઈ ત્યાંની હવા પ્રમાણમાં ગરમ રહે છે. ગોરા લોકોને એ માફક નથી આવતી. આપણા લોકો પણ ઠંડા પ્રદેશમાં વગર થાક્યે જેટલું કામ કરી શકે છે તેટલું ગરમ પ્રદેશમાં નથી કરી શકતા. આફ્રિકામાં જ્યાં જ્યાં સારી ઠંડી હવા છે ત્યાં ત્યાં ગોરા લોકોએ ગમે તેવા ઉપાયો ગોઠવીને એવી જમીન પોતાને કબજે કરી છે. હિંદુસ્તાનમાં પણ મહાબળેશ્વર, શિલોંગ, સિમલા, દાર્જિલિંગ, ચેરાપુંજી વગેરે સ્થાનો અંગ્રેજોએ કેવી યુક્તિથી કે ચાલબાજીથી કબજે કર્યાં હતાં એનો ઇતિહાસ ભૂલી શકાય એવો નથી.

કેનિયા એટલે આફ્રિકા ખંડમાં વસતા ગોરાઓનું સ્કૉટલૅન્ડ. અહીંના ગોરાઓની તુમાખીના દાખલાઓ એટલા બધા ગવાયા છે કે એની વાત અહીં ફરી છેડવાની જરૂર નથી. અહીંના આફ્રિકન વતનીઓને પણ એ ઠંડો પ્રદેશ બહુ વહાલો હોવાથી તેઓ અંગ્રેજોને આ પગલા માટે કોઈ કાળે ક્ષમા કરી શકતા નથી. આફ્રિકામાં બધી સત્તા જેમ બને તેમ ગોરાઓના જ હાથમાં રાખવી જોઈએ એ બાબતમાં વધુમાં વધુ પ્રયત્ન કરનારા ગોરાઓ આ કેનિયામાં જ છે. અને તેથી દક્ષિણ આફ્રિકાની માલનની નીતિ પ્રત્યે એમને ઘણી સહાનુભૂતિ છે.

અંગ્રેજો જ્યાં જાય ત્યાં આખી ભૂમિ સુઘડ અને રૂપાળી કરવાના જ. મકાનો, રસ્તાઓ, પાણીની સગવડ, વીજળી, ફળફૂલના બગીચાઓ બધી સગવડો તેઓ ઘણી ખંતથી ઊભી કરે છે અને જીવન દરેક રીતે સુખકર કરે છે.

આપણા લોકો એ ઢબે રહેવાને ટેવાયેલા નથી. સારા સારા પૈસાદાર લોકોમાં પણ કેટલાક પૈસાને જોરે અને પ્રતિષ્ઠાને લોભે એવી જ સગવડો અને એશ-આરામનાં સાધનો ઊભાં તો કરે છે પણ એ વ્યવસ્થા તેઓ ટકાવી શકતા નથી. આવી સ્થિતિમાં અંગ્રેજો જો આપણી સાથે રહે તો કઈ નીતિ અખત્યાર કરે? મ્યુનિસિપાલિટીના કડક કાયદાઓ કરી કોર્ટની મદદથી તેનો અમલ કરાવે? અથવા 'એમને નોખા રહેવા દો. તમને ફાવે તેવી વ્યવસ્થા તમારા હિંદી વિભાગમાં કરી લો,' એમ કહી વસ્તીના બે વિભાગ કરી લે? વર્ણ અભિમાન જે લોકોમાં નથી તેઓ પહેલી નીતિ પસંદ કરે છે અને એમાંથી ઉત્પન્ન થતી બધી મુશ્કેલીઓ અને કડવાશ વહોરી લે છે, જ્યારે જેમના મનમાં હિંદીઓ પ્રત્યે અને આફ્રિકન લોકો પ્રત્યે હડહડતો તિરસ્કાર હોય છે અને જેઓ રોજ ઊઠીને નવી નવી કડવાશ વહોરી લેવામાં માનતા નથી તેઓ બીજી નીતિ પસંદ કરે છે અને અંદર અંદર વાતો કરતાં હંમેશાં કહે છે—'Let these wretches stew in their own juice.' વર્ણદ્વેષ એક વાર જાગ્યો એટલે રેલવેના અલગ ડબા, ટ્રામની અલગ સીટો વગેરે વ્યવસ્થા સુધી એ પહોંચી જવાનો.

એક વાત આપણે કબૂલ કરવી જોઈએ કે આપણા લોકો સ્વચ્છતા કે શુદ્ધિને નામે પાણી અનહદ વાપરે છે અને જ્યાં ત્યાં કાદવ કરી મૂકે છે અને ઉઘાડે પગે ચાલતા હોવાથી જ્યાં ત્યાં એ ગંદવાડ ફેલાવે છે. આપણાં રસોડાં, આપણાં જાજરૂ અને આપણી નાહવાની ઓરડીઓ જેવાં હોવાં જોઈએ તેવાં નથી હોતાં. બાળકોને કઈ રીતે સાચવવાં અને સ્વચ્છ રાખવાં, એમને જાજરૂ ક્યાં બેસાડવાં, એ વિશે મધ્યમવર્ગની બહેનો પણ ઘણી બેદરકાર હોય છે. સમાજના નેતાઓ આવી ટેવોને માટે પોતાના લોકોની ખાનગી રીતે નિંદા ઘણી કરે છે પણ લોકો વચ્ચે જઈને એમને ધીરજથી સમજાવવાનું કામ કોઈ કરતું નથી. અમુક રિવાજ ખોટો છે એટલું કહેવું બસ નથી. જૂની ટેવોને ઠેકાણે સારી કઈ ટેવો પાડવી જોઈએ અને નવી ઢબે સુઘડતા સાચવવા શું શું કરવું જોઈએ અને કઈ કઈ સગવડો વસાવવી જોઈએ એ બધું એમને વિગતવાર અને અનેક વાર સમજાવવું જોઈએ. એટલું જ

નહીં પણ સારા દાખલાઓનો વસ્તુપાઠ પણ એમની આગળ રજૂ કરવો જોઈએ. માણસ સવારે ઊઠીને રસ્તા ઉપર દાતણ કરે અને જોશભેર અવાજ કરીને ગળું સાફ કરે એ રિવાજ અસામાજિક છે એટલું સમજાવતાં મુશ્કેલી નહીં જ પડે.

આવા બધા જરૂરી સુધારા આખી કોમમાં દાખલ કરવાને બદલે આપણા લોકોએ અંગ્રેજોનો પહેરવેશ, એમના ખાનપાનના પ્રકારો અને એમની સામાજિક વિવેકની ભાષા અપનાવી લીધી. પરિણામે આપણા લોકોમાં અંગ્રેજોનું અનુકરણ કરનારી એક નવી ન્યાત ઉત્પન્ન થઈ છે અને પૈસેટકે સમર્થ હોવાથી બાકીના સમાજથી એ નોખી રહી શકે છે. એમાંથી અનેક સામાજિક અને આંતર-સામાજિક ગૂંચવણો ઊભી થઈ છે જેનો ઉકેલ કોઈએ હજી શોધ્યો નથી.

તા. ૨૧મીએ સાંજે અમે મોમ્બાસા છોડ્યું. રાત્રે ટ્રેનમાં ડાઈનિંગ કારમાં અમે જમ્યાં. ગોરાઓ વચ્ચે ખાણું લેતાં અમને કશી મુશ્કેલી નડી નહીં. અમારામાંના ઘણા-ખરા શાકાહારી હતા પણ તેને વિશે પહેલેથી જ રીતસરની સૂચનાઓ અપાઈ હતી.

સવાર પડતા પહેલાં અમે કેનિયાની ઊંચી ભૂમિ ('હાઈલૅન્ડ્ઝ') પર પહોંચી ગયાં હતાં. ઠંડી હવા મીઠી ચૂંટી ખણતી હતી અને આસપાસનો ફળદ્રુપ પ્રદેશ આંખોને સંતોષ આપતો હતો. મોમ્બાસા અને નૈરોબી વચ્ચે એકે મોટું સ્ટેશન નથી. અમે જ્યારે આથી નદી ઓળંગી ત્યારે મને આશ્ચર્ય થયું કે આટલા નાનકડા પ્રવાહને નદી કેમ કહેતા હશે. હું તો એને વહેણ કે નાળું કહેતાં પણ સંકોચ કરું.

નૈરોબી પહોંચતાં પહેલાં જ અમારી ટ્રેન ત્યાંના અભયારણ્યમાંથી — નૅશનલ પાર્કમાંથી — પસાર થઈ. અમારા ડબ્બાની બારીમાંથી અમે કેટલાંયે જાનવરો જોઈ શક્યાં. અપ્પાસાહેબની દૃષ્ટિ બહુ તીણી હોવાથી તેઓ ગમે તેટલાં દૂરનાં જાનવરો ઝટ પકડી પાડતા અને અમને બતાવતા. એમાં 'ઍન્ટી ઍર-ક્રાફ્ટ ગન' જેવી લાંબી ડોકવાળાં જિરાફ, ઊંટ અથવા હંસ પાસેથી ઉછીની ડોક લઈને ઊડવાનું ભૂલી ગયેલાં શાહમૃગ, પોતાનાં શિંગડાંનું અભિમાન ધરાવનારાં હરણો — એવાં અનેક શ્વાપદો અમે જોયાં.

સ્ટેશન ઉપર પહોંચતાં જ વરસાદે અમારું શુભ સ્વાગત કર્યું. અમારે શ્રી તાત્યાસાહેબ ઇનામદારને ત્યાં રહેવાનું હોવાથી અને તેઓ પોતે અમારી સાથે હોવાથી એમનાં પત્ની શકુંતલાબાઈ અને એમની દીકરીઓ સ્ટેશન પર અમને તેડવા આવ્યાં હતાં. ચિ. સરોજનો એક બાલમિત્ર જાલ કૉન્ટ્રેક્ટર એને મળવા ક્યારનો તલસતો હતો. એ પણ સ્ટેશને આવ્યો હતો. સ્થાનિક નેતાઓ તો બધા જ હતા. સ્ટેશન પરની ઓળખાણ ગમે તેટલી જરૂરી હોય પણ ઉપયોગી નીવડતી નથી. પાંચ પચાસ લોકોનાં નામો ઉતાવળે બોલેલાં સાંભળો અને એમના ચહેરાના સ્નૅપ્સ એક પછી એક આંખ દ્વારા લેતા જાઓ, એ બધું કશા કામનું નથી હોતું. એ ઓળખાણ મહેમાનોને છોડીને બાકીના બધા માટે ઘણા કામની હોય છે.

નૈરોબીમાં આ વખતે અમે કુલ સાત દિવસ રહ્યાં. એ સાત દિવસોમાં એટલો બધો ભરચક કાર્યક્રમ હતો કે એ બધું યાદ રાખવું સહેલું નથી. મન ઉપર જે

સંસ્કારો પડ્યા તે બધાની ભેજામાં માખણ જેવી ખીચડી થઈ ગઈ છે. એ સંસ્મ-રણો ઘણાં સ્વાદિષ્ટ તો છે પણ અલગ અલગ કરવાં અશક્ય છે.

રાજધાનીના આ શહેરમાં ઘણા યુરોપિયનો મળ્યા. અહીંના ગવર્નર સર ફિલિપ મીચેલ બાહોશ માણસ છે. સામ્રાજ્યના પ્રખર રાજનીતિજ્ઞોમાં એમની ગણના થાય છે, પણ તેઓ આ વખતે રજા પર ગયા હતા. એમનું કામ એમના ચીફ સેક્રેટરી સાચવતા હતા. એમની મુલાકાત દરમ્યાન મને ખાસ વસ્તુ જાણવાને મળી તે આફ્રિકાની પ્રાકૃતિક મૂંઝવણ વિશે. એમણે કહ્યું, "આફ્રિકાની ભૂમિ ઘણી ફળદ્રુપ છે પણ અહીં પાણીની તંગી હંમેશાં ભોગવવી પડે છે. એ તંગી ન હોત તો આજે છે એના કરતાં અનેકગણી મનુષ્યવસ્તી અહીં નભી શકત." મેં કહ્યું કે, "તમારે ત્યાં વરસાદ ઓછો નથી પડતો. એ વરસાદનું પાણી જગા જગાએ તળાવમાં રોકી રાખ્યું હોય તો ઘણી હાડમારી દૂર થાય. હિંદુસ્તાનના જૂના રાજા એમ જ કરતા. નહેરો ખોદવા કરતાં તળાવો બાંધવા પાછળ એમણે વધારે ધ્યાન આપ્યું હતું." મારી આ સૂચનાનો વિચાર કરતાં એમણે જે મુશ્કેલીઓ જણાવી તે હું બરા-બર સાંભળી ન શક્યો. પેલા ભાઈસાહેબ બહુ જ ઝીણે અવાજે બોલતા હતા અને મારી કાનની મુશ્કેલી નાનીસૂની નથી. ઘણાં વરસો થયાં જમણે કાને હું સાંભળી શકતો જ નથી અને ડાબે કાને સહેજ ઓછું સંભળાય છે. પરિણામે મારે જ્યાં ઘણા લોકો ભેગા થયા હોય ત્યાં ખૂબ સાચવીને બેસવું પડે છે. જમણી બાજુ કોઈ મહત્ત્વનો માણસ ન બેસે એ મારી ઇંતેજારી હોય છે; જ્યારે સભાના કે જમણવારના વ્યવસ્થાપકો ખાસ અગત્યના લોકોને મારી જમણી બાજુએ બેસાડે છે. પરિણામે મારે કેડને વળાંક આપી ડાબો કાન આગળ આણવો પડે છે. આથી ડાબી બાજુ પર બેસનાર માણસને તરછોડ્યા જેવું થાય છે. કોઈ ઓળખીતું હોય ત્યારે ચિંતા નહીં, નહીં તો ભારે મૂંઝવણ પેદા થાય છે. દર પ્રસંગે કેટલા લોકોને સમજાવવા બેસવું કે સાંભળવાનો કાન મારી પાસે એક જ છે! સંભાષણમાં પણ વ્યાખ્યાનની પેઠે જોર જોરથી બોલનાર લોકો બીજા લોકોને ભલે અળખામણા લાગતા હોય, મારે માટે એમનું દાક્ષિણ્ય ઘણું સગવડભરેલું હોય છે.

એક અમલદારે—ઘણું કરીને એ અહીંના ન્યાયાધીશ હશે—મધ્ય એશિયાના અને અફઘાનિસ્તાન તરફના પોતાના અનુભવો કહ્યા. એક વાર ત્યાંના ચોરોની ટોળીએ એમને લૂંટ્યા. પોતે એકલા અને સામે ઘણા લૂંટારુઓ, એટલે એમણે ગાંધીજીની અહિંસક નીતિ આદરી. એમણે ચોરોને કહ્યું, "મારું બધું લઈ લેજો પણ મને કનડશો નહીં." પછી એમણે ઉમેર્યું, "મારી પાટલૂન તો મને વાપરવા દેશો ને?" ચોરોએ હા પાડી. પછી કહે, "અને મારી હૅટ મારે માથે ન હોય તો મને ચક્કર આવે. આકરા તડકાથી હું માંદો પડું; એટલે મરજી હોય તો તે પણ મને આપો." આટલું નક્કી થયા પછી ચોરો ભાઈસાહેબને સાથે લઈ ગયા. એમની સજ્જનતાથી તેઓ એટલા તો ખુશ થયા કે એમણે એ ગોરા મહેમાનને પોતાને

ઘેર જમવા રાખી લીધા અને બીજે દિવસે એમને પોતાના પ્રદેશની સીમા સુધી સહીસલામત પહોંચાડી દીધા.

હિંદી લોકોની કેળવણી જેના હાથમાં છે એવા એક ગોરા અમલદાર જોડે મારે ઘણી વાતો થઈ. વર્ધા કેળવણીના સ્વરૂપ વિશે મેં વિગતવાર વાતો કરી.

અપ્પાસાહેબની ચીવટને કારણે અનેક પ્રસંગે ગોરાઓ, થોડાક આફ્રિકનો અને આપણા હિંદીવાસીઓ એવું સંમિશ્ર શ્રોતૃમંડળ અમને મળતું હતું. આફ્રિકાની ભૂમિ પર ત્રણ ખંડના સહકાર વિશે જ્યારે હું બોલતો ત્યારે ત્રણેને મારી વાત આવકાર-લાયક લાગતી. પણ એ સહકાર ખરી રીતે ત્યારે જ સિદ્ધ થાય જ્યારે ગોરાઓ રાજ્યકર્તા તરીકેનું અભિમાન છોડી દે અને ગૌર વર્ણની મહત્તા ભૂલી જાય, હિંદના લોકો એ સહકાર માટે ત્યારે જ યોગ્ય થાય જ્યારે તેઓ પોતાને કેવળ હિંદના નહીં પણ આફ્રિકાના પણ કાયમી વતની ગણે અને આફ્રિકન લોકોની મિત્રતા કેળવે અને આફ્રિકનો આળસ તજી કેળવણીમાં ઝપાટાભેર આગળ વધે અને અહિંસક શક્તિ કેળવી બતાવે. ત્રણ કોમના સહકારની શક્યતા બતાવતાં હું કહેતો કે અંગ્રેજ રાષ્ટ્રે એ દિશામાં પહેલું પગલું માંડ્યું છે. હિંદુસ્તાનની પૂર્ણ સ્વતંત્રતા સ્વીકાર્યા બાદ બ્રિટિશ લોકોએ હિંદુસ્તાન(તેમ જ સિલોન અને પાકિસ્તાન)ને પોતાના કૉમનવેલ્થમાં સમાન હક સાથે એક સદસ્ય તરીકે દાખલ થવાનું આમંત્રણ આપ્યું. ગાંધીજીએ આપણા દેશને સલાહ આપી કે એ આમંત્રણ સ્વીકારવા જેવું છે. અત્યાર સુધી બ્રિટિશ સામ્રાજ્ય અથવા બ્રિટિશ કૉમનવેલ્થ એ ફક્ત બ્રિટિશરોનું— ગોરા લોકોનું—એક કૌટુંબિક સહિયારું ખાતું હતું. કૅનેડા, દક્ષિણ આફ્રિકા, પૂર્વ આફ્રિકા, ન્યૂઝીલૅન્ડ, ઑસ્ટ્રેલિયા બધે બ્રિટિશરોનું જ રાજ્ય હતું. ભિન્ન જાતિ, ભિન્ન વર્ણ, ભિન્ન દેશ અને ભિન્ન સંસ્કૃતિવાળા લંકાના, પાકિસ્તાનના અને હિંદુસ્તાનના લોકોને પોતાના કૉમનવેલ્થમાં સમાન હક આપીને એમણે એક ભારે પગલું ભર્યું છે જેનો જોટો આજકાલના ઇતિહાસમાં ક્યાંય મળે તેમ નથી. હવે કૉમનવેલ્થનું બંધન એ 'રેસ' કે વંશનું બંધન નથી પણ એક પ્રજાસત્તાક આદર્શનું બંધન છે. ગોરી પ્રજાનું આ પગલું છેલ્લું નથી પણ નવા સંગઠનનું પહેલું પગલું છે. કાળે કરીને એમાં નવી પ્રજાઓ અને નવાં રાજ્યો શામિલ થવાની ગુંજાશ છે. આવું સંગઠન હિંદુસ્તાનના ઇતિહાસને અનુકૂળ છે. હવે જ્યારે આપણે સ્વેચ્છાપૂર્વક, પૂરતો વિચાર કરીને એ કૉમનવેલ્થમાં દાખલ થયા છીએ, ત્યારે આપણે એ કૉમનવેલ્થને વફાદાર રહેવું જોઈએ. વફાદારીનો એ અર્થ નથી કે એમનાં કાળાંધોળાં બધાં જ કામોમાં આપણે એમને સાથ આપવો. વફાદારીનો સાચો અર્થ એ છે કે આપણે એ કૉમનવેલ્થ પ્રત્યે હમેશાં મિત્રભાવે વર્તીએ, સાચા અર્થમાં અને સાચે રસ્તે એની ઉન્નતિ ઇચ્છીએ અને સારાં કામોમાં એમને મદદ આપીએ અને એમની મદદ લઈએ.

રાજકર્તા સાથે સદ્‌ભાવવાળું વર્તન રાખવાની જેમ આપણી ફરજ છે તેમ જ અને તેથીયે વિશેષ અહીંના મૂળ વતની આફ્રિકન લોકો જોડે પ્રેમપૂર્વક સેવક તરીકે

વર્તવાની આપણી ફરજ છે. એ લોકોની ભાષા, ઘરના નોકરોને હુકમ આપવા પૂરતી આપણે શીખીએ છીએ એ બસ નથી. એમનાં સુખદુ:ખ સાથે આપણે એકરૂપ થઈ શકીએ, એમનાં દુ:ખમાં એમને દિલાસો આપી શકીએ, એમનાં સુખમાં એમને વધામણી આપીએ અને આત્મોન્નતિના એમના બધા પ્રયત્નોમાં આપણે એમને મદદગાર થઈ શકીએ એટલી એમની ભાષા આપણે શીખવી જોઈએ. કેળવણીની બાબતમાં આપણે એમને બધી રીતે મદદગાર થવું જોઈએ. આપણી દાનવૃત્તિ હવે હિંદુસ્તાન તરફ ન વહેવડાવતાં આપણાં બાળકોની અને આ દેશનાં બાળકોની અર્થાત્, આફ્રિકનોની કેળવણી પાછળ એ પ્રવાહને વાળવો જોઈએ જેથી આપણું જીવન અહીંના લોકોને આશીર્વાદરૂપ લાગે અને આપણાં મૂળિયાં અહીંની ભૂમિમાં મજબૂત થઈ જાય. આપણે નથી અહીંના ભૂમિજન, નથી અહીંના રાજકર્તા, સેવા દ્વારા જ અહીંના વતની થવાનો આપણો અધિકાર આપણે સિદ્ધ કરી શકીએ. સંખ્યાબળે નહીં, સત્તાબળે નહીં, પણ ઉપયોગિતાબળે જ આપણે આપણી શક્તિ કેળવી શકીએ.

સ્વતંત્ર હિંદુસ્તાને મિત્રતાની નિશાની તરીકે અને પડોશીધર્મના એક અંગ તરીકે આફ્રિકન વિદ્યાર્થીઓને હિંદુસ્તાનમાં જઈ ભણવા માટે ચાર સ્કૉલરશિપ આપી છે. અહીં વસતા હિંદી લોકોએ એ જ પ્રમાણે બીજી બાર સ્કૉલરશિપો આફ્રિકનો માટે આપી છે. શ્રી અપ્પાસાહેબના પ્રયત્નથી આ બધું થયું છે એ આફ્રિકન લોકો જાણે છે. હવે જેઓ ખાદીવિદ્યા શીખવા માગે એમને માટે વર્ધાના ચરખા સંઘે છ સ્કૉલરશિપ આપવાનું નક્કી કર્યું છે અને હિંદુસ્તાન જઈને ત્યાંની રાષ્ટ્રભાષા જેઓ શીખવા માગે તેમને માટે હિંદુસ્તાની પ્રચાર સભા વતી ત્રણ સ્કૉલરશિપ આપવાનું મેં જાહેર કર્યું છે. આવાં સક્રિય પગલાંને કારણે જ અહીંના આફ્રિકન લોકો હિંદુસ્તાન પ્રત્યે સદ્ભાવ અને આશાની નજરે જોતા થયા છે. કેટલાક અંગ્રેજોએ અહીંના આફ્રિકન લોકોને ઘણું સમજાવી જોયું કે, 'આ હિંદી લોકો તમારી પાસેથી મનમાં આવે તેટલો નફો લે છે અને એ બધો નફો સ્વદેશ લઈ જાય છે. આ જળો જ્યાં સુધી છે ત્યાં સુધી તમે માથું ઊંચું કરી શકવાના નથી.' આપણા લોકો રળવા માટે જ અહીં આવેલા એટલે ખેંચાય તેટલો નફો લેતા હતા એ વાત સાચી છે. અંગ્રેજો જેમ હિંદુસ્તાનનો પૈસો વિલાયત લઈ જતા હતા તેમ, ભલે નાના પ્રમાણ પર, પણ આપણા લોકો અહીંનો પૈસો સ્વદેશ લઈ જતા હતા એ વાત પણ સાચી છે. દર વરસે હિંદુસ્તાનમાંથી કેટલાયે સાધુઓ અને ત્યાંની સંસ્થાઓના પ્રતિનિધિઓ અહીં આવીને અહીંથી મદદ લઈ ગયા છે.

પણ આપણા લોકોના સહવાસમાં અહીંના લોકો ઘણું શીખ્યા પણ છે. સુથારી-કામ, દરજીકામ વગેરે નાનામોટા ધંધા તેઓ શીખ્યા. રૂનું વાવેતર તેમણે સફળતા-પૂર્વક વધાર્યું. જ્યાં અંગ્રેજ પણ પહોંચી ન શકે એવા દૂર દૂરના જંગલી પ્રદેશમાં આપણા લોકોએ હિંમતપૂર્વક જઈ દુકાનો ખોલી છે અને પોતાનાં બાળબચ્ચાંને લઈને જંગલના આફ્રિકનો વચ્ચે વસવાટ કર્યો છે. કેટલાક જંગલી લોકોને એક

એક શિલિંગમાં એક એક પાયજામો આપીને એમને પોતાની નગ્નતા ઢાંકવાનું આપણા લોકોએ શીખવ્યું છે. અને હવે તો કેટલ'ક આફ્રિકનો આપણા લોકો સાથે રહીને દુકાનો પણ ચલાવતા થયા છે. આપણા લોકો એમને પોતાના મુનીમ તરીકે વિશ્વાસપૂર્વક રાખે છે અને એવી રીતે એમની અને પોતાની આવક વધારે છે. જો આપણા લોકો બદલાયેલી પરિસ્થિતિ ઓળખી આફ્રિકનોની જાગૃતિમાં મદદગાર થાય, પોતાનો લોભ થોડો ઓછો કરે, આફ્રિકનોને અનેક રીતે કેળવે, તો આપણી અહીંની હસ્તી લેખે લાગે.

કેટલાક લોકોએ મને ખાનગીમાં કહ્યું કે, "તમારી વાત અમે માથે ચડાવવા તૈયાર છીએ. અહીંના લોકો માટે અમારાથી બનતું કરી છૂટીશું. પણ અમારો અનુભવ કહે છે કે અહીંના લોકો તદ્દન નગુણા છે. એમને માટે ગમે તેટલું કરો તોય વખત આવ્યે ફરી જતાં એમને વાર નથી લાગવાની." હું એમને કહું છું કે એ વાત સાચી હોય તો મને એમાં જરાય આશ્ચર્ય નહીં લાગે. જેમનો દેશ લૂંટાયો છે, જેમને પરાવલંબી અને ભયભીત દશામાં હમેશાં રહેવું પડે છે, મધ્ય યુગમાં જેમને પકડીને ગુલામ તરીકે વેચતા હતા, તેમને માટે કૃતજ્ઞતા પણ ઘણી વાર આત્મઘાતી નીવડે છે. આપણે ત્યાં મુસલમાનો માટે અને હરિજનો માટે એવી જ તકરાર આપણે સાંભળતા હતા. મરાઠીમાં લુચ્ચો અથવા ધૂર્ત એ અર્થમાં 'ગુલામ' શબ્દ વપરાતો—કોક વાર નિંદા તરીકે અને કોક વાર કદર તરીકે. એ બતાવે છે કે ગુલામોને લુચ્ચાઈ કેળવ્યા વગર છૂટકો જ નથી હોતો. એક વાર એ લોકોને પગભર થવા દો, પછી જોશો કે ધીમે ધીમે માણસાઈનાં બધાં લક્ષણો એમનામાં પ્રગટ થાય છે.

પણ હું માનવા તૈયાર નથી કે એ લોકો નગુણા છે. કેટલી ધીરજથી તેઓ ગોરાઓના અનેક જાતના અન્યાયો સહન કરતા આવ્યા છે! આપણે એરણ લઈને સોયનું દાન કરીએ અને તેટલા માટે અપેક્ષા રાખીએ કે તેઓ આપણી પ્રત્યે ઉપકારબદ્ધ થાય તો તે શી રીતે વાજબી ગણાય?

અત્યાર સુધીની એમની રહેણીકરણી બિલકુલ સાદી હતી. સંતોષ એ એમની જીવનપદ્ધતિનો પ્રધાન ગુણ છે. માટી અને ઘાસનાં ઝૂંપડાંમાં તેઓ રહે છે. આટલા વિશાળ દેશમાં તેમણે એક પણ મોટું મકાન, મંદિર કે રાજપ્રાસાદ બાંધ્યો નથી. મજૂરી લઈને કામ કરવું એ એમના હાડમાં નથી. એવા લોકોને આપણા જેવા કરી મૂકવા માટે સરકારે એમના ઉપર માથાવેરો નાખ્યો છે. કમાય તો જ તેઓ સરકારના સકંજામાંથી બચી શકે. એમની સંતોષપ્રધાન સંસ્કૃતિમાંથી એમને ચળાવવા માટે જ્યાં આટલા પ્રયત્નો ચાલે છે ત્યાં એ લોકોનું જીવન સ્વાભાવિક ન જ રહી શકે.

આટલા બધા મિશનરીઓ એમની સેવા કરતા કરતા મરી ફીટે છે. તેમાંનું કોઈ કાંઈ તકરાર નથી કરી કે આ લોકો નગુણા છે. ઇસ્લામ અને ખ્રિસ્તી ધર્મ બન્નેનો સ્વીકાર કર્યા છતાં આ લોકોમાં કોઈ જાતનું ઝનૂન આવ્યું નથી. એમને

સમજવા માટે આપણે સમાજશાસ્ત્રની ઊંડી દૃષ્ટિ કેળવવી જોઈએ અને એમને માટે જે કરીએ તે સાચા ધર્મનિષ્ઠ બનીને નિષ્કામ ભાવે કરવું જોઈએ. જ્યાં ઋણ ચૂકવવા માટે સેવા કરવાની વાત છે ત્યાં સામો પક્ષ નગુણો છે કે સગુણો એ જોવાપણું હોય નહીં; સદ્‌ગુણો એ કોઈ પણ જાતિનો ઈજારો નથી. જ્યાં આત્મા છે ત્યાં તમામ સદ્‌ગુણોનો ઉત્કર્ષ થવાનો જ. અર્થાત્ યથાકાળે.

નૈરોબી પાસે ત્રીસેક માઈલ દૂર એક આફ્રિકન નેતા પીટર કોઈનાંગે રહે છે. એ ભાઈ હમણાં હમણાં હિંદુસ્તાનમાં બધે ફરી આવ્યા છે. હિંદુસ્તાન સરકારે એમને બધી સગવડો કરી આપી હતી. અમે એમને મળવા એમને ત્યાં ગયા હતા. માણસ ભારે પિતૃભક્ત છે. એમણે પોતાના પિતાની ઓળખાણ કરાવી. પોતાની છ માતાઓ પોતપોતાનાં બાળકો સાથે અલગ અલગ ઝૂંપડીઓમાં કેવી રીતે રહે છે એ બધું અમને બતાવ્યું. પીટર કોઈનાંગેએ પોતાની કિકુયુ કોમ માટે બસો જેટલી નિશાળો ચલાવી છે. સરકાર પાસેથી તેઓ ગ્રાન્ટ લેતા નથી. ગોરાઓની નોકરી કરવાનો અથવા સરકારી નોકરીમાં સ્થાન મેળવવાનો ઉદ્દેશ ન રાખતાં, પોતાની કોમની સેવા કરવાની યોગ્યતા પ્રાપ્ત થાય એ જાતની કેળવણી આ શાળાઓમાં અપાય છે. એ જ સ્થાનમાં અમને એક આફ્રિકન બહેન મળ્યાં હતાં—વાન્જીકુ. એમણે કાંતવાવણવાનું શીખી પોતાનાં કપડાં તૈયાર કર્યાં છે. અમે એમને સ્થાને ગયા ત્યારે એમણે એક હિંદી પાઠ વાંચી બતાવ્યો અને પોતે લખેલું થોડુંક હિંદી પણ બતાવ્યું.

પૂર્વ આફ્રિકામાં આપણા લોકોનો સૌથી મોટો સવાલ છે આંતરિક એકતાનો. હિંદુ-મુસ્લિમ એકતા જે પહેલેથી સિદ્ધ હતી તે વગર કારણે આપણે તોડી અને પારકા લોકો આગળ હાંસીપાત્ર બન્યા. મેં એમને કહ્યું કે હિંદુસ્તાનનું ગાંડપણ હિંદુસ્તાનમાં જ રહેવા દો. ત્યાં લડી લેવાનું કારણ હતું એમ માનીએ તોયે એ કારણ અહીં નથી. દાખલા તરીકે મેં કહ્યું કે, હિંદુસ્તાન ઉત્તર ગોળાર્ધમાં છે. પૂર્વ આફ્રિકાનો મોટો ભાગ દક્ષિણ ગોળાર્ધમાં છે. હિંદુસ્તાનમાં જ્યારે શિયાળો હોય છે ત્યારે આ તરફ ઉનાળો હોય છે. ત્યાં ઉનાળો હોય ત્યારે અહીં શિયાળો હોય છે. આવી સ્થિતિમાં હિંદુસ્તાનમાં શિયાળો છે એટલા માટે અહીં ગરમી છતાં આપણે ગરમ કપડાં ઓઢીને બેસીશું અને ત્યાં ઉનાળો છે એમ ખબર પડતાંવેંત અહીં આપણે પંખો ચલાવીશું અને ટાઢે ધ્રૂજી મરીશું, એમાં કાંઈ અર્થ છે? અહીં અંદર અંદર લડીને આપણે શું મેળવવાના છીએ? સંપીને રહીશું તો હિંદુસ્તાન માટે દાખલારૂપ બનીશું. સંપીને રહીશું તો જ ત્રણ ખંડના લોકો વચ્ચે ભાઈચારો ઉત્પન્ન કરવાની કળા આપણા હાથમાં આવશે.

યુરોપિયન લોકો સાથે વાતો કરતાં એક સવાલ અમને ઘણી વાર પુછાતો.

હિંદુસ્તાનમાં કૉમ્યુનિઝમનું—સામ્યવાદનું જોર વધવાનો સંભવ કેટલો?

હું એમને કહેતો કે સામ્યવાદને હિંદુસ્તાનમાં જરાય અવકાશ નથી, પણ એનાં ખાસ કારણો છે. તમે અંગ્રેજ લોકોએ સમય વર્તીને હિંદુસ્તાન છોડવાનું નક્કી ન

કર્યું હોત તો અમારે ત્યાં સામ્યવાદ જરૂર ફાટી નીકળત. ગાંધીજીએ કેળવેલી અમારા દેશની અહિંસક શક્તિ તમે પારખી શકયા, તમે એમની કદર કરી અને અમારી સ્વતંત્રતા તમે મંજૂર રાખી, એની હિંદુસ્તાન પર ભારે અસર થઈ છે. તમારા પ્રત્યેનો અણગમો તો ઊતરી ગયો જ, પણ ગાંધીજીને માર્ગે જ દેશની ઉન્નતિ છે એની લોકોને ખાતરી થઈ.

બીજાં પણ કારણો છે. જ્યાં સામાજિક, વાંશિક કે આર્થિક અન્યાય છે અને એમાંથી મુક્ત થવાની આશા ગરીબોમાંથી નષ્ટ થાય છે ત્યાં જ સામ્યવાદ ફાટી નીકળે છે. અમારે ત્યાં અમે હજારો વર્ષની જૂની અસ્પૃશ્યતા ઝપાટાભેર નષ્ટ કરી અને સામાજિક ન્યાય સિદ્ધ કર્યો. નાનામોટા અસંખ્ય રાજાઓએ માથા પરનો મુગટ ઉતારી પ્રજાને ચરણે ધર્યો. જમીનદારી પદ્ધતિનો પણ અંત આણવા અમે તૈયાર થયા છીએ અને જમીનદારો પણ યોગ્ય 'કૉમ્પેન્સેશન'–વળતર લઈ જમીનો છોડી દેવા તૈયાર થયા છે અને દરેક પુખ્ત ઉંમરના માણસને મતાધિકાર આપી અમે દુનિયામાં અજોડ એવું વિશાળ મતદારમંડળ તૈયાર કર્યું છે. એવાં એવાં જબરદસ્ત પગલાંને કારણે લોકોને વિશ્વાસ બેસી ગયો છે કે નેહરુ સરકારને હાથે ન્યાય મળવાનો જ છે. એટલે અમારે ત્યાં સામ્યવાદને અવકાશ નથી. જે જે ઠેકાણે સરકારી તંત્ર શિથિલ હતું તે તે ઠેકાણે સામ્યવાદી લોકો તોફાન કરી શક્યા. લોકોમાં સીધો પ્રચાર કરી આવતી ચૂંટણીમાં જીતી જવાની હિંમત સામ્યવાદ પાસે હોત તો તેઓ તોફાન ધાંધલના પ્રકારોમાં ન જ ઊતરત. જ્યાં સામાજિક, વાંશિક અને આર્થિક ન્યાય પ્રવર્તે છે ત્યાં સામ્યવાદની બીક હોતી નથી. સામ્યવાદ એ સમૂહજીવનના રોગની જ એક નિશાની છે.

એક દિવસ અમે કબેટે જઈને ત્યાંની સરકારી ઉદ્યોગશાળા જોઈ. એ ઉદ્યોગશાળામાં આફ્રિકન છોકરાઓને સુથારી, લુહારી, ટિનનું કામ, કડિયાકામ, વીજળીનું કામ, દરજીકામ, મોચીકામ વગેરે અનેક ધંધાઓ શીખવવામાં આવે છે. અભ્યાસક્રમ એકથી ત્રણ વરસનો રાખેલો છે. બધા જ વિદ્યાર્થીઓ ખંતથી કામ કરતા દેખાયા. કામની સફાઈ પણ સારી હતી. શિક્ષકો બધા ગોરા કારીગરો હતા. કેટલાક સારા કેળવણીકારો હોય એમ લાગતું હતું. મેં એક જણને ખાનગીમાં પૂછ્યું કે, "આફ્રિકન છોકરાઓ બીજી કોમના વિદ્યાર્થીઓ કરતાં બુદ્ધિમાં ઊતરતા હોય છે એવી માન્યતા સાચી છે?" એમણે જરાક વિચાર કરીને કહ્યું કે, "સામાન્યપણે એ વાત સાચી છે, જેઓ હોશિયાર હોય છે તેઓ અસાધારણ હોશિયાર હોય છે. ત્રણ વરસની કેળવણીને અંતે બધા જ પાવરધા થાય છે અને સારાં સારાં કામો મેળવી લે છે."

પંજાબથી આવેલા શીખ લોકોને મેં કહ્યું કે, કબેટે જેવી સંસ્થાઓ અહીં વધશે એટલે તમારું કામ અહીં રહે નહીં. અત્યારથી આ લોકોને તમારાં કારખાનાંઓમાં કામ આપવા જાઓ કે જેથી એમની વચ્ચે અને આપણી વચ્ચે પ્રેમસંબંધ કાયમ રહી શકે. જો આ દેશ આપણને છોડવો જ પડે તો એ સમાધાન લઈને આપણે

જઈએ કે આ લોકોને પાવરધા કરીને જ આપણે જઈએ છીએ. એમનો આશીર્વાદ લઈને જ આપણે જઈએ છીએ.

નૈરોબીનું એક મોટું આકર્ષણ તે અહીંનાં વન્ય શ્વાપદોનું અભયારણ્ય છે. આ ભાગ ખાસ્સો ચાળીસ ચોરસ માઈલનો છે. જ્યાં જ્યાં ખીણ છે ત્યાં ત્યાં થોડાંક ઝાડો છે. બાકી બધો ભાગ બીડવાળો ઉઘાડો છે. આ પ્રદેશમાં જાનવરોને મારવાની, છેડવાની કે કનડવાની સખત મનાઈ છે. આ નિયમ ફક્ત માણસોને જ લાગુ છે. જાનવરો અંદર અંદર જંગલના કાનૂનની રૂએ ગમે તેમ વર્તી શકે છે. એક જાનવર સામે બીજા જાનવરને રક્ષણ આપવા માટે પણ માણસજાત વચ્ચે ન પડી શકે. આ અરણ્યમાં સિંહ છે પણ તેઓ પેટપૂરતો જ શિકાર કરે છે. સિંહને ભૂખ ન હોય તો તે નજીક આવેલા જાનવરને પણ નહીં મારે. આ અભયારણ્યમાં અનેક જાતિનાં શ્વાપદો, સર્પ જેવાં અનેક સરીસૃપો અને અનેક જાતનાં પક્ષીઓ રહે છે. ઘણો પ્રયત્ન કર્યા છતાં અમને આ વખતે અહીં સિંહ જોવા ન મળ્યો. બાકી હરણો, હરણ અને ગાયનાં લક્ષણો જેનામાં છે એવાં બુદ્દુ નામનાં જાનવરો, 'ઝીબ્રા'ને નામે ઓળખાતા ચિત્રાશ્વો, જિરાફો વગેરે અનેક જાનવરો અમને જોવા મળ્યાં. એક હિપો કાદવમાં આળોટતો અમે જોયો. હરણના અસંખ્ય પ્રકારો અહીં ફરતા હતા. સિંહ છે એટલા માટે તેઓ ગમગીન ન હતાં. શાહમૃગો નીચે માથું ઘાલી ચરતાં હોય ત્યારે ઓળખવાં મુશ્કેલ પણ માથું ઊંચું કરી તેઓ આમ તેમ જોવા માંડે ત્યારે તેમનો તોર જોઈ લેવો. પોતાની પાંખ તળે જાણે ભારે કીમતી માલ સંતાડયો હોય એવી રીતે તેઓ દોડે છે!

નૅશનલ પાર્કમાં મોટરમાં બેસીને દોડવામાં અમને અમારી કુતૂહલવૃત્તિ પ્રેરતી હતી. પણ ભાઈ સૂર્યકાન્ત જેવા અમારા મેજબાનો જેઓ અસંખ્ય વાર આખા પાર્ક ફેંદી વળ્યા છે, તેમને તો અમારા સંતોષનો જ સંતોષ હતો. એમની પાસેથી આ જંગલી જાનવરોના સ્વભાવની ખાસિયતો સાંભળતાં અને જૂના પ્રસંગોનું રસપૂર્ણ વર્ણન પી જતાં અમારો આનંદ દ્વિગુણિત થતો હતો. મને લાગે છે કે આવાં વર્ણનો વગરનું પશુદર્શન ઘણે ભાગે અલૂણું જ થાત.

પાછા વળતાં અમને જે વાંદરાઓ દેખાયા તેમની હસ્તી તમામ જાનવરોમાં જુદી તરી આવતી. માણસને નજીક જોઈને બધાં જ જાનવરો ખસી જાય છે પણ વાંદરાઓ જાણે આપણને જોઈને ટીકા કરતા હોય અને આપણને તુચ્છ ગણતા હોય એવું મોઢું કર્યા પછી જ દૂર જાય છે.

આપણને અનેક જાતનાં જાનવરોને વન્ય દશામાં જોવાનો આનંદ આવે છે. દેશદેશાંતરના અને જાતજાતના માનવીઓને આમ ચાલીને આવતા અને પોતાનું દર્શન આપતા જોઈને શ્વાપદોને શું થતું હશે? અભયારણ્યમાં આવનારા બધા જ માનવીઓ સજ્જન અને તૃપ્ત હોય છે. કોઈ આપણને મારતું નથી એ જોઈને પણ એમને આશ્ચર્ય થતું હશે.

અરણ્યવાસી શ્વાપદોનું જીવન જોઈ મારા મનમાં એક વિચાર આવ્યો. સલામતી અને શાન્તિ મેળવવા માટે માણસે સમૂહ જીવનનું સંગઠન કર્યું. રાજ્યવ્યવસ્થાની સ્થાપના કરી. રાજાઓ, ન્યાયાધીશો, સેનાપતિઓ, સેનાઓ અને પોલીસો ઊભા કર્યા, લોકો ઉપર જબરદસ્ત કર નાખ્યા, અનેક કાયદાઓ કરી, વ્યક્તિની સ્વતંત્રતા ઉપર તરાપ મારી, અને છતાં આપણે કેટલી હિંસા ટાળી શક્યા છીએ? કેટલી શાન્તિ સ્થાપિત કરી શક્યા છીએ? આ પશુઓની પેઠે માણસો પણ જો વન્ય અરાજક દશામાં રહ્યા હોત તો શું આજના કરતાં વધારે ભયભીત દશામાં આપણે રહ્યા હોત? આજે જેટલી ખુનામરકી થાય છે, મારામારી અને લૂંટ થાય છે, તે અરાજક દશા કરતાં ઘણી ઓછી છે એમ આપણને સમજાવવામાં આવે છે. પણ વખતોવખત જે ભીષણ અને અતિ ભીષણ યુદ્ધો વહોરી લેવાં પડે છે અને તેની અંદર જે મનુષ્યહત્યા, લૂંટફાટ, અને ધૂળધાણી કરવામાં આવે છે તેનો હિસાબ કરીએ તો રાજ્યતંત્ર સ્થાપીને મનુષ્યહત્યા વધારે જ થઈ છે એમ કહેવું પડશે. અને ન્યાયતંત્રનો વિચાર કરતાં પણ અરાજક દશા ઓછી સમાધાનકારક છે એમ પણ ન કહી શકાય. માણસના હૃદયમાં જે સ્વાભાવિક ન્યાયબુદ્ધિ છે તેના કરતાં પોલીસો અને ન્યાયમંદિરો દ્વારા માણસજાતને વધારે ન્યાય મળે છે એમ માનવું પણ મુશ્કેલ છે. અભયારણ્યમાં પશુપક્ષીઓને વિશ્વાસપૂર્વક રહેતાં, ચરતાં અને ફરતાં જોઈને મારી તો ખાતરી થઈ કે માણસ-સમાજ કરતાં આ ઠેકાણે જ નિર્ભયતા વધારે છે. અને કોઈ પણ જાતિની સંખ્યા વધી પડે તો એનો ઈલાજ પણ વન્ય જીવનમાં એની મેળે ગોઠવાયેલો હોય છે. ડાર્વિનનો જીવનકલહનો સિદ્ધાન્ત અને પ્રિન્સ ક્રોપૉટકિનનો પરસ્પર સહાયવૃત્તિનો સિદ્ધાન્ત, બન્ને જાણ્યા પછી માણસે ફરી એક વાર વન્ય જીવન અને માનવી રાજ્યજીવનનો વિચાર કરવો જોઈએ.

* * *

દેવોનો જન્મ ક્યારે થયો અને કઈ રીતે થયો એનો વિચાર કરનારા આપણા પૂર્વજોની માનસિક બહાદુરીથી જેમ આપણે વિસ્મિત થઈએ છીએ તેમ જ આ પૃથ્વીના ઘડતરની અથવા મહાસમુદ્ર તેમ જ વિશાળ ભૂમિખંડોની રચનાની કલ્પના કરનારા અને એને માટે વિજ્ઞાનનો પુરાવો રજૂ કરનારા વિદ્વાનોની કલ્પનાશક્તિ અને હિંમત આપણને આશ્ચર્યચકિત કરી નાખે છે.

આફ્રિકા ખંડ નાનોસૂનો દેશ નથી. એનું માથું લગભગ પાંચ હજાર માઈલ પહોળું છે અને એનો ઉત્તર દક્ષિણ વિસ્તાર એથી સહેજ વધારે છે. આ ખંડનું ઘડતર કઈ રીતે થયું હશે એનો વિચાર કરતાં જેમ સહરા અને કલાહારી આ બે રણોનો વિચાર કરવો પડે છે, તે જ પ્રમાણે પૂર્વ આફ્રિકાની જમીનમાં જે પ્રચંડ ફાટો પડી છે તેનો પણ વિચાર કરવો પડે છે. સેંકડો માઈલ લાંબી, ચાળીસથી સાઠ માઈલ સુધી પહોળી અને દોઢથી અઢી હજાર ફૂટ ઊંડી એવી બે ફાટો 'રિફ્ટ્સ' કઈ રીતે પેદા થઈ હશે એની કલ્પના અનેક ભૂસ્તરશાસ્ત્રીઓ કરે છે.

કાકનું માનવું છે કે હિંદી મહાસાગરનું પૂર્વ કિનારા પરનું દબાણ કોઈ પણ કારણે ઓછું થવાથી આ ફાટો પેદા થઈ છે. બીજા લોકો કહે છે કે જ્વાળામુખીના ફાટવાથી અને પૃથ્વીના પડમાં કંઈ ગરબડ થવાથી આ ફાટો ઉત્પન્ન થવા પામી છે. તે ગમે તે હો, આ ફાટો આજે અસલી રૂપમાં નથી. વખતોવખત જ્વાળામુખીઓ ફાટવાથી દરેક ફાટના કકડા થઈ ગયા છે. આલ્બર્ટ એડવર્ડ, કીવૂ, ટાંગાનિકા, રુકવા, ન્યાંઝા—આ બધાં સરોવરો મળીને એક ફાટ હતી. જ્યારે બીજી બાજુની પૂર્વી ફાટ ઈયાસી, નેટ્રન, માગડી, નૈવાશા, હેનિંગ્ટન, બૉરિંગો, રુડૉલ્ફ વગેરે સરોવરોને લઈને, લાલ સમુદ્રમાં થઈને પૅલેસ્ટાઈનના મૃત સમુદ્ર સુધી જાય છે. અને આ બે ફાટના ચીપિયા વચ્ચે પકડાયું હોય તેવું વિકટોરિયા (અમૃત) સરોવર યુગાન્ડા કેનિયા વચ્ચે બિરાજમાન છે.

આ પૂર્વી ફાટનો અમુક ભાગ કોરો હોવાથી એમાં મનુષ્ય અને પ્રાણીઓની ઘણી વસ્તી સમાઈ છે. એ જોવાની તક કેમ છોડાય? છેલ્લા યુદ્ધના ઈટાલિયન કેદીઓ પાસે નૈરોબીની આસપાસ ઘણા રસ્તા તૈયાર કરાવ્યા હતા. એ રસ્તે ફાટની એક કિનારી અમે ઊતરી ગયાં અને ત્યાંથી ત્રીસેક માઈલ ઉપર આવેલી સામેની કિનારી અને વચલા તળિયામાં ઊપસી આવેલી કેટલીક મૃત જ્વાળામુખીની ટેકરીઓ અમે જોઈ શક્યાં. અમુક લાખ વરસ પહેલાં જ્યારે આ ફાટ પ્રથમ પડી ત્યારે કેવડો મોટો અવાજ થયો હશે એની કલ્પના કરવા જતાં કાલ-બુદ્ધિએ કહ્યું કે, તે વખતનો અવાજ સાંભળવા માટે ન કોઈ મનુષ્ય હતું કે ન કોઈ જાનવર. ભયાનક અવાજ થયો હશે, પણ બીવા માટે ત્યાં કોઈ હતું જ નહીં! અવાજ થયો અને તે અનંત આકાશમાં વિલીન થયો. આસપાસની જડસૃષ્ટિએ મૂળ અવાજના પડઘા ઝીલ્યા હશે અને તે પણ અનંત આકાશમાં વિલીન થયા હશે. આજે ફક્ત એ ફાટના અવશેષો જ રહ્યા છે અને તેની અંદર વનસ્પતિસૃષ્ટિ, પશુસૃષ્ટિ અને મનુષ્યસૃષ્ટિ પોતપોતાનું જીવન માણતી થઈ છે. આ 'રિફ્ટ'નું દૃશ્ય ખરેખર ભવ્ય છે. ભૂગર્ભશાસ્ત્રનો જેને થોડો પણ ખ્યાલ અને રસ છે તેની કલ્પનાને આ દૃશ્ય ભારે ઉત્તેજક છે.

બીજે દિવસે આ ફાટના બીજા પ્રદેશમાં અમે જૂનું ઉત્ખનન જોવા ગયાં. એ સ્થાનને 'ઑરલેગોસાઈલી' કહે છે. ત્યાં એક પ્રાચીન સરોવરનું તળિયું દસ દસ હજાર વરસે કેમ ભરાતું ગયું અને તે તે વખતનાં જાનવરોનાં હાડકાંઓ કેમ નાનાંમોટાં થતાં ગયાં એ બધું અમે જાણી લીધું.

માટીનાં, જ્વાળામુખીની રાખનાં, રેતીનાં અને હાડકાંનાં જે જુદાં જુદાં પડો એક ઉપર એક બાઝે છે તેનો હિસાબ કરી પ્રાગ્-ઐતિહાસિક વિગતોનો કાલક્રમ નક્કી કરવામાં આવે છે. અમને બધું સમજાવનાર ભાઈ કહે કે વચમાં દસ હજાર વરસ સુધી વરસાદનું એક ટીપું પણ પડયું નહીં. પરિણામે બધી પ્રાણીસૃષ્ટિ મરી ગઈ. ત્યાર પછી જ્યારે નવી સૃષ્ટિ પેદા થઈ ત્યારે જાનવરો ફરીથી પેદા થયાં.

અને જેમ જેમ ખોરાકની અછત દૂર થતી ગઈ તેમ તેમ એ પ્રાણીઓ મોટાં પણ થતાં ગયાં.

આવે ઠેકાણે જે પ્રાચીન અવશેષો અથવા એનાં ‘ફૉસિલ’ મળી આવે છે તે ઊંચકીને લઈ જવામાં ગુનો છે કે નહીં? સામાન્ય માણસો એ અવશેષોનો કશો જ ઉપયોગ કરી શકતા નથી. અર્થ વગરનું કુતૂહલ તૃપ્ત-કરવા માટે આવો પ્રાગ્-ઐતિહાસિક મહત્ત્વનો મસાલો ઊંચકીને લઈ જવો એ માનવી જ્ઞાન પ્રત્યે મહા-દ્રોહ છે. તે તે દેશની સરકારે આવો બધો મસાલો સાચવી રાખવો જોઈએ અને દુનિયાના સમર્થ વિદ્વાનોની આંતર-રાષ્ટ્રીય ન્યાતને તે મસાલો વાપરવાની છૂટ આપવી જોઈએ.

આ પ્રદેશમાં જતાં અને આવતાં અમે જાતજાતનાં અનેક શ્વાપદો જોયાં. એમાંય ખાસ કરીને જે જિરાફો બિલકુલ નજીક જોવાને મળ્યાં તેમની પ્રતિષ્ઠા ભુલાય એમ નથી. એમના માથા પરનાં શિંગડાં એટલાં નાનાં હોય છે કે જાણે બાયનોક્યુલર ચશ્માંની પેઠે આંખ ઉપરથી માથે ચડાવ્યાં હોય! જિરાફ પ્રાણી આટલું ઊંચું અને લંબગ્રીવ હોય છે પણ એને પોતાને એ અડવું લાગતું હોય એમ એના ચહેરા પરથી નથી લાગતું. આ જાનવરોને એમના પૂર્વજોનો હજારો વરસનો ઇતિહાસ ખબર હોય ખરો? કાલ ભગવાનના ઉદરમાં પ્રવેશ કરી કલ્પનાની નજરે નિહાળવાની શક્તિ માણસજાત પાસે જ છે. બાકીનાં પ્રાણીઓ માટે વર્તમાનકાળ જ સત્ય હોય છે. ભૂત અને ભવિષ્યકાળ એમને માટે માયારૂપ જ ગણાય. અને તેથી જ તેઓ નચિંતપણે પ્રાચીન અવશેષો વચ્ચે વિચરી શકે છે.

‘રિફ્ટ’ વૅલી અને ઑરલેગોસાઈલી એ બે ઠેકાણેના દર્શનથી તાજી થયેલી જિજ્ઞાસા લઈને અમે નૈરોબીનું ‘કૉરિડન’ મ્યૂઝિયમ જોવા, અને ખાસ કરીને એને અનેક રીતે શણગારીને ઉપયુક્ત બનાવનાર વિદ્વાન ડૉ. લેકીને મળવા ગયા.

એ જ મ્યૂઝિયમમાં એક ગાંધી વિભાગ ખોલવાના છે એમ મેં સાંભળ્યું પણ એમાં શું શું રાખવાના છે, એની વ્યવસ્થા કેવી હશે એ હજી મેં પૂછ્યું નથી. ગાંધી મ્યૂઝિયમ એ મારું ક્ષેત્ર હોવાથી એ કલ્પનાના પ્રેરકોને મળીને એની વિગતો જાણી લઈશ.

નૈરોબીનું કૉરિડન મ્યૂઝિયમ સામાન્ય મ્યૂઝિયમ નથી. એની અંદર આખા આફ્રિકા ખંડનું રહસ્ય પ્રગટ થયેલું છે. ડૉ. લેકી એક પ્રખર ભૂસ્તરશાસ્ત્રી છે. એમણે ઘણી ઘણી શોધો કરી છે. આફ્રિકા ખંડનો લાખો અને કરોડો વરસનો ઇતિહાસ એમણે અનેક ઉત્ખનનોમાંથી ઉપજાવી કાઢ્યો છે. કેવળ માણસનો જ નહીં પણ નાનાંમોટાં અસંખ્ય પ્રાણીઓનો ઇતિહાસ આજે એમને આભારી છે. ખોદકામ કરતાં કરતાં એમને કેટલીક ખોપરીઓ એવી મળી છે કે જે વાનર અને માણસ વચ્ચેના અંકોડા પૂરા પાડે છે. ખૂબ અભિમાનથી એમણે એ ખોપરી કબાટમાંથી કાઢીને અમારા હાથમાં મૂકી અને અમને બતાવવા લાગ્યા કે, “જુઓ આ આંખ

ઉપરની ભમરનું ઊપસી આવેલું હાડકું . . . આ જુઓ માણસનું મસ્તિષ્ક માર
એવું આ ખોપરીનું મોટું પોલાણ." વાતવાતમાં એક ચિત્ર તરફ આંગળી કરીને
એમણે કહ્યું કે, "આ જે વંશવૃક્ષ મેં તૈયાર કર્યું છે એને માટે કેટલીક માહિતી
હિંદુસ્તાનમાંથી જ મળી આવે છે. તમારા હિંદુસ્તાનના ભૂસ્તરશાસ્ત્રીઓને કહો
આમાં મને મદદ કરે. કેમ કે આ કામ આખી માનવજાતિનું છે."

મેં એમને કહ્યું, "તમે માગો છો એ વાતની શોધખોળ હિમાલય પહેલાંની શિવાલિક ટેકરીઓમાં જ થઈ શકે." "હું પણ એમ જ માનું છું" એમણે અનુમોદન આપ્યું. એ જ ચર્ચા આગળ ચાલતાં મેં કહ્યું, "મારા જન્મ પહેલાં બ્રૂસ ફૂટ કરીને એક ભૂસ્તરશાસ્ત્રી દક્ષિણ હિંદુસ્તાનમાં ફરતો હતો. એને એક રાક્ષસી માણસનું જડબું મળ્યું હતું. મારા પિતાશ્રીએ એ જડબાનો ફોટો લીધેલો તે મેં જોયો હતો."

"બ્રૂસ ફૂટનું નામ મેં સાંભળ્યું છે. એને જડેલું એ જડબું હાલ ક્યાં હશે?" એમણે મને પૂછ્યું. મેં કહ્યું કે, "મારો જન્મ પણ તે વખતે થયો ન હતો. કદાચ મદ્રાસ મ્યૂઝિયમમાં એ પડ્યું હોય તો હોય. નાનપણમાં એ ફોટો મારી પાસે હતો. ઘણા લોકોએ એ જોયો છે."

ડૉ. લેકીએ કહ્યું કે, "માણસ શરીરે મોટો થાય કે નાનો થાય એ બધું ખોરાક ઉપર આધાર રાખે છે. ગેંડા કે હિપો જેવું પ્રાણી પણ ખોરાકની તંગીને કારણે, દસવીસ હજાર વરસની અંદર, ઉંદર જેટલું નાનું થઈ જાય છે."

બેએક કલાક અમારી વાતો ચાલી. એ દરમ્યાન અરણ્યોને લગતું વનસ્પતિશાસ્ત્ર, પતંગિયાંનું શાસ્ત્ર, કુદરતમાં ચાલતી 'મિમિક્રી', પશુપક્ષીઓના પ્રકારો વગેરે કેટલાય વિષયો એમાં આવી ગયા. ભાઈસાહેબની કામ કરવાની ઓરડી જોવાલાયક હતી. ચોપડીઓ, રિપોર્ટો, નોંધો, છબીઓ આદિ અનેક વસ્તુના ઢગલા જ્યાં ત્યાં ખડકેલા હતા! એનાં કપડાંનું પણ ઠેકાણું નહીં. આખો વખત પોતાના કામમાં જ મસ્ત, બીજું કશું એને સૂઝે જ નહીં. પોતાના શાસ્ત્રમાં અખંડ રચ્યાપચ્યા રહેતા. જે જાતિમાં આવા મસ્ત લોકો પેદા થાય છે તે જાતિનું મુખ હમેશ ઉજ્જવળ જ રહેવાનું.

મ્યૂઝિયમની રચના વિચારપૂર્વક કરેલી હતી. જાતજાતનાં જાનવરો, એમના સ્વાભાવિક વાતાવરણમાં ગોઠવાયેલાં હતાં. એ જોઈને મને મુંબઈનું પ્રિન્સ ઑફ વેલ્સ મ્યૂઝિયમ યાદ આવ્યું. હું માનું છું કે દરેક દેશના મુખ્ય મુખ્ય મ્યૂઝિયમના વસ્તુપાલોને, સરકારી ખર્ચે, બીજાં મોટાં મોટાં મ્યૂઝિયમો જોવા મોકલવા જોઈએ અને એમની પાસેથી સામાન્ય માણસ સમજી શકે એવું સાહિત્ય તૈયાર કરાવવું જોઈએ.

એક દિવસ ભાઈ સૂર્યકાન્તે આવીને મને પૂછ્યું, "કાકાસાહેબ, તમે અહીંનું કિકુયુ સરોવર જોયું છે?" મેં કહ્યું: "ના, એની કોઈએ વાતેય મારી આગળ કરી નથી." "તમારે એ ખાસ જોવું જોઈએ. ઉપર જમીન છે અને નીચે સરોવર છે. એના પર તમે ચાલી શકો છો. પણ એ જમીન રબરની બનાવી હોય તેમ ઝૂલે છે."

મને મુંબઈની મલબારહિલ ઉપરનો હૅંગિંગ ગાર્ડન યાદ આવ્યો. કિકુયુ સરોવરમાં એના કરતાં ઘણી વિશેષતા હશે એટલું તો હું કલ્પી જ શક્યો, પણ એનો સ્પષ્ટ ખ્યાલ ન આવ્યો. સૂર્યકાન્તભાઈ અમને એક સવારે ત્યાં લઈ ગયા. કિકુયુ સ્ટેશન પરથી એક ફર્લાંગ જેટલું પણ દૂર નહીં હોય; પણ નૈરોબીથી એ અગિયાર માઈલ દૂર છે. ત્યાં જતાં રસ્તામાં અમને કિલિમાંજારોના રૂપાળા શિખરનાં સ્પષ્ટ દર્શન થયાં. બેત્રણ દિવસ પહેલાં યુનાઈટેડ કેનિયા કલબમાં પ્રવેશ કરતાં પહેલાં શ્રી અપ્પાસાહેબ પોતાની મોટરમાં મને ઉતાવળે લઈ ગયા હતા અને એમણે મને સૂર્યાસ્તના ગેરુવા રંગથી રંગાયેલું કિલિમાંજારોનું શિખર બતાવ્યું હતું. બે ત્રણ મિનિટ જોયું હશે એટલામાં સૂર્યનારાયણે પોતાની કિરણકૃપા ખેંચી લીધી અને તે જ ક્ષણે શિખરની શોભા અલોપ થઈ.

આજે વધતા જતા પ્રકાશમાં કિલિમાંજારોના શિખરનાં દર્શન અમે ધરાઈને કરી શક્યાં. મોટા હાથીની પીઠ હોય અથવા કોઈ ઓલિયાનું કમંડળ ઊંધું મૂક્યું હોય એવું તે શિખર શોભતું હતું. આપણા દેશમાં પર્વત-શિખરોની અછત નથી. અને કેટલાંક શિખરો તો ઘણાં રૂપાળાં હોય છે. પણ કિલિમાંજારો તે કિલિમાંજારો.

અમે કિકુયુ પહોંચ્યાં અને સરોવરને કિનારે મોટરમાંથી ઊતર્યાં. કોઈ મોટા વિશાળ તળાવનું પાણી સુકાઈ ગયું હોય અને તળિયાના કાદવમાં લીલ અને ઘાસ ઊગ્યાં હોય એવું એ દૃશ્ય હતું. શ્રી સૂર્યકાન્તભાઈએ કહ્યું કે, "આ જમીન તળે પાણી છે. પેલે ખૂણે પંપ દેખાય છે એની મદદથી આ તળાવનું પાણી ખેંચીને નૈરોબીના અમુક ભાગને પાણી પૂરું પાડવામાં આવે છે. આટલું પાણી ખેંચાય છે છતાં તળાવનાં પાણી ખૂટતાં નથી."

બીતાં બીતાં અમે તળાવ પરની જમીન પર પગ મૂક્યો અને આગળ ચાલ્યાં. જમીન લબ લબ લબ હાલવા લાગી. એમ લાગતું કે પગ તળેની જમીન હમણાં ફાટી જશે અને પગ પાણીમાં જશે. કોક કોક ઠેકાણે પગ કાદવમાં પડ્યા હોય તેમ બેએક ઇંચ અંદર પણ જતા. અમે ચાલતાં ચાલતાં સરોવરના મધ્ય સુધી ગયાં અને ડાબી બાજુ વળી પાછાં આવ્યાં. વચમાં વચમાં વેંતિયા કૂવા જેવા ખાડા હતા એમાંથી નીચેનું પાણી દેખાતું હતું. પાણી ઉપરનું જમીનનું પડ આઠનવ ઇંચ કરતાં વધારે જાડું નહીં હોય. સૂર્યકાન્તભાઈએ એક લોકવાયકા કહી કે જૂના વખતમાં કેટલાક આફ્રિકન છોકરાઓ બક્ષિસને લોભે એક છેડે પાણીમાં ડૂબકી મારીને સરોવરની અંદરથી તરતાં તરતાં બીજે છેડે ઉપર આવતા. આટલો વખત શ્વાસ રોકીને તરવું એ સહેલી વાત ન હતી. એક વાર એક છોકરો આમ જ ડૂબકી મારીને ગયો તે અંદરના જાળામાં સપડાયો હશે અથવા એનો શ્વાસ ખૂટ્યો હશે. એ ઉપર આવ્યો જ નહીં. ત્યારથી સરોવરમાં આમ ડૂબકી મારવાની મનાઈ કરવામાં આવી છે.

સરોવરનો આકાર વાંકોચૂકો ત્રિકોણી છે. કુદરતના એક ચમત્કાર તરીકે આની નોંધી શકાય. સરોવરનો દેખાવ પોતાનું મોઢું ઉઘાડું અને શાંત રાખી આકાશના

અનંત તારાઓને પ્રતિબિંબિત કરવાનો હોય છે. એ સ્વભાવ છોડી દઈને માટી-ઘાસની લાજ કાઢવાનું આ સરોવરને ક્યાંથી સૂઝ્યું હશે? અથવા આસપાસની ટેકરીઓએ સાસુપણું ચલાવી આ બિચારી બાળાને આમ લાજ કાઢવાની ફરજ પાડી હશે? શું એ બાળા એટલી બધી ઉચ્છૃંખલ હતી કે બીજા કોઈ સરોવરને નહીં ને એને જ લાજ કાઢવી પડી?

બપોરે લંચ અને રાત્રે ડિનર અને વચમાં વચમાં નાસ્તાપાણીનો મારો રોજનો ચાલુ જ હતો. અમે હિંદુસ્તાનમાંથી આવેલા 'મોટા માણસ' છીએ એ રખેને ભૂલી જઈએ એ માટે આ બધી વ્યવસ્થા હતી. દર વખતે અમારે કાંઈ ને કાંઈ બોલવું પડતું. શ્રી અપ્પાસાહેબે કહી રાખ્યું હતું કે દર ઠેકાણે નવા નવા લોકો આવે છે એટલે એમને તમારો સંદેશો પહોંચાડવા માટે એક ને એક જ રેકર્ડ ચલાવશો તોયે વાંધો નથી. પણ મને તે આવડે નહીં. વસ્તુ ભલે એક જ હોય પણ નવા લોકોને જોઈને એ વસ્તુ નવી રીતે મૂકવાનું મન થાય અને કેટલાક લોકો તો બધે ઠેકાણે અમારી સાથે હોય જ. એમને એકની એક વસ્તુ, એની એ જ ભાષામાં, ફરી ફરી સાંભળવી પડે એ પણ મને વસમું લાગતું. પણ પ્રચારકને આ બાબતમાં રીઢા થવું જ પડે છે. કશા શોભા શણગાર વગર પોતાની વાત લોકો આગળ સીધી મૂકવાની કળા ગાંધીજીએ કેળવી બતાવી છે. પણ આવી સાદાઈમાં પણ એમનું અનુકરણ કરવું સહેલું નથી. મેં નક્કી કર્યું કે પોતાના વિચારો વિશેની પોતાની ઉત્કટતા ઉપર વિશ્વાસ રાખી, તે તે ક્ષણે જે સૂઝે તે બોલી નાખવું.

એક વખતે મને ખાસ વિષય આપવામાં આવ્યો – Non-violence in Peace and War – શાંતિકાળમાં તેમ જ યુદ્ધકાળમાં અહિંસાનું પાલન.

વિષય જરા વિચિત્ર ખરો. કેટલાક લોકોને થાય છે કે યુદ્ધ શરૂ કર્યા પછી અહિંસાને અવકાશ જ ક્યાં છે? Non-violence in War – યુદ્ધમાં અહિંસા – એ વદતોવ્યાઘાત છે.

જ્યારે બીજા કેટલાક કહે છે, જ્યાં હિંસા ચાલતી હોય ત્યાં જ અહિંસાના પ્રચારને અવકાશ છે. શાંતિના દિવસોમાં બધા જ લોકો અહિંસક હોય છે. શાંતિનો અર્થ એ જ છે. ત્યારે શાંતિના દિવસોમાં અહિંસાના પાલન કે પ્રચારનો અર્થ શો?

ખરું જોતાં મનુષ્યજીવન આજે એટલું કૃત્રિમ થયું છે કે યુદ્ધના દિવસ હો કે શાંતિના દિવસ હો, શાન્તિની સાધના ઉગ્રપણે અથવા ઉત્કટપણે કરવાની હોય જ છે.

ગાંધીજીની અહિંસા કાયરની અહિંસા નથી. ખરું જોતાં ગાંધીજીએ કોઈ ખાસ વસ્તુ શીખવી હોય તો તે પૂર્ણ અહિંસાવાળો, તેજસ્વી પ્રતિકાર છે. યુદ્ધની અવેજી-માં સફળતાપૂર્વક વાપરી શકાય એવી અહિંસા તે ગાંધીજીનો સત્યાગ્રહ. લડાઈમાં ભાગ લેનારા શૂર લોકો પોતે મરવા તૈયાર હોય છે અને સામા માણસને મારવા મથે છે. મરવાની તૈયારી રાખવી એ સત્યાગ્રહીનું કામ છે. મારવાની તૈયારી કરવી એ જલ્લાદનું કામ છે. સત્યાગ્રહી અને જલ્લાદ એકત્ર થઈને ક્ષત્રિય વીર બને

છે. એ ક્ષાત્રધર્મનું ગાંધીજીએ શુદ્ધીકરણ કર્યું. જલ્લાદને કાઢી નાખ્યો અને શુદ્ધ સત્યાગ્રહીને રાખ્યો. એનું જ નામ Non-violence in War.

પણ રોજ ઊઠીને સત્યાગ્રહનું શસ્ત્ર વાપરવાનું નથી હોતું. સત્યાગ્રહ કે હત્યાગ્રહ બન્નેનો પ્રસંગ જ ન આવે એવું નિષ્પાપ જીવન જીવવું તેનું નામ છે Non-violence in Peace. એને માટે આખો જીવનક્રમ બદલવાની આવશ્યકતા છે.

આજે આપણું જીવન અન્યાય, અત્યાચાર અને દ્રોહ ઉપર રચાયેલું છે. સામાજિક ઊંચ-નીચતા અને સ્વ-પર ભાવ, આર્થિક વહેંચણીમાં અસમાનતા, રાજકીય જોહુકમી અને વાંશિક તિરસ્કાર – 'રેસ હેટ્રેડ' – એ માનવીજીવનના મુખ્ય દોષો છે. એ દોષો નભે છે ત્યાં સુધી હિંસાને અવકાશ રહેવાનો જ.

એક વાર પરદેશના કેટલાક લોકો સાબરમતીમાં ગાંધીજીને મળવા આવ્યા હતા. ઘણું કરીને યુદ્ધવિરોધી શાંતતાવાદી હશે. ગાંધીજીએ એમને કહ્યું કે યુદ્ધોથી હું અકળાતો નથી. યુદ્ધોમાં કરવી પડતી ખુનામરકી એ મુખ્ય હિંસા નથી. યુરોપ અમેરિકાનું રોજનું જીવન જ હિંસા પર રચાયેલું છે. સામાજિક અને આર્થિક અન્યાય વધી પડે છે ત્યારે યુદ્ધો ફાટી નીકળે છે. જેમ માણસને તાવ આવે છે એમાં તાવ એ રોગ નથી, પણ હોજરી અને લોહી બગડ્યાની એ નિશાની છે, તેમ જ સામાજિક ન્યાય અને સામંજસ્ય જ્યારે બગડે છે ત્યારે એની નિશાની તરીકે યુદ્ધો ફાટી નીકળે છે.

માણસ માણસજાતને ચૂસે છે, નિચોવે છે, જબરદસ્ત માણસ ગરીબ માણસ ઉપર પોતાનો દોર ચલાવે છે, એ ખરી હિંસા છે. એ જો આપણે ટાળી શકીએ, આપણું જીવન સ્વાશ્રયી અને નિષ્પાપ બનાવીએ તો યુદ્ધો કરવાં જ ન પડે. જ્યાં કોઈ કોઈને નિચોવતું નથી ત્યાં જબરદસ્ત અને જેરદસ્ત એવો ભેદ મટી જાય છે. અત્યંત ગરીબાઈ અને અત્યંત શ્રીમંતાઈ એકસાથે જ ચાલે છે. સમાજમાંથી જો ગરીબાઈનો છેદ ઉડાડી દઈશું તો અમર્યાદ શ્રીમંતાઈ એની મેળે ઓગળી જશે. મારી શિખામણ એ છે કે અન્યાયનો પ્રતિકાર કરી ન્યાયની સ્થાપના કરવા માટે આપણે હિંસા વાપરવાનું છોડી દઈએ અને અહિંસક સત્યાગ્રહ આદરીએ. અને સાથે સાથે આપણે આપણા જીવનમાં એવો ફેરફાર કરીએ કે આપણે કોઈને લૂંટીએ નહીં અને કોઈ આપણને લૂંટે નહીં. આવું જીવન ગાળવા માટે આપણે ભોગતૃષ્ણાનો સંયમ કરવો જોઈએ. વિલાસની વસ્તુઓ પાછળ પડવાનું છોડી દેવું જોઈએ. કોઈ પણ વસ્તુ વાપરતાં પહેલાં આપણે વિચાર કરવો જોઈએ કે એ વસ્તુ તૈયાર કરવા પાછળ માણસની કેટલી મહેનત ખરચાઈ છે અને એ પણ વિચાર કરવો જોઈએ કે એ વસ્તુ તૈયાર કરવામાં અને મેળવવામાં કેટલું પાપ ભેગું થયું છે.

પાડે છે અને માણસાઈ ખોઈ બેસે છે. હિંદુસ્તાનના ઋષિમુનિઓએ જ નહીં પણ રાજાઓએ અને સમ્રાટોએ પણ જોયું કે ભોગવિલાસનો અંત નથી. રાજા યયાતિએ પોતાની આખી જિંદગી ભોગવિલાસમાં ગાળી—અરે, પોતાના દીકરાની જુવાની ઉછીની લઈને પણ એણે મોજ માણી. છતાં એની તૃપ્તિ ન થઈ. અંતે અંતર્મુખ થઈને એ બોલ્યો, "આ દુનિયામાં જેટલા તલ અને તાંદુલ છે, ધનધાન્ય અને પશુપક્ષી છે, તેમ જ જેટલાં દાસદાસી અને યુવતીઓ છે—બધાંને ભેગાં કરીએ તોયે એક માણસની તૃપ્તિ થવા માટે એ પૂરતાં નથી, માટે વાસના-નિવૃત્તિ એ જ સાચો ઉપાય છે, એ જ જીવનનું રહસ્ય છે." આ થઈ પૌરાણિક વાર્તા. ઈતિહાસકાળમાં સમ્રાટ અશોકે પણ એવો જ અનુભવ કર્યો અને એણે રાજ્ય-વિસ્તારનું કામ છોડી દઈ ધર્મવિસ્તારનું કામ હાથમાં લીધું.

ભોગવિલાસમાં માણસ ત્યારે જ રાચી શકે જ્યારે એ બીજાનાં સુખદુ:ખ પ્રત્યે બેદરકાર થાય. અહિંસાના મૂળમાં વિશ્વબંધુત્વનો આદર્શ છે, રાષ્ટ્રપૂજાનો નહીં.

આજકાલનાં રાષ્ટ્રો શાંતિ જાળવવા માટે 'બૅલન્સ ઑફ પાવર' ઉત્પન્ન કરવા માગે છે. એકના સ્વાર્થ સામે બીજાનો સ્વાર્થ, એકના સામર્થ્ય સામે બીજાનું સામર્થ્ય તોળીને શાંતિ ન જ સ્થપાય. ત્રાજવું એ બજારુ વસ્તુ છે, એમાંથી શાંતિ નિર્માણ નહીં થાય. પ્રેમ અને બંધુતા જ કેળવવી જોઈએ. જે કાયદો આપણે કુટુંબની અંદર વાપરીએ છીએ તે જ રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે વાપરવો જોઈએ.

હિંદુસ્તાન માટે અહિંસાનો સંદેશો જગજૂનો છે. ગાંધીજીએ એ સિદ્ધાંત રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે લાગુ કરી બતાવ્યો.

દુનિયામાં બંધુતાની વાત ઘણી ચાલે છે. પણ દરેક રાષ્ટ્ર કહે છે કે અમને બંધુતા ત્યારે જ માન્ય થાય જ્યારે મોટાભાઈનું સ્થાન અમને મળે.

ખરું જોતાં મોટાભાઈપણું ત્યાં સુધી જ નભે છે જ્યાં સુધી મોટો ભાઈ નાના ભાઈઓ માટે ઘસાવા તૈયાર હોય છે. નાનો ભાઈ મોટાભાઈની આમન્યામાં રહે ત્યાં સુધી મોટો ભાઈ નાનાભાઈનો કાન પકડી શકે છે. પણ એ જ નાનો ભાઈ જ્યારે વીફરે છે અને ઘરમાંથી નીકળીને રસ્તા પર જઈને ઊભો રહે છે ત્યારે મોટો ભાઈ એનો કાન છોડીને પગ પકડે છે અને એની ક્ષમા માગીને એને ઘરમાં આણે છે. આ છે પ્રેમનો માર્ગ, અહિંસાનો માર્ગ. ગાંધીજીએ આ રસ્તો રાષ્ટ્રીય હિલચાલમાં વાપરી બતાવ્યો.

આજની દુનિયા વિજ્ઞાનને જોરે અનેક રીતે સમર્થ બની છે. પણ એ જો ગાંધીનો રસ્તો ન લે તો એનો નાશ જ થવાનો છે. એણે માણસાઈ ખોઈ છે. ગાંધીજીને માર્ગે દુનિયા સુધરે નહીં, અમર્યાદ સહિષ્ણુતા અને અમર્યાદ ધીરજ કેળવે નહીં, તો દુનિયા આત્મહત્યા જ કરવાની.

એક જણે પૂછ્યું કે, "જો કોઈ સિંહ એક ગાય ઉપર તરાપ મારે તો ગાય અહિંસા શી રીતે વાપરી શકે?" આવા સવાલો હમેશાં પુછાય છે. મેં એટલું જ

છે. એ ક્ષાત્રધર્મનું ગાંધીજીએ શુદ્ધીકરણ કર્યું. જલ્લાદને કાઢી નાખ્યો અને શુદ્ધ સત્યાગ્રહીને રાખ્યો. એનું જ નામ Non-violence in War.

પણ રોજ ઊઠીને સત્યાગ્રહનું શસ્ત્ર વાપરવાનું નથી હોતું. સત્યાગ્રહ કે હત્યાગ્રહ બન્નેનો પ્રસંગ જ ન આવે એવું નિષ્પાપ જીવન જીવવું તેનું નામ છે Non-violence in Peace. એને માટે આખો જીવનક્રમ બદલવાની આવશ્યકતા છે.

આજે આપણું જીવન અન્યાય, અત્યાચાર અને દ્રોહ ઉપર રચાયેલું છે. સામાજિક ઊંચ-નીચતા અને સ્વ-પર ભાવ, આર્થિક વહેંચણીમાં અસમાનતા, રાજકીય જોહુકમી અને વાંશિક તિરસ્કાર – 'રેસ હેટ્રેડ' – એ માનવીજીવનના મુખ્ય દોષો છે. એ દોષો નભે છે ત્યાં સુધી હિંસાને અવકાશ રહેવાનો જ.

એક વાર પરદેશના કેટલાક લોકો સાબરમતીમાં ગાંધીજીને મળવા આવ્યા હતા. ઘણું કરીને યુદ્ધવિરોધી શાંતતાવાદી હશે. ગાંધીજીએ એમને કહ્યું કે યુદ્ધોથી હું અકળાતો નથી. યુદ્ધોમાં કરવી પડતી ખુનામરકી એ મુખ્ય હિંસા નથી. યુરોપ અમેરિકાનું રોજનું જીવન જ હિંસા પર રચાયેલું છે. સામાજિક અને આર્થિક અન્યાય વધી પડે છે ત્યારે યુદ્ધો ફાટી નીકળે છે. જેમ માણસને તાવ આવે છે એમાં તાવ એ રોગ નથી, પણ હોજરી અને લોહી બગડ્યાની એ નિશાની છે, તેમ જ સામાજિક ન્યાય અને સામંજસ્ય જ્યારે બગડે છે ત્યારે એની નિશાની તરીકે યુદ્ધો ફાટી નીકળે છે.

માણસ માણસજાતને ચૂસે છે, નિચોવે છે, જબરદસ્ત માણસ ગરીબ માણસ ઉપર પોતાનો દોર ચલાવે છે, એ ખરી હિંસા છે. એ જો આપણે ટાળી શકીએ, આપણું જીવન સ્વાશ્રયી અને નિષ્પાપ બનાવીએ તો યુદ્ધો કરવાં જ ન પડે. જ્યાં કોઈ કોઈને નિચોવતું નથી ત્યાં જબરદસ્ત અને જેરદસ્ત એવો ભેદ મટી જાય છે. અત્યંત ગરીબાઈ અને અત્યંત શ્રીમંતાઈ એકસાથે જ ચાલે છે. સમાજમાંથી જો ગરીબાઈનો છેદ ઉડાડી દઈશું તો અમર્યાદ શ્રીમંતાઈ એની મેળે ઓગળી જશે. મારી શિખામણ એ છે કે અન્યાયનો પ્રતિકાર કરી ન્યાયની સ્થાપના કરવા માટે આપણે હિંસા વાપરવાનું છોડી દઈએ અને અહિંસક સત્યાગ્રહ આદરીએ. અને સાથે સાથે આપણે આપણા જીવનમાં એવો ફેરફાર કરીએ કે આપણે કોઈને લૂંટીએ નહીં અને કોઈ આપણને લૂંટે નહીં. આવું જીવન ગાળવા માટે આપણે ભોગતૃષ્ણાનો સંયમ કરવો જોઈએ. વિલાસની વસ્તુઓ પાછળ પડવાનું છોડી દેવું જોઈએ. કોઈ પણ વસ્તુ વાપરતાં પહેલાં આપણે વિચાર કરવો જોઈએ કે એ વસ્તુ તૈયાર કરવા પાછળ માણસની કેટલી મહેનત ખરચાઈ છે અને એ પણ વિચાર કરવો જોઈએ કે એ વસ્તુ તૈયાર કરવામાં અને મેળવવામાં કેટલું પાપ ભેગું થયું છે.

દુનિયાના લોકો જીવનનું ધોરણ – 'સ્ટેન્ડર્ડ ઑફ લાઇફ' ઊંચું કરવા મથે છે. પણ ભૌતિક ધોરણ ઊંચું કરવા જતાં તેઓ નૈતિક ધોરણ – 'મૉરલ સ્ટેન્ડર્ડ' – નીચું

પાડે છે અને માણસાઈ ખોઈ બેસે છે. હિંદુસ્તાનના ઋષિમુનિઓએ જ નહીં પણ રાજાઓએ અને સમ્રાટોએ પણ જોયું કે ભોગવિલાસનો અંત નથી. રાજા યયાતિએ પોતાની આખી જિંદગી ભોગવિલાસમાં ગાળી–અરે, પોતાના દીકરાની જુવાની ઉછીની લઈને પણ એણે મોજ માણી. છતાં એની તૃપ્તિ ન થઈ. અંતે અંતર્મુખ થઈને એ બોલ્યો, “આ દુનિયામાં જેટલા તલ અને તાંદુલ છે, ધનધાન્ય અને પશુપક્ષી છે, તેમ જ જેટલાં દાસદાસી અને યુવતીઓ છે–બધાંને ભેગાં કરીએ તોયે એક માણસની તૃપ્તિ થવા માટે એ પૂરતાં નથી, માટે વાસના-નિવૃત્તિ એ જ સાચો ઉપાય છે, એ જ જીવનનું રહસ્ય છે.” આ થઈ પૌરાણિક વાર્તા. ઈતિહાસકાળમાં સમ્રાટ અશોકે પણ એવો જ અનુભવ કર્યો અને એણે રાજ્ય-વિસ્તારનું કામ છોડી દઈ ધર્મવિસ્તારનું કામ હાથમાં લીધું.

ભોગવિલાસમાં માણસ ત્યારે જ રાચી શકે જ્યારે એ બીજાનાં સુખદુઃખ પ્રત્યે બેદરકાર થાય. અહિંસાના મૂળમાં વિશ્વબંધુત્વનો આદર્શ છે, રાષ્ટ્રપૂજાનો નહીં.

આજકાલનાં રાષ્ટ્રો શાંતિ જાળવવા માટે ‘બૅલન્સ ઑફ પાવર’ ઉત્પન્ન કરવા માગે છે. એકનાં સ્વાર્થ સામે બીજાનો સ્વાર્થ, એકના સામર્થ્ય સામે બીજાનું સામર્થ્ય તોળીને શાંતિ ન જ સ્થપાય. ત્રાજવું એ બજારુ વસ્તુ છે, એમાંથી શાંતિ નિર્માણ નહીં થાય. પ્રેમ અને બંધુતા જ કેળવવી જોઈએ. જે કાયદો આપણે કુટુંબની અંદર વાપરીએ છીએ તે જ રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે વાપરવો જોઈએ.

હિંદુસ્તાન માટે અહિંસાનો સંદેશો જગજૂનો છે. ગાંધીજીએ એ સિદ્ધાંત રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે લાગુ કરી બતાવ્યો.

દુનિયામાં બંધુતાની વાત ઘણી ચાલે છે. પણ દરેક રાષ્ટ્ર કહે છે કે અમને બંધુતા ત્યારે જ માન્ય થાય જ્યારે મોટાભાઈનું સ્થાન અમને મળે.

ખરું જોતાં મોટાભાઈપણું ત્યાં સુધી જ નભે છે જ્યાં સુધી મોટો ભાઈ નાના ભાઈઓ માટે ઘસાવા તૈયાર હોય છે. નાનો ભાઈ મોટાભાઈની આમન્યામાં રહે ત્યાં સુધી મોટો ભાઈ નાનાભાઈનો કાન પકડી શકે છે. પણ એ જ નાનો ભાઈ જ્યારે વીફરે છે અને ઘરમાંથી નીકળીને રસ્તા પર જઈને ઊભો રહે છે ત્યારે મોટો ભાઈ એનો કાન છોડીને પગ પકડે છે અને એની ક્ષમા માગીને એને ઘરમાં આણે છે. આ છે પ્રેમનો માર્ગ, અહિંસાનો માર્ગ. ગાંધીજીએ આ રસ્તો રાષ્ટ્રીય હિલચાલમાં વાપરી બતાવ્યો.

આજની દુનિયા વિજ્ઞાનને જોરે અનેક રીતે સમર્થ બની છે. પણ એ જો ગાંધીનો રસ્તો ન લે તો એનો નાશ જ થવાનો છે. એણે માણસાઈ ખોઈ છે. ગાંધીજીને માર્ગે દુનિયા સુધરે નહીં, અમર્યાદ સહિષ્ણુતા અને અમર્યાદ ધીરજ કેળવે નહીં, તો દુનિયા આત્મહત્યા જ કરવાની.

એક જણે પૂછ્યું કે, “જો કોઈ સિંહ એક ગાય ઉપર તરાપ મારે તો ગાય અહિંસા શી રીતે વાપરી શકે?” આવા સવાલો હમેશાં પુછાય છે. મેં એટલું જ

કહ્યું: "પશુઓ પશુધર્મ પ્રમાણે વર્તશે. માણસે પોતાનો જીવનધર્મ પશુઓ પાસેથી શીખવાનો ન હોય. આપણે શા માટે પશુઓને આપણા ગુરુ બનાવીએ?"

## ૯. થીકા

શ્રી મેઘજીભાઈ શાહ પૂર્વ આફ્રિકાના એક બાહોશ વેપારી છે. પોતાનું એક કારખાનું બતાવવા તેઓ અમને થીકા લઈ ગયા હતા. આ સ્થાન નૈરોબીથી ચોત્રીસ માઈલ દૂર છે. ત્યાં મેઘજીભાઈનું વૉટલની છાલમાંથી અર્ક કાઢવાનું કારખાનું છે. રસ્તો બહુ સારો છે. બન્ને બાજુ સાયસલ એટલે કે રેડેઅનસની ખેતી છે. આપણે ત્યાં ખેતરોની વાડમાં અનેનાસ કે કેતકીનાં પાંદડાં જેવાં લાંબાં લાંબાં અણિયાળાં પાંદડાંના છોડ ઊગે છે. તલવાર જેવાં આ લાંબાં પાંદડાં પાકટ થઈ જાય એટલે એમને તોડીને પાણીમાં સડાવે છે. સડેલો ભાગ સૂકવીને ઝૂડી કાઢયા પછી જે રેસાઓ રહે છે તેનાં મોટાં મોટાં દોરડાં અને રાંઢવાં બનાવે છે. આ દોરડાં પાણીમાં કોવાઈ નથી જતાં અને ઘણાં મજબૂત હોય છે તેથી આ રેસાની આટલી કિંમત છે. આ છોડને દક્ષિણ મહારાષ્ટ્રમાં રેડેઅનસ કહે છે. અંગ્રેજીમાં એને સાયસલ કહે છે. પૂર્વ આફ્રિકામાં અનેક ઠેકાણે આ સાયસલનું વાવેતર બહુ મોટા પ્રમાણમાં થાય છે.

વૉટલબાર્ક એ બાવળની છાલ જેવી એક છાલ છે. ચામડાં કેળવવામાં એનો અર્ક ઘણો ઉપયોગી હોય છે. વૉટલની છાલ ભેગી કરી, એના કકડા ઉકાળી એનો અર્ક કાઢવામાં આવે છે અને એ અર્ક સૂકવી એની કોરી કાંડીઓ તૈયાર કરવામાં આવે છે. થીકામાં એક ટેકરીની કેડ ઉપર કાવ્યમય જગાએ વૉટલબાર્કનો અર્ક કાઢવાનું કારખાનું છે. અમે એ બધું વિગતવાર જોયું. પોતાના કારખાનાના લોકો માટે મેઘજીભાઈએ જે સંતોષકારક સગવડો ઊભી કરી છે તે પણ અમે જોઈ.

પાછા વળતાં થીકા પાસેના બે ધોધ જોવા અમે ગયાં. એમાંનો એક ધોધ જ્યાંથી સારામાં સારી રીતે દેખાય એમ હતું ત્યાં ગોરા લોકોએ એક હોટેલ બાંધી છે. આવે ઠેકાણે પશ્ચિમના લોકોને જીવનનો આનંદ માણવાનું સૂઝે છે જ્યારે આપણા લોકો આવા સ્થાનને તીર્થનું ધામ બનાવી ત્યાં ઈશ્વરનું ચિંતન કરવાનું પસંદ કરે છે. યાત્રાનું ધામ નક્કી થયું એટલે ત્યાં મંદિરો અને ધર્મશાળાઓ આવવાની જ. એની સાથે લોકોનાં ટોળાં, બજાર અને જાતજાતની ગંદકી આવવાની જ—ભૌતિક તેમ જ સામાજિક. અહીં સારામાં સારી જગા હોટેલને કબજે ગયેલી હોવાથી ત્યાં સુંદર બગીચો બનાવેલો છે. નાહવા માટે એક મોટું કૃત્રિમ તળાવ બાંધ્યું છે. એની આસપાસ કપડાં બદલવાની અને ગરમ પાણીએ નાહવાની ઓરડીઓ પણ કરી છે. ભોગવિલાસનાં બધાં સાધનો ભેગાં કર્યાં છે. પણ સામાન્ય માણસ ત્યાં ન જઈ શકે. ફક્ત પૈસાદાર અને તેમાંયે ગોરા લોકો જ એ બધો આનંદ માણી શકે. બન્ને પ્રકારની સારી બાજુઓ ભેગી કરી આને એક આદર્શ સ્થાન નહીં બનાવી શકાય?

જરૂરી રજા મેળવી અમે એ બન્ને ધોધ જોઈ આવ્યા. એકનું નામ થીકા અને બીજાનું ચાનિયા.

પાણીનો ધોધ એટલે કેફની વસ્તુ. જેમ વધારે ઊભા રહો તેમ ત્યાં જ રહી જવાનું મન થાય. બન્ને ધોધ ઠીકઠીક મસ્તીમાં હતા. કાદવને કારણે પાણીમાં લાલાશ આવી હતી. પણ જ્યાં ધોધ પડે છે ત્યાં જાણે સોનાનો જ ધોધ પડતો હોય એવી ચળકતી પીળાશ દેખાતી હતી.

## ૭. નૈરોબીનું અમારું ઘર

નૈરોબી છોડયું નહીં ત્યાં સુધી અમને લાગ્યું નહીં કે અમારી આફ્રિકાની મુસાફરી શરૂ થઈ છે. મોમ્બાસા ફક્ત પ્રવેશદ્વાર હતું. નૈરોબી આવ્યાં ત્યારે જ આફ્રિકામાં આવ્યાં છીએ એમ લાગ્યું. નૈરોબી છોડયું ત્યારે થયું કે આપણે આફ્રિકાની મુસાફરીએ ઊપડયાં છીએ. ત્યાં સુધી જાણે ઘરમાં જ હતાં.

એનું મુખ્ય કારણ હતા અમારા મેજબાન શ્રી તાત્યાસાહેબ ઈનામદાર, અપ્પાસાહેબ પંતના રહસ્યમંત્રી. શ્રી ઈનામદારની સાથેની મારી ઓળખાણ બહુ જૂની છે. સ. ૧૯૩૬માં અમદાવાદમાં ગુજરાતી સાહિત્ય પરિષદ થઈ હતી અને પૂ. ગાંધીજી એ પરિષદના અધ્યક્ષ હતા ત્યારે હું હતો કલાવિભાગનો અધ્યક્ષ. તે વખતે શ્રી ઈનામદાર ઈડર સ્ટેટમાં કેળવણી ખાતાના ઉપરી હશે. એમણે ત્યાંની સ્થાપત્યકળા ઉપર એક સુંદર નિબંધ લખીને છપાવ્યો હતો. મને એ ખૂબ ગમેલો. એ રીતે અમે પાસે આવ્યા. ત્યાર પછી હરિપુરા કૉંગ્રેસમાં અમે ફરી વળ્યા. ઈનામદારે દેશદેશાન્તરની કેળવણીની પદ્ધતિનું અધ્યયન કરવા માટે જાપાનની અને યુરોપની મુસાફરી કરી હતી. ઔંધના રાજકુટુંબ સાથે એમનો સંબંધ હતો. એટલે શ્રી અપ્પાસાહેબ પંત જ્યારે હિંદુસ્તાન સરકાર તરફથી પૂર્વ આફ્રિકાના કમિશનર નિમાયા ત્યારે સ્વાભાવિક રીતે શ્રી ઈનામદાર એમના રહસ્યમંત્રી તરીકે એમની સાથે આવ્યા. હું માનું છું કે અપ્પાસાહેબના બાળપણમાં શ્રી ઈનામદારે કેળવણીકાર તરીકે એમના પર દેખરેખ રાખેલી હોવી જોઈએ.

નૈરોબીમાં શ્રી કમલનયન બજાજ સહકુટુંબ અપ્પાસાહેબને ત્યાં રહ્યા. સ્વરાજની હિલચાલને અંતે દેશી રાજ્યોના ઉકેલને અંગે તેઓ બન્ને એકબીજાના ઠીક ઠીક પ્રસંગમાં આવ્યા હતા. એટલે તેઓ સાથે રહે એ જ યથાયોગ્ય હતું. અને હું શ્રી ઈનામદારને ત્યાં રહું એ એટલું જ બંધબેસતું હતું. એમના ઘરમાં પેસતાંવેંત સૌ. શકુંતલાતાઈએ અમને ઘરનાં કરી દીધાં. જાણે પ્રથમથી જ અમે એમનાં કુટુંબીજન હતાં. 'અમે' એટલે મારાં દીકરી સમાં મંત્રી ચિ. સરોજિની નાણાવટી અને મારી સાથે આવેલા શ્રી શરદ પંડયા. શ્રી ઈનામદારની દીકરીઓએ પણ કશો સંકોચ રાખ્યા વગર અમને પોતાના ઘરમાં સ્થાપી દીધાં. કંઈક શરમાયા

હોય તો એમના ભાઈ વિનયકુમાર. આજકાલ બધે એમ જ દેખાય છે કે છોકરીઓ કરતાં યુવાન છોકરાઓ જ વધારે શરમાય છે! ધીરે ધીરે વિનયકુમાર પણ અમારી સાથે ભળી ગયા. એનું મુખ્ય કારણ એમની સેવાવૃત્તિ. વિનયકુમાર તો ખરા જ પણ જાતજાતની સેવા કરતાં વિનય ક્યાં સુધી ટકે? તેમણે પ્રથમ શરદ સાથે દોસ્તી કરી, પછી અમારી સાથે વાતો કરવા લાગ્યા. ચિ. ઉષા તો પહેલે જ દિવસે અમારી લાડકી બની ગઈ. પ્રાર્થનામાં ભજનો ગાય. જમતી વખતે અમારા પર દેખરેખ રાખે. ચિ. રજની થોડા જ દિવસોમાં ઉચ્ચ કેળવણીને અર્થે હિંદુસ્તાન ચાલી ગઈ. નૈરોબીથી મોમ્બાસા રેલવેમાં અને ત્યાંથી મુંબઈ સુધી સ્ટીમરમાં એણે એકલીએ જ પ્રવાસ કર્યો. જૂની ઢબની સ્ત્રીઓ આવી હિંમત ન કરે. આજકાલની છોકરીઓને પ્રવાસ માટે કોઈ સથવારો માગતાં શરમ ઊપજે છે.

તાત્યાની મોટી દીકરી ચિ. લતાએ સમાજસેવાની વિદ્યાની કેળવણી લીધેલી હોવાથી આજે તે નૈરોબીમાં સંગીન કામ કરવાની તૈયારી કરી રહી છે.

ઈનામદારને ત્યાં બે બિલાડીઓ, એક મોટો કૂતરો અને એક નીલો પોપટ છે. પોપટનું કામ ઘરમાં આવનારનું સ્વાગત કરવાનું છે અને કૂતરાનું કામ ઘરની રખેવાળી કરવાનું. કૂતરો નામ પ્રમાણે ખરેખર વાઘ્યા છે. ઘરના લોકો કહે કે ‘અમુક માણસ ઉપર ઘુરકાય નહીં. એ ઘરના થઈ ગયા છે.’ એટલે પછી તરત એ દોસ્તી કરવા માંડે છે. બિલાડીઓએ બે છેડાના બે રંગ પસંદ કરેલા છે. એટલે એકનું નામ મેં રાખ્યું અમાવાસ્યા અને બીજીનું પૂર્ણિમા. બિલાડીઓ સ્વભાવે માશૂક હોય છે. બધા પાસેથી લાડ ઉઘરાવતી જ જાય છે.

આવા ઘરમાંથી મુસાફરીએ ઊપડતાં જીવ ભારે થાય એ સ્વાભાવિક હતું. પણ તાત્યા પોતે અમારી સાથે આવવાના હોવાથી વિશેષ ન લાગ્યું.

## ૮. બે વ્યોમકાવ્યનો કાટખૂણો

નૈરોબીથી અમે ઊપડ્યાં ટાંગા જવા. પણ મોમ્બાસામાં અમારે હવાઈ જહાજ બદલવાનું હતું તેથી નૈરોબીથી પ્રથમ સીધાં સમુદ્ર ભણી અમે ઊડ્યાં.

વિમાનની મુસાફરી એટલે વ્યોમકાવ્યની ઉજાણી. અમે ઊપડ્યાં ત્યારે માંડ સૂરજ ઊગ્યો હતો. નીચે ગોરાઓની નાનીમોટી રૂપાળી વાડીઓ અને આફ્રિકન લોકોના નેસડા દેખાતા હતા. બન્ને ખુલ્લા જીવનના રસિયા; પણ આફ્રિકનો ઓછામાં ઓછી સગવડોથી સંતુષ્ટ; જ્યારે ગોરાઓ જાતજાતની સગવડો ઊભી કરવામાં શૂરા. ટેકરીઓના માથા પરથી દોડતા રસ્તાઓ અને માથાથી નીચે ઊતરતા પાણીના પ્રવાહો—બધું જ રૂપાળું લાગતું હતું. આફ્રિકાની બધી જ જમીન જવાળામુખીના ઉત્પાતથી બનેલી હોય છે. આ બાજુની જમીન સિંદૂર જેવી લાલ

અને એના ઉપર લીલી લીલી વનશ્રી—જાણે ઈન્દ્રલોકના રસિયાઓ માટે ખાસ ગોઠવેલી વિશાળ રંગભૂમિ.

કેવળ ભૂગોળવિદ્યાનો જ જેને રસ છે એને પણ વિમાનની મુસાફરી એ એક અપૂર્વ લહાવો હોય છે. જમીનનું ઘડતર, પાણીનો વિસ્તાર, નદીઓના વળાંક અને જંગલોની સમૃદ્ધિ પ્રત્યક્ષ નજરે જોવાને મળ્યા વગર ભૂગોળવેત્તાનો આત્મા તૃપ્ત થાય નહીં. પણ જે માણસ નાનપણથી કુદરતની ઉપાસના કરવા આવ્યો છે, કુદરતના દર્શનથી જ જેનો આત્મા ખીલે છે અને કુદરત દ્વારા જ જે ભગવાનનું દર્શન કરવા મથે છે તેને માટે વિમાનની મુસાફરી એ એક મહોત્સવ જ છે.

વિમાનમાં ચડતાંવેંત સારામાં સારી જગા શોધીને હું મારી આંખો ખિડકીના કાચને ચોડી દઉં છું અને ભૂખ્યા-તરસ્યાની પેઠે આખી દૃશ્ય-સૃષ્ટિ પીતો જાઉં છું.

ડાબી બાજુ પ્રથમ આ પ્રદેશના દેશનાયક માઉન્ટ કેનિયા દેખાયા. એના પર અમુક હદ સુધી વૃક્ષ વનસ્પતિની સમૃદ્ધિ ઊછળતી દેખાય છે. ત્યાર પછી જ્યાં ટાઢ વધે છે અને સૂસવતો પવન કોઈ પણ વનસ્પતિને ટકવા દેતો નથી ત્યાં બધું કોરું ને કોરું. એને પ્રણામ કરી નજર દક્ષિણે ફેરવી. ત્યાં પ્રથમ શિખરીઓમાં સર્વોત્તમ ગણાતો પર્વત મેરુ દેખાયો. (ભગવાન પોતે જ એકરાર કરે છે मेरुः शिखरिणाम् अहम्.) એના પર નજર કંઈક ઠરે છે એટલામાં દૂરસુદૂર આફ્રિકાના ગૌરવ સમો અદ્વિતીય કિલિમાંજારો દેખાયો. નરી આંખે ધરાઈને જોયા પછી મેં એને બાયનૉકયુલરને જોરે વધારે પાસે ખેંચ્યો. કિલિમાંજારોને પડખે એનો એક અંતેવાસી છે—જાણે સેવા માટે તત્પર ઊભેલો કોઈ કિંકર. કિલિમાંજારોને માથે શ્વેત મુકુટ હોવાથી આખા આફ્રિકાખંડનું રાજપદ એને જ છે એમ સહેજે વર્તી શકાય છે. દૂરથી એનું શિખર સફેદ ગુંબજ જેવું અંડાકાર દેખાય છે. પણ વસ્તુતઃ એને માથે જવાળામુખીનો દ્રોણ (ક્રેટર) છે. કોઈ કોઈ બાજુએ વિરુદ્ધ દિશાની કિનારનો છેડો દેખાય છે ત્યારે વિશ્વાસ બેસે છે કે ઉપર દ્રોણ હશે ખરો. ડૉક્ટર લેકીએ અમને કહ્યું હતું કે 'કિલિમાંજારોના દ્રોણની અંદરની ઉષ્ણતા ધીરે ધીરે વધતી જણાય છે અને તેથી અંદરની બાજુનો બરફ ક્રમે ક્રમે ઓછો થતો જાય છે. જો એમ જ ચાલે તો કોક વખતે એ જવાળામુખી ફરી વાર જીવતો થાય પણ ખરો.'

'એ ક્યારે થશે?'

'તે કહેવાય નહીં. વીસપચીસ વરસની અંદર પણ એ ફાટે અથવા બસો-ચારસો વરસ પછી પણ ફાટે.' ભૂસ્તરશાસ્ત્રીઓ પાસે સંખ્યાની કંજૂસાઈ નથી હોતી. જૈન પુરાણોની પેઠે, હજારોની સંખ્યા એમને વિસાતમાં નહીં.

અમારું વિમાન આગળ ચાલ્યું અને જોતજોતામાં ડાબી બાજુ વાદળાંના ગોટેગોટા ઊભરાયા. સૂર્યનાં કિરણોને લીધે જમણી બાજુના ધુમ્મસમાં ઈન્દ્રધનુષ્યનું એક પૂર્ણ વર્તુળ ઊમટ્યું અને એના કેન્દ્રમાં અમારા ઍરોપ્લેનની છાયા! જાણે

કોઈ દેવદૂત આકાશમાર્ગે અમારા જેવા માનવીઓને ઈન્દ્રલોકમાં પહોંચાડવા માટે તૈયાર થયો છે.

થોડા જ વખતમાં દૂર, સામી બાજુ હિંદી મહાસાગર દેખાવા લાગ્યો. દર્શન થતાંવેંત એ મહાપુરુષને પ્રણામ કર્યા. કેમ કે એનાં મોજાંઓ મારી જન્મભૂમિને સ્પર્શે છે. અમે સહેજ નીચે ઊતર્યાં અને મોમ્બાસાનો બેટ સ્પષ્ટ દેખાવા લાગ્યો. એક મોટી પ્રદક્ષિણા કર્યા વગર જમીનને સ્પર્શ કરાય નહીં એ ઍરોપ્લેનનો નિયમ હોય છે. તેથી નીચે ઊતરતાં ઊતરતાં આસપાસની બધી શોભા બધી બાજુએથી જોવાને મળે છે. ત્યાં થોડોક આરામ કરીને અમે નવું નાનકડું પ્લેન લીધું. એમાં દસ જણાં જ બેસી શકે એમ હતું. એમાંનાં પાંચ તો અમે જ હતાં. નૈરોબીથી મોમ્બાસાનો રસ્તો પશ્ચિમથી પૂર્વ હતો. મોમ્બાસાથી ટાંગાનો રસ્તો એનાથી કાટ-ખૂણો કરી ઉત્તરથી દક્ષિણે જતો હતો. હવે એક નવું જ દૃશ્યકાવ્ય નજર આગળ ભજવાયું. ડાબી બાજુ સમુદ્રના અદ્‌ભુત રંગો—ઘડીકમાં ઘેરો નીળો રંગ તો ઘડીકમાં લીલો! દૂર દૂર પેમ્બા બેટ દેખાયો. એમાં આસપાસના સમુદ્રનો મોરથૂથુ જેવો લીલો રંગ, ત્યાર પછી નારિયેળીના માથાનો શ્યામલ લીલો રંગ, અને કોઈ ઊંચી ટેકરી આવે ત્યારે એનો સિંદૂરી રંગ—એની શોભા આકર્ષતી હતી. જમણી બાજુ કિનારાના ફીણની ધોળી ચંચળ રેખા નાચતી હતી. ટાંગાની આસપાસ જમીનમાં ઘૂસેલા સમુદ્રના હાથ સમાં 'બૅક વૉટર્સ' ચળકે છે.

જોતજોતામાં જર્મન નિર્મિત ચોરસ શહેર ટાંગા દેખાયું અને ફરી વાર ગોળ ફરી, અમે એની નક્કર જમીન ઉપર પગ મૂક્યો.

## ૯. ટાંગા

હવાઈ જહાજના બંદર પર એટલે કે વિમાનના અડ્ડા પર શ્રી આદમભાઈ કરીમજી પોતાના બાળક લતીફ સાથે આવ્યા હતા. ટાંગાથી થોડે દૂર લિસોટો કરીને એક ઠંડું શહેર છે. ત્યાં મારા એક સ્નેહીના સગા ડૉ. દિવ્યકૃષ્ણ રહે છે. એ પોતે ટાંગા આવી શકે એમ ન હોવાથી એમણે પોતાની પત્ની અને બાળકને મોકલ્યાં હતાં. એ લોકો પણ ઍરપોર્ટ પર આવીને મળ્યાં.

અહીં પણ અમારી મંડળી બેત્રણ ઘરમાં વહેંચાઈ. શ્રી અપ્પાસાહેબ અને કમલનયન આદમજીને ત્યાં ઊતર્યા. અમારો ઉતારો ટાંગાના પ્રખ્યાત વકીલ મનુભાઈ દેસાઈને ત્યાં હતો. જતાંવેંત અનેક મુલાકાતીઓ આવ્યા. એમાં સરસ અંગ્રેજી બોલનાર અને આ પ્રદેશની પરિસ્થિતિ ઉત્તમ રીતે જાણનારા બે આફ્રિકન ભાઈઓ પણ હતા. એમની સાથે ઘણી વાતો થઈ. હિંદુસ્તાનની સહાનુભૂતિને લીધે આફ્રિકન લોકોમાં ઘણી ઘણી આશાઓ ઊપજી છે. પોતે હવે સાવ અનાથ નથી. એક સમર્થ પડોશી પોતાના જીવનમાં રસ લે છે એમ એ પ્રજાને લાગવા માંડયું છે અને

તેથી જ હવે પછી આપણે એ લોકો પ્રત્યેનું આપણું વલણ બદલવું જોઈએ. ગાંધીસ્મારક કૉલેજની વાત સાંભળી છે ત્યારથી એ લોકો એ કૉલેજ ક્યારે સ્થપાશે એની રાહ જોઈને બેઠા છે.

પ્રથમ રીગલ સિનેમામાં એક જાહેર સભા થઈ. એ સભા વિખેરાઈ કે તરત બહેનોએ એ સ્થાનનો કબજો લીધો. એમની આગળ પણ અમારું વ્યાખ્યાન થયું. એની સાથે આર્ય કન્યા મંડળ તરફથી કન્યાઓનાં નૃત્ય-સંગીત વગેરે ગોઠવાયાં હતાં. અહીં મહારાષ્ટ્રી અને ગુજરાતી બહેનોએ મળીને સંગીતકળાનું સારું વાતાવરણ જમાવ્યું છે.

ઈન્ડિયન ઍસોસિયેશન તરફથી રાત્રે જે ખાણું રાખવામાં આવ્યું હતું તેમાં ગોરાઓ પણ આવ્યા હતા.

બીજે દિવસે આદમભાઈ કરીમજી અને એમનાં પત્ની ઝેબુન્નિસ્સાબહેન સાથે અમે એમનું ચાયબાગાન જોવા ગયાં. આ ચાયબાગાન ટાંગાથી સાઠસિત્તેર માઈલ દૂર આવેલા ઉસુંબરા પહાડની ટોચ પર છે. પહાડની વન્ય શોભા જોતાં જોતાં અમે જૂની સરકારે ખીલવેલા પણ હવે કંઈક રખડવા દીધેલા વાનસ્પત્યમ્ ('બૉટેનિકલ ગાર્ડન') સુધી પહોંચ્યાં. ત્યાં અમને મૉંગોસ્ટીનનું એક ફળ મળ્યું. અમારામાંથી કેટલાક લોકોએ એ જોયેલું કે ચાખેલું ન હતું. કલકત્તામાં આ ફળ ખૂબ મળે છે. પૂર્વ એશિયા તરફનો એ સ્વાદિષ્ટ મેવો છે.

દરેક ઠેકાણે જૂની-નવી સંસ્થાઓને કારણે હિંદુ-મુસ્લિમનો પ્રશ્ન ઊભો થાય જ છે. વ્યક્તિ તરીકે હિંદુ-મુસલમાનો ખૂબ પ્રેમથી હળીમળીને રહે છે. સંસ્થાનું નામ આવ્યું કે તરત અનેક સવાલો ઉત્પન્ન થાય છે. અહીં મારે હાથે એક 'ઈન્ડિયન કલ્ચરલ્ સોસાયટી'(હિંદુસ્તાની સંસ્કાર મંડળ)નું ઉદ્‌ઘાટન થયું. એનું બંધારણ ઘડવામાં પણ મારે રસ લેવો પડ્યો હતો.

ત્રીજે દિવસે સવારે હું આગ્રહપૂર્વક 'વૉરસેમિટ્રી' – જંગી સ્મશાનભૂમિ જોવા ગયો કેમ કે હું જાણતો હતો કે છેલ્લા મહાયુદ્ધ વખતે હિંદુસ્તાનના અનેક સિપાઈ-ઓએ અહીં પોતાના પ્રાણ અર્પણ કર્યા હતા. ૧૯૧૫માં મરાયેલા એ ચારસો-છસો લોકોમાં ગ્વાલિયર તરફના મહારાષ્ટ્રીઓ, રાજસ્થાનના રજપૂતો, કાશ્મીર-જમ્મુ તરફના હિંદુ-મુસલમાન ડોગરાઓ અને કેટલાક મદ્રાસીઓ હતા. આફ્રિકાની ભૂમિ ઉપર જે ઠેકાણે મારા દેશભાઈઓએ પોતાનું લોહી રેડ્યું તે સ્થાન વિશે મારા મનમાં આદરની લાગણી હોવાની જ. તેથી જ આ વીરોની સ્મશાનભૂમિ જોવાનો મારો આગ્રહ હતો. દારેસ્સલામમાં પણ હિંદી વીરોની આવી જ એક સ્મશાનભૂમિ છે.

ટાંગા છોડતાં પહેલાં અમે ત્યાંની સરકારી કરીમજી સ્કૂલ જોવા ગયાં. ત્યાંના પ્રિન્સિપાલ મિ. પૉરી મને ઉત્તમ કેળવણીકાર લાગ્યા.

ઍરોપ્લેને અમને ટાંગાટોળી કરી ઊંચક્યાં ત્યારે એક બાજુ સમુદ્ર અને બીજી બાજુ કાલના ઓળખીતા થયેલા ઉસુંબરા પહાડ જોતાં પરિચયનો આનંદ થતો હતો.

કોઈ દેવદૂત આકાશમાર્ગે અમારા જેવા માનવીઓને ઈન્દ્રલોકમાં પહોંચાડવા માટે તૈયાર થયો છે.

થોડા જ વખતમાં દૂર, સામી બાજુ હિંદી મહાસાગર દેખાવા લાગ્યો. દર્શન થતાંવેંત એ મહાપુરુષને પ્રણામ કર્યા. કેમ કે એનાં મોજાંઓ મારી જન્મભૂમિને સ્પર્શે છે. અમે સહેજ નીચે ઊતર્યાં અને મોમ્બાસાનો બેટ સ્પષ્ટ દેખાવા લાગ્યો. એક મોટી પ્રદક્ષિણા કર્યા વગર જમીનને સ્પર્શ કરાય નહીં એ ઍરોપ્લેનનો નિયમ હોય છે. તેથી નીચે ઊતરતાં ઊતરતાં આસપાસની બધી શોભા બધી બાજુએથી જોવાને મળે છે. ત્યાં થોડોક આરામ કરીને અમે નવું નાનકડું પ્લેન લીધું. એમાં દસ જણાં જ બેસી શકે એમ હતું. એમાંનાં પાંચ તો અમે જ હતાં. નૈરોબીથી મોમ્બાસાનો રસ્તો પશ્ચિમથી પૂર્વ હતો. મોમ્બાસાથી ટાંગાનો રસ્તો એનાથી કાટખૂણો કરી ઉત્તરથી દક્ષિણે જતો હતો. હવે એક નવું જ દૃશ્યકાવ્ય નજર આગળ ભજવાયું. ડાબી બાજુ સમુદ્રના અદ્‌ભુત રંગો — ઘડીકમાં ઘેરો નીળો રંગ તો ઘડીકમાં લીલો! દૂર દૂર પેમ્બા બેટ દેખાયો. એમાં આસપાસના સમુદ્રનો મોરથૂથુ જેવો લીલો રંગ, ત્યાર પછી નારિયેળીના માથાનો શ્યામલ લીલો રંગ, અને કોઈ ઊંચી ટેકરી આવે ત્યારે એનો સિંદૂરી રંગ — એની શોભા આકર્ષતી હતી. જમણી બાજુ કિનારાના ફીણની ધોળી ચંચળ રેખા નાચતી હતી. ટાંગાની આસપાસ જમીનમાં ઘૂસેલા સમુદ્રના હાથ સમાં 'બૅક વૉટર્સ' ચળકે છે.

જોતજોતામાં જર્મન નિર્મિત ચોરસ શહેર ટાંગા દેખાયું અને ફરી વાર ગોળ ફરી, અમે એની નક્કર જમીન ઉપર પગ મૂકયો.

## ૯. ટાંગા

હવાઈ જહાજના બંદર પર એટલે કે વિમાનના અડ્ડા પર શ્રી આદમભાઈ કરીમજી પોતાના બાળક લતીફ સાથે આવ્યા હતા. ટાંગાથી થોડે દૂર લિસોટો કરીને એક ઠંડું શહેર છે. ત્યાં મારા એક સ્નેહીના સગા ડૉ. દિવ્યકૃષ્ણ રહે છે. એ પોતે ટાંગા આવી શકે એમ ન હોવાથી એમણે પોતાની પત્ની અને બાળકને મોકલ્યાં હતાં. એ લોકો પણ ઍરપોર્ટ પર આવીને મળ્યાં.

અહીં પણ અમારી મંડળી બેત્રણ ઘરમાં વહેંચાઈ. શ્રી અપ્પાસાહેબ અને કમલનયન આદમજીને ત્યાં ઊતર્યા. અમારો ઉતારો ટાંગાના પ્રખ્યાત વકીલ મનુભાઈ દેસાઈને ત્યાં હતો. જતાંવેંત અનેક મુલાકાતીઓ આવ્યા. એમાં સરસ અંગ્રેજી બોલનાર અને આ પ્રદેશની પરિસ્થિતિ ઉત્તમ રીતે જાણનારા બે આફ્રિકન ભાઈઓ પણ હતા. એમની સાથે ઘણી વાતો થઈ. હિંદુસ્તાનની સહાનુભૂતિને લીધે આફ્રિકન લોકોમાં ઘણી ઘણી આશાઓ ઊપજી છે. પોતે હવે સાવ અનાથ નથી. એક સમર્થ પડોશી પોતાના જીવનમાં રસ લે છે એમ એ પ્રજાને લાગવા માંડ્યું છે અને

તેથી જ હવે પછી આપણે એ લોકો પ્રત્યેનું આપણું વલણ બદલવું જોઈએ. ગાંધીસ્મારક કૉલેજની વાત સાંભળી છે ત્યારથી એ લોકો એ કૉલેજ ક્યારે સ્થપાશે એની રાહ જોઈને બેઠા છે.

પ્રથમ રીગલ સિનેમામાં એક જાહેર સભા થઈ. એ સભા વિખેરાઈ કે તરત બહેનોએ એ સ્થાનનો કબજો લીધો. એમની આગળ પણ અમારું વ્યાખ્યાન થયું. એની સાથે આર્ય કન્યા મંડળ તરફથી કન્યાઓનાં નૃત્ય-સંગીત વગેરે ગોઠવાયાં હતાં. અહીં મહારાષ્ટ્રી અને ગુજરાતી બહેનોએ મળીને સંગીતકળાનું સારું વાતાવરણ જમાવ્યું છે.

ઇન્ડિયન ઍસોસિયેશન તરફથી રાત્રે જે ખાણું રાખવામાં આવ્યું હતું તેમાં ગોરાઓ પણ આવ્યા હતા.

બીજે દિવસે આદમભાઈ કરીમજી અને એમનાં પત્ની ઝેબુન્નિસ્સાબહેન સાથે અમે એમનું ચાયબાગાન જોવા ગયાં. આ ચાયબાગાન ટાંગાથી સાઠસિત્તેર માઈલ દૂર આવેલા ઉસુંબરા પહાડની ટોચ પર છે. પહાડની વન્ય શોભા જોતાં જોતાં અમે જૂની સરકારે ખીલવેલા પણ હવે કંઈક રખડવા દીધેલા વાનસ્પત્યમ્ ('બૉટેનિકલ ગાર્ડન') સુધી પહોંચ્યાં. ત્યાં અમને મૅંગોસ્ટીનનું એક ફળ મળ્યું. અમારામાંથી કેટલાક લોકોએ એ જોયેલું કે ચાખેલું ન હતું. કલકત્તામાં આ ફળ ખૂબ મળે છે. પૂર્વ એશિયા તરફનો એ સ્વાદિષ્ટ મેવો છે.

દરેક ઠેકાણે જૂની-નવી સંસ્થાઓને કારણે હિંદુ-મુસ્લિમનો પ્રશ્ન ઊભો થાય જ છે. વ્યક્તિ તરીકે હિંદુ-મુસલમાનો ખૂબ પ્રેમથી હળીમળીને રહે છે. સંસ્થાનું નામ આવ્યું કે તરત અનેક સવાલો ઉત્પન્ન થાય છે. અહીં મારે હાથે એક 'ઇન્ડિયન કલ્ચરલ્ સોસાયટી'(હિંદુસ્તાની સંસ્કાર મંડળ)નું ઉદ્ઘાટન થયું. એનું બંધારણ ઘડવામાં પણ મારે રસ લેવો પડયો હતો.

ત્રીજે દિવસે સવારે હું આગ્રહપૂર્વક 'વૉરસેમિટ્રી'—જંગી સ્મશાનભૂમિ જોવા ગયો કેમ કે હું જાણતો હતો કે છેલ્લા મહાયુદ્ધ વખતે હિંદુસ્તાનના અનેક સિપાઈ-ઓએ અહીં પોતાના પ્રાણ અર્પણ કર્યા હતા. ૧૯૧૫માં મરાયેલા એ ચારસો-છસો લોકોમાં ગ્વાલિયર તરફના મહારાષ્ટ્રીઓ, રાજસ્થાનના રજપૂતો, કાશ્મીર-જમ્મુ તરફના હિંદુ-મુસલમાન ડોગરાઓ અને કેટલાક મદ્રાસીઓ હતા. આફ્રિકાની ભૂમિ ઉપર જે ઠેકાણે મારા દેશભાઈઓએ પોતાનું લોહી રેડ્યું તે સ્થાન વિશે મારા મનમાં આદરની લાગણી હોવાની જ. તેથી જ આ વીરોની સ્મશાનભૂમિ જોવાનો મારો આગ્રહ હતો. દારેસ્સલામમાં પણ હિંદી વીરોની આવી જ એક સ્મશાનભૂમિ છે.

ટાંગા છોડતાં પહેલાં અમે ત્યાંની સરકારી કરીમજી સ્કૂલ જોવા ગયાં. ત્યાંના પ્રિન્સિપાલ મિ. પૅરી મને ઉત્તમ કેળવણીકાર લાગ્યા.

ઍરોપ્લેને અમને ટાંગાટોળી કરી ઊંચક્યાં ત્યારે એક બાજુ સમુદ્ર અને બીજી બાજુ કાલના ઓળખીતા થયેલા ઉસુંબરા પહાડ જોતાં પરિચયનો આનંદ થતો હતો.

# ૧૦. શાંતિધામ દારેસ્સલામ

હવે અમે ઝાંઝીબાર થઈ દારેસ્સલામ જવા ઊપડયાં. રસ્તામાં ફરી એ જ લીલુંછમ દૃશ્ય. આજે પણ સમુદ્રમાં નાનામોટા અનેક બેટો દેખાતા હતા. એમાંના કેટલાક પાણી બહાર માથું ઊંચું કરી શકયા હતા અને નારિયેળ આદિ વનસ્પતિ-સૃષ્ટિનો ભાર વહન કરતા હતા; જ્યારે કેટલાક બેટો હજી પાણીની બહાર માથું કાઢી શકયા ન હતા. એ બધાને મેં પન્નાલાલનું નામ આપ્યું છે. મારી ખાતરી છે કે દેવોમાં રસિકતા હોય તો તેઓ આમાંનો એક એક બેટ ઊંચકી પોતાની આંગળી માટે એની વીંટી કરવાના. બેટ જરા મોટો હોય ત્યારે એના મધ્યમાં ચળકતો ભાગ હોવાનો જ, જેનો રંગ ગેરુવા અને સિંદૂર વચ્ચેનો જ ગણાય. ઊડતાં ઊડતાં અમે એવે ઠેકાણે આવ્યાં કે જ્યાં નીચે સમુદ્ર અને બંને બાજુ જમીનના કિનારા દેખાતા હતા. ડાબી બાજુ ઝાંઝીબારનો ટાપુ અને જમણી બાજુ આફ્રિકા ખંડ. જંગબાર (ઝાંઝીબાર) ઉપર પહોંચ્યાં ત્યાં નીચેથી નિશાની મળી કે નીચેથી કોઈ ઉતારુ — ખરેખર ચડાઉ કહેવું જોઈએ — નથી કે જે અમારા વિમાનમાં સવાર થવા માગતો હોય. અમારા વિમાનમાં જંગબાર ઊતરનાર કોઈ હતું નહીં એટલે અમારા સારથિએ કહ્યું કે, "જંગબાર જોવું હોય તો ઉપરથી જ જોઈ લો." એણે વિમાનની જમણી પાંખ-ઠીક નીચે નમાવી કે તરત અમે ગીચ વસ્તીવાળા જંગબાર શહેરનું આખું દર્શન કરી શકયાં. અમને સંતુષ્ટ થયેલાં જોઈ માતલિએ પોતાનું વિમાન તરત સરખું કર્યું અને અમે દારેસ્સલામ તરફ વાયુવેગે ધસ્યાં.

જોતજોતામાં દારેસ્સલામનો કદી ન ભુલાય એવો સમુદ્રકિનારો આંખ આગળ વિશાળ થવા લાગ્યો. આખું શહેર ઓળંગી અમે બીજે છેડે ઊતર્યાં અને દારેસ્સલામના અમારા અનેક મિજબાનોને તાબે થયાં.

દારેસ્સલામ એ ટાંગાનિકા પ્રદેશનું પાટનગર છે. જર્મન લોકોએ ટાંગાની પેઠે અહીં પણ પોતાની નગરરચના કળા ખૂબ અજમાવી છે. ત્યાર પછી પણ આ સમુદ્રકાંઠાનું શહેર જોતજોતામાં વધતું ચાલ્યું છે. અહીંના એક ગોરા નગરશેઠે વાત-વાતમાં કહ્યું કે, "રિક્ષા ચાલી શકે એવા નાના રસ્તા પ્રથમ તૈયાર કર્યા હતા તે હવે અગવડરૂપ થાય છે. તે વખતે કોણે કલ્પ્યું હતું કે દારેસ્સલામના રસ્તાઓ ઉપર મોટી મોટી મોટરો દિવસરાત દોડવા માંડશે?" મેં હસતાં એને કહ્યું કે, "અમારે ત્યાં બાળકોને માટે કપડાં સીવે છે ત્યારે ઝપાટાભેર વધતા શરીરનો હિસાબ રાખીને જ કપડાં વેતરાય છે."

મુસાફરીમાં જેમ અમને નૈરોબી અમારું ઘર જેવું લાગ્યું તેમ જ દારેસ્સલામ પણ અમારું ઘર બન્યું. કેમ કે દારેસ્સલામને મુખ્ય મથક કરી અમે એક વાર છેક

દક્ષિણે પિંડી સુધી જઈ આવ્યાં. ફરી અહીંથી ઊપડીને જંગબાર જઈ આવ્યાં. ફરી થોડોક આરામ લઈને અમે ટાંગાનિકા પ્રદેશમાં પ્રવેશ કરવા માટે મોરોગોરો અને ડોડોમા તરફની રેલવેની મુસાફરી આદરી. આમ ત્રણ વાર દારેસ્સલામ જવાનું થવાથી એ ઘર જેવું થયું. પણ એથીય વિશેષ અમારો ઉતારો એક અત્યંત સાત્ત્વિક, ધર્મપરાયણ અને પ્રેમળ એવા કુટુંબમાં રાખેલો હોવાથી અમને દારેસ્સલામ બધી રીતે ઘર જેવું થઈ પડ્યું. શ્રી જયંતીલાલ શાહ અને એમનાં પત્ની મુક્તાબહેન બન્નેએ અમને ઘરનાં મુરબ્બી બનાવી દીધાં. એમના ઘરની રહેણીકરણી અમને બધી રીતે અનુકૂળ આવી. ઘરનાં નાનાં બાળકોએ પણ અમને પૂરેપૂરાં અપનાવી લીધાં. પોતે થિયૉસૉફિસ્ટ હોઈ અમારી સવારસાંજની પ્રાર્થનામાં બધાં કુટુંબીઓ આત્મીય ભાવે ભળી જતાં. પહેલે દિવસે એમના ઘરની અગાસી ઉપર જ પ્રાર્થના કરી. પ્રાર્થના વખતે જ પૂર્વ સમુદ્રમાંથી નાહીધોઈને ઉપર નીકળેલા સૂર્યનાં પાવન દર્શન અમે કરી શક્યાં તેથી એ સ્થાન પ્રત્યે ભક્તિભાવ જાગ્યો. બીજે દિવસે પ્રાર્થનાની જગા ત્યાંથી ખસેડી નીચેના દીવાનખાનામાં રાખવામાં આવી. કેમ કે બહારના અનેક લોકો એમાં ભળવા આવવા લાગ્યા. છેલ્લે છેલ્લે શહેરમાં હિંદુ મંદિરોના વ્યવસ્થાપકોએ માગણી કરી કે તમારી પ્રાર્થના અમારે ત્યાં કેમ ન કરો? ઘણા શહેરવાસીઓ એનો લાભ લઈ શકશે. અમે એમને કહેવડાવ્યું કે, “સર્વ-ધર્મ-સમાનતામાં અમે માનતાં હોવાથી અમારી પ્રાર્થનામાં કુરાનની આયતો પણ હોય છે અને ઈસાઈ આદિ બીજા ધર્મનાં સ્તોત્રો પણ હોય છે. હિંદુ ધર્મને ભાષાભેદ અને ધર્મભેદનો વાંધો નથી હોતો. પણ તમારામાંના કોઈના મનમાં, આજકાલના વાતાવરણને લીધે, વાંધો હોય તો નાહક મન ખાટાં થઈ જશે. એટલે અમારી પ્રાર્થના તમને ખપતી હોય તો જ અમે તમારા મંદિરમાં આવી શકીશું.” એ લોકોએ તરત વગર સંકોચે ખાતરી આપી કે, “અમને જરાય વાંધો નથી. બધા લોકો તમારી સર્વધર્મી પ્રાર્થના વધાવી લેશે.” હિંદુ સમાજની આ ઉદારતાથી મને કશું આશ્ચર્ય ન થયું. પણ આનંદ ઘણો થયો. હિંદુસ્તાનમાં નોઆખાલીમાં ગાંધીજી-ની પ્રાર્થનામાં, મુસલમાનોએ રામધૂન સામે વાંધો ઉઠાવ્યો હતો અને દિલ્હીમાં હિંદુઓએ ‘અલફાતિહા’ સામે વાંધો ઉઠાવ્યો હતો, એ બન્ને પ્રસંગો મને યાદ આવ્યા. ગાંધીજીની સર્વ-ધર્મ-સમાનતાને લીધે બન્ને ઠેકાણેના વાંધાઓ શમી ગયા હતા એ વાત પણ યાદ આવી. પરધર્મ વિશે અસહિષ્ણુતા હિંદુ ધર્મમાં કોઈ કાળે હતી નહીં. હવે પછી પણ તે જડ પકડવાની નથી એ હું જાણું છું. તેથી જ મને દારેસ્સલામનું સુંદર વાતાવરણ જોઈ આનંદ થયા છતાં આશ્ચર્ય થયું નહીં.

પૂર્વ આફ્રિકામાં જે હિંદુસ્તાની મુસલમાન છે તેમાંના ઘણાખરા નામદાર આગાખાનના અનુયાયીઓ છે. એ પોતાને ઈસ્માઈલી કહેવડાવે છે. જે આગાખાની નથી તેમને અહીં ઈશ્નાશરી કહે છે. અહીં જે પંજાબથી આવીને વસેલા મુસલમાનો છે તે નોખા. જેમનું વતન પાકિસ્તાનમાં છે એવા મુસલમાનો અહીં નહીં જેવા છે. ઘણાખરા કચ્છ-કાઠિયાવાડના જ છે. ઘરમાં ગુજરાતી બોલે છે. શાળામાં ગુજરાતી

મારફતે જ શીખે છે. આગાખાની મુસલમાનોના રીતરિવાજ બીજા મુસલમાનો કરતાં કાંઈક નોખા હોય છે. તેઓ હજરત અલીને માને છે. મક્કાની યાત્રા વિશે એમને આગ્રહ નથી. ના. આગાખાન મૂળે ઈરાન તરફના. હવે મોટે ભાગે વિલાયતમાં રહે છે. એમનો ઘોડાનો શોખ આખી દુનિયા જાણે છે. ઘોડાની શરતોની અંદર આગાખાનના ઘોડા સૌથી સારા ગણાય છે. ના. આગાખાન જેમ ઈસ્માઈલી લોકોના ધર્મગુરુ છે તેમ બ્રિટિશ સામ્રાજ્યમાં એ એક સારાસરખા રાજકારણી પુરુષ મનાય છે. એમની લાગવગ ઘણી છે અને એ વાપરીને પોતાના અનુયાયીઓની બઢતી માટે તેઓ હમેશાં દક્ષ રહે છે. પૂર્વ આફ્રિકામાં ઈસ્માઈલી જમાત સૌથી વધારે સંગઠિત છે અને હમેશાં ના. આગાખાનની સલાહ પ્રમાણે જ ચાલે છે.

થોડાં વરસ પહેલાં અહીંના ઈસ્માઈલી લોકોએ ના. આગાખાનની સાઠ વરસની હીરકજયંતી ઊજવી. તેને માટે તેમણે દુનિયાભરથી હીરા એકઠા કરી નામદાર સાહેબની હીરક-તુલા કરી. અને એ હીરાની જેટલી કિંમત થઈ તે એમને ભેટમાં આપી. અલબત્ત, હીરાઓ પોતપોતાને ઠેકાણે પાછા ગયા.

ગુરુભક્તિનો આ પ્રકાર લોકવિલક્ષણ કહેવાય. ના. આગાખાને આ રકમમાંથી મોટા ભાગનું ટ્રસ્ટ કરી અહીંની કોમને જ સોંપી દીધું અને એ પૈસામાંથી હવે આ કોમના ઉત્કર્ષ માટે અનેક યોજનાઓ અમલમાં આણાય છે. કોઈ ગરીબ પણ બાહોશ ખોજાને મૂડી જોઈતી હોય તો તે પણ આમાંથી વગર વ્યાજે મળી શકે છે. આવડી મોટી રકમનો વહેવાર ટ્રસ્ટ મારફતે ચાલતો હોય ત્યાં કેટલાક લોકો એની નીતિ વિશે ટીકા કરવાના. પણ સરવાળે આ ફંડને કારણે આ કોમ એકદમ આગળ વધી છે.

ના. આગાખાન એકાગ્ર નિષ્ઠાથી કોમની દુન્યવી લાભહાનિનો વિચાર કરી એમને દૂરંદેશી સલાહ આપે છે. દાખલા તરીકે અહીંના એમના લોકોને એમણે કહ્યું કે, "ઝાંઝીબારમાં હવે વધારે ભીડ કરીને નહીં રહેતા. ત્યાંની જાહોજલાલીની મર્યાદા આવી ગઈ છે. હવે વધુ લોકો ત્યાં રહે એમાં કસ નથી. હવે તમારે વધારેમાં વધારે સંખ્યામાં ટાંગાનિકામાં જવું જોઈએ. એ પ્રદેશ ઘણો વિશાળ છે અને એમાં ભાવિ ઉત્કર્ષનાં સાધનો ઘણાં સરસ છે."

એમણે પોતાના લોકોને એવી પણ સલાહ આપી કે, "છોકરા અને છોકરીઓની કેળવણી તરફ વધારે ધ્યાન આપો. એ બધાંને અંગ્રેજી ભણાવો. અંગ્રેજી જાણે માતૃભાષા હોય એટલા ઉત્સાહથી એ ભાષા શીખી લો. છોકરીઓ જૂની ઢબનાં કપડાં તજીને ફ્રોક પહેરે એ ઇષ્ટ છે. જેટલા વધારે લોકો વિલાયત જઈ ભણી આવે તેટલું સારું."

મુસલમાન છે એટલા જ માટે એ લોકોની લાગણી અને નિષ્ઠા પાકિસ્તાન તરફ છે એમાં આશ્ચર્ય નથી. અત્યાર સુધી હિંદી તરીકે અહીંના ઇન્ડિયન ઍસોસિયેશનમાં તેઓ છૂટથી ભળતા અને એમાં આગેવાનીભર્યો ભાગ ભજવતા. હવે તેઓ પોતાને નોખા ગણે છે. સાંભળ્યા પ્રમાણે ના. આગાખાને એમને સલાહ

આપી છે કે હવે હિંદુસ્તાન-પાકિસ્તાનના ઝઘડામાં નહીં પડવું. હિંદુસ્તાનના લોકોનો વિરોધ નહીં કરવો પણ પોતાની ઉન્નતિમાં બધું ધ્યાન આપવું.

ના. આગાખાનનો પ્રયત્ન આફ્રિકામાં વસતા બીજા મુસલમાનોને અપનાવવાનો છે. આ દેશના મૂળ વતની આફ્રિકનોમાં સારી સંખ્યા, અરબો અસરને લીધે, મુસલમાન થયેલી છે. એ લોકોને પણ સંગઠિત કરવાની આગાખાનની મુરાદ છે એમ કહેવાય છે.

ના. આગાખાનના અનુયાયી ઈસ્માઈલી લોકોના રીતરિવાજમાં કેટલાક રિવા હિંદુ જેવા છે. તેઓ ઘરમાં ગુજરાતી બોલે છે અને રોજના વ્યવહારમાં ઝનૂ નથી. એટલે એમની સાથે મીઠાશથી વર્તવામાં હિંદુ લોકોને કશી મુશ્કેલી આવ નથી. કચ્છ-કાઠિયાવાડ તરફના હોઈ તેમનો અને ગુજરાતી હિંદુઓનો સંબંધ મ ભાગે અત્યંત મીઠો હોય છે. આ એકતા બન્નેને માટે લાભદાયક છે. તેથી અહીંના તમામ લોકોને સલાહ આપી કે, 'હિંદુસ્તાનની રાષ્ટ્રભાષા હિંદી છે અ પાકિસ્તાનની ઉર્દૂ છે અને મહાત્માજી બન્નેની મિશ્રણવાળી હિંદુસ્તાની ચલાવ માગે છે—એ વાદ કે ઝઘડામાં ન ઊતરતાં, ગુજરાતી મારફતે જે એકતા સધ છે અને મીઠો સંબંધ બંધાયો છે તેને જ વધારે મજબૂત કરવો અને શક્તિ પ્રમ હિંદી અને ઉર્દૂ બન્નેનો અભ્યાસ કરવો અને મુખ્ય વસ્તુ તે એ કે ભાષા ઝઘડામાં પડવું જ નહીં. અંગ્રેજી શીખ્યા વગર છૂટકો નથી. કેળવણીમાં જેમ આગ વધાય તેમ વધવું અને અહીંની જે આફ્રિકન પ્રજા છે-તેને બધી રીતે અપનાવવા પોતાની ફરજ માનવી.

'ગાંધીજીની શિખામણ છે કે બધા ધર્મો સાચા છે. બધા ધર્મો સારા છે. એટ આપણે ઈસ્લામ અને ખ્રિસ્તી ધર્મ બન્ને પ્રત્યે સદ્ભાવ કેળવવો. એ બન્ને મુખ્ય શિખામણ આપણા ધર્મની શિખામણથી ભિન્ન નથી. બધા જ ઈશ્વરભક્તિ અને સદાચારમાં માને છે. બધા જ વિષયવાસના પર વિજય મેળવવાનું સૂચ છે અને ઈશ્વર બધાનો હોઈ બધા જ માણસાઈ વધારવાને બંધાયેલા છે. મ આપણે ધર્મભેદ તરફ બિલકુલ ધ્યાન ન આપતાં બધા સાથે ભાઈચારો કેળવવ કોઈ પણ જાતનો પક્ષપાત મનમાં ન આણવો. બીજા લોકો સંકુચિત સંગઠન તો તેનો દ્વેષ ન કરવો પણ પોતાની ઉદારતાની અસર પાડતા જવું.'

પૂર્વ આફ્રિકામાં અમુક ખ્રિસ્તી મિશનરીઓએ આફ્રિકન લોકોની ઘણી ઊં સેવા કરી છે. તે એટલે સુધી કે આવા મિશનરીઓની સેવાને પ્રતાપે આફ્રિક લોકોમાં ઘણી જાગૃતિ આવી છે અને તેથી અહીંના રાજ્યકર્તા અંગ્રેજો આ જાત મિશનરીઓની પ્રવૃત્તિ વિશે અમુક અંશે સાશંક અને નારાજ રહે છે. કેટલાક ક છે કે, "આ મિશનરીઓની સેવાને પ્રતાપે જ ખ્રિસ્તી આફ્રિકનો સમાનતાની વા કરે છે. એના કરતાં ઈસ્લામ સારો, રાજસત્તા સામે ઝઘડો તો નથી કરતો. ઈસ્લામ વિશે કેવો અભિપ્રાય!

ના. આગાખાનની હીરક-તુલા થઈ તે આ દારેસ્સલામમાં જ. અહીં ઈસ્માઈલી લોકોની સંખ્યા સારી છે. તેઓ સંગઠિત છે. છોકરાછોકરીઓની કેળવણી પાછળ અઢળક ધન ખરચે છે. નિશાળોમાં શિસ્ત સારી રહે એટલા માટે અંગ્રેજ શિક્ષક-શિક્ષિકાઓ રાખવાનો પણ એમનો આગ્રહ હોય છે. કેટલીયે જુવાન નાનકડી છોકરીઓને શિક્ષિકા થઈ વર્ગો લેતી મેં જોઈ છે. અહીં એક વસ્તુ નોંધવી જ જોઈએ કે 'સારા શિક્ષકો મળતા નથી. જે મળે છે તે ટકતા નથી. પરિણામે કેળવણી રખડે છે.' એ તકરાર આગાખાની સ્કૂલો વિશે પણ સંભળાય છે. માબાપો એ જાણતાં નથી કે પોતે બધાં જ પૈસા પાછળ પડેલાં હોઈ તેઓ પોતે જ એ વાતાવરણ બધે ફેલાવે છે. અમે ગમે તેવાં હોઈશું તોપણ અમારાં છોકરાંઓ ધર્મનિષ્ઠ અને ચારિત્ર્યવાન થવાં જોઈએ એ દુનિયાભરનાં માબાપોની ઈચ્છા જેમ બર આવતી નથી તેમ જ કેળવણી વિશે સાવ ઉદાસીન એવાં માબાપોના હાથમાં જે સંસ્થાઓનો કબજો છે તે સંસ્થાઓમાં સારા શિક્ષકો ટકવાના નથી અને કેળવણીનું વાતાવરણ જામવાનું નથી. માબાપો શાળાનું કેળવણીનું વાતાવરણ કેમ બગાડે છે અને તે ચુપચાપ કેમ સહન કરવું પડે છે એની તકરાર અહીં કેવળ દેશી શિક્ષકો જ નથી કરતા—અંગ્રેજો પણ કરે છે.

મોમ્બાસામાં મુસલમાનો માટે એક મોટી સંસ્થા કામ કરે છે, 'મોમ્બાસા ઈન્સ્ટિટયૂટ ઑફ મુસ્લિમ એજ્યુકેશન'. ત્યાંના એક ગોરા શિક્ષકને મેં સહેજ કહ્યું કે, "પૂર્વ આફ્રિકા માટે આની મુસ્લિમ યુનિવર્સિટી કરવાની મુરાદ છે એમ સંભળાય છે." એણે હસીને કહ્યું કે, "કેળવણીનું આ એક મોટું કેન્દ્ર થશે એ વિશે શંકા નથી; પણ એક કોમની કેળવણીને જ વરેલી સંસ્થાને યુનિવર્સિટી શબ્દ કેમ લગાડાય? યુનિવર્સિટી તો યુનિવર્સલ જ હોવી જોઈએ ને?"

વખતને અભાવે અને ઉત્સાહને અભાવે મેં એમને કહેવાનું માંડી વાળ્યું કે હિંદુસ્તાનમાં બનારસ હિંદુ યુનિવર્સિટી છે, અલીગઢ મુસ્લિમ યુનિવર્સિટી છે, અને જામિયા મીલિયા ઈસ્લામિયા પણ છે. આ યુનિવર્સિટીઓમાં બીજી કોમના વિદ્યાર્થીઓને લે છે ખરા પણ એ સંસ્થાઓનું સંગઠન કોમી ધોરણ ઉપર જ રચાયેલું છે.

મોમ્બાસાની 'ઈન્સ્ટિટયૂટ ઑફ મુસ્લિમ એજ્યુકેશન'માં ઔદ્યોગિક કેળવણીને પ્રધાનપદ આપવામાં આવ્યું છે. થોડા જ દિવસોમાં ત્યાં વહાણવટાની કૉલેજ શરૂ થવાની છે. સમુદ્રનો કિનારો, સારાં સારાં મકાનો, બાહોશ અધ્યાપકો, વિશાળ જમીન, અને અઢળક ધન, આટલી સગવડો મળી છે એટલે પછી સંસ્થાનો વિકાસ થવો જ જોઈએ.

આ સંસ્થા માટે ના. આગાખાને ઘણી મોટી સખાવત આપી છે અને પૂર્વ આફ્રિકાની સરકારે વચન આપ્યું છે કે આમ જેટલી રકમ તમારા તરફથી ભેગી થાય તેટલી જ સરકાર તરફથી, કૉલોનિયલ ડેવલપમેન્ટ ફંડ તરફથી અપાવાશે.

આ ઇન્સ્ટિટ્યૂટ જ્યારે ધમધોકાર કામ કરશે અને પૂર્વ આફ્રિકાની મુસ્લિમ સંસ્થાઓ એની સાથે જોડાશે ત્યારે તે કેળવણીનું એક જબરદસ્ત કેન્દ્ર થશે એ વિશે શંકા નથી.

દારેસ્સલામમાં પણ મેં અનેક શિક્ષણસંસ્થાઓને અને હિંદીઓના નેતાઓને ભારપૂર્વક કહ્યું કે, આપણી પ્રાથમિક અને માધ્યમિક કેળવણી સારા પાયા ઉપર નથી એ હું જાણું છું. કેળવણીનું મિશન લઈ બેઠેલા શિક્ષક આજે આપણી પાસે નથી એ પણ હું જાણું છું. પણ અહીં ઉચ્ચ કેળવણીનું કશું સાધન નથી એ આપણી મુખ્ય હાડમારી છે. ઊંચી કેળવણીને અભાવે આપણી આખી પ્રજા, કેળવણીની દૃષ્ટિએ, વામનજી જેવી ઠીંગણી થઈ છે. સારા શિક્ષકો પણ હિંદુસ્તાનમાંથી કેટલા આણશો? ત્યાંથી ઝાઝા લોકો આવવાના નથી, અહીંના આ સંહરામાં બહારથી નદી વહેવડાવવાથી અહીં કશું ઊગવાનું નથી. ઉચ્ચ કેળવણીની સગવડ કરીશું તો જ આખરે અહીં આપણે આપણી વચ્ચેથી સારા શિક્ષકો પેદા કરી શકીશું. આપણને દીર્ઘદૃષ્ટિ પીઢ નેતાઓ પણ એ કેળવણીમાંથી જ મળશે. આપણે આપણી સંસ્થા કોમી પાયા ઉપર ઊભી ન કરીએ. સારામાં સારા અધ્યાપકો જ્યાંથી મળે ત્યાંથી ભેગા કરીશું. સારા અંગ્રેજો મળે તો એમને લઈશું. હિંદુસ્તાન સરકાર પાસેથી સારા વિદ્વાનોને ઉછીના લઈશું અને ઉચ્ચ કેળવણીની એક સંસ્થા ખોલીશું. શરૂઆતમાં એમાં વિદ્યાર્થીઓ ઓછા હશે પણ જોતજોતામાં એ સંખ્યા વધવાની જ. આફ્રિકન લોકો માટે એ સંસ્થામાં ખાસ સગવડ રાખીશું. આપણાં છોકરાંઓ તો હશે જ. અને મારો વિશ્વાસ છે કે, ભલે ઘણી જ થોડી સંખ્યામાં પણ કેટલાક અંગ્રેજ યુવકો પણ આપણી સંસ્થામાં દાખલ થવાના જ. બીજે સારી સગવડ નથી એ વિચારે નહીં પણ ત્રણે કોમના કાળા, ધોળા અને ઘઉંવર્ણા, વિદ્યાર્થીઓને સમાન ભાવે ઉચ્ચ કેળવણી અહીં અપાય છે એ નૈતિક કારણે કેટલાંક ગોરાં માબાપો પોતાનાં બાળકોને અહીં મોકલશે અને કેટલાક નવયુવકો માબાપનો વિરોધ હોવા છતાં પણ આવશે. ગોરા વિદ્યાર્થીઓની સંખ્યા નહીં જેવી હશે. પણ જે આવશે તેમનો ઉદ્ધાર થશે. અને કોઈ ન આવે તોયે આપણું બગડવાનું નથી. આપણે એક સારામાં સારી સંસ્થા ચલાવી બતાવીશું. એ સંસ્થા સાથે ગાંધીજીનું નામ જોડવામાં કશો વાંધો હોવાનું કારણ નથી. ગાંધીજીની કેળવણીની પદ્ધતિ એમાં તરત દાખલ નહીં થાય એ ખરું. ગાંધીજીની પદ્ધતિ યુરોપ-અમેરિકાના કેટલાક સમર્થ કેળવણીકારોને ગળે ઊતરી છે. એની અસર હિંદુસ્તાનથી નહીં પણ યુરોપ-અમેરિકાથી અહીં આવશે. ગાંધીજીનું નામ હશે તો અમુક નૈતિક ઊંચાઈ અને ગરીબ દબાયેલી જનતાના ઉદ્ધારનો આદર્શ એમાં દાખલ થશે. આપણે જેટલાં નાણાં ભેગાં કરીશું એટલી મદદ સરકાર આપણને પણ અપાવશે.

આપણાં છોકરાંઓને હિંદુસ્તાન કે વિલાયત મોકલવાથી અહીંના પ્રશ્નોનો ઉકેલ નહીં આવે. નવી અને ઉચ્ચ કેળવણી દ્વારા આપણે અહીં નવી સંસ્કૃતિ

વણાશે. ગાંધી-ટાગોર વ્યાખ્યાનમાળા ચલાવીશું. અહીંની પ્રજાની ભાષાઓમાં સારું સાહિત્ય તૈયાર કરાવી એ ભાષાઓની સંસ્કારશક્તિ વધારીશું. જે પ્રજાની ભાષા સમર્થ થઈ તે પ્રજા પણ સમર્થ થવાની જ. કેમ કે ભાષા અને સાહિત્ય એ પ્રજાનું આધ્યાત્મિક દૂધ છે. અહીંની બ્રિટિશ પૉલિસીની સંકુચિતતા હું જાણું છું. આપણને તે આખર સુધી નડવાની નથી. આજકાલની દુનિયાની હાલત જ એવી છે કે સંકુચિત નીતિ ભવિષ્યમાં એમને પોસાશે નહીં. આપણે જો આફ્રિકન પ્રજાની સાચી સેવા કરીશું તો આપણાં મૂળિયાં અહીં મજબૂત થવાનાં જ. શરત એ કે આપણે નાગો. સ્વાર્થ છોડવો જોઈએ અને અહીંની પ્રજાના હિતને પ્રધાનપદ આપવું જોઈએ.

ગાંધી સ્મારક કૉલેજની કલ્પના પ્રત્યે લોકો ધીરે ધીરે અનુકૂળ થતા જાય છે. મને વિશ્વાસ છે કે આ કામ શરૂ થવાનું જ અને એની મારફતે ઘણાં સારાં પરિણામો આવવાનાં. પણ સારા કામમાં વિઘ્નો ઝાઝાં.

દારેસ્સલામ હિંદી મહાસાગરના પશ્ચિમ કિનારાનું એક ઘરેણું છે. જેમ મુંબઈમાં ચોપાટીનો ગોળ સમુદ્ર કોલાબાની દાંડીથી માંડીને મલબાર હિલ સુધી ફેલાયેલો છે તેમ જ દારેસ્સલામનું પણ છે. સમુદ્રસ્નાન માટે અહીં એટલી બધી સારી જગ્યાઓ છે અને ત્યાંથી દરિયાના રંગ એટલા સૌમ્ય, સુંદર અને વિવિધ દેખાય છે કે એ સ્થાન છોડવાનું મન જ ન થાય. હિંદુસ્તાનમાં કારવારનું બંદર પણ આવું સુંદર છે, જોકે ત્યાં અહીંના કરતાં દીવાદાંડી વિશેષ શોભે છે. ઉત્તર-પૂર્વને છેડે સમુદ્ર-કિનારે ઓશિયન રોડ આવેલો છે. એ રસ્તો જ્યાં સમુદ્ર તરફ આગળ ધસે છે ત્યાં આપણા લોકોએ એક સુંદર બંગલો બાંધી એ સ્થાનની કદર કરી છે. હાલ ત્યાં ઓશન બ્રીઝ કરીને એક યુરોપિયન હોટેલ ચાલે છે. આરામ માટે અહીંના કિનારા કરતાં વધારે સારી જગા ભાગ્યે જ મળી શકે. દારેસ્સલામમાં જ્યાં ત્યાં નાળિયેરનાં ઝાડ નીચેના માનવીને આશીર્વાદ આપતાં ઊભેલાં દેખાય છે. જ્યાં ત્યાં નવાં સારાં મકાનો બંધાય છે અને એ રીતે શહેરની શોભા અને સગવડો વધતાં જાય છે.

બેલ્જિયન લોકોએ આ જ બંદર પોતાને માટે પસંદ કર્યું છે. એમનો મુલક મધ્ય આફ્રિકાની પશ્ચિમ બાજુએ છે. પણ પશ્ચિમની બાજુ એમને સમુદ્રકિનારો નહીં જેવો જ મળ્યો છે. બેલ્જિયન કૉંગોની પૂર્વ તરફ ટાંગાનિકાનું મરચા ઘાટનું લાંબું સરોવર આવેલું છે. એ સરોવરના પૂર્વકિનારા પર જે કિગોમા બંદર છે તેની વચ્ચે અને દારેસ્સલામ વચ્ચે ૭૮૦ માઈલની એક સીધી રેલવે દોડે છે. આ રેલવે આખા ટાંગાનિકા પ્રદેશના ઉત્તર-દક્ષિણ એવા બે ભાગ પાડે છે. લશ્કરની દૃષ્ટિએ એ રેલવે ઘણી જ મહત્ત્વની છે. રુઆન્ડા ઉરુન્ડી પ્રદેશ તરફ અથવા ઉસુંબુરા શહેર તરફ જવા માટે આ જ રસ્તો સગવડભરેલો છે.

દારેસ્સલામમાં આફ્રિકન બાળકોની કેળવણી માટેની બે સરકારી સંસ્થાઓ અમે જોઈ. છોકરાઓની સંસ્થામાં એમની પાસેથી ભણતરનું કામ સખત રીતે કરાવવામાં આવે છે. ત્યાંના મુખ્ય અધ્યાપકે વાતવાતમાં કહ્યું, “જે છોકરાઓ ચૌદમે વર્ષે પરણી શકે છે એ છોકરાઓએ એ જ ઉંમરે પોતાની કારકિર્દીનો વિચાર કરી ખંતથી ભણવું જ જોઈએ એમ તમને નથી લાગતું? બાળકો છે એમ કહીને દરગુજર કરીએ તો તેઓ કોઈ કાળે ચડવાના નથી અને પોતાની બધી શક્તિ પ્રગટ કરી શકવાના નથી. ભણાવીએ હેતપૂર્વક પણ છોકરાઓ અભ્યાસમાં ઢીલ કરે એ સહન ન કરવું જોઈએ.” એ ગોરા શિક્ષકની વાત સાચી હતી. એના વિદ્યાર્થીઓ ખંતથી ભણતા પણ હતા.

છોકરીઓની નિશાળ જોવા અમે ગયાં ત્યારે રમવાની રજા પડી હતી. કેટલીક બાળાઓ જમવા બેઠી હતી, કેટલીક રમતી હતી. એના ગૂંચળાંદાર વાળ અને અસ્ત્રા વતી એની પાડેલી શેરીઓ (સેંથા) ખાસ જોવાલાયક હતી. દુનિયાના બીજા માણસોના વાળ કરતાં આફ્રિકન લોકોના વાળ તદ્દન જુદા હોય છે. એમાં પણ સુંદરતા આણવાનો એ લોકો ઘણો પ્રયત્ન કરે છે અને એમાં નથી જ ફાવતા એમ નથી. અહીંના દરેક પ્રદેશની વાળ કેળવવાની પદ્ધતિ જુદી. એ બધા પ્રકારો ફોટો-આલ્બમમાં એકત્ર કર્યા હોય તો આફ્રિકન રસિકતાનો એક સુંદર નમૂનો તૈયાર થાય. આફ્રિકન લોકો બીજી કોમ સાથે પરણે તો એમની પ્રજાનો ચામડીનો રંગ બદલાય પણ વાળની બાબતમાં આફ્રિકન અસર કાયમી દેખા દે છે એમ કહેવાય છે. આવા અભિપ્રાયો કેટલે દરજ્જે સાચા હોય છે એ કોઈ જોતું નથી. કેટલાક સિદ્ધાંતો લોકોને આકર્ષક લાગે છે એટલા માટે જ વગર તપાસ્યે સ્વીકારેલા હોય છે.

આફ્રિકન લોકો માટે સરકાર તરફથી અનેક ઠેકાણે વેલફેર સેન્ટર્સ ખોલેલાં છે ત્યાં એ લોકો છૂટથી ભેગા થઈ શકે છે, રમતો રમે છે, છાપાંઓ વાંચે છે, રાત્રિવર્ગો ચલાવે છે અને મન થાય તો ત્યાં શરાબનું સેવન પણ કરી શકે છે.

આખા પૂર્વ આફ્રિકામાં શરાબનો વહેવાર છડેચોક ચાલે છે. આપણા લોકોએ પણ આ રિવાજમાં ઘણી પ્રગતિ કરી છે! કેટલાક સારા અને પ્રતિષ્ઠિત લોકો જ્યારે સૂર્યાસ્ત વખતે શરાબ પીએ છે અને ખુશીમાં આવીને વાતો કરે છે ત્યારે આપણને વિચિત્ર જેવું લાગે છે. બધા જ કહે છે કે અમુક લોકો અપવાદરૂપે નથી પીતા. કોણ અપવાદરૂપ છે અને કોણ નિયમને વશ રહે છે એ તપાસવાની કે જાણી લેવાની મેં હિંમત નથી કરી. એમ માનવામાં જ મેં સગવડ માની કે જેઓ આપણા પ્રસંગમાં આવે છે તેઓ ઘણે ભાગે પીતા નથી.

અમારા માનમાં ખાણાં થતાં હતાં એમાં યુરોપિયન લોકોને પણ આમંત્રણ હોવાથી તેમને માટે શરાબની સગવડ રાખવામાં આવતી અને પછી આપણા લોકોમાંથી પણ, જેની જેવી રુચિ હોય તેવી રીતે તેઓ વર્તતા. એ અહીંનો

સર્વમાન્ય રિવાજ છે. મારા જેવો કોઈ આવે ત્યારે "તમે આ બધું શી રીતે ચલાવી લો છો?" એવો પ્રશ્ન પૂછવામાં એ લોકોને રસ પડે છે.

"પરદેશમાં આખો સમાજ જે રિવાજ માન્ય રાખે છે તેનો કાજી થવા માટે હું નથી આવ્યો. મારી માન્યતા પ્રમાણે હું વર્તું છું. મદ્યપાનનિષેધનું મિશન લઈને આવ્યો હોત તો બીજું ધોરણ અખત્યાર કરત," એમ કહીને હું સંતોષ માનતો. આ બધું દારેસ્સલામને ઉદ્દેશીને નથી લખ્યું. ખાસ કરીને યુગાન્ડામાં આ સવાલ વિશેષ મહત્ત્વનો થયો હતો.

આફ્રિકન વેલફેર સેન્ટરમાં ગ્રામોફોન ચાલતું જોઈ મેં આફ્રિકન સંગીતની માગણી કરી. આફ્રિકન ભાષામાં લખેલાં ગીતો અને યુરોપિયન રાગ—એવા પ્રકાર મિશનરી લોકોએ ઘણા ચલાવ્યા છે. એનું સંગીત ઉચ્ચ કોટિનું હોય છે. અમેરિકામાં વખણાયેલા 'નિગ્રો સ્પિરિચ્યુઅલ્સ' વિશે આપણે જાણીએ છીએ. મારે અહીં આફ્રિકન ભાષા, આફ્રિકન છંદ, અને રાગ પણ આફ્રિકન, એવું સંગીત જોઈતું હતું. એક જ પ્લેટ એ પ્રકારની હતી અને તેમાં પણ રાગ શુદ્ધ આફ્રિકન ન હતો. અરબી સંગીતની અસર એમાં સ્પષ્ટ જણાતી હતી.

દરેક કોમ પોતાના સંગીતમાં પોતાનો આત્મા રેડે છે અને પોતાના આખા ઈતિહાસની હૃદય ઉપર જે અસર થઈ હોય તે પોતાના સંગીત દ્વારા વ્યક્ત કરે છે. તેથી જ આફ્રિકન લોકોનું સંગીત સાંભળવાને હું ઈંતેજાર હતો. જ્યાં જ્યાં કાંઈ પણ તક મળી ત્યાં ત્યાં મેં આફ્રિકન સંગીત સાંભળવાનો પ્રયત્ન કર્યો અને જાણકાર લોકોને તેમનો અભિપ્રાય પૂછ્યો. આફ્રિકન રાગોમાં કોઈ લડાયક રાગ હોય છે કે નથી? રણમસ્તીના સૂરો જડે છે કે શું? એની મેં તપાસ કરી. લોકોએ કહ્યું કે, લડાયક સૂરો તો નથી જડતા પણ ઉત્સવો, તહેવારો વગેરેના રાગ, લગનગીતો અને વિજયગીતો મળે છે. મેં જે થોડુંક સંગીત સાંભળ્યું એની અંદર વિષાદ અને નિરાશાના સૂર સ્પષ્ટ દેખાતા હતા. અરબી અસર હોવા છતાં આ વિશેષતા કાયમ હતી. શ્રી જયંતીભાઈએ કેટલીક આફ્રિકન રેકર્ડો આણીને સંભળાવી. તે પરથી ઉપરનો અભિપ્રાય દૃઢ થયો. પણ બીજી જાતનું સંગીત આફ્રિકન લોકો પાસે નથી એમ કહેવા જેટલો અનુભવ મને નથી. સંગીતનું હાર્દ સમજનારા લોકોએ આફ્રિકન સંગીતનો ઊંડો અભ્યાસ કરવો જોઈએ. આપણે ત્યાં સંગીતશાસ્ત્રની જેટલી ઉપાસના થઈ છે તેટલી એના હાર્દની નથી થઈ. તેથી ઘણા લોકો સાયકૉલૉજી ઑફ મ્યુઝિકથી અજાણ રહે છે.

દારેસ્સલામમાં એક સારું સરખું આફ્રિકન મ્યૂઝિયમ છે. મ્યૂઝિયમ છે નાનું, પણ અત્યંત કીમતી છે.

આફ્રિકન લોકો જ્યારે શિકારે જાય છે ત્યારે છેડે ઝેર પાયેલાં તીર લઈને જાય છે. જૂના કાળનાં તીરના છેડા પણ લાકડાના જ રહેતા અને આપણી તકલીના નાકની પેઠે એમાં કાપ રહેતા. તીર જાનવરને વાગે કે એનો છેડો તરત તૂટી જાય

અને જાનવરના શરીરમાં ઘર કરી બેસે અને છેડાના ઝેરથી જાનવર મરી જાય. મ્યૂઝિયમના વસ્તુપાલે આફ્રિકામાં વપરાતાં આવાં ઝેરોનો ઊંડો અભ્યાસ કર્યો છે એમ મને કહેવામાં આવ્યું.

આફ્રિકાના મધ્ય ભાગની કોઈ ગુફામાં, ચાળીસ હજાર વરસ પહેલાંનું જે એક ચિત્ર ચીતરેલું છે તેની પ્રતિકૃતિ આ મ્યૂઝિયમમાં રાખવામાં આવી છે. પશુઓની આબેહૂબ આકૃતિઓ અને શિકારના પ્રસંગો એ આ ચિત્રની ખાસિયત છે.

આફ્રિકાની આખી સંસ્કૃતિ ગ્રામીણ ઢબની છે. એક છેડેથી બીજા છેડા સુધી બધે ઝૂંપડાં, ઝૂંપડાં ને ઝૂંપડાં જ જોવા મળે છે. ઈંટ-ચૂનાનું કે પથરાનું એકે મકાન પ્રાચીન આફ્રિકનોએ ચણેલું નથી. એમનાં ચામડાનાં કે વલ્કલનાં કપડાં, લાકડામાં કોતરેલી હોડીઓ, કોડીઓની, કીડિયાંઓની અને મણિઓની એમની કારીગરી, લાકડાનાં અને ચામડાનાં એમનાં વાજિંત્રો એવું એવું ઘણું જોવા મળ્યું. બધાં મળીને અત્યાર સુધી અમે પાંચેક મ્યૂઝિયમો જ જોઈ શકયાં.

પૂર્વ આફ્રિકામાં જ્યાં જ્યાં મહારાષ્ટ્રીઓ મળ્યા ત્યાં ત્યાં ઉચ્ચ અભિરુચિવાળું સંગીત, સારું સરખું નાટય અને અહિંસાના સિદ્ધાંત વિશેની અશ્રદ્ધા સાંભળવાને મળ્યાં જ. મહારાષ્ટ્રીઓ ગાંધીજીની વાત સમજવાનો પૂરો પ્રયત્ન કરે છે, પણ વિશિષ્ટ પક્ષના નેતાઓના અખંડ પ્રચારની અસર એમના ભેજા ઉપર એટલી થઈ છે કે ગાંધીજીનો ધ્યેયવાદ વહેવારુ છે એ વસ્તુ તેઓ કેમે કરીને માની શકતા નથી. એમને ધીરજપૂર્વક સમજાવવાની જરૂર છે.

દારેસ્સલામનું વ્યાયામ મંડળ યુવાનોમાં સારું કામ કરે છે. વ્યાયામ મંડળમાં સેવાનું વાતાવરણ હોઈ, અને શરીરસંવર્ધન તરફ ધ્યાન અપાતું હોવાથી ધર્મોપદેશ કરતાં પણ વ્યાયામ મંડળો મારફતે ચારિત્ર્યની દૃઢતા વધારે સારી રીતે કેળવાય છે.

આ જ શહેરમાં એક આફ્રિકન મંડળે અમને પાર્ટી આપી હતી. એમાં હમેશનાં ભાષણો થયા પછી સરસ પ્રશ્નોત્તરી ચાલી. ગાંધીજીના સિદ્ધાન્તો સમજવા માટે અને હિંદુસ્તાનનું વલણ જાણી લેવા માટે દરેક ઠેકાણે આફ્રિકન લોકો ઘણા ઈંતેજાર હોય છે. "તમે લડાઈ કર્યા વગર અને ખૂન વહેવડાવ્યા વગર સ્વતંત્ર કેમ થઈ શકયા? એ કળા અમને સમજાવો." એમ દરેક ઠેકાણે આફ્રિકન લોકો અમને પૂછતા. અહીં આવવા માટે પરમિટ આપતી વખતે અહીંની સરકારે અમારા ઉપર કોઈ જાતની શરત મૂકી ન હતી એ ખરું, પણ એ જ કારણે મહેમાન તરીકે મારે અમુક મર્યાદાઓ જાળવવી જરૂરની હતી. તેથી, અહીં આવીને આફ્રિકન લોકોને અહીંની સરકાર સામે હું ઉશ્કેરું છું એ જાતની શંકા પણ મારે પેદા કરવી ન હતી. એ ઉપરાંત માખનસિંગ કરીને એક હિંદી કૉમ્યુનિસ્ટ ઉપર આ દિવસોમાં એક કેસ ચાલતો હતો જેથી આખું વાતાવરણ ક્ષુબ્ધ બન્યું હતું. આ બધી વસ્તુઓનો વિચાર કરી મેં દરેક ઠેકાણે ગાંધીજીની રચનાત્મક પ્રવૃત્તિનું મહત્ત્વ સમજાવીને સંતોષ માન્યો. રચનાત્મક પ્રવૃત્તિથી પ્રજાની શક્તિ કેમ વધે છે, એનામાં

આત્મવિશ્વાસ કેમ આવે છે અને જનતાનું સંગઠન કરવું કેમ સહેલું થાય છે એ બધું કહીને જ હું અટકતો. સત્યાગ્રહ કે અસહકારની વાત હું ઈરાદાપૂર્વક કરતો નહીં. ગાંધીજીનું અંગ્રેજી સાહિત્ય બધે મળે જ છે. ગરજ હશે તો એ લોકો વાંચી લેશે.

હું માનું છું કે આ દેશમાં હજીય અમુક કાળ સુધી ગોરાઓને સ્થાન છે. હિંદુસ્તાનની સ્વતંત્રતા માન્ય રાખ્યા પછી અંગ્રેજોનો છેલ્લો આધાર આફ્રિકા જ છે. એ લોકો જો ભવિષ્યને ઓળખીને આફ્રિકાના લોકો સાથે અને અહીંના હિંદી લોકો સાથે સારી રીતે વર્તે તો અંગ્રેજ કોમ પોતાનો પણ ઉદ્ધાર કરી શકશે અને ઈતિહાસવિધાતા પરમેશ્વરની યોજનામાં પણ પોતાનો સંગીન ફાળો આપી શકશે. આજે તો અહીંના ગોરાઓમાં એ દીર્ઘદૃષ્ટિ દેખાતી નથી. હિંદી લોકોને પજવીને કેમ અકળાવવા અને અહીંના લોકોને જકડીને કેમ કાબૂમાં રાખવા એટલું જ આજે તેઓ વિચારે છે.

હું માનું છું કે આ સ્થિતિ લાંબા વખત સુધી નહીં ટકી શકે. કૉમનવેલ્થના નેતાઓ ભેગા થઈને આ બધી નીતિમાં ફેરફાર કરશે અને અહીંના લોકોને સારી શિખામણ આપી અહીંની નીતિ સુધારશે.

આજકાલ ફોટોગ્રાફી આવવાથી ચિત્રકળાને ઘણું નુકસાન થયું છે. આફ્રિકન લોકો કેવા દેખાય છે એમ જો કોઈ પૂછે તો એમની આગળ આપણે આફ્રિકાની દસવીસ જાતિઓના પ્રતિનિધિરૂપ કેટલાક ફોટાઓ મૂકી શકીએ છીએ — એટલા સરસ ફોટા કે એ લોકોને પ્રત્યક્ષ જોયાનો સંતોષ મળે. પણ આફ્રિકન મૂર્તિકારો પોતાની કોમને જેવી કલ્પે અને એની મૂર્તિ બનાવે એ કોઈ પણ ફોટોને મળતી હોય નહીં. છતાં એ મૂર્તિની અંદર આફ્રિકન લોકોનો ચહેરો, એમનો સ્વભાવ અને હજારો વરસના અનુભવની એકત્ર કરેલી છટા — ત્રણે આપણને જોવા મળશે. એટલા માટે દરેક મ્યૂઝિયમમાં એવી મૂર્તિઓ જોવાની તક મેં સાધી છે. નૈરોબી, દારેસ્સલામ, ઝાંઝીબાર, ડોડોમા અને કંપાલા આટલે ઠેકાણેનાં મ્યૂઝિયમો અમે જોયાં. એ ઉપરાંત ઝાંઝીબારના સુલ્તાન, ત્યાંના રેસિડન્ટ, દારેસ્સલામના ગવર્નર, યુગાન્ડાના કબાકા વગેરે મોટા લોકોનાં મકાનોમાં અને દીવાનખાનાંઓમાં સ્થાનિક કારીગરીની જે ખાસ વસ્તુઓ રાખેલી હોય છે તે મેં ધ્યાનપૂર્વક જોઈ. કિંગ્ઝ કૉલેજ – બુડો, મેકરેરે કૉલેજ, ગાયાજાની મિશન સ્કૂલ વગેરે ઠેકાણે જૂનીનવી ચિત્રકળા જોવાને મળી તે પણ જોઈ લીધી. જંગબારમાં મને કોઈ સારી મૂર્તિ જડી નહીં, તે મેં દારેસ્સલામમાં મોટી દુકાનો આગળ રસ્તા પર બેસીને વેચનાર લોકો પાસેથી ખરીદી લીધી. આ કારીગરો કુશળ હોય કે સામાન્ય, તેઓ પોતાના દેશની પરંપરાગત કારીગરી આબાદ રીતે રજૂ કરે જ છે. કાળા અને ધોળા રંગના લાકડામાંથી કોતરેલી આ મૂર્તિઓ આફ્રિકન જીવનની પ્રતિનિધિ છે. એના કાન, એની આંખો, એના હોઠ, એની હડપચી — ચારે સ્થાને એમના સ્વભાવનું પ્રતિબિંબ પડેલું હોય છે. યુરોપિયન લોકો આફ્રિકન લોકોની મૂર્તિઓ લાકડામાં કોતરી પોતાના ઘરમાં રાખે છે અને એના હાથમાં થાળી કે તાસક આપે છે તે મને બિલકુલ ગમતું

નથી. એ કામ હમેશને માટે ઘરના બૉય કે નોકર થવાને માટે સરજાયેલી નથી. નોકરની મૂર્તિ રાખવી જ હોય તો તે પોતાની કોમની મૂર્તિ જ સારી. એના કરતાં હાથમાં તીર અને ઢાલ લઈને શિકાર કરતા જંગલી આફ્રિકનોની મૂર્તિઓ હજાર ગણી સારી.

## ૧૧. પ્રાર્થના

મહાત્મા ગાંધીએ એક વાર આશ્રમની વ્યાખ્યા કરતાં કહ્યું હતું કે, "પ્રાર્થના ઉપર – સમૂહ પ્રાર્થના ઉપર જેમનો વિશ્વાસ છે એવા લોકોનો સંઘ તે આશ્રમ." ગમે તે ધર્મનો માણસ આમાં ભળી શકે છે. અમુક જ પ્રાર્થના કરવી જોઈએ એવો આગ્રહ નથી. બધા જ ધર્મો જેણે અપનાવ્યા છે તેને બધા ધર્મની પ્રાર્થનાઓ ગાતાં સંકોચ નથી હોતો. થિયૉસૉફીએ પણ બધા ધર્મોના સિદ્ધાન્તોનું આદરપૂર્વક અધ્યયન કરવા ઉપર ઘણો ભાર મૂકેલો છે. એટલે અમારી આશ્રમ-પ્રાર્થના વિશે થિયૉસૉફિસ્ટ લોકોનો સદ્‌ભાવ વિશેષ હોય છે. મોમ્બાસામાં શ્રી માસ્ટરની ગાંધી સોસાયટીમાં, દારેસ્સલામમાં શ્રી જયંતીભાઈના વાતાવરણમાં અને જંગબારમાં એમના પિતાશ્રીએ ચલાવેલ થિયૉસૉફિકલ પ્રાર્થનામંદિરમાં જે પ્રાર્થનાઓ અમે કરી તે ખરેખર સમૂહ પ્રાર્થના હતી, કેમ કે અનેક લોકો એમાં ભક્તિભાવથી ભળતા હતા. એ પ્રાર્થના સાથે જે પ્રવચનો કર્યાં તેનો સાર અહીં આપી દઉં છું.

પ્રાર્થના એ એક રીતે હૃદયનું સ્નાન છે અને બીજી રીતે હૃદયનો ખોરાક પણ છે. પ્રાર્થનાના વાતાવરણમાં જો આપણે તલ્લીન થઈ શક્યા તો હૃદયમાં ભેગા થયેલા અનેક કુસંસ્કારો અને મલિન સંકલ્પો ધીમે ધીમે ઓગળી જાય છે અને શુભ સંકલ્પો મજબૂત અને વિકસિત થતા જાય છે. પ્રાર્થનામાં આપણે કશું માગીએ કે ન માગીએ, ભગવાનની સન્નિધિમાં આપણે ઊભા રહીએ એટલે આખું વાતાવરણ એની મેળે પવિત્ર થતું જાય છે. કેટલીયે મૂંઝવણોનો ઉકેલ એની મેળે આવી જાય છે અને સમૂહમાં કરેલી પ્રાર્થના દ્વારા, એમાં ભળનાર લોકો વચ્ચે એક જાતની આત્મીયતા અને આત્મપરાયણતા પેદા થઈ શકે છે. સમાજ અનેક રીતે પડેલો હોય, હારેલો હોય અને છિન્નભિન્ન થયો હોય તોયે એમાં નવું ચૈતન્ય પેદા કરવા માટે પ્રાર્થના સમર્થ છે. પ્રાર્થના એ માણસજાતની છેલ્લી મૂડી છે. બાકી કશું ન રહ્યું હોય તોયે પ્રાર્થના આપણને ધીરજ અને નવી આશા આપી શકે છે. માટે માણસે સદ્‌ભાવપૂર્વક પ્રાર્થનાનો રિવાજ ચાલુ રાખવો જોઈએ. જો પ્રાર્થનાની ટેવ હોય તો કઠણ પ્રસંગે અચૂક એનું જ શરણ લેવાનું સૂઝે છે. અને એ રીતે સમુદ્રમાં ડૂબનાર માણસ માટે રબરનાં કડાં કે કૉર્કબૂચનાં જેકેટ કામ આવે છે તેમ પ્રાર્થના કામ આવે છે. દરેક કુટુંબમાં કાંઈ નહીં તો રોજ એક વાર, સવારે કે સાંજે, બધા લોકોએ ભેગા થઈ પ્રાર્થના કરવાનો રિવાજ

રાખવો જોઈએ. અને એને અંતે એ જ પવિત્ર વાતાવરણમાં, ઘરનાં સુખદુ:ખની તેમ જ સંપકુસંપની વાતો છેડવી જોઈએ. દરેક ખાનદાન માટે આ મોટામાં મોટી કેળવણી છે. જેમ વ્યક્તિને આત્મા હોય છે તેમ કુટુંબ, કોમ કે સંસ્થામાં પણ આપણે આત્મા જાગ્રત કરી શકીએ છીએ.

આપણાં મંદિરો આવી જ રીતે આખા સમુદાયના આત્માની જાગૃતિ માટે વાપરી શકાય. મંદિરોમાં મૂર્તિ હોય કે ન હોય એ ગૌણ વસ્તુ છે. પણ મૂર્તિની પૂજા સાથે આચારધર્મનો ઝઘડો પેદા થાય છે. મૂર્તિને નવડાવવા-ખવડાવવામાં કોઈ ખાસ ધાર્મિક વૃત્તિ કેળવાય જ છે એમ ન કહેવાય. હિંદુ સમાજમાં જ્યાં ખાવાની વાત આવી ત્યાં બોટ-અબોટ, આભડછેટ, ઊંચનીચ ભાવ વગેરે અસંખ્ય વસ્તુઓ પેદા થાય છે. શુદ્ધ અને નિત્યતૃપ્ત ભગવાનને માટે નાહવા-જમવાપણું ન રાખીએ તોય ચાલે. ભોગ ધરવો જ હોય તો સૂકો કે લીલો મેવો અને મીઠાઈનો ધરી શકાય. પૂજા માટે પુરોહિત ન રખાય. જેના હૃદયમાં ભક્તિનો ઊભરો હોય તે જ, પોતાપૂરતી પૂજા કરે.

રોજ સવારે ઊઠીને માતાપિતાને પગે લાગવાની જેને ટેવ છે તે જો, વખતને અભાવે, એ જ કામ કોઈ નોકર કે પટાવાળા મારફતે કરાવે તો તેમાંથી જેટલી ગરજ સરે તેટલી જ પુરોહિત મારફતે પૂજા કરાવવામાં સરી શકે. પગે લાગવું એ માબાપોની હાજત નથી. એ તો પુત્રના હૃદયની ઊર્મિ ગણાય. એમાં કોઈ અવેજી ન અપાય.

આપણાં મંદિરો કેટલી ભક્તિથી બંધાય છે! પણ પાછળથી એમાં સ્વચ્છતા જળવાતી નથી. મંદિરમાં અપાતા દાનનો સદ્વ્યય થતો નથી. મંદિરની આવક ભગવાનના ભોગવિલાસમાં ન વપરાય પણ લોકકલ્યાણ માટે જ વપરાય. સમાજનું ચારિત્ર્ય સુધરે એ જાતની અનેક પ્રવૃત્તિઓ મંદિર મારફતે ચાલે. મંદિરની જમીન, દીવાલો અને કઠેરાઓ દિવસમાં અનેક વાર ભીના કપડા વતી લૂછીને કોરાં કરવાં જોઈએ. મંદિર એ આંતરબાહ્ય સ્વચ્છતાનું સ્થાન હોય. ત્યાં લોકોને વ્યક્તિગત તેમ જ સામાજિક સ્વચ્છતાના નિયમો શીખવવાની સગવડ હોવી જોઈએ. જ્યાં ત્યાં પાણી ઢોળીને ભીનાશ અને કાદવ પેદા ન કરવો જોઈએ. નામસંકીર્તનને નામે બરાડા પાડીને મંદિરનું વાતાવરણ બગાડવું ન જોઈએ. મૂર્તિનાં દર્શન સામે જેને વાંધો નથી એવા તમામ લોકોને મંદિરોમાં આવવા દેવા જોઈએ—પછી તે ગમે તે ધર્મના હો. દર્શન માટે આવનારા લોકો બહાર જોડા ઉતારી મંદિરમાં જાય છે ત્યારે તેમનું ધ્યાન ઘણી વાર, જોડા ચોરાઈ જશે એ બીકે ત્યાં જ હોય છે. એના કરતાં નાનકડી કોથળીમાં જોડા મૂકી એ કોથળી સાથે રાખવાની છૂટ આપી હોય તો જોડા પણ સચવાય અને ભગવાનનું ધ્યાન પણ સચવાય. સૂકું ચામડું લાકડા સમાન છે એમ જૂના લોકોએ કહ્યું છે—शुष्कं चर्म तु काष्ठवत् એટલે એની આભડછેટ ન મનાય.

મંદિર મારફતે ધાર્મિક ગ્રંથોનો સંગ્રહ, એમનું વાચન, પ્રકાશન અને ચર્ચાની સગવડ હોવી જોઈએ. મંદિર એ અતિથિશાળા પણ હોય તેમ જ માણસ અને

જાનવર માટે રુગ્ણાલય પણ હોય. દરેક ધર્મના તહેવારો, યોગ્ય ફેરફાર સાથે મંદિર મારફતે ઊજવી શકાય. આમ દરેક મંદિરને ધર્મસેવાની એક અદ્યતન સંસ્થા બનાવી શકાય.

આપણો ધર્મ સનાતનને નામે ઓળખાય છે, સનાતન એટલે સદાતન એટલે કે હમેશનો. કોઈ પણ વસ્તુ સડે નહીં, બગડે નહીં, સ્વચ્છ અને તાજી રહે ત્યારે જ એને હમેશની કે ટકાઉ કહી શકાય છે. સનાતન એટલે નિત્યનૂતન. જેમ વહેતી હવા શુદ્ધ હોય છે, વહેતું પાણી સ્વચ્છ હોય છે, તેવી જ રીતે વખતોવખત જેમાં સુધારાવધારા અને ફેરફાર થતા રહે છે તે જ સનાતન ધર્મ તરીકે ઓળખાય. આપણે એ પ્રમાણે કરતા આવ્યા છીએ. એ પ્રવૃત્તિ વચમાં અટકી; કેમ કે વિચારજાગૃતિ મોળી પડી અને રૂઢિધર્મે જોર પકડયું. હવે આપણે ધર્મસંસ્કરણની પ્રવૃત્તિ ફરી આદરવી જોઈએ.

પામર લોકોએ આકરા ધર્મથી ડરીને અવેજી ધર્મ ચલાવ્યો. "ગોદાનને બદલે સવા રૂપિયો આપો." . . . "ત્યાગને ઠેકાણે દાનથી ચલાવો." . . . "જીવન-પરિવર્તનને ઠેકાણે નામમાત્ર પ્રાયશ્ચિત્ત સૂચવો." . . . એવા એવા અનેક અવેજી ધર્મો આપણે ચલાવ્યા. પરિણામે ધર્મ મોળો અને નિઃસત્ત્વ થયો. સત્યનારાયણની જ ઉપાસના જુઓ. એમાં સત્યનિષ્ઠા ઉપર ભાર મૂકયો છે. વચનપાલનનું માહાત્મ્ય બતાવ્યું છે. પણ એ બધું મન પર ઠસાવવા માટે બીક અને લાલચ, ભય અને લોભ એ બે હીન, અસામાજિક વૃત્તિઓનું શરણ લીધું છે. "સત્યને છોડશો — છેતરશો તો અમુક અમુક નુકસાન થશે. સત્યને માનશો તો અમુક લાભ થશે" એવી બનાવટી ફલશ્રુતિ બતાવી લોકોને સત્યનિષ્ઠ ન કરાય. સત્યનિષ્ઠાને કારણે જ માણસ સત્યનું પાલન કરે તો જ એ ચડવાનો.

ધાર્મિક વાર્તાઓ આપણને કહે છે કે ભગવાન કોક કોક વખતે ગમે તેવું રૂપ ધારણ કરીને આપણી કસોટી કરે છે. "એ કુષ્ઠ રોગીનું રૂપ લેશે, ભિખારી થઈને આવશે. એ યવનના રૂપમાં પ્રગટ થશે અને આપણી ધર્મનિષ્ઠા તપાસશે." આવી વાર્તા સાંભળ્યા પછી અજાણ્યા કે વિચિત્ર આગંતુકથી માણસ ડરે છે. આપણે એમ કેમ ન સમજી લઈએ કે દરેક માણસ ઈશ્વરનું જ રૂપ છે? દરેક માનવી મારફતે, દરેક ક્ષણે ઈશ્વર આપણી કસોટી કરે છે. આવી ભાવના દૃઢ થાય તો દરેક ક્ષણ અને દરેક પ્રસંગ નિત્ય સાધનાનો અને અખંડ આનંદનો બની જશે. અંદર જોતાં ઈશ્વર અંતર્યામી છે. બહાર જોતાં એ જગદ્રૂપ છે. ઈશ્વરે અનેક અવતારો ધારણ કર્યા તે પહેલાં ભગવાનનો સૌથી પહેલો, સૌથી મોટો અને સનાતન અવતાર તો આ સૃષ્ટિ જ છે. ભગવાન આપણને સૃષ્ટિરૂપે અખંડ દર્શન દે છે. આવો વિશ્વાત્મૈકયવાળો ધર્મ આપણને ગીતા શીખવે છે. ગીતા આપણો સર્વોચ્ચ ધર્મગ્રંથ છે. પણ આપણે એને ફક્ત હિંદુ ધર્મ પૂરતો ન ગણીએ. ગીતાધર્મ કેવળ હિંદુઓનો ધર્મ નથી. તે વિશ્વધર્મ છે. આપણે ગીતાના છીએ. ગીતા ફક્ત આપણી નથી, બધાની છે. ગીતાધર્મ સાંભળવા તમામ દુનિયાને આપણે

ક્યારે નીચે બેસી જશે. આપણે કેળવેલો ઉચ્ચનીચ ભાવ અને સ્વ-પરભાવ ધર્મનું અંગ નથી પણ એ નર્યો અધર્મ છે. આભડછેટ સાથે ઉચ્ચનીચ ભાવ પણ આપણે કાઢી નાખવો જોઈએ. હિંદુસ્તાનથી આટલે દૂર આવ્યા છીએ તો આપણે શુદ્ધ ધર્મનું ચિંતન કરવું જોઈએ અને સામાજિક દોષો કાઢી નાખવા જોઈએ. રોટીબેટીવહેવારના જૂના નિયમો હવે કામના નથી. જ્યાં બધા જ ધર્મો આપણા ગણીએ છીએ ત્યાં ધર્માંતર કરવાની જેમ કશી જરૂર નથી તેમ એમાં કશું પાપ પણ નથી.

આપણી તમામ પ્રવૃત્તિ પાછળ સર્વોદયની દૃષ્ટિ હોવી જોઈએ. જે સૌથી પછાત છે તેને આગળ આણવાનો વિશેષ પ્રયત્ન થવો જોઈએ. એકને અન્યાય કરી બીજાનું ભલું કરવા જઈએ તો તે સર્વોદય ધર્મનો દ્રોહ ગણાય. એ રીતે વિશ્વબંધુત્વ હણાય છે. આત્મશુદ્ધિ એ પણ સામાજિક કર્તવ્ય જ છે. અહિંસા વગર સમાજની ધારણા થઈ ન શકે અને સત્યનારાયણનું દર્શન પણ ન થઈ શકે.

## ૧૨. કિટુંડા

ભૂમધ્ય રેષા ઓળંગતાં જેમ મનમાં ગંભીર ભાવ પ્રગટ થયો હતો તેમ જ હવે તો લિંડી બંદર સુધી અને મગફળીના વિરાટ પ્રયોગવાળા નચિંગ્વે સુધી છેક દક્ષિણે પહોંચવાનો છું એ ખ્યાલથી પણ મન ગંભીર થઈ ગયું. છઠ્ઠી જૂને અમે પહેલી વાર દારેસ્સલામ છોડયું. લિંડી સુધીનો બસો માઈલનો પ્રવાસ સમુદ્રને કિનારે કિનારે મોટર મારફતે થઈ શકત પણ અમારે વખત બચાવવો હતો તેથી પંત દંપતી, કમલનયન, નાનો રાહુલ, ચિ. સરોજ અને હું સવારે દારેસ્સલામથી વિમાન માર્ગે ઊપડયાં. રસ્તો પ્રથમ જમીન ઉપરથી અને પછી સમુદ્ર ઉપરથી જતો હતો. તેથી સમુદ્રનો આછો ગુલાબી રંગ, વચમાં વચમાં નાનામોટા બેટો આવે ત્યારે પન્નાનો લીલો રંગ, માફિયા, સોંગોસોંગો વગેરે બેટોની શોભા બધું અપેક્ષા પ્રમાણે હતું. જમણી બાજુ પ્રથમ કિસુજુ દેખાયું. ત્યાર પછી રુફીજી નદીના અસંખ્ય રૂપાળા વળાંકો અને સમુદ્રને મળવાનાં એનાં અનેક મુખો જોઈને આનંદ આનંદ થયો. ખરેખર, એ નદીને રૂપમતી કહેવી જોઈએ. ત્યાર પછી બે-ત્રણ નાની નાની નદીઓ સમુદ્રને મળતી નજરે પડી અને હવે લગભગ નામ-શેષ થયેલાં કિલવા નામનાં બે બંદરો દેખાયાં. એક છે કિલવા-કિવિંજી અને બીજું છે કિલવા-કિસીવાની. આ બીજા બંદરથી જૂના વખતમાં ન્યાસા સરોવર સુધી જવાનો રસ્તો હતો. આ બધી શોભા જોતાં જોતાં અમે લિંડી ઍરોડ્રોમ સુધી પહોંચી ગયાં. લિંડી બંદર અને શહેરથી આ ઍરોડ્રોમ લગભગ ચૌદ માઈલ દૂર છે. લિંડીનું બંદર ભૂમધ્ય રેષાથી દસ ડિગ્રી દક્ષિણે છે. બંદર ઘણું જ શાંત ગણાય. લુકલેડી નામની એક નાનકડી નદી ખૂબ પહોળી થઈને અહીં સમુદ્રને મળે છે.

લિંડીમાં જમી કરીને સાંજ પડતાંવેંત એક એશિયન લોકોની સભા કરીને અમે નદીની પેલી પાર કિટુંડા ટેકરી ઉપર રાત્રે સૂવા ગયાં. સાંજની સભામાં હિંદના હિંદુ-મુસલમાનો ઉપરાંત ઘણા આરબ પણ આવ્યા હતા. આરબોનો આફ્રિકા સાથેનો સંબંધ આપણા જેટલો જ જૂનો છે. એ ઉપરાંત એ લોકો પ્રથમથી અહીંનાં લોકો સાથે ભળતા આવ્યા છે. એમણે આફ્રિકાના પૂર્વ કિનારા ઉપર નાનાંમોટાં અનેક રાજ્યો પણ સ્થાપ્યાં હતાં. પોર્ટુગીઝ લોકો સાથે તેઓ અનેક વાર હારજીત રમ્યા છે, આરબ અને પોર્ટુગીઝ બન્ને સંસ્કૃતિના અવશેષો આખા કિનારા ઉપર ઠેકઠેકાણે પથરાયેલા છે. પોર્ટુગીઝ લોકોએ ઘણું ખોયું, છતાં આજે મોઝામ્બિકનો ફળદ્રુપ અને રળિયામણો પ્રદેશ એમના હાથમાં છે. અને બરાબર એ જ ઊંચાઈએ આફ્રિકાની પશ્ચિમ બાજુ અંગોલાનો મુલક પણ એમની પાસે છે.

આરબોની જાહોજલાલી હવે રહી નથી. થોડીઘણી સંસ્કારિતા હજી કાયમ છે.

બોલાવીએ. એની દીક્ષા આપવાપણું ન હોય. જેના હૃદયમાં એ ઊગે, તેનો ઉદ્ધાર થાય. એટલા જ માટે આપણે ગીતામંદિર બાંધવા ન બેસીએ. ગીતા બધા જ ધર્મોમાં પ્રવેશ કરી શકે એમ છે. ગીતા એ માનવાનો ધર્મ નથી પણ આચરવાનો ધર્મ છે. એમાં જ્ઞાની, ભક્ત, યોગી, પંડિત, ત્રિગુણાતીત અને સ્થિતપ્રજ્ઞનાં જે લક્ષણો આપ્યાં છે તે બધાં એક જ છે. માણસજાત માટે એ સર્વસામાન્ય આદર્શ છે. સમાજ ટકે અને સર્વાંગીણ ઉન્નતિ કરે એ માટે જે સદ્‌ગુણો મનુષ્યજાતિએ કેળવવા રહ્યા તે બધા દૈવી સંપત્તિના વર્ણનમાં ગીતાએ આપી દીધા છે. તેથી ગીતા એ સમાજધર્મ પણ છે અને મોક્ષધર્મ પણ છે. અભ્યુદય અને નિઃશ્રેયસ્ — ઈહલોકની ઉન્નતિ અને આત્માનો ઉદ્ધાર બન્ને એકસામટાં પ્રાપ્ત કરવાની કૂંચી ગીતાએ માણસજાતને આપી છે તેથી જ ગીતાધર્મી લોકોએ શ્રીકૃષ્ણને 'જગદ્‌ગુરુ' કહ્યા છે.

આપણે સમાજધર્મ તરીકે ચાતુર્વર્ણ્યની સ્થાપના કરી. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર એ સમાજોપયોગી ચાર વૃત્તિઓ છે. કેટલાક લોકોમાં એક પ્રધાન હોય, કેટલાકમાં બીજી. પણ દરેક માણસે એ ચારે વૃત્તિઓ એકસામટી કેળવ્યે જ છૂટકો. નહીં તો માણસનું જીવન એકાંગી અને પંગુ થશે. એકલો બ્રાહ્મણ, એકલો ક્ષત્રિય, એકલો વૈશ્ય કે એકલો શૂદ્ર સંપૂર્ણ માણસ નથી. ગાંધીજીમાં એ ચારે વૃત્તિઓ એકસામટી ખીલેલી હતી; આપણે ચાર અલગ અલગ વર્ણો અને અસંખ્ય ન્યાતો હવે છોડી દેવી જોઈએ અને દરેક વ્યકિતમાં માનવતાના સંપૂર્ણ વિકાસનો આગ્રહ રાખવો જોઈએ. ગીતાનો સંન્યાસ સંન્યાસ આશ્રમ નથી પણ બ્રહ્મચારી ગૃહસ્થી આદિ બધા જ લોકોએ કેળવવાની અલિપ્ત અને અનાસક્ત વૃત્તિ છે.

અને હવે તો આપણે બધા જ ધર્મોનો આદરપૂર્વક અભ્યાસ કરી બધા ધર્મો અપનાવવા છે. ધર્મ ધર્મ વચ્ચેનો ઝઘડો ચર્ચાથી અને તુલનાથી મટવાનો નથી. બધા જ ધર્મોનો સ્વીકાર કરવાથી સાચી ધાર્મિકતા ઉપર તરી આવશે અને વિધિવિધાનનો કચરો નીચે બેસી જશે. આપણે કેળવેલો ઉચ્ચનીચ ભાવ અને સ્વ-પરભાવ ધર્મનું અંગ નથી પણ એ નર્યો અધર્મ છે. આભડછેટ સાથે ઉચ્ચનીચ ભાવ પણ આપણે કાઢી નાખવો જોઈએ. હિંદુસ્તાનથી આટલે દૂર આવ્યા છીએ તો આપણે શુદ્ધ ધર્મનું ચિંતન કરવું જોઈએ અને સામાજિક દોષો કાઢી નાખવા જોઈએ. રોટીબેટીવહેવારના જૂના નિયમો હવે કામના નથી. જ્યાં બધા જ ધર્મો આપણા ગણીએ છીએ ત્યાં ધર્માંતર કરવાની જેમ કશી જરૂર નથી તેમ એમાં કશું પાપ પણ નથી.

આપણી તમામ પ્રવૃત્તિ પાછળ સર્વોદયની દૃષ્ટિ હોવી જોઈએ. જે સૌથી પછાત છે તેને આગળ આણવાનો વિશેષ પ્રયત્ન થવો જોઈએ. એકને અન્યાય કરી બીજાનું ભલું કરવા જઈએ તો તે સર્વોદય ધર્મનો દ્રોહ ગણાય. એ રીતે વિશ્વબંધુત્વ હણાય છે. આત્મશુદ્ધિ એ પણ સામાજિક કર્તવ્ય જ છે. અહિંસા વગર સમાજની ધારણા થઈ ન શકે અને સત્યનારાયણનું દર્શન પણ ન થઈ શકે.

# ૧૨. કિટુંડા

ભૂમધ્ય રેખા ઓળંગતાં જેમ મનમાં ગંભીર ભાવ પ્રગટ થયો હતો તેમ જ હવે તો લિંડી બંદર સુધી અને મગફળીના વિરાટ પ્રયોગવાળા નચિંગ્વે સુધી છેક દક્ષિણે પહોંચવાનો છું એ ખ્યાલથી પણ મન ગંભીર થઈ ગયું. છઠ્ઠી જૂને અમે પહેલી વાર દારેસ્સલામ છોડયું. લિંડી સુધીનો બસો માઈલનો પ્રવાસ સમુદ્રને કિનારે કિનારે મોટર મારફતે થઈ શકત પણ અમારે વખત બચાવવો હતો તેથી પંત દંપતી, કમલનયન, નાનો રાહુલ, ચિ. સરોજ અને હું સવારે દારેસ્સલામથી વિમાન માર્ગે ઊપડયાં. રસ્તો પ્રથમ જમીન ઉપરથી અને પછી સમુદ્ર ઉપરથી જતો હતો. તેથી સમુદ્રનો આછો ગુલાબી રંગ, વચમાં વચમાં નાનામોટા બેટો આવે ત્યારે પન્નાનો લીલો રંગ, માફિયા, સોંગોસોંગો વગેરે બેટોની શોભા બધું અપેક્ષા પ્રમાણે હતું. જમણી બાજુ પ્રથમ કિસુજુ દેખાયું. ત્યાર પછી રુફીજી નદીના અસંખ્ય રૂપાળા વળાંકો અને સમુદ્રને મળવાનાં એનાં અનેક મુખો જોઈને આનંદ આનંદ થયો. ખરેખર, એ નદીને રૂપમતી કહેવી જોઈએ. ત્યાર પછી બે-ત્રણ નાની નાની નદીઓ સમુદ્રને મળતી નજરે પડી અને હવે લગભગ નામ-શેષ થયેલાં કિલવા નામનાં બે બંદરો દેખાયાં. એક છે કિલવા-કિવિંજી અને બીજું છે કિલવા-કિસીવાની. આ બીજા બંદરથી જૂના વખતમાં ન્યાસા સરોવર સુધી જવાનો રસ્તો હતો. આ બધી શોભા જોતાં જોતાં અમે લિંડી ઍરોડ્રોમ સુધી પહોંચી ગયાં. લિંડી બંદર અને શહેરથી આ ઍરોડ્રોમ લગભગ ચૌદ માઈલ દૂર છે. લિંડીનું બંદર ભૂમધ્ય રેખાથી દસ ડિગ્રી દક્ષિણે છે. બંદર ઘણું જ શાંત ગણાય. લુકલેડી નામની એક નાનકડી નદી ખૂબ પહોળી થઈને અહીં સમુદ્રને મળે છે.

લિંડીમાં જમી કરીને સાંજ પડતાંવેંત એક એશિયન લોકોની સભા કરીને અમે નદીની પેલી પાર કિટુંડા ટેકરી ઉપર રાત્રે સૂવા ગયાં. સાંજની સભામાં હિંદના હિંદુ-મુસલમાનો ઉપરાંત ઘણા આરબ પણ આવ્યા હતા. આરબોનો આફ્રિકા સાથેનો સંબંધ આપણા જેટલો જ જૂનો છે. એ ઉપરાંત એ લોકો પ્રથમથી અહીંનાં લોકો સાથે ભળતા આવ્યા છે. એમણે આફ્રિકાના પૂર્વ કિનારા ઉપર નાનાંમોટાં અનેક રાજ્યો પણ સ્થાપ્યાં હતાં. પોર્ટુગીઝ લોકો સાથે તેઓ અનેક વાર હારજીત રમ્યા છે, આરબ અને પોર્ટુગીઝ બન્ને સંસ્કૃતિના અવશેષો આખા કિનારા ઉપર ઠેકઠેકાણે પથરાયેલા છે. પોર્ટુગીઝ લોકોએ ઘણું ખોયું, છતાં આજે મોઝામ્બિકનો ફળદ્રુપ અને રળિયામણો પ્રદેશ એમના હાથમાં છે. અને બરાબર એ જ ઊંચાઈએ આફ્રિકાની પશ્ચિમ બાજુ અંગોલાનો મુલક પણ એમની પાસે છે.

આરબોની જાહોજલાલી હવે રહી નથી. થોડીઘણી સંસ્કારિતા હજી કાયમ છે.

લુકલેડીની ખાડી ઓળંગતાં રાત પડી. સામી બાજુ અમારે માટે મોટર હાજર હતી. એમાં બેસી ઉપર ચડતાં એક દીપડો દેખાયો. મોટરના પ્રકાશથી અંજાઈને એણે નજર ફેરવી અને જોતજોતામાં પાસેના જંગલમાં એ અલોપ થયો. દીપડાના શરીર પરનાં ટપકાં સુંદર હોય છે. પણ એની પૂંછડીનો વળાંકદાર ઘાટ વિશેષ આકર્ષક હોય છે. એ પૂંછડીને કારણે એ જાનવર પ્રૌઢ દેખાય છે. શ્રી મેઘજીભાઈ શાહનાં સાયસલનાં ખેતરો વટાવી ટેકરીને માથે એમની વિશાળ કોઠીમાં અમે જઈ પહોંચ્યાં. કોઠી બાંધનાર મૂળ ધણીની કલ્પના વિશાળ હતી. ઓરડીઓ, વરંડા, અગાસી બધું જ વિસ્તૃત અને મજબૂત છે. અમે અગાસી ઉપર જઈને દક્ષિણના તારાઓ જોયા. જયવિજય અને ત્રિશંકુ આટલે ઊંચે ચડેલા જોઈ ઘણું જ આશ્ચર્ય થયું. વૃશ્ચિકની શોભા અનેરી હતી. સૂતા પહેલાં અને સવારે વહેલા ઊઠીને તારાઓ ખૂબ જોયા પણ અમે ધરાયાં નહીં. બીજી વાર તો આકાશનાં વાદળાંઓએ અમારા ઉત્સાહ ઉપર પછેડી પાથરી દીધી અને અમને પથારી ભેગાં કરી દીધાં.

સવારે ઊઠીને જોયું તો લુકલેડીની ખાડી શાંતપણે સૂતી હતી. જે ટેકરી વચ્ચે થઈને એ આવતી હતી તે ટેકરીઓ પણ નિદ્રાસુખ અનુભવતી હતી. આખરે સૂર્યનારાયણ ઉપર આવ્યા અને એમણે પોતાનાં કિરણો વડે એ બધાંને જગાડયાં. કરસ્પર્શથી પ્રસન્ન થયેલી ખાડી તરત ચળકવા લાગી. ટેકરીઓનું મુખ ઊજળું થયું અને એમણે અમને એ બાજુએ મુસાફરી કરવાનું આમંત્રણ આપ્યું.

આઠ વાગ્યે નીકળી સાયસલનાં અનેક ખેતરો જોતાં જોતાં અને સાયસલ ઉછેરની વિગતો સાંભળતાં સાંભળતાં અમે ૨૮ માઈલ પહોંચ્યાં. ત્યાં શ્રી ધીરુભાઈ પોપટની એક સાયસલ ફેક્ટરી હતી તે જોવા ગયાં. તે પહેલાં નચિંગ્વે ગ્રાઉન્ડ નટ સ્કીમ માટે સામાન લઈ જવા માટે એક નાનકડું બંદર તૈયાર કર્યું છે તે જોયું. ત્યાંથી નવી રેલવે બંધાય છે અને પંપ કરીને પેટ્રોલિયમ સોકલાય છે. ગમે તેવા જંગલમાં વિજ્ઞાનનાં સાધનો ખડકી મૂકી ત્યાંથી સહીસલામત ગમે ત્યાં લઈ જવાની ગોરા લોકોની તત્પરતા વખાણવાલાયક છે. અને આવાં કામો સફળતાપૂર્વક પાર પાડવામાં આપણા લોકોની ઉપયોગિતા, ખંત અને બહાદુરી પણ એટલાં જ વખાણવાલાયક છે. નવી સૃષ્ટિ ઊભી કરી ત્યાં વ્યવસ્થા દાખલ કરવી હોય છે ત્યારે ગોરા લોકોએ કરેલો પ્રબંધ સમજી લઈ તેને વફાદારીપૂર્વક અમલમાં મૂકવામાં આપણા લોકોની તોલે આવે એવી બીજી પ્રજા નથી. ફોજના સેનાપતિઓ અને જહાજના કપ્તાનો પણ આપણા લોકોનો આ ગુણ મુક્તકંઠે વખાણે છે.

આ બધું જોઈને અમે લિંડી પહોંચ્યાં ત્યાં ત્યાંના પ્રોવિન્શિયલ કમિશનર મિ. પાઈકે અમને બપોરનું ખાણું આપ્યું. એમની સાથે વાર્તાલાપ કરી અમે હિંદુ મંડળમાં ગયાં. ત્યાં મોટે ભાગે બહેનો જ હતી.

પૂર્વ આફ્રિકામાં અમારા માનમાં જે અનેક ખાણાંઓ, ચા-પાર્ટીઓ ગોઠવાતી હતી તેમાં યુરોપિયન અમલદારો છૂટથી આવતા હતા. પણ કોઈ યુરોપિયન અમલદારે અમને પોતાને ત્યાં જમવા માટે નોતર્યાં હોય એવો આ એક જ દાખલો છે.

મિ. પાઈક અતિશય સજ્જન છે અને ઉદાર વિચારના છે. અમારામાંના જે લોકો તદ્દન નિરામિષાહારી હતા એમને માટે એમણે પોતાને ત્યાં સારામાં સારી વ્યવસ્થા રાખી હતી. એમને ત્યાં બીજા ગોરા મહેમાનો આવેલા હોવાથી વાર્તાલાપનો સરસ રંગ જામ્યો હતો.

અહીંના ઈન્ડિયન ઍસોસિયેશનની ચા-પાર્ટીમાં રાબેતા મુજબનાં અમારાં ભાષણો થયાં. એમાં શ્રી કમલનયન બજાજનું ભાષણ જરા આકરું અને યુરોપિયન લોકોને ડંખે એવું હતું. પણ મિ. પાઈકે એની સામે જરાય વાંધો ન ઉઠાવ્યો.

રાત્રે કિટુંડામાં મેઘજીભાઈની કોઠી પર મોટું ખાણું હતું. ત્યાં પણ ગોરાઓ ઠીક ઠીક સંખ્યામાં આવ્યા હતા. વર્ધા કેળવણીની યોજના વગેરે અનેક વિષયો પર રસિક ચર્ચા થઈ. શ્રી મેઘજીભાઈ અત્યંત બાહોશ અને સંસ્કારી ઉદ્યોગપતિ છે. એમની સાથે એમની દીકરી હંસા પણ કિટુંડા આવી હતી.

## ૧૩. દુનિયા માટે મગફળી

યુરોપના મહાયુદ્ધને અંતે, આખી દુનિયાની ચિંતા રાખનાર બાહોશ લોકોએ જોયું કે વિલાયતમાં અને બધે વનસ્પતિની ચરબીની એટલે કે તેલની અને ખોળની અછત પેદા થવાની છે. તેમણે ખૂબ ઉતાવળે અનેક દેશોમાં મગફળી વાવી એ ખોટ પૂરી પાડવાનું બીડું ઝડપ્યું અને એક કરતાં વધારે પ્રચંડ યોજનાઓ સ્વદેશ આગળ મૂકી. યુદ્ધને કારણે નિચોવાઈ ગયેલા હોવા છતાં ઈંગ્લંડે પાર્લમેન્ટની મંજૂરી મેળવી આ કામ શરૂ કર્યું. પાણીની પેઠે પૈસા ખરચી તેમણે એ યોજનાનો પ્રારંભ કર્યો. જમીનની જે સરવે કરવી હતી તે વિમાનમાંથી કરી લીધી. હિસાબ-નીસો મળે તે પહેલાં કામ શરૂ પણ થયું. મોટાં મોટાં ટ્રૅક્ટરો અને બુલડોઝરો આણ્યાં અને જહાજમાં વપરાતી લોઢાની જાડી જાડી સાંકળો ટ્રૅક્ટરોને બાંધી જંગલનાં ઝાડો જમીનદોસ્ત કરવાનું શરૂ કર્યું. મગફળી અને સૂર્યમુખીનાં ફૂલમાંથી તેલ કાઢવાનું શરૂ કર્યું. આખી યોજના જોઈ લોકોને એમ જ લાગતું કે લડાઈની તૈયારી ચાલે છે. કામ આમ આગળ ચાલ્યું અને અનુભવ થયો કે પૈસો તો પાણીની પેઠે ખરચાય છે પણ આવકને નામે મીંડું. પછી તપાસ થવા લાગી. દેખાઈ આવ્યું કે હિસાબનું ઠેકાણું નથી. જહાજમાં વપરાતી સાંકળો જૂની હોવાથી તૂટી ગઈ. નવી તૈયાર કરાવીને આણવી પડી. ઘણી હોહા થઈ. આખી યોજના પડતી મુકાય કે કેમ એ પણ વિચારાયું પણ બહાદુર અંગ્રેજ કોમ જેમ યુદ્ધમાં તેમ આર્થિક યોજનામાં હાર માનીને બેસી જાય એમ નથી. હવે એ યોજના પાકે પાયે ચલાવવા માટે એમાં આવશ્યક સુધારા થવા માંડયા છે.

એ બધી પ્રવૃત્તિ જોવા જેવી હતી એટલા માટે જ અમે આ તરફ આવ્યાં હતાં. આઠમી જૂનને દિવસે સવારે અમે ઊપડયાં. લિંડી થઈને ૯૩ માઈલની

મુસાફરી કરી નચિંગ્વે પહોંચ્યાં. ત્યાં આ જબરદસ્ત યોજના અમલમાં આવતી અમે જોઈ. રસ્તામાં મિન્ગોયો અને મ્ટામા એ બે સ્થાનો ઉપર રસ્તો બદલવો પડ્યો. પેટ્રોલની પાઈપ રસ્તાને કિનારે કિનારે જતી હતી. લશ્કરી ટેંકોમાં ફેરફાર કરીને એનાં ટ્રૅક્ટર બનાવ્યાં હતાં. મોટાં મોટાં બુલડોઝર જમીનને સાફ કરતાં હતાં. એક સાંકળને બે છેડે બે ટ્રૅક્ટર ચલાવે છે એટલે સાંકળને જોરે જંગલનાં મોટાં મોટાં આઠ-દસ ઝાડો પણ એકસામટાં ઊખડી જઈને આડાં પડે છે. યંત્રને જોરે માણસ કેટલું રાક્ષસી કામ કરી શકે છે એ જોઈ હું તો સ્તંભિત બની ગયો. તે જ ક્ષણે મારા મનમાં વિચાર આવ્યો કે ગોરાઓની દેખરેખ ભલે હોય પણ આ ટ્રૅક્ટરો અને બુલડોઝરો ચલાવનાર આફ્રિકન લોકો જ છે. આટલી પ્રચંડ રાક્ષસી પ્રવૃત્તિ જેમને હાથે પાર પાડવામાં આવે છે તેમની બુદ્ધિનો વિકાસ થયા વગર રહેવાનો નથી. બાહોશી સાથે તેમની મહત્ત્વાકાંક્ષા પણ વધવાની. હિંદી લોકોના મદદનીશ થઈને એ લોકો અત્યાર સુધી સુથારકામ, દરજીકામ વગેરે શીખ્યા; દુકાનોમાં બેસીને હિસાબ રાખતા પણ થયા. માલ વેચતાં-ખરીદતાં એમનામાં આધુનિકતા આવી છે. હવે મગફળીની આ વિરાટ યોજના સફળ કરવામાં જ્યારે તેઓ પૂરેપૂરો ભાગ લેશે ત્યારે ગમે તેવાં કારખાનાંઓ વગેરે ચલાવવાની હિંમત તેઓ કેળવશે. પછી એ લોકોને દબાવી રાખવાનું કોઈ પણ રાજ્ય માટે અશક્ય થઈ જશે.

કાર્યાલયમાં જઈ અમે ત્યાંના મુખ્ય અમલદારોને મળ્યાં. તેમણે ઝીણી વિગત-વાળા નકશાઓ પર આખી યોજના અમને પ્રથમ સમજાવી. પછી તેઓ અમારી સાથે ફર્યા. એમાંના એક અનુભવીએ કહ્યું, “આવી કોઈ યોજના હાથ ધરતાં પહેલાં તે ઠેકાણે પાણીની સગવડ કરવા પાછળ યોજનાની અર્ધી મૂડી વપરાય તોયે મને તે વાંધા જેવું નહીં લાગે. મોટા પાયા ઉપર ખેતી કરનારને માટે ભૂસ્તર-શાસ્ત્રનું ઉત્તમ જ્ઞાન હોવું જોઈએ.” એ ભાઈએ બેત્રણ નકશાઓ અમારી આગળ મૂકી અમને બતાવ્યું કે અહીંની ભૂમિ હિંદુસ્તાનની કે યુરોપની ભૂમિ જેવી નથી. જ્વાળામુખીથી બનાવેલી આ ભૂમિમાં હિંદુસ્તાન જેવી ખેતી ન થઈ શકે. ભાઈ સ્વિન્બર્ન અને કૉફમન પાસેથી અનેક જાતની વિગતો જાણી લીધા પછી મારી તો ખાતરી થઈ કે આટલી મોટી યોજનામાં પણ વિકેન્દ્રીકરણનો સિદ્ધાંત ધ્યાનમાં રાખ્યો હોય તો સરવાળે લાભ જ છે.

એ આખી યોજના જોઈ લીધા પછી અમે ત્યાં જ જમી લીધું. એ યોજના અંગે ભેગા થયેલા દુકાનદાર આદિ જે હિંદી લોકો હતા તેમની સાથે બેસીને અમે મહત્ત્વનો વાર્તાલાપ કર્યો. તેમની મહેમાનગીરી માટે આભાર માની અમે ત્યાંથી નીકળ્યાં.

આ પ્રદેશમાં કાજુનાં ઝાડ પણ ઘણાં છે. કાજુમાંથી તેલ નીકળી શકે એમ છે કે નહીં તે હું જાણતો નથી [એનાં ફોતરાંમાંથી જલદ તેલ નીકળે છે ખરું]. પણ એ મેવા પ્રત્યે મારો નાનપણથી પક્ષપાત છે. હિંદુસ્તાનના પશ્ચિમ કિનારા ઉપર કાજુની ઊપજ ઘણી છે. આફ્રિકામાંથી જ એ ઝાડો હિંદુસ્તાનમાં આવેલાં લાગે છે. પોર્ટુગીઝ લોકોની એ સેવા છે એમ કહેવાય છે.

નચિંગ્વેથી પાછા વળતાં મોટરમાંથી સૂર્યાસ્તની શોભા અનેક બાજુએથી જોત પ્રવાસનો ઘણોખરો થાક અમે ભૂલી ગયાં. તે એટલે સુધી કે રાત્રે સૂતાં પહેલ અગાસી પર જઈને શ્રીમતી નલિનીબહેન પંતને આકાશના તારા વિગતવાર બતાવ શકયો. શ્રી તાત્યા ઈનામદાર પણ એમાં ભળી ગયા.

સવારે કિટુંડાથી ઊપડયાં. નજીક જ શ્રી મેઘજીભાઈની બે સાયસલ ફૅક્ટરીઅ હતી. એકની મશીનરી જૂની ઢબની છે જ્યારે બીજીની અદ્યતન છે.

સાયસલનો ધંધો યુરોપિયન લોકોએ પ્રથમ ચલાવ્યો હતો. તેમાં એ લોકો નહં ફાવ્યા. ધીમે ધીમે ગોરાઓ ખસી ગયા અને એ ધંધો આપણા લોકોના હાથમ આવી ગયો.

-યુગાન્ડા ટ્રાન્સપોર્ટ કંપનીનું પણ એમ જ થયું. પ્રથમ ગોરાઓએ એન ઈજારો લીધો પણ પહેલે જ વરસે એમણે ૭૫,૦૦૦ શિલિંગની ખોટ ખાધી આખરે તેમને એ ઈજારો આગાખાની લોકોને આપવો પડયો. પહેલે જ વરસે ખોટ ૭૫,૦૦૦થી ઘટીને ત્રણ હજાર ઉપર આવી અને ત્યાર પછી તો હવે એ લોકો ૨૦ કે ૨૫ ટકાનું ડિવિડન્ડ આપે છે. જ્યાં વ્યવસ્થાશક્તિમાં કોઈ પ્રજા ચડે છે ત્યાં સીધી હરીફાઈમાં એમને કોણ હરાવે? એવા લોકોને દબાવવા માટે રાજ ચલાવનાર પ્રજા જો દર વખતે કાયદા અને જોહુકમીનું શરણ લે તો તે પ્રજાનું માનસ વિકૃત થાય છે અને કાળે કરીને તેની અધોગતિ થાય છે.

લિંડીથી દારેસ્સલામ જવા ઊપડતાં પહેલાં બીજાં કેટલાંય કામો કરવાં પડયાં લિંડીના મુસલમાનો એકબે મસીદોનો જીર્ણોદ્ધાર કરવા માગતા હતા તે અંગે તેઓ શ્રી અપ્પાસાહેબને અને અમને ત્યાં લઈ ગયા. અપ્પાસાહેબ તો બધાના માણસ. દરેક કામમાં એમની સહાનુભૂતિની અપેક્ષા રખાય જ છે અને તેઓ પણ લોકોને નિરાશ કરતા નથી. ક્યાંકથી મદદ અપાવવાનું એમણે કબૂલ્યું અને મસ્જિદનું કામ આગળ ધપાવવા ભલામણ કરી.

લિંડીમાં જે સરકારી ઈન્ડિયન સ્કૂલ ચાલે છે તેનો વહીવટ ગામલોકોના હાથમાં રાખેલો છે. એ વહીવટમાં હિંદુ-મુસલમાન સાથે હોઈ હમણાં હમણાં એમાંથી ઝઘડા પેદા થયા છે. એ ઝઘડાની વિગતમાં અહીં નહીં ઊતરું, પણ જે વસ્તુઓ એમાંથી તરી આવી તે નોંધવા જેવી છે. મુસલમાનોમાં જાગૃતિ આવે નહીં ત્યાં સુધી તેઓ કશું બોલતા નથી. જેમ ચાલતું હોય તેમ ચાલવા દે છે. આમ હોય છે ત્યાં સુધી હિંદુઓ મુસલમાનોનાં વખાણ કરે છે કે, "આ લોકો કેટલા સારા. મતભેદ કે ઝઘડો છે જ નહીં."

આવી વ્યવસ્થામાં હિંદુઓના મનમાં મુસલમાનો સામે પક્ષપાત કરવાનું હોતું નથી પણ મુસલમાનોની સંસ્કારિતા અને બુદ્ધિશક્તિ વિશે સામાન્યપણે હિંદુઓમાં વિશેષ આદર નથી હોતો. મુસલમાનોમાં જાગૃતિ આવતાંવેંત આ વાત તેમને કઠે છે. જાહેર કામોમાં ભાગ લઈ કામ કરતાં કરતાં પોતાની યોગ્યતાની છાપ પાડવાને

બદલે, અને પોતાની ઊણપો દૂર કરવાને બદલે, તેઓ તરત જ કોમવાદ ઊભો કરે છે અને મુસલમાનો તરીકેના પોતાના હકો અજમાવવા મથે છે. "ઘણાખરા શિક્ષકો હિંદુ જ શા માટે હોય? અમારા શિક્ષકો પણ હોવા જોઈએ." એવો આગ્રહ શરૂ થયો એટલે હિંદુઓ તકરાર કરે છે કે, "ગમે તેવા ઠોઠ કે સંસ્કારવિહોણા શિક્ષકો તમે ભરી દો તે કેમ ચાલે? અમારા છોકરાઓની કેળવણી બગડે એ અમે કેમ સહન કરીએ?" શિક્ષકોની યોગ્યતા માપવામાં હિંદુ કે મુસલમાન બંને વ્યવસ્થાપકો તટસ્થપણે વિચાર કરી શકતા નથી. ધીરજપૂર્વક શિક્ષકોને તક આપી તૈયાર થવા દેવા જોઈએ એટલી વાત પણ હિંદુઓ સમજતા નથી. અને ગમે તેવા શિક્ષકો લાવવાથી પોતાના છોકરાઓની પણ કેળવણી બગડે છે એટલું મુસલમાનો ધ્યાનમાં લેતા નથી. વ્યવસ્થાપકો વ્યવસ્થાનો વિચાર કરતી વખતે બંને કોમનાં બાળકોની કેળવણીનો સરખી આસ્થાથી જો વિચાર કરે અને એકબીજા પ્રત્યે વિશ્વાસ અને આદર રાખે તો ઝઘડા મટી જાય. પોતપોતાના સ્વાર્થની તાણાતાણી શરૂ થાય એટલે લોકો એટલા આંધળા થઈ જાય છે કે નર્યો સ્વાર્થ પણ તેઓ સમજતા મટે છે અને આત્મનાશ સુધી જાય છે. તેમાંય જો કોઈના સગાવહાલાની નિમણૂક કરવાનો પ્રશ્ન આવે તો તો આંધળાપણું ઝેરી બની જાય છે. જ્યાં અમુક કોમના શિક્ષકોની બહુમતી હોય ત્યાં બીજી કોમ આગ્રહ રાખવાની કે "લોકવસ્તીના પ્રમાણમાં, કે વિદ્યાર્થીઓના પ્રમાણમાં અથવા નાણાંની મદદ આપી હોય તેના પ્રમાણમાં હિંદુ કે મુસલમાન શિક્ષકોનું પ્રમાણ જળવાવું જોઈએ." (આમાં જો કોઈ પારસી કે ખ્રિસ્તી શિક્ષકો આવી ગયા તો તેમને પોતા તરફ ખેંચવાનો, બંને તરફથી પ્રયત્ન થવાનો જ. અને એમાંથીયે ઝઘડા પેદા થવાના.)

પોતાની જ કોમના આંધળા સ્વાર્થનો આગ્રહ રાખી કોઈનો પણ સ્વાર્થ સધાયો નથી. ફક્ત અભિમાન પોષાય છે અને જાહેરજીવન વણસે છે. પછી નેતાઓ કહે છે કે આપણા લોકો માટે ડેમોક્રસી અનુકૂળ છે જ નહીં. મારી કોમના શિક્ષકો બહુમતીમાં હોય અથવા પ્રમાણથી વધારે હોય તો હું અચૂક કહેવાનો: "શિક્ષકો યોગ્યતા પ્રમાણે નિમાવા જોઈએ. પ્રમાણ લઈને શું બેસો છો?" પણ જો મારી કોમના શિક્ષકોની સંખ્યા ઓછી હોય તો હું તરત કહેવાનો કે, "મને પોતાને વાંધો નથી પણ મારી કોમનો વિશ્વાસ તમે ખોઈ બેસશો. પછી મારી કોમને સમજાવવું મારે માટે મુશ્કેલ થશે. તેથી વસ્તુસ્થિતિ સ્વીકારો અને ડાહ્યા થઈ પ્રમાણનો સિદ્ધાંત જાળવો." તેમાંયે પ્રમાણ લોકસંખ્યાનું, વિદ્યાર્થીનું કે નાણાંની મદદનું એ સવાલ ઉપર ઝઘડો ચાલવાનો જ.

નોઆખાલીમાં એક ઇસ્પિતાલમાં માંદાઓને દાખલ કરવામાં પણ કોમનું પ્રમાણ જાળવવાનો આગ્રહ મેં જોયો હતો અને તેથી અમુક કોમનાં ગંભીર માંદાંઓને પણ રખડતાં મૂકી, બીજી કોમનાં નામનાં માંદાંઓને પથારીઓ આપી હતી. ત્યાંનો ઉપરી કહે કે, "આમાં અમારું કશું ચાલે એમ નથી. કોમને બીજી રીતે સમજાવાય જ નહીં."

એક ઠેકાણે તો જેલના કેદીઓની બાબતમાં પણ કોમી પ્રમાણની વાત ચર્ચાયેલી હું જાણું છું! પણ તે વિગતોમાં અહીં નહીં ઊતરું.

શ્રી કમલનયને સૂચવ્યું કે, "વ્યવસ્થાપકોમાં હિંદુની ચૂંટણી મુસલમાન કરે અને મુસલમાનોની ચૂંટણી હિંદુ કરે તો વખતે ઝઘડો મટી જાય. થોડા દિવસને માટે અજમાવી જુઓ." લોકોએ તરત કહ્યું કે, "એમ કરીએ તો બધા નમાલા લોકો જ ભેગા થશે." બંને કોમના સ્વભાવની નબળાઈ એ જવાબમાં પૂરેપૂરી વ્યક્ત થતી હતી. આમ જ્યારે મામલો સાવ વણસી જાય છે ત્યારે બંને બાજુ એક શાળાની બે શાળા કરે છે. ખરચ બેવડાય છે. પારકી સરકાર પાસે અલગ અલગ ગ્રાન્ટની અરજીઓ મોકલાય છે અને પ્રતિષ્ઠા ખોઈ તેમની ટીકાઓ સાંભળવી પડે છે. આવી પરિસ્થિતિનો લાભ લેવાની તક કોઈ સરકારે છોડી નથી.

એકબીજાને પ્રેમપૂર્વક અને આત્મીયતાપૂર્વક અપનાવીને અને થોડુંક નુકસાન વેઠીને પણ સાથે રહેવામાં જ શ્રેય છે અને સાથે રહેવા માટે બીજા પક્ષ પ્રત્યે વિશેષ ઉદાર થવું જોઈએ એટલી વાત જો બંનેને સૂઝે તો જ સાચો ઉપાય થઈ શકે.

સાડા બાર સુધી મથામણ કરી અમે પ્લેનમાં બેઠાં અને દોઢ વાગ્યે દારેસ્સલામ પહોંચ્યાં. રસ્તામાં ફરી વાર સમુદ્રના રંગોએ અને નાનામોટા બેટોએ અમારું સ્વાગત કર્યું. જે બેટોનું માથું સમુદ્રના પાણીથી બહુ ઊંચું આવતું નથી તે બેટો ઉપર વનસ્પતિ કે મનુષ્યવસ્તીને અવકાશ હોતો નથી. આવા બેટોમાંથી ધીમે ધીમે ઉપર ઊપસી આવવા મથતા કાચા કે બચ્ચા બેટો કેટલા હશે અને મોજાંના મારાથી ઘસાતા ઘસાતા પાણી તળે ડૂબી ગયેલા જીર્ણ ને વૃદ્ધ બેટો કેટલા હશે?

ગંગા કે બ્રહ્મપુત્રા નદીને કિનારે રેતીના જે બેટો અવારનવાર તૈયાર થાય છે તેને બંગાળીમાં ચર કહે છે. સમુદ્રના ચરો નદીના ચરો કરતાં વધારે સ્થાયી હોતા હશે. સમુદ્રના રંગમાં આ વખતે ગુલાબી છટા વિશેષ હતી અને તેમાં આકાશમાં દોડતાં વાદળાંઓની છાયાએ મશરૂ જેવી ભાત પાડી હતી.

## ૧૪. જંગબારના વિવિધ અનુભવો

શ્રી અપ્પાસાહેબ કહે કે, "ઝાંઝીબાર એ આફ્રિકાની સંસ્કારદાત્રી માતા છે. માતા હવે વૃદ્ધા થઈ છે. પહેલાંની શક્તિ એની પાસે રહી નથી. પણ તેટલા માટે એની સંસ્કારિતાની આપણે કદર ન કરીએ એ બરાબર નથી." ઝાંઝીબાર (ગુજરાતીઓનું જંગબાર) હિંદુસ્તાન સાથે પ્રાચીન કાળથી સંકળાયેલું છે. ઈતિહાસ શરૂ થયો તે પહેલાંની વાત છોડી દઈએ; બે હજાર વરસથી વહાણોની જે અવરજવર ચાલે છે તે પણ છોડી દઈએ; પણ વાસ્કો-ડા-ગામા હિંદુસ્તાન આવ્યો તે પહેલાં જંગબારનો અને હિંદુસ્તાનનો વેપારી સંબંધ ઈતિહાસને વિદિત છે.

સન ૧૮૩૨ની આસપાસ મસ્કતનો સુલતાન કેટલાક કચ્છી ભાટિયાઓને સાથે લઈ ઝાંઝીબારમાં આવીને વસ્યો. ત્યારથી અહીં એ વંશનું જ રાજ ચાલે છે. એક વખતે ઝાંઝીબારનું રાજ્ય પૂર્વ આફ્રિકામાં ખૂબ દૂર સુધી ફેલાયું હતું. આજે બધું અંગ્રેજોના તાબામાં છે. એટલું જ નહીં પણ ખુદ ઝાંઝીબારમાં પણ સુલતાનનો અધિકાર નામનો જ છે. ખરી સત્તા બ્રિટિશ રેસિડેન્ટના હાથમાં ગઈ છે.

ઝાંઝીબાર આજે લવિંગના વેપાર માટે મશહૂર છે. એક વખતે આફ્રિકાના લોકોને પકડી આણી ગુલામ તરીકે વેચવાના વેપારનું ઝાંઝીબાર મોટું મથક હતું. પકડી આણેલા ગુલામોમાંથી કેટલાય મરી જતા, થોડાક નાસી જતા અને બાકીના બજારમાં વેચાતા હતા. એ વેપારના અવશેષો છેક હમણાં સુધી રહી ગયા હતા. બ્રિટિશ લોકોનો દાવો છે કે એમણે આ ગુલામીનો વેપાર મક્કમપણે બંધ ન કર્યો હોત તો આફ્રિકાની કેટલીક ન્યાતો અત્યાર સુધીમાં નામશેષ થઈ ગઈ હોત.

માણસને ગુલામ બનાવી ઘરકામ માટે, ખેતી, બગીચા માટે અને કડિયા-મજૂર તરીકે રાખવાની પ્રથા પ્રાચીન કાળમાં દરેક દેશમાં હતી. જોકે ગુલામોની હાડમારી-ઓની બાબતમાં દેશદેશમાં ફરક હતો.

ચાણક્યે પોતાના અર્થશાસ્ત્રમાં લખ્યું છે કે આર્યોને દાસ તરીકે ન જ રખાય. न आर्यः दासभावं अर्हति । આજની દુનિયાએ એ નિયમ માણસજાતને માટે લાગુ કર્યો છે. એક માણસ બીજા માણસની મહેનતમાંથી ખોટી રીતે લાભ ઉઠાવી આડકતરી રીતે એને ગુલામ તરીકે આજે પણ વાપરે છે. પણ એને આપણે ગુલામી નથી કહેતા.

દારેસ્સલામથી ઝાંઝીબાર વચ્ચે ફક્ત ૪૬ માઈલનું દરિયાઈ અંતર છે. વિમાનમાં આફ્રિકાનો કિનારો દેખાતો બંધ થાય તે પહેલાં જ ઝાંઝીબાર દેખાવા માંડે છે. ઊડયા અને ઊતર્યા એટલામાં ઝાંઝીબાર આવી જાય છે. વિમાન કંપનીના વ્યવસ્થા-પકોની ચાલાકીને કારણે પાછળથી આવેલા કેટલાક ગોરાઓને અમારા વિમાનમાં જવાની જગા મળી અને પછી તેઓ કહેવા લાગ્યા કે તમે બધા તમારા સામાન સાથે ન જઈ શકો. વિમાન આટલો ભાર ઊંચકી નહીં શકે અને જોખમ તો લેવાય

કરી. ઘરનાં બાળકોને આ રીતે આતિથ્યની તાલીમ મળતી હોવાથી દરેક હિંદી કુટુંબમાં આ પરંપરાની સુવાસ જળવાય છે.

ઝાંઝીબાર એક સ્વતંત્ર દુનિયા છે. શહેરનો મુખ્ય ભાગ કાઠિયાવાડના ગીચ વસ્તીના કોઈ જૂના શહેર જેવો છે. બનારસની વાંકીચૂકી સાંકડી ગલીઓ સાથે એને સહેજે સરખાવાય. આજકાલની મોટરો એમાંથી શી રીતે જાય? કેટલીક ગલીઓમાં ઘરોની દીવાલોના ખૂણાઓ સહેજસાજ કાપીને નાની મોટરો જઈ શકે એવી સગવડ કરેલી છે. બનારસની ગલીઓમાં ચાલતાં ઘણી વાર આશ્ચર્ય થતું કે આટલું વાંકાચૂકાપણું માણસ કઈ રીતે ઉપજાવી શક્યો હશે? અહીં પણ એ જ લાગણી પેદા થઈ.

જ્યાં જઈએ ત્યાં સ્થાનદેવતા અને વાસ્તુદેવતાનાં દર્શન કરવાં જ જોઈએ. એ ન્યાયે અમે અહીંના સુલતાનને મળવા ગયાં. રેસિડેન્ટને મળી આવ્યાં. દરેક ઠેકાણે વિવેક પ્રમાણે બોલવાની વાતો બોલી લીધી. સુલતાન આધેડ વયના સંસ્કારી ગુલાબી માણસ છે. હિંદુસ્તાની સહેજસાજ બોલી શકે છે. એમના ઘરમાં સ્થાનિક કલાની કેટલીક વસ્તુઓ અને કેટલીક ઐતિહાસિક છબીઓ જોવાને મળી. એમનાં સુલતાનાં યુરોપિયન પોશાકમાં હતાં. મને તો એશિયાઈ પોશાક જ વધારે રુઆબદાર અને કલાયુક્ત લાગે છે. સુલતાનને ત્યાંનો વિવેક અસરકારક હતો.

રેસિડેન્ટ સાહેબને ત્યાં અમે કેળવણી વિશે વાતો કરી. એમના બંગલામાંથી સમુદ્રનાં દર્શન બહુ જ આકર્ષક હતાં. સ્થાનિક કારીગરીની મોટી મોટી વસ્તુઓ અહીં પણ રાખેલી હતી.

ઝાંઝીબારમાં અમારો કાર્યક્રમ ભરચક છતાં આનંદદાયક હતો. એક દિવસે અમે લવિંગનું કારખાનું જોવા ગયાં. કેટલાક લોકોએ કહેલું કે બજારમાં જે લવિંગ મળે છે તે લવિંગનું તેલ કાઢી લીધા પછી રહેલો કૂચો હોય છે. હું એ માની શક્યો ન હતો. લવિંગની તીખાશ અને એની ખુશબૂ તેલ કાઢયા પછી ન જ ટકી શકે. ઝાંઝીબારમાં અમે જોયું કે આપણે જે લવિંગ ખાઈએ છીએ તે મૂળે લવિંગના ફૂલની લાલ કળી હોય છે. એ કળી નીચેનાં ડીંટાં લવિંગ જેટલાં જ તીખાં હોય છે. કળીઓ તોડી લીધા પછી નીચેનાં ડીંટાં એકઠાં કરીને તે ઉકાળવામાં આવે છે અને તેમાંથી લવિંગનું તેલ અથવા અર્ક તૈયાર કરે છે. તેલ કાઢી લીધા પછી જે કૂચો રહે છે તે એ કારખાનામાં જ બળતણ તરીકે વાપરે છે. ખાતર તરીકે એનો ઉપયોગ કેમ નથી થતો તે હું સમજી શક્યો નહીં. એ કૂચાનો ઢગલો ક્યાં કરી રખાય? અને ખાતર તરીકે કોઈ લઈ જાય તો બળતણ કરતાં એ સોંઘું પડે કે મોંઘું? એ જ સવાલો એમાં મુખ્ય હશે.

પહેલે દિવસે અમે ત્યાંનું કન્યાવિદ્યાલય જોવા ગયાં. જૂના વખતમાં સ્ત્રીઓ એમને માટે વપરાતાં 'અબળા' અને 'ભીરુ' વગેરે વિશેષણોથી રાચતી, આજે તમે

કન્યાઓ આગળ નવા જમાનાની વાતો કરી. આપણી છોકરીઓ નવા વિચારો સમજવામાં અને કબૂલ રાખવામાં ઘણી તેજ હોય છે. પણ સામાજિક રિવાજ, રૂઢિ અને બંધનો જોતજોતામાં એમનું અથાણું કરી મૂકે છે. આપણા લોકો સ્ત્રી-કેળવણીનું મહત્ત્વ સમજતા થયા છે એટલે જ્યાં ત્યાં કન્યાવિદ્યાલયો સ્થપાય છે. પણ એ કેળવણીમાંથી કેવી સ્ત્રી તૈયાર થવી જોઈએ એનો વિચાર કોઈએ કરેલો હોતો નથી. આપણા સમાજને કેવી સ્ત્રી જોઈએ છે એ પણ કોઈ કહી શકે એવું હોતું નથી. યુરોપિયન લોકોમાં જે સમાજસેવિકાઓ આપણે જોઈએ છીએ અને તેઓ જે તેજસ્વી જીવન ગાળે છે તે જોઈને આપણે તેમનાં આદરપૂર્વક વખાણ કરીએ છીએ, પણ તેવી સ્ત્રી આપણે ત્યાં તૈયાર કરવા માટે જેવું વાતાવરણ જોઈએ છે, તેવું વાતાવરણ ઊભું કરવામાં આપણે માનતા નથી!

ઝાંઝીબારમાં આરબ લોકોની અસર વધારેમાં વધારે જોવામાં આવે છે. ઈરાન તરફના લોકો અહીં ક્યારે આવ્યા હશે તેની ખબર નથી. પણ આજે જે શિરાજી તરીકે ઓળખાય છે તે લોકો તો સાવ આફ્રિકન જેવા જ થઈ ગયા છે. એ લોકો સ્વાહિલી બોલે છે. મૂળ વતની આફ્રિકન લોકો અને આ શિરાજી લોકો ભાષા અને રહેણીકરણીમાં એકસરખા થયા છતાં એમની વચ્ચે આત્મીયતા પૂરેપૂરી પેદા થઈ નથી એવી છાપ મારા ઉપર પડી છે. ખાસ વ્યક્તિત્વ ન હોય અને લોકો એકબીજામાં ભળી જાય ત્યારે પરિણામ શું આવે એ સમાજશાસ્ત્રનો એક ગંભીર સવાલ છે. એ વિશે મનમાં વિચારો ઘણા આવે છે પણ સમાજ આગળ રજૂ કરી શકાય એવું હજી એમાંથી કશું નીપજ્યું નથી.

આ થઈ શિરાજી નામે ઓળખાતા લોકો વિશેની વાત. અહીંના આરબ લોકોની સ્થિતિ આફ્રિકન લોકો જેવી નથી. હિંદી લોકોની પેઠે તેઓ પણ અહીં વેપાર કરે છે. કારીગર પણ છે. અંગ્રેજી કેળવણી લઈને ઉજળિયાત ધંધાઓ પણ કરે છે. એમની પાસે રાજદ્વારી મહત્ત્વાકાંક્ષા કેટલી ટકી છે એ થોડા પરિચયમાં આપણે શું જાણી શકીએ? જૂની જાહોજલાલી હવે ટકી નથી અને નવી મહત્ત્વાકાંક્ષા હજી બરાબર ઊગી નથી—એવી હાલતમાં એ લોકો છે. એશિયન તરીકે આરબો હિંદી લોકોમાં ભળી શકે છે. હિંદના મુસલમાનો એમની સાથે સહેજે એકરૂપ થઈ શકે છે. એમાંથી જે નવા સંસ્કારો અને નવાં બળો પેદા થાય તે ખરાં. આ મુલકના કરોડો આદિવાસીઓની સેવા કરવાનો એકમાત્ર આદર્શ રાખનારા લોકો માટે બહુ ચિંતા કરવા જેવું કશું નથી. જ્યાં સેવા કરીને જ જીવન કૃતાર્થ કરવાનું છે ત્યાં જીવન સહેલું અને સરળ બને છે. દરેક સમાજ મનમાં સંકુચિત મહત્ત્વાકાંક્ષા રાખે અને તેની સિદ્ધિ માટે કાવતરાં રચે અને જબરદસ્તી કરે તો મુશ્કેલીઓનો પાર આવે જ નહીં. અહીંના કેટલાક આરબ નેતાઓ સાથે ઘણી વાતો થઈ. એમની આગળ ગાંધીજીની સર્વ-ધર્મ-સમભાવની અને જનતાની જાગૃતિને અર્થે ગાંધીજીએ ચલાવેલ રચનાત્મક કાર્યક્રમની વાતો અમે કરી. એથી તેઓ પ્રભાવિત થયા.

પશ્ચિમી સંસ્કૃતિમાંથી જો આપણે વિજ્ઞાન, સમાજસેવા અને સંગઠનવિદ્યા લઈ લઈએ અને એમનો રાજદ્વારી આદર્શ છોડી દઈએ – ભોગ અને ઐશ્વર્યના લોભમાં તણાઈને નીતિના આદર્શને તિલાંજલિ આપવાની ભૂલ ન કરીએ – તો જ આપણે દુનિયાની સાચી સેવા કરી, શાન્તિની સ્થાપના માટે જરૂરી વાતાવરણ તૈયાર કરી શકીશું.

ઝાંઝીબાર શહેરમાં સારા પાણીની મુશ્કેલી જરાય નથી. શહેર પાસે જ એક ઠેકાણે જમીનમાં પાણી એટલું છલોછલ ભરેલું છે કે જરા ખાડો ખોદ્યો કે ત્યાં પાણી ભેગું થઈને વહેવા માંડે છે. આવી રીતે અનેક ઝરાઓ તૈયાર કરી એમાંનું પાણી એક ઠેકાણે ભેગું કર્યું છે. એ સ્થાનને ચેમચેમ કહે છે. અહીંથી પાણી પંપ કરીને આખા શહેરને પહોંચાડવામાં આવે છે. ઝાંઝીબારના બારામાં જે જહાજો આવે છે તેમને પણ આ ખજાનામાંથી જ તાજું પાણી પૂરું પાડવામાં આવે છે. જહાજો પાણી પીવા ન આવે ત્યારે વધેલું પાણી સમુદ્રમાં છોડી દેવું પડે છે.

આ આટલું બધું પાણી આવે છે ક્યાંથી એવો સવાલ મનમાં ઊઠવો સ્વાભાવિક છે.

લાગે છે એમ જ કે આ બાજુ વરસાદ ખૂબ પડતો હોવાથી, વરસાદનું પાણી, જમીનની અનુકૂળતાને કારણે, અંદર અંદર ભેગું થતું હશે. પણ કલ્પના-શાળી લોકોને આવી ઉપપત્તિ શા ખપની? તેઓ કહે છે કે આફ્રિકા ખંડમાં અહીંથી લગભગ ૨૫૦ માઈલ દૂર આવેલા પર્વતરાજ કિલિમાંજારોનાં પાણી જમીન નીચેથી, અને સમુદ્રની નીચેથી પણ આવીને અહીં ઊભરાય છે! પાણી એટલું બધું સારું છે કે એ કિલિમાંજારોથી જ આવેલું છે એમ માનવામાં કલ્પનાશક્તિને સંતોષ થાય છે.

ઝાંઝીબારમાં નારિયેળનાં ઝાડ ઘણાં છે. નારિયેળના ઝાડની વસ્તી જ અહીં મુખ્ય ગણાય. અહીંનાં કાચાં નારિયેળનું પાણી ખૂબ વખણાય છે. આપણે ત્યાં કાચા નારિયેળનાં ડાબ, અડસર, શહાળેં વગેરે નામો છે. તેમ અહીં એને મડાકુ કહે છે. અહીંના લોકોમાં એક મીઠી માન્યતા છે કે જેણે અહીંના મડાકુનું પાણી એક વાર પીધું તેને એ ફરી ચાખવા ઝાંઝીબાર આવવું જ પડે છે. ઝાંઝીબારની પ્રાકૃતિક શોભા અને અહીંના લોકોના આતિથ્યનો વિચાર કરતાં અહીંના મડાકુની એવી અસર હોય તો એની સામે કોઈનો વાંધો હોઈ ન શકે.

મસ્કતના સુલતાન સાથે જે ભાટિયા લોકો અહીં આવ્યા તેમની નિષ્ઠા અને બાહોશી ઉપર સુલતાનનો એટલો વિશ્વાસ હતો કે રાજ્યનાં ઘણાંખરાં ખાતાંઓ તેમણે જ સંભાળ્યાં હતાં. હિંદુ ધર્મની રૂઢિઓ અહીં કેમ પળાય એ બીકે આ લોકો અહીં પોતાના કુટુંબ-કબીલાને લાવતા ન હતા. સુલતાને એમને ઘણું સમ-જાવ્યા કે તમારો ધર્મ પળાય એવી બધી સગવડો તમને કરી આપું. પાણીની સગવડ માટે કહો તો ચાંદીના નળ ગોઠવી આપું. પણ આપણા ધર્મનિષ્ઠ લોકોએ

અંગ્રેજોનું જ્યારે અહીં જોર વધ્યું ત્યારે તેઓ અહીંના ભાટિયા લોકોને જ હિંદુ કોમના પ્રતિનિધિ તરીકે માનતા. આજકાલના પ્રજાકીય જમાનામાં બધી હિંદુ જ્ઞાતિઓએ મળીને હિંદી મંડળ સ્થાપ્યું. એ પગલા પ્રત્યે ભાટિયા લોકોએ હજી સમભાવ કેળવ્યો નથી!

હિંદુ કોમનું સંગઠન પણ જ્યાં આટલું મુશ્કેલ છે ત્યાં યુગધર્મ પોકારીને કહે છે કે, 'હિંદુઓનું નહીં પણ તમામ હિંદીઓનું સંગઠન કરો' અને અહીં આફ્રિકામાં તો એથીયે આગળ જઈ તમામ એશિયાવાસીઓનું સંગઠન કરીએ તો જ છૂટકો છે. યુગધર્મ ઓળખી અદ્યતન સંગઠન કરવાની બાબતમાં આપણે બે ક્રાંતિ જેટલા પછાત છીએ.

હિંદુસ્તાન સ્વતંત્ર થયું કે તરત પંડિત જવાહરલાલજીએ એશિયાના તમામ દેશોના પ્રતિનિધિઓને બોલાવી એમને હિંદુસ્તાનનો સંદેશો સંભળાવ્યો કે આપણે સ્વતંત્રતા, શાંતિ અને બંધુતાને વરેલા છીએ. જ્યાં સ્વતંત્રતા નથી ત્યાં તે સ્થાપવાનો પ્રયત્ન થવો જોઈએ. જ્યાં એવો પ્રયત્ન ચાલતો હોય ત્યાં ભારતની સહાનુભૂતિ અને નૈતિક મદદ મુમુક્ષુ રાષ્ટ્રની તરફેણમાં જ હશે; આપણે સામ્રાજ્યશાહીના વિરોધી છીએ. આપણે અહિંસા દ્વારા દુનિયામાં બધે બંધુતા સ્થાપિત થયેલી જોવા માગીએ છીએ.

જબરદસ્ત બ્રિટિશ સલ્તનત પાસેથી ખૂન વહેવડાવ્યા વગર આપણે આપણી સ્વતંત્રતા મેળવી શક્યા એ કારણસર દુનિયામાં આપણી પ્રતિષ્ઠા વધી છે. એશિયાના દેશો આપણી તરફ આશાની નજરે જુએ છે. આવી સ્થિતિમાં જ્યારે એશિયાના પ્રતિનિધિઓ દિલ્હીમાં ભેગા થયા ત્યારે એમણે સૂચવ્યું કે હિંદુસ્તાને એશિયાનું નેતૃત્વ સ્વીકારવું જોઈએ. પંડિત નેહરુએ જવાબમાં કહ્યું કે, મોટાભાઈ કે ભા થવાની અમારી મહત્ત્વાકાંક્ષા નથી. ગાંધીજીએ પણ જાહેર કર્યું કે આપણે સંગઠન કરી એશિયાનું રાજકીય એકમ સ્થાપિત કરવા નથી માગતા. આખી દુનિયા એ જ આપણું એકમ છે.

છતાં એશિયાના દેશો મદદ માગે ત્યારે આપણે ના ન પાડી શકીએ. એશિયાવાસી બધા એક છે એ જાતની ભાવના એશિયા બહાર જઈ વસેલા એશિયાવાસીઓના મનમાં જાગ્રત રહેવાની જ. આજે ન હોય તો તે કાલે ઊગવાની જ છે. આવી સ્થિતિમાં આફ્રિકામાં રહેતા આપણે હિંદુ કે હિંદી એવું સંકુચિત નામ ધારણ કરવા કરતાં એશિયાઈ અથવા એશિયન એ નામ ધારણ કરવું એ જ યોગ્ય ગણાય.

આફ્રિકામાં વસતી જમાતો ('ટ્રાઈબ્ઝ') અનેક છે. એમની વચ્ચે આજે કશી રાજદ્વારી એકતા સિદ્ધ થઈ નથી અને છતાં 'આફ્રિકન' એ સમાન નામના મહિમાથી જ તેઓ એક થવા લાગ્યા છે. યુરોપમાં પણ અનેક દેશો છે, જે અંદર અંદર લડે પણ છે. અને છતાં સંસ્કૃતિની દૃષ્ટિએ અથવા મહત્ત્વાકાંક્ષાની દૃષ્ટિએ

એમનું વિશિષ્ટ વલણ હોવાથી તેઓ યુરોપિયનને નામે ઓળખાય છે. હવે આફ્રિકન અને યુરોપિયન એ બે શબ્દોને તોલે આવે એવું આપણું નામ એશિયન જ છે.

એટલે, હવે પછી આપણે આપણા લોકોનું સંગઠન એશિયન નામે કરવું જોઈએ. અને તેમાં હિંદુસ્તાન, પાકિસ્તાન, ગોવા, ઈત્યાદિ ભેદો ભૂલી જઈ અરબસ્તાન, સિલોન, બ્રહ્મદેશ, ચીન, જાપાન, આદિ દેશોના જે કોઈ, થોડા કે વધારે લોકો આફ્રિકામાં વસતા હોય તે બધાનો સ્વીકાર કરવો જોઈએ. પાકિસ્તાન પ્રત્યે સહાનુભૂતિ ધરાવનારા હિંદી મુસલમાનોને રાજી કરવા ખાતર નહીં પણ આપણું સ્વાભાવિક વિશાળ નામ ધારણ કરવા માટે એશિયન નામે જ આપણે ઓળખાઈએ. આરબો આદિ આપણા બધા પડોશીઓ એ નામ તળે આપણી સાથે ચાલવામાં જરૂર રાજી થશે. ગોવન જેવા હિંદુસ્તાનના વતનીઓ જે પોતે શી રીતે ઓળખાઈએ એની મુશ્કેલીમાં પડયા છે, તેમની પણ મુશ્કેલીઓ ટળશે.

એક વાત મારે સ્પષ્ટ કરવી જોઈએ કેમ કે મારા પોતાના વિચારો હું છુપાવવા માગતો નથી. ગોવન લોકોને હું સો ટકા હિંદીઓ માનું છું, તેઓ પોતે પણ જાણે છે કે તેઓ હિંદી જ છે. તેઓમાંથી અમુક લોકો ધર્મે ખ્રિસ્તી થયા અને પોર્ટુગીઝ લોકોના કેટલાક રિવાજો એમણે અપનાવ્યા એટલા પરથી તેઓ હિંદી છે એ વાત મટી નથી જતી. પણ આજકાલના લોકો આવી પવિત્ર વસ્તુ કોરે મૂકી, પોતાના ક્ષણિક સ્વાર્થનો વિચાર કરી, તે તે વખતે પોતે હિંદી છે અથવા નથી એમ જાહેર કરે છે. નોકરીનો સ્વાર્થ, વેપારમાં મળતી સગવડો, રાજદ્વારી પ્રતિષ્ઠા વગેરેનો વિચાર કરી લોકો પાઘડી ફેરવવા તૈયાર થઈ જાય છે. હિંદુસ્તાન જ્યારે પરતંત્ર હતું અને પરતંત્ર દેશના નાગરિક તરીકે આફ્રિકામાં આપણી હસ્તી પ્રતિષ્ઠા વગરની હતી ત્યારે કેટલાક હિંદી મુસલમાનો પોતે આરબ હોવાનો દાવો કરતા હતા અને એ રીતે સ્વતંત્ર નાગરિકની પ્રતિષ્ઠા ભોગવતા હતા.

મોઝાંબિક અને આંગોલામાં ફાવવાની દૃષ્ટિએ કેટલાક ગોવન લોકો પોતે હિંદુસ્તાનના વતની નથી પણ પોર્ટુગલના વતની છે એમ જાહેર કરવામાં લાભ જુએ છે. જો આવતી કાલે હિંદુસ્તાન સરકાર જાહેર કરે કે જેઓ પોર્ટુગલના વતનીઓ છે તેમને હિંદુસ્તાનમાં પરદેશી તરીકે રહેવું પડશે, તેમને હિંદુસ્તાનના નાગરિક તરીકેના કોઈ હકો મળવાના નથી; તો હું માનું છું કે ઘણાખરા ગોવન હિંદુસ્તાન જતાંવેંત જાહેર કરશે કે અમે હંમેશાં હિંદુસ્તાનના જ વતની છીએ. મુંબઈ અને મેંગલોર જેવાં શહેરોમાં એટલા બધા ગોવન રહે છે અને પૈસા કમાઈને ગોવા મોકલે છે કે એ કમાણી બંધ થાય તો તેઓ તો મુશ્કેલીમાં આવશે જ પણ ગોવાની સરકાર પણ પોતાનો કારભાર ચલાવતાં મુશ્કેલી અનુભવશે. ખ્રિસ્તી લોકો ખ્રિસ્તી છે એની કોઈ ના નથી પાડતું. જ્યાં પોર્ટુગલનું રાજ્ય છે ત્યાં પોર્ટુગલના કાયદાઓ ચાલશે એ જાહેર છે પણ પોતાની રાષ્ટ્રીયતા હિંદુસ્તાનની છે એ વસ્તુ સગવડ પ્રમાણે ફેરવવા જતાં તેઓ પોતાની આત્મપ્રતિષ્ઠા ખોઈ બેસે છે એ તેઓ સમજતા નથી.

પાકિસ્તાન હિંદુસ્તાનનો જ એક અંશ છે. દેશ એક, સંસ્કૃતિ એક, હિત-સંબંધ એક, એમ હોવા છતાં નોખા પડવામાં સ્વાર્થ જોઈ અમુક લોકોએ એક ધતિંગ ચલાવ્યું; એ ચાલ્યું, પણ એમાંથી ભયંકર પરિણામો નીપજ્યાં. પણ આવી વસ્તુઓનો વિરોધ કરવામાં માલ નથી. જે માણસ કહે કે, 'હું હિંદી નથી' એને જબરદસ્તી કરીને સમજાવી ન શકાય કે, 'તું હિંદી જ છે.' હિંદી હોવાના લાભો સ્પષ્ટ થશે ત્યારે એ પોતાની મેળે પોતાને હિંદી કહેવડાવશે. એ પોતાને હિંદી ન કહેવડાવે એમાં આપણને નુકસાન શું? દહીંમાં ને દૂધમાં એવી નીતિ ચલાવીને જેઓ બેવડો લાભ ઉઠાવવા માગે, એમને આપણે, ઉદાર થઈને લાભ ઉઠાવવા દઈએ. સરવાળે આપણને લાભ જ છે. એ લાભ જો આપણે જોઈ શકતા ન હોઈએ તો કોક દિવસે કહી દઈએ કે, 'બન્ને પ્રકારના લાભો તમે મેળવી ન શકો.' એથી વધારે આપણા હાથમાં શું છે? આપણામાં જો દૂરદૃષ્ટિ હોય તો આપણે જોઈ શકીશું કે લોકોને બેવડો લાભ મેળવવા દેવામાં આપણું સાચું કે વિશેષ નુકસાન નથી. કોક દિવસે આપણને એમાંથી લાભ જ થશે. અને ન થાય તોયે શું? કોઈ માણસ સ્વાર્થનો પ્રેર્યો સગવડ વખતે સત્ય બોલે અને એમાંથી લાભ ઉઠાવે તો આપણે એને ના ન પાડીએ. હિંદુસ્તાનના મુસલમાનો હિંદી તરીકે હિંદુસ્તાન સરકાર પાસેથી અમુક લાભો માગવાના અને મેળવવાના. અને સાથે સાથે પાકિસ્તાન પ્રત્યે નિષ્ઠા રાખી સંતોષ માનવાના. ગોવન ખ્રિસ્તીનું પણ એમ જ છે. અહીંના લોકો એમ જ માને છે કે ગોવન એટલે ખ્રિસ્તી જ હોય. સાચી વાત એ છે કે ગોવન ખ્રિસ્તીઓ ગોવામાં ફક્ત પિસ્તાળીસ ટકા છે. હિંદુઓ ત્યાં બાવન ટકા કરતાં વધારે છે.

શીખ લોકોમાં પણ કેટલાક લોકો કહે છે કે, 'અમારો ધર્મ જુદો છે. અમારો સમાજ જુદો છે. અમે હિંદુ નથી.' હું પોતે માનું છું કે શીખ ધર્મ એ હિંદુ ધર્મનો જ એક પંથ છે. અંગ્રેજોના રાજ્યકાલમાં મુસલમાનોને જ્યારે વધારે હકો મળવા લાગ્યા અને હિંદુ રહેવામાં ખોવાપણું જ દેખાયું ત્યારે શીખ લોકોએ જાહેર કર્યું કે, 'અમે હિંદુ નથી, અમે નોખા છીએ.' એમને એ પ્રમાણે કહેવા દેવામાં હિંદુઓએ કશું નુકસાન ન જોયું. મુસલમાનો પણ કશો વાંધો ન ઉઠાવી શક્યા. એ રીતે શીખો જે સો ટકા હિંદુ હતા—અને હજીયે છે—તેઓ નોખા બન્યા. કોઈ શીખ ભાર દઈને કહે કે હું હિંદુ નથી, તો હું જરાયે વાંધો ન ઉઠાવું. કેટલાક શીખો કહેવા લાગ્યા છે કે, 'ધર્મે અમે નોખા છીએ. સમાજ તરીકે અમે એક છીએ. અમારી રાષ્ટ્રીયતા હિંદુ છે—અથવા હિંદી છે.'

મંદિરોનું દેવદ્રવ્ય નવા કાયદાના સકંજામાંથી બચાવવા માટે જૈનો પણ કહેવા લાગ્યા છે કે, 'ધર્મ તરીકે અમે હિંદુ નથી. અમે નોખા છીએ.' જેમ જેમ કાયદાઓ વધશે તેમ તેમ ધર્મ, સમાજ, નાગરિકતા અને રાષ્ટ્રીયતાની બાબતમાં આ સંતાકૂકડી ચાલુ જ રહેવાની. કોઈ કહેશે: 'અમે ફલાણા છીએ.' કોઈ કહેશે: 'અમે નથી.' આવો ગોટાળો વધી વધીને સરવાળે ધર્મોનાં [illegible]

થશે. બે રાષ્ટ્રના એકસામટા નાગરિક રહીએ તો વાંધો શો? એમ પૂછનારા લોકો ઉત્પન્ન થવા લાગ્યા છે. તેઓ જોતા નથી કે બંને રાષ્ટ્રો કાયમનાં મિત્રો હોય અથવા હંમેશને માટે અહિંસાની નીતિ સ્વીકારતાં હોય ત્યારે જ એ વસ્તુ બની શકે એમ છે. હિંદુસ્તાન અને પોર્ટુગલ વચ્ચે લડાઈ થાય અને ફરજિયાત સૈન્ય-ભરતી શરૂ થાય ત્યારે માણસ બેમાંથી એક દેશનો જ શહેરી રહી શકે છે. જ્યારે યુદ્ધો નીકળી જશે, બધે મિત્રાચારી અથવા બંધુતા સ્થપાશે ત્યારે દરેક માણસ વિશ્વનાગરિક બની શકશે.

આજે પણ ગમે તે માણસ વિશ્વનાગરિક બની શકશે—એ શરતે કે એ જાહેર કરે કે, 'કોઈ પણ દેશના શહેરી તરીકેના હકો હું ભોગવવા માગતો નથી. જવાબ-દાર માનવી તરીકેની મારી તમામ ફરજો હું અદા કરીશ. અને જો એથી વધારે ફરજો મારા પર લાદવામાં આવે અને એ મારા વિશ્વબંધુત્વને બાધક હોય તો એ ફરજોનો હું ઇનકાર કરીશ અને એમાંથી ઉત્પન્ન થતી બધી સજાઓ સુખેથી સહન કરીશ.'

આજે હું પાકિસ્તાની લોકો જોડે, હિંદુસ્તાનના મુસલમાન જોડે, શીખ લોકો જોડે, ગોવન કે જૈન લોકો જોડે કશો ઝઘડો ઉઠાવું નહીં. એ રીતે જ હું એમને વિચાર કરતા કરી શકીશ. ઝઘડો ઉઠાવીને મારી અને એમની બંનેની પ્રગતિ અટક-વાની છે. અને ત્રાહિત લોકો એમાંથી લાભ ઉઠાવવાના છે. હું દુનિયા આગળ નાહક હાંસીપાત્ર શા માટે બનું? આપણે બધા એશિયન છીએ, એશિયન કહેવ-ડાવીએ. એમાં જેને ભળવું હોય તે ભળે; ન ભળવું હોય તે ન ભળે. યથાકાળે બધાને ભળવું જ પડશે. ત્યાં સુધી આપણે ધીરજ રાખીએ એ જ ઉત્તમ નીતિ છે. બીજું આપણે કરી પણ શું શકીએ કે જેમાંથી સાર નીકળે.

જ્યાં જઈએ ત્યાંની સંસ્થાઓ જોવાનો રિવાજ હોય છે જ. ઝાંઝીબારમાં એક આફ્રિકન વેલફેર સેન્ટર અમે જોયું. એની ઇમારત સારી છે. લોકો એનો કેટલો લાભ ઉઠાવે છે તે ભગવાન જાણે. પ્રજાના હિતમાં અમુક પૈસા ખરચી છૂટીએ જેથી આપણું સારું દેખાય—એ વૃત્તિથી આવી પ્રવૃત્તિઓ સરકાર તરફથી ઊભી કરવામાં આવે છે, એવી છાપ મન પર પડ્યા વગર રહેતી નથી.

ત્યાં એક દવાખાનું (કિલનિક) અમે જોયું. કોઈ ડૉક્ટર ન મળતો હોવાથી તે બંધ પડ્યું છે. હિંદી ડૉક્ટરોને સરકાર યુરોપિયન ડૉક્ટરો જેટલો પગાર કે અધિ-કાર નહીં આપે. અમુક ડિગ્રીઓ લઈને પાસ થયો હોય અને સરકારને તે ડિગ્રી ફાવતી ન હોય તો એવા માણસને સરકાર ધંધો પણ કરવા ન દે. મરાઠીમાં એક કહેવત છે તેમ 'મા ઘરમાં ખવડાવે નહીં, અને પિતા બહાર જવા દે નહીં'—તો આવી હાલતમાં બાળક કરે શું? એવી સ્થિતિ અહીંની પ્રજાની થઈ છે. સરકારને આ સ્થિતિની શરમ નથી અને પ્રજાને એ અસહ્ય લાગતી નથી એ જોઈને મનમાં ઘણું દુ:ખ થયું.

જ્યારે નજીક જ એક સુવાવડની ઈસ્પિતાલ અમે જોઈ અને તે સરસ ચાલે છે એમ નજરે પડયું ત્યારે પેલું દુઃખ અમે કાંઈક ભૂલી ગયાં. એ સુવાવડની ઈસ્પિતાલમાં ૬૪ વરસનાં એક યુરોપિયન વૃદ્ધા નર્સ કામ કરે છે. મેં માન્યું કે કોઈ મિશન તરફથી એ વૃદ્ધા કામ કરતી હશે. મેં એમને પૂછ્યું, "તમે કયા મિશનનાં છો?" એમણે કહ્યું કે, "હું આ ઈસ્પિતાલની જ છું." એ વૃદ્ધાના કાર્યની લોકોમાં કદર છે. એ ઈસ્પિતાલ બંધાવી એકબે મુસલમાનોએ અને એ ચલાવે છે અહીંની હિંદુમુસ્લિમ આદિ આખી પ્રજા. આવી રીતે સંપીને કામ થતું જોઈને ઘણો આનંદ થયો.

એક રાત્રે હિંદુ મંડળ તરફથી વ્યાયામના પ્રયોગો થયા. પ્રયોગો સારા હતા. હાથમાં મશાલો લઈને ચાલવાની રમતો દેખાય છે મજાની પણ એમાં વ્યાયામનું વિશેષ તત્ત્વ હોય એમ લાગતું નથી. પણ નાચતી જ્વાળા જોવાનો આનંદ તો છે જ.

દારેસ્સલામ તેમ જ ઝાંઝીબારમાં મારે માટે એક ભારે હાડમારી ઊભી થઈ હતી. મારા કૃત્રિમ દાંતના ચોકઠામાં એક તડ પડી. તે ધીમે ધીમે વધવા લાગી. ખાતાં પડતી મુશ્કેલી નભાવી લેવાય પણ ખાતાં કે બોલતાં તડની અણીથી જીભ કપાઈ જતી, એ દુઃખ હદ વટાવી ગયું. આવા દત્તક દાંતની મદદ વગર અન્ન ખવાય નહીં અને સભાઓમાં સ્પષ્ટપણે બોલાય નહીં; બોલવા જતાં કષ્ટ થાય અને અહીં અમારું દેશ જોવા ઉપરાંતનું મુખ્ય કામ તો ખાવું અને બોલવું એ જ હતું. ભોજનવીર અને ભાષણવીર આમ ઘાયલ થાય ત્યારે જંગમાં શું કરે? અંતે જંગબારના એક ભલા ગોરા દંતવૈદ્યે, રજાના દિવસો હોવા છતાં મારું ચોકઠું સમું કરી આપવાનું હાથ પર લીધું અને થોડા જ કલાકમાં ચોકઠું સમું કરી આપ્યું.

આ હાડમારી વેઠયા પછી જ ગાંધીજીની સલાહનું મહત્ત્વ મન પર ઠસી ગયું કે ડાહ્યા માણસે એક વધારાનાં ચશ્માં અને દાંતનું વધારાનું ચોકઠું હમેશાં સાથે રાખવું જોઈએ.

ઝાંઝીબારના ટાપુની પર માઈલની લંબાઈ અને ૨૪ માઈલની પહોળાઈમાં એટલાં બધાં આકર્ષક દૃશ્યો છે કે એને સૌંદર્યનું સંગ્રહાલય કહેવાય. એક દિવસે અમે ફૂંબાનો સમુદ્રકિનારો જોવા ગયાં હતાં. મોટાં મોટાં શંખલાં, કોડીઓ અને છીપો જોઈને અમે તો આશ્ચર્યચકિત થયાં. પ્રાણીસૃષ્ટિમાં બે વિભાગ દેખાય છે. માણસનાં હાડકાં એના શરીરની અંદર હોય છે અને માંસ ઉપર ચોંટેલું હોય છે. પશુપક્ષીનું એમ જ છે. જ્યારે છીપ અને શંખલાંમાં માંસ અંદર હોય છે અને હાડકાં ચામડી અને ઘરને સ્થાને હોય છે. કાચબાનું પણ એમ જ.

વનસ્પતિસૃષ્ટિમાં પણ એવું કયાં નથી? ખારેકમાં હાડકાને સ્થાને ગણાય એવું બી પેટમાં હોય છે અને ખાવાનો સ્વાદિષ્ટ ભાગ બહાર હોય છે. કેરીનું પણ એમ જ. જ્યારે બદામ, અખરોટ વગેરે ફળોમાં મીજ અંદર હોય છે અને એને સુરક્ષિત રાખનાર કવચ બહાર હોય છે. નારિયેળનું વળી એથીયે જુદું. એની મીજ કે કોપરું સૌથી અંદર હોય છે. કાચલી એના ઉપર. અને કાચલીના રક્ષણ

માટે સૌથી ઉપર કાથો હોય છે. ઊંચા ઝાડ ઉપરથી ફળ પડી જાય તો કાચલી-(ખોપરી)ના કકડા જ થઈ જવાના. એના રક્ષણને અર્થે કુદરતે કાથાના રેસાની ગાદી ગોઠવેલી છે!

આ બાજુ સમુદ્રકિનારાના પથરા વિચિત્ર પ્રકારના હોય છે અને મોજાંઓ એ પથરા ઉપર પ્રહાર કરી કરીને એમને અનેક ચિત્રવિચિત્ર આકાર આપી દે છે. એ જોઈને મનમાં થાય છે કે મોજાંઓની આ કારીગરીની કદર કરીએ કે એમની ધીરજની?

ઝાંઝીબારમાં એક ગુફા છે. તેની અંદર, જૂના વખતમાં, પકડી આણેલા ગુલામો રખાતા. આપણે કેરી કે બટાકાનો ઢગલો કરીએ અને એ વેચાય તે પહેલાં જે સડી જાય તે ફેંકી દઈએ અને ફેંકી દેતાં કહીએ કે 'ઘણું નુકસાન થયું,' એવી જ રીતે અહીં રાખેલા ગુલામોની સ્થિતિ હતી. એમની રહેણીકરણીની હાલતમાં સુધારો કોણ કરે? જાનવર કરતાંય ખરાબ હાલતમાં એમને રાખતા હતા. જે મરી ગયા એમને ફેંકી દીધા અને તેમની કિંમત બીજા જીવતા ઉપર ચડાવી દીધી!

ઝાંઝીબારનું મ્યૂઝિયમ બે ઈમારતોમાં વહેંચાયેલું છે. બનાવનારે એની પાછળ ઘણી મહેનત લીધી છે. લિવિંગ્સ્ટન જેવા પાદરી સંશોધકોના ઈતિહાસનાં સાધનો અહીં મળે છે. મનુષ્યસૃષ્ટિ, પ્રાણીસૃષ્ટિ, અને સામુદ્રસૃષ્ટિ ત્રણેના અવશેષો અહીં મળે છે. ત્રણેના જીવનક્રમના અધ્યયનનાં સાધનો અહીં ઉપસ્થિત છે. પણ એ મ્યૂઝિયમો જીવતાં એટલે કે અદ્યતન રાખવાની કોઈ દરકાર રાખતું હોય એમ લાગતું નથી. આજે એ મ્યૂઝિયમને મ્યૂઝિયમ ન કહેતાં મ્યૂઝિયમનાં મમી કહેવાં જોઈએ. હિંદુસ્તાનમાં ઘણાંખરાં મ્યૂઝિયમો આવી જ રીતે મમીનું રૂપ લઈને પડયાં છે. આપણું જૂનું સાહિત્ય, આપણા ધર્મો, કેટલાય રીતરિવાજો, અને આપણી સંસ્કૃતિનાં કેટલાંક અંગો ક્યારના મૃત થઈને નષ્ટ થવાની અણી ઉપર છે. રૂઢિ-વાદીઓનો આગ્રહ કાયમ હતો ત્યાં સુધી આ બધી વસ્તુઓ મમીના રૂપમાં પણ સુરક્ષિત મળતી હતી. હવે એટલી સુરક્ષિતતા પણ નથી રહી. ઘણી વસ્તુઓ ખરતી જાય છે, સડતી જાય છે કે ઓગળી જાય છે. આશા એટલી જ રાખીએ કે એનો હવે ખાતર તરીકે ઉપયોગ થાય.

પાસેનો પેમ્બા બેટ એ ઝાંઝીબારનું પરું કહેવાય. દક્ષિણ તરફનું માફિયા બહુ દૂર છે એટલે ઝાંઝીબારના જીવન ઉપર એની કશી અસર નથી. સમુદ્રના કિનારા, એ કિનારે આવેલા શામ્બા(વાડી)ઓ અને એ શામ્બામાં રહેનારા દરેક વંશના લોકો બધા મળીને ઝાંઝીબારની શોભા બંધાય છે. અને લવિંગનાં ઝાડો એ શોભામાં ઉમેરો કરી આખા બેટને સુવાસિત કરે છે.

એક દિવસે સાંજે આખા દિવસના કાર્યક્રમોનો થાક ઉતારવા માટે અમે સમુદ્રકિનારે ગયાં. ત્યાં એક ભવ્ય રાજમહેલ ખંડિયેર થઈને પડયો છે. એને મરૂબી મહેલ કહે છે. ભવ્ય મકાનનાં ખંડિયેરો પણ ભવ્ય દેખાય છે. અને જ્યારે એ ખંડિયેરોની વચમાં ઝાડો અને વેલાઓ ઊગી નીકળી એ ખંડિયેરોને સાચવવાનો

પ્રયત્ન કરે છે ત્યારે એની શોભા ઈતિહાસના વાચન જેટલી જ આકર્ષક હોય છે. આ ખંડિયેરની આસપાસ યોજનાપૂર્વક વાવેલાં જૂનાં ઝાડો અને એમની વચ્ચે સ્વેચ્છાએ ઊગેલાં બીજાં ઝાડો આખા વાતાવરણની ગંભીરતામાં ઉમેરો કરતાં હતાં. આંબાવાડી હોય કે નારિયેળવાડી હોય, પોતપોતાના પાકટ વાતાવરણની મનુષ્યહૃદય ઉપર અસર કર્યા વગર રહેતી નથી.

અમારી પેઠે આ સ્થાન જોવા માટે આવેલા બીજા લોકો ત્યાં મળ્યા. અમને ઓળખતા હોવાથી એમણે વાતો છેડી. અમને થયું કે પ્રકાશ અને અંધકાર વચ્ચે ગંભીર અને પવિત્ર બનેલા આ જળ સ્થળ વચ્ચેના સ્થાનની કદર પ્રાર્થનાથી જ થઈ શકે. અમે સમુદ્રકિનારે જઈને બેઠાં. સૂર્યાસ્ત પછીનો પ્રકાશાસ્ત થતો હતો. લાલ સંધ્યા વિદાય લેતી હતી. અમારી પ્રાર્થના ચાલી. પ્રાર્થનાને અંતે બહેનો-એ ભાવપૂર્વક ભજન ગાયાં. અમને એ જોઈને વિશેષ આનંદ થયો કે અમારી પ્રાર્થના સાથે તાલ ધરવા માટે કિનારાની સાત દીવાદાંડીઓ પોતાનો ધોળો અને લાલ પ્રકાશ ઝબૂક ઝબૂક ઝબકાવતી હતી. પ્રાર્થનાની અસર હૃદય પર ગંભીર થઈ અને સમુદ્રની હવાને કારણે એ ત્યાં કોતરાઈ પણ ગઈ.

કોઈ પણ સ્થાને બેચાર દિવસ રહી વધારેમાં વધારે મેળવ્યું હોય, ત્યારે જે ઘરના લોકોની મહેમાનગીરીને કારણે આ બધું આનંદપૂર્વક થઈ શક્યું, તે લોકોની–બાળકો તેમ જ મોટેરાંઓની વિદાય લેતાં વસમું લાગે છે. પણ એ પ્રસંગો પણ નિત્યના થયેલા હોવાથી મનનો વિષાદ હસી કાઢવાની કળા પણ કેળવેલી હોય છે. એ બધા લોકો સાથે પત્રવ્યવહાર રાખવાનું મન તો ઘણું થાય છે પણ એ શી રીતે બને? ઘણી વાર જૂના દિવસોનાં સંસ્મરણો વાગોળતાં વીજળી ઝબકે તેમ અનેક વ્યક્તિઓનું સ્મરણ તાજું થાય છે અને મનમાં વિચાર આવે છે કે ભિન્ન જીવનપ્રવાહવાળા એ બધા લોકો પણ આપણને, એવી જ રીતે, કોક કોક વાર યાદ કરતા હશે ખરા?

## ૧૫. મોરોગોરો

વિમાનના મથક ઉપર જાણે આખું ઝાંઝીબાર ઊલટ્યું હતું. એટલા બધા લોકો સાથે વાતો કરવા જતાં કોઈની સાથે વાતો ન થઈ શકી અને પરિણામે મનમાં વિષાદ જ રહ્યો. વિમાનમાં અમે ઘરનાં જ નવ જણ હતાં. તેથી આખું વાતાવરણ વિશેષે કરીને ઘરના જેવું થઈ ગયું. નાનકડી મુસાફરી. દરેક બારીમાંથી દેખાતી સુંદરતા જોવા એકબીજાને નોતરતાં નોતરતાં વખત પૂરો થયો. અને અમે ફરી પાછાં ઘેર એટલે કે જયંતીભાઈને ઘેર પહોંચી ગયાં. બે દિવસ ત્યાં રહી બધા કાર્યક્રમો રીતસર પૂરા કરી, વિદાયનો એ જ અનુભવ લીધો; અને ૧૫મી જૂનની રાત્રે ટ્રેનમાં નીકળ્યાં. આ વખતની મુસાફરી કિનારે કિનારે ન હતી પણ એકદમ આફ્રિકા

ખંડના પેટમાં ઘૂસવાની હતી. દારેસ્સલામથી મોરોગોરો અને ત્યાંથી ડોડોમા એટલી મુસાફરી ટ્રેન વાટે, પશ્ચિમથી પૂર્વ તરફની થઈ. પછી ત્યાંથી મોટરને રસ્તે જાત-જાતના અવનવા અનુભવો લેતાં લેતાં અમે ઉત્તર તરફ જઈ જ્વાળામુખીનો દ્રોણ ન્ગોરોંગોરો ગયાં. ત્યાંથી આગળ સોશી અરૂશા પાસેના કિલિમાંજારો અને મેરુનાં ઉત્તુંગ શિખરોની એક રીતે પ્રદક્ષિણા કરી, આંબોસેલીના સુકાયેલા સરોવરની આસ-પાસના અભયારણ્યમાં રહેતાં વન્ય શ્વાપદો સાથે એક રાત ગાળી, એમના દર્શનથી ધન્ય થઈ ઉત્તારે પાછાં નૈરોબી જઈ પહોંચ્યાં.

દારેસ્સલામથી શ્રી ડી. કે. પટેલ સાથે આવ્યા હતા. આપણા ટ્રેડ કમિશનર (વાણિજ્ય દૂત) શ્રી શાન્તિલાલ પટેલ પણ સાથે હતા. આ તરફની સૃષ્ટિશોભા તદ્દન જુદી જ હતી અને જમીનની ઊપજ પણ જુદી હતી. જાતજાતના પહાડો જોતાં જોતાં સવારના સાડા છ વાગ્યે મોરોગોરો પહોંચ્યાં. શ્રી શિવાભાઈ પટેલને ત્યાં ઉતારો હતો.

મોરોગોરોના પહાડ અબરખના બનેલા છે. એ પહાડમાં મિસિસ વિલિસ નામનાં એક યુરોપિયન મહિલાએ એક હોટેલ ચલાવી છે. જાણે માનવી માટેનો માળો! પાસે જ મોરોગોરો નદીનો ઊગમ પણ છે. ત્યાંથી આગળની ખીણો અને ત્યાર પછીના મેદાનનો વિસ્તાર સરસ દેખાતો હતો. બાઈ એટલાં બાહોશ છે કે કેટલાક ગોરાઓ, અહીંની આરોગ્યદાયી હવાનો અને એમની મમતાભરી સેવાનો લાભ ઉઠાવવા, પોતાનાં બાળકોને ત્યાં અમુક વખત માટે રાખી જાય છે.

નવા જ બંધાયેલા સિનેમાગૃહમાં ગામલોકો આગળ અમારાં ભાષણો થયાં.

અહીંથી ૩૨ માઈલ ઉપર મગોલે જઈ આવ્યાં. અત્યાર સુધી જે વસ્તુ જોવા માટે અમે તલસતાં હતાં, તે વસ્તુ અમને ત્યાં મળી. દુકાન ચલાવવા માટે નહીં પણ રીતસર ખેતી ચલાવવા માટે, કેટલાક બાહોશ ગુજરાતી ભાઈઓ અહીં આવીને વસ્યા છે. ૫૦૦–૫૦૦ એકરનાં ૩૨ ખેતરોમાં અહીં સહકારી ઢબે આ લોકો ખેતી કરે છે. આ રીતે હિંદીઓ અને આફ્રિકનો વચ્ચે જે જીવનવિનિમય થાય છે તે બન્નેને માટે ખરેખરો પોષક થઈ શકે એમ છે. આપણા આ ખેડૂતોએ કેટલી બાહોશીથી આ કામ ચલાવ્યું છે! સરકારી નીતિને કારણે એમની મુશ્કેલીઓ કેમ વધી છે, હિંદની સરકાર અને હિંદના રૂના વેપારીઓ સહેજ રાહત આપે તો કેટલી સરસ મદદ થઈ શકે–એ બધાની વાતો વિગતવાર દાખલાદલીલ સાથે અને જોશભેર સમજાવવાનું કામ શ્રી જેઠાભાઈ પટેલે કર્યું. શ્રી જેઠાભાઈએ જિંદગીના ટાઢતડકા ઘણા જોયા છે અને બધી રીતે ઘડાયેલા માણસ છે.

મોરોગોરો પાસે અમે એક સુંદર નર્સરી જોઈ–બાળકોની નહીં પણ ફળ-ફૂલવાળા છોડોની. આવી રીતે પહાડમાં ફરતાં જે આનંદ આવે છે તે અનુભવી જ જાણી શકે છે.

મોરોગોરો છોડતાં છોડતાં ત્યાંના ડૉક્ટર મ્હૈસકરને ત્યાં અમે ફળાહાર લીધો. કોઈ ડૉક્ટર મળે એટલે તે તે દેશ અને ખાસ કરીને તે સ્થાનની પ્રજા વિશે,

એમની વચ્ચે ફેલાયેલા રોગો વિશે અને સર્વસામાન્ય પ્રજાની જીવટ ('વાઈટૅલિટી') વિશે પૂછ્યા વગર હું રહેતો નથી. ઉપર ઉપરથી સારા લાગતા અનેક સમાજો વિશે અંદરની વાતો જાણવાને મળવાથી કોક કોક વાર દુઃખ જરૂર થાય છે, પણ સમાજનિરીક્ષણ અને અધ્યયન માટે આ બધી વસ્તુ કીમતી હોય છે. આવી માહિતી પૂછતી વખતે કોઈ પણ વ્યક્તિ વિશે ન પૂછવાનો-કહેવાનો ધર્મ બન્ને બાજુથી બરાબર સચવાય છે. દરેક ડૉક્ટર પોતાના દરદીઓની વાતો છાની રાખવાને બંધાયેલો છે. કેટલાક ડૉક્ટરો આ વસ્તુ જાણતા નથી. ત્યારે એમને એમના ધર્મનું ભાન કરાવવું પડે છે. ડૉક્ટર મ્હૈસકર જવાબદાર માણસ દેખાયા એટલે એમની સાથે, યોગ્ય મર્યાદામાં રહીને ઘણી વસ્તુઓ હું જાણી શક્યો.

૧૭મીએ સાંજે છ વાગ્યે અમે મોરોગોરો છોડ્યું. અમને વળાવવા અમારી સાથે આસપાસના પહાડો દૂર સુધી આવ્યા હતા અને એમને માથે સિંહની પેઠે ફલંગ મારતો ચંદ્ર પણ, હરણાને પેટમાં રાખી, અમારા પર નજર રાખતો હતો.

## ૧૬. ડોડોમા

ટ્રેનને શું? મધરાત પછી સાડા ત્રણ વાગ્યે ડોડોમા આવીને ઊભી! આવે વખતે ટ્રેનમાંથી અમારે ઊતરવું અને ગામના લોકો આવીને અમારો સત્કાર કરે એ રાક્ષસોને તો શું, ભૂતોને પણ ન પોસાય. એટલે અમે રેલવેવાળાઓ સાથે વ્યવસ્થા કરી રાખી હતી કે ટ્રેન અમારો ડબ્બો અહીં જ તોડી રાખી જાય. પણ આટલી સગવડ ભોગવવા માટે અમારે, પહેલા વર્ગની ટિકિટો હોવા છતાં, બીજા વર્ગમાં મુસાફરી કરવી પડી. આમાં સગવડો ઓછી ન હતી. પ્રતિષ્ઠા ઓછી થાય તેનો અમારે વાંધો ન હતો. સવારે સાત વાગ્યે શ્રી દારા કીકા, એમનાં પત્ની શહેરબાનુ અને બીજા કેટલાક શહેરવાસીઓ અમને લેવા આવ્યાં. અમારામાંથી એક પાર્ટી શ્રી દારા કીકાને ત્યાં રહી. બાકીનાં અમે બધી રીતે સગવડવાળી ડોડોમા રેલવે હોટેલમાં રહ્યાં. જોકે ખર્ચની દૃષ્ટિએ અમે પણ ગામવાસીઓનાં મહેમાન જ હતાં.

હિંદુસ્તાનમાં શું અને અહીં આફ્રિકામાં શું, પારસી કોમ સંખ્યામાં નાની, લગભગ નગણ્ય હોવા છતાં, કેવળ પોતાની ભલાઈ, કુનેહ અને સર્વ-સમાજિતાથી એકદમ તરી આવે છે અને પોતાની સુવાસ ફેલાવે છે. આમાં ફક્ત વેપારીની દૂરંદેશી નથી હોતી; માણસાઈનો પણ ઘણો મોટો હિસ્સો હોય છે. પારસીઓ ગામડામાં રહેતા હોય, દારૂની દુકાન ચલાવતા હોય અને ઠીક ઠીક નફો કરતા હોય તોયે આસપાસના કોઈનું દુઃખ જુએ તો તરત પીગળીને મદદ કરવા દોડવાના જ.

કેટલાક લોકો પૈસા કમાય છે તે ફક્ત સરવાળો કરવા માટે, સંઘરી રાખવા માટે; અને પૃથ્વી માતાએ આપેલું ધન એના જ પેટમાં ફરી દાટી દેવા માટે; કેટલાક લોકો કમાય છે તે એશઆરામ, મોજમજા અને અણછાજતાં વ્યસનોમાં

ઉડાવી દેવા માટે; કેટલાક કમાય છે પોતાનાં કુટુંબીઓને અને બહુ બહુ તો ન્યાતવાળાઓને દરેક જાતની મદદ કરવા માટે; એવા લોકો તો વિરલા જ હોય છે કે જેઓ ન્યાતજાત, ધર્મ કે દેશ કશાનો ભેદ રાખ્યા વગર, જ્યાં જ્યાં દુ:ખ કે મુશ્કેલી હોય ત્યાં ત્યાં ઉપયોગી થવા માટે ધન કમાય. પારસીઓ આરામમાં રહેવામાં માને છે. પોતાની કોમના ગરીબોને સખાવત પણ ઠીક ઠીક અને વ્યવસ્થિત રીતે આપે છે. પણ તેટલેથી જ ન અટકતાં બીજા ધર્મના બીજી કોમના અને બીજા દેશના લોકોને પણ દાન વખતે ભૂલતા નથી. તેથી જ મહાત્મા ગાંધીએ પારસીઓને 'પરગજુ પારસી' કહ્યા છે.

હિંદુસ્તાનમાં પારસીઓએ એક બીજી રીતે પણ પોતાનું સ્થાન શોભાવ્યું છે. તેઓ હિંદુ અને મુસલમાન બન્ને વચ્ચે છૂટથી ભળી શકે છે, તે પ્રમાણે ભળે છે અને એ રીતે કોક કોક વાર બે વચ્ચે પ્રેમશૃંખલાનો અંકોડો બની જાય છે. ખાવાપીવામાં તેઓ મુસલમાનો સાથે છૂટથી ભળી શકે છે અને ધાર્મિક લાગણીમાં તેમ જ તત્ત્વજ્ઞાનની ખોજમાં તેઓ હિંદુ સાથે અનેક રીતે એકરૂપ થઈ શકે છે. ઈસા મસીહનો ઉપદેશ અને મિશનરીઓનું કાર્ય, એની પણ તેઓ કદર કરે છે અને કુશળ વેપારી હોઈ, દરેક સરકાર સાથે મીઠો સંબંધ ધરાવે છે.

કેળવણીનું મહત્ત્વ બરોબર જાણતા હોવાથી, જ્યાં વહેવારુ કેળવણીનો સવાલ આવે ત્યાં પારસીઓનું કદમ આગળ રહેવાનું જ. ઈહલોકનું જીવન સુખી કરવું અને માણસ માણસ વચ્ચેનો સંબંધ મીઠાશભર્યો કરવો એમાં આ લોકો માનતા હોવાથી પારસીઓનું જીવન હિંદુસ્તાનના લોકોને કોઈ કાળે કઠ્યું નથી. સર્વ-સમાજિતાવાળા યુગધર્મમાં પારસીઓનું જીવન ઉપયોગી અને શોભાભર્યું છે.

એવી કોમને દરેક સામાજિક પ્રસંગે અપનાવવાની આપણી ફરજ છે. હિંદુઓ સંકુચિત વૃત્તિ રાખી પારસીઓને, યહૂદીઓને કે ખ્રિસ્તીઓને અપનાવવામાં જો સંકોચ રાખે તો એમની સામે મુસલમાનોના જે આક્ષેપો છે તે સાચા જ છે એમ તેઓ સિદ્ધ કરશે.

એક સજ્જન પારસી કુટુંબ સાથે પરિચય થયો એટલા જ ખાતર ઉપરનું બધું લખવા હું પ્રેરાયો નથી. પણ એથી વિશેપ કારણ છે. આ પ્રકરણમાં યથાસ્થાને તે આવશે.

શ્રી દારા કીકાને ત્યાં સરસ નાસ્તો કરી અમે ડોડોમાનું ખનીજ સંગ્રહાલય — જિયૉલૉજિકલ મ્યૂઝિયમ જોવા ગયાં. આ સંગ્રહાલય અનેક રીતે સ્મરણમાં સંઘરવાલાયક છે. અત્યાર સુધી મેં જેટલાં સંગ્રહાલયો જોયાં તેમાં કેટલાંક તો પ્રારંભના ઉત્સાહથી જેટલાં બન્યાં તેટલાં બન્યાં — પાછળથી એમાં કશો ઉમેરો થયો નથી — એ જાતનાં હતાં. એને મેં મમી મ્યૂઝિયમ (એટલે કે જેની પાછળનો ઉત્સાહ મરી ગયો છે, પણ જેનું ક્લેવર જેવું ને તેવું સચવાયું છે) એવું નામ આપ્યું છે. બીજાં કેટલાંક મ્યૂઝિયમ વખતોવખતના ઉમેરાથી અદ્યતન કરવામાં આવે છે, પણ જેનો ઉપયોગ કોઈ કરે છે કે નહીં એ વિશે વ્યવસ્થાપકો ઉદાસીન હોય છે. આ ખનીજ

સંગ્રહાલય એવું હતું કે જેનો ઉપયોગ જ્ઞાનની ઉપાસના ખાતર તેમ જ સરકારને અને પ્રજાને માહિતી પૂરી પાડવા માટે વ્યવસ્થાપકો પોતે જ કરતા હતા.

ટાંગાનિકામાં ખનીજ સંપત્તિ અઢળક છે. હીરા અને સોનાની ખાણો તો છે જ. આ વસ્તુ ખરેખર સંપત્તિ નથી પણ સંપત્તિના પ્રતીક તરીકે વપરાય છે. પણ જે ખનીજ પદાર્થોનો વહેવારમાં વધારેમાં વધારે ઉપયોગ છે એવા પદાર્થો અહીં ભેગા કરીને રાખ્યા છે અને એ પદાર્થો પર અનેક જાતના પ્રયોગો પણ ચાલે છે. ખનીજ પદાર્થોને સરાણ ઉપર ચડાવી પૉલિશ કરવા, તેજાબમાં નાખી એમની ખૂબીઓ તપાસવી, ભઠ્ઠીમાં પકવી એમાં થતા ફેરફારો જોવા, દરેક પદાર્થનું પૃથક્કરણ કરી એમાંથી શું શું મળે એમ છે એ શોધી કાઢવું—વગેરે અનેક જાતના પ્રયોગો અહીં ચાલે છે. સી.આઈ.ડી. ખાતાના પોલીસો જેમ તહોમતદારને ધમકાવે છે, ફોસલાવે છે, એને લહેરમાં આણે છે અથવા અનેક રીતે પજવે છે અને યુક્તિ-પ્રયુક્તિથી એનું બધું રહસ્ય જાણી લે છે, તેમ જ આ વિજ્ઞાનશાસ્ત્રીઓ જડ પદાર્થો, વનસ્પતિ અને પ્રાણીઓ પાછળ પડેલા જ હોય છે. એવી લગની એક વાર લાગી એટલે આખો જન્મારો વળગેલી જ રહે છે. આવા લોકોએ જ માણસજાતના જ્ઞાનમાં કીમતી ઉમેરો કર્યો છે અને ભૌતિક પ્રગતિને વેગ આપ્યો છે. આવા પ્રયોગો પાછળ પ્રયોગશાળાના અને બીજા ઘણા ખરચો કરવા પડે છે. જે પ્રજા આવો ખરચ કરવા તૈયાર નથી હોતી, એ પ્રજા કોઈ પણ ક્ષેત્રમાં આગળ વધી શકતી નથી. આ મ્યૂઝિયમમાં કઈ કઈ જાતની વસ્તુઓ રાખી છે અને એમાંની કઈ વસ્તુઓ દુર્લભ છે એની યાદીઓ આપવાનું આ સ્થાન નથી. આપણા લોકોએ હજી કેટલું કેટલું કરવાનું બાકી છે એનો વિચાર મનમાં ઘોળતો ઘોળતો એ મ્યૂઝિયમથી હું પાછો ફર્યો.

ભૂમિના પેટમાં શું શું ભરાયું છે એનો વિચાર કરતાં કરતાં ભૂમિ પરના ડુંગરાની રચના કેવી છે એ તરફ ધ્યાન જવાનું જ. ડોડોમાની સાવ નજીક એક ટેકરીને માથે કેટલાક લીસા પથરા એવા ગોઠવાયા છે કે અમુક બાજુથી જોતાં, એક સિંહ બેઠો છે અને આપણે એની સાથળ જોઈએ છીએ એવો આબેહૂબ ભાસ થાય છે. અંગ્રેજોએ એને 'લાયન હિલ'નું નામ આપ્યું છે તે યોગ્ય જ છે.

રાબેતા મુજબ બપોરનું લંચ થયું. ઇન્ડિયન ઍસોસિયેશન તરફથી એમાં અનેક અંગ્રેજો આવ્યા હતા. તેથી મારે અહીં અંગ્રેજીમાં જ ભાષણ કરવું પડ્યું. બપોરે બધાં આ તરફની મગફળીની યોજના જોવા માટે ડોડોમાથી બાવન માઈલ પર આવેલા કોંગવા મથકે ગયાં. અમારું કેટલુંક લખવાનું ચડ્યું હતું તેને પહોંચી વળવા સરોજ અને હું પાછળ રહ્યાં. નચિંગ્વેનું કામ જોયું હતું એવું જ આ બાજુ પણ ચાલતું હતું એટલે ત્યાં ન જઈને કશું ખોવાપણું હતું નહીં.

હું પાછળ રહ્યો એટલે મારે ભાગે એકબે સભાઓ અને કેટલીક મુલાકાતો આવી ગઈ. સાંજે હિંદુ મંડળ આગળ મારું ભાષણ હતું. બીજે દિવસે સ્ત્રીઓની સભામાં મારે બોલવું પડ્યું. શ્રીમતી શહેરબાનુ કીકા અમારી સાથે આવ્યાં હતાં. મેં જોયું કે શ્રીમતી કીકાને કેળવણીમાં ઘણો રસ છે. પરણ્યાં તે પહેલાં તેઓ કેળવણીનું

જ કામ કરતાં હતાં. પૂર્વ આફ્રિકાની પ્રાથમિક કેળવણીનો વિચાર કરવા માટે કોઈ મંડળ નીમવામાં આવે તો એમાં શ્રીમતી કીકાને લેવાં જ જોઈએ. વાતવા એમણે મને કહ્યું કે, "મને કેળવણીની પેઠે સાહિત્યમાં પણ રસ છે. અમે વાંચીએ તે અંગ્રેજીમાં જ. ગુજરાતી સારી ચોપડીઓ કઈ છે એ પણ જાણવા નથી. મેં અહીંના હિંદુ મંડળને કહ્યું કે રીતસરનું લવાજમ લઈને મને મંડળની બનાવો જેથી તમારા પુસ્તકાલયમાંથી ચોપડીઓ મંગાવી હું વાંચી શકું. તેઓ કે, 'મંડળનાં સભ્ય તમે ન થઈ શકો. તમને જોઈએ તેટલી ચોપડીઓ એમ એમ વાંચવા આપી દઈએ.'"

હવે આમ મફતની ચોપડીઓ લઈને વાંચવી દરેક માણસને ગમે નહીં. અમારા મંડળનાં સભ્ય ન થઈ શકો' એમ કહી હિંદુઓએ પોતાની જાહેર કરી એમ જ લોકોને લાગે. હિંદુઓ કહેશે કે પારસી લોકોને હિંદુ કેમ સ્વીકારાય? અને પારસીઓના મનમાં થશે કે હિંદુ સંસ્કૃતિ અને હિંદુ રિવાજ વિશે અમારા મનમાં આદર છે એની કંઈ જ કદર નહીં? અમે આવવા માગીએ છીએ અને આ લોકો દૂર રાખવા માગે છે.

ખરો ઈલાજ એ હતો કે મંડળના ઉદ્દેશોમાં એમ જ લખવું જોઈએ કે હિંદુ છે અથવા જેઓ હિંદુ સંસ્કૃતિ પ્રત્યે સદ્‌ભાવ રાખે છે તે બધા આ સભ્ય થઈ શકે. હિંદુ ધર્મની કોઈ રૂઢિને અંગે ચર્ચા ચાલતી હોય તે આવા બાકીના લોકો મત આપી ન શકે. બાકી બધી રીતે તેમને સંસ્થાના ગણવામાં આવશે.'

આટલી વ્યાપકતા ન સૂઝે તો પુસ્તકાલય માટે નોખા નિયમો કરી બહાર લોકોને એના સભ્ય કરી શકત. મુખ્ય વાત એ છે કે બધા સાથે ભળવાની ઈંતેજ હોવી જોઈએ. સામાન્યપણે હિંદુ કોમમાં સ્વયંપૂર્ણતાનો ખ્યાલ હોય છે અને તે વગર વિચાર્યે, બીજા લોકો પ્રત્યે તેઓ અતડા રહે છે. 'આપણે અતડા છી અને આપણું વર્તન બીજા લોકોને કઠે છે' એટલી સ્પષ્ટ વાત પણ હિંદુઓ ધ્યાનમાં આવતી નથી.

Oh, would some power the gift give us,
To see ourselves as others see us.

આજે દુનિયાના દરબારમાં હિંદુ લોકો પ્રત્યે સહાનુભૂતિ રાખનારી પ્રજાઓ ઓછી છે. ગમે તેના હાથનું, ગમે તે ખાવાપીવા આપણે તૈયાર થયા એટલા આપણે અતડાપણુ છોડયું જ છે એમ નથી થતું.

એક વાર મુંબઈમાં હિંદુ સભાનું અધિવેશન થયું હશે. લાલા લાજપતરા અધ્યક્ષ હતા. એમણે એક સીધો સવાલ પૂછયો હતો: "ખરું જોતાં આપણા કોમી સંકુચિતતા નથી. આપણે તમામ હિંદીઓને સાથે લઈને ચાલવા માગીએ છીએ હવે મુસલમાનો કોમવાદ કેળવીને આપણાથી અળગા રહે છે. એટલા જ મા આપણે પોતે કોમવાદી બની પારસી, ખ્રિસ્તી વગેરે બીજી બધી જમાતોને આપણા

દૂર શા માટે રાખીએ? મુસલમાનોને આપણી સાથે ન ભળવું હોય તો ન ભળે, જે ભળવા તૈયાર છે એમને આદરપૂર્વક આપણે કેમ ન બોલાવીએ?"

ખરું જોતાં એ જમાનો એવો હતો કે જો આપણે પારસી, ખ્રિસ્તી વગેરે બીજી કોમોને આદર સાથે આપણા સામાજિક જીવનમાં ભેળવી લીધી હોત તો મુસલમાનો પણ આપણાથી દૂર ન જાત. આપણામાં રાજદ્વારી સંકુચિતતા હતી નહીં. આપણો ગુનો, આપણું અતડાપણું સામાજિક ક્ષેત્રમાં હતું. તેની સજા તરીકે આપણને રાજકીય અન્યાય સહન કરવો પડયો. આપણી રાષ્ટ્રીયતા હણાઈ અને માનવજાતિના દરબારમાં આપણે બીજા લોકોની સહાનુભૂતિ ખોઈ બેઠા.

અને છતાં આપણું અતડાપણું આપણે હજી છોડયું નથી. આપણા કેટલાક ધાર્મિક વિચારો અને રિવાજો તદ્દન અધાર્મિક છે. એ આપણે છોડી દઈશું ત્યારે જ આપણે માણસ તરીકે પ્રગતિ કરી શકીશું.

ડોડોમામાં કોઈ પ્રચારક આવ્યો હશે. એણે લોકોને 'આત્મા નથી, પુનર્જન્મ નથી, ઈશ્વર અવતાર લેતો નથી, મૂર્તિપૂજા એ ધતિંગ છે' વગેરે વગેરે વાતો કરી અહીંની બહેનોને ભડકાવી મૂકી હશે. એટલે એક બહેન એ બાબતમાં મારા વિચારો પૂછી કંઈક આશ્વાસન મેળવવા મારી પાસે આવ્યાં. મેં આ બધા સવાલો ઉચ્ચ ભૂમિકા પર લઈ લીધા અને એની ચર્ચા કરી. એ બહેનને સંતોષ થયો એટલે એમણે માગણી કરી કે અમારી બહેનો આગળ ભાષણ કરી આ બધું તમે અમને સમજાવો.

ખાનગી વખત મેળવી હું જે લખવાનો હતો તે રહી ગયું અને બપોરે બહેનોની સભામાં જવું પડયું. મેં ત્યાં ઘરની અને સમાજની સ્વચ્છતા વિશે, ખોરાક વિશે અને એવા જ બીજા ઈહલોકમાં ઉપયોગી એવા વિષયોની પણ વાતો કરી. સર્વ-સમાજિતાની અગત્ય વિશે અને આફ્રિકન બહેનોને અપનાવવા વિશે તો જરૂર કહ્યું જ. એ તો હું કોઈ ઠેકાણે ભૂલતો કે છોડતો નહોતો.

કોંગવા ગયેલા અમારા સાથીઓ ચાર વાગતા સુધીમાં પાછા આવ્યા. તરત જ અમે મિસિસ પાઈકને ત્યાં ચા-પાર્ટીમાં ગયાં. લિંડીના વર્ણન વખતે મેં લખ્યું છે કે, 'ગોરાઓએ અમને પોતાને ત્યાં ખાવા બોલાવ્યાં હોય એવો એ મિ. પાઈકનો એક જ દાખલો હતો.' એમાં આટલો સુધારો કરવો જોઈએ કે ડોડોમામાં એમનાં ભાભીએ પણ અમને પોતાને ત્યાં પોતાના ગોરા મિત્રોને મળવા માટે બોલાવ્યાં હતાં.

રાત્રે શ્રી દારા કીકા અને શ્રીમતી કીકા તરફથી સ્વેચ્છા-જમણ હતું. આને ફ્રેન્ચ અને અંગ્રેજ લોકો 'બુફે' કહે છે.

સ્વેચ્છા-જમણની ખૂબી એ હોય છે કે ખાવાની બધી જાતની વસ્તુઓ તૈયાર કરી એક ટેબલ ઉપર ગોઠવી દે છે. પાસે જ રકાબીઓ, ચમચા, કાંટા, હાથરૂમાલ વગેરે ખડકેલાં હોય છે. મેજબાન, મહેમાન બધા એ ટેબલ પાસે જઈ દરેક જણ એક એક રકાબી લઈ, પોતાને જે અને જેટલું જોઈએ એટલું પીરસી લે છે અને મરજીમાં આવે ત્યાં બેસી અથવા ફરતા ફરતા જમવા માંડે છે અને જુદા જુદા

લોકો સાથે વાતો કરે છે. આ રીતે આગ્રહ કરી વધારે પીરસવાનું અને અન્ન બગાડવાનું ટળી જાય છે. 'પોતાનો હાથ તે જગન્નાથ' એ ન્યાયે દરેક માણસ રુચતું પસંદ કરી પીરસી લે છે. અને એક ઠેકાણે બેસવાનું ન હોવાથી ઘણી ખુરસીઓ અને ટેબલો કે પાટલાઓની વ્યવસ્થા કરવાની જવાબદારી નથી રહેતી. લોકો ફરતા ફરતા ખાય ત્યારે અનેક લોકો સાથે થોડું થોડું બોલી શકે, દોસ્તી વધારી શકે. ગંભીર લોકો બેચાર ખુરસીઓ એકઠી કરી ત્યાં બેસીને ખાતાં ખાતાં ચર્ચા કરી શકે. શ્રી અપ્પાસાહેબના અહીં આવ્યા પછી આ પ્રથા આપણા લોકોમાં ઠીક ઠીક ફેલાઈ છે. એ અનેક રીતે સગવડભરેલી તો છે જ.

જમણ પછીના ભાષણમાં મેં કહ્યું કે, માણસજાતિનો આદર્શ ત્રિવિધ મનાયો છે. સ્વતંત્રતા, સમતા અને બંધુતા. આ ત્રણે આદર્શ સિદ્ધ કરવા માટે માણસ-જાતને મહાન ક્રાન્તિઓ કરવી પડી છે.

ફ્રાન્સ દેશે રાજદ્વારી સમતા સ્થાપિત કરી પણ તેને માટે લોહીની નદીઓ વહેવડાવી; અને ફ્યુડલ પ્રથાનો અંત આણ્યો. ત્યાર પછી રશિયાએ એટલી જ લોહિયાળ ક્રાન્તિ કરી પોતાને ત્યાં સમતાની સ્થાપના કરી; અને મૂડીદાર વર્ગ અને ખાનગી સંપત્તિનો અંત આણ્યો. હવે બંધુતા સ્થાપિત કરવા માટે એક અવનવી ક્રાન્તિ કરવાનો વારો હિંદુસ્તાનને ભાગે આવ્યો છે. એને માટે પ્રથમ હિંસાનો અંત આણવાનો રહેશે. અને શહેરી સંસ્કૃતિ મર્યાદિત કરી ગામડાનો ઉદ્ધાર કરવાનો રહેશે. આ બંધુતાની ક્રાન્તિને પરિણામે સામાજિક ન્યાય, આર્થિક ન્યાય અને વાંશિક ન્યાય — ત્રણેની સ્થાપના થશે.

એને પરિણામે આફ્રિકાની ભૂમિ ઉપર હિંદની સંમિશ્ર સંસ્કૃતિ, યુરોપની ઈતિહાસ-સિદ્ધ સંસ્કૃતિ અને આફ્રિકાની આદિમ સંસ્કૃતિ ત્રણેનો સમન્વય થશે અને એમાંથી એક નવી સંસ્કૃતિ ઉત્પન્ન થશે જેનો પ્રધાન સૂર હશે બંધુતા. જે બંધુતા માણસ માણસ વચ્ચે જ નહીં પણ ધર્મ ધર્મ વચ્ચે પણ સ્થપાશે.

આટલું વિસ્તારથી નહીં પણ આ જ જાતનું ભાષણ મેં કર્યું. ત્યાર પછી અપ્પાસાહેબ બોલ્યા. એમનું ભાષણ બહુ સુંદર હતું. એશિયા ખંડની પુનર્જાગૃતિ અને અહિંસક પદ્ધતિ દ્વારા સંઘર્ષો મટાડવાની આવશ્યકતા એ એમનો વિષય હતો.

બીજે દિવસે ડોડોમા છોડતા પહેલાં અમે બેત્રણ નિશાળો જોઈ આવ્યાં. ઈન્ડિયન પબ્લિક સ્કૂલના હેડમાસ્તર શ્રી કુરેશી ફોજમાંથી નિવૃત્ત થયેલા માણસ છે. પરિણામે એમણે વિદ્યાર્થીઓને ડ્રિલ સરસ શીખવી છે. એનો લાભ હિંદુઓ કરતાં મુસલમાનોને જ વધારે મળ્યો છે એવી છાપ મારા મન પર પડી. અહીં કન્યા કેળવણી માટે આગાખાનની કન્યાશાળા નોખી છે. ત્યાં મિસિસ ટર્નબુલ કરીને અંગ્રેજ બાઈ ઘણી ખંતથી કામ કરે છે. ઈન્ડિયન પબ્લિક સ્કૂલની છોકરીઓને ઊભી ઊભી ખોખો રમતી જોઈ મને ઘણો રસ પડચો.

દારેસ્સલામથી મોરોગોરો, ડોડોમા થઈને ટબોરા વટાવી રેલવે આગળ કિગોમા સુધી જાય છે. કિગોમા એ ટાંગાનિકા સરોવરના પૂર્વ કિનારાનું બંદર છે. ત્યાંથી જહાજમાં બેસીને બેલ્જિયન કૉંગોમાં જવાય છે.

આપણા લોકો હિંદુસ્તાનથી દારેસ્સલામ આવે છે, ત્યાંથી રેલવે રસ્તે કિગોમા, ત્યાંથી સ્ટીમર રસ્તે ઉસુંબરા. આ છેલ્લું બંદર ટાંગાનિકા સરોવરને ઉત્તર કિનારે આવેલું છે.

## ૧૭. ન્ગોરોંગોરો

પૂર્વ–પશ્ચિમ દોડતી રેલવેને છોડી હવે અમે ડોડોમાથી નૈરોબી સુધી જતો ઉત્તરનો મોટર રસ્તો લીધો. આ પ્રદેશમાં નથી મોટાં જંગલો કે નથી મોટા પહાડો. અમારા સદ્‌ભાગ્યે શ્રી બદરુ કરીને એક ભાઈ પોતાની મોટરમાં નૈરોબી જતા હતા. અપ્પાસાહેબ પ્રત્યેની લાગણીને કારણે તેઓ અમારામાં ભળ્યા. તેથી અમારું મંડળ ત્રણ વાહનમાં આરામથી મુસાફરી કરી શક્યું. શ્રી કમલનયને એક મોટરકાર ટાંગામાં ખરીદી હતી તે ડોડોમા આવી પહોંચી હતી. તે એક, બીજી ભાઈ બદરુની અને ત્રીજી બૉક્સબૉડી ભાડે રાખી હતી.

વરસાદના દિવસોમાં રસ્તા પરથી મોટરો જવાથી અનેક ખાડાટેકરા થાય છે, જે સુકાયા પછી મોટરોને હેરાન કરે છે. એ મુશ્કેલી ટાળવા માટે રસ્તાના ખાડા-ટેકરાની હજામત કરનાર મોટર માણસે બનાવી છે. લોઢાનો એક જાડો સરખો અસ્રો રસ્તા પરથી ચાલવા માંડે એટલે સુકાયેલા કાદવના ટેકરાઓ કપાઈ જાય અને એની માટી ખાડાઓને પૂરતી જાય.

આ ઉપરાંત રસ્તો સુધારવાનો બીજો એક ગામઠી ઉપાય છે. જંગલનાં ઝાંખરાં ભેગાં કરી રસ્તાની અડધી પહોળાઈ સુધી પહોંચી શકે એવું એક બ્રશ તૈયાર કરવામાં આવે છે. વણાટકામમાં પવાયત માટે જે કૂચડો તૈયાર કરવામાં આવે છે તેના જેવું જ આ બ્રશ હોય છે. લાંબી દોરી બાંધીને આ બ્રશ રસ્તા પર ફેરવવાથી રસ્તા પરની માટી સરખી રીતે ફેલાય છે, જેથી કરીને મોટરોની તકલીફ ઘણી ઘટી જાય છે. રસ્તા સુધારવાના આ બંને પ્રકારો અમે અહીં જોયા. આપણે ત્યાં અમુક ઠેકાણે આ દાખલ કરવા જેવા છે. રસ્તાની બન્ને બાજુ દૂર દૂર સુધી, ક્રિકેટના ક્ષેત્રપાળ ઊભા હોય તેમ ગોરખચિંચ એટલે કે ચિરમુલાનાં વિશાળકાય ઝાડ ઊભાં હતાં. આવાં ઝાડ પૂર્વકિનારા પર પણ ઘણાં છે. દારેસ્સલામની આસ-પાસ તો ઘણાં જ છે. આ પ્રદેશને ટાંગાનિકા નામ ન હોત તો હું એને ચિર-મુલાનું નામ આપત!

આધુનિક સભ્યતાથી અળગા પડેલા આ પ્રદેશમાં જ્યાં જ્યાં વસ્તી છે ત્યાં ત્યાં હિંદુ અને મુસલમાન ગુજરાતીઓ પોતપોતાની દુકાન ખોલીને બેઠા છે. એમની વચ્ચે કશો ઝઘડો નથી (કેમ કે અહીં સંસ્કૃતિ, સભ્યતા અને છાપાંઓ પહોંચ્યાં

નથી!). રસ્તામાં કોન્ડોવા કરીને એક નાનકડું ગામ હતું. ત્યાં દૂરથી પાણી આણીને ગામને ઘણી રાહત પહોંચાડી છે. અમે અહીં ન થોભતાં આગળ બબાટી પહોંચ્યાં અને ત્યાં એક મુસલમાન ભાઈને ત્યાં બપોરનું ખાણું લીધું. એમના નાનકડા દીવાનખાનામાં એક સાદું જર્મન ચિત્ર હતું. એમાં ચીતરેલા સિંહોનું ચિત્રણ આબાદ રીતે આબેહૂબ કરેલું હતું.

અહીંથી આગળ જતાં આખો પ્રદેશ બદલાયો. ડાબી બાજુએ એક વિશાળ, ખારા પાણીનું સરોવર હતું. એનું નામ મનિયારા છે. આ સરોવરની આસપાસ વન્ય શ્વાપદો ઘણાં છે. માફ્યૂની ગામ પાસે રસ્તો ફંટાયો. એ રસ્તો લઈને અમે આગળ વધ્યાં. ડાબી બાજુ સરોવર અને જમણી બાજુ લોસિમિંગુર પર્વત. પ્રથમ આવ્યું કરાટુ ગામ. ત્યાર પછી આવ્યું ઑલ્ડિયાની. કરાટુ પાસે ભાઈ બદરુની મોટર રિસાઈ. અમે એમને રસ્તા પર છોડી દઈ આગળ જવાની ના પાડી. જંગલમાં તેઓ એકલા અને તેમાંયે એક પગમાં કાંઈક કમજોરી. એમને એમ ને એમ કેમ છોડાય?

પણ તેઓ માને જ નહીં. કહે કે, 'મેં આવી મુસાફરીઓ ઘણી કરી છે. મારી મોટરને હું ઓળખું છું. કલાકેકમાં એ ઠંડી થશે અને માની જશે. અમે એમની વાત માની અને ઑલ્ડિયાની ગયાં. ત્યાં પહોંચતાંવેંત એક બસને ભાઈ બદરુની મદદમાં મોકલી શક્યાં ત્યારે જ અમારા મનનો ખરખરો ઓછો થયો.

આ પ્રદેશમાં કેટલાક યુરોપિયનોએ સુંદર ખેતીવાડી કરી છે. કૉફી, ચા, ઘઉં વગેરેનું વાવેતર કરીને તેઓ સરસ કમાય છે અને સરસ રહે છે પણ ખરા. પણ અમે આ તરફ આવ્યાં હતાં તે એમની ખેતીવાડી જોવા માટે નહીં પણ અહીંના એક પ્રખ્યાત, સુપ્ત જ્વાળામુખીના દ્રોણની અંદર હાથી અને સિંહ જેવાં જે વન્ય પશુઓ રહે છે તે સ્થાન જોવા.

અંધારું થવાની તૈયારી હતી. અમે ઑલ્ડિયાની છોડી ન્ગોરોંગોરો જવાનો રસ્તો લીધો. ગોરાઓના કેટલાય શામ્બા વટાવ્યા અને પહાડ ચડવા લાગ્યાં. પ્રારંભમાં જ એકબે સસલાં મોટરના પ્રકાશમાં દેખાયાં એટલે આશા બંધાઈ. થોડાંક આગળ ગયાં,ત્યાં એક દીપડો—ના દીપડો નાનો હોય છે—ચિત્તો દેખાયો, જેને અંગ્રેજીમાં 'લેપર્ડ' કહે છે. મોટરના પ્રકાશથી અંજાઈ જઈ એ બાજુ પર ખસ્યો અને એક નાનકડી બખોલમાં સંતાઈ જવાનો એણે પ્રયત્ન કર્યો. મોટર નજીક આવી એટલે એની જગ્યાએ સહેજ અંધારું થયું. એનો લાભ લઈ, આમતેમ જોઈ, સહેજ દબાઈ જઈ એણે દોટ મૂકી અને જોતજોતામાં એ જંગલમાં અલોપ થયો. અમે સહેજ આગળ વધ્યાં. અંધારું જામ્યું હતું. આકાશનો ચંદ્રમા છાશ કરતાં પણ પાતળું ચાંદરણું વરસાવતો હતો. એટલામાં મોટર સામે એક મોટું જાનવર દેખાયું. હાથી છે કે ગેંડો છે એનો વિચાર કરીએ એટલામાં કપાળ પરનાં બે શિંગડાંઓએ બતાવી દીધું કે એ વનમહિષ છે. જંગલના શિકારીઓ હાથી, ગેંડો કે સિંહથી એટલા ડરતા નથી જેટલા મહિષથી ડરે છે. મહિષ જબરદસ્ત તાકાતવાળું

જાનવર છે જ. હાથી કે સિંહ પણ એનું નામ લેતા નથી. શિકારીઓ કહે છે કે બાકી બધાં જાનવરોનો સ્વભાવ સમજી શકાય છે અને એને પહોંચી વળાય છે. મહિષ ભૂખ્યો હોય કે ન હોય, એને તમે છેડો કે ન છેડો, એ એકલો હોય કે ઝુંડમાં હોય, એ તમારી તરફ વહેમાયો કે એણે તમારી ઉપર હુમલો કર્યો જ છે. અને એનો ધસારો એટલો જોશીલો હોય છે કે ભાગ્યે જ એમાંથી કોઈ બચી શકે.

અમારી સામેનો મહિષ ખૂબ મસ્તીમાં આવેલું જાનવર દેખાતું હતું. સામે રસ્તા પર આડું ઊભું રહી ડોલતું હતું. બાયનૉક્યુલર લઈને જોયું તો એની ડોક ને ગળા તરફના વાળ ઠીક ઠીક લાંબા દેખાતા હતા. થોડા જ વખતમાં એણે પોતાનું માથું ફેરવી મોટર તરફ મીટ માંડી. અમે એને ઠીક ઠીક નિહાળ્યા પછી મોટરના દીવા બંધ કર્યા. ઠીક ઠીક વખત સુધી, આછા ચંદ્રપ્રકાશમાં અમે એક-બીજાનાં દર્શન કરતાં હતાં. એનો વિચાર અમારા પર ધસારો કરવાનો ન હતો પણ અમે ધસારો ન કરીએ એની ખાતરી શી? એટલે એણે થોડી વાર અમારી રાહ જોઈ. અમે કશું જ કરતાં નથી એની ખાતરી થઈ એટલે રસ્તાની ડાબી બાજુના જંગલમાં એ અલોપ થઈ ગયો. રસ્તાની જમણી બાજુ ઊંચો પહાડ હતો. ડાબી બાજુ ઉતાર હતો. દિવસનો વખત હોત તો એ ક્યાં ગયો એ અમે જોવા થોભત. અમે આગળ ચાલ્યાં. એક ઠેકાણેથી ન્ગોરોંગોરોના દ્રોણની અંદરનો ભાગ કંઈક દેખાતો હતો. તળાવ જેવું હતું. ત્યાં ચાંદનીનો પ્રકાશ સ્પષ્ટ થતો હતો. ઉપર પહોંચ્યાં ત્યારે આસપાસનું કશું દેખાય એવું હતું નહીં. ઉપર સરકાર તરફથી, મુસાફરો માટે એક દસવીસ ઝૂંપડાંનો કૅમ્પ હતો, એમાં અમારા રહેવાની સગવડ કરી હતી. એક વેપારી પોતાને ત્યાંથી ત્રીસચાળીસ બ્લૅંકેટ (કામળા) લઈ આવ્યા હતા. ખાવાપીવાનું તો ઢગલાબંધ હતું. એક મોટી ઝૂંપડીમાં ખાવાની તૈયારી કરી હતી. એની દીવાલ ઉપર મહિષોના માથાનાં હાડકાં અને શિંગડાં બેસાડેલાં હતાં. અમે લોકોએ એક એક ઝૂંપડી પસંદ કરી અને અમારી પથારીઓ અમે પાથરી. સવારે ઊઠતાંવેંત ચાળીસ માઈલ પહોળો અને સોએક ચોરસ માઈલના ક્ષેત્રફળ-વાળો દ્રોણ દેખાશે ત્યારે કેવું લાગશે એનો વિચાર કરતાં કરતાં અમે સૂઈ ગયાં. મનિયારાની આસપાસ અમે અસંખ્ય હરણો, શાહમૃગો, ચિત્રાશ્વ (ઝીબ્રા), જિરાફ, બુદ્ધુ વગેરે જાનવરો જોયાં હતાં. હવે સવારે શું શું દેખાશે એની કલ્પના કરતાં હતાં. આટલી ઊંચાઈએ ઠંડી તો હોય જ. અમે સરસ ઊંઘીને ઊઠયાં, પ્રાર્થના કરી અને બહાર નીકળ્યાં—જ્યાં જુઓ ત્યાં ધુમ્મસનો ક્ષીરસાગર હતો! કપાળ, આંખ, કાનને ગદબદિયાં કરે, આગળ ચાલવા માંડીએ એટલે બેત્રણ હાથ ખસે અને પાછળની બાજુ નજીક આવે. આસપાસ ફરતાં મોટાં મોટાં ઝાડો ધુમ્મસમાં ભૂત જેવાં લાગતાં અને પાસે જતાં એમની છાલ ઉપર બાઝેલી અને નીચે લટકતી લીલને કારણે તેઓ રીંછ જેવાં દેખાતાં. એ ઝાડ તળે અમારી 'લૉગ કૅબિન' ઘણી રૂપાળી લાગતી હતી. આ સ્થાન ૮૫૦૦ ફૂટ ઊંચું છે એટલે ઠંડી અને ધુમ્મસ બન્ને લાંબા વખત સુધી ટકે. અમારે બપોર સુધી અરુશા થઈને મોશી

જવાનું હતું. એટલે ધુમ્મસ ઓસરી જવાની રાહ જોવાય એમ ન હતું. અમે તરત નીકળ્યાં. અમારી પાર્ટીમાંથી શ્રી કમલનયન અને બીજા કેટલાક પાછળ રહ્યા. દસ વાગ્યા પછી તેઓ આખો ટ્રોણ અને એની અંદરનાં કેટલાંક જાનવરો જોઈ શકયાં.

આફ્રિકાની ભૂમિનો ઈતિહાસ એટલે જવાળામુખીઓનો ઈતિહાસ એમ કહી શકાય. ઉપર એક ઠેકાણે કહ્યું જ છે કે લાખો વરસ પહેલાં પૂર્વ આફ્રિકાની ભૂમિમાં ત્રીસચાળીસ માઈલ પહોળી, ત્રણસોચારસો માઈલ લાંબી અને હજારો ફૂટ ઊંડી એવી બે ફાટો પડી. એ કેમ પડી, કયારે પડી, તે વખતે એનું રૂપ કેવું હતું એ આપણે આજે જાણી શકતા નથી. એટલું જ જાણીએ છીએ કે આ ફાટો પડયા પછી વચમાં જવાળામુખીઓ સળગ્યા. એમણે ફાટનો અમુક ભાગ પૂરી દીધો. પરિણામે અમુક સરોવરો તૈયાર થયાં અને નદીઓ વહેવા લાગી. આ બધું એક જ વખતે એકસામટું થયું એમ પણ નથી. જે ફેરફારો થવાના હતા તે કાયમના થયા એમ પણ નથી. ૧૯૩૮ અને ૧૯૪૮ સુધી કેટલાક જવાળામુખીઓએ માથું ઊંચું કર્યું એટલે કે મોઢું ખોલ્યું અને એમાંથી અગ્નિરસ વહેવા દીધો.

હ્ગોરોંગોરોનો ટ્રોણ કયારે બન્યો એ આપણે જાણતા નથી. પણ જયારે આવડો મોટો ટ્રોણેશ્વર અગ્નિરસથી ખદખદ ખદબદતો હશે ત્યારે એને માથે સોએક માઈલ સુધી પક્ષીઓ પણ ઊડવાની હિંમત નહીં કરતાં હોય. આજે એ બધું શાન્ત થઈ ગયું છે. એ ટ્રોણનું તળિયું સીધા મેદાન જેવું થઈ ગયું છે. એમાં પાણી ભેગું થાય છે, જંગલો ઊગ્યાં છે. આ ઝાડ અહીં કોણે વાવ્યાં હશે? જંગલનાં ઝાડનાં બિયાં ખાઈ પચાવી અનેક નાનાંમોટાં પક્ષીઓ અહીં આવ્યાં હશે. એમની ચરકમાંથી એ બી વવાયાં. એનાં મોટાં જંગલો થયાં. એમાં આહાર શોધતાં કેટલાંક જાનવરો આવ્યાં હશે. આટલી ઊંચાઈએ તેઓ કેમ ચડયાં અને અહીં એમણે કાયમનો વસવાટ કેમ કર્યો એનો ઈતિહાસ એ જાનવરોના વંશજો કયાંથી જાણે? અને જાણે તોપણ આપણે એમની પાસેથી એ ઈતિહાસ શી રીતે મેળવી શકીએ? नगैः रक्षितं इति नगरम् એ નગરની વ્યાખ્યા સાચી હોય તો આફ્રિકાનાં શ્વાપદોનું આ અરણ્યનગર છે. એક વખતના જવાળામુખીને માથે ટાઢ અને ધુમ્મસનો અનુભવ કરતાં અમે એક રાત ગાળી શકયાં એ વાત પણ અમને ઘણો સંતોષ આપી શકી. એ જ રાત્રે અમેરિકા–ઑટાવાથી આવેલો ચિ. સતીશનો એક પ્રેમાળ કાગળ મને એ ઠેકાણે મળ્યો એની પણ મન પર ભારે અસર થઈ. કયાં હિંદુસ્તાન, કયાં કૅનેડાની પ્રધાનનગરી ઑટાવા અને કયાં આ શ્વાપદોનું અરણ્યનગર! પણ લેખનકળા અને પત્રવહેવારનાં આધુનિક સાધનોને લીધે આવી સ્થિતિમાં પણ અમે એકબીજા સાથે હાર્દિક સંપર્ક સાધી શકયા.

# ૧૮. બે પર્વતરાજ

ન્ગોરોંગોરોથી અરુશા અને ત્યાંથી મોશી એવી દોટ મૂકી અમારે ત્રીજા પહોર સુધીમાં વ્યાખ્યાન માટે પહોંચવું હતું. એટલે સવારે વહેલો નાસ્તો કરી ન્ગોરોંગોરો છોડયું. પહાડ પરથી સહેજ નીચે ઊતર્યાં એટલે ધુમ્મસનું પટળ માથે રહી ગયું. હવે નીચે ઑલ્ડિયાની તરફનું સુંદર દૃશ્ય નજર આગળ પથરાયું. તડકા-વાદળાંના ધૂપછાંવને કારણે આખી ભૂમિ સ્વર્ણભૂમિ જેવી લાગતી. કરાટુ સુધી પાછાં આવ્યાં અને ફરી જિરાફ, શાહમૃગ અને જાતજાતનાં હરણો બહુ નજીકથી જોવાને મળ્યાં. એક હરણ અમે નજીક જઈએ ત્યાં સુધી નિર્ભયપણે અમને જોતું જ બેઠું. પણ છેલ્લી ઘડીએ એણે વિચાર ફેરવ્યો અને એવી તો ફલાંગ મારી કે જાણે પવનદડો! અહીં પહેલી વાર અમે જિરાફને દોડતાં જોયું. સવારે જ મેં કહ્યું હતું કે, માથે બાયનૉકયુલર બાંધ્યું હોય એવાં શિંગડાં લઈને ઊભાં રહેલાં જિરાફ આપણે ઘણાં જોયાં. આ પ્રાણી દોડતું હોય ત્યારે કેવું દેખાતું હશે? અને થોડા જ કલાકમાં એક જિરાફ પાણીના મોજાની પેઠે દોડતું અમને જોવાનું મળ્યું. એની સુડોળ ગતિ જોઈને એમ જ લાગે કે જીવ બચાવવા માટે પણ આ કળાવાન પ્રાણી બેડોળ ઢબે દોડવા તૈયાર નહીં થાય!

કરાટુમાં એક ગુજરાતી ભાઈએ બહુ હેતપૂર્વક અમને કેસરિયા દૂધ પાયું. જતાં એમને ત્યાં થોભ્યાં નહીં એ માટે અમને ઠપકો આપ્યો અને પાકાં કેળાંની એક લૂમ અને જાતજાતનાં ફળ અમારી મોટરમાં લાદી જ દીધાં! શો આ લોકોનો નિષ્કામ પ્રેમ! અમે એમને માટે શું કર્યું હતું? શું કરી શકવાનાં હતાં? એમની કે અમારી જિંદગીમાં ફરી વાર મળવાનો સંભવ પણ ઓછો. અને છતાં ઘરનાં કુટુંબી હોઈએ એવા પ્રેમથી અમારી સાથે એ લોકો વર્તતા આવ્યા છે. પોતાની બાહોશી કે બહાદુરીનાં બણગાં ફૂંકવાનું પણ એમને સૂઝતું નથી. આખા પૂર્વ આફ્રિકામાં અમને જ્યાં ત્યાં આવા ગુજરાતી ભાઈઓ મળ્યા છે અને દરેક ઠેકાણે એ જ પ્રેમનો ઊભરો અમે અનુભવ્યો છે.

અમે અંગારકુ પર્વત સુધી સીધાં ઉત્તરે ગયાં. મોંડુલી ગામ ડાબી બાજુ રાખી અમે પૂર્વ તરફનો રસ્તો લીધો. થોડા જ વખતમાં અમને આફ્રિકાનિવાસી મેરુ પર્વતનાં દર્શન થયાં. એનું શિખર વાદળાંમાં ઢંકાયું હતું અને એનો વિસ્તાર પોણોસો માઈલ સુધી ફેલાયો હતો. પછી આવ્યું અરુશા શહેર. ઘણું જ સુંદર. યુરોપિયન લોકોએ એને નંદનવન બનાવ્યું છે. અમને અહીં સુધી આણનાર શ્રી ત્રિલોકીનાથ વોરા અહીં ઊતરી ગયા અને અમે એમની જ મોટર લઈને આગળ મોશી ગયાં. રસ્તામાં બંને બાજુએ અંગ્રેજોના અનેક શામ્બાઓ(એસ્ટેટ્સ)ની શોભા

અમે જોઈ શક્યાં. વચમાં અમે ઉશા નદી ઓળંગી. કેટલાય માઈલો સુધી પથરાયેલાં ઘાસનાં રૂપાળાં બીડો જોયાં. ટાંગાથી અરુશા સુધી આવતી રેલવે અમે ત્રણ વાર ઓળંગી. પહેલી જ વાર અમે અહીં તારના થાંભલાઓ જોઈ શક્યાં અને આખરે જેનું રટણ ઘણા દિવસથી કરતાં હતાં એ કિલિમાંજારો પર્વત નજીકથી દેખાયો.

પ્રથમ તો વાદળાંમાં ધનુષ્યની રેખાની પેઠે એક સુરેખ ધોળી કિનારી દેખાઈ. એ વાદળું નથી પણ પહાડનું શિખર છે એમ મનની ખાતરી થયા પછી અમે જોયું તો કિલિમાંજારો પોતાના માથા પરનું વાદળાંનું પટલ ધીરે ધીરે નીચે ખસેડે છે. શું એ ગંભીર-ભવ્ય દર્શન! જાણે કર્પૂરગૌર મહાદેવ બુદ્ધ ભગવાનનો અવતાર લેવા પોતાની જટા ઉતારી અહીં ધ્યાનસ્થ બેઠા છે! આજે કિલિમાંજારોના માથા ઉપર હમેશ કરતાં વધારે બરફ હતો. એટલે એના નીચે ઊતરતા રેલા ખૂબ દૂર સુધી પહોંચેલા દેખાતા. શિખરનો ઘાટ એટલો સુંદર દેખાતો હતો કે એને માથે જ્વાળામુખીનો દ્રોણ છે એમ જાણતા છતાં અહીંથી એ સાચું લાગતું ન હતું. હૃદયના ઉદ્‌ગારો બોલી નાખવાની જૂની ટેવ ટકી હોત તો મેં જરૂર કહ્યું હોત अद्य मे सफलं जन्म यात्रा च सफला इयम् ।

અમારી મોટર અમને ઝપાટાભેર મોશી તરફ અને એના વૈભવરૂપ કિલિમાંજારો તરફ લઈ જતી હતી. રસ્તો વાંકોચૂકો હોવાથી દર્શનની ખૂબીઓ ક્ષણે ક્ષણે પલટાતી હતી. પાછળથી મેં જાણ્યું કે મોશી એટલે ધુમાડો. કિલિમા એટલે પહાડ અને અંજારો એટલે ઊંચો અથવા ચળકતો. બન્ને અર્થ આ પહાડ માટે બંધબેસતા હતા. કિલિમાંજારોનો વિસ્તાર પણ ઘણો પહોળો છે. ઉપર ચડવાનો રસ્તો એની પાછળની બાજુ છે. બીજે દિવસે અમે એ રસ્તે એક આફ્રિકન મુખીનું ઘર જોવા ગયાં હતાં.

મોશીમાં અમે બહુ જ થોડું રહી શક્યાં. પણ એ વખતનો ઉપયોગ સારો થયો. શ્રી સદરુદ્દીન—ઑનરેબલ વલીમહમદ નઝરઅલીના દીકરાને ત્યાં અમારો ઉતારો હતો. મિસિસ સદરુદ્દીન ઘણાં દક્ષ બાઈ હતાં. એમને ત્યાં જમીને તાજાં થઈ અમે સભામાં ગયાં. એટલામાં શ્રી કમલનયનનું મંડળ પણ આવી પહોંચ્યું. પ્લાઝા થિયેટરમાં મેદની ઠીક જામી હતી. બહેનોની સંખ્યા પણ સારી હતી. અહીં પહેલી વાર મેં મારો અભિપ્રાય જાહેર કર્યો કે હિંદુસ્તાન સ્વતંત્ર થયા પછી એશિયાની અનેકવંશી પ્રજા આપણી તરફ પ્રેમ અને ઉમંગની નજરે જુએ છે. એટલે હવે આપણે એશિયાના પ્રતિનિધિ થઈ એશિયન નામ ધારણ કર્યે જ છૂટકો. આ સભા પછી તરત કિલિમાંજારોના સાવ પગથિયે એશિયન ઍસોસિયેશનની ચાપાર્ટી હતી. અહીં અપ્પાસાહેબનું ભાષણ ઘણું અસરકારક થયું. આ પ્રદેશમાં રહેતા ચાગ્ગા અથવા વાચાગ્ગા લોકોની એક સંસ્થા છે. એ લોકોને કેળવી એમને આગળ લઈ આવનાર મિ. બેનેટ સાથે મુલાકાત થઈ. એક માણસ ધારે તો આફ્રિકન પ્રજા માટે કેટલું કરી શકે એના એ ઉત્તમ નમૂના છે.

અહીંની પાર્ટીમાં એક મહારાષ્ટ્રી ડૉકટર, બે ગોવન, અનેક શીખ ભાઈઓ અને ગુજરાતી હિંદુ હતા. ઈસ્માઈલી ભાઈઓ તો સંખ્યાબંધ ભેગા થયા હતા. રાત્રે અહીંના હિંદુ ભાઈઓ સાથે ખાસ વાર્તાલાપ ગોઠવ્યો હતો તે ૯થી ૧૧ સુધી ચાલ્યો. આવા વાર્તાલાપો અમારી મુસાફરીનો ઉત્તમમાં ઉત્તમ ભાગ ગણાય. એમાં અમે કશો સંકોચ રાખ્યા વગર હિંદુ-મુસલમાનના સંબંધ વિશે છૂટથી બોલી શકતાં, લોકોની લાગણીઓ અને એમની મુશ્કેલીઓ જાણી શકતાં અને અનેક ભૂમિકા ધારણ કરીને અમે અમારી દૃષ્ટિ એમને સમજાવી શકતાં.

મોશીમાં ત્યાંના ડેપ્યુટી કમિશનર મિ. જૉન્સ્ટન મળેલા. માણસ સ્વભાવે ઘણો સજ્જન અને વિચારનો ઉદાર. કલાકેક બેસીને એણે ઘણી વાતો કરી. અને એની પાસેથી ઘણું જાણવાનું પણ મળ્યું.

બીજે દિવસે અમે ચાગ્ગા લોકોના વેલ્ફેર સેન્ટરની એક વાડી જોવા મરાંગુ ગયાં. એ વાડી પાસે ચાગ્ગા લોકોનો એક નેતા—મુખી પેટ્રોનું સુંદર રહેઠાણ છે. એમના મહેમાન બનીને આફ્રિકન કુટુંબ કેમ રહે છે એ અમે જોઈ લીધું. એમના નવા મકાન પાછળની મોટી ગોળ ઝૂંપડી અમે અંદરથી જોઈ આવ્યાં. સાવ અંધારા-માં માણસ અને જાનવર એકત્ર કેમ રહે છે એ જોઈ હિમાલયના પહાડી લોકોનું સ્મરણ થયું. પણ ત્યાં આટલું અંધારું ન હતું. આફ્રિકન લોકો ગાયનું દૂધ પણ પીએ છે અને એનું લોહી પણ પીએ છે. ગાયને કે વાછરડાને થાંભલા સાથે બાંધી એક બાણ વતી એના ગળાની નસ કેમ છેદે છે અને જોઈતું લોહી કાઢી લીધા પછી ઘા કેમ બંધ કરાય છે એ વિશે અમે વિગતો સાંભળી. પ્રત્યક્ષ પ્રયોગ જોવાની મારી હિંમત ન ચાલી, એટલે હું ત્યાંથી ખસી ગયો. અમારી પાર્ટીના લોકોએ શું શું જોયું તે મેં પૂછ્યું પણ નહીં. શ્રી પેટ્રો સાથે વર્ધાના ગ્રામોદ્યોગો વિશે અને નઈ તાલીમ વિશે ઘણી વાતો કરી. હાથકંતામણ, વણાટની ખાદી, હાથે બનાવેલા કાગળોના નમૂના વગેરે જોઈ એમને લાગવા માંડ્યું કે આપણે પણ એવું જ કેમ ન કરીએ? પછી મેં એમને મધમાખનું પાલન કેમ કરાય છે અને એમનો નાશ કર્યા વગર મધ કેમ મેળવાય છે તે ઘણા વિસ્તારથી સમજાવ્યું. અને એ લોકોએ પણ ખૂબ જ રસપૂર્વક એ બધું સાંભળી લીધું.

મુખી પેટ્રોની વાડીના મકાઈના ગરમ ગરમ ડોડા અમે ચાખ્યા. એના દાણા એટલા મોટા અને મીઠા હતા કે અહીંનાં બી હિંદુસ્તાનમાં લઈ જવાનું મન થયું. મકાઈનો લોટ આફ્રિકન લોકોનો મુખ્ય ખોરાક છે. એની સાથે તેઓ એક જાતનાં મીઠાશ વગરનાં કેળાં રાંધીને ખાય છે. અને એક જાતનાં શકરિયાં પણ શેકીને ખાય છે. એ શકરિયાંનો સ્વાદ પણ આપણાં શકરિયાં જેટલો મીઠો નથી હોતો. આફ્રિકાની મકાઈનો સ્વાદ અમે અનેક ઠેકાણે લીધો છે. પણ સ્વાદમાં અહીંની મકાઈની તોલે કોઈ આવે એમ ન હતું.

પાછા વળીને જમી લીધું અને અરુશા જવા ઊપડયાં. રસ્તામાં ફરી વાર કિલિમાંજારોનાં ભવ્ય દર્શન થયાં. આગલા દિવસનાં દર્શનને કારણે આજે એનું

દર્શન વાસી પણ ન લાગ્યું અને એનો કેફ પણ ન ઓસર્યો. પણ પરિચયની આત્મીયતા ઉમેરાઈ ખરી. આખો રસ્તો ઓળખીતો હતો એટલે અમે સહેજે પોણા ચારે અરુશા પહોંચી ગયાં. ત્યાં અમારા મેજબાન શ્રી નરસીભાઈ મથુરાદાસ હતા. શ્રી નરસીદાસભાઈ, શ્રી નાનજી કાલિદાસ મહેતાના ભત્રીજા થાય છે. એમનું ઘર આખા અરુશામાં તમામ સગવડસાધનથી ભરેલું સૌથી અદ્યતન (અપ-ટુ-ડેટ) ગણાય.

અરુશામાં ઈન્ડિયન ઍસોસિયેશન તરફથી ચાપાર્ટી થઈ. એમાં ત્યાંના પ્રાંત-કમિશનર અને એમનાં પત્ની આવ્યાં હતાં. આખી પાર્ટીમાં જે યુરોપિયનો હતા તેમાં ગ્રીક અને ડેન લોકો પણ હતા. એશિયન લોકોમાં આપણા હિંદી લોકો – ગોવન સહિત – ઉપરાંત આરબ વગેરે હતા અને આફ્રિકન લોકોમાં સ્થાનિક ઍબિસિનિયન અને સોમાલી પણ હતા. લોકો ચા અને ખાદ્ય પદાર્થોને ઈન્સાફ આપવામાં મશગૂલ હતા, જ્યારે મારું આખું ધ્યાન મેરુની પ્રચંડ મૂર્તિ તરફ હતું. આ દિવસોમાં મેરુને માથે બરફનો મુકુટ નથી હોતો પણ મુકુટ વગર પણ એ આસપાસના પ્રદેશના રાજા તરીકે જ શોભતો હતો. કિલિમાંજારો અને મેરુ જ્યારથી ઉપર ઊપસી આવ્યા છે ત્યારથી આફ્રિકાનાં શ્વાપદો અને મનુષ્યો, નદીઓ અને સરોવરો – બધાંના સુદીર્ઘ ઈતિહાસના એ સાક્ષી છે. પ્રાચીન કાળના કેટલાય આફ્રિકન નેતાઓએ આ બે પહાડના સોગન ખાઈને પોતાની મિત્રતા દૃઢ કરી હશે અથવા શત્રુ પર વેર વાળવાની પ્રતિજ્ઞા ઉપર મહોર મારી હશે. આ બે પહાડો કશો સંકલ્પ કરતા નથી. પક્ષપાત કરતા નથી. પોતાને માથે જેટલો વરસાદ વરસે તેનાં નાનાંમોટાં ઝરણાં બનાવી ઉષા (Usa), પંગાની (Pangani), ત્સાવો (Tsavo) – જે કોઈ નદી એનો લાભ લેવા માગે એને જીવન અર્પણ કર્યા કરે છે.

જાહેર સભામાં અનેક પંજાબીઓ, ગુજરાતી બહેનો વગેરે મિશ્ર શ્રોતાઓ હતા. હિંસા-અહિંસાનો પ્રશ્ન છેડાયો હતો જ.

રાતના ખાણામાં મોટા મોટા બસો લોકો હાજર હતા. અંગ્રેજોની સંખ્યા અહીં સૌથી વધારે હતી. Non-violence in peace and war (યુદ્ધકાળમાં તેમ જ શાંતિકાળમાં અહિંસાની નીતિ) એ વિશે હું થોડુંક બોલ્યો. ઘણા પરદેશીઓએ એ ચર્ચામાં ભાગ લીધો. એમાં પોતાના કર્તવ્યનો ઊંડો વિચાર કરનાર એક ગોરો પોલીસ અમલદાર હતો. એણે વિશેષ વાતો કરવા માટે બીજે દિવસે મળવાની ઈચ્છા બતાવી. સવારે, ગુનાઓ અને એને માટે કરાતી સજાઓની તાત્ત્વિક ચર્ચા ઘણી થઈ. એ માણસ પોતાના કર્તવ્ય વિશે ઊંડાણમાં ઊતરી વિચાર કરતો હતો એમ જણાયું. આપણા લોકોની આર્થિક નીતિમત્તા વિશે – એટલે કે પ્રામાણિકપણા વિશે એને ઊંચો ખ્યાલ ન હતો. ફક્ત નરસીભાઈ વિશે એણે આદરનાં વચનો કાઢયાં હતાં. મને એ માત્ર વિવેકના શબ્દો જેવા ન લાગ્યા.

સવારની ચર્ચા પછી અમે અરુશાના ગળાનું જાણે મોતી હોય એવું એક નાનકડું સરોવર જોવા મોશીને રસ્તે ઊપડયાં. ડેલૂટી (Deluti) સરોવર પણ જ્વાળામુખીને આભારી છે. એનો આકાર જોતાં જ એ જણાઈ આવતું હતું.

એ સરોવરને કિનારે મિસિસ રૉયડન નામની એક અંગ્રેજ મહિલાએ સુંદર મકાન અને એથીયે સુંદર બગીચો રાખ્યો છે. બાઈ એટલી બાહોશ છે કે છેલ્લા યુદ્ધના દિવસોમાં પોતાની અને બીજા ગોરાઓની ૧૪ એસ્ટેટો તે સંભાળતી હતી. અને એ બાઈની જિજ્ઞાસા એટલી પ્રખર કે ઈજિપ્તના પિરામિડો અને એને અંગેની ગૂઢ વિદ્યા વિશે પણ એ જાણતી હતી. દીવાનખાનામાં એણે જે ચિત્રો રાખ્યાં હતાં એ પણ એની ઊંચી અભિરુચિ વ્યક્ત કરતાં હતાં.

## ૧૯. બ્રહ્મક્ષત્રી સાહસ

હવે તો નમંગા થઈને અંબોસેલીના રણમાં અને અરણ્યમાં એક રાત ગાળી નૈરોબી જવાનું બાકી હતું. પણ રસ્તામાં એક બાહોશ હિંદી યુવાન રજનીકાન્ત ઠાકોરની ખેતીવાડી જોવાની હતી. આલ્ડોનિઉ શામ્બા તરીકે એ અહીં જાણીતી છે. ત્યાં જતાં રસ્તામાં જે ટેકરીઓ દેખાઈ તે લીલી, લીસી અને રૂપાળી હતી. ખેતી-વાડીમાં સારાં સારાં જાનવરોનો ઉછેર અમે જોઈ શક્યાં. ગાયો અને સાંઢ અને બીજાં જાનવરો અહીં ખાસ શાસ્ત્રીય ઢબે રાખવામાં આવે છે. ગાયનું દૂધ ભેગું કરી એમાંથી માખણ ઉપરાંત પનીર (ચીઝ) બનાવવામાં આવે છે. દૂધમાંથી પનીર કેમ બનાવાય છે એની બધી ક્રિયાઓ અમે અહીં જોઈ શક્યાં. રજનીકાન્તના પિતા શ્રી સત્યેન્દ્ર ત્ર્યંબક ઠાકોર અહીં દીકરાને મળવા આવ્યા હતા. એમની પાસેથી આ તરફનો ઘણો ઈતિહાસ જાણવાને મળ્યો.

આપણા લોકો મોટે ભાગે ગામડામાં કે શહેરમાં દુકાન ખોલીને દેશી પરદેશી માલ વેચવાનું જ કામ કરે છે. હમણાં હમણાં તેઓ સાયસલ, વૉટલ કે ખાંડનાં કારખાનાં શરૂ કરી શક્યા છે. પણ ખેતીવાડીનું કામ કરનાર લોકો નહીં જેવા જ છે. તેથી મોરોગોરો તરફના મગોલિયા પાટીદારો અને આલ્ડોનિઉના ઠાકોર બન્ને ઉજ્જવળ અપવાદ તરીકે તરી આવે છે.

ગુજરાતી બ્રહ્મક્ષત્રી કોમની બાહોશીનાં મેં વખાણ કર્યાં ત્યારે સત્યેન્દ્રભાઈ કહે: “પણ અમારા લોકો ઘરરખા છે એ તમે કેમ ભૂલી જાઓ છો? આટલા ગુજરાતીઓ અહીં આવ્યા છે એમાં બ્રહ્મક્ષત્રીની સંખ્યા કેટલી છે? અમારા લોકો અભિમાનમાં અને અભિમાનમાં રહી ગયા છે. ઘર છોડવાની હિંમત કરતા નથી.” પોતાના લોકો હજી પૂરતી બાહોશી બતાવતા નથી એવી ટીકા કરીને જ એમના પ્રત્યેની પોતાની આત્મીયતા અનુભવનારા કેટલાક લોકો હોય છે. મારી ગણના પણ એ જ કોટિમાં થતી હોવાથી શ્રી સત્યેન્દ્રભાઈની ટીકાનું રહસ્ય હું બરાબર સમજી શક્યો.

# ૨૦. અભયારણ્યમાં પ્રવેશ

અમે નમંગા પહોંચ્યાં. અહીંથી અંબોસેલી જવાનો રસ્તો ફંટાય છે. નમંગામાં મરાઠી બોલતા બે બાહોશ કોંકણી મુસલમાન ભાઈઓ વસે છે. એમાંના શ્રી મોહમ્મદ ઉમર સાહેબ સાથે મારે ઘણી વાતો થઈ. એમના પિતાએ ને એમણે અંગ્રેજોને કેવા હંફાવ્યા હતા; આપણા લોકોનું થતું અપમાન ટાળવા માટે એમણે અહીં દેશી હોટેલ કેમ કાઢી વગેરે અનેક વાતો એમણે કહી. જંગલનાં જાનવરો પાછળ ભટકવાની હોંશમાં જો બીજો નંબર લેવો પડે તો તે મોહમ્મદ ઉમર સાહેબ નહીં. મોહમ્મદ સાહેબે આસપાસના આદિવાસી મશાઈ લોકોની એટલી બધી સેવા કરી છે કે એ લોકો દરેક કામમાં એમની સલાહ લે છે અને એમના ઉપર પૂરેપૂરો વિશ્વાસ રાખે છે. હોટેલ ખોલવા માટે જ્યારે એમને જમીન જોઈતી હતી ત્યારે અંગ્રેજ લોકો એમને એ મળવા ન દે. આ મુશ્કેલી જાણતાંવેંત મશાઈ લોકોએ પોતાની જમીનમાંથી સારો કટકો કાઢી આપ્યો. સરકારી અમલદારોએ મશાઈ લોકોને ધમકાવીને પૂછ્યું કે, "હિંદી માણસ પ્રત્યે શા માટે આવો પક્ષપાત કરો છો?" મશાઈ લોકોના આગેવાનોએ ઉડાઉ જવાબ આપવાને બદલે સીધું પરખાવી દીધું કે, "મોહમ્મદ સાહેબ અમારા જૂના દોસ્ત છે, અમારા હિતકર્તા છે. એમના પ્રત્યે ગમે તેટલો પક્ષપાત કરતાં અમને ખુશી જ થાય છે."

અનેક બાજુએથી નદીઓના પ્રવાહ આવીને જેમ સમુદ્રમાં ભળે છે તેમ નમંગામાં અમારા કાફલાનું બન્યું. ડોડોમાથી ઊપડયાં ત્યારે શ્રી અપ્પાસાહેબ, શ્રી ઈનામદાર, સહકુટુંબ કમલનયન, સરોજ અને હું અને શરદ પંડયા એટલાં અમે હતાં. અરુશાથી શ્રી નરસીભાઈ અને એમના ભાઈ અમારી સાથે થયા. ન્ગોરોંગોરોથી શ્રી જશભાઈ દેસાઈ, એમના દીકરા નિરંજન અને શ્રી શહાણેના દીકરા અજિત અમારી સાથે ભળ્યા. આલ્ડોનિઉથી શ્રી રજનીકાન્ત એમાં ઉમેરાયા. सर्वे एव महारथाः ! અલબત્ત, એ રથ તૈલવાહન હતા. હવે નમંગામાં નૈરોબીથી આવેલા ડૉક્ટર, અને મિસિસ નાથુ, સૌ. નલિનીબહેન પંતનાં બહેનપણી શ્રીમતી લીલા ફાટક અને ચિ. સરોજના નાનપણના મિત્ર અને સહાધ્યાયી શ્રી જાલ કૉન્ટ્રૅક્ટર — એ બધાં આવી પહોંચ્યાં. આખો કાફલો ઉમંગભેર અંબોસેલીના રણ અને અરણ્યમાં પ્રવેશ કરતો હતો. મોટરો, લૉરીઓ, અને ટ્રક જેવા મહારથો અને એમાં બેઠેલા મહારથીઓનો સરંજામ જોવાલાયક હતો. બંદૂક કે પિસ્તોલને બદલે અમારી પાસે ટૉર્ચ અને બાયનૉક્યુલરો હતાં. અમે જાનવરોને મારવા માટે નહીં, હેરાન કરવા માટે નહીં પણ નિહાળવા માટે નીકળ્યાં હતાં. જે કોઈ આ અભયારણ્યમાં પ્રવેશ કરે છે તેને સંકલ્પ કરવો જ પડે છે કે अभय सर्व भूतेभ्यः; शम् नो अस्तु

द्विपदे; शम् चतुष्पदे । ઝાડી અને ઝાંખરાંમાંથી અમે પૂર્વની દિશામાં ચાલ્યાં. રસ્તામાં થોરનાં વિશાળ વૃક્ષો અમારું સ્વાગત કરતાં હતાં. બીજાં કેટલાંક કાંટાળાં ઝાડો પક્ષીઓને અભયદાન આપતાં હતાં.

તે કઈ રીતે? સાપ અને બીજાં પ્રાણીઓ ઝાડ ઉપર ચડીને પક્ષીના માળામાંથી ઈંડાં અને બચ્ચાંને ખાઈ જાય છે. એની સામેના ઈલાજ તરીકે પક્ષીઓ પોતાના માળા ઝાડને છેડે ઝીણી ઝીણી ડાળીઓ સાથે, ચીની ફાનસની પેઠે લટકાવી દે છે. આવી ડાળો તળે જો તળાવનું પાણી હોય તો વધારે સારું અને ડાળો જો કાંટાળી હોય તો તે પણ વધારાનું રક્ષણ. આમ શત્રુ સામે દરેક જાતનું રક્ષણ પૂરું પાડનાર આ ઝાડો તમામ પક્ષીજાતના આશીર્વાદ મેળવે છે.

ત્રીસેક માઈલનું જંગલ વટાવ્યા પછી અમે દક્ષિણનો રસ્તો લીધો. ત્યાંથી સુકાઈ ગયેલા અંબોસેલી સરોવરનું રણ શરૂ થતું હતું. જ્યાં જુઓ ત્યાં રેતી, રેતી અને રેતી! અને સામી બાજુએ પોતાના પવિત્ર દર્શનનો લાભ આપવા માટે કિલિમાંજારો ઊભા જ હતા.

આખું રણ વટાવી અમે અભયારણ્યમાં પ્રવેશ કર્યો. ત્યાં હિંસ્ર પશુઓએ અમને અભય આપ્યું ન હતું પણ અમારા જેવા માનવીઓની સરકારે અહીંનાં તમામ પશુપક્ષીઓને અભય આપ્યું છે. લાંબા વખતની સુરક્ષિતતાને લીધે અહીંનાં પશુઓ પણ માણસ પ્રત્યે ઘણાં સૌમ્ય થયાં છે અને તેથી અમે પણ નિર્ભય થયાં હતાં. આમ બધી રીતે અભયારણ્ય ગણાતા આ પ્રદેશમાં અમે ઉત્સુક નયને પ્રવેશ કર્યો. એક વાત સ્પષ્ટ કરવી જોઈએ. અહીંનાં તમામ પશુપક્ષીઓને અને વૃક્ષ-વનસ્પતિઓને ફક્ત માણસ તરફથી જ અભયદાન છે. તેઓ અંદર અંદર અહિંસક થવાને બંધાયેલાં નથી. અને બંધાય તો ખાય શું? અને હાથીને જો સૂંઢ વતી કે માથાના ધક્કા વતી ઝાડો પાડવાની લીલા ન મળે તો બાપડાને આખું જીવન અલૂણું અને બોજારૂપ થઈ પડે.

પૂર્વભવમાં અમે શાં પુણ્ય કર્યાં હશે કે અજાણ્યા મુલકમાં આવા અરણ્યમાં અમે ભયાનકમાં ભયાનક પશુઓનો અહિંસક શિકાર કોઈ ધર્માત્મા સમ્રાટની પેઠે કરી શક્યાં. જશભાઈએ કહ્યું કે, "અમે ઉતાવળે સામી ટેકરી પર જઈએ છીએ. તમે અમારી પાછળ જલદી આવો. સાંજને વખતે ઘણી વાર ત્યાં હાથીઓ ભેગા થાય છે. ટેકરી પરથી સરસ દેખાશે." જંગલનો પ્રદેશ. અહીં કાંઈ કોઈએ રસ્તા બનાવ્યા નથી. જેમ સૂઝે અને જેમ ફાવે તેમ મોટરો ચલાવવાની. મારા મનમાં ક્ષણે ક્ષણે વિચાર આવતો કે ભોગજોગે મોટરો અહીં ખોટકી પડે તો આપણું શું થાય? કોઈ પશુ ચિડાઈને હુમલો કરે અને તે જ ક્ષણે મોટર રામ બોલે તો માણસ શું કરી શકે? જ્યાં સુધી મૃગયાનો રસ જામ્યો ન હતો ત્યાં સુધી જ આવા વિચારો મનમાં આવી શક્યા. એક વાર ઉત્સાહની ભઠ્ઠી ગરમ થઈ એટલે અમે ત્યાંના વાતાવરણ સાથે એકરૂપ થઈ ગયાં. જેટલો અમારો વિશ્વાસ અમારા પગ ઉપર હતો એટલો જ વિશ્વાસ મોટરો અને લૉરીઓ ઉપર જામ્યો. પછી ખાડા

શું અને ટેકરા શું, ઝાંખરાં શું અને પથરા શું—અમારા લોકોએ મોટરો ચલાવી જ છે. અને મોટરો પણ એટલા ઉમંગમાં આવી હતી કે જેમ વાળીએ તેમ વળે: માણસોને પણ ચડતાં કઠણ લાગે એવા સ્થાન સુધી ટેકરી ઉપર અમારી મોટરો ચડી. ચાર ચાર છ છ આંખે અમે ચારે કોર જોયું પણ એક પણ જાનવર દેખાય નહીં. જાણે એમણે અમારી સામે કાવતરું જ કર્યું હતું. અમે નિરાશ થયાં. અધૂરામાં પૂરું સંધ્યાકાળ માણવા માટે ટેકરી પર આવેલું એક પક્ષી અમને હસવા લાગ્યું. એવી ચીડ ચડી! પણ કરીએ શું? ચીડને ગજવામાં રાખી અમે ઊતર્યાં. ખૂબ ખૂબ રખડયાં. હાથીની લાદ કયાંય દેખાય તો એ તાજી છે કે સુકાયેલી છે એ જોઈ અમે સાશ કે નિરાશ થતાં. હવે તો અંધારું પણ થયું. મોટરના દીવાઓએ પોતાની આંખ ખોલી. એટલામાં દૂર ભેંસ જેવું કંઈક દેખાયું. નજીક જતાં ખાતરી થઈ કે નાક ઉપર શિંગડાનો ભાર ઊંચકનાર એક જબરદસ્ત ગેંડો છે. ક્ષણવારમાં એની પડખે એક બચ્ચું અમે જોયું. ખાતરી થઈ કે ગેંડી છે. પોતાના બચ્ચાને સાચવતી સાચવતી ફરે છે. ઘડી ઘડીમાં અમે બાયનૉક્યુલર ચડાવીને જોતાં. ફરી નીચે રાખતાં. મેં જોયું કે ગેંડી લંગડાય છે. બીજા કોઈ એવા જ જબરદસ્ત પ્રાણી સાથે ઝઘડો થયો હશે. અમે વિચાર કર્યો કે સવારે જો એના લોહીનાં ટીપાં દેખાય તો એનો માર્ગ શોધી કાઢીશું.

બીજી પાર્ટીમાં કમલનયન વગેરે હતા. એમને ત્રણ સિંહ દેખાયા. અમે એ બાજુ પહોંચ્યાં ત્યારે એ જ ત્રણ સિંહો એવા તો છટકી ગયા કે એમાંના એકની જ પીઠ જરા દેખાઈ. સિંહની સાથળ ને એની પૂંછડી ઓળખાતાં વાર નથી લાગતી. કહે છે કે એ બાજુ ત્રણ નહીં પણ પંદરેક સિંહ ફરતા હતા. ખેર. અમે સહેજસાજ કંટાળીને અમારા કૅમ્પ ભણી વળ્યાં. આ અરણ્યમાં કેટલાંક સરકારી ઝૂંપડાં છે. એમાં બીજા લોકો રહ્યા હતા કે શું તે ખબર નથી, પણ અમારો કૅમ્પ બીજે ઠેકાણે સ્વતંત્ર હતો. એનું સ્થાન શોધી કાઢતાં વાર લાગી. કૅમ્પમાં જતાવેંત એનો બાદશાહી ઠાઠ જોઈને હું તો આભો જ બન્યો. આશ્રમવાસી મુસાફર છું કે કોઈ અરણ્યરસિયો શાહજાદો છું? નાના નાના અનેક તંબૂઓ—એની આગળ વરંડા જેવા શમિયાના, ખુરસી, ટેબલ, ગાદલાં, ફાનસો, ખાવાપીવાની દરેક જાતની વસ્તુઓ—સોડા, લેમનેડ, કોકાકોલા, ફળ, મેવા, ઇત્યાદિ—એકે વસ્તુની મણા ન હતી. જંગલમાં પીવા જેવા સ્વચ્છ પાણીની સગવડ ભાગ્યે જ મળે છે. રાજા દુષ્યંત સાથે શિકાર કરનાર માઢવ્ય પણ તકરાર કરતો હતો કે શિકારે જતાં જંગલમાં પાંદડાં કોવાઈને કડવું ઝેર થયેલું પાણી પીવું પડે છે અને રથમાં બેસી શ્વાપદો પાછળ દોડતાં શરીરનાં તમામ હાડકાં ઢીલાં થઈ જાય છે. અહીં લોઢાના એક મોટા પીપમાં પીવા જેવું પાણી ભરેલું હતું. એ જ અમારો હોજ અને એ જ અમારી ટાંકી. પીપ સહેજ જમીન પર આળોટે અને અમને જોઈતું લોટા બે લોટા પાણી આપે. કેટલીક પંજાબી બહેનો ખાસ આવીને અમારે માટે પૂરીઓ તળતી હતી અને જાતજાતનાં શાક તૈયાર કરતી હતી.

શિકારનો વ્યવસાય ખેડનારા યુરોપિયન લોકો આ તરફ ઘણા છે. એમના જેટલા જ અથવા એમના કરતાં વધારે બાહોશ આપણા એક ભાઈએ એ વ્યવસાય હાથ કર્યો છે. એમનું નામ છે શ્રી તરલોકસિંગ. એમણે અને એમના સાથી શ્રી રાણાએ અપ્પાસાહેબના પ્રેમને કારણે અને સ્વદેશથી મહાત્માજીના માણસો ખાસ આવ્યા છે એ ખ્યાલથી અમારે માટે આ દૂર દુર્ગમ જંગલમાં બધી સગવડો ઊભી કરી હતી અને પોતે આવીને બધી વિગતો ઉપર જાતે દેખરેખ રાખતા હતા એટલું જ નહીં પણ જાતે બધું કામ પણ કરતા હતા. વાસણો વગેરે ધોવા માટે પાણીની સગવડ જોઈને જ કૅમ્પ ઊભો કરેલો હતો. એ જ સ્થાન હાથીઓનું પણ માનીતું હોવાથી સાંજે તંબૂ તણાતા હતા ત્યારે કેટલાક હાથીઓ ત્યાં દર્શન દઈને ગયા હતા. પણ અમારા નસીબમાં તે રાત્રે એમનું દર્શન ન હતું.

જંગલમાં જ્યાં ધૂણી સળગતી હોય કે માણસોના હાથમાં મશાલો હોય ત્યાં જંગલી જાનવરો પાસે આવે નહીં એટલી સુરક્ષિતતા ખરી. પણ વીસપચીસ કદમ આગળ જઈએ એટલે ત્યાં તમે સુરક્ષિત નથી. કોઈ જાનવર ટાંપીને બેઠું હોય તો પશુદેવોને પણ દુર્લભ એવું તમારું લોહી એને ચાખવાને મળવાનું. એટલે રાત્રે અગ્નિના પ્રકાશ જેટલી જ દુનિયા સુરક્ષિત માનવાની. પણ શૌચ જવાની હાજત થાય ત્યારે શું કરવું? હાથમાં ટૉર્ચ અને લોટો લઈને અંધારામાં ગયા વિના છૂટકો નહીં. પશુઓની બીક અને માણસની લાજ એ બે વચ્ચે, પ્રસંગ પરત્વે યોગ્ય હિસાબ કરી, મેં અંતર નક્કી કર્યું. બિલાડીની પેઠે માટીમાં ખાડો કર્યો, એ જ માટી ખાડો ઢાંકવા વાપરી અને આરામથી પાછો આવ્યો. ખાઈપીને તંબૂમાં જઈને બેઠાં અને પ્રાર્થના કરી. મનમાં વિચાર આવ્યો કે હિંદુસ્તાનથી ચાર હજાર માઈલ દૂર, શ્વાપદાકીર્ણ આ જંગલમાં હિંદુસ્તાનના લોકો કેટલા આવ્યા હશે? અને તેમાંય ગંભીરપણે ભગવાનનું સ્મરણ કરી વૈદિક મંત્રથી પ્રાર્થના કરનારો કોઈ આવ્યો હશે ખરો? હિંદુસ્તાનના તમામ ઋષિમુનિઓનું સ્મરણ કરી મેં ભક્તિભાવે પ્રાર્થના શરૂ કરી. શ્રી જાલ કૉન્ટ્રૅક્ટર એમાં ભળી ગયા. બીજા અનેક લોકો હતા. પ્રાર્થના થઈ અને અમે સૂવાની તૈયારી કરી. એટલામાં ખબર પડી કે શ્રી અપ્પાસાહેબ, કમલનયન અને બીજા કેટલાક લોકો ચુપચાપ છટકી શ્વાપદો જોવા નીકળી ગયા છે. અમે છંછેડાયા. મેં તરત મોહમ્મદ સાહેબને કહ્યું, 'જો લૉરી તૈયાર કરી શકો તો આપણે પણ જઈશું.' અમે ચાલ્યાં. ઘોર અંધારામાં — અજાણ્યા જંગલમાં — અમે ચાલ્યાં. મોટરોની અવરજવરથી જે રસ્તાઓ પડેલા હોય છે તે રાત્રે બરાબર દેખાતા નથી. કોક ઠેકાણે ખોટો ભ્રમ પણ થાય કે રસ્તો છે. રખડતાં રખડતાં અમને અપ્પાસાહેબવાળી પાર્ટી પાછી આવતી દેખાઈ. એમણે કહ્યું કે, 'એક ગડાએ અમારા પર ધસારો કર્યો હતો. અમે ત્યાંથી નાઠા, પણ દિશા ભૂલી ગયા. અથડાતાકુટાતા પાછા આવ્યા છીએ.' અમને થયું કે આપણે પણ કંઈક અનુભવ મેળવવો જોઈએ. અમે પણ, પેટ્રોલ કે લૉરીની દયા ખાધા વગર ખૂબ રખડયાં. શ્વાપદો ભલે ન જડયાં પણ મોટરના પ્રકાશમાં ઝાંડઝાંખરાંનાં થડ જોવાની અને

ડગલે ને પગલે જોખમ ખેડવાની મજા તો મળી જ. ના કહેતાં એક ગેંડો ચરતો દેખાયો અને એક તરસ (હાયેના) અમારાથી ડરીને દોડી જતું દેખાયું. ગેંડો દેખાયો એટલે ભાઈ જાલને કાવ્ય સૂઝ્યું અને એણે લલકાર્યું: "છુપ છુપ બૈઠે હો જરૂર કોઈ બાત હૈ, પહેલી મુલાકાત હૈ, પહેલી મુલાકાત હૈ!" પેલા ગેંડા ઉપર આ પ્રેમકાવ્યની કાંઈ અસર થઈ હોય એમ લાગ્યું નહીં! ગેંડા લોકોનો પ્રેમ કરવાનો પ્રકાર કેવો હોય છે એ આપણે જાણતા નથી.

અમે એવાં તો થાકયાં હતાં કે બીજા દિવસનો સદુપયોગ કરવાનો સંકલ્પ ન હોત તો આઠ વાગતા સુધી ઊઠત જ નહીં.

ઊંઘ તો ચાર જ કલાક મળી. પણ અમે એટલા જોરથી ઊંઘી લીધું કે ચાર વાગ્યે તાજાં તાજાં જાગ્યાં. અને ફરી પ્રાર્થના કરીને તૈયાર થયાં.

સાડાપાંચે નીકળ્યાં. દિવસ ઊઘડયો; પણ ભાગ્ય ઊઘડયાનાં લક્ષણો દેખાયાં નહીં. ખૂબ રખડતાં રખડતાં દૂર એક હાથી દેખાયો. અમે તરસી આંખે એને જોઈ લીધો. એટલામાં એ પાસેના એક ગામડિયા ખેતરમાં જઈ અલોપ થયો. આફ્રિકાના હાથીના કાન બહુ જ મોટા, પહોળા હોય છે. અમારામાંથી બે જણા મોટરમાંથી ઊતરી હાથી પાછળ દૂર સુધી ગયા હતા. વખત બચાવવા અમે એમને પાછા બોલાવ્યા. આખા પ્રદેશમાં પોતે એકલા પડયા છે એવું એકલવાયાપણું એ હાથીના મોઢા પર દેખાતું ન હતું. "મારે શું? આખું રાજ મારું જ છે." એવા અનિરુદ્ધ સંચારે ગજરાજ ફરતા હતા. 'મુબારક તમને તમારું રાજ્ય' એમ કહીને અમે ત્યાંથી નીકળ્યાં. ઢેલ અને મુરઘી વચ્ચેનું રૂપ ધારણ કરનાર ગિનિ ફાઉલ, વાંદરા, ચારપાંચ પ્રકારનાં હરણ અમે જોયાં. એમને જોવાની મજા પડી, પણ એમનાં દર્શનથી દિવસ કૃતાર્થ થયો એમ અમને શી રીતે લાગે? અમે તો તલસતાં હતાં સિંહ, હાથી, ગેંડા અને મહિષ જેવાં પ્રચંડ અને ભયાનક પ્રાણીઓને જોવા. આખરે એક દિશાથી નિરાશ થઈ અમે બીજી બાજુ ગયાં. ત્યાં હાથીઓની તાજી લાદ જોઈ અમારો ઉત્સાહ વધ્યો. ત્યાં થોડે અંતરે બે હાથીઓ ઘાસ ઉખેડતા, માટી ઉડાડતા, સ્વૈરછંદે ઊભા હતા. માણસને જોઈને હાથી ભડકતો નથી. પણ જો માણસ અવાજ કરે અથવા પવનને કારણે માણસની ગંધ એની સૂંઢ સુધી પહોંચી જાય તો હાથી ચિડાય છે. એટલે અમે છડેચોક પણ મૂંગે મોઢે મોટરમાંથી ઊતરી હાથી તરફ જવા લાગ્યાં. હાથીએ અમને જોયાં પણ પોતાનો વનવિહાર રોકયો નહીં. જ્યારે અમે વિશેષ નજીક ગયાં ત્યારે એને ગમ્યું નહીં. અમને ધમકાવવાની દાનત પણ એની ન હતી. એણે માથું ફેરવ્યું અને ધીમે ધીમે એ ત્યાંથી ખસ્યો. એટલે એને છોડી અમે બીજા હાથી તરફ અમારી મોટર હંકારી. ફરી ઊતરીને અમે એની સન્નિધિમાં ગયાં. એણે પણ થોડોક વખત અમને સહન કરી, નવો રસ્તો લઈ લીધો. દિવસ કૃતાર્થ થયો એમ સમજી અમે પાછાં વળતાં હતાં ત્યાં અમારી સાથેના એક આફ્રિકને ઈશારો કરીને અમને કહ્યું કે 'નજીક જ એક સિંબા (સિંહ) છે.' તરત અમારું આખું ધ્યાન અમારી બન્ને

આંખોની કીકીમાં આવીને બેઠું. પણ અમને સિંહ જોવાની ઉત્કંઠા હતી એવી ઉત્કંઠા સિંહને માણસ જોવાની ન હતી. એટલે એ અમારી મોટરની નજીકનાં ઘાસ-ઝાંખરાંમાંથી બહાર આવીને બીજે રસ્તે અંદર અલોપ થયો. યાળ ન હતી એટલે અમે સમજી ગયાં કે એ સિંહણ છે. સિંહ જાનવર તાકતવાળું ભલે હોય પણ ક્રૂર દેખાતું નથી. એના મોઢા ઉપર સજ્જનતા છવાયેલી હોય છે. એમાં સહેજ છટા હોય છે તુચ્છતાની, જે માણસને જોઈને સહેજસાજ વધે છે. સિંહણે અમારી તરફ જોયું અને એ ચાલી ગઈ. પણ એટલામાં અમારા ઉપર એ અસર પાડી ગઈ કે અમે લોકો એની વિસાતમાં નથી. સિંહ જોયાના આનંદમાં એ અપમાન અને તિરસ્કારની લાગણી સંઘરીને જ અમારે પાછા વળવું પડ્યું.

બધો સામાન વગેરે મોટરોમાં અને લૉરીઓમાં ભરી લીધો અને પાછળની રાત અને આજની સવાર જે ભાઈબહેનોએ અમારી સેવામાં ગાળી હતી એમનો આભાર માનીને અમે નીકળ્યાં.

ઘણું જોયું. અમારી વનયાત્રા સફળ થઈ એવી ભાવના લઈને અમે પાછાં ફર્યાં. એટલામાં એક જણે આવીને જાણે અમારા કાનમાં કહ્યું, 'સહેજ વળીને ડાબી બાજુ જશો તો ત્યાં કેટલાયે હાથીઓ છે.' અમારી ઉત્સુકતા તરત સળગી. અને અમે હાથીઓની શોધમાં ઊપડયાં. અમારે ઝાઝું રખડવું પણ ન પડ્યું—એક, બે, ચાર, કરતાં આઠ હાથીઓ અમે ઝાડની ડાળો તોડી તોડીને પેટનું સંતર્પણ કરતા જોયા. અમે ઊતરીને હાથી ભણી ચાલવા લાગ્યાં. એમાં એક હાથી નાનો હતો, એની જ નજર સૌથી પહેલાં અમારા ઉપર પડી. એણે પોતાની સૂંઢ અમારા તરફ ઊંચકી, અને બે કાન પહોળા ફેલાવી અમને જણાવ્યું કે, 'તમે લોકો ગમે તેટલા સારા હો, અમારે મન ઇષ્ટ નથી.' હાથી સૂંઢ ઊંચી કરે અને કાન ફેલાવે એટલે સમજી લેવું કે એ નારાજ થયો છે. અમે જરાક થબકયાં અને નાનો હાથી કુમળી કુમળી ડાળીઓ તોડીને આરોગવા લાગ્યો. અમારી હિંમત વધી એટલે આગળ ચાલ્યાં.

જો હાથીઓ અમારા ઉપર હુમલો કરત તો અમે સહીસલામત મોટર સુધી દોડી શકત કે કેમ એ શંકાભરેલું છે. અને મોટર એ પણ કાંઈ હાથી આગળ સુરક્ષિત નહીં જ. મોટરનું પૈડું સૂંઢમાં પકડી ઊંધી કરતાં હાથીને વાર ન લાગે. અને બે હાથી જો મોટરને માથાનો ધક્કો મારે તો તરત કબૂલ કરવું પડે કે મોટર લોઢાની નહીં પણ મીણની બનેલી હતી. છતાં અમે જિજ્ઞાસાથી કંઈક આગળ જ વધ્યાં. આજ સુધી આ જિજ્ઞાસાને કારણે ઓછા લોકોએ પ્રાણ ખોયા નથી. પણ જિજ્ઞાસા એ અમુક અમુક પ્રસંગે જિજીવિષા કરતાં પણ વધારે પ્રબળ નીવડે છે. અમારો અવિનય જોઈ હાથીઓ નારાજ થયા. પણ અમારા ઉપર ચિડાયા નહીં. સવારે ઊઠીને આ બેપગાંને કોણ છેડે, એવો વિચાર કરી એ લોકોએ એ સ્થાન છોડીને જવાનું નક્કી કર્યું. પણ વ્યવસ્થા ન જાળવે તો તે હાથી નહીં. તલવાર ખેંચી હોય એવા બે દાંતવાળો એક મોટો દંતી સૌથી પાછળ રહ્યો. એક આગળ ચાલ્યો. હાથણ અને બચ્ચાં વચમાં રહ્યાં અને આ રીતે એ આઠ જણનું સરઘસ એક પછી એક

વનમાં ચાલ્યું ગયું. ઉતાવળ જેવું જરાય ન મળે. જાણે વનદેવીની સવારી ગંભીરતાથી જ ચાલવી જોઈએ એવા ભાન સાથે તેઓ ચાલ્યા. અમે એ સરઘસ ધરાઈને જોયું. એ ગયા પછી અમે થોડો વખત ત્યાં ઊભાં જ રહ્યાં. જોયેલું આખું દૃશ્ય જાણે હવામાં તાજું ન હોય!

પાળેલા હાથીઓનાં સરઘસો આપણે અનેક વાર જોઈએ છીએ. આઠ આઠ દસ દસ હાથીઓ, અરે પચાસ પચાસ હાથીઓ પણ આપણે એકત્ર આણી શકીએ છીએ. પણ સ્વચ્છંદ-વિહાર કરતા આઠ હાથીઓ એકત્ર કોણ આણી શકે? અને એ આઠ કેવા? લાંબા લાંબા અને વળાંકદાર દાંતવાળા, ઝાડની નાનીમોટી ડાળો તોડી ખાઈ જનાર. મને એ પ્રચંડ ગંભીર પ્રાણીઓ જોઈ ધન્ય ધન્ય થયું. જ્યારે એમનું સરઘસ ચાલ્યું ત્યારે જાણે આખા વનની મહત્તા ચાલે છે એવો જ ભાસ થતો હતો. એ દૃશ્ય આખી જિંદગીમાં ભુલાય એમ નથી.

પાછા વળતાં અમારી પાર્ટીઓ નોખી નોખી થઈ. જે વહેલાં ઊપડ્યાં તે સરખે રસ્તે ગયાં. અમે અમારો ગજાનંદ વાગોળતાં વાગોળતાં ચાલ્યાં અને જમણી બાજુએ જવાને બદલે ડાબી બાજુ વળ્યાં. અમારી દિશા બરાબર છે કે નહીં એ તપાસવા માટે હું વારેઘડીએ પાછો વળી કિલિમાંજારો તરફ જોતો હતો. મને લાગ્યું કે કાંઈ ભૂલ થાય છે. પણ મોટરની કેડી બીજી ન હતી. હું નકશો જોતો જાઉં અને કહેતો જાઉં કે 'દિશાભૂલ થઈ છે.' બીજાઓ કહે 'ના, બરાબર છે.' બધાં જ અણજાણ! દરેકના ભેજામાં આત્મવિશ્વાસનાં અને અણવિશ્વાસનાં મોજાં એક પછી એક ચાલતાં હોય. જે માણસ ખાતરીથી ચાલે તે અમુક ઘડીએ વિશ્વાસ ખોઈ બેસે ત્યાં સુધીમાં બીજા ભેજામાં ગોટાળો થયો હોય. પછી એ દિશા બતાવવાનું સ્વીકારે અને છબરડો વાળે! नैको मुनिर्यस्य वचः प्रमाणम् —એક પણ એવો ડાહ્યો ન મળે કે જેનું વચન પ્રમાણ સમજીને ચાલી શકાય.

એક વાર ત્રણ મહારાષ્ટ્રીઓ વનમાં ફરતા હતા. એમણે એક નોળિયો જોયો. એક જણ બોલી ઊઠ્યો, "સુમંગ, સુમંગ, સુમંગ!" બીજો ચિડાઈને બોલ્યો, "સુમંગ સુમંગ શું કહે છે? એનું નામ તો મુસંગ છે." ત્રીજો ડાહ્યો થઈને કહે, "જાણ્યા જાણ્યા! એનું નામ છે ધુંમસ." નોળિયા માટે મરાઠીમાં સાચું નામ છે મુંગુસ! એના જેવી જ અમારી સ્થિતિ હતી. સંતોષ એટલો જ કે વખત સવારનો હતો. રણમાં ઊગેલા વેંતિયા ઘાસમાંથી જતાં હોવાથી અમે દૂર સુધી જોઈ શકતાં હતાં. અને પેટમાં નાસ્તો હતો અને મોટરમાં પેટ્રોલ હતું. અમે એવી ઢબે દિશા ફેરવી ફેરવીને જતાં હતાં કે કોઈ અજાણ્યા માણસને લાગે કે અંબોસેલીની લંબાઈ અને પહોળાઈ રીતસર માપી કાઢવાનું સરવે કામ આ લોકોને કોઈએ સોંપ્યું છે અને અમુક વખતની અંદર એ પૂરું કરી ઈનામ મેળવવા માટે આ લોકો દોડાદોડ કરી રહ્યા છે.

પ્રથમ તો ભૂલાં પડ્યાની પણ મજા પડી. પણ ધીમે ધીમે નાસ્તો પચવા લાગ્યો અને પેટ્રોલનો ધુમાડો થયો. હવે જો રસ્તામાં જ પેટ્રોલ ખૂટે તો? અમે

મોટરનું શિંગડું વગાડી દશે દિશાને જાહેર કર્યું કે અમે રસ્તો ભૂલ્યાં છીએ. પણ પાછો પ્રતિધ્વનિ આપવા માટે પણ કોઈ ટેકરી નજીક ન હતી. ધ્વનિ અંતરાળમાં વિલીન થયો અને રણની શાન્તિ પાછી હતી તેવી સ્થપાઈ.

ઠીક ઠીક વખત ગયા પછી અમારી જ પાર્ટીની એક મોટર જમણી બાજુએ દૂર દૂર ધૂળ ઉડાડતી દોડતી દેખાઈ. અમે તેમને જોયા અને એ દિશાએ દોટ મૂકી. પણ તેઓ સ્થિર ન હતા. વચમાં કોઈ રસ્તો મળે એટલે અમારા કરતાં એ ડાહ્યો છે એમ સમજી એની સલાહ પ્રમાણે ચાલતાં. પણ એ કાંઈ અમારે માટે ત્યાં ઊભો ન હતો. થોડાંક આગળ ગયા પછી મૂંગા રસ્તાની સલાહ માન્યા માટે પસ્તાઈને અમે ફરી અમારું ભેજું ચલાવતાં. આમ કરતાં કરતાં રણ વટાવી અમે ઝાંખરાંના અરણ્યમાં પહોંચ્યાં. ત્યાં રસ્તો મળતાં વાર લાગી પણ મોટરને સખત ભૂખ લાગી હતી. એ કાંઈ માણસ નહીં કે ખોરાક વગર નભાવી શકે.

ખરે બપોરે પણ, પક્ષીના માળાઓએ અમારું મહેનતથી સ્વાગત કર્યું, અમને આગળનો રસ્તો બતાવ્યો અને અમે જેમતેમ નમંગા જ પહોંચી ગયાં. અને ત્યાં થોડું ખાઈ લીધું.

નમંગા, જે ગઈ કાલે અમારું મિલનસ્થાન હતું તે આજે વિદાયનું અને વિખેરાવાનું સ્થાન બન્યું. કેટલાંક અરુશા તરફ ગયાં, કેટલાંક નમંગા જ રહી ગયાં અને બાકીના બધાં ત્રણ મોટરમાં વહેંચાઈ જઈ નૈરોબી તરફ જવા ઊપડયાં. રસ્તો સુંદર હતો. અહીં અભયારણ્યનો આશ્રય ન લેનારાં કેટલાંય શ્વાપદો અમને જોવા મળ્યાં. ખાસ કરીને જિરાફ, શાહમૃગ, બુદુ અને ચિત્રાશ્વ. ૧૦૨ માઈલનો રસ્તો કાપી અમે નૈરોબી પહોંચ્યાં. હવે નૈરોબીનું, શહેરને પડખે આવેલું, અભયારણ્ય અમને સાદું અને અલૂણું લાગવા માંડયું! એ જ દિવસે મારે સ્વ. ગિજુભાઈની પુણ્યતિથિની સભામાં હાજર રહેવું હતું એટલે અમારી મોટરે વિશેષ વેગે દોટ મૂકી હતી. અમે નૈરોબી પહોંચ્યાં અને અમારી પૂર્વ આફ્રિકાની યાત્રાનો પૂર્વાર્ધ પૂરો થયો.

## ૨૧. ફરી નૈરોબીમાં

નૈરોબીમાં બે જ દિવસ રહી અમે યુગાન્ડાની મુસાફરીએ ઊપડવાનાં હતાં. નૈરોબીમાં આવતાંવેંત ભાઈ વસંત નાયક અને શ્રીમતી કાન્તાબહેનના માલિકીના બાલમંદિર તરફથી થયેલા ગિજુભાઈ ઉત્સવમાં મારે ભાગ લેવાનો હતો. મેં એ લોકોને કહ્યું કે, “સ્વ. ગિજુભાઈએ બાળકેળવણી માટે ભેખ લીધો તે પહેલાં તેઓ વકીલાત કરવા માટે ઈસ્ટ આફ્રિકા આવ્યા હતા અને સ્વાહિલી શીખ્યા હતા, એ ઘણા લોકોને ખબર નહીં હોય. આજે ગિજુભાઈના ચાળીસ શિષ્યો એ જ ઈસ્ટ આફ્રિકામાં બાળકેળવણીનું કામ કરે છે, એ કેટલું સુંદર છે!” બાળકેળવણીનું મહત્ત્વ

લોકોને સમજાવ્યું અને ખાનગી સંસ્થાઓને પણ છૂટે હાથે મદદ કરવાની ભલામણ કરી.

રાત્રે ભાઈ ઇબ્રાહીમ નાથુને ત્યાં ખાણું હતું. ઘણા યુરોપિયનો આવ્યા હતા. મેં એક નાનકડું ભાષણ આપ્યું. પછી પ્રશ્નોત્તરી થઈ. જોકે યુરોપિયનોએ પ્રશ્નો ન પૂછ્યા પણ એમની વાતો પ્રશ્નના રૂપમાં ઇબ્રાહીમભાઈએ મૂકી. એમણે કહ્યું કે, "હિંદીઓ નાના નાના ધંધાઓમાંથી આફ્રિકનોને હાંકી કાઢે છે અને તેથી તેઓ આફ્રિકનોના શત્રુ છે એ જાતની માન્યતા કેટલાક લોકો ધરાવે છે. એ વિશે તમારે શું કહેવું છે?"

મેં કહ્યું કે, "તમે પ્રશ્ન સારો પૂછ્યો. જ્યારથી પૂર્વ આફ્રિકામાં આવ્યો છું, ત્યારથી દરેક ઠેકાણે મારા દેશના લોકોને વઢતો આવ્યો છું કે, 'તમે આફ્રિકન લોકો સાથે પૂરતા ભળતા નથી. તમારા ધંધાની ખૂબીઓ તમારે એમને શીખવવી જોઈએ, એમને સાથે લેવા જોઈએ,' વગેરે વગેરે. એટલે આજે જો એમની-તરફેણમાં જે કહેવા જેવું છે તે કહું તો મેં એમને કાંઈક ન્યાય કર્યો કહેવાશે અને મારું પણ ભલું જ થશે!

"તમે કહો છો કે 'નાના નાના ધંધાઓમાંથી હિંદીઓએ આફ્રિકન લોકોને હાંકી કાઢ્યા છે.' એનો જવાબ એક ક્ષણ પછી આપું. પણ મોટા મોટા ધંધાઓનું શું? સૌથી મોટો ધંધો રાજ્ય કરવાનો છે!

"હવે મને કહો કે ક્યા કયા ધંધાઓ આફ્રિકનોના હાથમાં હતા જે હિંદીઓએ એમની પાસેથી છીનવી લીધા છે? એક પણ એવો ધંધો બતાવશો? ઊલટું હું તમને એવા દાખલા આપી શકું કે જ્યાં બાપડા હિંદીઓએ, અંગ્રેજો પણ ન પહોંચી શકે એવા જંગલી પ્રદેશમાં જઈને રહી, ત્યાં સાવ નાગા રહેનાર લોકોને એક શિલિંગમાં એક ઇજાર આપી કપડાં પહેરતા કર્યા. પોતે જે કામ કરતા હોય એમાં આફ્રિકનોને મદદમાં લઈ અમારા લોકોએ એમને સુથારી કામ શીખવ્યું, દરજી કામ શીખવ્યું, જાતજાતની રસોઈ બનાવતાં શીખવ્યું. એટલે જ તો એ લોકો અંગ્રેજોને ત્યાં ઉપયોગી નોકરો બન્યા. અમારા લોકોએ અહીં રેલવે બાંધી આપી. તેમ કરતાં કેટલાયે હિંદીઓ જંગલી જાનવરોના પેટમાં પહોંચ્યા. કેટલાય મલેરિયાના ભોગ થઈ પડયા. આમ અમારા લોકોએ અહીં અંગ્રેજોની અને આફ્રિકનોની ઓછી સેવા નથી કરી. અમને લોકોને ભારેખમ શબ્દોમાં પોતાની સેવાનાં બણગાં ફૂંકતાં નથી આવડતું એ ખરું છે. 'અઢળક ધન પણ લે અને સેવાની વાત કરે' એવા પણ લોકો હોય છે. અને જીવને જોખમે સેવા કરે, ફક્ત પેટપૂરતું લે અને સેવાનું નામ લેતાં સંકોચ અનુભવીને પ્રાંજળપણે કહે કે, 'અમે અહીં પેટ માટે આવ્યા છીએ;' એવા લોકો પણ હોય છે. એ લોકોની નિંદા કરવી કોઈને પણ શોભે નહીં.

"અને, દૂર જંગલમાં દુકાન ખોલીને રહેલા અમારા લોકો કમાય છે પણ કેટલું? એશઆરામમાં રહી ઉડાઉપણું કરત અને અનાચાર ફેલાવત તો એમના

હાથમાં કશું ન રહેત. અમારા લોકોનો સ્વભાવ છે કે બાપનું દેવું માથે નહીં રાખવું. કાયદા પ્રમાણે દેવું ચૂકવવા બંધાયેલો ન હોય તોપણ, દીકરો બાપનું દેવું ચૂકવ્યા વગર નહીં રહે. આ રીતે જો કોઈએ અહીં કરકસર કરી પૈસા બચાવ્યા હોય અને હિંદુસ્તાનમાં મોકલીને બાપને ઋણમુક્ત કર્યા હોય કે કોઈ કેળવણીની સંસ્થામાં કે મંદિરના જીર્ણોદ્ધાર માટે પૈસા આપ્યા હોય તો એની આટલી તકરાર શી? અમારા લોકોએ આફ્રિકનોનો આખો દેશ કબજે તો નથી કર્યો; એમની વચ્ચે ભળીને સેવા જ કરતા આવ્યા છીએ. અમારા રક્ષણ માટે ફોજ રાખવી નથી પડી. અમારું રહેવું આફ્રિકનોને વસમું લાગત તો જંગલોમાં અમે અરક્ષિત અને એકલા જઈને રહી ન શકત.

"હવે હું એમને કહું છું કે તમે કેળવણીમાં આગળ વધો. પોતાનાં બાળકોને સારામાં સારી કેળવણી આપો. આફ્રિકનોને પણ એનો લાભ આપો. અહીંના પૈસા અહીં જ ખરચો. આપણે જે દેશમાં રહીએ છીએ તે દેશ કૉમનવેલ્થનો સદસ્ય છે. આપણે પણ રાજીખુશીથી એ કૉમનવેલ્થમાં રહ્યા છીએ. એટલે અંગ્રેજો જોડે આપણો સંબંધ મિત્રાચારીનો રહેવો જોઈએ.

"વંશભેદને લીધે ઉત્પન્ન થયેલું અતડાપણું કોક દિવસે દૂર થશે જ અને આપણે બધા મળીને આ દેશમાં વિશ્વકુટુંબની સ્થાપના કરી શકીશું."

આ જ દિવસોમાં વિલાયતના એક પ્રખ્યાત વૃત્તવિવેચક—જર્નાલિસ્ટ—આવ્યા હતા. નામે વર્નન બાર્ટલેટ. કહેવાય છે કે એમને હિંદીઓને ન મળવા દેવાનો પૂરો પ્રયત્ન થયો હતો. પણ આ જમણમાં તેમને આમંત્રણ આપવામાં આવ્યું અને તેઓ આવ્યા. એમણે શરત કરી હતી કે, "હું આવીશ ખરો, માત્ર મને બોલવાનું કહેશો મા."

મારા ભાષણ પછી ભાઈસાહેબથી ન રહેવાયું. એમણે કહ્યું, "આજના મહેમાન નમ્રતાથી કહે છે કે 'આ દેશમાં ફક્ત બે મહિના રહી સર્વજ્ઞની પેઠે લોકોને ઉપદેશ કરવાનું—'ગ્લોબ ટ્રૉટર'નું કામ હું નહીં કરું,' હું તો ત્રણ દિવસ થયાં જ અહીં આવ્યો છું અને છતાં મારો અભિપ્રાય આપવા માગું છું! ત્રણ વરસ પહેલાં આવી જ રીતે એક વાર અહીં આવ્યો હતો. તે વખતે હિંદીઓ વિશે મેં ઘણું ઘણું પ્રતિકૂળ સાંભળ્યું હતું. આ વખતે કંપાલામાં મેં જોયું કે એક હિંદીએ તે શહેરને એક સરસ પાર્ક આપ્યો છે. એક ટાઉનહૉલ બાંધી આપ્યો છે. આ લોકોએ આફ્રિકન લોકો માટે સ્કૉલરશિપો આપી છે. હું સમજી શકતો નથી. તેઓ શું કરે? આ લોકો જો થોડા પૈસા સ્વદેશ મોકલે તો કહેવાય છે કે They are bleeding Africa white—તેઓ આફ્રિકાનું લોહી ચૂસે છે,—અને અહીં વાડીવજીફા કરીને અહીંના થઈને રહેવાનું નક્કી કરે તો કહેવાય છે કે આ લોકો આફ્રિકા ખરીદવા બેઠા છે—તો આ લોકોએ કરવું શું? અત્યારે આ વીસ મિનિટમાં હું જેટલું સમજી શકયો છું એટલું ઘણું ફરીને પણ ન સમજી શકત.

આજના જેવા મહેમાનોએ ઘણી વાર અહીં આવવું જોઈએ અને ગેરસમજૂતીઓ દૂર કરવી જોઈએ."

અમારાં બન્નેનાં ભાષણોની યુરોપિયન મહેમાનો ઉપર શી અસર થઈ તે જાણવા નથી મળી. હિંદી મહેમાનો રાજી થયા એમાં આશ્ચર્ય નહીં, પણ તેમને પોતાના કર્તવ્યનું ભાન થયું એમ માનું છું. શ્રી બાર્ટલેટની હાજરીનું પરિણામ ઘણું સારું આવ્યું.

બીજે દિવસે સવારે અહીંની એક પ્રાથમિક શાળાના આચાર્ય મળવા આવ્યા હતા. એમણે શિક્ષણકળાનો એક સવાલ છેડયો કે, "પ્રારંભ અક્ષરોથી કરવો, શબ્દોથી કરવો કે વાકયથી કરવો? પ્રાથમિક એકમ ક્યું ગણવું?" રાજદ્વારી અને સામાજિક વાતો કરી કરીને કંટાળેલા મને આ વિષયાંતર ઇષ્ટ લાગ્યું. મેં એમને કહ્યું કે, "ગુજરાતી, હિંદી વગેરે સ્વભાષા શીખવતી વખતે લેખન મારફતે આપણે ભાષા શીખવવી જ નથી. આપણે ભાષાનું જ્ઞાન પ્રારંભમાં મૌખિક રીતે જ આપવું જોઈએ. લેખનની ઉતાવળ ન કરવી જોઈએ. લખતાંવાંચતાં શીખતા પહેલાં બાળક સુંદર સાહિત્ય ગદ્ય અને પદ્ય ઘણું સાંભળે, મોઢે કરે, સંવાદો ભજવે, કાગળો લખાવે, વર્ણનો લખાવે, એટલી તૈયારી થયા પછી ભાષાનું એકમ શોધવાની જરૂર નથી. વિચારનું એકમ વાકય છે એ વિશે શંકા નથી. પણ લખવામાં ખરું એકમ અક્ષરે નહીં અને શબ્દે નહીં, 'સિલેબલ' છે. સિલેબલ એટલે એક સ્વર અને એને આધારે ઉચ્ચારાતા એક અથવા અધિક વ્યંજનો મળીને તૈયાર થતો ધ્વનિ. એવા સિલેબલ જ આપણે બારાખડી મારફતે બાળકોને શીખવીએ છીએ. આપણા અક્ષરો 'લેટર્સ' નથી પણ 'સિલેબલ્સ' છે. દરેક અક્ષરની અંદર अ કાર છૂપેલો હોય જ છે. એટલે અંગ્રેજીમાં જે ઢબે આ વિષય ચર્ચાય છે એ જ ઢબ આપણી ભાષામાં આણવાની જરૂર નથી." મારા ટૂંકા જવાબથી મારા એ વ્યવસાય-બંધુને સંતોષ ન થયો. મારી પાસે વધુ વખત હોત તો એ બધું વિસ્તારપૂર્વક સમજાવત.

મારા એક મિત્રના એક સગા લિસોટોમાં રહેતા હતા. તે પોતાની પત્ની અને બાળકને લઈને મને મળવા આવ્યા. પોતે ડૉક્ટર હોઈ આગળ અભ્યાસ માટે વિલાયત જવા માગતા હતા. પત્નીને સાથે લઈ જઈ એમને નર્સિંગમાં તૈયાર કરાય તો બન્નેને ફાવે, પણ છ વરસના બાળકનું શું કરવું એ સવાલ એમની આગળ હતો. માતપિતાના સહવાસને કારણે બાળકમાં એની ઉંમરના પ્રમાણમાં વિશેષ ડહાપણ ખીલેલું દેખાયું. એ એકલો હિંદુસ્તાન જવા અને ત્યાં કોઈ બોર્ડિંગ-માં રહી આગળ ભણવા તૈયાર થયો. છ વર્ષનો છોકરો આફ્રિકાથી હિંદુસ્તાન એકલો જવા તૈયાર થાય અને માબાપ પાછાં આવે નહીં ત્યાં સુધી એકલો રહેવા તૈયાર થાય એ આપણા લોકોને માટે સામાન્ય વાત નથી. માબાપોને મેં આવશ્યક સલાહ આપી અને તેમની આ હિંમત માટે એમનાં અભિનંદન પણ કર્યાં. આફ્રિકા જેવા દૂર દેશમાં આવીને રહેવાથી કુટુંબમાં કેવા સવાલો પેદા થાય છે અને એ

હાથમાં કશું ન રહેત. અમારા લોકોનો સ્વભાવ છે કે બાપનું દેવું માથે નહીં રાખવું. કાયદા પ્રમાણે દેવું ચૂકવવા બંધાયેલો ન હોય તોપણ, દીકરો બાપનું દેવું ચૂકવ્યા વગર નહીં રહે. આ રીતે જો કોઈએ અહીં કરકસર કરી પૈસા બચાવ્યા હોય અને હિંદુસ્તાનમાં મોકલીને બાપને ઋણમુક્ત કર્યા હોય કે કોઈ કેળવણીની સંસ્થામાં કે મંદિરના જીર્ણોદ્ધાર માટે પૈસા આપ્યા હોય તો એની આટલી તકરાર શી? અમારા લોકોએ આફ્રિકનોનો આખો દેશ કબજે તો નથી કર્યો; એમની વચ્ચે ભળીને સેવા જ કરતા આવ્યા છીએ. અમારા રક્ષણ માટે ફોજ રાખવી નથી પડી. અમારું રહેવું આફ્રિકનોને વસમું લાગત તો જંગલોમાં અમે અરક્ષિત અને એકલા જઈને રહી ન શકત.

"હવે હું એમને કહું છું કે તમે કેળવણીમાં આગળ વધો. પોતાનાં બાળકોને સારામાં સારી કેળવણી આપો. આફ્રિકનોને પણ એનો લાભ આપો. અહીંના પૈસા અહીં જ ખરચો. આપણે જે દેશમાં રહીએ છીએ તે દેશ કૉમનવેલ્થનો સદસ્ય છે. આપણે પણ રાજીખુશીથી એ કૉમનવેલ્થમાં રહ્યા છીએ. એટલે અંગ્રેજો જોડે આપણો સંબંધ મિત્રાચારીનો રહેવો જોઈએ.

"વંશભેદને લીધે ઉત્પન્ન થયેલું અતડાપણું કોક દિવસે દૂર થશે જ અને આપણે બધા મળીને આ દેશમાં વિશ્વકુટુંબની સ્થાપના કરી શકીશું."

આ જ દિવસોમાં વિલાયતના એક પ્રખ્યાત વૃત્તાવિવેચક – જર્નાલિસ્ટ – આવ્યા હતા. નામે વર્નાન બાર્ટલેટ. કહેવાય છે કે એમને હિંદીઓને ન મળવા દેવાનો પૂરો પ્રયત્ન થયો હતો. પણ આ જમણમાં તેમને આમંત્રણ આપવામાં આવ્યું અને તેઓ આવ્યા. એમણે શરત કરી હતી કે, "હું આવીશ ખરો, માત્ર મને બોલવાનું કહેશો મા."

મારા ભાષણ પછી ભાઈસાહેબથી ન રહેવાયું. એમણે કહ્યું, "આજના મહેમાન નમ્રતાથી કહે છે કે 'આ દેશમાં ફક્ત બે મહિના રહી સર્વજ્ઞની પેઠે લોકોને ઉપદેશ કરવાનું – 'ગ્લોબ ટ્રૉટર'નું કામ હું નહીં કરું,' હું તો ત્રણ દિવસ થયાં જ અહીં આવ્યો છું અને છતાં મારો અભિપ્રાય આપવા માગું છું! ત્રણ વરસ પહેલાં આવી જ રીતે એક વાર અહીં આવ્યો હતો. તે વખતે હિંદીઓ વિશે મેં ઘણું ઘણું પ્રતિકૂળ સાંભળ્યું હતું. આ વખતે કંપાલામાં મેં જોયું કે એક હિંદીએ તે શહેરને એક સરસ પાર્ક આપ્યો છે. એક ટાઉનહૉલ બાંધી આપ્યો છે. આ લોકોએ આફ્રિકન લોકો માટે સ્કૉલરશિપો આપી છે. હું સમજી શકતો નથી. તેઓ શું કરે? આ લોકો જો થોડા પૈસા સ્વદેશ મોકલે તો કહેવાય છે કે They are bleeding Africa white – તેઓ આફ્રિકાનું લોહી ચૂસે છે, – અને અહીં વાડીવજીફા કરીને અહીંના થઈને રહેવાનું નક્કી કરે તો કહેવાય છે કે આ લોકો આફ્રિકા ખરીદવા બેઠા છે – તો આ લોકોએ કરવું શું? અત્યારે આ વીસ મિનિટમાં હું જેટલું સમજી શકયો છું એટલું ઘણું ફરીને પણ ન સમજી શકત.

ાજના જેવા મહેમાનોએ ઘણી વાર અહીં આવવું જોઈએ અને ગેરસમજૂતીઓ ૂર કરવી જોઈએ."

અમારાં બન્નેનાં ભાષણોની યુરોપિયન મહેમાનો ઉપર શી અસર થઈ તે ાણવા નથી મળી. હિંદી મહેમાનો રાજી થયા એમાં આશ્ચર્ય નહીં, પણ તેમને ોતાના કર્તવ્યનું ભાન થયું એમ માનું છું. શ્રી બાર્ટલેટની હાજરીનું પરિણામ ઘણું ારું આવ્યું.

બીજે દિવસે સવારે અહીંની એક પ્રાથમિક શાળાના આચાર્ય મળવા આવ્યા ૌતા. એમણે શિક્ષણકળાનો એક સવાલ છેડયો કે, "પ્રારંભ અક્ષરોથી કરવો, ાબ્દોથી કરવો કે વાકચથી કરવો? પ્રાથમિક એકમ ક્યું ગણવું?" રાજદ્વારી અને ામાજિક વાતો કરી કરીને કંટાળેલા મને આ વિષયાંતર ઈષ્ટ લાગ્યું. મેં એમને ઃહ્યું કે, "ગુજરાતી, હિંદી વગેરે સ્વભાષા શીખવતી વખતે લેખન મારફતે આપણે ભાષા શીખવવી જ નથી. આપણે ભાષાનું જ્ઞાન પ્રારંભમાં મૌખિક રીતે જ આપવું જોઈએ. લેખનની ઉતાવળ ન કરવી જોઈએ. લખતાંવાંચતાં શીખતા પહેલાં બાળક ુંદર સાહિત્ય ગદ્ય અને પદ્ય ઘણું સાંભળે, મોઢે કરે, સંવાદો ભજવે, કાગળો ાખાવે, વર્ણનો લખાવે, એટલી તૈયારી થયા પછી ભાષાનું એકમ શોધવાની જરૂર નથી. વિચારનું એકમ વાકચ છે એ વિશે શંકા નથી. પણ લખવામાં ખરું એકમ અક્ષરે નહીં અને શબ્દે નહીં, 'સિલેબલ' છે. સિલેબલ એટલે એક સ્વર અને એને આધારે ઉચ્ચારાતા એક અથવા અધિક વ્યંજનો મળીને તૈયાર થતો ધ્વનિ. એવા સિલેબલ જ આપણે બારાખડી મારફતે બાળકોને શીખવીએ છીએ. આપણા અક્ષરો 'લેટર્સ' નથી પણ 'સિલેબલ્સ' છે. દરેક અક્ષરની અંદર અ કાર છૂપેલો હોય જ છે. એટલે અંગ્રેજીમાં જે ઢબે આ વિષય ચર્ચાય છે એ જ ઢબ આપણી ભાષામાં આણવાની જરૂર નથી." મારા ટૂંકા જવાબથી મારા એ વ્યવસાય-બંધુને સંતોષ ન થયો. મારી પાસે વધુ વખત હોત તો એ બધું વિસ્તારપૂર્વક સમજાવત.

મારા એક મિત્રના એક સગા લિસોટોમાં રહેતા હતા. તે પોતાની પત્ની અને બાળકને લઈને મને મળવા આવ્યા. પોતે ડૉક્ટર હોઈ આગળ અભ્યાસ માટે વિલાયત જવા માગતા હતા. પત્નીને સાથે લઈ જઈ એમને નર્સિંગમાં તૈયાર કરાય તો બન્નેને ફાવે, પણ છ વરસના બાળકનું શું કરવું એ સવાલ એમની આગળ હતો. માતપિતાના સહવાસને કારણે બાળકમાં એની ઉંમરના પ્રમાણમાં વિશેષ ડહાપણ ખીલેલું દેખાયું. એ એકલો હિંદુસ્તાન જવા અને ત્યાં કોઈ બોર્ડિંગ-માં રહી આગળ ભણવા તૈયાર થયો. છ વર્ષનો છોકરો આફ્રિકાથી હિંદુસ્તાન એકલો જવા તૈયાર થાય અને માબાપ પાછાં આવે નહીં ત્યાં સુધી એકલો રહેવા તૈયાર થાય એ આપણા લોકોને માટે સામાન્ય વાત નથી. માબાપોને મેં આવશ્યક સલાહ આપી અને તેમની આ હિંમત માટે એમનાં અભિનંદન પણ કર્યાં. આફ્રિકા જેવા દૂર દેશમાં આવીને રહેવાથી કુટુંબમાં કેવા સવાલો પેદા થાય છે અને એ

સવાલોને પહોંચી વળવાની કેટલી હિંમત આપણા લોકો કેળવે છે, એનો નમૂનો નોંધવા માટે જ આ કિસ્સો મેં અહીં ખાસ ટાંક્યો છે.

શ્રી ગિજુભાઈ ઉત્સવમાં જેમ મારે ભાગ લેવાનો હતો તેમ નૈરોબીના મહારાષ્ટ્ર મંડળના મકાનની કોનશિલા (કૉર્નર સ્ટોન) મૂકવાનું કામ મારે આ વખતે કરવાનું હતું. મહારાષ્ટ્રીઓના મારા પ્રત્યેના સદ્‌ભાવ માટે હું એમનો હમેશનો ઋણી રહીશ.

વાત એ છે કે મારી કેળવણી પૂરી થઈ ત્યારથી હું મહારાષ્ટ્રમાં રહ્યો જ નથી એમ કહેવાય. મોટે ભાગે ગુજરાતમાં રહ્યો છું અને પછી આખા દેશમાં ફરતો જ રહ્યો છું. પરિણામે મહારાષ્ટ્રીઓ સાથેનો મારો સંબંધ અછડતો ગણાય. મહારાષ્ટ્રના લોકો લોકમાન્ય ટિળકની રાજદ્વારી કાર્યપદ્ધતિ વિશેષ જાણે અને માને. ગાંધીજીની પદ્ધતિ એમને ગળે ઊતરતાં મુશ્કેલી પડે છે. આ કારણે પણ તેઓ મારી સાથે ભળતાં કંઈક સંકોચ અનુભવે છે. લોકમાન્ય ટિળક અને મહાત્મા ગાંધી બન્ને સ્વરાજ્યપ્રાપ્તિને વરેલા. બન્ને મહાન દેશભક્ત. બન્નેના મનમાં એકબીજા વિશે અસીમ આદર અને છતાં બન્નેની કાર્યપદ્ધતિમાં અમુક મૌલિક ભેદ હતો. એ ભેદ સમજી લઈ પોતાની માન્યતા કે અભિરુચિ પ્રમાણે સ્વરાજ્યની સેવા કરવી બન્નેના અનુયાયી માટે અઘરું નથી. પણ જ્યાં પદ્ધતિભેદ આવ્યો ત્યાં વિવેક છોડીને પણ સામસામી ચર્ચા કરવી અને ભેદ વધારવો એવો જે લોકોનો સ્વભાવ હતો, તેમણે બન્ને બાજુએ મામલો બગાડયો. આ પરિસ્થિતિનો ઘણો અનુભવ લીધેલો હોવાથી મહારાષ્ટ્રીઓ જ્યારે મને અપનાવે છે અને કોઈ ખાસ પ્રસંગે બોલાવે છે ત્યારે મનમાં કૃતજ્ઞતાની લાગણી પેદા થયા વગર રહેતી નથી. પણ જ્યારે એમને મળું છું ત્યારે ફક્ત વિવેકનાં ચાર વચનો બોલીને પાછા અવાતું નથી. ઘણી વાતો સાફ સાફ કહેવી જ પડે છે.

હિંદુસ્તાનમાં મહારાષ્ટ્રીઓ મારો એ સ્વભાવ સમજી ગયા છે એટલે હવે પહેલાં જેવી મુશ્કેલી રહેતી નથી. અહીંના મહારાષ્ટ્રીઓ સાથે મારો સંપર્ક નહીં જેવો. ગુજરાતીઓએ મારું સાહિત્ય ઓછુંવત્તું વાંચેલું, ગુજરાતમાં હું વીસપચીસ વરસ રહેલો અને તે પણ ગાંધીયુગના પ્રારંભના દિવસોમાં. એટલે ગુજરાતીઓની અને મારી વચ્ચે આત્મીયતા પૂરેપૂરી જામેલી. મહારાષ્ટ્રીઓનું એવું નહીં.

આવા વાતાવરણમાં જ્યારે અહીંના મહારાષ્ટ્રીઓએ પોતાના મંડળની ઇમારતની કોનશિલા મૂકવા માટે મને બોલાવ્યો ત્યારે મને ઘણો જ આનંદ થયો. અહીંના મહારાષ્ટ્રીઓ કાં તો સરકારી અમલદાર, કાં તો નોકરિયાત વર્ગ. ગુજરાતીઓની પેઠે એમની પાસે પૈસાની છૂટ નહીં. મરાઠી ભાષાની એકાદ નિશાળ સ્થાપવી એ પણ એમને માટે અઘરું. ન મળે પૈસા કે ન મળે પૂરતા વિદ્યાર્થી. મહામુશ્કેલીએ આ લોકોએ થોડાક પૈસા ભેગા કર્યા, થોડાક લોન તરીકે મેળવ્યા. એમની બાહોશી અને એમની પ્રામાણિકતાની શાખ સારી હોવાથી લોન મેળવતાં એમને મુશ્કેલી

નથી પડતી. સારે ઠેકાણે એક જગા મેળવી એમણે પ્રારંભ કર્યો અને આ લખું છું ત્યારે તો જે હૉલની કોનશિલા મેં બેસાડી હતી તે લગભગ પૂરો પણ થવા આવ્યો છે.

મેં મારા ભાષણમાં મહારાષ્ટ્રીઓને એમના ઈતિહાસપ્રસિદ્ધ સ્વભાવની વાતો કરી. ચીની પ્રવાસી હ્યુએન ત્સાંગે મહારાષ્ટ્રીઓ વિશે જે લખ્યું છે ત્યાંથી માંડીને શિવાજીના વખતના મદ્રાસી કવિ વ્યંકટાધ્વરિનાં વચનો સુધીનો આપણા દેશના લોકોનો અભિપ્રાય ટાંકી મેં એમને કહ્યું કે, "આપણા લોકો કોઈનો દંભ, કૃત્રિમતા કે પોલી વાતો સહન જ નથી કરી શકતા. એ બધું ઠીક છે. પણ દંભ, પોલી વાતો અને આદર્શવાદ વચ્ચેનો ભેદ સમજવો જોઈએ. આદર્શની વાતો ઝટ ઝટ અમલમાં નથી આવતી. સૈકાઓ સુધી આદર્શવાદ હવામાં જ રહી જાય છે એટલા ખાતર તેનો પણ વિરોધ કરવા જઈએ તો જીવનમાં શ્રેષ્ઠ તત્ત્વ રહે જ નહીં. મહારાષ્ટ્રીઓએ ધ્યેયવાદનો વિરોધ ન જ કરવો જોઈએ. ધ્યેયવાદ એ મહારાષ્ટ્રના સંતો પાસેથી મળેલી આપણી કીમતી મૂડી છે. શંકાશીલ બનીને આપણે એ ખોઈ ન બેસીએ. નોકરિયાત સેવકની કારકિર્દીમાં જ અટવાઈ ન રહેતાં આપણે આગળ વધવું જોઈએ ઇત્યાદિ વાતો પણ મેં કરી. આ ઉત્સવમાં નૈરોબીના નાનામોટા તમામ મહારાષ્ટ્રીઓ ભેગા થયા હતા. સ્ત્રીઓ અને બાળકોની હાજરી પણ સારી હતી. એટલે આખું વાતાવરણ એક વિશાળ કુટુંબનું હતું. મેં એમને કહ્યું કે, તમારા મંડળની પ્રગતિ વિશે મને વખતોવખત લખતા રહેશો અને બેઠી કે મેદાની રમતોમાં ફક્ત મહારાષ્ટ્રીઓને જ નહીં પણ નૈરોબીમાં વસતી તમામ કોમોને ભેળવશો.

ઑનરેબલ માથૂ અહીંના આફ્રિકન લોકોના નેતામાંના એક છે. રાતનાં એકબે ખાણાં વખતે એમની ઓળખાણ થયેલી. એમની ઇચ્છા હતી કે અમે એક વાર એમને ઘેર જઈએ અને એમના ઘરના લોકો સાથે તેમ જ કેટલાક મિત્રો સાથે નિરાંતે વાતો કરીએ. નૈરોબીની પહેલી મુલાકાત વખતે એ ન બની શક્યું એટલે આ વખતે આગ્રહપૂર્વક અમે એમને ત્યાં ગયાં. નૈરોબીથી છવ્વીસ માઈલ પર એમનું ઘર છે. જતાંવેંત એમનાં પત્ની, બાળકો વગેરેને મળ્યાં. થોડુંક ખાધું. અને પછી એમના બગીચામાં સહેજસાજ ફરીને ખુલ્લામાં ઘાસ ઉપર બેસી ગયાં.

આફ્રિકન સ્ત્રીઓના વાળ પુરુષો જેવા જ ગૂંચળાદાર હોવાથી તેઓ તે લાંબા વધારતી નથી. વખતે વધતા પણ નહીં હોય. એની અંદર જ ત્રણચાર સેંથીઓ પાડી વાંકડિયા વાળની શોભા આણેલી હોય છે. આપણને આવાં માથાં જોવાની ટેવ નહીં એટલે પુરુષોનાં માથાં જેવા લાગે. એમનો પોશાક કાંઈક આપણે ત્યાંની કૂર્ગ પ્રાન્તની બહેનોના પોશાક જેવો. ધીરે ધીરે એ પૂરો અંગ્રેજી થઈ જાય છે. ચહેરો, વાળ કે પોશાક ગમે તેવાં હોય, સ્ત્રીની મૃદુતા, વિનય અને શાલીનતા તો હોય જ. અને બાળકોને લઈને રમાડે ત્યારે માતાઓનું વાત્સલ્ય આખી દુનિયામાં એકસરખું જ હોય છે. અને બાળકો તો ભગવાનની કૃતિ. અજાણ્યા મુલકમાંથી

આવેલા નવા લોકોને જોઈ તેઓ વિસ્મય પામે છે અને પાસે કે ખોળામાં બેસાડીએ ત્યારે ક્ષણ વાર તેઓ આપણા પર વિશ્વાસ કરતાં નથી. એ સંકોચ એક વાર ભાંગ્યો કે તરત ખોળામાં એવાં તો ગોઠવાઈ જાય છે કે ઊઠવાનું મન જ ન કરે. નાનાં બાળકોને ભાષાની પંચાત હોતી નથી. આંખ વડે અને સ્મિત વડે બધો ભાવ સમજી જાય છે અને વ્યક્ત કરે છે. ગેરસમજ માટે કશું કારણ હોતું જ નથી.

આપણે અડધોએક કલાક અજાણ્યા ખંડના આવાં ઘરમાં ગાળીએ છીએ પણ હું માનું છું કે ઘરના લોકોને તેમ જ આસપાસના પાડોશીઓને મહિનાઓ સુધી એ વાતોનો અને ચર્ચાનો વિષય થતો હશે. એમને થતું હશે કે આટલે દૂરથી આવેલા આ લોકો આપણા જેવા નથી. એમના દેશનું જીવન કેવું હશે? પણ એ લોકો આપણા જેવા સાવ નથી એમ પણ નથી.

જ્યારે આંગણામાં ઘાસ ઉપર જઈને બેઠા ત્યારે ગાંધીજીની નવી કેળવણી એટલે કે વર્ધા કેળવણી વિશે વાતો થઈ. શ્રી માથૂ વચમાં જ બોલી ઊઠ્યા, "કાકાસાહેબ, તમારી એક વાત મારા મન પર સો ટકા ઠસી ગઈ છે. તે એ કે અમારે હિંદુસ્તાનની ભાષા શીખ્યે જ છૂટકો. હિંદુસ્તાનની ભાષા દ્વારા જ હિંદુસ્તાન સાથેનો સંબંધ અમે દૃઢ કરી શકીશું અને હિંદુસ્તાનને ઓળખી શકીશું. હું ગુજરાતી શીખવાનું શરૂ જ કરી દઈશ." એક જણે પૂછ્યું, "અમે ગુજરાતી શીખીએ કે હિંદી? તમારી શી સલાહ છે? કઈ ભાષાથી અમને વધારે લાભ થાય?" મેં કહ્યું કે, 'આ વિમાસણમાં જેટલો વખત ગાળો એટલા વખતમાં તમે બન્ને ભાષા શીખી શકશો. ગુજરાતી ભાષા આવડી કે હિંદી અડધી આવડી જ ગઈ. અહીં તમારા દેશમાં ગુજરાતીઓની સંખ્યા વધારે છે તેથી તમને અહીં એ ભાષા વધારે ઉપયોગી થઈ પડે એટલે ત્યાંથી પ્રારંભ કરી શકો છો. પણ હિંદુસ્તાન આવવું હોય તો તમારે હિંદી વગર ચાલે નહીં.'

પછી આફ્રિકાના ચાળીસ વિદ્યાર્થીઓ આજે હિંદુસ્તાનમાં ભણે છે એમાંથી એક જણ આખી દિલ્હી યુનિવર્સિટીમાં પાંચમો આવ્યો વગેરે વાતો મેં કરી અને કહ્યું કે, "જે લોકો કહે છે કે, 'તમે સુધારાની બાબતમાં પછાત છો—હજાર બે હજાર વરસ પછાત છો. હિંદુસ્તાનના કે પશ્ચિમના લોકોની હરોળમાં આવીને બેસતાં તમારે હજાર વરસ રાહ જોવી પડશે,' એમના ઉપર તમે વિશ્વાસ નહીં રાખતા. અજ્ઞાન દૂર કરવા માટે હજાર વરસની જરૂર નથી. પચીસત્રીસ વરસની અંદર—એક જ પેઢીની અંદર—તમે બધા જેવા થઈ શકશો. ખોટા ખ્યાલો અને ભ્રમણાઓ ('સુપરસ્ટિશન્સ ઍન્ડ પ્રેજ્યુડાઇસિસ') છોડી દેતાં ઘણી વાર લાગે છે પણ અજ્ઞાન તો પોલાણ જેવું છે. એને દૂર કરતાં વાર નથી લાગવાની. કોઈ ઓરડીમાં બસો વરસનું અંધારું હોય તો તે ત્યાં થોડું જ થીજીને પાકટ થવાનું હતું? બારણું ખોલો અથવા પ્રકાશ અંદર લઈ જાઓ એટલે અંધારું હતું ન હતું થઈ જશે."

ભેગા થયેલા આફ્રિકન લોકો ઉપર આ ઉપમાની સુંદર અસર થઈ. એમના ચહેરા એકદમ ખીલી ઊઠયા. બધા જ કહેવા લાગ્યા, "હા, સાચી વાત છે."

ભોગજોગે મારી ચોપડી **બ્રહ્મદેશનો પ્રવાસ**ની નવી આવૃત્તિનાં પ્રૂફો હિંદુસ્તાનથી તે જ દિવસે મને મળ્યાં. હિંદુસ્તાન બહાર પૂર્વને છેડે જેટલો ગયો હતો તેના પ્રવાસવર્ણનનાં પ્રૂફો હિંદુસ્તાન બહાર પશ્ચિમ છેડે બેસીને તપાસતાં મન ઘણું ઉત્તેજિત થયું. બ્રહ્મદેશની માતા ઈરાવતીનાં દર્શનનું વર્ણન ફરી વાર વાંચતો હતો અને ઇજિપ્તની માતા નીલ નદીના ઊગમસ્થાને જવાની, ઊડવાની તૈયારી કરતો હતો! રાત્રે પ્રૂફો જોયાં, ટિપ્પણીઓ જોઈ અને બીજે દિવસે સવારે ઊઠીને નવી આવૃત્તિની નવી પ્રસ્તાવના લખી તેમાં આ અદ્દ્ભુત યોગનો ઉલ્લેખ કર્યા વગર કેમ જ રહેવાય!

# ૨૨. સરોવર પરનો વ્યોમવિહાર

તા. ૨૬મી જૂને—સોમવારે અમે નૈરોબી છોડયું. નૈરોબીથી કંપાલા સુધીનો લાંબો પ્રવાસ અમે સવા બે કલાકમાં પૂરો કરી શકયાં. સવારે નવ વાગ્યે અમે ઊપડયાં. રસ્તામાં પ્રથમ કેનિયા હાઈલૅન્ડ્ઝની ખેતી જોઈ. આ સુંદર ઉપજાઉ પ્રદેશ છે. અહીં વસતા કિકુયુ લોકોની મોટામાં મોટી તકરાર એ જ છે કે અમારી આ અન્નપૂર્ણા યુરોપિયન લોકો પચાવી બેઠા છે. લાંબાં લાંબાં ખેતરો, રળિયામણી ટેકરીઓ, એમની વચ્ચે વહેતાં પાણીનાં ઝરણાંઓ, ગોરા જમીનદારોના બંગલાઓ, અને બિચારા આફ્રિકનોની ઝૂંપડીઓ—બધું જોતાં જોતાં અમે આગળ ચાલ્યાં—ના વધ્યાં. પહેલાં તો બધે વાદળાં જ હતાં. મેં આશા રાખી હતી કે દૂર એલગનનો પહાડ દેખાશે. પણ વાદળાંમાં કશું દેખાયું નહીં. માઉન્ટ કેનિયાનું ધોળું શિખર બહુ દૂર અને પાછળની બાજુ હોવાથી એ દેખાવાની આશા જ ન હતી. હવે અમારી નજર આગળ છતું થયું વિકટોરિયા સરોવર. આ સરોવર આખા આફ્રિકા ખંડના વૈભવરૂપ છે. મીઠા પાણીનું આવડું મોટું સરોવર દુનિયામાં બીજું ભાગ્યે જ હશે. ૨૭,૦૦૦ ચોરસ માઈલનો મીઠા પાણીનો વિસ્તાર એ કંઈ નાનીસૂની વસ્તુ છે! અગસ્તિનું સ્મરણ કરી બે આંખે એ આખો વિસ્તાર પી જવાનાં અમે ફાંફાં માર્યાં. જમણી બાજુ દૂર કિસુમુ શહેર, વાછરડું ગાયને વળગે તેમ, વિકટોરિયા સરોવરને વળગેલું દેખાયું. સરોવરનો કાંઠો ઘણો વાંકોચૂકો. અંદર નાનામોટા અનેક બેટો અને પાણીના પૃષ્ઠભાગ ઉપર ક્રીડાના શેરડા! આખું સરોવર એટલું પ્રસન્ન-પાવન દેખાતું હતું કે મારામાં શક્તિ હોત તો ત્યાં ને ત્યાં જ મેં એક સ્તોત્ર તૈયાર કર્યું હોત. કેટલાંક જહાજો પોતાના સઢ ફેલાવી સરોવર ઉપર તરતાં હતાં. જ્યારે કેટલાંક બાળક-વાદળાંઓને સરોવર ઉપરની હવામાં તરવાનું સૂઝયું હતું. એવાં દોડે અને ગેલ કરે! વાદળાંઓએ સરોવરની શોભા કેટલી વધારી હતી એનો જો

એમને ખ્યાલ હોત તો તેઓ આટલાં જલદી વિખેરાઈ ન જાત. ખરું જોતાં એ એમનો વાંક ન હતો. અમારું વિમાન વાયુવેગે દોડતું હતું એટલે એ બધાં વાદળાં પાછળ રહી ગયાં.

અમે ગમે તેટલા વેગથી દોડીએ – અમારી સાથે બરાબર એ જ ગતિએ દોટ મૂકતી હતી અમારા વિમાનની છાયા. જમીન, પાણી, બેટ, વાદળાં – બધાં ઉપરથી દોડતાં એને મુશ્કેલી નહીં. બે બાજુ પાંખ ફેલાવી એ છાયા દોડતી હતી, કેમ કે એને પોતાની નિષ્ઠામાં ઊણપ આવવા દેવી ન હતી. વિમાન જો બહુ જ ઊંચે જાય તો છાયા પોતાની શામળતા છોડી ઉજ્જ્વળતા ધારણ કરે, પણ સૂર્યની દિશા સાચવી એ સાથે તો રહે જ. વિમાન બહુ જ ઊંચે જાય તો છાયાના પગ જમીનને અડે નહીં. આકાશમાં ને આકાશમાં જ એને પોતાનું મયૂખ ખેંચવું પડે. આગળ જતાં પાણી ઉપર સમાન્તર એવી ધોળી રેષાઓ દેખાવા લાગી. સમુદ્રમાં કોક વાર નાનાં નાનાં મોજાંઓ ફૂટી હસે છે તેના જેવું આ ન હતું. નખ વડે માણસ શિયાળામાં શરીર ખંજવાળે અને એના ઉપર ધોળી લીટીઓ આવે એના જેવી આ લીટીઓ દેખાતી હતી. વિમાનની ગતિ સાથે એ ત્રાંસી હોવાથી દૃષ્ટિના પંથમાં એમનું આવવું અને જવું વિશેષ આકર્ષક લાગતું હતું. આ લીટીઓ કઈ રીતે ઉત્પન્ન થતી હતી એનો ખ્યાલ હું કરી શક્યો નથી. જેને પૂછી શકું એવું જાણકાર પણ હજી કોઈ મળ્યું નથી.

અમારો વખત પૂરો થયો અને સામે એન્ટેબે દેખાવા લાગ્યું. એન્ટેબેનું ઍરોડ્રોમ સાવ સરોવરને કિનારે છે. હવાઈ જહાજ નીચે ઊતરે કે કિનારાને જ અડે. જરા ભૂલ થાય તો પાંખો પાણીમાં ભીંજાવાની. માછલાં પકડનાર બગલાઓની ખૂબીથી અમારું વિમાન જમીન ઉપર ઊતર્યું.

વિમાનમાંથી બહાર નીકળ્યાં કે તરત કંપાલાના મુખ્ય મુખ્ય હિંદી શહેરીઓએ અમારો કબજો લીધો. કંપાલા એન્ટેબેથી ૧૯ માઈલ દૂર છે. એન્ટેબે એ યુગાન્ડાના અમલદારોની અંગ્રેજી રાજધાની છે. અંગ્રેજ ગવર્નર ત્યાં જ રહે છે. જ્યારે કંપાલા યુગાન્ડાની વેપારી રાજધાની છે. આ પ્રદેશના આફ્રિકન લોકોના રાજા – જેને કબાકા કહે છે – કંપાલામાં જ રહે છે. અમે એન્ટેબે થોભ્યા વગર સીધાં કંપાલા જઈ પહોંચ્યાં.

આ હવાઈ મુસાફરી દરમ્યાન અમે ભૂમધ્યરેખા ઓળંગી દક્ષિણ ગોળાર્ધમાંથી ઉત્તર ગોળાર્ધમાં ક્યારે સરક્યાં એ બરાબર ધ્યાનમાં ન આવ્યું.

# ૨૩. નવ ટેકરીની નગરી

એન્ટેબેથી કંપાલા સુધીનો ૧૯ માઈલનો આખો પ્રદેશ ઘણો જ રળિયામણો છે. વિમાનમાંથી સરોવરની શોભા જોયા પછી મોટર રસ્તે દોડતાં એ જ સરોવર અનેક રીતે દેખાય ત્યારે આપણે કંઈક નવી જ શોભા જોઈએ છીએ એવો આનંદ થાય છે.

પૂર્વ આફ્રિકામાં અનેક શહેરો જોયાં. તેમાં ટેકરીને કારણે અનેરી શોભા કંપાલાની, સમુદ્રકિનારાની શોભા દારેસ્સલામની અને આંગળાંમાં આંગળાં ભેરવી હેત કરતાં હોય એવાં તળાવ અને ટેકરીની ગૂંથણીથી બનેલી શોભા કૉસ્ટર-મનવિલની. આનું વર્ણન આગળ આવશે. આ ત્રણ નગરીઓની શોભા ભુલાય એમ નથી.

કંપાલા નગરી, પ્રાચીન રોમ શહેરની પેઠે, સાત ટેકરીઓ પર વસેલી હતી. પણ એ નવી નગરી ઝપાટાભેર વધતી જાય છે એટલે એમાં બે ટેકરીઓ ઉમેરાઈ અને આજે એ 'નવ ટેકરીની નવલ નગરી' બની છે. અમે કંપાલા નજીક પહોંચ્યાં અને એક ટેકરી પરની મસ્જિદ દેખાઈ. ટેકરીને માથે વિરાજમાન મસ્જિદ એટલી રૂપાળી લાગી કે અમે નિશ્ચય કર્યો કે ટેકરી ઉપર જઈ નજીકથી એ મસ્જિદ જોયા વગર કંપાલા છોડવું નહીં (અને બન્યું એવું કે યુગાન્ડાનો આખો કાર્યક્રમ પૂરો કરી, રુઆન્ડા-ઉરુન્ડીવાળો બેલ્જિયન પ્રદેશ જોઈને આવ્યા પછી જ, નીકળતાં નીકળતાં અમે એ મસ્જિદ પાસે જઈ શક્યાં).

આ મસ્જિદનો થોડો ઈતિહાસ છે. મુસલમાનોને મસ્જિદ બાંધવા માટે સારી જગા મળતી ન હતી. એટલે અહીંના કબાકાના કોઈ સગાએ આ ટેકરી પરની પોતાની જગા એમને મફત આપી. આટલી સરસ જગા આમ ગયેલી જોઈ યુરોપિયન લોકોને માઠું લાગ્યું. એમણે મુસલમાનોને કહ્યું, "આટલી જગા લઈને શું કરશો? મસ્જિદ બાંધવા માટે તમારી કને નાણાં છે નહીં. માટે તમે અમુક જગા મસ્જિદ માટે રાખીને બાકીની અમને આપો. અમે તમને મસ્જિદ ઊભી કરવા માટે જોઈતાં નાણાં આપીશું." મુસલમાનોએ જવાબ વાળ્યો; "જમીન નહીં આપી શકાય. ધીમે ધીમે નાણાં ભેગાં કરીને અમે મસ્જિદ ઊભી કરીશું." મસ્જિદ લગભગ પૂરી થઈ છે, હવે થોડુંક જ કામ બાકી રહ્યું છે.

જેમ એક ટેકરી પર આ મસ્જિદ છે; તેમ બીજી બે ટેકરીઓ પર બે ઈસાઈ દેવળો છે. એક છે રોમન કૅથલિક મંદિર અને બીજું છે પ્રોટેસ્ટન્ટ પ્રાર્થનાગૃહ.

અમે એ બન્ને ગિરજાઘરો જોઈ આવ્યાં. મકાનો ભવ્ય છે અને ત્યાંથી આસપાસની શોભા પણ સરસ દેખાય છે.*

અમે કંપાલા પહોંચ્યાં ત્યારે સ્થાનિક સેવાદળે અમારું પહેલવહેલું સ્વાગત કર્યું. આખું ગામ ભેગું થયું હતું એમ કહી શકાય. અહીં પણ અંધારું થયે મશાલનો કાર્યક્રમ રાખ્યો હતો. કવાયત-કસરતના કાર્યક્રમો સારા હતા. હિંદી સ્ત્રીપુરુષોની આટલી મોટી સંખ્યા જોઈ મેં મારું મુખ્ય ભાષણ ત્યાં જ કર્યું. ત્યાર પછી અનેક ઠેકાણે બપોરનું ભોજન, સાંજનું ખાણું અને અવારનવારની ચાપાર્ટીઓ છ દિવસ સુધી ચાલી. પહેલી જ રાત્રે નકાસીરો કલબમાં ખાણું રાખ્યું હતું. અહીં મારું પહેલવહેલું ધ્યાન ગયું કે આવાં ખાણાં વખતે શરાબનો છૂટથી વહેવાર થાય છે. મારી આગળ મોટું ધર્મસંકટ ઊભું થયું. અમારા માનમાં ખાણું રાખવામાં આવે અને તે વખતે લોકો બાર(દુકાન)માંથી શરાબ લઈને પીતા જાય એ મારાથી સહન કેમ કરાય? હિંદુસ્તાન સરકારે રાષ્ટ્રીય નીતિ તરીકે જાહેર પ્રસંગે મદ્યપાનનો નિષેધ કર્યો છે. ફોજના અમુક લોકો કે પ્રસંગોનો જ અપવાદ રાખ્યો છે. અને હું તો આશ્રમવાસી. મારો અહીં ધર્મ શો?

આવો જ એક ધર્મસંકટનો પ્રસંગ પૂ. ગાંધીજી ઉપર પણ આવ્યો હતો. એમના માનમાં રાજકોટના ઠાકોર સાહેબે એક ગાર્ડન પાર્ટી આપી હતી. જે ટેબલ પર ગાંધીજી બેઠા હતા એ જ ટેબલ ઉપર એક બાજુ ઠાકોર સાહેબ અને બીજી બાજુ બ્રિટિશ પોલિટિકલ એજન્ટ હતા. વાતો ચાલતી હતી એટલામાં ગાંધીજીએ ઠાકોર સાહેબ આગળની શરાબની બાટલી ઊંચકીને પોલિટિકલ એજન્ટ આગળ મૂકી દીધી.

ધર્માધર્મનો ખ્યાલ રાખનાર કોઈ સામાજિક પહેરેગીરે ગાંધીજીને એ વિશે કાગળ લખીને ખુલાસો માગ્યો કે, "તમારા જેવા મદ્યપાનનિષેધક આવે ઠેકાણે ભોજન લઈ જ શી રીતે શકે? તમે ભોજન લીધું એટલું જ નહીં પણ શરાબની બાટલી પણ પીનાર આગળ કરી!" ગાંધીજીએ જવાબમાં એટલું જ લખ્યું કે, "આવે પ્રસંગે કઈ રીતે વર્તવું એનો સૂક્ષ્મ વિવેક હું જાણું છું. તમને હું એટલું જ કહી શકું કે તમારા જેવા મારું અનુકરણ ન કરે."

માંસાહાર પરત્વે પણ આવા જ સવાલ ઉઠાવવામાં આવે છે. આપણે માંસાહારને વ્યસન નથી ગણતા પણ પાપ ગણીએ છીએ. ધૂમ્રપાનને વ્યસન ગણીએ છીએ, પાપ નથી ગણતા. કેટલાય બાવાઓ અખંડ ચલમ ફૂંકતા હોય છે એ વ્યસન છે એની તેઓ પણ ના નથી પાડી શકતા અને છતાં એમનું સાધુત્વ તેટલા પ્રમાણમાં ઓછું છે એમ સમાજ નથી માનતો. સ્વામી વિવેકાનંદ જેવા આધુનિક સંન્યાસીઓ પણ હુક્કો છોડવાની આવશ્યકતા માનતા ન હતા. એમના

* ખ્રિસ્તી દેવળોમાં રંગીન કાચ વાપરીને બારીઓમાં જે ચિત્રો બનાવેલાં હોય છે તે હંમેશાં ઉચ્ચ કળાના નમૂનાઓ હોય છે. અંગ્રેજીમાં એને 'સ્ટેઇન્ડ ગ્લાસ' કહે છે.

મારો આદર, આ કારણે તલમાત્ર ઓછો ન થયો. છતાં હું તો માનું છું કે ધૂમ્રપાન એ સાધુજીવનમાં એબ જ ગણાવું જોઈએ.

જે લોકોનો આહાર જ માંસ છે એ લોકોને પ્રાણીહત્યાનું કાંઈ જ લાગતું નથી. દુનિયાની આજની નીતિની કલ્પના જોતાં તેઓ પાપ કરે છે એમ ન જ કહેવાય. છતાં પ્રાણીહત્યા એ ક્રૂરતા અને પાપ છે જ. જેઓ એ વાત નથી સમજતા અથવા નથી માનતા અથવા ટેવને કારણે માંસાહાર ચલાવવા માગે છે, તેમનો વાંક ન કઢાય.

ત્યારે શું આપણે સમાજના, માંસાહાર કરનાર અને ન કરનારા એવા બે ભાગ પાડવા? અને બે વચ્ચેનો વહેવાર તોડી જ નાખવો? વર્જેલાઓની જાતિ ઊંચી અને ન વર્જેલાઓની નીચી એમ નક્કી કરી વર્જેલાઓનું અભિમાન પોષવું? અને ન વર્જેલાઓ ઉપર ઊતરતાપણાનો ખ્યાલ ઠોકી બેસાડવો?

આપણે હિંદુ લોકોએ એ બધું કરી જોયું છે. એમ કરીને આપણે સમાજની ઉન્નતિ નથી સાધી. વર્જેલા અને ન વર્જેલા વચ્ચેનો વહેવાર તોડવાથી વર્જેલાઓનો નિશ્ચય વધારે મજબૂત થવાનો સંભવ છે એટલું આપણે માની લઈએ, પણ ન વર્જેલાઓની નોખી ન્યાત પાડવાથી તેમનામાં સુધારો થવાનો સંભવ પણ આપણે અટકાવીએ છીએ એ ભૂલવું ન જોઈએ.

ગાંધીજીને ખ્રિસ્તી ધર્મ તરફ ખેંચવા મથનાર એક પાદરીએ એમને દર રવિવારે પોતાને ત્યાં જમવાનું આમંત્રણ આપી રાખ્યું હતું. ગાંધીજીએ એનો સ્વીકાર કર્યો. જમવાના ટેબલ ઉપર મિશનરીનાં કુટુંબીઓ માંસાહારની વસ્તુઓ આણીને ખાતાં, ગાંધીજીનો આહાર ચુસ્ત 'વર્જેલો' રહેતો. ('માંસાહારી લોકોના ટેબલ ઉપર તમે કેમ જમો છો?' એમ એમને પૂછનાર ત્યાં કોઈ ન હતું.) આહારનાં પુણ્યપાપ વિશે વાત ન છેડવા જેટલો વિવેક ગાંધીજી પાસે હતો. પણ મિશનરીનાં બાળકો પૂછવા લાગ્યાં કે, "અમુક વાનીઓ મિ. ગાંધી કેમ નથી ખાતા?" માતપિતાને કહેવું પડ્યું કે, "એમના ધર્મમાં એ પાપ ગણાય છે."

"શા માટે પાપ ગણતા હશે?"

"તેઓ માને છે કે પશુપક્ષીઓને આત્મા છે, સુખદુ:ખની લાગણી છે. પ્રાણીઓને મારવામાં ક્રૂરતા છે – પાપ છે."

"વાત તો સાચી લાગે છે. તો આપણે કેમ એ વસ્તુને પાપ નથી ગણતાં?"

"આપણે માનીએ છીએ કે પશુપક્ષી આદિ મનુષ્યેતર પ્રાણીઓને આત્મા નથી હોતો."

"તે કોણ જાણે, પણ એમને મારવામાં ક્રૂરતા તો છે જ. મારતી વખતે તેઓ નાસભાગ કરે છે, જોરથી રુએ છે એટલું તો આપણે પ્રત્યક્ષ જોઈએ છીએ. આવતી કાલથી અમે એ વસ્તુઓ નથી ખાવાનાં."

"નહીં ખાઓ તો નબળાં પડશો."

"ત્યારે મિ. ગાંધી કેમ નથી નબળા પડતા?"

અંતે પાદરીઓએ ગાંધીજીની માફી માગી અને રવિવારનું જમવાનું આમંત્રણ પાછું ખેંચી લીધું.

આ આખો પ્રસંગ શો બોધ આપે છે? એક જમાનો હતો જ્યારે જૈન લોકો માંસાહારી લોકો વચ્ચે જઈને ધર્મપ્રચાર કરતા હતા. કેટલાક જૈનો માંસાહાર કરતા હતા એવો ઉલ્લેખ જૈન શાસ્ત્રોમાં મળે છે. ટેવને કારણે માંસાહાર કરનાર લોકોને જૈન ધર્મમાં પ્રથમ લઈ લીધા હશે. અને તેઓ ધીમે ધીમે માંસાહારનું વર્જન કરશે એમ આશા રાખી હશે અને તે સફળ પણ થઈ હશે.

ત્યાર પછી પ્રાણીઓને બચાવવાની વૃત્તિ શિથિલ થઈ. ફક્ત પોતાનો ધર્મ બચાવવાની વૃત્તિ બાકી રહી હશે. એટલે જૈન લોકોએ માંસાહારી લોકો સાથે ભળવાનું છોડી દીધું હશે. પરિણામે નવા લોકો જૈન ધર્મમાં આવતા અટકયા. માંસાહાર ન કરનાર ચુસ્ત જૈનોમાંથી કોઈ માંસાહાર તરફ નથી જ લપસ્યું એમ કહી શકાત તો કેવું સારું થાત!

પણ માંસાહારની વાત નોખી છે. શરાબ એ માણસને અનીતિ તરફ દોરનાર હડહડતું વ્યસન છે. શરાબમાં પ્રાણીહિંસા નથી પણ પ્રાણીહિંસાથી પણ ખરાબ એવો બુદ્ધિનાશ છે. એની સાથે માંડવાળ કેમ ચાલે?

આ દલીલમાં ઘણું વજૂદ છે. આપણા સમાજમાં શરાબનું વ્યસન ઘણું ફેલાયું નથી. ત્યાં સમાજના નિયમો કડકપણે પાળવા જોઈએ એ વિશે શંકા નથી. પણ જ્યાં આપણા લોકો પરદેશમાં જઈને વસ્યા છે અને ધીમે ધીમે સાવ શિથિલ થયા છે, તેમનામાં મદ્યપાન ફેલાયેલું જોઈ તેમનો બહિષ્કાર કરવા જઈએ તો પોતે જ બહિષ્કૃત થઈ જઈએ અને બીજું કશું કામ કરી ન શકીએ. શરાબ પીવાની જેમને આદત પડી છે અને જેમણે એને સામાજિક રિવાજ કર્યો છે તેમને હાનિ થાય છે એ વિશે શંકા નથી. એમને એ શરાબમાંથી બચાવવાના પ્રયત્ન થવા જોઈએ એ વિશે પણ શંકા નથી. પણ એ કામ એમનો બહિષ્કાર કરવાથી નહીં થાય; અને ખાસ કહેવાની વાત એ છે કે તેઓ બીજી રીતે ખરાબ માણસો હોય છે એવો અનુભવ પણ નથી. મદ્યપાન પ્રત્યે મારા મનમાં જે તિરસ્કાર છે તે મદ્ય પીનારા સુધી પહોંચતો નથી. એટલે એવા લોકો સાથે હું છૂટથી ભળતો આવ્યો છું. એવા કેટલાક લોકો પ્રત્યે મારા મનમાં આદર પણ છે. એમણે ખાણા માટે મારા જેવાને બોલાવ્યા પછી ત્યાં શરાબનો વહેવાર ટાળવાનો વિવેક બતાવ્યો હોત તો હું રાજી થાત. પણ એવો વિવેક હક તરીકે માગી ન લેવાય. અને દરેક સમાજમાં આપણાથી શરત પણ ન કરાય કે 'આવો વિવેક પાળો તો જ' હું તમારે ત્યાં આવીશ. મને અહીં નોંધતાં સંતોષ થાય છે કે એક સજ્જન પારસી ભાઈએ (જેઓ અવારનવાર મદ્ય લે છે પણ ખરા) અમારા માનમાં હોટેલમાં ખાણું આપ્યું ત્યારે શરાબ ન વાપરવાનું ગોઠવ્યું. તે દિવસે મને ઘણો આનંદ થયો.

મદ્યપાન કરનાર લોકોના સહવાસથી પોતે લપસી જવાની બીક જેમને હોય તેમણે આવા પ્રસંગો ટાળવા જોઈએ એ વિશે શંકા નથી. પણ તે આત્મરક્ષા ખાતર, મદ્યપાનનિષેધના કાર્યક્રમ તરીકે નહીં.

કેટલાક લોકો શરાબ પીવાના 'આદી' હોય છે. છાનામાના પીએ છે અને પીએ છે એ કબૂલ નથી કરતા. પ્રતિષ્ઠા જશે એ એક બીક અને પોતાનો ચેપ બીજા લોકો સુધી પહોંચશે તે ન થાય એ સાત્ત્વિક આશા. એને દંભ કહેવાય કે નહીં? મિથ્યાચાર કહેવાય.

ધર્માધર્મનો વિચાર બહુ સૂક્ષ્મ હોય છે. હું આફ્રિકા જવા ઊપડયો તે પહેલાં જ શ્રી નાનજી શેઠે મને ચેતવણી આપી હતી કે, 'પૂર્વ આફ્રિકામાં શરાબનો વહે-વાર છૂટથી થતો તમને જોવાને મળશે. તમને એનો આઘાત થશે.' તે વખતે જ મેં વિચાર કરી રાખ્યો કે ત્યાં મારે શું કરવું? સાંજના સાત વાગ્યા પછી ન જમવા-નો મારો નિયમ પૂર્વ આફ્રિકામાં હું નહીં ચલાવું એ તો મેં પહેલેથી જ નક્કી કર્યું હતું. ખાંડ ન ખાવાનો નિયમ પણ મેં છોડી દીધો હતો. ખાંડ પ્રત્યેનો પક્ષ-પાત મારામાં હતો જ નહીં; એટલે સ્વાદ-જયની દૃષ્ટિએ એ નિયમની આવશ્યકતા ન હતી. અજાણ્યા સમાજને બને ત્યાં સુધી નડતરરૂપ ન થાઉં અને તેમ કરતાં મારા જીવનસિદ્ધાન્તોમાં શિથિલ ન થાઉં એમ મન સાથે ગોઠવીને જ ઊપડયો હતો. દરેક ખાણા વખતે માંસ કે ઈંડાં શેમાં શેમાં નથી એ બધું ચીવટપૂર્વક તપાસી, જ્યાં શંકા હોય ત્યાં પણ કડક રીતે વર્તી, મારો આહાર હું લેતો. એમાં સુધારો એટલો થયો કે ચીઝ જેવો પદાર્થ જે નિર્દોષ સમજીને હું હિંદુસ્તાનમાં લેતો, તે પૂર્વ આફ્રિકામાં મેં છોડી દીધો. કેમ કે મેં જોયું કે ચીઝ બનાવવામાં રેનેટ કરીને એક પદાર્થ વાપરવો પડે છે, તે મારેલા વાછરડાઓના આંતરડામાંથી કાઢેલો હોય છે.

પૂર્વ આફ્રિકાની મુસાફરી દરમિયાન મદ્યમાંસની બાબતમાં જે વિચારો મારા મનમાં ઘોળાયા તેનું બયાન અહીં રજૂ કર્યું છે. આમાં બીજાઓએ કઈ રીતે વર્તવું એનું સૂચન કરવાનો ઈરાદો નથી. આ વિવેચન નથી, ફક્ત મનન છે. જેમને આમાં નબળાઈ કે શિથિલતા લાગતી હોય તેમણે આ વસ્તુનું અનુકરણ નહીં કરવું એટલું જ કહી શકાય.

પૂર્વ આફ્રિકામાં દરેક ઠેકાણે ધર્મની સંસ્થાઓ હોય છે. હિંદુઓનાં આર્યસમાજી કે બીજાં મંદિરો, શીખોના ગુરુદ્વારા, મુસલમાનોની મસ્જિદો, ખ્રિસ્તીઓનાં રોમન કૅથલિક મંદિરો અથવા પ્રૉટેસ્ટન્ટ પ્રાર્થનાગૃહો. દરેક ધર્મ તરફથી શાળાઓ ખોલવા-માં આવે છે. તેમાં તે તે પંથના સિદ્ધાન્તો પ્રમાણે ધર્મની કેળવણી આપવામાં આવે છે. એ ધાર્મિક કેળવણી કે ઉપદેશની અસર કોના ઉપર કેટલી થાય છે એનું માપ કાઢી શકાય ખરું? કહેવાય છે કે પૈસાદાર વર્ગને ધર્મની જરૂર હોતી નથી. એમના શ્રીમંતી સંસ્કારો, આખા દિવસના કાર્યક્રમો અને મહત્ત્વાકાંક્ષાએ સૂચવેલી હરીફાઈઓ એમને માટે બસ હોય છે. એમનામાં સહેજસાજ ધાર્મિકતા

હોય તો તેનો ઉપયોગ ભિન્ન ભિન્ન ધર્મની સંસ્થાઓને નાણાંની મદદ કરવામાં વપરાઈ જાય છે.

છેક ગરીબ લોકોને વળી ધર્મ શો? તેઓ કેમ જીવે છે અને કેમ વર્તે છે એના તરફ કોઈની નજર હોતી જ નથી. વારસામાં તેમને જે વહેમો મળ્યા હોય તે તેમનો ધર્મ. નિત્યની સોબતને કારણે મુસીબતોથી તેઓ એટલા બધા ટેવાયેલા હોય છે કે તેમને દૈવનું કે નસીબનું ધર્મશાસ્ત્ર માનીને જ ચાલવું પડે છે. આવા લોકો સંકટપ્રસંગે એકબીજા પ્રત્યે જે સહાનુભૂતિ બતાવે છે, તે જ એમનો ધર્માનુભવ. તેની પણ પૂરતી કદર કરવા જેટલી માનસિક નવરાશ એમની પાસે હોતી નથી.

જો સાચો ધર્મ કંઈક બચ્યો હોય તો મધ્યમ વર્ગના લોકોમાં એનું અસ્તિત્વ જણાય છે. ત્યાં પણ દરેક ધર્મના ખાસ વિધિવિધાન અને વિશિષ્ટ માન્યતાઓનો જ પ્રભાવ વધારે હોય છે. છતાં એની પાછળ શુભ લાગણી અને ઊંડા વિચારો જરૂર હોય છે. ધર્મ એટલે ચૈતન્યની અનુભૂતિ એ અર્થ જો સાચો હોય તો એનો સાક્ષાત્કાર આ ત્રણેમાંથી ગમે તે વર્ગની વ્યક્તિઓને કોક વખતે અંધારામાં વીજળીના ઝબકારાની પેઠે, થઈ શકે છે. એને માટે કોઈ મંદિર, રિવાજો કે શાસ્ત્રની જરૂર હોય જ છે એમ નથી. અને છતાં ધર્મનાં આ ત્રણે વાહનો માણસજાતને માટે જરૂરી ગણાયાં છે. એની મારફતે ધાર્મિક સંસ્કૃતિનું રક્ષણ થાય છે અને માણસજાતને તેના કર્તવ્યનું તેમ જ જીવનક્રમનું સ્મરણ રહે છે.

જ્યારે જ્યારે સમાજમાં અનાચાર ફેલાય છે ત્યારે ત્યારે લોકો આ ત્રણ વાહનો પાસેથી કોઈ સારા ઈલાજની અપેક્ષા નથી રાખતા પણ કોઈ જીવતા-જાગતા સત્પુરુષના સત્સંગની આશા રાખે છે. પણ તેથી જો સત્પુરુષોના સત્સંગની સંસ્થા બનાવી સાધુઓના અખાડા ચલાવીએ તો ત્યાં પણ જડતા ઘર ઘાલે જ છે. ધર્મ કોઈ કાળે મકાન, ગ્રંથ, વિધિવિધાન કે સંસ્થામાં સચવાઈ શક્યો જ નથી અને છતાં આ બધી વસ્તુઓ ધર્મની રક્ષાને અર્થે ઊભી કરવી જ પડે છે. આ બધી સંસ્થાઓ મળીને એક દારૂની બદીને પણ દૂર કરી શકી નથી!'

કંપાલામાં આફ્રિકનોની કેટલીક મહત્ત્વની સંસ્થાઓ જોઈ લીધી. જે સંસ્થાઓએ આફ્રિકન લોકોને સારાસરખા નેતાઓ પૂરા પાડ્યા છે એવી બે સંસ્થાઓ અહીં છે. એક છે કિંગ્ઝ કૉલેજ બુડો, અને બીજી છે મેકેરેરે કૉલેજ. બન્ને સંસ્થાના શિક્ષકો કેળવણીને વરેલા અને પોતપોતાના વિષયોના નિષ્ણાત જણાયા. અધ્યાપકોમાં હોય છે અથવા હોવી જોઈએ એવી પ્રસિદ્ધિપરાઙ્મુખતા પણ દેખાઈ. બુડો કિંગ્ઝ કૉલેજમાં પ્રિન્સિપાલ મિ. કૉબને મળ્યાં.

કેળવણીની અસર પ્રત્યક્ષ જોઈ શકાય છે સંગીત અને ચિત્રકળામાં. એટલે અમે એ વસ્તુઓ જ ખાસ જોવાની માગણી કરી. આફ્રિકન બાળકોમાં સ્વયંભૂ રીતે ચિત્રકળા ખીલે એનો પ્રયત્ન કરતી એક યુરોપિયન શિક્ષિકા પાસેથી અમે ઘણું જાણ્યું. વિદ્યાર્થીઓનાં ચિત્રો પણ ઢગલાબંધ જોયાં. બધાં જ ચિત્રો પ્રાકૃતિક

દૃશ્યો(લૅન્ડસ્કેપ્સ)નાં હતાં. ચિત્રોમાં વિદ્યાર્થીઓની કચાશ તો હોય જ. પણ પ્રકૃતિ માતાનાં વિવિધ દર્શનોનું જીવતાપણું એમાં અદ્‌ભુત રીતે પ્રગટ થયું હતું. દરેક ચિત્રમાં કુદરતના ભિન્ન ભિન્ન સ્વભાવની હૃદય ઉપર પડતી અસરનું ઊંડાણ હતું. ત્યાંના વ્યાખ્યાનમાં મારાથી કહ્યા વગર ન રહેવાયું કે આ આફ્રિકન યુવકોનો કુદરત સાથે જે ગાઢ પરિચય છે તે વ્યક્ત કરવાનું સાધન જાણે આજ સુધી એમની પાસે ન હતું. તે મળતાંવેંત અનુભૂતિનું ઊંડાણ આ ચિત્રોમાં ફૂટી નીકળે છે. અને એ બતાવે છે કે આ બાળકોને કેળવણી ભલે ન મળી હોય, સંસ્કૃતિને નામે બતાવવા જેવું ભલે એમની પાસે કશું ન હોય, પણ સંસ્કૃતિનું સાચું ઊંડાણ એમની પાસે છુપાયેલું હતું એ વિશે શંકા નથી. આપણા ગોરા કે હિંદી છોકરાઓ પણ અહીંની કુદરતનું દર્શન દિવસરાત કરે છે. પણ તેમણે અહીંની કુદરતનું વ્યક્તિત્વ આટલી શક્તિથી પકડ્યું હોય એમ લાગતું નથી. આજની આપણી સંસ્કૃતિ જ છીછરી થઈ ગઈ છે.

"ચિત્રો બધાં પ્રાકૃતિક દૃશ્યનાં જ કેમ છે, પશુપક્ષીઓનાં કે માણસોનાં ચિત્રો કેમ લગભગ નથી?" એમ મેં પૂછ્યું. મને કહેવામાં આવ્યું કે આ લોકો વહેમી હોય છે. માણસનાં ચિત્રો દોરતાં એમને ડર લાગે છે. મને શંકા ગઈ કે વખતે એની પાછળ ઈસ્લામી મર્યાદાનો પ્રભાવ હશે. અન્યત્ર તપાસ કરતાં એ બન્ને કલ્પનાઓ સાચી ન લાગી. તો શું આ વિદ્યાર્થીઓની પેલી બાહોશ શિક્ષિકાનો જ કુદરત પ્રત્યે પક્ષપાત વિશેષ હશે? વિદ્યાર્થીઓ એક ક્ષેત્રમાં ખીલવા લાગ્યા અને એમને કોઈએ હજી બીજે વાળ્યા નહીં હોય.

ગયાઝા નામના એક ગામડામાં અમે ગયાં હતાં. ત્યાંની સુંદર મિશનરી સ્કૂલમાં અમે માણસોનાં ચિત્રો ધરાઈને જોયાં. તે બધાં આફ્રિકન વિદ્યાર્થીઓને હાથે દોરાયેલાં હતાં. ખ્રિસ્તી પૌરાણિક વાર્તાઓની મર્યાદા ત્યાં હતી પણ દરેક ચિત્ર પાછળ મૌલિકતા અને જીવતાપણું તો હતું જ.

સંગીત અને નૃત્યની બાબતમાં આફ્રિકન લોકોના અસલી નમૂનાઓ મને આસામના મિકિરી લોકોના પ્રાથમિક કોટિના નૃત્ય-સંગીત જેવા લાગ્યા. કેટલાક હાવભાવ શૃંગારિક કહેવા કરતાં લૈંગિક હતા એમ જ કહેવું જોઈએ. એમના સંગીતમાં તાલ તો હોય છે પણ રાગની ખાસ ખૂબી દેખાઈ નહીં. મારે તો અરબી કે યુરોપિયન સંગીતની અસર વગરનું શુદ્ધ આફ્રિકન સંગીત સાંભળવું હતું. જે શુદ્ધ ગણાતું હતું તે બહુ આકર્ષક ન લાગ્યું.

આફ્રિકન લોકોએ અમેરિકા જઈને જે 'નિગ્રો સ્પિરિચ્યુઅલ્સ' ખીલવ્યાં છે એનાં વખાણ આખી દુનિયા કરે છે. એવાં ગીતો પણ અમને સાંભળવાને મળ્યાં. ખ્રિસ્તી સ્તોત્રો પણ. એ ઉપરથી અમે જોઈ શક્યાં કે આફ્રિકન છોકરા-છોકરીઓના કંઠમાં વિશેષ માધુર્ય હોય છે એટલું જ નહીં પણ તેમાંનાં કેટલાંક એ સંગીતના ભાવમાં તલ્લીન પણ થાય છે.

બીજે એકબે ઠેકાણે, ખાસ કરીને ગયાઝામાં અને નૈરોબી પાસેની અલાયન્સ સ્કૂલમાં અમે એવું નિગ્રો સંગીત સાંભળ્યું કે જેના અવયવો બધા શુદ્ધ આફ્રિકન હતા પણ જેની ગોઠવણી અંગ્રેજી ઢબની હતી. એ સંગીતની અસર ખરેખર ભવ્ય અને ઊંડી હતી. આફ્રિકન સંગીતનો કાચો મસાલો લઈને એમાં સહેજસાજ પાસા પાડીને એનાં ઘરેણાં બનાવ્યાં હોય તો દુનિયાના કોઈ પણ સંગીતમાં આ નવો શણગાર દીપી ઊઠે એવો છે.

મેકેરેરે કૉલેજમાં અને બીજે પણ ભાષાનો સવાલ મેં વિશેષ ઊંડાણમાં ઊતરીને છેડયો. હું જોઈ શકયો કે અંગ્રેજ શિક્ષકો અને અંગ્રેજ રાજ્યકર્તાઓ ખરેખર માને છે કે કોક દિવસે આફ્રિકા ખંડની સર્વસામાન્ય ભાષા અંગ્રેજી જ થવાની છે. હિંદુસ્તાનનો અનુભવ એમની આ શ્રદ્ધાને મોળી પાડતો નથી. તેઓ કહે છે કે, "હિંદુસ્તાનમાં એક ભારે સંસ્કૃતિ હતી. અમારાથી એ ભલે તદ્દન જુદી હોય; પણ સંસ્કૃતિ તો ખરી જ. અહીંના લોકો પાસે જે ભાષાઓ છે તેમને માટે નથી કોઈ લિપિ, નથી કોઈ સાહિત્ય. આધુનિક વિચારો કે વિજ્ઞાન ઝપાટાભેર અપનાવવાં હોય તો અંગ્રેજી ભાષા સ્વીકાર્યે જ છૂટકો." મેં કહ્યું, "તેઓ અંગ્રેજી શીખે એની ના નથી. સવાલ છે, કઈ ભાષામાં પોતાનું જીવન વ્યક્ત કરે?" તેઓ માને છે કે આફ્રિકામાં સર્વમાન્ય થઈ શકે એવી કોઈ ભાષા છે જ નહીં. સ્વાહિલી સામે કેટલીક જાતિઓમાં સખત વિરોધ છે. (બીજા કેટલાક કહે છે કે આ વિરોધ સાચો નથી. અંગ્રેજોએ જ પોષેલો છે.) સ્વાહિલી ભાષા ખીલવવાનો પ્રયત્ન અંગ્રેજોએ પોતાના હાથમાં લીધો છે. તે કામ એટલું ધીમું ચાલે છે કે એ રીતે કશી ગરજ સરે નહીં. અંગ્રેજોનું કહેવું છે કે આ ખંડમાં અંગ્રેજી સંસ્કૃતિ આણ્યે જ છૂટકો. આ લોકોને અંગ્રેજી શીખવવાનો પ્રયત્ન કર્યો તેમાં અમે ફાવ્યા છીએ એટલે એ જ નીતિ આગળ ચલાવીશું.'

આખા ખંડમાં અંગ્રેજોનું રાજ્ય નથી. બેલ્જિયન કૉંગોમાં સર્વત્ર ફ્રેન્ચ ચલાવવાનો આગ્રહ દેખાય છે. મોઝામ્બિક અને અંગોલામાં પોર્ટુગીઝ ભાષા ચલાવવાનો પ્રયત્ન ચાલે છે. પણ એ બધી ચર્ચા આ લોકો જોડે મેં છેડી નહીં. ગોરા લોકોએ નક્કી કરેલું લાગે છે કે હિંદુસ્તાનમાં જેમ આર્યો આવ્યા અને એમણે અહીં પોતાની સંસ્કૃતિ ચલાવી, અને અહીંના દસ્યુ લોકોને શૂદ્ર કોમ તરીકે રાખી એની સેવા લીધી અને પોતે શ્રેષ્ઠ બન્યા, તેમ જ આફ્રિકા ખંડ યુરોપ માટે શૂદ્રભૂમિ તરીકે પસંદ કરવી અને અહીં આફ્રિકન લોકોને ધીરે ધીરે યુરોપીય સંસ્કૃતિ અને યુરોપીય ભાષાની અસર તળે આણી, દ્વિવર્ણી સમાજની અહીં સ્થાપના કરવી. આ વસ્તુ કેટલાક ગોરાઓ સ્પષ્ટ બોલે છે, કેટલાક મનમાં જ રાખે છે.

એક અંગ્રેજે સ્પષ્ટ લખ્યું છે કે અમેરિકામાં અમે સામ્રાજ્ય સ્થાપવા ગયા. થોડા દિવસ અમારું ચાલ્યું. પણ ત્યાં સ્વકીય લોકો હોવાથી તે સામ્રાજ્ય અમારે જતું કરવું પડ્યું. અમે બીજું સામ્રાજ્ય સ્થાપ્યું હિંદુસ્તાનમાં. તે ઘણું ચાલ્યું પણ હિંદુસ્તાનની પ્રજા સંસ્કારી હતી. સંખ્યા પણ જબરદસ્ત, એટલે એ સામ્રાજ્ય

પણ હાથમાંથી નીકળી ગયું. હવે બ્રિટિશ પ્રજાના વિકાસ માટે ફક્ત આફ્રિકાની ભૂમિ રહી છે. અહીં અત્યાર સુધીની ઢીલ છોડી દઈ મજબૂતીથી સામ્રાજ્ય સ્થાપન કરીશું તો સોદોઢસો વરસ તો જરૂર ચાલશે. પછી જોઈ લેવાશે.

આપણે ગોરાઓને કહીએ છીએ કે આફ્રિકામાં બ્રિટિશ સંસ્કૃતિ ચલાવવાની વાત તમે છોડી દેજો. એ વાત ચાલવાની નથી. આફ્રિકન લોકો પાસે એમની પોતાની સંસ્કૃતિ છે. એની અવગણના કરવા કરતાં આદરપૂર્વક એને ખીલવીશું. આ ભૂમિ ઉપર આફ્રિકન, હિંદી (અથવા એશિયાઈ કહું) અને યુરોપિયન – ત્રણે સંસ્કૃતિનો સુંદર સમન્વય થવાનો છે. તમે જો ઉચ્ચતાનું અભિમાન છોડી દો અને અમે જો અહીંથી નાસી જવાનો વિચાર છોડી દઈએ તો આપણે ત્રણે મળીને અહીં એક ભવ્ય વિશ્વસંસ્કૃતિની સ્થાપના કરી શકીશું.

અનેક વિચારવાન અંગ્રેજો સ્વીકારે છે કે હિંદુસ્તાનના લોકોની મદદ વગર અંગ્રેજોનું રાજ્ય આફ્રિકામાં ટકી ન શકે. અમે એમને કહીએ છીએ કે કેવળ અંગ્રેજોનું જ રાજ્ય ચલાવવાનાં સ્વપ્નાં છોડી દેજો. ત્રણ ખંડના લોકો અહીં એકત્ર આવી જીવનસહકાર ચલાવીશું. તમારી પાસે વિજ્ઞાનનું બળ છે, સંગઠનશક્તિ છે. તમારી એ શ્રેષ્ઠતા આજે સહુ કોઈ સ્વીકારે પણ અંતે માનવ માનવ વચ્ચે અસમાનતા ન રહેવી જોઈએ એટલું સ્વીકારશો અને બીજા લોકો ઉપર વિશ્વાસ રાખતા થશો તો અહીં વિશ્વરાજ્ય સ્થાપન કરી શકીશું. અહીંના લોકો સાથે વધુ ને વધુ ભળીશું, એમને કેળવીશું, આપણા જીવનમાં પણ જરૂરી ફેરફાર કરીશું, તો આ ભૂમિમાંથી તમામ દુનિયાને બોધ મળે એવી બંધુતા આપણે ઉપજાવી બતાવીશું.

ભાષાનો પ્રશ્ન હજી અનિર્ણીત જ છે. મને પોતાને લાગે છે કે કરોડોની સંખ્યાની પ્રજાને અંગ્રેજી જેવી તદ્દન પારકી ભાષા આપવી એ અશક્ય નથી પણ કઠણ કામ છે. આફ્રિકાની જ બેચાર ભાષાઓ પસંદ કરીને ખીલવવી જોઈએ. અને એમાંથી જ કોઈ એક ભાષાને અત્યારથી બીજી ભાષા તરીકે બધે ચલાવવી જોઈએ. સ્વભાષા મારફતે પ્રગતિ ઝપાટાભેર થાય છે અને સ્વાભાવિક ક્રમે થાય છે. અંગ્રેજી મારફતે એ બધું કરવા જતાં એ પ્રજાને ઘણાં વરસ સુધી રાહ જોવી પડશે. અંગ્રેજીનો કે ફ્રેન્ચનો ભાષા તરીકે પ્રચાર ભલે થાઓ.

પૂર્વ આફ્રિકામાં રહેનારા આપણા લોકો જેમ સ્વાહિલી કે લુગાન્ડા ભાષા શીખે છે તેમ કેટલાક આફ્રિકન લોકોએ ગુજરાતી અને હિંદુસ્તાની શીખવી જોઈએ એવી સૂચના આફ્રિકન નેતાઓ આગળ મેં મૂકી જોઈ. એમણે એ વસ્તુનો સહર્ષ સ્વીકાર કર્યો છે કારણ કે એમને એમાં પ્રત્યક્ષ લાભ દેખાય છે. દુઃખની વાત એટલી જ છે કે આપણા લોકોને આ વસ્તુનું મહત્ત્વ સમજાતું નથી. ગુજરાતી સ્કૂલમાં કોઈ આફ્રિકન છોકરો ભણવા આવે તો તમે એને લેવાની ના નહીં પાડતા. એમ મેં આપણા લોકોને કહ્યું. આટલી નાની વસ્તુનો પણ સ્વીકાર કરાવતાં મને મુશ્કેલી પડી. મારે અહીં સંતોષપૂર્વક કહેવું જોઈએ કે અંતે આપણા લોકો આને માટે તૈયાર થયા ખરા.

કંપાલામાં યુગાન્ડા કેળવણીખાતાના એક અમલદાર મને ખાસ મળવા આવ્યા હતા. એમને ગાંધી કૉલેજની કલ્પના પસંદ ન હતી. એમણે મને સીધો સવાલ પૂછ્યો કે, "મેકેરેરે કૉલેજ હોવા છતાં બીજી કૉલેજ શા માટે ખોલવા માગો છો?"

મેં કહ્યું, "એ કૉલેજ ફક્ત આફ્રિકનો માટે છે એમ હું માનું છું."

"એવું તમે શા માટે માનો છો? એમાં તમામ કોમના વિદ્યાર્થીઓ આવી શકે છે."

"સારી વાત છે. ત્યારે મેકેરેરેમાં અંગ્રેજ વિદ્યાર્થીઓ કેટલા છે?"

"હમણાં નથી. કેમ કે એમને ત્યાં કશું આકર્ષણ નથી. એ કૉલેજ વધશે ત્યારે યુરોપિયન વિદ્યાર્થીઓ આવશે."

"તેમ થાય તો એ વસ્તુ હું અભિનંદનીય ગણું. આજે જો એ કૉલેજમાં હિંદી છોકરાઓ આવે તો બધાને એમાં લેવાશે ખરા? કે અમુક ટકા આફ્રિકન અને અમુક ટકા એશિયન લેવાશે–એવો નિયમ કરશો?"

"એવો નિયમ કરવો એ ભૂંડું તો ખરું, પણ વખતે એવો નિયમ કરવો પડે."

"તો પછી બાકીના આફ્રિકન અને એશિયન ઉમેદવારોનું શું?"

"એ મુશ્કેલી છે. પણ ગાંધી કૉલેજ અને મેકેરેરે કૉલેજ વચ્ચે હરીફાઈ ટાળવા માટે શું કરશો?"

"દુનિયામાં બધે ચાલે છે તેમ જ અહીં કરીશું. દરેક કૉલેજમાં અમુક ખાસ વિષયો ખીલવીશું. 'ફેકલ્ટીવાઈઝ' ભેદ હશે તે બધી રીતે ઇષ્ટ જ હશે. દરેક કૉલેજ સાથે જે છાત્રાલયો હશે તેમાં માંસાહારી અને અન્નાહારી એવી અલગ અલગ વીશીઓ કરવી પડશે. બાકી કશો ભેદ નહીં રહે. મને વિશ્વાસ છે કે અમારી કૉલેજમાં યુરોપિયન છોકરાઓ પણ આવશે. એમની સંખ્યા વધારે ભલે ન હોય પણ અમારું આંતરજાતીય વાતાવરણ પસંદ કરનારાં ગોરાં માબાપો અને વિદ્યાર્થીઓ જરૂર નીકળવાનાં એ વિશે મને શંકા નથી. અમે પ્રોફેસરો પસંદ કરીશું તે સારામાં સારા પસંદ કરીશું, પછી તે ગમે તે કોમ કે દેશ કે ધર્મના હોય.

"મારી એક નવી કલ્પના છે. પૂર્વ આફ્રિકાની પોતાની યુનિવર્સિટી સ્થપાય નહીં ત્યાં સુધી અમારી કૉલેજ લંડન યુનિવર્સિટી અને મુંબઈ યુનિવર્સિટી બન્ને સાથે જોડાયેલી ('ઍફિલિયેટેડ') હશે."

"એ કેમ બની શકે?" એમણે ચકિત થઈ પૂછ્યું.

"અત્યાર સુધી બન્યું નથી એટલી જ મુશ્કેલી છે ને, કે બીજી કોઈ મુશ્કેલી છે? મુંબઈ યુનિવર્સિટીએ લંડનની ડિગ્રીઓ માન્ય રાખી છે. લંડન યુનિવર્સિટીએ મુંબઈની. પૂર્વ આફ્રિકા, બ્રિટન અને ઇન્ડિયા ત્રણે એક જ કૉમનવેલ્થમાં છે. પછી આવું બેવડું જોડાણ થવાને વાંધો શો?"

"વાંધો તો કાંઈ દેખાતો નથી. તમારી કલ્પના સુંદર છે. એનો અમલ થાય તો તે ઇષ્ટ છે."

"અમારી કૉલેજનો અભ્યાસક્રમ ઘડતી વખતે અભ્યાસક્રમ સમિતિમાં લંડન યુનિવર્સિટીના તેમ જ મુંબઈ યુનિવર્સિટીના પ્રતિનિધિઓને લઈશું અને અભ્યાસક્રમ બન્ને યુનિવર્સિટી પાસેથી પસાર કરાવીશું. અમુક વિષયો લઈને પાસ થાય તે મુંબઈ યુનિવર્સિટી તરફ જાય, અમુક વિષયો લે તે લંડન યુનિવર્સિટીમાં જાય, એવી ગોઠવણ સુખેથી કરી શકાય. હિંદુસ્તાનનો ઈતિહાસ, હિંદુસ્તાનની ફિલસૂફી વગેરે વિષયો ત્રણે કોમના કેટલાક વિદ્યાર્થીઓ જરૂર શીખવાના."

ગૂજરાત વિદ્યાપીઠના એક વિદ્યાર્થી અને શ્રી ગિજુભાઈના શિષ્ય સોમાભાઈ ભાવસાર મોમ્બાસાના બાળમંદિરમાં કામ કરે છે. એમણે બાળકો માટે અમર ગાંધી કરીને એક ગુજરાતી ચોપડી લખી છે. એનું સ્વાહિલી ભાષાંતર ઝાંઝીબારવાળા શ્રી રામભાઈ અને ભાનુભાઈ ત્રિવેદીએ પ્રકાશિત કર્યું છે. એ જ ચોપડીનું યુગાન્ડામાં ચાલતી લુગાન્ડા ભાષામાં થયેલું ભાષાંતર કંપાલામાં મારે હાથે પ્રકાશિત કરવાનું ગોઠવ્યું હતું. આ નાનકડી ચોપડીની ત્યાંના લોકો ઉપર સારી અસર થઈ છે. આ મેળાવડામાં શ્રી કાકુભાઈને હું ઓળખી શક્યો. તેઓ અહીંના લોકોની ભાષા બહુ સરસ બોલે છે. અહીંના લોકો ઉપર એમનો પ્રભાવ પણ સારો છે. એક વખતે આફ્રિકન લોકો તોફાને ચડ્યા હશે. પણ કાકુભાઈને એની કશી આંચ ન આવી. આફ્રિકન લોકોએ એમને કહ્યું, "તમારે ચિંતા ન કરવી. તમને કે તમારી એસ્ટેટને કશું થવાનું નથી. તમે નચિંત રહેજો."

એક વસ્તુની ચર્ચા અહીં જ કરી દઉં. કેટલાક લોકો કહે છે કે આફ્રિકન મજૂરો અને ઘરમાં કામ કરતા આફ્રિકન લોકો નગુણા હોય છે. એ લોકોના ભલા માટે મહેનત કરનાર કેટલાક સજ્જન લોકોનો પણ એવો અભિપ્રાય સાંભળી મને આશ્ચર્ય થયું. આવા અભિપ્રાય હું સ્વીકારી શકતો નથી. મનુષ્યસ્વભાવ બધે સરખો જ હોય છે. માણસો શું, ક્રૂર જાનવરો પણ માયાને વશ થાય છે.

નગુણાપણું બહુ જ થોડા લોકોમાં દેખા દે છે. ઘણી વાર ઉપકાર કરનારા અધીરાઈથી કૃતજ્ઞતાની અપેક્ષા રાખે છે અને અધીરાઈથી જ સામા માણસ ઉપર નગુણાપણાનો આરોપ કરે છે. આપણે જેમ કૃતજ્ઞતાની વધારેપડતી અપેક્ષા રાખીએ છીએ તેમ સામો માણસ પણ વધારેપડતી ભલાઈની અપેક્ષા આપણી પાસેથી રાખીને હમેશાં અસંતુષ્ટ રહે છે. કોઈ નોકરને આપણે સારી રીતે રાખતા હોઈએ તો આપણે આશા રાખીએ છીએ કે એ આપણને છોડીને ન ચાલ્યો જાય. એના ઘરની કે એનાં બાળબચ્ચાંની સ્થિતિનો આપણને ખ્યાલ નથી હોતો. વધારે આવકની જરૂર હોય તો બિચારો શું કરે? ઘણી વાર સારો વહેવાર હોવા છતાં બન્ને બાજુએ ગેરસમજ હોય છે.

અને આપણે ભૂલવું ન જોઈએ કે સેંકડો વરસ સુધી આરબોએ, ગોરાઓએ અને કાંઈક અંશે આપણા લોકોએ પણ આ લોકોને પકડી પકડીને નિર્દયપણે ગુલામ તરીકે વેચ્યા છે અને રાખ્યા છે. એમના મનનો તો શું, શરીરની હાલતનો

પણ આપણે વિચાર કર્યો નથી. આવા લોકો માણસજાત ઉપર હજી કાંઈ પણ વિશ્વાસ રાખે છે એ જ આશ્ચર્યની વાત છે. સાપ માણસ ઉપર વિશ્વાસ નથી રાખતો અને માણસ સાપનો વિશ્વાસ નથી કરતો એનું કારણ હજારો વરસનો બન્નેનો જાતીય અનુભવ છે. આફ્રિકન લોકોએ બીજા ખંડના લોકોને હાથે જેટલું વેઠ્યું છે એટલું કોઈ પણ અન્ય માણસજાતે વેઠ્યું નથી. આટલું હોવા છતાં એ જાત વીફરી નથી એ એની ભલાઈ સૂચવે છે અથવા બાળપણ સૂચવે છે. કોઈ પણ મિશનરીએ આજ સુધી કહ્યું નથી કે આ કોમ નગુણી છે.

કંપાલામાં આફ્રિકન લોકોના રાજા રહે છે. એને આ લોકો 'કબાકા' કહે છે. રાણીને 'નેબાગદીકા' કહે છે. અમે એ રાજાને મળવા ગયા હતા. માણસ જુવાન, ઉત્તમ ભણેલો અને સંસ્કારી લાગ્યો. ચહેરો પણ પ્રભાવી હતો. વિલાયતમાં ભણેલો હોવાથી ત્યાંની રીતભાત સરસ જાણે. યુગાન્ડાનાં ગામડાંઓમાં પંચોનું રાજ્ય થોડુંક હશે. એ એ કબાકાની દેખરેખ તળે ચાલે છે. સાંભળ્યા પ્રમાણે આ રાજાની વૃત્તિઓ સારી છે પણ પોતાના હાથમાં કશું કરવાની ઝાઝી સત્તા નથી એવો અનુભવ થવાથી એનો ઉત્સાહ મંદ પડયો છે. એને અમે મળવા ગયાં ત્યારે એના મહેલમાં કયાંક સમારકામ ચાલતું હતું એટલે આખો મહેલ અમે જોઈ ન શકયાં. રાજમહેલના આંગણામાં જ કેટલીક ગોળ ગોળ ઝૂંપડીઓ જોઈ મને આશ્ચર્ય થયું પણ એક રીતે સારું લાગ્યું. આફ્રિકન સંસ્કૃતિના સ્મારકરૂપ આ માટીની ઝૂંપડીઓ રાજમહેલની પાસે જ છે એ યથાયોગ્ય છે. રાણીનાં બહેન કિંગ્ઝ કૉલેજમાં શિક્ષિકાનું કામ કરે છે. એ ત્યાં ચિ. સરોજને મળ્યાં હતાં. તે જ દિવસે બપોરે એક ઠેકાણે રાજાના મુખ્ય પ્રધાન મળ્યા હતા. અનુભવી અમલદારો જેવા હોય છે તેવા જ એ હતા!

મેકેરેરે કૉલેજ સાથે એક મ્યૂઝિયમ છે. એ અનેક રીતે જોવાલાયક છે.

આફ્રિકન લોકોએ ખીલવેલી અનેક કળાઓ ત્યાં જોવાને મળે છે. એમનાં વાસણો, શિકારનાં સાધનો, જાતજાતનાં વાજાંઓ, જાનવરોનાં શિંગડાં, આફ્રિકનોનાં જાતજાતનાં ઘરેણાં, કપડાં, લાકડાની મૂર્તિઓ, ઓજારો વગેરે બધું ત્યાં જોવાલાયક છે અને એ ઉપરથી સહેજે ખ્યાલ આવે છે કે આ લોકોએ અમુક હદ સુધી પ્રગતિ કર્યા પછી એમની સંસ્કૃતિ વચમાં જ થોભી કે અટકી ગઈ છે.

પોતાની આસપાસની કુદરત, ઝાડ, પાન, આબોહવા, ઋતુઓ, જંગલનાં જાનવરો અને પોતાની હાજતો એ બધાનો વિચાર કરી આ લોકોએ પોતાનો જીવનક્રમ અને સમાજવ્યવસ્થા ગોઠવેલાં છે. એમની પરિસ્થિતિમાં સારામાં સારી વ્યવસ્થા એ જ થઈ શકે એવી છાપ મન પર પડયા વગર રહેતી નથી. એમની સંસ્કૃતિનું સ્વરૂપ પ્રાથમિક ભલે હોય પણ એમાં સંસ્કૃતિનાં તત્ત્વો બધાં જ છે. નવી ઢબે એમને વિચાર કરતા કર્યા પછી એ લોકોને આધુનિક સંસ્કૃતિ અપનાવતાં મુશ્કેલી નહીં પડે એ વાત નિર્વિવાદ છે. બુદ્ધિશક્તિ અને સંગઠનશક્તિ કેળવવામાં આ લોકો ઊતરતા નથી નીવડયા. એમનું જીવન નવી ઢબ તરફ વાળવાની જ વાત છે. આજ એ જૂની સંસ્કૃતિ, એમના કબાકાની પેઠે, અણવપરાયેલી પડી છે.

અમે કંપાલા હતાં એ દરમ્યાન એક દિવસ અમારે રાતના ખાણા માટે એન્ટેબે જવાનું હતું. ત્યાંની વિકટોરિયા હોટલ સરકાર તરફથી ચાલે છે. વ્યવસ્થા ઘણી સારી હતી. ઉપર કહ્યું જ છે કે કંપાલા યુગાન્ડાની દેશી રાજધાની છે, જ્યારે એન્ટેબે સરકારી રાજધાની છે. અહીં સરકારની નોકરી કરનારા આપણા દેશી ભાઈઓ તરફથી ખાણું હતું. અહીં ચર્ચા પણ સરસ થઈ હતી.

આ જ ઠેકાણે છેલ્લે દિવસે શેઠ નાનજી કાલિદાસના દીકરા ધીરુભાઈ તરફથી એક મોટું ખાણું હતું. એમાં યુગાન્ડાના ઍકિટંગ ગવર્નર અને મોટા મોટા અમલદારો પણ આવ્યા હતા. આખા ખાણાનો ઠાઠ બાદશાહી હતો એમ કહીએ તો ચાલે. એની પાછળ કેટલું ખર્ચ થયું હશે એનો વિચાર કરવાની પણ મેં હિંમત ન કરી. પ્રયત્નપૂર્વક ભેજું ઠેકાણે રાખ્યું ન હોત તો પૂર્વ આફ્રિકાનાં ખાણાંની ઝડીથી ભેજું ફરી જ ગયું હોત અને હું માની બેસત કે અમે કોઈ મોટા અમીર કે મહાપુરુષ છીએ.

અમે કંપાલા ગયાં ત્યારે ત્યાંના મેયર પંજાબના આપણા એક દેશી યુવાન ભાઈ હતા એ જોઈને અમને ઘણો આનંદ થયો. માનનીય શ્રી મૈની, એ અહીંના પહેલા હિંદી મેયર. પોતાની બાહોશીથી એમણે આપણા લોકો ઉપર તેમ જ ગોરાઓ ઉપર સરસ છાપ પાડી છે. આપણા જ એક દેશવાસીએ બાંધેલો અહીંનો સુંદર ટાઉનહૉલ જોવા શ્રી મૈની સાથે જતાં મને ઘણો આનંદ થયો.

કંપાલામાં અમારી બધી વ્યવસ્થા રાખી હતી શ્રી નાનજીભાઈના કુશળ ભાગીદાર શ્રી છોટાભાઈ પટેલે. પોતાની મીઠી મહેમાનગીરીથી અમને સહેજે અપનાવી શકયા હતા શ્રી રામજીભાઈ લદ્ધા. એમના ઘરનાં ફોટોગ્રાફનાં આલબમ એટલે આખા કુટુંબનો ઈતિહાસ.

## ૨૪. આફ્રિકાનાં ગામડાંઓમાં

કોઈ પણ દેશમાં મુસાફરીએ જઈએ એટલે ત્યાંની કળાકારીગરી કે સૌન્દર્યના નમૂનારૂપ પ્રેક્ષણીય સ્થળો જોઈએ, મોટાં મોટાં શહેરો જોઈએ, કારખાનાંઓ જોઈએ, અને એ ઉપરાંત ત્યાંની મુખ્ય મુખ્ય વ્યક્તિઓને મળીએ. આટલામાં એ દેશની વિશેષતા ઠીક ઠીક ધ્યાનમાં આવી જાય છે. પણ તે દેશનું વાતાવરણ, એની ખરી સ્થિતિ અને લોકસ્વભાવ જોવાં હોય તો એના સામાન્ય ગામડામાં જ જવું જોઈએ અને તે પણ ધોરી રસ્તો છોડીને એક બાજુ પર હોય તો જ એ દેશનો આત્મા "પોતાની તનુનું વિવરણ" કરી શકે છે.

જૂન મહિનાને છેલ્લે દિવસે અમને આફ્રિકાનાં ત્રણ ગામડાં જોવાની તક મળી. કંપાલાથી સાડાનવે ઊપડી અમે આડે રસ્તે બાર માઈલનો પ્રવાસ કર્યો અને ગયાઝા પહોંચ્યાં. ત્યાં આપણા દેશથી જઈને વસેલા સાદા, મહેનતુ અને

ટેકીલા દુકાનદારો જોયા. અમારી આગતાસ્વાગતામાં બધાં જ કુટુંબીજનો ભેગાં થયાં હતાં. મસાલેદાર દૂધ, પેંડા વગેરે સ્વાગત માટે તૈયાર હતું. પણ અમને વિશેષ આનંદ એ થયો કે ત્યાંના હિંદી લોકોએ અમારો આગ્રહ પહેલેથી જ જાણી આસપાસના આફ્રિકનોને પણ ભેગા કર્યા હતા. ગામડામાં રહેનારા હિંદીઓ અને ગામડિયા આફ્રિકનો—બેનો સંયોગ પ્રમાણમાં ભળતા ગંગાયમુનાના પ્રવાહ જેવો લાગતો હતો. ધોળા કાળાના મિશ્રણને લીધે જ નહીં પણ અલગ અલગ રહેવાની નીતિ હોવા છતાં એ બન્ને કેમ ઓછાવત્તા ઓતપ્રોત થઈ જાય છે એ જોવાની તક મળી તેથી. બધા જ હિંદીઓ અહીંની ભાષા લુગાન્ડા છૂટથી બોલી શકતા હતા. અને આફ્રિકન લોકો જાણે હિંદુસ્તાનના જાતિભેદથી ટેવાયેલા હોય એવી રીતે અલગ રહેવામાં અને છતાં સાથે સહકાર કરવામાં કશી મુશ્કેલી અનુભવતા ન હતા. અહીં મેં એક ટૂંકું ભાષણ કર્યું.

મારા ભાષણની સ્થિતિ એવી હોય છે કે પહેલેથી હું તૈયારી કરતો નથી. છેલ્લી ઘડીએ શ્રોતાઓનો સમુદાય જોઈ, વાતાવરણને અનુકૂળ એવું, સૂઝે તેવું બોલું છું. કોક વખતે અમારી પાર્ટીમાં ભળીને સાથે આવેલા લોકોનો ખ્યાલ મનમાં રાખીને જ બોલું છું. અને કોક વખતે તે જ ક્ષણે અકલ્પિત રીતે કંઈક વિચાર મનમાં આવે કે પછી શ્રોતાઓનો કે પ્રસંગનો કશો વિચાર કર્યા વગર બોલી જ દઉં છું. અથવા એમ કહું તો ચાલે કે આવા કોઈ વિચારનો અવતાર થાય ત્યારે બીજું કશું બોલાતું જ નથી. ભલે ને બુદ્ધિ કહે કે આ વિચાર આ ઠેકાણે અસ્થાને છે પણ વિચાર પોતાનું ધાર્યું જ કરી લે છે.

ગયાઝામાં મેં પ્રારંભ કર્યો કે આ દેશમાં ત્રણ ખંડની સંસ્કૃતિ ભેગી થઈ છે. એશિયા ખંડ એટલે મહાન પેગમ્બરોની આધ્યાત્મિક પ્રવૃત્તિની પરંપરા. ચીનમાં કૉન્ફ્યૂશિયસ અને લાઓત્ઝેના ઉપદેશમાંથી એક આખી સંસ્કૃતિ ફૂલીફાલી. અરબસ્તાનમાં અબ્રાહમથી માંડીને મોહમ્મદ અને અલી સુધી અનેક પેગમ્બરો ત્યાંના લોકોને કેળવતા આવ્યા છે. અને પૅલેસ્ટાઈન એટલે અનેક નાનામોટા નબીઓનું જંગલ. ઈસા મસીહ એ એ જ ફાલનું એક પરિપક્વ ફળ. મધ્ય એશિયા અને ઈરાનમાં એવા જ અસંખ્ય નબીઓ થઈ ગયા પણ એમાં અનેરી ભાત પાડી અશો જરથુષ્ટ્રે. એની ગાથાઓમાં વૈદિક પરંપરાની એક ભિન્ન શાખા આપણને જોવાને મળે છે અને હિંદુસ્તાન તો માનવજાતિના ઇતિહાસથી માંડીને આજ સુધી અખંડ ચાલતી ઋષિમુનિઓની અને સંતમહાત્માઓની પરંપરાની ભૂમિ. આ બધા ધર્મપ્રવર્તકોએ માણસજાતને આધ્યાત્મિક સંસ્કૃતિ આપી અને એનો આત્મા કેળવ્યો. આ છે એશિયાની ખાસિયત.

યુરોપ ખંડે વિજ્ઞાન અને સંગઠનનું અદ્ભુત પરાક્રમ બતાવ્યું છે. એ પુરુષાર્થ હજી પૂરો નથી થયો પણ એ બન્ને શક્તિઓ હવે યુરોપની ખાસિયત નથી રહી. એનો ફેલાવો આખી દુનિયામાં થવા લાગ્યો છે. વિજ્ઞાનની સાધના આત્માની સાધના કરતાં વિશેષ ઊતરતી ન જ કહેવાય. આત્માની સાધના અંતરાત્મા અને

પરમાત્માનો સાક્ષાત્કાર કરાવે છે, જ્યારે વિજ્ઞાનની સાધના સૃષ્ટિના અણુ અને ભૂમા રૂપોનાં ઊંડાણ અને વિસ્તારનું દર્શન કરાવી સરજનહારની ઝાંખી કરાવે છે. આ વિજ્ઞાને આખી દુનિયા ઉપર પોતાની સારી માઠી અસર કરી છે.

હવે આફ્રિકામાં માનવજાતિની છેલ્લી સાધના શરૂ થવાની છે. એનો પ્રારંભ ગાંધીજીએ આ જ ભૂમિમાં કર્યો. કાળા ઝૂલુ લોકોનો શિકાર કરવા ઊપડેલા ગોરા-ઓને રોકી શકાય એમ હતું નહીં. પણ એ 'યુદ્ધ'(!)માં મદદગાર થઈને ઘાયલ ઝૂલુઓની સારવાર કરવા માટે ગાંધીજીએ હિંદીઓનું એક પથક તૈયાર કર્યું અને વિશ્વબંધુત્વનો પ્રારંભ કર્યો. સેવા અને સત્યાગ્રહ દ્વારા સજ્જન-દુર્જન બધાની એકસરખી સેવા કરવાનો અને માનવતાનો વિકાસ કરવાનો સર્વોદય પંથ ગાંધીજીએ આફ્રિકામાં શરૂ કર્યો. હવે અહીં યુરોપના ગોરાઓ, હિંદુસ્તાનના ઘઉંવર્ણા લોકો અને આફ્રિકાના કાળા લોકો, વર્ણભેદ ભૂલી જઈ, ઉચ્ચનીચ ભેદ કાઢી નાખી, વિશ્વકુટુંબ સ્થાપવા મથવાના છે. એ માનવતા સિદ્ધ કરવા માટે લોકોનો મલિન સ્વાર્થ દૂર થવો જોઈએ. જીવનશુદ્ધિ વગર હૃદયસમૃદ્ધિ અશક્ય છે. એ જીવન-શુદ્ધિનો પ્રારંભ કરવા માટે ગાંધીજીએ અમને ખાદીની દીક્ષા આપી છે. શોષણ-રહિત અહિંસક સમાજની સ્થાપના ગ્રામોદ્ધારથી જ થઈ શકે છે અને હિંદુસ્તાનમાં ગ્રામોદ્ધારનો આધાર ખાદી છે એમ ગાંધીજીએ કહ્યું છે.

યુગાન્ડામાં કુદરતની કૃપાથી, હિંદુસ્તાની લોકોની મદદથી અને આફ્રિકન લોકોની મહેનતથી સારામાં સારો કપાસ પેદા થાય છે. અહીંના લોકોને સતત ઉદ્યોગની જરૂર છે. ગોરા લોકોની કે હિંદી લોકોની મૂડી ઉપર આધાર રાખવાને બદલે ગામડાના લોકો જો ખાદીને અપનાવશે તો અહીં પણ કાળે કરીને વિશ્વ-બંધુત્વની સ્થાપના ઉત્તમ રીતે થઈ શકશે.

એ જ સભામાં કોઈ આફ્રિકન જમાતનો એક મુખી આવ્યો હતો. આ તરફ એવા મુખીઓને અંગ્રેજો ચીફ કહે છે. એણે અમારો આભાર માનવાનું કામ પોતાને માથે લીધું. હિંદુસ્તાન અને આફ્રિકા વચ્ચેના સ્નેહસંબંધ વિશે એમણે એટલો સુંદર ઉલ્લેખ કર્યો અને પોતાના હૃદયના બધા ભાવ વ્યક્ત કરતા છતાં રાજદ્વારી ઉલ્લેખ એણે એટલી ખૂબીથી ટાળ્યો કે મને લાગ્યું કે યોગ્ય તક મળે તો આ માણસ સારો સરખો રાજકારણી પુરુષ થશે.

અહીંથી અમારા મંડળના ઘણાખરા લોકો બૉમ્બો તરફ આગળ ગયા. અમે રસ્તામાં આવતી એક મિશન સ્કૂલની મુલાકાત લેવા ગયાં. એ નિશાળ ચલાવનાર બાઈ અહીં સેવા કરતાં કરતાં ઘરડાં થઈ ગયાં છે. આફ્રિકન લોકો વચ્ચે એકલવાયા રહીને આ લોકો શાળાની સ્થાપના કરે છે. જે જમીન મળે તેના ઉપર સખત મહેનત કરી એનું નંદનવન કરી મૂકે છે. અત્યંત સાદા ઝૂંપડામાં રહેતા છતાં એમાં પ્રયત્નપૂર્વક સુઘડતા અને સુંદરતા સ્થાપી દે છે. અને દરેક માણસ પાસેથી કહેવડાવે છે કે જ્યાં બુદ્ધિ, હૃદય, ખંત અને પરિશ્રમ છે ત્યાં લક્ષ્મી અને સરસ્વતી પ્રસન્નપણે સ્થાયી થાય છે.

આ નિશાળમાં પણ અમે સંગીત અને ચિત્રકળાની માગણી કરી. મેં પ્રથમથી જ કહ્યું કે અંગ્રેજી રાગ અને આફ્રિકન શબ્દ એવું સંગીત મારે નથી જોઈતું. અંગ્રેજ ચિત્રકળાની નકલો મારે નથી જોવી. ફરતાં ફરતાં મેં જોયું કે કાગળો પર જ નહીં પણ દીવાલ ઉપર પણ જીવનકથા ખ્રિસ્તની, પણ ચિત્રકળાનો આત્મા શુદ્ધ આફ્રિકન—એવો કીમિયો અહીં સધાયો છે. સંગીતમાં પણ એ લોકોએ આફ્રિકન રાગોમાંથી ખ્રિસ્તી ભાવ વ્યક્ત કરવા માટે જાતજાતનાં સંમિશ્રણો ઊભાં કર્યાં છે. સાદામાં સાદા રાગોમાંથી જટાપાઠ અને ઘનપાઠ વાપરી એવી તો ભાવોની સંતુષ્ટિ એ લોકોએ કરી હતી કે જેણે આ બધું કર્યું હતું તેને બોલાવી એનું અભિનંદન કર્યા વગર મારાથી રહેવાયું નહીં.

બૉમ્બોમાં એક ભાષણમાંથી પરવારી, દુગ્ધપ્રાશન કરી અમે વોબુલેન્ઝી ગયાં. ત્યાં અમારે જમવાનું હતું. આફ્રિકાના લગભગ મધ્ય પ્રદેશના એક સામાન્ય ગામડામાં ગુજરાતી ભાઈઓ વચ્ચે, સ્વદેશી ઢબે ભોજન કરતાં મને અસાધારણ આનંદ થયો. અહીંની સભામાં આસપાસના મિશનરીઓ જાગ્રત કુતૂહલ સાથે આવ્યા હતા.

સ્વાભાવિક રીતે મારા ભાષણનો અમુક ભાગ એ લોકોને ઉદ્દેશીને હતો. 'અમારો જ ધર્મ સાચો. જ્ઞાનસૂર્ય અમારી પાસે જ છે. બાકીની આખી દુનિયા અજ્ઞાનના અંધકારમાં ડૂબેલી છે, ભ્રમણામાં પડેલી છે,' એમ અમે લોકો નથી માનતા. અમે બધા ધર્મોનો સ્વીકાર કરીએ છીએ, બધા જ ધર્મો સાચા છે, સારા છે, અને તેથી અમારા છે, એ અમારી ભાવના છે, એ વાત સૌમ્ય શબ્દોમાં મેં મૂકી. આપણા લોકોએ સેવા દ્વારા જ સિદ્ધ કરવું જોઈએ કે, 'આપણી અહીંની હસ્તી આફ્રિકન લોકોને માટે ઉપકારક અને મંગલ સાધક છે' એ વસ્તુ અહીં પણ મેં ભારપૂર્વક કહી.

પાછા વળતાં શ્રી છોટાભાઈ સાથે ઘણી ઘણી વાતો કરી શક્યો. આર્યસમાજનું હિંદુસ્તાનમાં સ્થાન શું છે, અહીં એનું મિશન શું હોઈ શકે, હિંદુ-મુસ્લિમ સંબંધોમાં સુધારો કેમ થાય, હિંદીઓ અને અંગ્રેજો મળી આ દેશની સેવા કઈ રીતે કરી શકે છે...વગેરે સવાલો, ઘણી વિગતમાં ઊતરી અમે ચર્ચ્યા. બધી વાતચીત ખાનગી હોવાથી કશા સંકોચ વગર ગુણદોષની મીમાંસા સાથે અમે બધો ઊહાપોહ કરી શક્યા.

સાંજે ભાટિયા ચેમ્બર્સમાં ખાણું હતું. ત્યાં ભાષણ પછી સરસ પ્રશ્નોત્તરી થઈ. કૉન્ગ્રેસની હિલચાલ, આપણો રાષ્ટ્રીય વાવટો વગેરે અનેક સવાલોનો ઇતિહાસ અને તે વસ્તુનું રહસ્ય સ્પષ્ટ કરવાની આવી રીતે સુંદર તક મળી. ખાણા પહેલાં કંપાલાની કેટલીક બાળાઓ 'આકાશના તારાઓ અમને બતાવો' કહીને મળવા આવી હતી. વાદળાંઓએ અમને તે આનંદ મળવા ન દીધો, પણ છોકરીઓમાં તારાદર્શનનો એ ઉત્સાહ જોઈ મને આનંદ થયો.

# ૨૫. નીલોત્રી

આફ્રિકાની યાત્રા કરવામાં એક ઉદ્દેશ હતો ઉત્તર-પૂર્વ આફ્રિકાની માતા સમી ઉત્તરવાહિની નીલ નદીના ઊગમ-સ્થાન નીલોત્રીનાં દર્શનનો. ગંગોત્રી અને જમનોત્રીની યાત્રા કર્યા પછી નીલોત્રીની યાત્રા કરવી જ જોઈએ એવું હમણાં હમણાં લાગવા માંડયું હતું. એ દિવસ હવે નજીક આવ્યો. જુલાઈની પહેલી તારીખ ઊગી અને અમે કંપાલા છોડી જીંજા માટે પ્રસ્થાન કર્યું. પોતાના જરૂરી કામને કારણે શ્રી અપ્પાસાહેબ આજે પાછા નૈરોબી ગયા અને અમે મોટર લઈને અમારે રસ્તે ઊપડયાં.

કંપાલાથી જીંજાનો રસ્તો રળિયામણો છે. અનેક નાની નાની અને પહોળી ટેકરીઓ ચડતાંઊતરતાં અમારી મોટર અમારી અને નીલોત્રી વચ્ચેનું બાવન માઈલનું અંતર કાપતી ગઈ અને અમારી ઉત્કંઠા વધારતી ગઈ. કેવડું મોટું ભાગ્ય કે જીંજા સુધી પહોંચતાં પહેલાં જ અમારો સંકલ્પ બર આવ્યો અને અમને નીલોત્રીનાં દર્શન થયાં! જમણી બાજુ વિકટોરિયા અથવા અમરસરનું સરોવર દૂર સુધી ફેલાયું છે અને એમાંથી સહજલીલાથી ભૂસકો મારી નીલ નદી છતી થાય છે! અમે નદી પરના પુલ પર પહોંચી ગયાં. મોટરમાંથી નીચે ઊતર્યાં અને જમણી બાજુ વળી રિપન ફૉલ્સ નામે ઓળખાતા નાનકડા ધોધમાં નીલ નદીનાં દર્શન કર્યાં.

ધોધના તુષારથી પગ ઢંકાઈ ગયા છે. માથા પર મુગટ ચળકે છે, એની પાછળ એક લીલુંછમ ઝાડ મુગટને ઉઠાવદાર બનાવે છે. દેવીના બે હાથમાં મોલની પૂળીઓ છે અને મોઢા ઉપર પ્રસન્ન વાત્સલ્ય ખીલી રહ્યું છે—એવી મૂર્તિ કલ્પનાની નજરે પડી. મૂર્તિ નીલરંગની ન હતી, પણ શ્યામવર્ણ તરફ સહેજ ઢળતી ગોરી જ હતી. આખા શરીર પરથી પાણીના રેલા ચાલતા હતા અને તેથી દેવીના મોઢા પરનું હાસ્ય વધારે સુંદર લાગતું હતું.

ધરાઈને દર્શન કર્યા પછી અમે ડાબી બાજુએ જોયું. જમણી બાજુએ પાણી અમારી તરફ ધસી આવતાં હતાં, ડાબી બાજુનાં પાણી અમારાથી દૂર દૂર દોડી જતાં હતાં. બન્નેની અસર તદ્દન જુદી. અમે જાણતાં હતાં કે જેમ જમણી બાજુ રિપન ધોધ છે તેમ ડાબી બાજુ, સહેજ દૂર, ઓવેન ધોધ છે. આપણા દેશમાં આને કોઈ ધોધ કહે જ નહીં. પાણીની સપાટીમાં થોડાક ફૂટનું અંતર ઉત્પન્ન થયું એટલા પરથી ધોધ થતો હશે? ધોધ ત્યારે જ કહેવાય જ્યારે પાણી ધબધબ પડતું હોય. જેટલું પડે તેટલું જોરથી પાછું ઉપર ઊછળતું હોય અને ફીણ અને તુષારના ગોટેગોટા આસપાસ નાચતા હોય.

યાત્રાને અંતે તરત જઈને મંદિરોમાં દર્શન કરીએ છીએ ત્યારે એને, યાત્રીઓની પરિભાષામાં 'ધૂળભેટ' કહે છે. પગે યાત્રા કરી હોય, આખું શરીર ધૂળથી છવાયેલું હોય અને ઉત્કંઠાને કારણે એવા ને એવા જ રૂપમાં દોડી જઈ ઈષ્ટદેવના ચરણે ઢળી પડતા હોઈએ અથવા ભેટી પડતા હોઈએ ત્યારે એ ધૂળભેટ કહેવાય. અમે તો મોટર વેગે આવેલાં. સવારે થોડોક વરસાદ થયેલો હોવાથી રસ્તા પર પણ ધૂળ ન હતી. એટલે આ પ્રથમ દર્શનને ભીની ભેટ જ કહેવાય. એને ભાવભીની કહીએ તો જ તે વધારે યથાર્થ વર્ણન થાય. મૂર્તિ ભીની, જમીન ભીની, આંખો ભીની, અને અનેક મિશ્ર ભાવોથી તરબોળ એવું હૈયું પણ ભીનું. अद्य मे सफलं जन्म, अद्य मे सफलाः क्रियाः એ લીટી જેણે પ્રથમ ગાઈ તે મારા જેવા અસંખ્ય યાત્રીઓનો પ્રતિનિધિ હતો.

નીલ માતાનાં આ પ્રથમ દર્શન હૃદયમાં સંઘરી અમે જીંજામાં પ્રવેશ કર્યો. વિદ્યાપીઠના એક વખતના વિદ્યાર્થી ઍડ્વોકેટ શ્રી ચંદુભાઈ પટેલને ત્યાં જ અમારો ઉતારો હતો. જૂના વિદ્યાર્થીને ત્યાં મહેમાનગીરી અનુભવવી એ જેટલી આનંદદાયક હોય છે તેટલી જ આકરી કે અઘરી હોય છે. ઘરની સારામાં સારી સગવડો આપણને આપી પોતે અગવડ વેઠવામાં એ આનંદ માનતા હોય, પણ આપણને મૂંઝવણ થયા વગર કેમ રહે?

હવે અમે નીલોત્રીનાં વિધિસર દર્શને ઊપડ્યાં. જ્યાં અમરસરનાં જળ ખડકોની કિનારી પરથી નીચે ઊતરે છે અને નીલ નદીને જન્મ આપે છે ત્યાં અમે પહોંચ્યાં. ઉતાવળે પાણી સુધી પહોંચી પહેલાં પગ ઠંડા કર્યા. આચમન કરી હૈયું ઠાર્યું અને એક ક્ષણ માટે એ સ્થાનનું ધ્યાન ધર્યું. મારી ટેવ પ્રમાણે ઈશોપનિષદ, માંડૂક્ય ઉપનિષદ અથવા અઘમર્ષણ સૂત્ર મોઢામાંથી નીકળવું જોઈતું હતું. પણ એકાએક શ્લોક નીકળ્યો :—

ध्येयः सदा सवितृ-मण्डल-मध्यवर्ती
  नारायणः सरसिजासन-सन्निविष्टः ।
केयूरवान् मकरकुण्डलवान् किरीटी
  हारी हिरण्मय-वपुर् धृत-शंख-चक्रः ॥

નીલ નદીને કિનારે, જુદે જુદે વખતે, જુદે જુદે ઠેકાણે, ત્રણ વાર નીલામ્બાનું ધ્યાન ધર્યું અને દર વખતે મોઢામાંથી અચૂક આ જ શ્લોક નીકળ્યો. હવે મારે મિશ્ર દેશની સંસ્કૃતિનાં પુરાણોમાં શોધવાનું રહ્યું કે નીલ નદીનો ભગવાન સૂર્યનારાયણ સાથે કોઈ ખાસ સંબંધ છે ખરો?

હું જો સંસ્કૃત કવિ હોત તો આ નદીના પાણીમાં રહેતાં માછલાં, એ પાણી પર ઊડતાં બોલકણાં પક્ષીઓ અને એને કિનારે આળોટતા કિઓકા(હિપોપોટેમસ)-ની ધન્યતાનાં સ્તોત્રો ગાત. નીલને કિનારે જે વૉટર વર્ક્સ છે તેની સારવાર માટે નિમાયેલા એક ગુજરાતી બાઈની, એની જ ભાષામાં અદેખાઈ વ્યક્ત કરી હું

સંતોષ માન્યો, "તમે કેટલા ધન્ય છો કે નીલોત્રીનાં તમને અહોરાત્ર દ
થાય છે અને અહીંથી ન ખસવા માટે તમને પગાર આપવામાં અ
છે!" એ ભાઈને આવી ધન્યતા લાગતી હતી કે નહીં એ જોવા કે પૂછવા
ત્યાં ન થોભ્યો.

મારે મન નદીઓ બે પ્રકારની હોય છે: જે પહાડમાંથી નીકળે છે તે અ
જે સરોવરમાંથી નીકળે છે તે. પહેલીને હું શૈલજા કહું અથવા પાર્વતી; અને બીજ
સરોજા(દુનિયાભરનાં કમળો મને ક્ષમા કરશે એવી આશા રાખું છું). શૈલજા ન
ઓનો ઊગમ બહુ નાનો, પાતળો, લગભગ તુચ્છ જેવો હોય છે. એટલે એ
વિશે આદર ઉત્પન્ન કરવા માટે મોટાં મોટાં માહાત્મ્યો લખી કાઢવાં પડે છે. ગંગો
પાસે ગંગાનો પ્રવાહ કોક વાર એટલો નાનકડો હોય છે કે સામાન્ય માણસ પ
એક કાંઠે એક પગ અને બીજે કાંઠે બીજો પગ મૂકીને ઊભો રહી શકે
સરોજા નદીઓનું એવું નથી હોતું. વિશાળ અને સ્વચ્છ વારિરાશિમાંથી મન
આવે તેવડો જથ્થો ખેંચીને તેઓ છતી થાય છે. એથી એમના ચાલવા-બોલવા
ગર્ભશ્રીમંતાઈનું આત્મ-ભાન હોય છે. નીલોત્રીની યાત્રાએ આવવાનું બી
પણ એક અદમ્ય આકર્ષણ હતું. મહાત્મા ગાંધીના પાર્થિવ દેહને અગ્નિસ
કર્યા પછી એમનાં ફૂલ અને ચિતાભસ્મનું વિસર્જન હિંદુસ્તાનનાં અને જગત
અનેકાનેક પુણ્ય સ્થળે કરવામાં આવ્યું હતું. એમાંનું જ એક સ્થાન નીલોત્રી

અમે જીંજા નગરીના જાહેર મહેમાન હોવાથી અહીંના લોકોએ અમારી હાજર
નો 'લાભ લેવા'નું નક્કી કર્યું અને જે ઠેકાણે ચિતાભસ્મનું વિસર્જન કર્યું હ
એને પડખે એક કીર્તિસ્તંભ ઊભો કરવાનું નક્કી થયેલું હોવાથી, એનો પાયો મ
હાથે નંખાવવાનું ગોઠવ્યું.

સન ૧૯૫૦ની બીજી જુલાઈએ અધિક આષાઢ કૃષ્ણ તૃતીયાને દિવસે સવા
સેંકડો લોકોની હાજરીમાં એ વિધિ મેં પૂરો કર્યો. એ ઉત્સવ માટે ગાંધીજીનું એ
મોટું ચિત્ર સામે રાખ્યું હતું. એની નજર મારા પર પડતાં જ હું અસ્વસ્થ થયે
વૈદિક વિધિ પૂરો થયા પછી મેં ગાંધીજીના જીવન વિશે અને આફ્રિકા જ એમન
તપોભૂમિ હોવા વિશે થોડું પ્રવચન કર્યું. ફોટો વગેરે લેવાની આધુનિક વિધિમાંથ
મુક્ત થતાંવેંત કિનારાના એક પથરા ઉપર બેસી નીલમાતાના સુભગ જલપ્રવા
ઉપર મેં મીટ માંડી અને અંતર્મુખ થઈ ધ્યાન કર્યું. તે વખતે મનમાં વિચા
આવ્યો કે આ સ્થાને યુરોપ, આફ્રિકા અને એશિયા ત્રણે ખંડના, બલકે અમેરિક
નાં પણ — મહાન અને સામાન્ય આબાલવૃદ્ધ સ્ત્રીપુરુષ અહીં આવશે, સર્વોદયન
ઋષિ મહાત્મા ગાંધીના જીવન, જીવનકાર્ય અને અંતિમ બલિદાનનું અહીં ચિંતન
કરશે અને માનવ માનવ વચ્ચેનો ભેદભાવ ભૂલી જઈ વિશ્વકુટુંબની સ્થાપન
કરવાનું વ્રત લેશે. ભવિષ્યના એ તમામ આગામી પ્રવાસીઓને મેં ત્યાંથ
વંદન મોકલ્યાં.

નીલ નદીની બે શાખાઓ છે: શ્વેત અને નીલ. જીંજા પાસે જેનો ઊગમ છે તે શ્વેત શાખા છે. નીલશાખા પણ સરોજા જ છે. ઈથિયોપિયા જેને આપણા લોકો હબસાણ (ઍબિસીનિયા) કહેતા તે દેશમાં તાના કરીને એક સરોવર છે. એ સરોવરમાંથી નીલશાખાનો ઊગમ છે. આ શાખાઓ લાખો વરસથી વહેતી આવી છે અને એમને કાંઠે રહેનાર પશુપક્ષીઓને અને માણસોને જલદાન કરતી આવી છે. પણ યુરોપિયન લોકોને જેની ભાળ ન હોય એ વસ્તુ અજ્ઞાત જ કહેવાય! એક રીતે એમનું કહેવું સાચું પણ છે. બીજા લોકો નદીને કાંઠે રહેતા છતાં એ નદી મૂળે આવી કયાંથી અને આગળ કયાં સુધી જાય છે એની શોધ ન કરે તો આખી નદીનું જ્ઞાન એ લોકોને છે એમ ન કહેવાય. દાખલા તરીકે તિબ્બતના લોકો માનસસરોવરવાળી સાંનપો નદી જાણે. એ નદી પૂર્વ તરફ વહેતી વહેતી જંગલમાં અલોપ થાય છે, એટલું જ બહુ બહુ તો તેઓ જાણે. આપણા લોકો આ બાજુથી બ્રહ્મપુત્રનો ઊગમ શોધતા શોધતા એ જ જંગલોના આ બાજુના છેડા સુધી પહોંચ્યા. આગળનું તેઓ કશું જાણે નહીં. જ્યારે અનેક અંગ્રેજો, પ્રતિકૂળ પરિસ્થિતિ હોવા છતાં, એ જંગલોમાંથી પસાર થયા ત્યારે જ તેઓ સ્થાપિત કરી શકયા કે તિબ્બતની સાંનપો નદી જ આ બાજુ આવી છે, અને બીજી અનેક નાનીમોટી નદીઓનાં પાણી ઝીલીને બ્રહ્મપુત્ર થઈ છે.

નીલ નદીના ઊગમ શોધનારાઓમાં મિ. સ્પીક અંતે સફળ થયા અને એમણે સિદ્ધ કર્યું કે જીંજા પાસે સરોવરમાંથી જે નદી અવતરે છે તે જ ઇજિપ્ત-માતા નીલ છે.

જઈ ત્યાંના લોકોને પકડી લેતા અને પોતપોતાના દેશમાં લઈ જઈ ગુલામ તરીકે વેચતા. પકડેલા લોકોમાં સ્ત્રીઓ પણ હોય, બાળકો પણ હોય. પણ લૂંટારાઓ એમનો માણસ તરીકે શાનો વિચાર કરે?

કેટલાક મિશનરી લોકોને સૂઝ્યું કે આવા જંગલી લોકોના આત્માના ઉદ્ધાર અર્થે એમને ખ્રિસ્તી બનાવવા જોઈએ. લોભી વેપારીઓ પણ જે ગહન પ્રદેશમાં જવાની હિંમત કરતા નહીં ત્યાં આ ઉત્સાહી ધર્મપ્રચારકો પહોંચી જતા અને ત્યાંની ભાષા શીખીને ઈસા મસીહનું 'શુભ વર્તમાન' એમને સંભળાવતા.

આગળ જતાં યુરોપના રાજાઓએ આફ્રિકા ખંડ અંદર અંદર વહેંચી લીધો. એમાં નિયમ એવો કે જે દેશના મિશનરીઓએ જેટલો પ્રદેશ શોધી કાઢ્યો (!) તેટલો પ્રદેશ તે દેશના રાજાની માલિકીનો ગણાય. આમાં એક વખતે બન્યું એવું કે સ્ટૅન્લી કરીને એક મિશનરીએ ઈંગ્લંડના રાજા પાસે કૉંગો નદીના વિસ્તારનો પ્રદેશ 'શોધવા' માટે મદદ માગી. ઈંગ્લંડના રાજાએ એટલે કે પાર્લમેન્ટે એ મદદ ન આપી. એટલે એ ગયો બેલ્જિયમના રાજા પાસે. રાજા લિયોપોલ્ડ લોભી અને ઉત્સાહી હતો. એણે બધી મદદ આપી. પરિણામે જ્યારે આફ્રિકા ખંડની વહેંચણી થઈ ત્યારે કૉંગો નદીના વિસ્તારનો મુલક બેલ્જિયમને ભાગે ગયો! એ બેલ્જિયન કૉંગોનો પ્રદેશ લગભગ હિંદુસ્તાન જેટલો મોટો છે. ત્યાંથી રબર મેળવવા માટે ગોરાઓએ ત્યાંની પ્રજા ઉપર જે જુલમ ગુજાર્યો છે તેનાં વર્ણનો વાંચતાં રુવાંટાં ખડાં થાય છે એમ કહેવું અલ્પોક્તિ થાય. લાગણીવાળો માણસ એ વર્ણનો વાંચે તો એનું લોહી થીજી જાય. છતાં ગોરાઓએ અહીંની પ્રજાને ધીરે ધીરે 'સુધારી' ખરી. હવે એ લોકો કપડાં પહેરે છે. વાળમાં જાત જાતની સેંથીઓ પાડે છે અને શરાબ પણ પીએ છે. આમ ઘણાખરા ખ્રિસ્તી થઈ ગયા.

આપણા લોકોએ યુગાન્ડામાં જઈને કપાસની ખેતી વધારી, રાજ્યકર્તાની મદદથી ત્યાં મોટી એસ્ટેટો કરી અને કરોડો રૂપિયા કમાયા. આપણે પણ ત્યાંના લોકોને સુધાર્યા છે. દરજીકામ, સુથારકામ, કડિયાકામ, રસોઈકામ વગેરે ધંધાઓમાં એમની મદદ લીધી એટલે ધીમે ધીમે એ લોકો પાવરધા થયા. હિંદુસ્તાનનાં કપડાંની અને વિલાયતથી આવતી શરાબ આદિ જાતજાતની વસ્તુઓ વેચવાની દુકાનો ખોલી અને એ લોકોને જીવનનો આનંદ માણતા કર્યા!

ધોળા અને ઘઉંવર્ણા લોકોના આવા પુરુષાર્થની સાક્ષી એવી નીલ નદી અહીં ચુપચાપ વહેતી જાય છે અને પોતાનો પરોપકાર પોતાના બન્ને તટ તરફ દૂર સુધી ફેલાવતી જાય છે.

આપણા દેશમાં ગંગા નદીનું જે મહત્ત્વ છે તે જ મહત્ત્વ, વધારે ઉત્કટ રીતે ઉત્તર-પૂર્વ આફ્રિકામાં નીલ નદીનું છે. દુનિયાની સૌથી મહત્ત્વની સંસ્કૃતિઓમાં ઈજિપ્તની મિશ્ર અથવા મિસર સંસ્કૃતિને સ્થાન છે અને એની અસર યુરોપના ઈતિહાસ ઉપર જ નહીં પણ એના ધર્મ ઉપર પણ પડી છે. આપણે

ત્યાં જેવી ચાર વર્ણની સંસ્કૃતિ ખીલી તેવી જ સંસ્કૃતિ પ્રાચીન મિસર દેશમાં પણ દેખાઈ આવે છે અને એનો પડઘો ગ્રીક ફિલસૂફ પ્લેટોની સમાજરચનામાં સંભળાય છે. ચાર વર્ણની સંસ્કૃતિ એ જમાના માટે ગમે તેટલી અનુકૂળ હોય અને ભવ્ય ગણાતી હોય પણ તોફાની યુરોપ એ જીરવી ન શક્યું. યુરોપમાં જે ખ્રિસ્તી ધર્મ ફેલાયો છે એનું પાલનપોષણ ઈજિપ્તમાં ઓછું નથી થયું. પણ ત્યાં કેળવેલું વૈરાગ્ય અને તપસ્યા અને દેહદંડન ઘણું અજમાવ્યા પછી યુરોપે છોડી દીધું. આમ હોવા છતાં યુરોપની સંસ્કૃતિનાં મૂળિયાં શોધવા જતાં ઈજિપ્તના ઈતિહાસમાં જવું પડે છે. અને એ ઈતિહાસનું ઘડતર અમુક અંશે નીલ નદીને આભારી છે.

જેમ નદીનાં પાણી આગળ વહે છે, પાછળ જઈ શકતાં નથી, તેમ ઈજિપ્તની સંસ્કૃતિ નીલ નદીના ઊગમ તરફ, યુગાન્ડા પ્રદેશમાં પહોંચી ન શકી એ વસ્તુ પણ આપણું ધ્યાન ખેંચ્યા વગર રહેતી નથી. જો ઈજિપ્તના લોકો અમરસરની આસપાસ આવીને વસ્યા હોત તો આફ્રિકાનો જ નહીં પણ દુનિયાનો ઈતિહાસ જુદી રીતે લખાત.

આપણે ત્યાં જેટલી નદીના ઊગમ આપણે જોઈએ છીએ તે બધા જંગલમાં, દુર્ગમ પ્રદેશમાં હોય છે. અને એ ઊગમ નાના પણ હોય છે. નીલ નદીનો ઊગમ પહોળો છે એનું કાંઈ નહીં; પણ ત્યાં એક શહેર વસ્યું છે એ જ એ ઊગમના કાવ્યમાં ઊણપ આણનારી વસ્તુ છે. આપણે ત્યાં કૃષ્ણા અને એની બીજી ચાર બહેનપણીઓ સહ્યાદ્રિના જે પ્રદેશમાંથી નીકળે છે તે પ્રદેશ દુર્ગમ અને પવિત્ર હતો. સંતોએ ત્યાં શિવજી મહાબલેશ્વરની સ્થાપના કરી. પણ અંગ્રેજોએ એને પોતાનું ગ્રીષ્મનગર બનાવી એ તપોભૂમિને વિહારભૂમિ કે વિલાસભૂમિ બનાવી દીધી, એનું સ્મરણ જીંજામાં થયા વગર રહ્યું નહીં.

અને હવે તો ત્યાં ઓવેન ફૉલ્સ આગળ એક મોટો બંધ બાંધીને વીજળી પેદા કરવાના છે. દુનિયાનો એ એક અદ્ભુત બંધ થશે. એની શક્તિ યુગાન્ડાને જ નહીં પણ સુદાન અને ઈજિપ્ત સુધી પહોંચવાની છે. એમાંથી ખોરાક વધશે, દુકાળ દૂર થશે, અસંખ્ય અશ્વત્થામા ('હૉર્સપાવર') જેટલી શક્તિ માણસની સેવામાં મળશે. એટલે એવી પ્રવૃત્તિને આશીર્વાદ તો આપ્યે જ છૂટકો. છતાં હૃદય કહે છે કે માણસજાત એ વાટે કાંઈક એવું ખોવાની છે કે જેનું વળતર મોટામાં મોટી જાહોજલાલીથી પણ ન થઈ શકે. નીલ નદી માતા હતી, દેવી હતી. હવે એ લોકમાત્રી દાઈ થવાની છે!

# ૨૬. નીલ મૈયાની છાયામાં

આપણા લોકોએ તેમ જ ગોરા લોકોએ ઉત્સાહપૂર્વક ખીલવેલાં શહેરોમાં જીંજાની ગણના થઈ શકે. આવડા મોટા સરોવરને કાંઠે હોવાથી એનો વેપાર જહાજ મારફતે કિસુમુ, મ્વાંઝા વગેરે સ્થાનો સાથે છે જ. એ ઉપરાંત ત્યાંની અનેકાનેક સંસ્થાઓને કારણે પણ જીંજાનું મહત્ત્વ વધ્યું છે. અહીં વીજળી થશે એટલે જીંજા આફ્રિકાનાં ઔદ્યોગિક શહેરોમાં અગ્રસ્થાન ભોગવે તો નવાઈ નહીં.

મને તો જીંજાની મહિલાઓએ ચલાવેલી સંસ્થા ખાસ જીવતી લાગી. બહેનો માટે જાતજાતના વર્ગો ત્યાં ચાલે છે પણ બીજી સંસ્થાઓમાં જેમ ઘણી બહેનો માત્ર પોતાનું નામ આપીને સંતોષ માને છે અને બેત્રણ બહેનો જ કામ કરતી હોય છે એવું અહીં નથી. અહીંની શાળાઓના આચાર્યો પણ પોતાનાં કામો માટે ખાસ ઉત્સાહ ધરાવતા દેખાયા.

એક દિવસે અમે પાસેની એક ટેકરી ઉપર મિશનરીઓ તરફથી આફ્રિકનો માટે ચાલતી એક સંસ્થા જોવા ગયાં. રવિવાર હોવાથી ગોરા શિક્ષકો બધા ગેરહાજર હતા. આફ્રિકન વિદ્યાર્થીઓએ અમને બધાં મકાનો અને વિદ્યાર્થીઓ માટે રહેવાની સગવડો વગેરે બધું બતાવ્યું. મિશનરી સંસ્થાઓમાં બીજે હોય છે તેમ અહીં પણ વર્ગનાં મકાનોની ટાપટીપ સારી હતી, પણ મને લાગ્યું કે ખાવાપીવાની બાબતમાં ઠીક ઠીક કંજૂસાઈ ચાલે છે.

એ જ દિવસે અમે શ્રી મૂળજીભાઈ સાથે એમની કકીરા ઍસ્ટેટ અને ખાંડનું કારખાનું જોવા ગયાં. મધ્યયુગમાં જેમ કોઈ સરદારના ગઢની આસપાસ એના ગઢવીઓ અને જાતજાતના કારીગર આશ્રિતો રહેતા તેવા જ વાતાવરણવાળા આજકાલના કારખાનદારોનાં આ સ્થાન જોઈ મને એક રીતે ગમ્યું. એક નાનકડી ટેકરી ઉપર બાદશાહી બંગલામાં મૂળજીભાઈ પોતાનાં કુટુંબીઓ સાથે રહે છે. અને એ ટેકરીની દેખરેખ તળે એમનાં કારખાનાંઓ અને શેરડી, કૉફી, ચા વગેરેનાં ખેતરો દૂર દૂર સુધી પથરાયેલાં છે. ઠેકાણે ઠેકાણે મજૂરો માટે આફ્રિકન ઢબનાં ઝૂંપડાંઓ બાંધેલાં હોય અને ટેકરીની તળેટીમાં કારખાનાના અમલદારોના નાનામોટા બંગલાઓ—આવા આખા દૃશ્યમાં માણસ માણસનો સંબંધ તૂટી ગયેલો નથી લાગતો.

અને છતાં મારે અહીં નોંધવું જોઈએ કે એક ભાન વગરના આફ્રિકન મજૂરે મૂળજીભાઈ પર જીવલેણ હુમલો કર્યો હતો. મહામુસીબતે તેઓ બચી શક્યા. તપાસ કરતાં જણાયું કે એ કાંઈ માલિક મજૂર વચ્ચેનો ઝઘડો ન હતો. પણ શરાબ પીને છકેલ માણસનો આંધળો હુમલો હતો. જ્યાં જીવન છે અને માણસનો સમાજ છે ત્યાં આવા અકસ્માતો હોવાના જ.

ત્યાં જેવી ચાર વર્ણની સંસ્કૃતિ ખીલી તેવી જ સંસ્કૃતિ પ્રાચીન મિસર દેશમાં પણ દેખાઈ આવે છે અને એનો પડઘો ગ્રીક ફિલસૂફ પ્લેટોની સમાજરચનામાં સંભળાય છે. ચાર વર્ણની સંસ્કૃતિ એ જમાના માટે ગમે તેટલી અનુકૂળ હોય અને ભવ્ય ગણાતી હોય પણ તોફાની યુરોપ એ જીરવી ન શક્યું. યુરોપમાં જે ખ્રિસ્તી ધર્મ ફેલાયો છે એનું પાલનપોષણ ઈજિપ્તમાં ઓછું નથી થયું. પણ ત્યાં કેળવેલું વૈરાગ્ય અને તપસ્યા અને દેહદંડન ઘણું અજમાવ્યા પછી યુરોપે છોડી દીધું. આમ હોવા છતાં યુરોપની સંસ્કૃતિનાં મૂળિયાં શોધવા જતાં ઈજિપ્તના ઈતિહાસમાં જવું પડે છે. અને એ ઈતિહાસનું ઘડતર અમુક અંશે નીલ નદીને આભારી છે.

જેમ નદીનાં પાણી આગળ વહે છે, પાછળ જઈ શકતાં નથી, તેમ ઈજિપ્તની સંસ્કૃતિ નીલ નદીના ઊગમ તરફ, યુગાન્ડા પ્રદેશમાં પહોંચી ન શકી એ વસ્તુ પણ આપણું ધ્યાન ખેંચ્યા વગર રહેતી નથી. જો ઈજિપ્તના લોકો અમરસરની આસપાસ આવીને વસ્યા હોત તો આફ્રિકાનો જ નહીં પણ દુનિયાનો ઈતિહાસ જુદી રીતે લખાત.

આપણે ત્યાં જેટલી નદીના ઊગમ આપણે જોઈએ છીએ તે બધા જંગલમાં, દુર્ગમ પ્રદેશમાં હોય છે. અને એ ઊગમ નાના પણ હોય છે. નીલ નદીનો ઊગમ પહોળો છે એનું કાંઈ નહીં; પણ ત્યાં એક શહેર વસ્યું છે એ જ એ ઊગમના કાવ્યમાં ઊણપ આણનારી વસ્તુ છે. આપણે ત્યાં કૃષ્ણા અને એની બીજી ચાર બહેનપણીઓ સહ્યાદ્રિના જે પ્રદેશમાંથી નીકળે છે તે પ્રદેશ દુર્ગમ અને પવિત્ર હતો. સંતોએ ત્યાં શિવજી મહાબલેશ્વરની સ્થાપના કરી. પણ અંગ્રેજોએ એને પોતાનું ગ્રીષ્મનગર બનાવી એ તપોભૂમિને વિહારભૂમિ કે વિલાસભૂમિ બનાવી દીધી, એનું સ્મરણ જીંજામાં થયા વગર રહ્યું નહીં.

અને હવે તો ત્યાં ઓવેન ફૉલ્સ આગળ એક મોટો બંધ બાંધીને વીજળી પેદા કરવાના છે. દુનિયાનો એ એક અદ્ભુત બંધ થશે. એની શક્તિ યુગાન્ડાને જ નહીં પણ સુદાન અને ઈજિપ્ત સુધી પહોંચવાની છે. એમાંથી ખોરાક વધશે, દુકાળ દૂર થશે, અસંખ્ય અશ્વત્થામા ('હૉર્સપાવર') જેટલી શક્તિ માણસની સેવામાં મળશે. એટલે એવી પ્રવૃત્તિને આશીર્વાદ તો આપ્યે જ છૂટકો. છતાં હૃદય કહે છે કે માણસજાત એ વાટે કાંઈક એવું ખોવાની છે કે જેનું વળતર મોટામાં મોટી જાહોજલાલીથી પણ ન થઈ શકે. નીલ નદી માતા હતી, દેવી હતી. હવે એ લોકમાતા દાઈ થવાની છે!

# ૨૬. નીલ મૈયાની છાયામાં

આપણા લોકોએ તેમ જ ગોરા લોકોએ ઉત્સાહપૂર્વક ખીલવેલાં શહેરોમાં જીંજાની ગણના થઈ શકે. આવડા મોટા સરોવરને કાંઠે હોવાથી એનો વેપાર જહાજ મારફતે કિસુમુ, મ્વાંઝા વગેરે સ્થાનો સાથે છે જ. એ ઉપરાંત ત્યાંની અનેકાનેક સંસ્થાઓને કારણે પણ જીંજાનું મહત્ત્વ વધ્યું છે. અહીં વીજળી થશે એટલે જીંજા આફ્રિકાનાં ઔદ્યોગિક શહેરોમાં અગ્રસ્થાન ભોગવે તો નવાઈ નહીં.

મને તો જીંજાની મહિલાઓએ ચલાવેલી સંસ્થા ખાસ જીવતી લાગી. બહેનો માટે જાતજાતના વર્ગો ત્યાં ચાલે છે પણ બીજી સંસ્થાઓમાં જેમ ઘણી બહેનો માત્ર પોતાનું નામ આપીને સંતોષ માને છે અને બેત્રણ બહેનો જ કામ કરતી હોય છે એવું અહીં નથી. અહીંની શાળાઓના આચાર્યો પણ પોતાનાં કામો માટે ખાસ ઉત્સાહ ધરાવતા દેખાયા.

એક દિવસે અમે પાસેની એક ટેકરી ઉપર મિશનરીઓ તરફથી આફ્રિકનો માટે ચાલતી એક સંસ્થા જોવા ગયાં. રવિવાર હોવાથી ગોરા શિક્ષકો બધા ગેરહાજર હતા. આફ્રિકન વિદ્યાર્થીઓએ અમને બધાં મકાનો અને વિદ્યાર્થીઓ માટે રહેવાની સગવડો વગેરે બધું બતાવ્યું. મિશનરી સંસ્થાઓમાં બીજે હોય છે તેમ અહીં પણ વર્ગનાં મકાનોની ટાપટીપ સારી હતી, પણ મને લાગ્યું કે ખાવાપીવાની બાબતમાં ઠીક ઠીક કંજૂસાઈ ચાલે છે.

એ જ દિવસે અમે શ્રી મૂળજીભાઈ સાથે એમની કકીરા ઍસ્ટેટ અને ખાંડનું કારખાનું જોવા ગયાં. મધ્યયુગમાં જેમ કોઈ સરદારના ગઢની આસપાસ એના ગઢવીઓ અને જાતજાતના કારીગર આશ્રિતો રહેતા તેવા જ વાતાવરણવાળા આજકાલના કારખાનદારોનાં આ સ્થાન જોઈ મને એક રીતે ગમ્યું. એક નાનકડી ટેકરી ઉપર બાદશાહી બંગલામાં મૂળજીભાઈ પોતાનાં કુટુંબીઓ સાથે રહે છે. અને એ ટેકરીની દેખરેખ તળે એમનાં કારખાનાંઓ અને શેરડી, કૉફી, ચા વગેરેનાં ખેતરો દૂર દૂર સુધી પથરાયેલાં છે. ઠેકાણે ઠેકાણે મજૂરો માટે આફ્રિકન ઢબનાં ઝૂંપડાંઓ બાંધેલાં હોય અને ટેકરીની તળેટીમાં કારખાનાના અમલદારોના નાનામોટા બંગલાઓ — આવા આખા દૃશ્યમાં માણસ માણસનો સંબંધ તૂટી ગયેલો નથી લાગતો.

અને છતાં મારે અહીં નોંધવું જોઈએ કે એક ભાન વગરના આફ્રિકન મજૂરે મૂળજીભાઈ પર જીવલેણ હુમલો કર્યો હતો. મહામુસીબતે તેઓ બચી શક્યા. તપાસ કરતાં જણાયું કે એ કાંઈ માલિક મજૂર વચ્ચેનો ઝઘડો ન હતો. પણ શરાબ પીને છકેલ માણસનો આંધળો હુમલો હતો. જ્યાં જીવન છે અને માણસનો સમાજ છે ત્યાં આવા અકસ્માતો હોવાનાં જ.

મૂળજીભાઈએ મોટી રકમ ખરચીને આફ્રિકન લોકો માટે એક ખાસ કૉમર્સ કૉલેજ ખોલી છે. કંપાલાથી આવતાં રસ્તામાં એ કૉલેજનાં મકાનો બંધાતાં અમે જોયાં હતાં.

જીંજાથી ઠીક ઠીક દૂર ઈગાંગા કરીને એક ગામડું છે. ત્યાં આપણા લોકોની સારી સરખી વસ્તી છે. એ લોકોએ રાત્રે અમને ખાણું આપ્યું હતું. મોટર દ્વારા જંગલી પ્રદેશ વટાવી અમે નવેક વાગ્યે ઈગાંગા પહોંચ્યાં હઈશું. લોકોનો ઉત્સાહ ખૂબ હતો. ભોજન શુદ્ધ ગુજરાતી ઢબનું હતું, જોકે ખાવાનું ટેબલ ઉપર પીરસેલું હતું. આટલો સુધારો આપણે ત્યાં બધે જ થવો જોઈએ. જમતા પહેલાં મેં તપાસ કરી કે આમંત્રિત સજ્જનોમાં કોઈ આફ્રિકનો છે કે નહીં. કોઈને એ વસ્તુ સૂઝી ન હતી; જોકે ઘણે ઠેકાણે મારો એ આગ્રહ લોકોને કાને પહોંચ્યો હતો. આપણા લોકોએ કહ્યું કે કોઈ આફ્રિકન અમારી જોડે પંક્તિમાં બેસીને જમે એમાં અમને વાંધો નથી. પણ આટલી રાત્રે કોઈ આફ્રિકનને ક્યાંથી બોલાવીએ?

મેં એટલું જ કહ્યું કે, "ત્યારે તો આપણે લાચાર છીએ. એટલે દરજ્જે આપણો મેળાપ વિરસ થયો."

ખાણું શરૂ થાય તેટલામાં તેઓ કોઈ આફ્રિકન શિક્ષકને તેડી લઈ આવ્યા અને એને સાથે જમવા બેસાડયો. જમણ પછી હું ગુજરાતીમાં બોલ્યો પણ અંતે બેત્રણ આફ્રિકનો સમજી શકે એટલા માટે અંગ્રેજીમાં પણ બોલ્યો. ભાષણને અંતે પેલા આફ્રિકન શિક્ષકે કહ્યું કે, "મને કેળવણી આપનાર અંગ્રેજો હતા. મારા પર એમના ઘણા ઉપકાર છે. પણ તેઓ અમને પોતાની સાથે કોઈ કાળે જમવા બેસાડતા નહીં. અમને એ ઘણું સાલે છે. તમારા લોકો સાથે પણ અમે બહુ ભળી શકતા નથી. આજે આ પહેલો જ પ્રસંગ છે જ્યારે હું આમ સમાનભાવે જમવા બેઠો છું."

સમાનભાવે સાથે બેસી શકવાને કારણે એના મન પર જે અસર થઈ તેની મારા મન પર ઊંડી અસર થઈ. મને થયું કે આપણા લોકો ખોટી ધાર્મિક માન્યતાને વશ થઈને અતડાઈ કેળવે છે અને માણસાઈ ખોઈ બેસે છે. અને તેથી જ એમને આ દેશમાં અહીંના લોકો વચ્ચે પરદેશીની પેઠે રહેવું પડે છે. અંગ્રેજો રાજકર્તા છે. ચામડીનું અભિમાન રાખે છે. પોતાની સભ્યતા શ્રેષ્ઠ છે એવું ગુમાન રાખે છે. એમનું અતડાપણું જુદી જાતનું છે. આપણું સામાજિક અતડાપણું જુદું છે. એની પાછળ 'ધાર્મિક' લાગણી છે. અજાણ્યા લોકો પ્રત્યે દૂરભાવ છે અને ઉચ્ચનીચ ભાવ તો છે જ. એ દોષ જ્યાં સુધી આપણે દૂર કર્યો નથી ત્યાં સુધી પરદેશમાં આપણને કાયમનું સ્થાન નથી, અને સ્વદેશમાં પણ આપણે હવે પછી સુરક્ષિત નથી! માંસાહાર અને અન્નાહારના મોટા ફરકને કારણે ભોજનવ્યવહારમાં અમુક મુશ્કેલીઓ રહેવાની. પણ તે વટાવવાની શક્તિ આપણામાં હોવી જ જોઈએ. પણ તેવી વૃત્તિ જ આપણે કેળવતા નથી.

અંગ્રેજ લોકો આફ્રિકન લોકોના હાથનું ખાય છે પણ એમને સાથે બેસવા નથી દેતા. આપણે અત્યાર સુધી આફ્રિકનોના હાથનું ખાતા પણ નહીં. હવે એ

સૂગ ઘણે ભાગે નીકળી ગઈ છે અને હિંદીઓનાં ઘણાં ઘરોમાં રસોઈ આફ્રિકનોના હાથે જ થાય છે. આખા પૂર્વ આફ્રિકામાં અનેક ઠેકાણે ખાધા પછી હું કહી શકું કે આફ્રિકન રસોઈયાઓ આપણે જેવી માગીએ તેવી રસોઈ તૈયાર કરી આપે છે. ગુજરાતની, મહારાષ્ટ્રની, તેમ જ કોંકણની પણ, જાતજાતની વાનીઓ તેઓ આપણા લોકો જેવી જ સરસ બનાવતાં શીખી ગયા છે.

આપણાં બાળકોને પણ આફ્રિકન નોકરો ખંતથી સાચવે છે. જ્યાં આપણા વેપારીઓએ એમના ઉપર વિશ્વાસ રાખ્યો છે ત્યાં તેઓએ દુકાન ચલાવવામાં પણ પોતાની યોગ્યતા સિદ્ધ કરી છે અને આપણાં લોકોએ કોક કોક ઠેકાણે પગાર ઉપરાંત નફાના અમુક ટકા આપવાની શરતે પોતાની દુકાનની શાખાઓ અનુભવી આફ્રિકનોને સોંપી છે. આફ્રિકનોને સમાનભાવે આપણા કામમાં અને આપણા ઘરમાં રાખીએ તો તેમાં આપણને લાભ તો છે જ પણ મુખ્ય વસ્તુ એ છે કે તેમાં આપણો નૈતિક ઉદ્ધાર છે.

ઈગાંગાથી પાછા ફરતાં ઘણું મોડું થયું હતું. પણ ત્રણ ખંડના સમન્વયનાં સુંદર સ્વપ્નાં મનમાં ઘોળાવા લાગ્યાં. ચાંદરણું પોતાનો કીમિયો ફેલાવતું હતું. એમાં જ અમે અમારી પ્રાર્થના વહેવડાવી દીધી અને રાત્રે બાર વાગ્યે આવીને સૂતાં. આફ્રિકાની કેટલીક સવારની અને સાંજની અમારી પ્રાર્થનાઓ એટલી તો ઊંડી અને ખુશબૂદાર થઈ છે કે આજે પણ તે યાદ આવે છે.

## ૨૭. ઇતિ અને અથ

શરૂઆતમાં ધારેલી પૂર્વ આફ્રિકાની મુસાફરી હવે પૂરી થવા આવી. જેમના આગ્રહથી હું પૂર્વ આફ્રિકાની યાત્રા કરી શક્યો તે શ્રી નાનજીભાઈ કાલિદાસનો ગઢ લુગાજી જોઈને, અને પાછા કંપાલામાં એમના જ સ્થાનની છેલ્લી મહેમાનગીરી ચાખીને આ યાત્રા પૂરી કરવી હતી. પણ સંકલ્પોનો સ્વભાવ જ સહેજ લંબાવાનો હોય છે. આપણે બજારમાં કોઈ ચીજ ખરીદીએ તો દુકાનદાર આપણને પૂરું તોલ આપ્યા પછી સહેજ વધારે આપવાનો જ. એમાં બન્નેને સંતોષ હોય છે. ત્રાજવા-પરાયણ અંગ્રેજોએ પણ પાંઉરોટી માટે બારને ઠેકાણે તેર રોટીનું ડઝન કલ્પ્યું છે.

આફ્રિકાના અમારા બધા જ મેજબાનો કહેવા લાગ્યા કે, 'આટલે સુધી આવ્યા છો તો પૂર્વ આફ્રિકાનો પશ્ચિમ છેડો પૂરો કરી બેલ્જિયન કોંગોમાં ગણાતો રુઆન્ડા-ઉરુન્ડીનો રળિયામણો પ્રદેશ કેમ ન જોતા જાઓ?' એ પ્રદેશના નકશાઓ મેં જોયા જ હતા. બુન્યોની, કીવૂ જેવાં સરોવરો જોવાને મળશે. મરચાના આકારના સાંકડા અને લાંબા ટાંગાનિકા સરોવરના ઉત્તર છેડા સુધી જવાશે. સૂતેલા કે હોલવાઈ ગયેલા જ્વાળામુખીઓ દેખાશે. ગહન અરણ્યોમાં જોખમથી ભરેલી મુસાફરીઓ કરાશે, એની ઉત્સુકતા મનમાં હતી જ. માણસ કરતાં વધારે પ્રામાણિક એવાં જંગલી

જાનવરોનાં દર્શન કરવા માટે લોકોએ અમને લલચાવ્યાં હતાં. એટલે અમે અમારી પાસે વખતનું કેટલું બજેટ છે એનો હિસાબ કર્યો અને મિત્રોની સૂચનાનો સ્વીકાર કર્યો. પણ તેમ કરતાં અમારા મંડળનાં સભ્યોમાં ફેરફાર થયો. શ્રી અપ્પાસાહેબ પંત જીંજા પહેલાં જ પાછા નૈરોબી ગયા હતા. હવે તાત્યા ઈનામદારે પાછા જવાનું નક્કી કર્યું. એમને ઠેકાણે સર્વન્ટ્સ ઑફ ઈન્ડિયા સોસાયટીવાળા મોહનરાવ શહાણે અને એમનાં પત્ની યમૂતાઈ અમારી પાર્ટીમાં ભળ્યાં. શ્રી કમલનયન બજાજે પણ પોતાની પત્ની સાવિત્રીને અને બાળકોને નૈરોબી થઈને વિમાન માર્ગે હિંદુસ્તાન જવા દીધાં. નાનજીભાઈના દીકરા ધીરુભાઈ પણ અમારી રજા લઈ યુરોપ જવાના હતા. એટલે ૩ અને ૪ જુલાઈ આ બે દિવસો અમારે માટે મિશ્ર ભાવનાના અને ઉત્કટ નીવડયા.

જીંજાની વિદાય લેવા માટે અમે ખાસ ઓવન ફૉલ્સ સુધી ગયાં. શ્રી રામજીભાઈ લદ્ધા વગેરે મિત્રોએ ત્યાં અનેક ફોટાઓ લીધા. આપણા લોકોની કેળવણી વિશે અને આપણી સંસ્થાઓમાં આફ્રિકન બાળકોને હળવા અને ભણવા દેવા વિશે ઘણી વાતો કરી અને અમે લુગાજી પહોંચ્યાં.

શ્રી ધીરુભાઈ અને આનંદજીભાઈએ બધી એસ્ટેટ અમને બતાવી. કકીરા અને લુગાજી વચ્ચે ઘણું સામ્ય છે. અહીં એક ઊંચી ટેકરી પર જૂનું અને નવું એવાં બે રાજમહેલ જેવાં મકાનો છે. એ ટેકરીની તળેટીમાં એસ્ટેટના બાહોશ અમલદારો રહે છે. દૂર દૂર સુધી ખેતરો પથરાયેલાં છે. એ ખેતરોને છેડે આફ્રિકન મજૂરો રહે છે. અહીંનાં બાળકોના ભણતર માટે સારી વ્યવસ્થા છે. મજૂરો માટે હવાપાણીની વ્યવસ્થા પણ સંતોષકારી હતી. મજૂરોને ખાસ કયા કયા રોગો માટે દવા આપવી પડે છે ઇત્યાદિ કેટલાક મહત્ત્વના સવાલો અહીંના ડૉક્ટરોને મેં પૂછ્યા. એસ્ટેટની વ્યવસ્થામાં ફક્ત ગુજરાતીઓ જ છે એમ નથી. અહીં થોડા પંજાબીઓ છે, મહારાષ્ટ્રીઓ છે, બંગાળીઓ અને મદ્રાસીઓ છે, અને અંગ્રેજો પણ છે.

દુ:ખની વાત એટલી જ છે કે આ ખેતરોમાંથી જેટલી ઊપજ પેદા કરી શકાય તેટલી કરવાની સગવડો અહીં નથી. અહીંની સરકાર બહારથી મજૂરોને આવવા દે નહીં, અને આફ્રિકન મજૂરો પૂરતી સંખ્યામાં મળે નહીં. નાનજીભાઈને આજે અહીં સાત હજાર મજૂરો જોઈએ છે. એને ઠેકાણે સરકાર એમને ચાર હજાર જ આપે છે. પરિણામે જેટલી શેરડી વવાય છે તેટલી પિલાતી પણ નથી. કેટલીક તો ખેતરોમાં જ સુકાઈ જાય છે!

# ૨૮. ભૂમધ્યરેખા ઓળંગી

અમારી નવી અથવા વધારાની મુસાફરીનો પ્રારંભ કંપાલાથી થયો. અહીંના એક ગુજરાતી સાક્ષર વેપારીએ, બેલ્જિયન કોંગોનું જેમાં વર્ણન છે, એવી પોતે લખેલી એક નવલકથા મને વાંચવા આપી. અને એની સાથે એક કીમતી કૅમેરા પણ ભેટ આપ્યો. પોતે તે જ દિવસે જાપાન જવાના હતા. ડૉ. મૂળજીભાઈના બે મિત્રો શ્રી ખીમજીભાઈ અને વ્રજલાલભાઈ શાહ અમારી સાથે આવવા તૈયાર થયા. આ બે ભાઈઓ વગર અમારી મુસાફરી સારી રીતે પૂરી ન જ થાત. એમની બાહોશી અને એમની નમ્રતા વચ્ચે જાણે હરીફાઈ ચાલતી હતી. પોતાની એક નવી સુંદર કાર લઈને તેઓ આવ્યા. અમારે હાથે એનું મુહૂર્ત કરતાં એમને આનંદ થતો હતો. મારે કહેવું જોઈએ કે એમની એ કારનો અમે પૂરેપૂરો ઉપયોગ કર્યો. શ્રી કમલનયને એ કાર એટલી બાહોશીથી ચલાવી કે હિંમત અને સાવચેતી બેનું યોગ્ય પ્રમાણ એના હાથમાં પૂરેપૂરું આવેલું જણાતું હતું.

અમારી મુસાફરી શરૂ થઈ એટલે હું ડાબી બાજુએ વિક્ટોરિયા સરોવરની અપેક્ષા રાખવા લાગ્યો. જરા જરા એ દેખાય, પોતાની પેઠે અમને પણ પ્રસન્ન કરે અને ફરી સંતાઈ જાય. પણ મેં ધાર્યું હતું તેટલું નજીક એ ન આવ્યું.

પહેલે જ દિવસે અમે એક એવે ઠેકાણે પહોંચ્યાં કે જેનું મહત્ત્વ ત્યાંની ભૂમિને પણ ન હતું અને ત્યાંના લોકોને પણ ન હતું. પણ અમે બધાં ઉત્તેજિત થઈ ગયાં. કેમ કે અમે આપણી ધરતીમાતાની મધ્ય રેખા ઉપર પહોંચ્યાં હતાં. આપણો એક પગ ઉત્તર ગોળાર્ધમાં હોય અને બીજો પગ દક્ષિણ ગોળાર્ધમાં હોય એવે ઠેકાણે પહોંચવાથી કોણ ઉત્તેજિત ન થાય? રસ્તાને કિનારે અહીંની સરકારે એક થાંભલો ઊભો કરી બે હાથે બતાવ્યું છે કે ઉત્તર ગોળાર્ધ આ જમણી બાજુ છે અને દક્ષિણ ગોળાર્ધ આ ડાબી બાજુ. મને થયું કે એ જ થાંભલો જો રસ્તાની બીજી બાજુ પર ઊભો કર્યો હોત તો વધારે સારું થાત. દક્ષિણ ગોળાર્ધ તરફ જમણો હાથ આવી જાત. અમે એ થાંભલાની આસપાસ ગોઠવાયાં, જાણે મોટી બહાદુરી કરતાં હોઈએ અને એનો દસ્તાવેજ આપણી પાસે હોવો જોઈએ એ રીતે ત્યાં અમારા ફોટા લીધા અને આગળ જવું જ હતું એટલે એ સ્થાન અમે છોડયું.

બપોરે મસાકામાં જમી, થોડો આરામ કરી ફરી ત્યાંથી લગભગ એટલા જ માઈલ દોડી રાત્રે મ્બરારા પહોંચ્યાં. રાત્રે અમે એક એવી હોટેલમાં રહ્યાં કે જ્યાં ટેકરીની બાજુએ ઝાડો વચ્ચે આફ્રિકન ઘાટની ગોળ ઝૂંપડીઓ બાંધી હતી. આ ગોળ ઝૂંપડીઓમાં સગવડ હોય કે ન હોય, કાવ્ય તો છે જ. એવે ઠેકાણે એક રાત ગાળીને જેટલું આફ્રિકા અનુભવાય છે તેટલું યુરોપિયન ઢબના બંગલાઓમાં

નથી અનુભવાતું. આ જ ઠેકાણે કોઈ એપેલેટ કોર્ટનો પડાવ તે દિવસે હોવાથી મસાકાના એક ગુજરાતી એડ્વોકેટ અહીં આવ્યા હતા તે અમને મળ્યા. એમણે આવતાંવેંત પોતાની ઓળખાણ આપી કે, "હું ભાદરણનો છું. વિદ્યાપીઠમાં તમારો વિદ્યાર્થી હતો. મારું નામ રાવજીભાઈ પટેલ." એમની સાથે ઘણી વાતો કરી. ખાસ કરીને અહીંના આફ્રિકન લોકો કેવા છે, તેમનામાં કઈ જાતના ગુનાઓ વધારે છે, તોફાની છે કે નહીં, કેટલે દરજ્જે વિશ્વાસપાત્ર છે, એમના વિવાહના નિયમો કેવા છે, વારસાહકની શી વ્યવસ્થા છે, વગેરે.

અહીંનો પ્રદેશ કંપાલા એન્ટેબે જેવાં શહેરોથી દૂર હોવાને કારણે પછાત ગણાય અને તેથી અહીં આફ્રિકાનું સાચું દર્શન થાય છે. બીજે દિવસે સવારે હોટેલમાં ગરમ પાણીએ નાહ્યાં—પાણી શું, લોઢાના કાટનો ઉકાળો બનાવ્યો હોય એવો એનો રંગ હતો. પણ મુસાફરીનો થાક ઉતારવા માટે ગરમ પાણીના ટબમાં લાંબા થઈને સૂવું એ એટલું બધું સુખકર અને હિતકર હોય છે કે જ્યાં સુધી પાણીનો એ રંગ આપણી ચામડીને ચોંટે નહીં ત્યાં સુધી એમાં નહાતાં જરાય સંકોચ થતો નથી!

હોટેલમાંથી ઊતરી મ્બરારાના લોકોને અમે મળ્યાં. વ્યાખ્યાનનો કર આપ્યા વગર તો જવાય જ કેમ? શીખોના ગુરુદ્વાર પાછળ સ્ત્રીપુરુષોની સભા ભેગી થઈ હતી. ત્યાં અમે ભાષણ કર્યું. શ્રી અપ્પાસાહેબ પાસે એટલું શીખ્યો હતો કે પ્રસ્તાવના ગમે તેમ કરાય પણ દરેક વ્યાખ્યાનમાં એક ને એક વિષય આવવો જોઈએ. સભામાં બહેનો આવતી ત્યારે અમુક સામાજિક રીતરિવાજો ઉપર હું વધારે ભાર દેતો. શીખ લોકો હોય ત્યારે એમને માટે અમુક વાતો મનમાં ખાસ ગોઠવેલી હોય જ. સારા સારા વિચારો લોકો આગળ રજૂ કરી વિવિધતા ખેડવાનો એ પ્રસંગ ન હતો. પણ આખા આફ્રિકામાં આપણા લોકોને, દૃષ્ટિપરિવર્તનનો અને જીવનપરિવર્તનનો એકનો એક સંદેશો દરેક ઠેકાણે સંભળાવી બધે એક જ ફેરફાર કરાવવાની વાત હતી. ગાંધીજીને નામે, સ્વતંત્ર હિંદુસ્તાનને નામે, આપણા લોકોના સ્વાર્થની દૃષ્ટિએ, અને માનવતાના કલ્યાણને અર્થે આપણે હવે પછી શું કરવું જોઈએ તે અમે સમજાવતાં.

## ૨૯. કબાલે

આફ્રિકાનાં અનેકાનેક સુંદર સ્થળોમાં પણ કબાલે ખાસ તરી આવે એવું છે. મ્બરારાથી અમે જમીને નીકળ્યાં. નેવું માઈલની અનેક ચડઊતરવાળી મુસાફરી પૂરી કરીને સાંજે પાંચ વાગ્યે અમે કબાલે પહોંચ્યાં. રસ્તામાં દેખાવોની વિવિધતા હતી. પણ, એ દર્શન-સમૃદ્ધિ વધી પડે છે ત્યારે ઘણાખરા અનુભવો છુંદાઈ જાય છે. અને સળંગ ચિત્રો મનમાં ટકતાં નથી. અત્યારે એટલું યાદ આવે છે કે પહેલાં કોઈ કાળે નહીં જોયેલી એવી એક મોટી રાક્ષસી લૉરી રસ્તાની બાજુ પર ઊંધી

થઈ પડી હતી. એની તળે ત્રણ માણસો મરી ગયાં હતાં. અમે તો ફક્ત એ લૉરી અને એની પાસે પંચક્યાસ કરનારા પોલીસો જ જોઈ શક્યાં. આવો અકસ્માત એનાથી થતા નુકસાન કરતાં પણ વધુ ભયાનક દેખાય છે અને દુનિયામાં આવા પણ અકસ્માતો થઈ શકે છે એનો પદાર્થપાઠ આપે છે. આજે વિચાર કરું છું ત્યારે લાગે છે કે બેચાર દિવસ પછી અમે જે જ્વાળામુખીના લાવાના રેલાનું દર્શન કરવાનાં હતાં એની આ પૂર્વતૈયારી જ હતી.

અપ્પાસાહેબની ભલામણ પ્રમાણે કબાલેની 'વ્હાઈટ હૉર્સ ઈન' નામની હોટલમાં અમે રહ્યાં. પહેલેથી તારો કરીને બધી વ્યવસ્થા કરી હતી. આ હોટેલમાં ઠંડા પાણી કરતાં ગરમ પાણીની સગવડ વધારે સહેલી હતી. થાક સાથે મારે મારા માથાના વાળનો ભાર પણ ઉતારવો હતો. કબાલેના એક વાળંદને બોલાવી લઈ આવ્યા. એ ભાઈ ઝાંઝીબારથી અહીં આવીને વસેલા છે. ત્યાં તબિયત સારી ન રહી એટલે અહીં આવ્યા. અહીં એમનું ઠીક ચાલે છે. એમના જ ભાઈ અમને ઝાંઝીબાર મળ્યા હતા.

કબાલેની ખાસ ખૂબી એની પ્રાકૃતિક સુંદરતામાં તો છે જ. ઊંચાઈ ૬,૪૦૦ ફૂટની હોઈ અહીંનાં હવાપાણી આરોગ્યવર્ધક છે એ પણ આ સ્થાનના મહત્ત્વમાં ઉમેરો કરે છે. અને ત્રીજી વસ્તુ એ કે આફ્રિકાની બીજી મૂળવતની પ્રજાઓ કરતાં અહીંની પ્રજા વધારે મહેનતુ અને બાહોશ છે, એનો પરચો અહીંની દરેક ટેકરી આપે છે. જ્યાં અનાજ ઉગાડી શકાય એમ છે જ નહીં એમ આપણને લાગે ત્યાં પણ આ લોકોએ મહેનતપૂર્વક અન્ન ઉત્પન્ન કર્યું છે. આ લોકોએ પોતાની ભૂમિ કસીને ખોરાક પૂરતી સ્વયંપૂર્ણતા મેળવી છે એટલું જ નહીં પણ આસપાસના લોકોને પણ તેઓ ખોરાક પૂરો પાડે છે.

સવારે અમારા બીજા સાથીઓ ઊઠે તે પહેલાં ચિ. સરોજ અને હું ફરવા નીકળ્યાં. આસપાસ બધે ધુમ્મસ હતું, અમને મીઠાં ગદબદિયાં કરવામાં એને મજા આવતી હતી. તડકો આવવાનો વખત થયો એટલે ધુમ્મસ પાતળું થશે એવી અમે આશા રાખેલી પણ એ તો ગાઢું બનવા લાગ્યું. સામેની ટેકરીઓ દેખાય જ નહીં અને જ્યારે દેખાય ત્યારે જન્માંતરનું અસ્પષ્ટ સ્મરણ થતું હોય એવી દેખાય. પ્રત્યક્ષ છે કે કલ્પનાનું અનુમાન જ છે એવી શંકા ઉપજાવે. અંતે સૂર્યકિરણો વિજયી થયાં, ધુમ્મસ ધીમે ધીમે નીચે દબાઈને ખીણમાં સંતાઈ ગયું અને ઊંચી ઊંચી પ્રૌઢ ટેકરીઓ છતી થઈ!

નાસ્તા પછી જૂના અનુભવોની લહાણી શરૂ થઈ. પછી હાથ જોવાની રમત ચાલી. એ રમત કોણ જાણે કેમ દુનિયામાં બધે ફેલાઈ છે. જે લોકોને એ પર વિશ્વાસ નથી એવાઓને પણ હાથ બતાવવામાં રસ પડે છે અને જેમને એ વિદ્યાનું કશું જ્ઞાન નથી એવા લોકો પણ હાથ જોઈને ગમે તેવાં અનુમાનો ઠોકી બેસાડે છે. હાથ જોનાર દરેક માણસમાં, પોતાનાં અનુમાનો અચોક્કસ ભાષામાં મૂકવાની કળા આવી જ જાય છે.

જમીને અમે અહીંનું પ્રખ્યાત અને રૂપાળું બુન્યોની સરોવર જોવા ગયાં. ત્યાં અમારે માટે એક સ્ટીમલૉંચની ગોઠવણ કરી રાખી હતી. પણ એ લૉંચ શરૂઆતથી જ રિસાઈ. પરિણામે અમે એક હોડી કરીને સરોવરમાં થોડુંક ફર્યાં એટલે સ્ટીમલૉંચ શરમાઈ અને એણે ડાહ્યા થઈને ચાલવાની હા પાડી. થોડેક ગઈ અને ફરી અડિયલ ટટ્ટુની પેઠે એ થોભી ગઈ. અમારામાંના કેટલાક લોકો કંટાળ્યા અને હોડીમાં આવ્યા, બીજા લોકોએ પોતાની ધીરજની કસોટી કરી લેવાનું નક્કી કર્યું. એમને એનાં મીઠાં ફળ મળ્યાં. તેઓ ખૂબ દૂર સુધી સરોવિહાર કરી આવ્યા. અમે અમારી હોડી લઈને સરોવરમાં ખીલેલા નીલ સરોજની મુલાકાતે ઊપડયાં.

કમળોની સુંદરતા અસાધારણ હોય જ છે. હિંદુસ્તાનના કવિઓએ તમામ ફૂલોમાં એને અગ્રસ્થાન આપ્યું છે. કાદવમાંથી જન્મ લઈ, જીવનની બધી ઊંચાઈ પોતાની કરી, અલિપ્ત ભાવે પાણી ઉપર તરતું રહે અને એકનિષ્ઠાથી પ્રજાના પ્રાણરૂપી સૂર્ય ભગવાનનું મીટ માંડીને ધ્યાન કરે, એવા એ ફૂલને આપણા કવિઓએ આર્ય સંસ્કૃતિનું પ્રતીક બનાવ્યું એમાં આશ્ચર્ય શું?

કમળોનો રાજા તો લાલ કમળ છે. એની પ્રસન્ન પ્રૌઢિ, એનું નિર્વ્યાજ પ્રફુલ્લ વદન, એનું લાવણ્ય અને માર્દવ—બધું જ આહ્‌લાદક હોય છે. અને એની ઝીણી ભીની સુગંધ તો, શોધી કાઢયા પછી મોહ પમાડયા વગર રહેતી નથી.

ત્યાર પછી આવે છે પીળું કમળ. એનો સુવર્ણ વર્ણ કોક વાર આછો હોય છે, કોક વાર ઘેરો હોય છે. સુવર્ણના સૂચનથી જ એની શ્રીમંતાઈ સિદ્ધ થાય છે.

આ રંગોની શોભા ત્યાં સુધી જ ધ્યાન ખેંચે છે જ્યાં સુધી ખરેખરું મોટું સફેદ કમળ નજરે પડયું નથી. કોણ કહે છે કે સફેદ રંગ બિલકુલ સાદો હોય છે? એની પ્રતિષ્ઠા સમજવા માટે બાકીના બધા રંગો ધરાઈને જોયેલા હોવા જોઈએ. બીજા રંગો ગમે તેટલા રૂપાળા અને આકર્ષક હોય તોપણ એ જોઈને અંતે થાક ચડે છે. પણ ધોળો રંગ તો શુચિ, શુભ, સનાતન અને સમૃદ્ધ હોય છે. ધોળાં કમળોની અંદર લાલ કમળ ઊગ્યું હોય તો તે વિશેષ શોભે છે. પણ લાલ કમળોમાં જ્યારે એક જ ધોળું કમળ માથું ઊંચું કરે છે ત્યારે એમ જ લાગે છે કે બાકીનાં કમળો ઈહલોકનાં છે ને આ ધોળું સ્વર્ગલોકમાંથી ઊતરી આવ્યું છે.

આવાં આવાં કમળો આપણે ત્યાં અનેક તળાવો અને સરોવરોમાં જોવા મળે છે. નીલ કમળનું વર્ણન આપણે કવિતામાં જ સાંભળીએ છીએ તેથી એની સ્પષ્ટ કલ્પના હોતી નથી. નીલરંગ શાન્ત-સુભગ હોય છે એટલે એ કમળ સારું જ દેખાતું હશે એટલી કલ્પના આપણે કરી શકીએ છીએ. પણ જ્યારે ખરેખરું નીલ-કમળ નજરે પડે છે ત્યારે આપણી બધી કલ્પનાઓ ફીકી થઈ જાય છે અને આપણું હૃદય બોલી ઊઠે છે કે, ખરું કાવ્ય તો નીલ-કમળમાં જ છે. નીલ-કમળ જાણે પરીઓની સૃષ્ટિ છે. એની નાજુકાઈ, અને એની અખૂટ સૂચકતા બીજા કોઈ પણ કમળમાં કે ફૂલમાં નહીં આવે. શ્વેત કમળની પેઠે એ દૈવી નથી, લાલ કમળની પેઠે એ વૈભવનું સૂચન નથી કરતું. પીળા કમળની પેઠે એ પૂજા માટે

આપણને નથી પ્રેરતું. પણ એ કહે છે કે, 'હું એક પરી છું અને તે પણ તમોગુણી કે રજોગુણી નહીં, શુદ્ધ સત્ત્વ-ગુણી અપ્સરા છું. મારું દર્શન, મારો સ્પર્શ, મારો સહવાસ સહજ ઉન્નતિકારી છે. મારી દુનિયામાં એક વાર પ્રવેશ કર્યા પછી તમે એને સહેજે ભૂલી ન શકો કેમ કે તમે એ દુનિયાના મહેમાન નથી રહેતા પણ એનો પૂરો અધિકાર તમને મળે છે.' આપણા કવિઓ નીલોત્પલ ઉપર આટલા મોહિત થયા છે એ નિષ્કારણ નથી.

બુન્યોની જોવા અમે એક રસ્તે ગયાં અને બીજે રસ્તે પાછાં આવ્યાં. બન્ને રસ્તા સુંદર હતા. સાંજે એક અમલદાર મિસ્ટર રસેલ અમને મળવા આવ્યા. ઘણા સંસ્કારી લાગ્યા. એમની પાસેથી જાણ્યું કે સ્વાહિલી ભાષા પૂર્વ આફ્રિકામાં બધે ઠીક ઠીક સમજાય છે. સ્વાહિલી ભાષા સામે ઠેકઠેકાણે જે વિરોધ બોલાય છે તે કૃત્રિમ રીતે કેળવાયેલો છે. શ્રી રસેલ પાસેથી જાણ્યું કે જે બુન્યોની સરોવર અમે જોવા ગયાં હતાં તેની અંદર એક બેટ છે. તે બેટમાં કુષ્ઠ રોગીઓ માટે એક વસાહત કરી છે. કેટલાક મિશનરી લોકોએ કુષ્ઠસેવાનો ભેખ લીધો છે. એમની સેવાની અસર ખાસ જોવાલાયક છે. એ અમલદાર જોડે મેં એક પ્રશ્ન છેડયો કે આફ્રિકન લોકોની સંસ્કૃતિએ અત્યારે છે એવું રૂપ કેમ પકડયું હશે? એને પણ તે વિષયમાં રસ હતો એટલે અમારી વાતો ખૂબ ચાલી.

કબાલેના હિંદુ મંડળે અમારે માટે એક સભા ગોઠવી હતી. તેમાં આફ્રિકન લોકોની સંખ્યા સારી હતી એટલે એમને ઉદ્દેશીને હું વધારે વિસ્તારથી બોલ્યો. મારું અંગ્રેજી ભાષણ એક આફ્રિકન ભાઈ વાકયેવાકયે ત્યાંની ભાષામાં સમજાવતા હતા. કેવળ ભાષાંતર કરવાને બદલે વિસ્તાર પણ કરતા હતા. એ લોકોની ભાષા જાણ્યા વગર પણ હું જોઈ શકયો કે એ મારા ભાવ બરોબર સમજતા હતા અને ખીલવીને લોકો આગળ મૂકતા હતા. સભાને અંતે થોડી પ્રશ્નોત્તરી થઈ. એ માટે આફ્રિકન લોકોનું દૃષ્ટિબિંદુ સમજવાની મને સારી તક મળતી હોવાથી મારે માટે એનું મહત્ત્વ વધારે હતું. પ્રશ્નોની ઝડી ચાલી. એમાં એક જણે પ્રશ્ન પૂછયો તેનું અંગ્રેજી ભાષાંતર કરી મને સમજાવવાની અમારા દુભાષિયાએ ના પાડી. ઊલટું એણે સભામાં હાજર રહેલા ગોરા અમલદારને પૂછયું કે, 'આવો સવાલ મહેમાનો આગળ જવાબ માટે રજૂ કરાય?' અમલદારે કહ્યું, 'તમે મહેમાનોને જ પૂછી લો.' મેં આગ્રહ રાખ્યો કે, 'સવાલ ગમે તેવો હોય, મને જરૂર એનું અંગ્રેજી કરીને કહો! જવાબ આપનાર હું છું ને. મને પ્રસંગ સાચવતાં આવડે છે.' આટલી પ્રસ્તાવના પછી પ્રશ્ન આવ્યો :

"તમારા દેશના લોકો કોક કોક વાર અમારી છોકરીઓ સાથે પરણે છે, તો તમારી છોકરીઓ અમારી સાથે કેમ ન પરણે?" બીજો સવાલ એ હતો કે, "તમારા લોકો અમારી છોકરીઓને પરણે તો છે પણ એમનાં બાળકોને અપનાવતા નથી. પરિણામે એમની બહુ કફોડી સ્થિતિ થાય છે. એ પ્રજાને તમે તમારા દેશમાં કેમ ન લઈ જાઓ?"

મેં જોયું કે પ્રશ્ન પાછળ કડવાશ છે. પ્રશ્ન સાંભળીને સભાના હિંદી શ્રોતાઓએ ઉશ્કેરણી ન બતાવી એ જોઈ મને સંતોષ થયો. એક ગુજરાતી ભાઈએ ત્યાં ને ત્યાં ઊભા થઈને કહ્યું કે, "કાકાસાહેબ, આ લોકોને તમે સમજાવો કે અમારી છોકરી આ લોકો સાથે પરણવાની ઈચ્છા કરે તો અમે વાંધો નહીં ઉઠાવીએ. જબરદસ્તીથી તો કોઈ કોઈને પરણાવી ન શકે ને?"

મેં કહ્યું કે, "ભિન્ન ભિન્ન વંશો વચ્ચે વિવાહ થાય એમાં મને તાત્ત્વિક વિરોધ નથી. પણ આ નાજુક સવાલ છે એટલે બન્ને બાજુએ આવા વિવાહોને હું ઉત્તેજન નહીં આપું. આ મહાખંડમાં આફ્રિકન, યુરોપિયન અને એશિયન ત્રણ વંશના લોકો એકત્ર આવ્યા છે. તેઓ એકબીજાને સમજતા થાય, સામાન્ય વહેવારમાં એકબીજામાં ભળતા થાય એટલું જ આજે હું માગું છું. આગળ જતાં પરિચયને પરિણામે આત્મીયતા પેદા થયા પછી આ સવાલ જુદી જ રીતે વિચારાશે.

"હવે ઈન્ડો-આફ્રિકન પ્રજા વિશે તમે જે સવાલ ઉઠાવ્યો છે તે વિશે હું એટલું જ કહીશ કે આફ્રિકન લોકો હિંદુસ્તાનમાં નથી જતા એમ નથી. થોડા થોડા ત્યાં ગયા છે. આજે પણ તમારા ત્રીસ ચાળીસ વિદ્યાર્થીઓ અમારી યુનિવર્સિટીઓમાં ભણે છે. એ લોકો જો અમારે ત્યાં પરણે અને સ્થાયી થાય તો એમની પ્રજાને અમે સાચવીશું. અહીંની પ્રજાને તમે અહીં સાચવો."

મારો જવાબ સાંભળીને આફ્રિકન શ્રોતાઓ પણ રાજી થયા અને આપણા દેશી ભાઈઓ પણ રાજી થયા. પણ મારું ભેજું જોરથી ચાલવા માંડ્યું. અંગ્રેજ લોકો અહીંના કાળા લોકો જોડે ભળતા નથી. રાજ્યકર્તા તરીકે રહી ન શકાય તો તેઓ અહીંથી ચાલ્યા જશે, અહીંના લોકો જોડે કેવળ પ્રજાજન તરીકે સમાનભાવે રહેવા તૈયાર નહીં થાય. એક આફ્રિકન સરદારે કોઈ ગોરી છોકરી જોડે લગ્ન કર્યાં એની, બન્ને તરફથી કેટલીય હોહા થઈ. અમેરિકામાં ગોરા લોકોએ નિગ્રો ગુલામ રાખ્યા. પાછળથી એમને સ્વતંત્ર કર્યા, પણ ત્યાં, એ સવાલનો ઉકેલ હજી આવ્યો નથી. ગોરો બાપ અને કાળી માની પ્રજાનો સવાલ ત્યાં અણઉકલ્યો જ રહ્યો છે. આપણે ત્યાં પણ પ્રાચીન કાળથી એ સવાલ ઊભો છે. ભિન્ન જાતિના અને ભિન્ન વંશના લોકો અંદર અંદર પરણે એ અનિષ્ટ છે એમ આપણે જાહેર કરી જોયું. વર્ણસંકર સામે કડવામાં કડવી લાગણી પેદા કરી ઈહલોકમાં અપ્રતિષ્ઠા અને પરલોકમાં નરકની બીક બતાવી; છતાં આપણે લોકોને અલગ અલગ રાખી ન શક્યા.

આપણે બીજો પ્રયોગ કર્યો. ભિન્ન જાતિ, ભિન્ન વર્ણ, ભિન્ન વર્ગ, અને ભિન્ન વંશ વચ્ચે વિવાહોને છૂટ આપી જોઈ. લાગણી સાચવવા માટે એમાં અનુલોમ-પ્રતિલોમનો ભેદ દાખલ કર્યો. તમામ જાતિઓ ચાર વર્ણમાંથી જ પેદા થઈ છે એવી કલ્પના ઠોકી બેસાડવાનો પ્રયત્ન કર્યો. જેને અંગ્રેજીમાં 'લીગલ ફિક્શન' કહે છે ને બધા પ્રકાર કરી જોયા, છતાં આપણને ભિન્ન વંશ વચ્ચેના સંબંધનો શુદ્ધ ઉકેલ હજી જડ્યો નથી.

ઉચ્ચનીચ ભાવ અને સ્વ-પર ભાવ માણસાઈના શુદ્ધ ખ્યાલના મારક છે. પણ એ બન્ને વૃત્તિઓ માણસના સ્વભાવમાં રહેલી જ છે. એ વૃત્તિઓ સ્વીકારી એમાંથી સમાજોપયોગી એવી કંઈક રચના ઊભી કરવાનો પણ આપણે પ્રયત્ન કર્યો. એનો ઈતિહાસ વાંચી દક્ષિણ આફ્રિકાના રાષ્ટ્રપુરુષ જનરલ સ્મટ્સ ખુશખુશ થઈ ગયા. પણ એ પ્રયોગ વાટે આપણે મનુષ્યજાતિનું કલ્યાણ સાધી ન શક્યા.

જે મૂંઝવણ જાતિભેદ અને વંશભેદ પાછળ છે, તે જ મૂંઝવણો ધર્મભેદ પાછળ પણ છે.

એક જ દેશની અને એક જ ધર્મની પ્રજામાં આપણે એટલા બધા વાડા ઊભા કર્યા કે આપણું ભેજું વાડામય બની ગયું છે. શ્વાસ વગર વખતે જિવાય પણ વાડા વગર જીવવું આપણે માટે કલ્પના બહારની વસ્તુ થઈ પડી છે.

એવા આપણે આફ્રિકામાં આવીને વસ્યા છીએ. એમાં પણ હિંદુ-મુસલમાનનો ભેદ છે. મુસલમાનોમાં પણ ત્રણ-ચાર ન્યાતો છે. આપણા લોકો અહીંના લોકો સાથે ન ભળે તો મુશ્કેલી ઉત્પન્ન થવાની જ છે. પણ જો ભળ્યા પછી પેદા થયેલી મિશ્ર પ્રજાને આપણા લોકો અપનાવે નહીં તો એ બેજવાબદારી જ આપણને નરકે લઈ જાય એમ છે. આફ્રિકામાં વસેલા આપણા હિંદી લોકોના આગેવાનોએ માનવધર્મ ઓળખી, દીર્ઘદૃષ્ટિ વાપરી, આપણા લોકોને દોરવા જોઈએ.

## ૩૦. નવા મુલકમાં

હવે અમે આફ્રિકાના સુંદરમાં સુંદર પ્રદેશમાં પ્રવેશ કરવા ઉત્સુક થયાં હતાં. કબાલેની સુંદર અને આતિથ્યશીલ હોટેલમાં મજાથી નાહ્યાં, નાસ્તો કર્યો. હોટલ ચલાવનાર ભલી બાઈએ અમારા ટેબલ ઉપર બુન્યોની સરોવરનાં અમારાં જ નીલ-કમળો સુંદર ગોઠવ્યાં હતાં. એ પરીઓનું છેલ્લું દર્શન કરીને અમે ઊપડ્યાં. જમણી બાજું ગઈ કાલનું બુન્યોની સરોવર પથરાયેલું હતું. સરોવરની ખરી શોભા કાં તો હોડીમાં બેસીને વિહાર કરતાં માણવી જોઈએ અથવા ટેકરી કે પહાડની ઊંચાઈથી એના ચળકતા મોઢાનું દર્શન કરતાં પી જવી જોઈએ. કવિ વાલ્મીકિએ સરોવરના સ્વચ્છ જળને સજ્જનોના પારદર્શક નિર્મળ ચારિત્ર્યની ઉપમા આપી છે. ચારિત્ર્યને ગંગાજળની ઉપમા આપનારા કવિઓ ઘણા છે પણ ઉપમાન અને ઉપમેય બંનેની ફેરબદલી કરવાનું તો વાલ્મીકિ જેવા કવીશ્વરને જ સૂઝે. બુન્યોનીનાં પ્રસન્ન દર્શન કર્યા પછી મનમાં વિચાર આવ્યો કે આ સરોવરનું વર્ણન કરનાર કોઈ વાલ્મીકિ કે બાણભટ્ટ ક્યારે પેદા થશે?

આગળ જતાં ખેતીવાળી પ્રચંડ ટેકરીઓના ઘાટ પૂરા થયા અને ઊંચા ઊંચા પણ પાતળા એવા વાંસનું વિશાળ વન શરૂ થયું. બેળગાંવ અને બેળગુંદી એ મારા નાનપણનાં બંને સ્થાનોનું નામ બાંબુ એટલે કે વાંસ પરથી જ પડ્યું છે. કન્નડ

ભાષામાં બેળ એટલે વાંસ. છેક નાનપણથી ફુવારા જેવા વાંસના 'બેટો' જોતા આવ્યો છું. વાંસના થાંભલા, વાંસની દીવાલો, વાંસનાં છાપરાં, વાંસની સાદડીઓ, વાંસનાં વાસણો, વાંસનાં વાદ્યો અને ઓજારો, એટલું જ નહીં પણ વાંસનું શાક અને વાંસનું અથાણું! એવી સંસ્કૃતિમાં ઊછરેલો હું વાંસનાં જંગલો જોઈ ગાંડો-તૂર થઈ ગયો હોઉં તો આશ્ચર્ય શું? બેલગામ, ધારવાર, કારવાર વગેરે અનેક ઠેકાણે વાંસનાં જંગલોમાં ફર્યો છું. જીવતા વાંસની દીવાલવાળાં ગામડાંઓની સુરક્ષિતતા મેં નિહાળી છે. પાતળામાં પાતળા અને જાડામાં જાડા વાંસનાં દર્શન છેક લંકામાં કર્યાં છે અને દોડતી ટ્રેનમાં કલાકો સુધી ન ખૂટનારા વેણુવનનો વિસ્તાર પૂર્વ બંગાળથી આસામ જતાં-આવતાં મેં જોયો છે. એ બધાં સંસ્મરણોને તાજાં કરનારું આ વેણુવન કલ્પનાને કેટલું પૌષ્ટિક નીવડયું હશે એનો ખ્યાલ મારા જેવા આરણ્યકો જ કરી શકે.

બપોર થયા અને અમે કિસોલો અથવા કિસોરો પહોંચ્યાં. શ્રી મહેતાને ત્યાં જમીને અમે આગળ ચાલ્યાં. કંપાલાથી કબાલે સુધી અમારો આખો રસ્તો દક્ષિણ-પશ્ચિમ તરફ જતો હતો. કબાલેથી કિસોલો સુધી અમે લગભગ પશ્ચિમ તરફ જ જતાં હતાં. આવા પહાડી પ્રદેશમાં કોઈ પણ રસ્તો સીધો તો હોય જ નહીં. પણ કિસોલો કબાલેની પશ્ચિમમાં છે એટલું જ કહેવાનો આશય છે. અમારા સાથીઓ ખીમજીભાઈ ને વ્રજલાલભાઈ કબાલેમાં આરામ લેવાને બદલે સહેંગેરી ગયા હતા. તેઓ ત્યાંથી પાછા આવીને અમને અહીં મળ્યા. અમારા શરદ પંડયા પણ એમની સાથે જ ગયેલા. એમણે ત્યાંની સુંદરતાનું વર્ણન મોઢું ભરીને કર્યું. પણ રુઆન્ડા-ઉરુન્ડીની અમારી મુસાફરી એ રસ્તે પૂરી થતી હોવાથી ત્યાં પ્રત્યક્ષ જોયેલાનું જ યથાસ્થળે વર્ણન કરવું સારું.

હવે અમે બ્રિટિશ ઈસ્ટ આફ્રિકા છોડીને બેલ્જિયન કૉંગોમાં પ્રવેશ કર્યો. ખરું જોતાં બેલ્જિયન કૉંગોમાં નહીં પણ બેલ્જિયન કૉંગોને હસ્તક આવેલા રુઆન્ડા-ઉરુન્ડી પ્રદેશમાં પ્રવેશ કર્યો. છેલ્લા મહાયુદ્ધને અંતે યુનો તરફથી યુરોપિયન રાષ્ટ્રોને જે મૅન્ડેટેડ મુલકો મળ્યા છે તેમાં ટાંગાનિકા બ્રિટિશને ભાગે ગયું અને રુઆન્ડા-ઉરુન્ડી બેલ્જિયન કૉંગોને મળ્યું. આટલા સુંદર પ્રદેશની મિરાત બેલ્જિયમને મળી એ માટે કોઈ પણ એ દેશની અદેખાઈ જ કરશે.

હવે પછી રાજ્ય અંગ્રેજોનું નથી પણ બેલ્જિયન લોકોનું છે અને નવા જ મુલકમાં આપણે પ્રવેશ કરીએ છીએ એના ત્રણ પુરાવા અમને અહીં તરત મળ્યા. અત્યાર સુધી મોટરો અને બીજાં વાહનો રસ્તાની ડાબી બાજુ ચલાવવાનો નિયમ હતો. હવે જમણી બાજુનો નિયમ શરૂ થયો. એ નિયમ જો હરેક ક્ષણે યાદ ન રાખ્યો હોય અને જૂની ટેવને અનુસરીને માણસ જાય તો ડગલે ને પગલે અક-સ્માત જ થવાના. શ્રી કમલનયને વ્રજલાલભાઈને વિનંતી કરી કે, "તમારી મોટર હું ચલાવું પણ કૃપા કરીને તમે મારી પડખે બેસો અને દરેક પ્રસંગે મને ચેતવતા જાઓ કે મોટર જમણી બાજુએ ચલાવવાની છે."

બીજો પુરાવો તે માઈલને બદલે મીટરનું માપ શરૂ થયું. બે ગામ વચ્ચેનું ંતર કિલોમીટરમાં જ મળે. એક કિલોમીટર એટલે લગભગ પાંચ ફર્લાંગ.

આ પ્રદેશમાં અમે પ્રવેશ કર્યો અને અમારે અમારાં બધાં ઘડિયાળો એક લાક પાછળ ખસેડવાં પડયાં. અમે હવે આફ્રિકા ખંડના લગભગ મધ્ય સુધી હોંચી ગયાં હતાં. આગળ જતાં જ્યારે નાણાંનો વહેવાર કરવો પડયો ત્યારે ખબર પડી હવે શિલિંગનો વહેવાર નથી પણ ફ્રૅંકનો છે. અને ફ્રૅંકનો વહેવાર એટલે મોટી ોટી સંખ્યાનો હિસાબ, અહીંની સરકારે મોંઘવારી ઠીક ઠીક રહેવા દીધી છે. અને માં વળી ફ્રૅંકની ગણતરી! સો સો ફ્રૅંક, બસો બસો ફ્રૅંકનો વહેવાર કરતાં આપણે કેટલા ઉડાઉ છીએ' એનો ખ્યાલ દરેક વખતે રહેતો.

જ્યાં સરહદ ઓળંગી હતી ત્યાં પણ અમને ગુજરાતી ભાઈઓ જ મળ્યા. બ્રિટિશ હદ પર છગનભાઈ શાહ કરીને એક કચ્છી ભાઈ કસ્ટમ્સ ઑફિસર હતા. ેમણે મારું નામ સાંભળ્યું હતું. ખૂબ જ હેતપૂર્વક એમણે અમને મોટરની પરમિટ ગેરે કઢાવવામાં મદદ કરી. એ ઉપરાંત એમણે પોતાની પાસેનો આ પ્રદેશનો ેક સુંદર નકશો અમને વાપરવા આપ્યો. એથી અમને ઘણી ઘણી મદદ થઈ.

આ પ્રદેશમાં જ્યારે જ્યારે રસ્તાઓ જમણી કે ડાબી બાજુએ વળાંક લે છે ારે ત્યારે રસ્તાની વચ્ચોવચ ખૂંટીઓ બેસાડી અથવા નાના નાના છોડ ઉગાડી સ્તાના બે ભાગ પાડેલા હોય છે, જેથી સામસામે આવતી મોટરો ટક્કર ખાતી ચી જાય.

હવે ઠીક ઠીક દૂર સુધી એક સપાટ મેદાન આવ્યું. સવારથી ગોળમટોળ કરીઓ દેખાતી હતી. ધીમે ધીમે એ ટેકરીઓ સુધી અમે પહોંચ્યાં. અમે એટલે ચે પહોંચ્યાં કે એનું અભિમાન થવા લાગ્યું. આઠ કે સાડા આઠ હજાર ફૂટની ંચાઈએ મોટર લઈને દોડવું એ કાંઈ નાનીસૂની વાત છે! આટલી ઊંચાઈ તો ર્વ આફ્રિકાની મુસાફરી પૂરી કરી અમે જ્યારે ઈથિયોપિયાની રાજધાની ઍડિસ-બાબા ગયાં ત્યારે જ મળી હતી.

અભિમાન કર્યા પછી નીચે ઊતરવું પડે જ. 'ધિ ગ્રેટ ગૅપ' નામે ઓળખાતી ીણમાં થઈને અમે એટલાં ઝપાટાભેર ઊતર્યાં કે એને માટે અધઃપાત સિવાય ીજો શબ્દ ન જ વપરાય! યુદ્ધના દિવસોમાં કરેલી કમાણી, મંદીના દિવસો ાવતાંવેંત કોઈ વેપારી ખોઈ બેસે તેવી અમારી સ્થિતિ થઈ.

હવે અમે ઉત્તરની દિશા પકડી અને રુટશુરુ પહોંચ્યાં. પણ રુઈન્ડીના અભયા-ણ્ય તરફ જવાને અમે એટલાં ઉતાવળાં થયાં હતાં કે રુટશુરુ ન થોભતાં આગળ જ ગયાં. અહીં રુટશુરુ નામની નદી ઓળંગી. એ નદી એડવર્ડ સરોવર અને ુન્યોની સરોવર એ બેને સાંધે છે. અત્યાર સુધી અમે આંબોસેલી અને નૈરોબી ે બે જ અભયારણ્યો જોયાં હતાં. ન્ગોરોંગોરો જતાં મનિયારાના ખારા સરોવરને કનારે પણ અમે અસંખ્ય શ્વાપદો જોયાં હતાં. પણ રુઈન્ડીના જંગલમાં શ્વાપદોની જે સમૃદ્ધિ છે તે બીજે ક્યાં મળવાની હતી? અભયારણ્યમાં પ્રવેશ કર્યો અને

દિલ ઊંચાંનીચાં થવા લાગ્યાં. જમણી બાજુ જોતાં ડાબી બાજુનું કોઈ શ્વાપદ અણજોયું રહી જાય તો? અને ડાબી બાજુ જોઈએ તો જમણી બાજુ આપણને છેતરે તો?—એવી બીકને કારણે ક્ષણે ક્ષણે માથું ફેરવતાં અમે આગળ ચાલ્યાં. રસ્તામાં હાથીની લાદ દેખાઈ એટલે ખાતરી થઈ કે આસપાસ હાથીનું આગમન થયું હતું. પછી તો અમે લાદ સૂકી છે કે તાજી લીલી છે એની જ તપાસ કરવા લાગ્યાં.

રસ્તા પર જ્યાં ત્યાં ફ્રેંચમાં અને કોક વાર અંગ્રેજીમાં ત્યાં નોટિસો હતી કે મોટરમાંથી બહાર નીકળવું જોખમભરેલું છે. પણ જ્યારે રસ્તાની જમણી બાજુ અમે ગરમ પાણીનાં ઝરણાં ઊકળતાં અને ફુત્કાર કરતાં જોયાં ત્યારે અમારાથી અંદર કેમ રહેવાય? ઝરણાં નાનાંમોટાં અનેક હતાં. ગંધાતાં હતાં. થોડોક વખત એની વચ્ચે ફરતાં વરાળવાળી હવા ભેજા સુધી પહોંચી અસ્વસ્થ કરતી હતી. મેં એક ઠેકાણે જોયું કે ઊકળતું ગરમ પાણી ભેગું થયું છે પણ એની નીચે લીલ બાઝી હોય એવો લીલો રંગ દેખાતો હતો. લાકડીનો છેડો પાણીમાં નાખી એ લીલ બહાર કાઢી જોવાનું મન થયું, એટલામાં કોઈ સાથીએ બીજે જ ધ્યાન ખેંચ્યું અને એ વાત રહી ગઈ.

આસપાસ જોતાં ખાતરી થઈ કે આ ભાગ એક ફાટ(રિફ્ટ)નો જ અવશેષ છે. અમે મોટરમાં બેસતાં હતાં એટલામાં અમારી પાછળની મોટરવાળા મોટર દોડાવતા આવી પહોંચ્યા. એમણે કહ્યું કે, 'અમે એક હાથી દૂર જોયો. અમારા તરફ ધસી આવશે એમ લાગવાથી અમે દોટ મૂકી છે. તમે પણ અહીં વધારે વખત થોભશો નહીં.' અમે ઊપડયાં જ હતાં. ખરું જોતાં અહીંના હાથીઓ માણસ પાછળ દૂર સુધી ધસી આવ્યા હોય એવો દાખલો હજી બન્યો નથી. નજીક જઈને છેડીએ, અથવા માણસની ગંધ એમને અસહ્ય થાય ત્યારે જ તે હુમલો કરે છે.

સાંજ થવા આવી અને અમે ઍલ્બર્ટ પાર્કના રુઈન્ડી કૅમ્પમાં પહોંચી ગયાં. પથરાની ઠીંગણી દીવાલથી ઘેરાયેલી આ જગામાં એક હોટેલ અને બાર-પંદર ગોળ ગોળ ઝૂંપડીઓ હતી. દરેકમાં ખાટલા વગેરેની સગવડ હતી. વીજળીનો ડાયનેમો અમુક વાગ્યા સુધી જ ચાલતો. ઝૂંપડીની શેરી વચ્ચે થોરનાં ઝાડની હાર સુંદર રીતે ગોઠવેલી હતી. કૅમ્પના બે-ત્રણ છેડા ઉપર હાથીના મોઢાનાં હાડકાં ગોઠવ્યાં હતાં. વરંડા પરથી દૂરના બીડમાં બે-ત્રણ જંગલી ભેંસો ચરતી દેખાઈ. અહીંની ભાષામાં એને ભોગો કહે છે. અહીંના જંગલમાં વસનારા લોકો અને શિકારીઓ જંગલી ભેંસથી જેટલા ડરે છે તેટલા તો હાથી અને સિંહથી પણ ડરતા નથી— અક્કલ ઓછી અને કીનો અનહદ.

રાત્રે મોટરો લઈને જંગલમાં ફરી આવવાનો અમારો વિચાર હતો. અંબો-સેલીમાં જેમ જ નૈરોબીમાં અમે નિશાચર થવાનો આનંદ અનુભવ્યો હતો. પણ

ામને કહેવામાં આવ્યું કે, રાત્રે તો શું, સવારે આઠ વાગ્યા સુધી કૅમ્પ બહાર
વાની તમને રજા નથી.'

આટલી નિરાશા થયા પછી ખાવાપીવાનું અને નિરાંતે સૂવાનું જ સૂઝે ને?

# ૩૧. ભોગો અને કિબ્રોકોનું અભયારણ્ય

દરેક દિવસ ચોવીસ કલાકનો જ હોય છે. છતાં બધા દિવસો સરખા નથી
ાતા. એ ચોવીસ કલાકમાં કેટલા અને કેવા અનુભવો મવડાવાય છે તે પરથી
। દિવસ નાનો કે મોટો એ નક્કી થાય છે. આફ્રિકાની આખી મુસાફરીમાં
ંગલનાં જાનવરો જોવાના દિવસો પાંચ છ જ હશે. એ જાનવરોના કોઈ સવા-
નો ઉકેલ આણવા માટે અમે ત્યાં ગયાં ન હતાં. અમારા જેવાથી એ વન્ય
ાણીઓને લાભ-હાનિ કશું જ ન હતું. એમને માટે થોડી હેરાનગત ગણાય પણ
। અનુભવ એમને હંમેશનો હતો. અમે જો માંસાહારી હોત, શિકારના શોખીન
ોત અથવા સ્થાનિક ખેતીવાડીના રક્ષણની જવાબદારી અમારે માથે હોત તો આ
ાનવરો, એમનો સ્વભાવ અને જીવનક્રમ જાણીને અમને કંઈક વહેવારુ લાભ થાત.
ામારે માટે એમાંનું કશું કારણ ન હતું છતાં આટલે દૂર આવીને પૈસા, વખત
ાને લાગવગ વાપરીને અમે આ શ્વાપદોનાં અને એમના રહેઠાણનાં દર્શન માટે
ત્સુક થયાં હતાં. અને માનતાં હતાં કે આ રીતે અમારી જીવનાનુભૂતિમાં કીમતી
મેરો થવાનો છે. આ ઉત્કંઠામાં જીવનું જોખમ પણ પોતાનો ભાગ ભજવતું હતું.
ોકે હજારો લોકોનો અનુભવ જોતાં એ જોખમને કશું જ મહત્ત્વ ન અપાય.
વહાજની કે ઍરોપ્લેનની મુસાફરીમાં જોખમ ક્યાં નથી હોતું? અને જે પ્રદેશમાં
ાક કોક વાર ભૂકંપ થાય છે અથવા જવાળામુખી ફાટી નીકળે છે ત્યાં પણ ગમે
યારે જોખમ ઉત્પન્ન થઈ શકે છે. અવારનવાર એના દાખલાઓ પણ નથી બનતા
ેમ નથી અને છતાં આપણે એ જોખમને હિસાબમાં લેતા નથી. અહીંનું પણ
ેમ જ ગણાય.

આઠમી જુલાઈનો દિવસ ઊગ્યો. અમારી મોટર-યાત્રા શરૂ થવાને વાર હતી.
ાડા છ પોણા સાત થયા હશે. પૂર્વ દિશાની લાલિમા એટલી આકર્ષક હતી કે
ૅમ્પમાં બેસી રહેવું અશક્ય થઈ પડયું. મેં સરોજને કહ્યું, "ચાલ આપણે
ૅમ્પ બહાર જરા ફરી આવીએ. હમણાં સૂર્યોદય થશે." મારું વાક્ય પૂરું પણ ન
ાયું અને દૂર ક્ષિતિજ ઉપર રક્ત સૂર્યનું ચળકતું બિંબ પ્રગટ થવા માંડયું. પૂર્વ
૭૦° રેખાંશની આસપાસ રહેનારાં અમે આજે પૂર્વ ૩૦° રેખાંશની આસપાસ
ઊભાં રહીને સૂર્યનું દર્શન કરતાં હતાં! વીસથી ચોવીસ ઉત્તર અક્ષાંશથી ટેવાયેલાં
અમે ભૂમધ્યરેખાની દક્ષિણે પહોંચ્યાં હતાં એ વસ્તુનું ભાન જ એ સૂર્યોદયને વધારે
કીમતી અને વધારે દુર્લભ બનાવતું હતું. એ સૂર્યદર્શનથી ઉત્તેજિત થઈને હું

ઉતાવળે પગલે આગળ ચાલવા લાગ્યો. મારી આવી ઉત્તેજના પ્રત્યે સરોજનો હમેશાં સહકાર જ હોય છે. એનામાં પણ નિસર્ગની સુંદરતા તેમ જ ભવ્યતાનું આકર્ષણ ઓછું નથી. પણ અમે કૅમ્પથી દૂર જઈએ છીએ એ તરફ એનું ધ્યાન ગયું. મારો ઉત્સાહ મોળો પાડ્યા વગર એને મારું ધ્યાન ખેંચવું હતું કે આપણે સલામતીના ક્ષેત્રથી બહાર જઈએ છીએ. એણે હસતાં હસતાં મને પૂછ્યું, "Have you an immediate appointment with lions? – "અત્યારે સિંહો જોડે કોઈ અગત્યની મુલાકાત ગોઠવાઈ છે કે શું?"

હું હસી પડ્યો અને થોભીને આગળ જોવા લાગ્યો. તો શું – ચાર અલમસ્ત ભોગો (વનમહિષ) અમારી મુલાકાતે હાજર! અમે કુતૂહલથી અને કંઈક આશ્ચર્યથી એમના તરફ જોવા લાગ્યાં. એમનું પણ ધ્યાન અમારી તરફ ગયું. પોતાન રૂપાળા કાન અમારા તરફ ફેરવીને તેઓ અમારા જેટલા જ કુતૂહલ અને આશ્ચર્યથી અમને જોવા લાગ્યા. પહેલી ક્ષણે અમારી પેઠે તેઓ પણ અંદાજવા લાગ્યા કે સામા પક્ષનો મનસૂબો શો છે. આ એક ક્ષણમાં જ યુદ્ધ કે સંધિ એનો નિર્ણય થઈ જાય છે. અમે અમારી નજર બિલકુલ અક્ષુબ્ધ, અહિંસક અને મિત્રાચારીભરી રાખી. એમણે પણ પોતાના મોઢા પરની ગભરામણ ઉતારી નાખી. પછી તો કેવળ ઉભયપક્ષે દર્શનાનંદ જ રહ્યો. એમના મનમાં કેવા વ્યાપાર ચાલતા હશે, આપણે શું જાણીએ? ધરાઈને જોયા પછી એમણે ફરી ચરવા તરફ મન વાળ્યું અને અમે પાછાં કૅમ્પ તરફ વળ્યાં. ન્ગોરોંગોરો જતાં રાત્રે એક ભોગો નજીકથી જોયો હતો. પણ તે વખતે મોટરના દીવાની મદદથી જેટલું દેખાયું તેટલું ખરું. અત્યારે તો સૂર્ય ભગવાન આખા પ્રદેશને પ્રજ્વલિત કરતા હતા અને અમને કહેતા હતા, पश्याद्य सचराचरम् અને ખરેખર તે દિવસે અમે बहुनि अदृष्टपूर्वाणि आश्चर्याणि સૂર્ય ભગવાનની કૃપાથી જોઈ લીધાં.

આટલા શુભ શુકનથી અમારો દિવસ શરૂ થયો. એક એક મોટરમાં એક એક અસકારી(સિપાઈ)ને લઈને અમે ઊપડ્યાં. આજે કેટલું ફરાશે એનો હિસાબ નહીં હોવાથી અમારી મોટરોને અમે એમનું પીણું આકંઠ પિવડાવ્યું હતું. ઘણો વખત અમારે એમ ને એમ જ ફરવું પડ્યું. પછી દૂર એક જાનવર દેખાયું. પાછલના ભાગ પરથી ખાતરી થતી ન હતી કે એ હાથી છે કે ગેંડો? અહીંની ભાષામાં કહીએ તો ટેંબો કે ફારુ? અમે થોડાંક આગળ નીકળ્યાં ત્યારે જોયું કે એ એમાંથી એક્કે ન હતો. એ હતો કિબોકો (હિપોપૉટેમસ). ગેંડો (ફારુ) ત્યાર પછી દેખાયો. ત્યાર પછી ઠેકઠેકાણે અનેક જાનવરો દેખાયાં. એક હાથી ઘાસ ઉખેડી એનાં મૂળિયાંની માટી પોતાના માથા ઉપર ખંખેરી લેવામાં આનંદ માનતો હતો. વખતે માખોને હાંકી કાઢતો હશે. ત્યાર પછી એક જાતનાં ભૂંડ દેખાયાં. એના બે બાજુના બહાર આવેલા દાંત સીધા આવવાને બદલે ક્રૉસ જેવા બિલકુલ વાંકા હતા.

ોબીના અભયારણ્યમાં હિપો બહુ ઓછા છે. એક જ ઠેકાણે પાણીમાં તા એક હિપોનું મોઢું અને એના ગુલાબી કાન મેં જોયા હતા તેથી કયારે જોવાશે—કયારે જોવાશે' એમ લાગતું હતું. અહીંના અભયારણ્યમાં બધા હિપો જોવાને મળ્યા કે અમારા કુતૂહલમાં એમનો ભાવ એકદમ ઘટી પણ એ ફરી વધ્યો—જ્યારે અમે આ અભયારણ્યના એકદમ છેડે પહોંચી અને ત્યાંની નદીમાં સંખ્યાબંધ હિપો જળક્રીડા કરતા જોવા મળ્યા ત્યારે. ા જાનવર પણ મનમાં આવે ત્યારે ગાંડો હુમલો કરે છે તેથી એમનાથી ∕ ચાલવું પડે છે. આ લોકોને નજીકથી જોવા માટે અમારે અમારી મોટરો- ઊતરી નદીના કાંઠા સુધી પહોંચતાં ઠીક ઠીક ચાલવું પડયું અને તે પણ નીચે ઊતરવાનું હતું. હિપો હુમલો કરે તો મોટર સુધી સલામતપણે દોડાય એનો હિસાબ ક્ષણે ક્ષણે કરવો પડતો. મેં સરોજને કહ્યું, "તું ઉપરથી જ અમને નીચે જવા દે." પણ કમલનયને મારો એ વિચાર ફેરવ્યો. એણે 'આપણે આવે ઠેકાણે જિંદગીમાં એક જ વાર આવવાના. થોડુંક જોખમ અને સરોજબહેનને સાથે લઈ જઈએ.' હિંમત કયાં સુધી કરાય, જોખમ હદે ખેડાય એ બાબતમાં કમલનયનની દૃષ્ટિ વિશે મને વિશ્વાસ હોવાથી એની ઝટ સ્વીકારી અને સરોજને સાથે લીધી. અમારી બાજુના હિપો પાણીમાં ા સૂઈ ગયા હતા. એકાદ હિપોને પડખું ફેરવવાનું કે સ્થાનાંતર કરવાનું ય તો બાકીનાને એ ગમતું ન હતું. તેઓ એને જરાય મદદ કરતા નહીં. સામા કાંઠા તરફ જે હિપો પાણીમાં આળોટતા હતા તે ઘણાખરા ઉત્પા- તા. એમની ક્રીડા જોવાનું જ વધારે મજાનું હતું. સામા કાંઠાના ઊંચા ઝાડ એક ધોળું પક્ષી હતું તે પણ અમારી પેઠે જ તટસ્થ ભાવે એ ક્રીડા જોતું અને માણતું હતું.

ામે અસકારીને કહી રાખ્યું હતું કે બાકીનાં જાનવર ગમે તેટલાં દેખાશે, આફ્રિકાનો સારો સરખો સિંહ જોવો છે. અને એ પણ સિંહણ નહીં પણ ો મોટો સિંબો. અમારી આ ખ્વાહિશ સાંભળ્યા પછી અસકારીઓની તીણી બધે ફરવા લાગી. અમુક ઠેકાણે અમે પહોંચ્યાં અને બન્ને અસકારીઓ ઓઠ્યા, 'સિંબા, સિંબા, સિંબા.' દૂર, દૂર—બે ત્રણ ફર્લાંગ દૂર, ઝાડી વચ્ચેની ખુલ્લી જગા તરફ એમણે આંગળી ચીંધી. પહેલાં તો કશું દેખાયું નહીં. પણ લોકો ખાતરીથી કહે કે ત્યાં મોટો સિંહ છે જ. ધીમે ધીમે ઘાસમાં માટીના જેવું કાંઈક દેખાયું. એક ટપકા કરતાં વધારે મોટું ન હતું. અમે બાયનૉ- થી જોવા લાગ્યાં. એટલામાં શંકા ગઈ કે એ ટપકું માથું હલાવે છે. પછી ી ઊંચી કાઢીને બેઠેલા સિંહની આખી ભવ્ય આકૃતિ વરતાઈ ગઈ. એ વચમાં માથું ફેરવીને જોતો હતો. મોટર લઈને એ બાજુ જવાય એમ હતું જ નહીં. આટલે દૂરથી એ વનરાજને જોઈને સંતોષ માનવો પડયો. એને ધરાઈને પછી અમે બીજે જોવા લાગ્યાં. એટલામાં બાયનૉક્યુલરથી તાકીને જોનાર

શરદ પંડ્યાએ જાહેર કર્યું કે, સિંહ ઊઠ્યો છે, હવે ચાલવા માંડ્યો છે. મેં તરત મારું બાયનૉક્યુલર ચડાવ્યું. શી શોભા અને શાન હતી એ સિંહના ચાલવામાં!

વાંદરાઓ, હરણો, હરણગાયો, જાતજાતનાં પ્રાણીઓ જોતાં જોતાં અમે આખું અભયારણ્ય ફરી વળ્યાં. ખરી શોભા તો હાથીઓની જ. અનેક ઠેકાણે અમે અનેક જંગલી હાથીઓ જોયા. અને બધી રીતે ધરાયા પછી પાછાં ફર્યાં. થોરનાં ઝાડોની શોભા આ અરણ્યની ખાસિયતમાં ઉમેરો કરતી હતી. જલદી પાછાં જવા માટે અમે વચલી દિશા લીધી—રસ્તો લીધો એમ કહેવાય જ કેમ? અમારા પહેલાં ગયેલી કોઈ મોટરના ચીલાને રસ્તો કહીએ તો રસ્તો હતો ખરો. અમારી મોટર આગળ હતી, સાવચેતી અને ઉતાવળ વચ્ચે રસ્તો કાપતી હતી. એટલામાં સામે ડાબી બાજુથી રસ્તો ઓળંગતું વનમહિષનું—ભોગોનું—એક ટોળું દેખાયું. દોઢસો બસો જરૂર હશે. અમે એકદમ થોભી ગયાં. થીજી ગયાં એમ પણ કહેવાય. આ લોકો જો ધારે તો એક ક્ષણમાં અમારી બન્ને મોટરોનો ચૂરો કરી નાખે. એમનું વલણ પણ દોસ્તાના લાગતું ન હતું. મેં કમલનયનને કહ્યું, "કટોકટીનો પ્રસંગ છે. હૉર્ન તો વગાડાય જ નહીં. એ ધણમાં નાનાંમોટાં એમનાં બચ્ચાં છે. બચ્ચાં જોખમમાં છે એવી એમને જરા પણ શંકા આવે તો આખું ધણ આપણા ઉપર ધસી જ આવવાનું." અમારી પાછળની મોટર પણ નજીક આવી પહોંચી હતી. એને થોભી જવાનો અમે ઈશારો કર્યો. તેઓ પણ સમજી ગયા કે હવે થોભ્યે જ છૂટકો! એ વખતની દરેક ક્ષણ કેટલી બધી લાંબી હતી!

અમને નિશ્ચળ જોઈ મોટા મોટા ભોગોએ રસ્તા ઉપર પોતાની હાર ઊભી કરી. શિંગડાંવાળી એ ફોજ જોઈ મોટા સિંહના પણ હાંજા ગગડી જાય. એ ગોઠવેલી હાર પાછળથી બીજા બધા ભોગો અને એમનાં બચ્ચાં રસ્તો ઓળંગી જમણી બાજુ દૂર સુધી પહોંચી ગયાં એટલે રક્ષક વીરોની હાર જરા ઢીલી થઈ. એ લોકો પણ રસ્તો છોડીને જમણી બાજુ પહોંચી ગયાં. રસ્તાની ડાબી બાજુએ એક પણ પ્રાણી રહ્યું નથી એની અમને જ્યારે ખાતરી થઈ ત્યારે જ અમે આગળ વધ્યાં અને તરત એવી તો દોટ મૂકી કે એ આખું ટોળું અમારી પાછળ પડત તોય અમને પહોંચી ન વળત.

આવે વખતે રસ્તામાં કોઈ ખાડો ન આવ્યો, એન્જિન ન ખોટકાયું અથવા સામેથી કોઈ હાથી ન આવ્યો એ ઈશ્વરની ઓછી કૃપા ન હતી. ખરેખર આજે અમે અન્ય શ્વાપદો જોઈ ધરાયાં હતાં. પશુઓ કેવી પરિસ્થિતિમાં રહે છે, જોખમ વિશે પોતે કેટલાં બેદરકાર રહે છે અને ખાવાની તેમ જ જીવવાની મુશ્કેલી વચ્ચે જીવનનો આનંદ કેમ માણે છે એ જોઈને ખરેખર જ અમારી જીવનાનુભૂતિમાં એક અપૂર્વ ઉમેરો થયો હતો. આટલાં બધાં પ્રાણીઓ કોઈ પણ નિયમ વગર, રાજા કે સંરક્ષક દળ વગર અહીં રહે છે, વધે છે, ઘટે છે; અને કુદરતની યોજના પાર પાડે છે. નથી એમની પાસે કોઈ ઇતિહાસ, નથી કોઈ પરંપરાનું સ્મૃતિશાસ્ત્ર. કુદરત જેવી પ્રેરણા આપે અને સગવડ કે અગવડ ઊભી કરે એનો વશ થાય છે.

કુદરતથી નોખો ક્રમ ઉપજાવી કાઢવાની એમને અબળખા નથી. જીવવા વિશે એમને વિષાદ કે થાક કે નિર્વેદ નથી. આ શ્વાપદોનું કોઈ કમિશન માણસજાત વિશેના પોતાના અભિપ્રાયો ભેગા કરીને નોંધી રાખે તો એમાં આપણે વિશે શું શું આવે?

અનુભવનાં ભારેમાં ભારે ઝૂમખાં ઊંચકી લઈને અમે ઑલ્બર્ટ નૅશનલ પાર્કથી પાછાં ફર્યાં. રુઈન્ડી અને રુટશુરુ બન્ને નદીઓ પાછી ઓળંગી. એડવર્ડ સરોવર દેખાયું નહીં એનો ખરખરો કર્યો. આસપાસના પહાડોને પુનરાગમનાય કહીને નમસ્કાર કર્યા. નાની 'રિફ્ટ' વટાવી દીધી. ગંધકના ઝરણાને 'કેમ છો?' કરીને પૂછ્યું અને જોતજોતામાં રુટશુરુ ગામ સુધી આવી પહોંચ્યાં. અહીંથી અમારે તિલોત્તમા કે ઉર્વશી સમા કીવૂ સરોવર તરફ જવું હતું.

## ૩૨. કીવૂસરની અડધી પ્રદક્ષિણા

હવે પછીનો પ્રવાસ એટલે ખરેખર એક સુંદર સરોવરની અવળી પ્રદક્ષિણા હતી. એને માટે અમે પ્રથમ રુટશુરુથી ગોમા ગયાં. ત્યાં કીવૂ સરોવરનાં પ્રથમ દર્શન થયાં. ગોમા પાસે જ કિસેની નામનું એક નાનકડું સુંદર સ્થાન કીવૂને ધાવે છે. ત્યાં એક દિવસ આનંદ કરી અમે અમારી અવળી પ્રદક્ષિણા કરવા પાછાં ગોમા આવ્યાં અને સરોવરની જમણી બાજુ આખી પૂરી કરી કાલેહે થઈને કૉસ્ટર-મન-વિલ સુધી ગયાં અને ત્યાંથી રુઝીઝી નદીની આખી જમણી બાજુ થઈને ટાંગાનિકા સરોવર સુધી પહોંચ્યાં. જેમ કીવૂને કિનારે કિસેની છે તેમ જ ટાંગાનિકાને કિનારે ઉસુંબરા છે. ત્યાં એક દિવસ રહી અમે પાછાં ફર્યાં અને ફરી ઉત્તરની દિશા લઈ કીવૂ સરોવરને ડાબી બાજુ રાખી, નવા નવા સુંદર પ્રદેશોમાંથી કુદરતનું અદ્‌ભુત દર્શન કરતાં કબાલે પાછાં ફર્યાં. આ રીતે અમારી વિશાળ પરકમ્મા પૂરી થઈ.

રુટશુરુથી ગોમા સુધીનો રસ્તો ઘણો જ રળિયામણો હતો. વનશ્રી એટલી ગીચ હતી કે એમાંથી રસ્તો કેમ તૈયાર કર્યો હશે એનું આપણને આશ્ચર્ય થાય. કોણ જાણે ક્યાંથી પણ આખા રસ્તામાં પીળાં પતંગિયાં આમતેમ દોડતાં હતાં. આ રસ્તે એક બીજું મોટું અભયારણ્ય છે. અને સાંભળ્યા પ્રમાણે એને એક છેડે ગોરીલા વાંદરા રહે છે. ટેકરીઓની શોભા વચ્ચે કૉફીનું વાવેતર શોભતું હતું અને વચ્ચે વચ્ચે પૅરેથ્રમનાં સૌમ્ય ધોળાં ફૂલો અમાસની રાતના તારાઓની પેઠે ગીચ વસ્તી કરીને ઊગ્યાં હતાં. આ ફૂલમાંથી જંતુનાશક ચૂર્ણ તૈયાર કરવામાં આવે છે એટલે અહીંની સરકારે એના વાવેતરને ઘણું પ્રોત્સાહન આપ્યું છે.

જેમાંથી કિવનાઈન મળે છે એ સિકોનાનાં ઝાડ પણ અહીંની સરકારે આ તરફ ખૂબ વાવ્યાં છે. આ નયન-મનોહર રસ્તાનો છેડો સુંદર નગરિકા ગોમાનાં

દર્શનેથી આવ્યો. ગોમાની ટેકરી પરથી કીવૂ સરોવરનો વિસ્તાર સરસ દેખાય છે. અહીંનાં મકાનો પણ ઘણાં સુંદર છે.

ગોમાની પડખે જો એનું હરીફ કિસેની ફેલાયું ન હોત તો ગોમાની જાહોજલાલી હંમેશાં વધતી જ રહેત. રૂપાળાં ઘરો, સારા રસ્તા, જાતજાતનાં ફૂલો અને હોડીમાં બેસી સરોવરમાં ફરવાનો આનંદ—આ બધું કિસેનીનું આકર્ષણ છે. વચમાં વચમાં સીધાં ઉપર જનારાં ઝાડો આ સ્થાનના લાલિત્યમાં ગાંભીર્યનો ઉમેરો કરે છે.

વ્હાઈટ રશિયાની એક મહિલા, ફ્રાન્સમાં રહી ફ્રેન્ચ થઈ હશે. ત્યાંની સરકાર વતી એ કલકત્તામાં રહી ચૂકી હતી. એ મહિલા કિસેનીમાં બુગોયી કરીને એક હોટેલ ચલાવે છે. એમાં અમે ઊતર્યાં હતાં. અહીં પણ બધી સગવડવાળી ગોળ ઝૂંપડીઓ બાંધીને મુસાફરોને એમાં રાખે છે. એ બાઈ અનેક યુરોપિયન ભાષા જાણે છે. ફરી વાર હિંદુસ્તાન આવવાની અને હિંદુસ્તાનના પરદેશ-ખાતામાં કામ કરવાની એની ઘણી ઈચ્છા છે. બીજે દિવસે આ સ્થાનના ગોરા અમલદારો અમને મળવા આવ્યા હતા. સ્થાનિક હિંદીઓએ એમને ચાપાર્ટી આપી હતી. ગોરાઓ ફક્ત ફ્રેન્ચ જાણે. હું જેટલું અંગ્રેજીમાં બોલ્યો તે એ બાઈએ તેમને માટે ફ્રેન્ચમાં કરી સંભળાવ્યું. સરોજને થોડુંઘણું ફ્રેન્ચ આવડતું હોવાથી એ ભાષાંતર કેવું થયું એનો એણે મને ખ્યાલ આપ્યો.

અહીંના હિંદીઓને અમે આવવાના છીએ એની ખબર હતી એટલે હિંદુઓ અને મુસલમાનો બન્ને ભેગા થઈને મળવા આવ્યા. એમની સાથે ઘણી વાતો થઈ. હિંદુમુસલમાનોના સખ્ય વિશે, અહીંની સરકાર સાથે સારા સંબંધો રાખવા વિશે અને આફ્રિકન લોકોની સારામાં સારી સેવા કરવા વિશે વાતો કરી.

અમને ખબર હતી કે કિસેની પાસે એક જીવતો જ્વાળામુખી છે. ત્યાં સુધી જવાય કે કેમ એની તપાસ અમે કરી. એ અમારા કાર્યક્રમમાં બેસે એમ ન હતું; એટલે રાત્રે અંધારું થયા પછી ગામના બજારમાંથી અમે એ જ્વાળામુખીનું શિખર જોયું. અંધારામાં ભૂતની પેઠે પોતાનું શિખર ઊંચું કરી એના ઉપર એક વિરાટ સગડી એણે ધારણ કરી હોય એવું એ દૃશ્ય હતું! જ્વાળાને કારણે આસપાસનું આકાશ પણ લાલ લાલ દેખાતું હતું.

સાંભળ્યા પ્રમાણે આફ્રિકામાં આવા બે ત્રણ જ્વાળામુખીઓ છે. બાકીના બધા કાં તો મરેલા કાં તો સૂતેલા છે. દરેકને માથે ઊંડો વિશાળ દ્રોણ તો હોય જ. એવાં સુપ્ત-શીતળ શિખરોની શોભા પણ ઓછી નથી હોતી. આવાં શિખરોનાં દર્શન મારે મન કેવળ પ્રાકૃતિક શોભા નથી હોતી. ભગવાનની વિભૂતિનાં દર્શન જ હોય છે. તે દિવસે સાંજે, સરોવરને કિનારે કરેલી પ્રાર્થનામાં જેમ પ્રશાંત સરોવરે પોતાનો ભાગ ભજવ્યો હતો તેમ બીજે દિવસે સવારે એ જ ઠેકાણે પ્રાર્થના કરવા ગયાં ત્યારે પ્રાર્થનામાં સરોવર ઉપરાંત રાતનો જ્વાળામુખી પણ હાજર થયો હતો. ખરેખર પ્રાર્થના દ્વારા જ ચેતન અને અચેતન વચ્ચેનું ઐક્ય અનુભવી શકાય છે.

પ્રાર્થના અને નાસ્તામાંથી પરવાર્યા પછી અમે સ્થાનિક માર્કેટ જોવા ગયાં. ત્યાં અમે જોયું કે આપણા લોકો આફ્રિકન લોકોને જાતજાતનાં કપડાં અને પરદેશી ચીજો વેચે છે. ખુલ્લાં મેદાનમાં જ્યાં આફ્રિકન લોકો વચ્ચે જ લેવડદેવડ થતી હતી ત્યાં બધી વસ્તુઓ એટલી થોડી અને સાદી કે આટલા માટે બજાર સુધી એ શા માટે આવતાં હશે, એમ જ આપણને થાય. કેટલીક આફ્રિકન છોકરીઓ રંગ-બેરંગી ભાતવાળાં કપડાં અને માંડ બે ત્રણ દિવસ ટકી શકે એવાં સસ્તાં ઘરેણાં પહેરીને ફરતી હતી. ભગવાને એમને જેવા વાળ આપ્યા છે તેની અંદર અસ્ત્રા અને કાતરની મદદથી જાતજાતની શોભા ઉપજાવવા પણ એ મથતી હતી. ડોસીઓ બધી જૂની ઢબની. એમના પોશાક અને વહેવાર પરથી જ આફ્રિકન લોકોની જૂની રૂઢ સંસ્કૃતિનો ખ્યાલ આવી શકતો. એક વૃદ્ધ આફ્રિકને પોતાના કાનની બૂટ એટલી મોટી કરી હતી કે એની અગવડ ટાળવા માટે એ બૂટ ઊંચકી, જનોઈની પેઠે કાન ઉપર એ મૂકી શકતો હતો!

આવા આફ્રિકન લોકો વચ્ચે ઊભા રહી અમે ફોટા પડાવ્યા. એવા ફોટા તરફ આપણે એક નજરે જોઈએ છીએ. આફ્રિકન લોકોની નજર જુદી જ હોય.

આ બધું જોયા પછી એક વાર મોટરમાં બેસી કિસેનીનો આખો કિનારો જોવાનું મન થયું. પહેલાં અમે ડાબી બાજુ તરફ રસ્તો જઈ શકતો હતો ત્યાં સુધી ગયાં. પછી જમણી બાજુ ગોમાના બંદર સુધી ગયાં. ત્યાંથી પાસેની ટેકરી ઉપર જઈ આખું દૃશ્ય ધરાઈને જોયું. એથી વધારે કશું કરી શકાય એમ હતું નહીં એટલે જ અમે પાછાં આવ્યાં.

હવે પછી અમારી કીવૂ સરોવરની પરકમ્મા શરૂ થઈ. ગોમા સુધી ઉત્તરે જઈને અમે દક્ષિણનો રસ્તો લીધો. ચડઊતર તો હોય જ. ઘડીકમાં રસ્તો સરોવર પાસે આવતો. ઘડીકમાં દૂર જતો. જમણી બાજુની ટેકરીઓ, સરોવર સુધી નાહવા અવાતું નથી એનું દુ:ખ કરતી હોય એમ લાગતું હતું.

થોડાંક આગળ ગયાં અને અમે જોયું કે બે અઢી જ વરસ પહેલાં (સન ૧૯૪૮માં) એક જ્વાળામુખીએ સરોવર સુધી ઊકળી આવવાનો પ્રયત્ન કર્યો હતો. ધગધગતા લાવાનો ધસારો એટલે દૂરથી અને એટલા જોરથી આવ્યો કે એનો એક મોટો રાક્ષસી જથ્થો સરોવરમાં ઊતરી પડયો. સરોવરનાં પાણી દાઝી ગયાં. એમણે હાહાકાર કર્યો પણ લાવાએ સરોવરનો એક સારોસરખો કકડો મૂળ સરોવરથી નોખો પાડયો ત્યારે જ એને સંતોષ થયો. કોલસાની પેઠે કાળો ચળકતો લાવાનો એ જથ્થો જોઈ દિલ ગભરાઈ ગયું. સળગતા રસનાં મોજાં એક પછી એક આવે. સુકાય તે પહેલાં એમાં કરચળીઓ પડે. કોક કોક ઠેકાણે એ રસ ઘૂમરી ખાય અને જ્યાં ત્યાં ફાટી જાય. આખું દૃશ્ય ભયાનક અને વિષાદ પેદા કરનારું હતું. ઝાડ, પાન, સાદી માટી કે પથરો કશું દેખાય નહીં. બધે કાળો મેશ લાવા અને એમાંથી પસાર થતો અમારો રસ્તો.

અમે વિષણ્ણ મને આગળ વધ્યાં. ત્યાં આવું જ પણ બીજી જાતનું દૃશ્ય જોવાને મળ્યું. ઈ. સ. ૧૯૩૮માં બીજો એક લાવાનો ધસારો કીવૂમાં નાહવા આવ્યો હતો. એનો પણ વિસ્તાર પહેલા જેવો જ પથરાયો હતો; પણ બાર વરસમાં તડકો, વરસાદ અને પવનથી તેના ચૂરા થયા હતા. એના ઉપર ઠેકઠેકાણે માટીએ પોતાનું રાજ્ય જમાવ્યું હતું. અને માટી આવી એટલે વનસ્પતિએ એના ઉપર પોતાની લીલી લીલી ધજાઓ ફરકાવી જ છે. મનમાં વિચાર આવ્યો—મરણ અને વિનાશ ગમે તેટલાં ભીષણ, દુર્ધર હોય પણ જીવન એના ઉપર વિજય મેળવે જ છે. વિનાશ ઉત્પાતી પણ ક્ષણજીવી છે, જ્યારે જીવન સૌમ્ય-સનાતન છે.

સરોવરની શોભા જોઈને ગમે તેટલાં ધરાયાં હોઈએ પણ એટલેથી પેટ કાંઈ શાંત નહીં થાય. એટલે અમે કાલેહેમાં ખાધુંપીધું અને આગળ ચાલ્યાં. સાંજે સાડા છ વાગ્યે અમે ગંધર્વનગરી સમા એક શહેરમાં આવી પહોંચ્યાં. એનું જૂનું નામ બુકાફુ હતું. આજે એને કૉસ્ટરમન-વિલ કહે છે.

## ૩૩. બચ્ચું શહેર અને પ્રવાહી ટેકરી

મહાત્મા ગાંધીજીએ એક ઠેકાણે લખ્યું છે કે આકાશના તારાઓ જ્યાં છે ત્યાં ભયંકર ગરમ છે. એમાં બધી જ વસ્તુ ઓગળીને દ્રવરૂપ અને વાયુરૂપ થઈ જાય છે. હજારો ડિગ્રીની એમની ઉષ્ણતા આપણે કલ્પી પણ શકતા નથી. પણ એ જ તારાઓનો પ્રકાશ જ્યારે કરોડો માઈલની મુસાફરી કરી આપણી પાસે આવે છે ત્યારે કેટલી બધી શીતળતા આપે છે! આવું જ આશ્ચર્ય આપણી પૃથ્વી ઉપર પણ જ્યાં ત્યાં પથરાયેલું છે. આફ્રિકાના બધા જ પહાડો, બધાં જ સરોવરો અને ફાટવાળી ખીણો બધું ભયાનક જ્વાળામુખીને આભારી છે. કીવૂનું સરોવર સમુદ્રની સપાટીથી ૪૮૨૯ ફૂટ ઊંચું છે. આટલું ઊંચું સરોવર દુનિયામાં બીજું નથી. ઉપર કહ્યું છે તેમ જ્વાળામુખીની આ સરોવર સાથે ખાસ દોસ્તી છે. તેઓ અવાર-નવાર એમાં નાહવા ઊતરે છે.

પ્રાચીન કાળમાં,—ક્યારે તે ખબર નથી,—આવી જ રીતે કોઈ જ્વાળામુખી દોડી આવ્યો હશે. એણે કીવૂ સરોવરને દક્ષિણે એક મોટી ટેકરી સરોવરમાં ઘુસાડી દીધી છે. એ ટેકરી પર વનસ્પતિએ પોતાની વસ્તી કરી. ત્યાર પછી માણસને એમની વચ્ચે જઈને રહેવાનું સૂઝ્યું. આ રીતે બુકાફુનું ગામડું જન્મ્યું. આટલું રળિયામણું સ્થાન ગોરાઓની નજરમાંથી બચી શકે? સરસ પાણી, નરવી હવા, રળિયામણું દૃશ્ય અને સગવડવાળું બંદર—આ બધું જોઈને એમણે અહીં કૉસ્ટરમન-વિલની સ્થાપના કરી. મધ્ય આફ્રિકામાં આટલું નાનું અને આટલું સુંદર શહેર બીજું ભાગ્યે જ હોય. આફ્રિકામાં અમે વધારેમાં વધારે પશ્ચિમે ગયેલાં હોઈએ તો તે પણ આ જ સ્થાને. લગભગ ૨૮ રેખાંશ પર એ આવ્યું છે.

અમે એક સારામાં સારી એટલે કે મોંઘામાં મોંઘી હોટેલમાં જઈને રહ્યાં. આપણા દેશી લોકોમાંથી ઓળખાણવાળા કોઈ અહીં હતા નહીં. હોટેલમાં જઈ અમે એ લોકોને સમજાવ્યું કે અમે માંસ ખાતાં નથી. મરઘાં ખાતાં નથી. માછલી ખાતાં નથી. ઈંડાં પણ નહીં અને ચરબી પણ અમને ન ખપે. જો અભક્ષ્યભક્ષણથી બચવું હોય તો આટલી વિગતો કહ્યા વગર છૂટકો નથી હોતો. અમારી સેવા માટે તત્પર રહેલો, ચહેરામાં અને કપડામાં અત્યંત ઠાવકો માણસ અમારી વાત સાંભળી આભો જ બની ગયો. મોંઘામાં મોંઘી હોટેલનું ખર્ચ આપીને આ લોકો એક રાત રહેવા આવ્યાં છે અને કહે છે કે આટલી આટલી વસ્તુ ખાવી નથી.. તો એમને ખાવું છે શું? શરાબ? તે પણ આ લોકોને પીવો નથી! એને થયું હશે કે આખું ટોળું ગાંડાની ઇસ્પિતાલમાંથી નાસી છૂટીને અહીં આવ્યું હશે. એણે અમારા મિ. શહાણેને પૂછ્યું, “આ બધી વસ્તુઓ તમે કેમ ન ખાઓ? કોઈને જ એ માફક નથી આવતી?” શહાણેએ કહ્યું કે, “અમારા ધર્મ પ્રમાણે એ ખવાય નહીં.” બિચારા શહાણે! અમારે કારણે એમને પણ આ પરહેજ પાળવી પડી! અધૂરામાં પૂરું મેં કહ્યું કે, “હું ચીઝ પણ ન ખાઉં.” શહાણેએ કહ્યું, “હું તો ખાઈશ.” હોટેલવાળા-ઓને થયું કે આ વળી આ લોકોનો ધર્મ કેવો? એ મનમાં ચિડાયો. પણ કંઈક ખાવાનું આપ્યા વગર છૂટકો ન હતો. અને અમે ઉઘરાણું કરવા બેઠેલા પઠાણની પેઠે ટેબલની આસપાસ ગોઠવાઈને બેઠાં. ઊઠવાનું નામ જ ન લઈએ. કકડતી ભૂખને અને ખાવાની હાડમારીને પહોંચી વળવા અમારામાંના કેટલાક વિનોદ કરી હસવા લાગ્યા. પેલો વધારે ચિડાયો. ફક્ત સોડા કે ઑરેંજ સ્કવૉશ લઈએ તોપણ રૂપિયા બે રૂપિયા આપવા પડે.

ખેર, અમે જેમ તેમ ખાધું અને થાક ઉતારવા અમારી ઓરડીઓમાં ગયાં. નાહવા સૂવાની બધી સગવડો બાદશાહી હતી. અમારે મન ખાવાની સગવડ કરતાં નાહવા કરવાની સગવડ વધારે મહત્ત્વની હતી. માણસ પોતાના ગજા કરતાં વધારે ખર્ચ કરે છે ત્યારે એ સગવડોનો વધારેમાં વધારે ઉપભોગ કરી ‘આપણે બાદશાહ છીએ’ એવું ક્ષણ માટે માની લેવાનું એને મન થાય છે. અરેબિયન નાઇટ્સવાળા અબુ હસનની મનોદશા સમજવા માટે આ અનુભવ પૂરતો હતો.

સવારે વહેલાં ઊઠી સરોજ અને હું ફરવા નીકળ્યાં. અમારા સાથીઓ નિદ્રા-નંદનું સુખ માણતા હતા. શરદ પંડયાને પણ ઉઠાડયા વગર અમે ચુપચાપ બહાર નીકળ્યાં, અને આખો બેટ ફરી વળ્યાં. નીચે પાણીના કિનારા સુધી ગયાં ત્યાં કેટલાક આફ્રિકનો નાનકડી હોડીમાં આવતા હતા. આશ્ચર્યચકિત થઈને તેઓ અમારા તરફ જોતા હતા. તેમની કલ્પના એવી કે ગરીબીનું દુર્દૈવ જેને વેઠવું પડે છે તેઓ જ આટલા વહેલા ઊઠી શકે. ઊંચાં ઊંચાં ઝાડો વચ્ચે ફરતાં ફરતાં એક જૂના ચર્ચ કે મહેલ પાસે અમે પહોંચી ગયાં. એક ખૂણામાં, રસ્તાની બાજુએ, એક થાંભલા પર માતા મરિયમનું નાનકડું દેરું હતું. પરમ ભાગવત બાલ બ્રહ્મચારી

ઈશુની માતા મરિયમને અમે પ્રણામ કર્યા અને પાસેનાં મોટાં મોટાં પગથિયાં ઊતરી ફરી સરોવર પાસે ગયાં.

મેં સરોજને કહ્યું કે, "મધરાત પછી અહીં સહેજ ભૂકંપ થયો હશે. ઊંઘમાંથી હું ઝબકીને જાગ્યો હતો. પ્રથમ લાગ્યું કે કોઈ મોટર પસાર થઈ હશે." સરોજે કહ્યું કે, "મારી ઓરડીમાં પણ મને એવો જ અનુભવ થયો." એ આંચકો અમારા કુંભકર્ણની ન્યાતના સાથીઓની ઊંઘ ભાંગી ન શક્યો એટલે તેમની પાસેથી અમારા અનુભવને ટેકો ન મળી શક્યો.

સવારનો વખત આસપાસ બધે ફરીને અનેક સ્થાનો જોયાં અને અમે આગળ વધ્યાં.

કીવૂ સરોવરની લંબાઈ ૬૨ માઈલની છે. જ્યારે એની દક્ષિણે આવેલા ટાંગાનિકા સરોવરની લંબાઈ ૪૫૦ માઈલની છે. બેની ઊંચાઈ વચ્ચેનું અંતર પણ એક હજાર ત્રણસો ફૂટનું છે. અને કુદરતની ખૂબી એવી કે એક સુંદર નદી કીવૂની દક્ષિણથી નીકળીને ટાંગાનિકા સરોવરને ઉત્તરને છેડે જઈને મળે છે. જે નદીને લગભગ એંસી માઈલની અંદર તેરસો ફૂટ નીચે ઊતરવું પડે છે, તેનો પ્રવાહ કેટલો વેગવાળો હોવો જોઈએ? આ રુઝીઝી નદીનો ઊગમ અમારી હોટેલથી બહુ દૂર ન હતો પણ ત્યાં સુધી જવા માટે એક ખૂબ મોટું ચક્કર લેવાની જરૂર પડતી હતી.

કીવૂના કિનારામાંથી રસ્તો કાઢી જ્યાં રુઝીઝી ભૂસકો મારે છે એ જ જગ્યાએ એક ઊંચો પુલ છે ત્યાં અમે ગયાં. નદીનો ઊગમ એટલે પવિત્રમાં પવિત્ર સ્થાન. કેટલી ઉત્સુકતાથી એનું દર્શન કરવા અમે ગયાં! પણ અમારો ઉત્સાહ એક ક્ષણમાં વિષાદમાં ફેરવાઈ ગયો. એક રૂપાળી, ચળકતી પુષ્ટ ગાય એ પુલ પરથી જતી હશે. સામેથી કોઈ મોટી લૉરી આવી હશે. જાન બચાવવા માટે પુલની બાજુએ જવાનો એણે પ્રયત્ન કર્યો. ત્યાં પુલની કિનારી હતી. પાછી વળે તો ચગદાઈ જાય. આગળ વધે તો આટલી ઊંચાઈએથી પાણીમાં ભૂસકો જ મારવો પડે. એ જાનવરને શું સૂઝ્યું ભગવાન જાણે. એણે ભૂસકો મારીને પોતાનું નસીબ અજમાવવાનો વિચાર કર્યો હશે. 'કાં તો બચી જઈએ, કાં તો નીચેના પાણીમાં સંતાઈ રહેલા પથરા ઉપર ભટકાઈને ચૂરેચૂરા થઈ જઈએ.' બિચારી ગાયના નસીબમાં બેમાંથી એકે અંત ન હતો. એણે ભૂસકો માર્યો. એવામાં પુલની કિનારીનાં લોઢાનાં જાડાં બે પાટિયાં વચ્ચે એનો પાછળનો પગ ફસાયો. એ પાછળના એક પગે ત્યાં લટકતી જ રહી. આ સ્થિતિમાં એણે કેટલી વેદના ભોગવી અને એ ક્યારે મરી ગઈ કોણ જાણે. અમે ગયાં ત્યારે એ ગાય પુલની ઊંચાઈથી નીચેની નદી તરફ મોઢું કરીને નિશ્ચેષ્ટ લટકતી હતી. કોઈ પણ જાનવરની આવી દશા જોઈને પેટમાં ફાળ પડે; તેમાં આ તો એક ગાય હતી. એને જોઈને એટલું માઠું લાગ્યું! અમે પુલ ઉપર ગયાં. નજીકથી જોયું કે પગ કેમ ફસાયો છે. ગાય મરી ગઈ હતી એટલે એને મદદ કરવા માટે ચાર લોકોને ભેગા કરવાનો સવાલ જ ન હતો. પુલને

બન્ને છેડેથી અને બરાબર વચ્ચેથી નીચેની નદી અમે જોઈ. ઉત્સવને દિવસે સૂતક આવ્યું હોય એવા વિષાદથી અમે પાછાં ફર્યાં.

હવે અમારી મુસાફરી એ જ રુઝીઝી નદીની દિશાએ, એના ઊગમથી એના મુખ સુધી હતી. કિનારે કિનારે જવાની વાત હતી જ નહીં. પણ નદીની જમણી બાજુના નાના મોટા ખરબચડા પહાડો વચ્ચે થઈને જે જોખમકારક રસ્તો તૈયાર કરેલો હતો, એ રસ્તે અમે ઊતર્યાં. એકલું ઊતરવાનું ન હતું. અનેક વાર ચડીએ, અનેક વાર ઊતરીએ. અનેક વાર જીવ મુઠ્ઠીમાં લઈને 'હવે શું થશે' એવો વિચાર કરીએ. એમ કરતાં કરતાં અમે ઉવીરાને રસ્તે ચાલ્યાં. વચમાં વચમાં રુઝીઝીનાં દર્શન થતાં ત્યારે દાર્જિલિંગ કાલિંપોંગ તરફની તિસ્તા નદીનું સ્મરણ થતું. આવા રસ્તા પર શ્રી કમલનયનની સારથ્ય કળાની ઉત્તમ પરીક્ષા થતી. ખરેખર એ એક બાહોશ સારથિ છે.

આ રસ્તામાં અમુક ભાગ એટલો સાંકડો છે કે બે મોટરો એક બીજીને વટાવીને જઈ ન શકે. એટલે ત્યાં 'વન વે ટ્રાફિક'ની ગોઠવણ છે. અમુક મોટરોને ઉત્તરથી દક્ષિણ જવા દે, એ છેડે પહોંચી જાય એટલે દક્ષિણની મોટરોને ઉત્તર તરફ જવા દે. કેટલી મોટરો છૂટી છે અને ક્યાં સુધી આવી છે એનો રિપોર્ટ બન્ને છેડે પહોંચાડવા માટે અહીં ટેલિફોનની સગવડ છે જ નહીં. એટલે જંગલના લોકોને બેસાડીને એમની પદ્ધતિએ જ સમાચાર પહોંચાડાય છે. અનુકૂળ જગાએ લોઢાના મોટા મોટા ડબા અથવા પીપો રાખીને એના ઉપર નગારાની પેઠે અવાજ કરે છે. એ અવાજ અમુક માઈલ સુધી પહોંચે છે. ત્યાંથી એવા જ સમાચારની આપલે કરાય છે. અને એ જંગલી રીતે સુધરેલી મોટરોને અને એમના મુસાફરોને સલામત રાખવામાં આવે છે. આવી રીતે પહાડ ઊતરી ગયા પછી સીધી ભૂમિ આવી. ત્યાં ડાબી બાજુ નદીને કિનારે એક નાનકડી રેલવે જતી જોઈ અમને ઘણું આશ્ચર્ય થયું. રુઝીઝી નદી પહાડમાંથી નીકળ્યા પછી જે ખીણમાં પ્રવેશ કરે છે, ત્યાંની ભૂમિની ઊપજ એ રેલવે લુવુંગી સ્ટેશને ચડાવી ઉવીરા સુધી લઈ જાય છે અને ત્યાં જહાજ પર ચડાવી કિગોમા, આલ્બર્ટ-વિલ અથવા છેક દક્ષિણે કાસાંગા સુધી લઈ જાય છે. કિગોમાથી એક રેલવે છેક દારેસ્સલામના બંદર સુધી જાય છે. આપણા લોકોને આ રેલવે ઘણી મદદગાર છે, એ મેં આના પહેલાં લખ્યું જ છે.

પહાડ પરથી ઊતરતાં ઊતરતાં જ્યારે ટાંગાનિકા સરોવરનાં પ્રથમ દર્શન થયાં ત્યારે આ બાજુ આવેલા બરટન અને સ્પીક મુસાફરોને જેવો આનંદ થયો હશે, લગભગ તેવો જ આનંદ અમને થયો. અમે માન્યું હતું કે ઉવીરા સુધી પહોંચ્યા પછી જ ઉસુંબરા જવાશે. પણ સાથેના નકશાએ અમારી ભ્રમણા ભાંગી. ઉવીરાનુ બંદર બેએક માઈલ દૂર રહ્યું હશે એટલામાં એક રસ્તો ડાબી તરફ ફંટાયો. એણે અમને ઉસુંબરા સુધી પહોંચાડવાનું માથે લીધું—માથે શું છાતીએ લીધું. આ રસ્તો

ટાંગાનિકા સરોવરને ઉત્તર કિનારે જતો હતો અને સરોવરની સપાટીથી બહુ ઊંચો હતો જ નહીં. સરોવરનું પાણી ચારછ ફૂટ વધે તો આ રસ્તો ડૂબી જ જવાનો.

એક બે નાના પ્રવાહો પુલની મદદથી ઓળંગ્યા પછી રુઝીઝી નદીનો મોટો પુલ આવ્યો. સવારે જે સરોજા નદીના ઊગમ તરફનાં વિપાદમય દર્શન કર્યાં હતાં તે જ નદીને અહીં સરોગામિની થતી જોઈ મન બહુ જ પ્રસન્ન થયું. પાણી પણ નાચતાં કૂદતાં દોડતાં હતાં અને ટાંગાનિકા સરોવર પ્રસન્ન શાન્ત વદને એનું સ્વાગત કરતું હતું. સરોવરસુતા અને સરોવરકાન્તા આ રુઝીઝી નદીને કેમ ભુલાય? થોડા જ સમયમાં અમે ઉસુંબરા જઈ પહોંચ્યાં.

# ૩૪. ઉસુંબરા અને પછી

અમે સાંજે ઉસુંબરા પહોંચ્યાં. રુઆન્ડા-ઉરુન્ડીની મુસાફરીમાં અમારું આ સૌથી છેડાનું એટલે કે દક્ષિણનું સ્થાન હતું. ઉસુંબરાનું આમંત્રણ અમને લગભગ એક મહિના પહેલાં દારેસ્સલામમાં જ મળ્યું હતું. જો કેવળ ઉસુંબરા જ જવાની વાત હોત તો સહેલો રસ્તો હતો. દારેસ્સલામથી કિગોમા ટ્રેન વાટે અને ત્યાંથી સ્ટીમર વાટે ઉસુંબરા. આપણા લોકો જ્યારે મુંબઈથી આવે છે ત્યારે કહે છે કે ઉસુંબરા ભલે દૂર હોય પણ જવાની કડાકૂટ ઓછી. મુંબઈ જહાજમાં બેઠા તે દારેસ્સલામ ઊતર્યા. ત્યાંથી ટ્રેન લીધી કે કિગોમા ઊતર્યા. ફરી જહાજમાં બેઠા કે ઘેર. પણ અમારે કંપાલેથી ઉસુંબરા સુધીનો મુલક જોવો હતો. અમારે માટે પહોંચવાનું મહત્ત્વનું ન હતું. આનંદ તો જવાનો અને જોવાનો જ હતો.

આ શહેર એક પહાડની તળેટીમાં, અતિ દીર્ઘ સરોવરને કિનારે વસેલું છે. પ્રાગૈતિહાસિક કાળની એક ફાટમાંથી આ સરોવર બનેલું હોવાથી એનું ઊંડાણ બીજા કોઈ પણ સરોવર કરતાં વધે એવું છે. એક ઠેકાણે તો એનું ઊંડાણ ત્રણ હજાર એકસો નેવું ફૂટ છે. ભૂસ્તરશાસ્ત્રીઓ કહે છે કે આ સરોવરનો પૃષ્ઠ ભાગ આજે છે એના કરતાં હજાર સવા હજાર ફૂટ વધારે ઊંચો હતો. એટલે કે કીવૂ સરોવર અને ટાંગાનિકા સરોવરના પૃષ્ઠ ભાગ વચ્ચે ઝાઝો ફરક ન હતો.

આ સરોવર જેમ રુઝીઝી પાસેથી પાણી લે છે તેમ લુકુગા નદીને પાણી આપે છે.

ઉસુંબરામાં અમે દોઢ દિવસ રહ્યાં. અમારા મેજબાન શ્રી જૂઠાભાઈ વેલજીનાં પુત્રવધૂ પ્રતિભા નાનાં હતાં ત્યારે કરાંચીમાં અમને મળ્યાં હતાં. હિંદુસ્તાનને એક છેડે જે બાળાને મેં સ્વાક્ષરી આપી હતી તેને જ ઉસુંબરા જેવા દૂરને ઠેકાણે ફરી વાર નવેસર સ્વાક્ષરી આપતાં આનંદ સાથે આશ્ચર્ય પણ થયું. પછી મેં જોયું કે આ જૂઠાભાઈ વેલજીનાં દીકરીએ જ જંગબારના મણિભાઈ મૂળજી વેલજીનાં પત્ની તરીકે અમારું આતિથ્ય કર્યું હતું. આવા આવા સંબંધોને કારણે આ ઘરમાં પ્રવેશ

કરતાંવેંત અમે ઘરના જેવાં થઈ ગયાં. રાત્રે મળવા આવેલા લોકો સાથે જ બધો વખત પૂરો થયો. આ શહેરમાં નીચલી વસ્તી અને ઉપરની વસ્તી એવો ભેદ છે. ગોરાઓ બધા ઉપરની વસ્તીમાં રહે છે. આપણા લોકો સરોવર કિનારે નીચલી વસ્તીમાં રહેવામાં સગવડ માને છે અને બિચારા આફ્રિકન લોકોની ઝૂંપડીઓ તો પાસેની એક ટેકરી ઉપર આમતેમ પથરાયેલી દેખાય છે.

સવારે ઊઠીને અમારું પહેલું કામ સરોવરને કિનારે બેસી પ્રાર્થના કરવાનું હતું. બંદર સહેજ દૂર હતું. અમારી સાથે પ્રતિભા, સુલભા, કમલા વગેરે ઘરની બહેનો પ્રાર્થનામાં ભળી હતી. એમણે પ્રાર્થનાને અંતે જે ભજન ગાયું એમાં નિરાશાના વિષાદમય સૂર એટલા બધા હતા કે મને લાગ્યું કે જાણે આફ્રિકાની તમામ કોમો ભેગી થઈને પોતાનો છેલ્લાં સો બસો વરસના અનુભવોનો નિચોડ અહીં ઠાલવે છે. પોતાની સંતોષ અને સાદગીવાળી સંસ્કૃતિમાંથી નીકળી આવી પશ્ચિમની પ્રગતિશીલ પણ ઉત્પાતપરાયણ સંસ્કૃતિની જબરદસ્તીથી દીક્ષા લેતાં એમને કેટલું વેઠવું પડે છે એ જ જાણે અમારી આગળ રજૂ કરતી હતી.

જૂઠાભાઈને ત્યાં નિરંજન ભટ્ટ કરીને એક શિક્ષક અમને મળ્યા. તેઓ દારેસ્સલામમાં રહે છે. આફ્રિકા વિશે એમણે ઘણું સાહિત્ય વાંચ્યું છે; ઘણા અભ્યાસી છે. ઘણું જાણે છે અને પોતાની પાસેની માહિતી વ્યવસ્થિત રીતે રજૂ કરી શકે છે. એવા લોકો આપણી ભાષામાં મુસાફરીનું સાહિત્ય વધારતા નથી. આ ખંડના આદિમનિવાસી જાતિઓનો જીવનક્રમ આપણને સમજાવતા નથી એ દુર્દૈવની વાત છે. એવા લોકોની કદર કરવાની વાત તો દૂર રહી, કેટલાક ગૃહસ્થાશ્રમી લોકો એમણે ભેગું કરેલું સાહિત્ય પણ ખોઈ બેસે છે!

અમે અહીંની નિશાળ જોવા ગયાં. આપણા લોકોના કેળવણીના પ્રશ્નોની ચર્ચા કરી. આપણા લોકો વર્તમાન પરિસ્થિતિ સમજી, ભવિષ્યના કાળપ્રવાહની દિશા ઓળખી, યોજનાપૂર્વક જીવનક્રમ ઘડતા નથી. જૂનું તેટલું, ભલુંબૂરું બધું જ, સાચવવાનો પ્રયત્ન કરે છે એની પાછળ પણ તત્ત્વનિષ્ઠા ઓછી હોય છે. પડી ગયેલી રૂઢિ સાચવી રાખવી, તેમ કરતાં કષ્ટ વેઠવાં પડે તે વેઠવાં, પણ પરિવર્તનનો પુરુષાર્થ બનતા સુધી આદરવો નહીં એ આપણા લોકોનો સ્વભાવ. પરિસ્થિતિ ફરજ પાડે ત્યારે અમુક ફેરફારો કરે ખરા. પણ તક ગયા પછી જ એ બધું સૂઝતું હોવાથી એમાંથી લાભ મેળવી શકતા નથી.

જૂઠાભાઈએ સમાજમાં થતા પરિવર્તનનું વર્ણન એક જ વાકયમાં કર્યું. એમણે કહ્યું કે, "જૂના વખતમાં આપણા લોકો બહુ અભડાતા હતા. હવે અભડાતા નથી."

લોકોને ધર્મની પડી હોય તો તે નિશાળમાં બોલાતી પ્રાર્થનામાં જ દેખાઈ આવે છે. એમાંથી હિંદુમુસલમાન વગેરે કોમી ઝઘડા પેદા થાય છે. મુસલમાન નિશાળોમાં જો આપણાં બાળકોને કોઈ કુરાન સાંભળાવે તો આપણે ચિડાઈએ છીએ. પણ આપણી નિશાળમાં મુસલમાન બાળકોને આપણે આપણી પ્રાર્થના શીખવીએ છીએ અને આ બાળકોને કશી મુશ્કેલી આવતી નથી એ માટે આનંદ

વ્યક્ત કરીએ છીએ. મુસલમાનોમાં પણ એ જ દોષ દેખાઈ આવે છે. ઈશ્વર-ભક્તિ અને સદાચાર આ બે મુખ્ય વસ્તુ બધા જ ધર્મોમાં સરખી રીતે હોય છે પણ આપણે મન એ વસ્તુ ગૌણ છે. આપણને આપણા ચોકઠાની અને આપણા લેબલની જ પડેલી હોય છે. આપણા લોકોમાં એ દોષ પહેલાં એટલો બધો ન હતો. રાજદ્વારી અસ્મિતા જેમ વધી તેમ આવા ઝઘડા વધી પડ્યા.

ભિન્ન જાતિના, ભિન્ન ધર્મના અને ભિન્ન વંશના લોકો સાથે ભળવાની આવશ્યકતા વિશે અહીંના લોકો સાથે મેં ઘણી વાતો કરી. આફ્રિકાના મૂળ વતનીઓનો મૂળ ધર્મ કેવો હતો, એના ઉપર ઈસ્લામની શી અસર થઈ, મિશનરી લોકોએ ખ્રિસ્તી ધર્મ સાથે કેવી સંસ્કૃતિ ફેલાવી છે એની પણ ચર્ચા કરી.

બપોરે બજારમાં જઈ કેટલાંક ચિત્રો અને બેલ્જિયન કૉંગો વિશેની એક સુંદર ફ્રેન્ચ ચોપડી ખરીદી લીધી. જાહેર બગીચામાં જઈ ચિમ્પાન્ઝી જેવા વાનરો, મોર જેવાં દેખાતાં વિચિત્ર પ્રાણીઓ, મગરો વગેરે જોયું. પહાડ ઉપર જઈ શહેરની તેમ જ સરોવરની શોભા જોઈ. સાંજે પાકીદાસ હોટેલ નામની યુરોપિયન હોટલમાં એક મોટી પાર્ટી ગોઠવાઈ હતી. પ્રાંતકમિશનર વગેરે ગોરા અમલદારોને આમંત્ર્યા હતા. આરબો અને ખોજાઓ પણ હતા. ન હતા ફક્ત આફ્રિકનો. આફ્રિકનોને આવા સમાજ-વહેવારમાં ભેળવવાની અમે ઘણી વાતો કરી હતી પણ ફાવ્યાં નહીં.

અહીંના આપણા લોકોને ગોરા અમલદારો જોડે ભળવાનો ઝાઝો મહાવરો દેખાયો નહીં. જોકે સરકારમાં જૂઠાભાઈની પ્રતિષ્ઠા સારી હતી. આરબો તટસ્થ હતા. ગોરા અમલદારો ફક્ત ફ્રેન્ચ જાણે. અંગ્રેજી નહીં જેવું, અને પરદેશથી આવેલા આ પ્રતિષ્ઠિત મહેમાનો આપણે વિશે શું લખશે એ વિશે મનમાં બીક રાખનારા.

રાત્રે નિશાળમાં એક સભા થઈ. એમાં ઘણા મુસલમાનો આવ્યા હતા. બહેનો પણ ઘણી આવી હતી. આપણે બધાં એશિયન છીએ, આપણને હળીમળીને એક થતાં આવડવું જોઈએ, એ વિશે મેં વિસ્તારપૂર્વક કહ્યું. પ્રશ્નોત્તરીને અંતે મુસલ-માન ભાઈઓ રાજી થયેલા જણાયા.

કિસેનીથી ઉસુંબરા સુધી એક જ સવાલ આપણા લોકોને ચિંતિત કરતો દેખાયો. અહીંની સરકાર આપણા લોકોને અહીંથી કાઢી મૂકવા માગે છે: જેને ફ્રેન્ચ આવડે એને જ કાયમ વસવાટનું સર્ટિફિકેટ મળી શકે વગેરે અનેક હાડમારીઓ છે. કોક કોક ઠેકાણે આપણા લોકોને એક જગાએ લાંબા વખત સુધી રહેવા દેતા નથી. અહીંથી ઊઠો અને બીજે જઈને વસો, એવા હુકમ નીકળતા હોવાથી લોકોની સારાં મકાનો બાંધવાની હિંમત પણ ચાલતી નથી.

અંગ્રેજ લોકો જાતજાતના વિચિત્ર કાયદા ઘડીને આપણા લોકોને ખૂબ હેરાન કરે છે. અહીંની સરકાર એ બુદ્ધિ વાપરતી નથી પણ અમલદારો મનમાં આવે તેવો હુકમ કાઢીને એનો અમલ કરે છે. શરાબ પ્રત્યે અમલદારોની નબળાઈ, લાંચ-રુશવતની શક્યતા વગેરે ઘણી ઘણી વાતો સાંભળવાને મળતી. આપણામાંના કેટલાક સ્પષ્ટવક્તા લોકો આપણા લોકોના દોષોની પણ છૂટથી વાતો કરતા. ખરેખર બધી

જાતના લોકો મળીને દુનિયા બને છે. અહીંના પ્રાંતના ગવર્નરે જ્યારે જોયું કે રુઆન્ડા-ઉરુન્ડી વિશે મને જોઈતી માહિતી મળતી નથી, ત્યારે એણે એક ખાસ ચોપડી मोनोग्राफी ॲग्रिकोल द्यु रुआन्डा-उरुन्डी શ્રી જૂઠાભાઈ મારફતે મને મોકલી. મને જો ફ્રેન્ચ આવડત તો મેં એનો ઘણો ઉપયોગ કર્યો હોત. નકશા, ચિત્રો અને આંકડાઓ એમાં ભરપૂર છે. આ પ્રદેશમાં મોટી મોટી હોટેલોમાં પાર્ટીઓ આપવાથી આપણા લોકોની પ્રતિષ્ઠા વધે છે એમ મેં જોયું. દક્ષિણ આફ્રિકામાં ગાંધીજીએ નામદાર ગોખલે માટે જે અનેક ખાણાં ગોઠવ્યાં હતાં એનું મહત્ત્વ આફ્રિકા આવ્યા પછી જ હું સમજી શકયો.

તેરમી જુલાઈની સવારે અમે ઉસુંબરા છોડયું, અને એક નવો જ રસ્તો લઈને અસ્ટ્રીડા, કબગયે, રુહેંગેરી આદિ સુંદરમાં સુંદર પ્રદેશોમાં થઈને પાછાં કબાલે પહોંચ્યાં. પણ એનો આનંદ અહીં નોંધ્યા વગર એ મુસાફરીની વિદાય ન જ લેવાય.

સવારે વહેલાં એટલે સાડા છએ અમે નીકળ્યાં. અહીંની શોભા કંઈક અલૌકિક જ હતી. સરકારી ખાતાએ અહીંના રસ્તાઓ તરફ ખાસ ધ્યાન આપેલું છે. પહાડની કેડીએ જ્યારે રસ્તો જાય છે ત્યારે એક બાજુએ પહાડ અને બીજી બાજુ ખીણ, એવી સ્થિતિમાં ગાડીઓ અને મોટરો ખીણમાં પડી જવાની બીક રહે છે. વરસાદ પડે એટલે ખીણ તરફના રસ્તાની માટી ધોવાઈ જઈને રસ્તામાં મોટું ગાબડું પડે છે. એ જોખમ સહુથી મોટું. ખીણની બાજુએ બે ખૂબ ઊંચી દીવાલ બાંધવાનો રિવાજ હોય છે, પણ સેંકડો માઈલ સુધી દીવાલ બાંધવાનો ખરચ કેમ પોસાય? વચમાં વચમાં પથરા બેસાડવાથી પણ સલામતી ન સધાય. અને દીવાલ તળેની માટી જો ધોવાઈ જાય તો દીવાલની જ સલામતી નહીં. આ બધી મુશ્કેલી સામે એક સારો ઉપાય શોધી કાઢયો છે. સીધાં ઊંચાં ઊગી શકે એવાં ચીડ જેવાં ઝાડ ખીણની બાજુએ નજીક નજીક વાવ્યાં હોય તો શોભાની શોભા વધે અને મૂળિયાં માટીને એવી તો પકડી રાખે કે રસ્તો હંમેશને માટે સલામત.

રસ્તો વળાંક લેતો લેતો એટલો તો ઊંચે ચડયો કે મોટા મોટા પહાડો, ટેકરીઓની પેઠે ખીણોમાં સંતાતા દેખાવા લાગ્યા. આ બાજુ પણ પહાડની બાજુ પર ખેતી થાય છે. ખીણમાંથી વહેતાં પાણીનો પણ આ લોકો વધારેમાં વધારે ઉપયોગ કરે છે.

અહીંની મુસાફરીમાં એક વસ્તુ જોઈને અમને ગ્લાનિ થઈ. રસ્તા પરથી કોઈ પણ આફ્રિકન જતો હોય તો મોટરમાં બેઠેલા બધા લોકોને સલામ ભરવાનો જ. આપણા જેવા મુસાફરો, સજ્જનતા હોય તો, સલામ સામે સલામ ભરે. કેટલાક તો આફ્રિકનો પ્રત્યે તુચ્છતાની નજર નાખીને આગળ જાય છે. આ રિવાજ પાછળનો ઇતિહાસ સમજવા જેવો છે.

પશ્ચિમના લોકો વ્યક્તિના અધિકારનો અને તેની સ્વતંત્રતાનો વધારે ખ્યાલ રાખે છે. આપણા લોકો નમ્રતામાં જ સંસ્કારિતાની નિશાની જુએ છે. એટલે કોઈ

અજાણ્યો માણસ સામેથી દેખાયો તો ભગવાન તરફથી આવેલો એ એક ફિરસ્તો ન હોય એવી રીતે આપણા લોકો એને નમસ્કાર કરવાના. એ જો ઘરમાં અતિથિ તરીકે આવે તો એણે આપણા ઉપર અનુગ્રહ કર્યો છે એવી વૃત્તિથી, ધન્યતા બતાવી એની સેવા કરવાના. એ જ જાતની ભલાઈ આ આફ્રિકન લોકોમાં પણ હશે. અંગ્રેજ લોકો જ્યાં જાય ત્યાં પોતાની ધાક બેસાડવાનો પ્રયત્ન કરે. કોઈ એમને 'સાહબ' ન કહે તો એને મારે. જે સલામ ન ભરે તે 'ફિતૂરી' કરે છે એમ ઠરાવી દે. ધાક બેસાડવા ખાતર લોકોને પેટે પણ ચલાવે. જે સલામ પહેલાં સંસ્કારિતાની નિશાની હતી તે હવે ગુલામીની નિશાની થઈ ગઈ. આગળ જતાં જ્યારે સ્વમાનની લાગણી વધી ત્યારે લોકોએ આવી રીતે સલામ ભરવાનું છોડી દીધું.

આપણા દેશમાં કેટલાક સજ્જન અંગ્રેજોને આ સલામની પ્રથા ગમતી ન હતી. કર્ણાટકમાં એક કલેક્ટર પોતાને બંગલેથી રોજ સાંજે પગપાળો ફરવા નીકળતો અને પોતાને ગમતો રસ્તો લઈને ફરી આવતો. થોડા દિવસ પછી એણે એ રસ્તો છોડી દીધો અને ઊતરતી શોભાવાળે રસ્તે જવા લાગ્યો. એના એક અંગ્રેજ દોસ્તે રસ્તો ફેરવવાનું કારણ પૂછ્યું. એણે કહ્યું, "જૂને રસ્તે જતાં વચમાં ફલાણા રાવબહાદુરનું ઘર આવે છે. મારો વખત જાણી એ રોજ અચૂક એ જ સમયે રસ્તા ઉપર આવીને ઊભો રહે છે. મને જોતાંવેંત જમીન સુધી ઝૂકીને સલામ ભરે છે અને પોતે ધન્ય થયો હોય એવું મોઢું કરીને પાછો જાય છે. રોજની આ કવાયતથી હું ત્રાસી ગયો. એટલે મેં એ રસ્તો જ છોડી દીધો!"

બપોર સુધી અમે આસિટ્રૂડા પહોંચ્યાં. ત્યાં ખાધું અને આગળ ન્યાંઝા વટાવી કબગયે સુધી પહોંચ્યાં. અહીં મિશનરી લોકોનું એક મોટું થાણું છે. કબગયેથી અમે મોટો રસ્તો જમણી બાજુ છોડી દીધો અને કાચે રસ્તે રુહેંગેરી તરફ વળ્યાં. આ રસ્તો જેટલો રળિયામણો હતો તેટલો જ જોખમકારક પણ ખરો.

રુહેંગેરીમાં પોપટભાઈ કરીને એક દુકાનદાર રહેતા હતા. એમને ત્યાં અમે થોડોક આરામ કર્યો, ખાધું અને આગળ ચાલ્યાં. એ ભાઈને ત્યાં કેટલીક સાહિત્યિક ચોપડીઓ જોઈ. એમણે ઘણીખરી વાંચી પણ હતી. એમની પાસેથી જાણ્યું કે અનેક આફ્રિકન લોકોને પોતાની દુકાન પર બેસાડી એમણે કેળવ્યા છે અને વિશ્વાસ બેઠા પછી પોતાની દુકાનની શાખાઓ ખોલીને ત્યાં એમને બેસાડી દીધા છે. અમુક પગાર અને અમુક ટકા નફો—એ શરતે આ શાખા દુકાનો સરસ ચાલે છે.

અહીંથી થોડે દૂર સોડા વૉટરનું ઝરણું જોવા અમે ગયાં. ભાંગી ગયેલા હોજ જેવું એ સ્થાન હતું. ઊકળતા પાણીમાંથી પરપોટા નીકળતા હોય એવું લાગતું. પાણી બિલકુલ ઠંડું હતું. અમે કપ ભરી ભરીને પાણી પીધું. મને બીક હતી કે એ પાણીમાં બીજા ક્ષાર હશે એટલે સ્વાદ વિચિત્ર લાગશે. થોડુંક પીતાંવેંત મોઢામાંથી ઉદ્‌ગાર નીકળ્યો કે આના કરતાં વધારે સારું સોડા વૉટર ક્યાંય પીધાનું સ્મરણ નથી.

અહીંથી આગળ જતાં ત્રણ મોટા સુપ્ત જવાળામુખીઓ પોતાનાં રૂપાળાં શિખરો ઊંચાં કરી હારબંધ ઊભેલા દેખાયા. એકનું નામ મુહાવુરા, બીજાનું નામ

મ્બિનિયો અને ત્રીજાનું ગહિંગા. સાંજ પડી. અંધારું થવા લાગ્યું અને એ ત્રણે જ્વાળામુખીઓ ભયાનક રાક્ષસ જેવા દેખાવા લાગ્યા. અમારે એકની તળેટીમાં થઈને જ પસાર થવાનું હતું. ચોક્કસ યાદ નથી પણ એ મુહાવુરા હશે. એને ડાબી બાજુએ છોડીને અમે આગળ વધ્યાં. હવે તો મોટરનો દીવો બતાવે તેટલો જ રસ્તો દેખાય. આખો પ્રદેશ એટલો બિહામણો હતો કે ધાડ પાડવા ડાકુઓ પણ અહીં આવવાનું પસંદ ન કરે.

અંતે અમે કસ્ટમ્સની હદ ઓળંગી. પેલા કચ્છી ભાઈનો નકશો, અનેક ધન્યવાદ સાથે પાછો આપ્યો. અમારી ઘડિયાળોને ચાબુક મારી એક કલાક આગળ દોડાવી અને મોટરોને જમણી બાજુએ સાચવવાનો નિયમ ભુલાવી ડાબી બાજુ પકડી અને જેમ તેમ બાકીનો રસ્તો કાપી કાઢી સાડાનવ દશ વાગ્યે કબાલેની હોટેલ ભેગાં થઈ ગયાં. ત્યાંની ભલી બાઈએ અમારે માટે ખાવાનું સરસ રાંધીને રાખ્યું હતું. પથારી પણ તૈયાર કરી રાખી હતી. આટલી લાંબી મુસાફરીને અંતે આટલી સરસ સગવડ મળ્યા પછીની ઊંઘમાં સ્વપ્નાં પણ આવવાની હિંમત કરે ખરાં? મડદાં પણ અમારી અદેખાઈ કરે એટલા જોરથી અમે ઊંઘ્યાં.

## ૩૫. કબાલેથી કંપાલા

જે રસ્તે ગયા હોઈએ એ જ રસ્તે પાછા વળતાં શોભા ઓછી નથી હોતી. એકેએક દૃશ્ય અવળી દિશાએથી જોવાને મળતું હોવાથી નવા જેવું જ લાગે છે. આગળ શું શું આવવાનું છે એનો ખ્યાલ હોવાથી નવીનતા ભલે ન હોય પણ ઉત્સુકતા મરેલી નથી હોતી. એટલે રસની દૃષ્ટિએ એ પ્રવાસ જરાય ઊતરતો નથી હોતો અને છતાં મન તો કહ્યા જ કરે છે 'આ તો બધું એક વાર થઈ ચૂક્યું છે.' અને તેથી ધ્યાનની કમાન ઢીલી થઈ જ જાય છે.

રુઆન્ડા-ઉરુન્ડીવાળી આ છેલ્લી મુસાફરીમાં શ્રીમતી યમુનાતાઈ શહાણે અમારી સાથે હતાં. એમને જાતજાતના સવાલો છેડવામાં રસ આવતો. મહારાષ્ટ્રની સામાજિક પરિસ્થિતિને અંગેના શ્રી મોહનરાવ શહાણેના અને મારા વિચારો મળતા આવતા. તેથી અમે થોડાક અનુભવોની આપલે કરવા ઉપરાંત વિશેષ ચર્ચા કરી શકતા નહીં. યમુનાતાઈ તો વિદ્વાન પતિનાં બહુશ્રુત પત્ની. અનેક લોકોના અનેક અભિપ્રાયો રજૂ કરી તેને અંગે માહિતી મેળવવાની અને ચર્ચા દ્વારા નવી નવી જીવનદૃષ્ટિ કેળવવાની એમને ઘણી હોંશ. એટલે ચર્ચા ખૂબ ચાલતી. બ્રાહ્મણ જાતિના ગુણ-દોષો, એનું થયેલું પતન, એ જાતિના ઉદ્ધાર માટેની યોજનાઓ ઇત્યાદિ ઘણા પ્રશ્નોની ચર્ચા ચાલતી. રસ્તો ખુટાડવા માટે સૌથી ઉપયોગી ઇલાજ ચર્ચા જ છે. અગિયાર વાગ્યે કબાલે છોડીને બે વાગ્યે અમે મ્બરારા પહોંચ્યાં. ત્યાં અમારા મેજબાન શ્રી છગનભાઈ ઠક્કરે અમને રહી જવાને ઘણાં વીનવ્યાં પણ અમે જવાનો જ

આગ્રહ રાખ્યો. એટલામાં વફાદારીપૂર્વક અમારી સાથે આખી મુસાફરી કરેલી મોટરે જાહેર કર્યું કે, 'મારાં ગાત્ર હવે નથી ચાલતાં.' આખી લડાઈ લડી લીધા પછી, છેલ્લે દિવસે સેનાપતિનો ઘોડો ઘાયલ થાય એના જેવી એ સ્થિતિ થઈ.

મ્બરારા કોઈ મોટું શહેર નહીં કે ગરાજમાં મોકલીને એને તરત સમી કરાવાય. પૈડા પાસેની એક કિલપ જ તૂટી ગઈ હતી. સ્થાનિક કારીગરે કહ્યું કે, અઢી કલાકમાં મોટર તૈયાર થશે. અઢી કલાકને અંતે જોયું તો એણે અમારું કામ હાથમાં પણ લીધું ન હતું! જેનો પ્રારંભ જ થયો નથી એનો અંત ક્યારે થશે એ પ્રશ્નનો જવાબ કોઈ વેદાંતી પણ આપી ન શકે! આને અંગેની જાતજાતની વિટંબણાનું વર્ણન કર્યે લાભ શો? શ્રી કમલનયનનો રસોઈયો ગોપી માંદો પડયો. એને ચક્કર આવ્યાં. બીજું કશું ન સૂઝવાથી કોકે એને બ્રાન્ડી પાઈ. એને પાછળ રાખીને કમલનયન આગળ જવા તૈયાર થાત પણ શહાણેએ તેમ કરવા ન દીધું. ઘણી ચર્ચાને અંતે અમે નક્કી કર્યું કે જે એક મોટર સેવા આપવા હજી તૈયાર છે એને લઈને થોડાંક જણ આગળ જાય. કમલનયન, યમુનાતાઈ, શરદ પંડયા, ગોપી એ ચાર જણને સાથે લઈ શાહ બંધુઓ પોતાની મોટરમાં ઊપડયા અને અમે અમારી માંદી મોટર સાજી થવાની રાહ જોતાં થાકતાં રહ્યાં.

પછી તો સ્થાનિક શાળાના વ્યવસ્થાપકોમાં મતભેદ કેમ શરૂ થયો, એમાંથી બે અલગ અલગ નિશાળો કેમ બની, એ બધી હકીકત વિસ્તારપૂર્વક અમે સાંભળી. લિંડીથી અમે આવાં પ્રકરણો સાંભળતાં આવ્યાં હતાં. સવાલ એક જ હોય તોયે સ્થાનિક વિગતોમાં નવીનતા હોવાની જ. આફ્રિકામાં ઈસ્લામનું સ્થાન શું છે એને વિશે મેં લાંબું વિવેચન કર્યું. છતાં મોટર સાજી થાય નહીં. સવારે નાસ્તો કરીને જવા તૈયાર થયેલાં અમે રાત્રે સાડાઆઠ વાગ્યે જેમતેમ ચાલતાં થયાં. પણ તે અમારી મોટરમાં નહીં. અમારી સાથે આખો દિવસ દોડમદોડા કરીને થાકેલા છગનભાઈની મોટરમાં. એ જો સાજી હોત તો અમે ક્યારનાં મ્બરારાથી નીકળ્યાં હોત. ગમે તે જોખમે રાતવાસો ટાળવો જ જોઈએ એવો અમારો આગ્રહ જોઈને છગનભાઈએ પોતાની મોટર તૈયાર કરી. એને તૈયાર થતાં પણ વાર તો લાગી જ. મ્બરારાથી બહાર નીકળ્યાં. જમણી બાજુ પહાડમાં ભારે દવ લાગ્યો હતો. એનો પ્રકાશ અમારા રસ્તા સુધી આવ્યો હતો. અમારી મોટર ઘણી બહાદુરીથી ત્રીસ માઈલ સુધી ચાલી અને એ ખોટકી. એને થયું હશે કે ઘરમાં એક માંદી મહેમાન મોટરને છોડીને આપણે આમ જઈએ એ અજુગતું છે.

એનું પંકચર સમું કરવા માટે અમે જેક શોધ્યો. અમારા પરગજુ શૉફરે માંદી મહેમાન મોટરની સેવામાં એ પાછળ રહેવા દીધો હતો! હવે શું થાય? આખી રાત વગડામાં ગાળ્યા વગર છૂટકો ન હતો. કોકે કહ્યું કે, અહીંના જંગલમાં સિંહ તો હોય જ છે. રાત્રે એકાદનો ભેટો થાય તો નવાઈ નહીં. સિંહની મુલાકાતથી અમે ટેવાયાં હતાં. મોટરનાં બારીબારણાં બંધ કરીને અમે બેસી શકત. પણ આખી રાત મોટરમાં બેઠાં બેઠાં હાથપગ રહી જાય એનું શું?

ઘણી રાહ જોયા પછી સામી બાજુથી એક મોટર આવી. એ લોકોને અમુક વાગ્યા સુધીમાં કબાલે પહોંચવું હતું. અમારી વિનંતી તેઓ સ્વીકારી શકે એમ ન હતું. અમે કહ્યું, 'જાઓ ત્યારે, જે થવાનું હશે તે થશે.' આ છેલ્લાં વચનની એ લોકો ઉપર અસર થઈ. અમે કોણ છીએ એનો પણ એમને ખ્યાલ આવ્યો. અમારી મોટરનો લંગડાતો પગ જેકની મદદથી ઊંચો કરી એને ઠેકાણે બીજું પૈડું બેસાડયું. પણ અમારો શૉફર કહે, 'હજી ૬૦ માઈલની મુસાફરી છે. મારી હિંમત નથી કે હું તમને સહીસલામત આગળ લઈ જઈ શકીશ.' અમારી આગળ એક કોયડો ઊભો થયો. પાછા વળીએ તો મોટર સારી રીતે ચાલશે જ એની ખાતરી શી? એ કંઈ જાનવર ન હતું કે ઘરનો રસ્તો જોઈને ઉમંગમાં આવે. છતાં અમે હિસાબ કર્યો કે ૬૦ માઈલના જોખમ કરતાં ૩૦ માઈલનું જોખમ ઓછું. અમે પાછાં ફર્યાં. એટલામાં અમારી પોતાની મોટર પણ સાજી થઈને આવી પહોંચી. હવે મસાકા જવાને વાંધો ન હતો. પણ બધા જ સારથિઓ હિંમત હારેલા. અમે જુદો જ હિસાબ કર્યો. પાછાં જઈએ તો ત્યાંના ગૃહપતિને અગિયાર વાગ્યા પહેલાં જ જગાડવા પડે. મસાકા જઈએ તો અપ-રાત્રિએ બે અઢી કે ત્રણ વાગ્યે ત્યાંના ગૃહપતિને અણધાર્યા જગાડવા પડે. પાછાં જવામાં જ ઓછી હિંસા હતી. અમે પાછી પાની કરી. જઈને સૂતાં બાર વાગી ગયા. એ આખો દિવસ અમને બહુ મોંઘો પડયો. મસાકા જવા માટે અમને ભાઈ હસનઅલી અને ભાઈ રજબઅલીનો સથવારો મળ્યો કેમ કે એમની જ મોટરમાં અમે જઈ શકયાં. આમાંના હસનઅલીભાઈ મુંબઈ પાસેની ઘોલવડ-બોરડીની સ્કૂલમાં ભણેલા હતા. પોતે રાષ્ટ્રીય વૃત્તિના છે એ સિદ્ધ કરવા માટે એમણે ભારપૂર્વક કહ્યું કે, "હું બોરડી સ્કૂલનો વિદ્યાર્થી છું." એમની પાસેથી મ્બરારા સ્કૂલના ભાગલા કેમ થયા એની બીજી બાજુ સાંભળી. મસાકા પહોંચતાંવેંત અમે કંપાલા ફોન કરવાનો પ્રયત્ન કર્યો પણ એમાં ન ફાવ્યાં. એટલામાં ત્યાંથી કમલ-નયનનો ફોન આવ્યો કે અમે મરચ્યુસન ફૉલ્સ જોવા જઈએ છીએ. વધારે લોકોની સગવડ થાય એમ નથી. તમારે માટે મોટર મોકલીએ છીએ.

હવે એ મોટર માટે થોભ્યે જ છૂટકો હતો. અમે વિચાર કર્યો, "બૈઠેસે બેગાર ભલી! મસાકાના લોકોની હંમેશની તકરાર છે કે જેટલા નેતાઓ, મહેમાનો અને હોંશીલા યાત્રીઓ આ બાજુ આવે છે તે બધા મસાકા માત્ર જમવા પૂરતા જ થોભે છે. જીભનો બીજો ઉપયોગ આપતા નથી." અમે પણ જતાં એમ જ કર્યું હતું. કમલનયનની મોટર મ્બરારાથી અમે જ્યારે આગળ મોકલી ત્યારે આશા રાખી હતી કે કમલનયન મસાકામાં દોઢ બે કલાકનું ભાષણ આપીને લોકોને સંતુષ્ટ કરશે. પણ એમણે મારો હવાલો આપી કંપાલાનો રસ્તો પકડયો હતો. પરિણામે મસાકાનું મહેણું મોળું પાડવાની ફરજ મારે માથે આવી પડી. ગામ ભેગું થતાં વાર ન લાગી. શ્રી અમૃતલાલભાઈ શામાણી બાહોશ માણસ છે. કેવળ મસાકાના જ નહીં પણ આસપાસના આખા પ્રદેશના લોકો એમના અભિપ્રાયને આદરથી

સ્વીકારે છે. ત્રણ વાગ્યે સિનેમા હૉલમાં સભા થઈ. "આપણે બધા એશિયન છીએ. આપણામાં એકતા હોવી જોઈએ. ગાંધી કેળવણી દ્વારા આપણે આફ્રિકન લોકોની સેવા કરવી જોઈએ." વગેરે મેં વિગતવાર સમજાવ્યું. લોકોને મારું ભાષણ ગમ્યું. મુસલમાનો વિશેષ રાજી થયા. એમાં એક અલીભક્ત કોઈ ઈસ્માઈલી ભાઈ હતા. એણે અલી માહાત્મ્ય વિશે થોડું ભાષણ કર્યું.

ખીમજીભાઈ અને વ્રજલાલભાઈના ભાઈ હીરાચંદ અમારે માટે કંપાલાથી મોટર લઈ આવ્યા. મોટરના અકસ્માતથી ગઈ કાલે અમે એટલાં ટેવાઈ ગયાં હતાં કે આ નવી મોટરે કંપાલા સુધીની ૮૨ માઈલની મુસાફરી વગર ખટકે પૂરી કરી એનું અમને આશ્ચર્ય થયું. અપેક્ષા-ભંગ થયો એમ કહીએ તોપણ ચાલે. કંપાલા જઈને છોટાભાઈ પટેલને ત્યાં અમે જમ્યાં અને રાત્રે નાનજીભાઈને ત્યાં આરામ કર્યો.

લાંબી યાત્રા પૂરી કર્યાનો સંતોષ લઈને સૂવું હતું પણ તે અમારા નસીબમાં ન હતું. 'શ્રી આર. એસ. શાહનાં બહેનની નાની દીકરી કિવનાઇનની ઘણી ગોળીઓ ખાઈ ગઈ અને ડૉક્ટરી ઈલાજ થઈ શકે તે પહેલાં જ એનો દેહાંત થયો.' એવા સમાચાર મળવાથી મન ગમગીન થયું. વર્ધા-સેવાગ્રામમાં અમારા આર્ય-નાયકમ્‌ના બાળકનો એવો જ કિસ્સો યાદ આવી મન તે તરફ દોડયું અને મરણ માટે કેવાં સાદાં કારણો પણ બસ થાય છે, તેમ ગફલતો ઘણી વાર કેટલી મોંઘી પડે છે એ વિચારે લાંબા વખત સુધી ઊંઘ ન આવી.

રવિવારનો દિવસ જૂનું દેવું ચૂકવવા પાછળ અને જૂના સંકલ્પો પાર પાડવા પાછળ ગાળવાનો હતો. છોટાભાઈ તેમ જ છોટુભાઈને સાથે લઈ અમે પેલી મસ્જિદ જોઈ આવ્યાં. એ મસ્જિદ દૂરથી જ બહુ સારી લાગી હતી. ઉપર ચડયા પછી આસપાસનો પ્રદેશ દૂર દૂર સુધી જોવાનો આનંદ મળ્યો ખરો. એ મસ્જિદ અમને બતાવવા માટે મેજર દીન અમારી સાથે આવવાના હતા પણ તેમની તબિયત સારી ન હોવાથી અમે જ તેમને મળવા ગયાં. એમની સજ્જનતા, સંસ્કારિતા અને મળતાવડાપણું ત્રણે સામાન્ય કરતાં વિશેષ હતાં.

બપોરે જૉર્જ સલી કરીને એક આફ્રિકન યુવાન અમને મળવા આવ્યા. એમની સાથે એમના મોટાભાઈ અને પિતા પણ હતા. હિંદુસ્તાન સરકાર તરફથી એમને સ્કૉલરશિપ મળી છે. દક્ષિણ આફ્રિકાની પોતાની પત્નીને પણ હિંદુસ્તાન લઈ જવાનો એમનો વિચાર હતો.

રુઆન્ડા-ઉરુન્ડીની આખી મુસાફરીમાં પોતાની મોટર લઈને સેવાભાવથી અમારી સાથે ફરેલા શાહ બંધુને ત્યાં અમે જમવા ગયાં. ઘરના લોકોને મળતાં અમને ઘણો આનંદ આવ્યો. એ કુટુંબ બહોળું છે. બધાં મળીને બાવનની સંખ્યા છે. આટલા લોકો એકસંપથી રહે છે એની પાછળ કેટલી બધી સંસ્કારિતા અને કુનેહ હોવી જોઈએ! શ્રી ખીમજીભાઈએ ગેંડાનું એક મોટું શીંગડું મને ભેટ આપ્યું. મારી સાથે હું એ આણી ન શક્યો. પાછળથી એને માટેની બધી વ્યવસ્થા કરવી પડી હતી.

કંપાલાના મહારાષ્ટ્ર મંડળની મુલાકાત મારે કયારની લેવી જોઈતી હતી. પણ તે ગફલતથી રહી ગઈ. મહારાષ્ટ્ર મંડળનો કાર્યક્રમ ઘણો જ રસિક હતો. સંગીત તો એમાં હોય જ. શ્રી ગોંધળેકર પાસેથી બેલ્જિયમ વિશે અમે કેટલીક માહિતી મેળવી. મારા ભાષણ પછી થોડીક પ્રશ્નોત્તારી થઈ. એમાં હિંદુસ્તાનના જ સવાલો પુછાયા હતા. "ભાષાવાર પ્રાન્તરચના થશે ત્યારે મુંબઈનું શું થશે?" એ એક સવાલ અને "હિંદુસ્તાનની રાજદ્વારી પ્રવૃત્તિમાં મહારાષ્ટ્રનું સ્થાન કયાં છે?" એ બીજો સવાલ. બન્ને સવાલ પાછળ શુદ્ધ જિજ્ઞાસા અને હિતેચ્છા હતી એટલે મેં પણ વિસ્તારથી જવાબ આપી એ લોકોની ચિંતા દૂર કરી.

કંપાલામાં જે એક ભાઈને મળવાનું રહી ગયું હતું તે હતા ધીરુભાઈ મારફતિયા. હિંદુસ્તાનથી તાજેતરમાં જ પાછા ફરેલા. પોતાની દીકરી આશાની કેળવણી પાછળ તેઓ ઠીક મહેનત લે છે. અહીંના જાહેર જીવનમાં પણ એમનો ભાગ છે. તેઓ અમારી સાથે લુગાસી સુધી આવ્યા. રસ્તામાં ગાંધી સ્મારક કૉલેજ વિશે અમે ઘણી ઘણી ચર્ચા કરી. શ્રી ધીરુભાઈ મારફતિયા ધારે તો કૉલેજની યોજનામાં ઘણા મદદગાર થઈ શકે.

## ૩૯. માગી લીધેલી મીઠી કેદ

બે મહિનાની અદ્ભુત મુસાફરી પૂરી કરી અમે એટલા બધા સંસ્કારો મેળવ્યા હતા કે એમનો સંગ્રહ ન કરીએ તો તે વાદળાંની પેઠે ઊડી જશે એ બીક હવે મનમાં પેસી ગઈ. રુઆન્ડા-ઉરુન્ડી જતાં પહેલાં જ મેં છોટુભાઈને કહ્યું હતું કે આફ્રિકા છોડતાં પહેલાં જ મુસાફરીનું બયાન લખી ન કાઢું તો હિંદુસ્તાનમાં ગયા પછી એ નથી થવાનું. ત્યાં ગયા એટલે ત્યાંનાં કામો અને ત્યાંની ચિંતા વળગશે. મને કોઈ એવે એકાંતને ઠેકાણે પુરાઈ રહેવા દો કે જેથી નિરાંતે કાંઈક લખી શકું. છોટુભાઈએ એ જવાબદારી માથે લીધી અને મારે શ્રી નાનજી શેઠના લુગાસીના ભવનમાં આઠ દિવસ ગાળવા એમ એમણે નક્કી કર્યું. તેવામાં શ્રી અપ્પાસાહેબે વાંધો ઉઠાવ્યો: "નૈરોબીમાં કમિશનરની ઑફિસ નવા બાંધેલા ઘરમાં જવાની છે એનો પ્રવેશસમારંભ તમારે હાથે થવાનો છે એ ભૂલતા નહીં. નૈરોબીમાં પણ અમે તમને શાન્તિ આપી શકીશું." હમેશ મુજબ એ બન્ને મેજબાનોએ त्वयार्धम् मयार्धम्નો ન્યાય વાપરી સમાધાન કર્યું. ચાર દિવસ લુગાસી રહીને નૈરોબી જવું એમ નક્કી થયું. એ નિર્ણય પ્રમાણે કંપાલાથી અમે લુગાસી પહોંચ્યાં. કમલનયને મરચ્યુસનથી પાછા આવી નૈરોબીનો રસ્તો લીધો. ચિ. સરોજિની, હું, શરદ પંડયા અને અમારું હિંદી કરમુદ્રણ યંત્ર એટલાં લુગાસી રહ્યાં. ત્યાં જતાંવેંત શ્રી આનંદજીભાઈએ અમારો કબજો લીધો. અમારી રહેવા કરવાની બધી સગવડ ગોઠવી અને અમને ગમે ત્યારે કોઈ મળવા ન આવે એની

ચોકીદારી પોતાના હાથમાં લીધી. છતાં કંપાલાથી કે બીજેથી કોઈ ને કોઈ મળવા આવતા જ. એમને માટે આનંદજીભાઈએ જમવાનો વખત છૂટો રાખ્યો. આટલી 'કેદ'માં અમે રહ્યાં તેથી જ ઠીક ઠીક લખી શક્યાં.

લુગાસી સ્થાન જ એવું છે કે એક વાર જોયા પછી મન પર એનું ચિત્ર ઠસી જ જાય. કકીરા અને લુગાસી સુંદર જોડી છે, એ બેમાં કોણે કોનું અનુકરણ કર્યું છે એ મેં પૂછ્યું નથી. લુગાસીની ટેકરી ઉપર બે મકાનો છે. એક જૂનું; તે નાનું પણ છે અને સાદી સગવડોવાળું છે. બીજું નવું એશઆરામવાળું. પહેલું મકાન પુરુષાર્થી માણસની સાદી અભિરુચિવાળું છે. બીજું મકાન ધની પિતાના ભાગ્યશાળી દીકરાઓને રહેવાલાયક છે. અમે નાના (અલબત્ત, પ્રમાણમાં નાના) મકાનમાં રહીને એકાગ્રતાથી લખવાનું પસંદ કર્યું. રોજ સવારે અને સાંજે અમે આસપાસના દૃશ્યનું—સૂર્યોદય-સૂર્યાસ્તનું સૌન્દર્ય જોઈ અને બન્ને સંધ્યાએ સૂર્યનારાયણનું ઉપસ્થાન કરતાં પક્ષીઓનું ગાન સાંભળી, હૃદયને એનો ખોરાક આપતાં અને બાકીનો બધો વખત લખવામાં ગાળતાં.

પહેલો દિવસ એક બે કાગળો લખવામાં, વર્ણનનાં પ્રકરણો પાડવામાં અને પ્રસ્તાવના લખવામાં ગયો. રાત્રે જમ્યા પછી શિક્ષકો અને વિદ્યાર્થીઓ જોડે સહેજ વાર્તાલાપ થયો. 'ગુજરાતી નિશાળમાં આફ્રિકન વિદ્યાર્થીઓ તમારી ભાષા શીખવા આવે તો તમે એમને લેવા તૈયાર થશો કે કેમ?' એ સવાલ મેં પૂછ્યો. મારે એ બાબતમાં વિદ્યાર્થીઓનો અભિપ્રાય જાણવો હતો. શિક્ષકોને એ સવાલ પૂછવામાં કાંઈ અર્થ ન હતો, કેમ કે આવા કારખાનાની નિશાળની બધી વ્યવસ્થા મૅનેજરના જ હાથમાં હોય છે. ભાઈ જાજલ અહીંના જનરલ મૅનેજર છે. એમણે પરિસ્થિતિ પરત્વે ઘણી ચોખવટ કરી. મારે જે કહેવું હતું તે બધું ચર્ચા દ્વારા હું કહી શક્યો. તાત્યાનો એક કાગળ લઈને શ્રી છોટાભાઈ કંપાલાથી આવ્યા. અમે નૈરોબી ક્યારે પહોંચીશું એ અને એમણે ગોઠવેલો આગળનો કાર્યક્રમ અમને મંજૂર છે કે નહીં એ પણ એમને જાણવું હતું.

મારા સ્વભાવ પ્રમાણે મેં એમનો કાર્યક્રમ મંજૂર રાખ્યો કેમ કે કામની દૃષ્ટિએ એ બરાબર હતો. એનું એક પરિણામ એ આવ્યું કે મરચ્યુસન ફૉલ્સ જોવા જવાની તક મારે જતી કરવી પડી અને વિક્ટોરિયા સરોવરના કિનારાનું મશહૂર બંદર કિસુમુ જોવાની ઇચ્છા પણ દબાવવી પડી.

શ્રી નાનજીભાઈએ પોતાના કારખાનામાં ઠેકઠેકાણેથી લોકો આણીને વસાવ્યા છે. એમાંના એક મહારાષ્ટ્રી ભાઈ શ્રી ભોમે છે. એ મૂળે ફલટણ સતારા તરફના. ખાંડની બાબતમાં નિષ્ણાત છે. અહીં એમણે ત્રીસ વરસ કામ કર્યું છે. દીકરો હવે ઘરનું બધું સાચવી શકે એવો થયો છે એટલે નિવૃત્ત થઈ, પેટ પૂરતું લઈને રાષ્ટ્રસેવા કરવા માગે છે. એમની ખાસિયત મેં એ જોઈ કે સિદ્ધાન્ત કે વ્યક્તિગત સંબંધ જાળવતાં વ્યાવહારિક નુકસાન થઈ જાય તો એમને એનો જરા સરખો

ખરખરો થતો નથી. એમની માતૃભક્તિ જોઈને મને એમના પ્રત્યે વિશેષ આકર્ષણ થયું. એ જ રાત્રે કમલનયન અને શહાણે દંપતી મરચ્યુસન ફૉલ્સની યાત્રા પૂરી કરી મોટરને રસ્તે નૈરોબી જવા આ તરફ આવ્યાં. રાત્રે લુગાસી આવ્યા પછી કાચા રસ્તા ઉપર કાદવમાં ફસાઈને ખૂબ હેરાન થયાં. બીજે દિવસે સવારે તેની વાતો જ વિનોદનો વિષય થઈ ગયો.

ત્રીજે દિવસે કિસુમુથી ત્યાંના લોકોનો લાંબો તાર આવ્યો કે 'અમારે ત્યાં જરૂર આવો.' મસાકાનું વળતર વાળવાનું નક્કી કરી મેં કમલનયનને એ કામ સોંપ્યું અને કિસુમુના લોકોને એક મીઠો કાગળ લખી માફી માગી. કમલનયન વ્યાખ્યાનમાં હારે એવા છે જ નહીં અને વિનોદના ફુવારા એમની પાસે હંમેશાં હાજર. એમણે જતાંવેંત કહ્યું કે "મહાદેવ પોતે નથી આવી શક્યા એટલે એમનો પોઠિયો આવ્યો છે." પોતાની જ મશ્કરી કરીને એમણે જે વાતાવરણ ઉત્પન્ન કર્યું એટલાથી એ લોકોમાં માનીતા થઈ પડ્યા. એક વાર પોતાની જ મશ્કરી કરી લીધી, એટલે એ ઓજાર બીજા ઉપર અજમાવવાની છૂટ મળી જ જાય છે! કમલનયન સાથે લુગાસીમાં જ અમે નક્કી કર્યું કે મારે પણ ઇજિપ્ત ન જતાં એડિસઅબાબા સુધી જઈને જિબુટી એડનને રસ્તે પાછા હિંદુસ્તાન જવું.

ઇજિપ્ત જવાનું મેં માંડી વાળ્યું એનું ઘણાને આશ્ચર્ય થયું. ખર્ચની મુશ્કેલી હતી નહીં. નાનજી શેઠ તરફથી એ સહેજે મળી જાત. પણ આટલા દિવસ સાથે મુસાફરી કરી ત્યાં છેલ્લી ઘડીએ કમલનયનને છોડી દઈ આગળ જવાનું મને ગમ્યું નહીં. અને એથીયે વિશેષ અથવા મુખ્ય વિચાર એ હતો કે ઇજિપ્તની સંસ્કૃતિ જુદી. એના સવાલો જુદા. ત્યાંના પિરામિડ જોઈશ, કાયરોનું અદ્‌ભુત સંગ્રહાલય નિહાળીશ અને અલ અઝહારની યુનિવર્સિટીની મુલાકાત લઈશ તો એટલા બધા ભિન્ન અને વિવિધ સંસ્કારો મન પર થશે કે ઈસ્ટ આફ્રિકાના સંસ્કારો દબાઈ જશે. મારે એમ થવા દેવું ન હતું. હિંદુસ્તાનનો પૂર્વ આફ્રિકા સાથે જે જાતનો સંબંધ છે તેવો ઇજિપ્ત સાથે નથી. પૂર્વ આફ્રિકામાં સેવાની હાકલ હતી. ઇજિપ્તમાં સંસ્કારસમૃદ્ધિનું અને અદ્‌ભુત પરંપરાનું આકર્ષણ હતું. નાઈલ નદીનું જીવનચરિત્ર વાંચ્યા વગર, ઇજિપ્તની મિશ્ર સંસ્કૃતિ વિશેનું જ્ઞાન તાજું કર્યા વગર અને ઇજિપ્તમાં નેપોલિયનથી માંડીને પશ્ચિમના અનેક લોકોએ જે પુરુષાર્થ પાથર્યો, તેની માહિતી મેળવ્યા વગર ઇજિપ્તમાં જવું એ મને કંઈક ઉતાવળિયું પગલું લાગ્યું. સગવડ છે એટલા જ માટે જઈ આવું તો હીરો ઘોઘે જઈ આવ્યો જેવી વાત થાય. ખ્રિસ્તી ધર્મના પ્રારંભના દિવસોમાં ઇજિપ્તે એ ધર્મને જે આશ્રય આપ્યો તેનો ઇતિહાસ પણ ફરી યાદ કરવા જેવો હતો જ. આ બધું ક્યારે કરીશ અને ઇજિપ્ત ક્યારે જઈશ એ હું જાણતો નથી. અને જઈશ ત્યારે આ બધી તૈયારી કરવાનો વખત મળશે કે કેમ એ વિશે પણ મને શંકા છે. આપણા ભાગ્યમાં જેટલું હોય છે તેટલું જ આપણાથી થાય છે અને [illegible] આપણને લાભ મળે છે એ મારો વિશ્વાસ દૈવવાદમાંથી

નથી ઉત્પન્ન થયો પણ જીવન-પરિચયમાંથી ઉત્પન્ન થયો છે—જેને લોકો કર્મનો સિદ્ધાંત કહે છે.

આ જ દિવસે એક સજ્જન, સેવાપરાયણ વૃદ્ધ વ્યક્તિનો પરિચય થયો. ડૉ. હંટર એમની યુવાવસ્થામાં અમારા બેલગામ તરફ રહેલા હતા. એમના પિતા પણ ત્યાં જ હતા. બેલગામ પાસે જે હિંડલગા જેલમાં હું રહ્યો હતો, એના જ ગામડામાં એમણે એક કુષ્ઠાશ્રમ ચલાવ્યો હતો. બેલગામ તરફથી ડૉ. હંટર આફ્રિકા કેમ આવ્યા, ક્યારે આવ્યા, તે મેં એમને પૂછ્યું નહીં. એમણે કહ્યું હોય તો યાદ નથી. આજે એમની ઉંમર ૭૨ વરસની છે. થોડાં જ વરસ ઉપર એમનાં પત્ની અને એમનો દીકરો, પૂર્વ આફ્રિકામાં જ ગુજરી ગયાં. હવે એકલા જ છે. નાનજી શેઠ એમને ખરચ જોગું આપે છે પણ એ રકમ પેન્શન તરીકે ન સ્વીકારતાં, લુગાસીના કારખાનામાં મજૂરોની તબીબી સેવા કરી તેઓ સંતોષ માને છે. “આટલી ઉંમરે તમે કામ કરો છો એ આશ્ચર્યકારક છે.” એમ જ્યારે મેં કહ્યું ત્યારે એ વૃદ્ધે બિલકુલ મુગ્ધભાવે કહ્યું, “After all it is better to wear away than to rust away.” (કટાઈ જવા કરતાં ઘસાઈ જવું સારું.)

એવા સત્પુરુષને શ્રી આનંદજી મારી પાસે લઈ આવ્યા એટલા માટે મેં એમનો ઉપકાર માન્યો. આફ્રિકાથી સ્વદેશ પાછા આવ્યા પછી ખબર મળ્યા કે એ ડૉ. હંટર જ્યાં એમનાં પત્ની અને દીકરો ગયાં છે ત્યાં પહોંચી ગયા. પણ કેટલી સુવાસ પાછળ છોડી ગયા!

આખો દિવસ લખ્યા પછી વિનોદ તરીકે આનંદજીભાઈ પાસેથી પૂર્વ આફ્રિકાના ઈમિગ્રેશન કાનૂનની ઘણી આંટીઘૂંટીઓ જાણી લીધી. રાત્રે લુગાસીની સંસ્થા તરફથી રિક્રિયેશન ક્લબમાં થોડી પ્રશ્નોત્તરી થઈ.

છેલ્લે દિવસે કંપાલાથી શ્રી કાકુભાઈ અને રમાકાન્ત આવ્યા. એમની સાથે અનેક વાતો થઈ.

૨૧મી જુલાઈએ અમે લુગાસી છોડી કંપાલા અને એન્ટેબે થઈને ચાર વાગ્યે વિમાન માર્ગે નૈરોબી પહોંચી ગયાં.

પણ કંપાલા અમને સહેજે છોડે એમ હતું નહીં. ખીમજીભાઈ કહેવા લાગ્યા કે, “તમે મારા ભાઈને ત્યાં જમ્યા છો; મારું ઘર તમે ક્યાં જોયું છે?” એટલે ૨૧મીએ એમને ત્યાં અમે નાસ્તો કર્યો. સરવિસ સ્ટોર્સમાં જઈને કંપાલાવાળા બધા ભાઈઓને મળ્યાં. એ બધા હવે ઘરના લોકો જેવા થઈ ગયા હતા. શ્રી શાહ, કાકુભાઈ, રામજીભાઈ લદ્ધા—બધાએ કંપાલાની યાદગીરી તરીકે અનેક ફોટા આપ્યા. રામજીભાઈ તો એટલા હેતાળ કે એન્ટેબે જઈને અમે વિમાનમાં પ્રવેશ કર્યો ત્યાં સુધી એમણે જાતજાતના ફોટા લેવાનું ચાલુ જ રાખ્યું. કોઈ ખાસ શબ્દો વાપર્યા વગર આતિથ્ય અને સ્નેહ બતાવવાની એમની કળા ખરેખર અનેરી જ છે. એમણે અમને તદ્દન અપનાવી જ દીધાં.

એ બધા મિત્રો સાથે અમે એન્ટેબે જવા ઊપડયાં. ૧૯ માઈલનો રસ્તો હતો. અમારું વિમાન ૧૧–૨૦ વાગ્યે ઊપડયું અને ૧–૧૦ વાગ્યે નૈરોબી પહોંચ્યું. આ વખતે અમે વિશાળ વિકટોરિયા સરોવરનું છેલ્લું દર્શન કર્યું. એની અંદર દેખાતા એકેએક બેટ ઉપર કલ્પનાથી ઘર બાંધીને રહ્યાં. સરોવર પરથી દોડતાં વાદળો સાથે મુરબ્બી ભાવે વાતો કરી – કેમ કે અમે એમનાથીય ઊંચે હતાં. પછી કેનિયાની અસંખ્ય ટેકરીઓ જોઈ. ગોરાઓ અને આફ્રિકન લોકો એ ટેકરીઓને કેમ સેવે છે એ ધ્યાનપૂર્વક જોયું. છેલ્લે છેલ્લે અમારું વિમાન ખૂબ હાલ્યું. વિમાન જ્યારે આમ હાલે છે ત્યારે મને એ વધારે જીવતું લાગે છે. અને એની સાથે મારી કલ્પના પણ ડોલવા માંડે છે. નહીં તો આખો પ્રવાસ અલૂણો જ હોય છે. મુસાફરોને ઊંઘવા ન દેવાય એટલા પૂરતા જ વિમાન થોડાક ઉપર નીચે આંચકા આપે એટલાથી શું થાય?

નૈરોબી ઊતરતાંવેંત તાત્યા ઈનામદાર અમને મળ્યા અને પોતાને ઘેર લઈ ગયા.

## ૩૭. ઉત્કટ અને સમસ્ત

પૂર્વ આફ્રિકાની આખી મુસાફરીના નિચોડરૂપે નૈરોબીમાં અમે અગિયાર દિવસ ગાળ્યા. એ દિવસોમાં ધાર્યા જેટલું લખાયું નહીં પણ અગિયારે અગિયાર દિવસ અનુભવ, સંસ્કાર, માહિતી, ઓળખાણો અને સેવાની દૃષ્ટિએ પૂરેપૂરા ભરેલા હતા. આ અગિયાર દિવસોમાં મુસાફરીનાં બધાં જ તત્ત્વો એકત્ર થયાં હતાં. જમીનની રચનાનું અધ્યયન, ધોધ જેવાં પ્રાકૃતિક દૃશ્યોનાં દર્શન, વન્ય શ્વાપદોની મુલાકાત, ગામડાંઓનાં દર્શન, આફ્રિકન નેતાઓની મુલાકાતો, ગામડાંઓમાં એમણે બાંધેલાં સમૃદ્ધિશાળી ઘરો, આફ્રિકન જનતા, એમનાં નૃત્યો, એમની મહેચ્છાઓ, આપણી સંસ્થાઓ, હિંદુ-મુસ્લિમ પ્રશ્નો અને રાજદ્વારી વિષ્ટિઓ, હિંદુસ્તાન ગયા પછી કરવાનાં કામોની આંકણી, સંસ્કૃતિનાં અધ્યયન અને પ્રચાર માટે કેળવણીવિષયક અને ધર્મપ્રચારક કામો, મહારાષ્ટ્રીઓની મીઠી ઓળખાણો, એમના પુરુષાર્થનો પરિચય, મિશનરીઓએ ચલાવેલી સંસ્થાઓ અને એની પાછળની એમની ઊંડી નીતિ, આગાખાનની તેમ જ આર્યસમાજની કેળવણીવિષયક પ્રવૃત્તિઓ, આફ્રિકનો માટે સાહિત્યનિર્માણનો પ્રારંભ, ખાદી અને રેંટિયાનો પ્રચાર અને નવા મેળવેલા મિત્રો સાથે પ્રેમના વાર્તાલાપ – બધી જ વસ્તુઓ આ અગિયાર દિવસોમાં ઉત્કટતાથી ભેગી થઈ હતી. મને હજી લાગે છે કે આ અગિયાર દિવસોમાં હું એક વરસ જેટલું જીવ્યો હઈશ.

સાંજે થિયૉસૉફિકલ લોજમાં આમંત્રણ હતું. ધનની કમાણી અને જીવનની ઉજાણી – એના કરતાં કંઈક વધારે વિચાર કરનારા લોકો ભેગા મળે ત્યારે સારું તો લાગે જ. મોમ્બાસામાં શ્રી માસ્ટર, દારેસ્સલામમાં શ્રી જયંતીલાલ દ્વારકાદાસ

શાહ અને નૈરોબીમાં શ્રી શિવાભાઈ અમીન અને પારસી ભાઈ બહેરામજી જેવા લોકોએ સાત્ત્વિક આધ્યાત્મિક વાતાવરણ ઉત્પન્ન કરવાનો અને જાળવવાનો સારો પ્રયત્ન ચલાવ્યો છે. સામાન્ય રીતે જોવામાં આવે છે કે સામાજિક, આર્થિક અને રાજદ્વારી જીવનની ધમાલમાં આવા લોકો કેન્દ્રમાં નથી હોતા પણ એ બધી પ્રવૃત્તિની કિનારી ઉપર ગોઠવાઈ જાય છે અને લોકોની સત્પ્રવૃત્તિનું સંગઠન કરી ધાર્મિક સુવાસ ફેલાવે છે. જે પ્રદેશમાં આપણા લોકોએ મોટી મોટી હાઈસ્કૂલો બાંધી છે, હૉસ્પિટલો અને ટાઉનહૉલ ઊભાં કર્યાં છે અને ન્યાતદીઠ મોટા મોટા હૉલ પણ ચણ્યા છે, એટલું જ નહીં પણ મંદિરો અને ગુરુદ્વારાઓ પણ સ્થાપ્યાં છે. એ પ્રદેશમાં થિયૉસૉફિકલ સોસાયટીનું પોતાનું એવું એક પણ મકાન નથી એ વસ્તુ ધ્યાન ખેંચ્યા વગર રહેતી નથી. એ પ્રવૃત્તિમાં તેજ જ નથી, કે એ અતિ સાત્ત્વિક છે? મધ્યમ વર્ગના ગરીબ લોકોની એ સાત્ત્વિક પ્રવૃત્તિ હોય છે. એ લોકોને આવે ઠેકાણે હૃદયનું આશ્વાસન મળે છે એ વિશે શંકા નથી. અને ચારિત્ર્યનો સારોસરખો આદર્શ મન પર ઠસાવવામાં પણ આ સ્થાનો ઉપયોગી જ છે. અસાધારણ સ્વાર્થત્યાગ, જાતિ આપભોગ અથવા રજોગુણી વૈભવ – આમાંથી એક્કેનો સંપર્ક ન હોવાથી આ પ્રવૃત્તિ બહુ ખીલતી નથી એમ હું માનું છું.

એક નાનકડા ઘરમાં થોડાક લોકો ભેગા થયા હતા. એ બધાની ઓળખાણ સાંભળી એમના પ્રત્યે મનમાં સદ્ભાવ જામ્યો. એટલે મેં ઘણી ઉત્કટતાથી અહીં વાતો કરી. સત્ય વિશે, સર્વધર્મસમભાવ વિશે, બધા ધર્મોના લઘુતમ સાધારણ ભાજ્ય (L.C.M.) અને દૃઢભાજક (G.C.F.) કાઢવાના પ્રયત્નો વિશે તેમ જ જાપ અને પ્રાર્થના વિશે વિગતવાર વાતો કરી. મન કેળવતાં જે ગૂઢ શક્તિઓ ('ઑકલ્ટ પાવર્સ') પ્રગટ થાય છે તે સ્વાભાવિક હોવા છતાં એમની પાછળ પડવાના જોખમ વિશે પણ મેં ઇશારો કર્યો. એ શક્તિઓ પાછળ પડવાથી મનમાં વિકૃતિ આવે છે, સમતુલા રહેતી નથી અને ધ્યેયમાંથી ખસી જવાય છે એ જોખમો બતાવ્યાં. રાત્રે શ્રી ઠાકોરને ત્યાં ખાણું હતું ત્યારે કોણ જાણે કેમ મેસ્મેરિઝમ અને બીજા એવા જ વિષયોની ચર્ચા ચાલી હતી.

પૂર્વ આફ્રિકાની આખી મુસાફરી પૂરી કરી અમે નૈરોબીમાં દસ દિવસ ગાળ્યા એ એક રીતે સારું જ થયું. બેઅઢી મહિનાની મુસાફરીને અંતે નૈરોબીની અનેક આફ્રિકન નિશાળો જોઈ લીધી. સરકારે અથવા મિશનરીઓએ ચલાવેલી કેટલીક અને બીજી કેટલીક આફ્રિકન આગેવાનોએ પોતાના જ પુરુષાર્થથી ચલાવેલી. બન્ને પ્રકારની નિશાળોની ખાસિયતો જુદી જુદી હતી. આ સંસ્થાઓ જોયા પછી આફ્રિકન લોકોનું ભાવિ કેમ ઘડાય છે એનો ઠીક ઠીક ખ્યાલ આવ્યો. એક રીતે આ દસ દિવસ અઢી મહિનાની આખી મુસાફરીની સંક્ષિપ્ત આવૃત્તિ જેવા હતા. કેમ કે અઢી મહિનામાં જેટલી વિવિધતા અનુભવી હતી તે બધીનું પ્રતિનિધિત્વ આ દસ દિવસમાં રજૂ થયું હતું. દાખલા તરીકે, આફ્રિકાનાં વન્ય પશુઓનું દર્શન. અમે બે દિવસ લાગલાગટ અભયારણ્યમાં જઈ આવ્યાં. હવે તો એ આખો પ્રદેશ

અને એની અંદરના સ્વતંત્ર જીવો પરિચિત જેવા લાગતા હતા. અને ત્યાંનાં દીર્ઘ-ગ્રીવ જિરાફો તો અમને ખાસ ઓળખતાં હોય એવી રીતે અમારી મોટર સામે ફોટાના પોઝ માટે આવીને ઊભાં રહેતાં. આફ્રિકા આવીને નૈરોબીના સિંહદર્શનથી અમે વંચિત ન રહીએ એની શ્રી જશભાઈને ઇંતેજારી હતી.

એક વાર સાંજે ગયાં ત્યારે સિંહ ક્યાં છે એની ચોક્કસ ભાળ લાગ્યા છતાં વનરાજ સાથે અમારી મુલાકાત ન થઈ શકી. એમના રહસ્યમંત્રીઓએ અમને કહ્યું કે, "મહારાજને ત્યાં આજે સરસ ઉજાણી થઈ છે એટલે તેઓશ્રી ક્યાંક આરામમાં પોઢ્યા છે. આજે તમને દર્શન નહીં થાય." અમે કલાકો સુધી ખૂબ ફાંફાં માર્યાં. બીજા મુસાફરો પણ અનેક મોટરોમાં રખડી અમારી પેઠે જ ફાંફાં મારતા હતા. પણ મહારાજનાં દર્શન કોઈને ન થયાં તે ન જ થયાં. બીજાં અસંખ્ય પશુઓને એમની પ્રાકૃતિક અવસ્થામાં અમે જોયાં હશે પણ મુખ્ય મુલાકાતને અભાવે મનમાં ગ્લાનિ જ રહી.

બીજે દિવસે સવારે એનું સાટું વળ્યું. અમે બહુ વહેલાં આવીને અભયારણ્યમાં પહોંચી ગયાં. એક અસકારી સાથે ગોઠવણ કરી રાખી હતી. આ અસકારીઓ બેપગા માણસ ખરા, પણ પશુઓની રીતભાત વગેરે બધું આબાદ જાણે અને જ્યાં આપણી નજર ન પહોંચે ત્યાં અચૂક ગમે તે પશુને શોધી કાઢે. હવા કેમ વહે છે એનું જ્ઞાન પશુઓ નસકોરાં ફૂલાવી મેળવે છે. આ લોકો થોડી ધૂળ ઉડાડી એ જ્ઞાન મેળવે છે, એટલો જ ફરક. અમારો અસકારી પાંચ દસ માઈલની દોડમાં જ અમને સિંહની બે રાણીઓ આગળ લઈ ગયો. સુકાઈ ગયેલા ઘાસમાં પીળી ચામડીવાળા સિંહો સહેજે નજરે ચડતા નથી, પણ એક વાર ચડ્યા પછી તમે એમના ઉપરથી નજર હઠાવી જ ન શકો. સિંહ પ્રાણી, ખાસ કરીને માદા દેખાવે અસાધારણ નથી હોતી પણ એમની ચાલચલન જોયા પછી તરત ખાતરી થાય છે કે એ રાજવંશી પ્રાણી છે.

મોટર લઈને અમે ઠીક ઠીક નજીક ગયાં. બન્ને રાણીઓએ અમારી તરફ જરાક નજર ફેંકી અને 'હશે કોઈ માનવી જીવડા' એવી બેદરકારીથી નજર ફેરવી લીધી. એક ક્ષણ માટે પણ અમારો વિચાર કરવા જેટલું મહત્ત્વ એમને ન લાગ્યું. બન્ને રાણીઓ એક જ ફોટામાં આવી શકે એટલા માટે અમે અમારી મોટર બીજી બાજુએ લઈ ગયાં. ત્યાં, અમારી એ ધૃષ્ટતા પ્રત્યે તિરસ્કાર બતાવવા માટે એક રાણીએ અમારી તરફ એક બગાસું મોકલ્યું. માણસ તરીકે આવું અપમાન સહન કરવું કોને ગમે? પણ અભયારણ્યમાં એ બધું સહન કર્યા સિવાય અમે બીજું શું કરી શકત? અમે હતાં ત્યાંથી આગળ જવાય એમ હતું નહીં એટલે પાછાં વળીને અર્ધ ચંદ્રાકાર રસ્તો કાઢીને અમે એ જ સિંહણોને બીજી બાજુથી જોવા પહોંચ્યાં. અમને ઘડી ઘડી આમ પાસે આવતાં જોઈ એ સિંહણોને ન કાંઈ આશ્ચર્ય થયું ન સતામણીની ચીડ ચડી. એમને મન અમારું કશું જ મહત્ત્વ ન હતું. એક સિંહણ ધીમે ધીમે ત્યાંથી ચાલી ગઈ અને બીજી આડી થઈને સૂઈ ગઈ! આવી રીતે એમની આગળ

અમારી પ્રતિષ્ઠા ખોઈ અમે પાછાં ફર્યાં. સિંહની ભયાનકતા વિશે કેટલી બધી વાર્તાઓ વાંચી હતી અને અજાયબઘરોનાં પ્રાણીઘરોમાં બંદી થઈને પડેલા સિંહોને માણસ ઉપર ચિડાતા જોયા હતા. પણ અહીં તો પ્રાણીઓની બેદરકારી અને બેપરવાહી જ જોવાને મળી. એનો વિચાર કરતાં કરતાં અમે દસ વીસ માઈલ દોડી જંગલને બીજે છેડે પહોંચ્યાં. ત્યાં અચાનક, લાંબા લાંબા વાળવાળો એક સિંહ દેખાયો. ઊઠીને ચાલતો હતો. 'થોભ, થોભ' એમ અમે ઘણું કહ્યું પણ એને ક્યાંક વખતસર જવાનું હશે. એ ચાલ્યો જ ગયો. પણ જે બે ચાર પળ અમે એને જોઈ શક્યાં, તેટલામાં એની છબી અમારા મન પર આખી ને આખી રીતે કોતરાઈ ગઈ. 'આ આખું રાજ મારું જ છે,' એવા સ્વાભાવિક દમામથી સિંહો જ્યારે લાંબાં લાંબાં ડગલાં ભરે છે ત્યારે એમને વિશે આદર ઊપજ્યા વિના રહેતો નથી.

મેં કહ્યું: 'સિંહ કંઈક ઘરડો દેખાય છે.'

એના ઉપર ચર્ચા ચાલી. 'તમે શી રીતે જાણ્યું?' એમ સાથીઓ પૂછવા લાગ્યા. જશભાઈએ પણ મારી સાથે પોતાનો મતભેદ જણાવ્યો. છેવટે એમણે સાથેના અસકારીને એની ભાષામાં પૂછ્યું. જવાબ મળ્યો કે, 'વાત સાચી છે, સિંહ ઘરડો છે. વીસ વરસથી અમે જોઈએ છીએ. એ અહીં જ છે. પહેલાં જેવો હવે એ ઉત્સાહી નથી.' બધાંએ મને પૂછ્યું કે, 'તમને કેમ ખબર પડી?' મેં કહ્યું કે, 'જાનવરો જુવાન હોય છે ત્યારે તેમના વાળ ઉપર તેલિયો ચળકાટ હોય છે. એ ઘરડા થાય એટલે એમના વાળ સુકાઈ ગયેલા ઘાસ જેવા, ચળકાટ વિનાના બની જાય છે. આ સિંહના વાળના ચળકાટનાં વળતાં પાણી દેખાયાં. એ ઉપરાંત આ સિંહના ગળા પાસેની યાળના કેટલાક વાળ ખરી પડેલા મેં જોયા, એટલે અનુમાન બાંધ્યું કે એ સિંહનું ઘડપણ શરૂ થયું છે.' તે દિવસે કૃતાર્થ થઈને અમે પાછાં વળ્યાં. રાજા અને રાણીઓ બન્નેની મુલાકાત થઈ. અને છતાં પાછાં વળતાં તરસોના એક મોટા ઝુંડની મુલાકાત અમે સાધી લીધી. ચિત્રાશ્વ, બુદ્દુ અને એવાં ગમે તેટલાં જાનવરો દેખાય તોયે હવે ત્યાં ધ્યાન શાનું ચોંટે? અમારી આ તૃપ્તિ ઉપર આશીર્વાદની મહોર મારવા કિલિમાંજારોએ અમને છેલ્લાં દર્શન દીધાં.

રાજદ્વારી ગણી શકાય એવી ત્રણ પ્રવૃત્તિઓ અહીં નોંધવી જોઈએ. ૨૩મી જુલાઈએ શ્રી અપ્પાસાહેબની કચેરી, એને માટે ખાસ બાંધેલા મકાનમાં પહોંચી ગઈ. નેરોબીના મુખ્ય બે રસ્તાઓના ખૂણા ઉપર પંજાબી કૉન્ટ્રાક્ટર શ્રી મંગતે એક ભવ્ય મકાન બાંધીને એનો ઉપલો આખો માળ અપ્પાસાહેબના લિગેશન માટે ભાડે આપ્યો છે. એ મકાનનું નામ 'ઇન્ડિયા ઑફિસ' રાખવામાં આવ્યું છે. એ મકાનનું ઉદ્‌ઘાટન મારે હાથે થયું. ૧૯મીએ થવાનું હતું તે ૨૩મીએ થયું. એટલે આસ્સપહાણના લખાણમાં તારીખનો ગોટાળો રહ્યો જ છે. આ શુભ પ્રસંગ માટે દૂર દૂરથી લોકો આવ્યા હતા. ભારત સ્વતંત્ર થયું એટલે જ અહીંના હિંદીઓને એક કમિશનર મળ્યા. અને તે પાછા અપ્પાસાહેબ જેવા! એટલે લોકો અનહદ

ખુશ હતા. એક જણે પ્રાસંગિક કવિતા ગાઈ. શ્રી મંગતનું, અપ્પાસાહેબનું અને મારું, એમ ત્રણ ભાષણો થયાં. એ તક લઈને અપ્પાસાહેબ વિશે એમના વૃત્તાંત-મંત્રી (ઈન્ફરમેશન ઑફિસર) શ્રી શહાણે વિશે અને એમના રહસ્યમંત્રી શ્રી તાત્યાસાહેબ ઈનામદાર વિશે હું થોડુંક બોલી શક્યો. રાત્રે શ્રી મંગતને ત્યાં જ ભોજન કર્યું. આ ભાઈની બાહોશી અનેક ક્ષેત્રોમાં કામ કરી રહી છે.

બીજે દિવસે અહીંના અમેરિકન કૉન્સલ જનરલ મિસ્ટર ગ્રોથને ત્યાં અમે બપોરે જમવા ગયાં. હળવી હળવી વાતોમાં અને વાર્તાવિનોદમાં દરેક માણસનું વલણ પારખવાની અને જોઈતી માહિતી કાઢી લેવાની કળા આ લોકોને કેળવવી પડે છે. હિંદુસ્તાનના લોકો ધર્મચર્ચામાં ચગે છે, યોગ વિશે એમને આસ્થા હોય છે, ઈત્યાદિ આપણી ખ્યાતિ અમેરિકા સુધી પહોંચેલી હોવાથી અમેરિકન લોકો આપણી સાથેની વાતોમાં એ વિષય આણવાના જ. પણ મને લાગ્યું કે મિ. ગ્રોથને એ વિષયમાં ખરેખર જ રસ હશે. આફ્રિકનોની સેવા કરતા મિશનરીઓ વિશે, કૉમ્યુનિસ્ટ લોકો વિશે, સ્વીડન વિશે, એવી અનેક વાતો થઈ. અમે માંસાદિ ખાતાં નથી એટલે અમારે માટે અન્નાહારી રોચક આહાર તૈયાર કરાવવા પાછળ મિ. ગ્રોથે ઠીક ઠીક ધ્યાન આપ્યું હતું. સામાજિક સમાનતાની અસરને કારણે અમેરિકન લોકો અંગ્રેજો કરતાં વધારે મિલનસાર હોય છે. એક વાર અમે નૈરોબીમાં નહોતાં ત્યારે મિ. ગ્રોથે અમારા શરદ પંડયાને પોતાને ત્યાં નાસ્તા માટે બોલાવ્યો હતો અને એની સાથે પણ યોગ, પ્રાણાયામ અને સૂર્યનમસ્કાર વિશે ઘણી વાતો કરી હતી.

ત્રીજો રાજદ્વારી પ્રસંગ ૨૮મીએ આવ્યો. શ્રી કુરેશી કરીને પંજાબના એક પાકિસ્તાની ભાઈ તે દિવસે મળવા આવ્યા. તાજા તાજા જ કરાંચીથી પાછા ફર્યા હતા. એક વખતના શિક્ષક, હવે રાજદ્વારી વાતોમાં આગળપડતો ભાગ લે છે. એમણે પૂર્વ આફ્રિકાના હિંદુમુસ્લિમ ઝઘડા વિશેનો આંખો ઈતિહાસ પોતાની દૃષ્ટિએ, વિગતવાર, આપ્યો. એમની મોટી ફરિયાદ આર્યસમાજીઓ સામે હતી. ઝઘડો એમણે શરૂ કર્યો. વાર્યા માને નહીં એટલે મુસલમાનોએ ઑબ્ઝર્વર નામનું છાપું કાઢ્યું. એમણે પણ એટલું જ બગાડયું. કુરેશી પોતે તટસ્થ રહ્યા. પછી છૂટા થયા — વગેરે પ્રારંભિક હકીકત એમણે આપી. આગળ જતાં સંબંધો કેમ બગડતા ગયા, પોતે સમજૂતી કરવા માટે કેવા કેવા નિષ્ફળ પ્રયત્નો કર્યા એ પણ કહ્યું. અંતે એમણે સરકાર પાસે મુસલમાનોનું નોખું મતદારમંડળ તૈયાર કરવાની માગણી કરી છે. 'તમે ગાંધીજીના માણસ, તટસ્થ અને દેવતાઈ પુરુષ છો. તમે વચ્ચે પડીને હિંદુઓને સમજાવો તો અમારો ઝઘડો પતી જશે.' વગેરે એમણે ઘણી વાતો કરી. મેં એમને પૂછ્યું કે, "અપ્પાસાહેબને મળ્યા હશો જ, એ પણ હિંદુ-મુસ્લિમ એકતા માટે મથી રહ્યા છે. એમણે તમને શું કહ્યું?" "અપ્પાસાહેબ તો ઉચ્ચ કોટિની ('હાયર લેવલ'ની) વાતો કરે છે. મારે તો તુરતનું સમાધાન જોઈએ છે." મેં એમને કહ્યું કે, "સાચી અને કાયમી એકતા 'હાયર લેવલ' પર જ થવાની છે. બીજી રીતે કામચલાઉ ધોરણે ન જ થઈ શકે એમ નથી. સ્વાર્થી લોકો પણ ઘણી વાર [illegible]

અમારી પ્રતિષ્ઠા ખોઈ અમે પાછાં ફર્યાં. સિંહની ભયાનકતા વિશે કેટલી બધી વાર્તાઓ વાંચી હતી અને અજાયબઘરોનાં પ્રાણીઘરોમાં બંદી થઈને પડેલા સિંહોને માણસ ઉપર ચિડાતા જોયા હતા. પણ અહીં તો પ્રાણીઓની બેદરકારી અને બેપરવાહી જ જોવાને મળી. એનો વિચાર કરતાં કરતાં અમે દસ વીસ માઈલ દોડી જંગલને બીજે છેડે પહોંચ્યાં. ત્યાં અચાનક, લાંબા લાંબા વાળવાળો એક સિંહ દેખાયો. ઊઠીને ચાલતો હતો. 'થોભ, થોભ' એમ અમે ઘણું કહ્યું પણ એને ક્યાંક વખતસર જવાનું હશે. એ ચાલ્યો જ ગયો. પણ જે બે ચાર પળ અમે એને જોઈ શક્યાં, તેટલામાં એની છબી અમારા મન પર આખી ને આખી રીતે કોતરાઈ ગઈ. 'આ આખું રાજ મારું જ છે,' એવા સ્વાભાવિક દમામથી સિંહો જ્યારે લાંબાં લાંબાં ડગલાં ભરે છે ત્યારે એમને વિશે આદર ઊપજ્યા વિના રહેતો નથી.

મેં કહ્યું: 'સિંહ કંઈક ઘરડો દેખાય છે.'

એના ઉપર ચર્ચા ચાલી. 'તમે શી રીતે જાણ્યું?' એમ સાથીઓ પૂછવા લાગ્યા. જશભાઈએ પણ મારી સાથે પોતાનો મતભેદ જણાવ્યો. છેવટે એમણે સાથેના આસકારીને એની ભાષામાં પૂછ્યું. જવાબ મળ્યો કે, 'વાત સાચી છે, સિંહ ઘરડો છે. વીસ વરસથી અમે જોઈએ છીએ. એ અહીં જ છે. પહેલાં જેવો હવે એ ઉત્સાહી નથી.' બધાંએ મને પૂછ્યું કે, 'તમને કેમ ખબર પડી?' મેં કહ્યું કે, 'જાનવરો જુવાન હોય છે ત્યારે તેમના વાળ ઉપર તેલિયો ચળકાટ હોય છે. એ ઘરડા થાય એટલે એમના વાળ સુકાઈ ગયેલા ઘાસ જેવા, ચળકાટ વિનાના બની જાય છે. આ સિંહના વાળના ચળકાટનાં વળતાં પાણી દેખાયાં. એ ઉપરાંત આ સિંહના ગળા પાસેની યાળના કેટલાક વાળ ખરી પડેલા મેં જોયા, એટલે અનુમાન બાંધ્યું કે એ સિંહનું ઘડપણ શરૂ થયું છે.' તે દિવસે કૃતાર્થ થઈને અમે પાછાં વળ્યાં. રાજા અને રાણીઓ બન્નેની મુલાકાત થઈ. અને છતાં પાછાં વળતાં તરસોના એક મોટા ઝુંડની મુલાકાત અમે સાધી લીધી. ચિત્રાશ્વ, બુદુ અને એવાં ગમે તેટલાં જાનવરો દેખાય તોય હવે ત્યાં ધ્યાન શાનું ચોંટે? અમારી આ તૃપ્તિ ઉપર આશીર્વાદની મહોર મારવા કિલિમાંજારોએ અમને છેલ્લાં દર્શન દીધાં.

રાજદ્વારી ગણી શકાય એવી ત્રણ પ્રવૃત્તિઓ અહીં નોંધવી જોઈએ. ૨૩મી જુલાઈએ શ્રી અપ્પાસાહેબની કચેરી, એને માટે ખાસ બાંધેલા મકાનમાં પહોંચી ગઈ. નૈરોબીના મુખ્ય બે રસ્તાઓના ખૂણા ઉપર પંજાબી કૉન્ટ્રાક્ટર શ્રી મંગતે એક ભવ્ય મકાન બાંધીને એનો ઉપલો આખો માળ અપ્પાસાહેબના લિગેશન માટે ભાડે આપ્યો છે. એ મકાનનું નામ 'ઇન્ડિયા ઑફિસ' રાખવામાં આવ્યું છે. એ મકાનનું ઉદ્ઘાટન મારે હાથે થયું. ૧૯મીએ થવાનું હતું તે ૨૩મીએ થયું. એટલે આરસપહાણના લખાણમાં તારીખનો ગોટાળો રહ્યો જ છે. આ શુભ પ્રસંગ માટે દૂર દૂરથી લોકો આવ્યા હતા. ભારત સ્વતંત્ર થયું એટલે જ અહીંના હિંદીઓને એક કમિશનર મળ્યા. અને તે પાછા અપ્પાસાહેબ જેવા! એટલે લોકો આનંદ

તો તમે કહેવાના કે જુઓ આ લોકો પાકિસ્તાનની હસ્તીના દુશ્મન છે. અને એવી શંકા તમે સેવો એટલે દિલની એકતા થાય નહીં."

ભાઈ કુરેશી વિદાય લઈને જાય તે પહેલાં કેનિયાની કિકુયુ કોમના બે આફ્રિકન આગેવાનો—શ્રી જોમો કેન્યાટા અને શ્રી પીટર કોયનાંગે મને મળવા આવ્યા. મેં એમને અમારી વચ્ચે થયેલા સંવાદનો સાર કહ્યો. મારી સૂચનાનો સ્વીકાર થાય કે ન થાય પણ ત્રણ મહાપ્રજા વચ્ચે માનભર્યો સંપ પેદા કરવો હોય તો કઈ દિશામાં પ્રયત્ન કરવો જોઈએ એનો એક નમૂનો રજૂ કર્યાનો સંતોષ મને મળ્યો. નૈરોબીના અનેક આગેવાનો આગળ મારો એ વિચાર મેં મૂક્યો. અને આજે એટલું જ કહી શકું કે મેં એમને વિચાર કરતા કર્યા.

ત્યાર પછી જોમો કેન્યાટા અને પીટર કોયનાંગે સાથે ઘણી વાતો થઈ, પણ એ બધી ખાસ કરીને કેળવણી વિશે અને રચનાત્મક પ્રવૃત્તિ વિશે હતી. મેં એમને મારો રેંટિયો ચલાવી બતાવ્યો અને એમને ભેટ આપ્યો. વપરાશમાં ન હોવાથી એ જરા ભારે ચાલતો હતો. શ્રીમતી તાઈ ઇનામદારે તે હળવો કરી આપવાનું માથે લીધું. સમાજસેવાના કાર્યમાં (૧) કષ્ટ-નિવારણનું કામ અને (૨) સમાજ-બંધારણનું રચનાત્મક કામ એ બે વચ્ચે ગાંધીજી જે ભેદ બતાવે છે તેની વાત પણ મેં કરી.

આફ્રિકામાં 'ઇન્ડિપેન્ડન્ટ આફ્રિકન્સ' કરીને એક પ્રવૃત્તિ ચાલે છે. એ ચલાવ-વનાર લોકો આફ્રિકન ખ્રિસ્તી હોય છે. ગોરા મિશનરીઓ પ્રત્યે કૃતજ્ઞતા જાળવવા છતાં તેમની સામે આ લોકોનું એક રૂસણું હોય છે. તેઓ કહે છે: "આપણે બધા ક્રિશ્ચિયન ખરા પણ જ્યાં સુધી અમારી સામેના બે અન્યાયો તમે દૂર ન કરાવી શકો ત્યાં સુધી આપણે ભેળા બેસીને પ્રાર્થના શી રીતે કરી શકીએ?

"ચામડીના રંગ પરત્વે ધોળા અને કાળા એવો વર્ણભેદ તમારા લોકો કરે છે તે દૂર કરાવી આપો એ એક; અને અમારી સારામાં સારી ઉપજાઉ જમીન અને ઠંડી આબોહવા ગોરાઓ પચાવી બેઠા છે તેમાં અમને પાછો પ્રવેશ અપાવો એ બીજું. આટલું પ્રાયશ્ચિત્ત કરો પછી જ આપણે સાથે પ્રાર્થના કરી શકવાના."

આફ્રિકાની ભૂમિના પુત્રોનો હૈયાકકળાટ ગોરાઓ કેમ સમજી શકતા નહીં હોય? અન્યાયના પાયા ઉપર ઊભી કરેલી એમની સભ્યતા અને સંસ્કૃતિ કેટલે દરજ્જે કલ્યાણકારી નીવડવાની? જ્યારે જ્યારે ગોરાઓને મળવાની તક મળી ત્યારે ત્યારે 'હિંદુસ્તાનમાં ઉચ્ચવર્ણીઓએ એમના જેવી જ ભૂલો કરી હતી અને એનાં માઠાં ફળ અમે ભોગવીએ છીએ, એનો ઇતિહાસ તમે તપાસી અને એમાંથી કાંઈક બોધ લો;' એવી વિનંતી મેં એમને કરી જ છે.

એક દિવસ અપ્પાસાહેબ સાથે આખી મુસાફરીનો સાંસ્કૃતિક સરવાળો કાઢ-વામાં મેં ગાળ્યો. અમારી ચિંતાના ત્રણ ચાર વિષયો હતા. આફ્રિકામાં શું શું કરવું જોઈએ એને અંગે; અને હિંદુસ્તાનમાં શું શું થવું જોઈએ એને વિશે.

સ્કૉલરશિપ મેળવીને જે આફ્રિકન વિદ્યાર્થીઓ હિંદુસ્તાનમાં જાય છે તેમને યોગ્ય રીતે દોરી એમને અહીંનાં સારાં સારાં કુટુંબોમાં રહેવાની તક મેળવી આપવી,

કરે જ છે. પણ તે માટે નોખા લોકો જોઈએ છે. હું ગાંધીજીનો માણસ છું. સર્વધર્મી છું. કેવળ હિંદુઓની આગેવાનીમાં માનતો નથી. પૂર્વ આફ્રિકામાં હિંદુના અને મુસલમાનોના હિતસંબંધોમાં કાંઈ જ ફેર નથી. કશું વેચી ખાવાની પણ વાત નથી."

પછી મેં આગળ ચલાવ્યું, "મને એક અત્યંત વ્યવહારુ ઉપાય સૂઝે છે. હિંદુસ્તાનથી આવેલા આપણે હિંદુ-મુસલમાનો બધા અહીંની સરકાર સાથે લડી લડીને અહીંના રાજકાજમાં કેટલાં સ્થાનો મેળવી શકવાના હતા? અંગ્રેજોની સત્તા અને આફ્રિકનોની સંખ્યા બન્ને આગળ આપણે શી વિસાતમાં? આપણે અહીંની રાજ્યવ્યવસ્થા પર અસર પાડી શકીએ એવી છાપ આપણી પાસે છે જ નહીં, ત્યાં અંદર અંદર ખેંચમતાણી કરવા કરતાં એમ નક્કી કેમ ન કરીએ કે હિંદી લોકોને જેટલી સીટો (સ્થાનો) મળે તેને માટે આપણે સારા આફ્રિકન લોકો જ ચૂંટી મોકલીએ? આમ કરવાથી આપણે આફ્રિકન લોકોને સિદ્ધ કરી આપીશું કે એમના પર આપણો વિશ્વાસ છે, એમના હાથમાં આપણે પોતાને સુરક્ષિત માનીએ છીએ અને એમના દેશમાં તેઓ રાખે તેમ આપણે રહેવા તૈયાર છીએ. આપણે અહીંની ધારાસભામાં આપણા જ લોકો મોકલીશું તો આપણે દરિયામાં ખસખસ જેવા ખોવાઈ જઈશું. તેમાંય અંદર અંદર લડ્યા તો દુનિયામાં હાંસીપાત્ર બનીશું. એના કરતાં આફ્રિકનોને જ આપણા પ્રતિનિધિ બનાવીશું તો બધા જ આફ્રિકન મત (વોટ) આપણા પ્રત્યે અનુકૂળ થશે. આપણા મત આપીને એના બદલામાં આફ્રિકન મત મેળવી લેવા એ સાટું કાંઈ ખોટું નથી.

"હું એમ નથી કહેતો કે આપણે ધારાસભામાં ન જ જવું. જો આફ્રિકન લોકો, પોતાના પ્રતિનિધિ તરીકે આપણામાંથી કોઈને ચૂંટે તો તે વસ્તુ આપણે જરૂર વધાવીએ. દક્ષિણ આફ્રિકામાં કાયદાની રૂએ કાફરાઓને તેમ જ હિંદીઓને પોતાના પ્રતિનિધિ તરીકે ગોરાઓ જ ચૂંટવા પડે છે. એના બદલામાં જો આફ્રિકન લોકો, સ્વેચ્છાએ, આપણામાંથી કોઈને, સેવાને કારણે ચૂંટી કાઢે તો તે નવી જ ભાત પડશે."

મારી વાત ભાઈ કુરેશીને ગળે ઊતરી નહીં. આજની સ્થિતિમાં કોઈનેયે ન ઊતરે એ હું જાણું છું કેમ કે એને માટે ઉચ્ચ ભૂમિકાની કલ્પનાશક્તિ જોઈએ છે.

ત્યાર પછી હિંદુસ્તાનની સ્થિતિ વિશે વાતો થઈ. એમણે કહ્યું કે, "હિંદુસ્તાન પાકિસ્તાન એક થાય એમ તો આપ જરૂર ઇચ્છો." મેં કહ્યું, "ના. હિંદુસ્તાન પાકિસ્તાનનું એક રાજ થાય કે ન થાય એની મને પડી નથી. મારે એકદિલી જોઈએ છે. ભારત અને પાકિસ્તાનનું એક રાજ્ય થાય એને માટે હું પ્રયત્ન ન કરું એટલું જ નહીં પણ એવી પ્રાર્થના પણ કરતો નથી. જે એક વાર આપ્યું તે આપ્યું. હવે જો પાકિસ્તાનના મુસલમાનો જ એકતાનો વિચાર કરે અને એવી સૂચના મારી આગળ લઈ આવે તો જ એ દિશામાં મારું મગજ કામ કરશે. એકતા જાળવવા માટે ઘણા પ્રયાસો કર્યા. તે તમે માન્યા નહીં. હવે પ્રયાસો કરીશું

દેશ બીજા દેશોની હારમાં ઊભો રહી શકશે અને પરદેશમાં ત્યાંના લોકોની સેવા કરવાને સમર્થ થશે.

૨૩મી જુલાઈએ ડૉ. કારમન કરીને એક ખૂબ પ્રખ્યાત ડૉક્ટર મળવા આવ્યા. ક્લૉરોફૉર્મ વગેરે ઘેનની દવાઓ સફળ રીતે આપવામાં એ માણસની ખ્યાતિ વિશેષ છે. એની સાથે અઢી કલાક વાતો થઈ. યુદ્ધવિરોધી શાંતતાવાદ, સામ્યવાદ, ગરીબો-ની થતી વિટંબણા, અંગ્રેજોનું આફ્રિકા ખાતેનું મિશન વગેરે અનેક વિષયો પર અમે ચર્ચા કરી. માણસ ઘણા જ સજ્જન પણ બાઈબલના અક્ષરાર્થને વળગી રહેનારા. ઈસુ ખ્રિસ્ત પાછા આ દુનિયામાં આવશે અને આખી પૃથ્વીના રાજા થઈને સર્વત્ર શાંતતા અને બંધુતા ફેલાવશે એવી ખ્રિસ્તી લોકોની એક આગાહી છે એમાં એમને ઘણો વિશ્વાસ છે. ચર્ચામાં પોતાની દૃષ્ટિ ક્ષણ માટે પણ કોરે મૂકવાની એમની તૈયારી ન હતી.

આ જ દિવસે એક મહારાષ્ટ્રી કુટુંબમાં ભોજન કરવા જવાનું હતું. ત્યાં પણ લોકોએ ભાષાનો પ્રશ્ન છેડયો. હિંદીને બદલે હું ગુજરાતીનો આટલો પુરસ્કાર કેમ કરું છું એ વિશે મને પૂછયું. મેં ફરી વાર સમજાવ્યું કે હિંદીનો પ્રચાર તો હું કરું જ છું. પણ અહીંના હિંદીઓમાં ૮૦ ટકા લોકોની જન્મભાષા ગુજરાતી છે. એ ભાષા મારફતે જ અહીંનું વિવિધધર્મી સામાજિક જીવન વગર ઝઘડાએ ખીલવી શકાય.

અનેક મિશનોએ મળીને આફ્રિકનો માટે ચલાવેલી એક અલાયન્સ હાઈસ્કૂલ અમે જોઈ આવ્યાં. સરકાર તરફથી એને ગ્રાન્ટ મળે છે. વિદ્યાર્થીદીઠ વરસના સાઠ પાઉન્ડ ખર્ચ આવે છે. એમાં બધું આવી જાય છે. આ સ્કૂલની ખાસિયત એ હતી કે અહીંના વિદ્યાર્થીઓ અંગ્રેજી સંગીત તો શીખતા જ હતા, પણ એમણે શુદ્ધ આફ્રિકન સંગીતના કેટલાક રાગો ભેળવીને એવું તો સુંદર સંગીત તૈયાર કર્યું છે કે, એમાં યુરોપિયન સંગીતની બધી ભવ્યતા આવી ગઈ છે અને છતાં એ આફ્રિકન ભાવો વ્યક્ત કરી શકે છે. બે સંસ્કૃતિના સમન્વયની એ અસર જોઈ મને મદુરાનો તિરુમલ-નાઈકનો રાજમહેલ યાદ આવ્યો જેમાં હિંદુ, ઇસ્લામી અને ખ્રિસ્તી એમ ત્રણે સ્થાપત્યનો સુમેળ થયેલો છે. સ્વાભિમાન અને આત્મીયતા નષ્ટ કર્યા વગર જ્યારે એક સંસ્કૃતિ બીજી સંસ્કૃતિ પર અસર પાડે છે ત્યારે જ આવાં સુંદર પરિણામો નીપજે છે. આવા અનેરા પ્રયોગ કરવા માટે મેં એ આફ્રિ-કન ગાયકોનાં વખાણ કર્યાં અને એ પ્રયોગ ઉત્સાહપૂર્વક આગળ ચલાવવાનું સૂચવ્યું.

તે જ રાત્રે ઇન્ડિયન જિમખાનામાં ખાણું હતું. અહીં ન્યાતજાત કે ધર્મના ભેદ વગર લોકો સભ્ય બને છે અને, જિમખાનું જ છે એટલે મોજમજા કરે છે. દરેક ઠેકાણે ન્યાત પરત્વેનાં સંગઠનોથી અકળાયેલાં અમે અહીં રાજી થયાં અને છૂટથી બોલ્યાં. કમલનયનનું અહીંનું ભાષણ વિનોદપૂર્ણ ટીકાવાળું હતું. તે બધાને જ ગમ્યું.

બીજે દિવસે અમે જીન સ્કૂલ જોઈ આવ્યાં. કેબેટેવાળી સરકારી સંસ્થા સાથે આનો સંબંધ છે. પ્રિન્સિપાલ મિ. એસ્કવીથ આફ્રિકન લોકો પ્રત્યે સદ્‌ભાવ ધરાવે છે. આફ્રિકન જીવનનો એણે ઊંડો અભ્યાસ કર્યો છે. સંસ્થાની બધી વ્યવસ્થા અમે

આપણી સંસ્કૃતિનો એમને પરિચય થાય એવા પ્રસંગો ગોઠવવા, રચનાત્મક કાર્યનું સ્વરૂપ અને એની પાછળની દૃષ્ટિ તેઓ સમજી શકે એટલા માટે તેમને આપણી સંસ્થાઓમાં ફેરવવા, આપણા લોકોને આફ્રિકાની સ્થિતિ વિશે વાકેફ કરવા વગેરે ઘણી વાતો એમાં આવી ગઈ. આફ્રિકામાં કૉલેજ કાઢવાની વાત સૌથી મુખ્ય હતી. એની દરેક બાજુ અમે ચર્ચી.

અમે એમ પણ વિચાર્યું કે આ દેશમાં આપણા તરફથી આશ્રમ ખોલવા ન બેસીએ. આપણા આશ્રમો જોઈ આવેલા આફ્રિકન લોકો પોતાના દેશને અનુકૂળ એવી આશ્રમ જેવી સંસ્થાઓ ખોલે એ જ યોગ્ય છે. ગાંધીજીના વિચારો, એમના કાર્યક્રમો એ બધું અહીંના આગેવાનો અને મહત્ત્વાકાંક્ષી યુવાનો જાણી લે એટલાથી આપણે સંતોષ માનીએ; પછી એનો લાભ અહીંની પ્રજાને મળે એને માટે શું શું કરવું જોઈએ એ તો એ લોકો પોતે જ નક્કી કરે અને ચલાવે એ સારું છે. બહારથી લાદેલું બોજારૂપ થાય છે. અંદરથી ઊગેલું જ પ્રાણદાયી હોય છે. આફ્રિકન લોકોની ભાષામાં સાહિત્ય પેદા કરવા વિશે પણ આપણી એ જ દૃષ્ટિ હોવી જોઈએ. જેમ અંગ્રેજી ભણતર દ્વારા યુરોપિયન સંસ્કૃતિનો પરિચય આફ્રિકનોને થાય તેમ જ એશિયાની સંસ્કૃતિ વિશે પણ એમને જ્ઞાન થવું જોઈએ. અત્યારે એ અંગ્રેજી મારફતે જ થઈ શકે છે. આપણા દેશની થોડીક સારી ચોપડીઓનું સ્વાહિલીમાં ભાષાંતર કરાવી એ વસ્તુનો સ્વાદ એ લોકોને ચખાડીએ. ત્યાર પછી ઇચ્છા થઈ તો એ લોકો ભલે હિંદી વગેરે ભાષા શીખે. કોક દિવસ સંસ્કૃત પણ શીખશે. હમણાં હિંદી અને ગુજરાતી એ ભાષા શીખી લેવાની સ્વાભાવિક સગવડ એમની પાસે છે. આપણે આપણી ભાષાનો ખાસ પ્રચાર કરવા ન જઈએ. પણ જે લોકોને શીખવી હોય તેમને શીખવવાની આપણી સંસ્થાઓએ તૈયારી રાખવી જોઈએ. આપણા લોકો અહીં જે ઇન્ડિયન ઍસોસિયેશન ચલાવે છે એને ફેરવીને એશિયન ઍસોસિયેશન કર્યું હોય તો હિંદુસ્તાન પાકિસ્તાનનો ભેદ અહીં નહીં રહે. અરબસ્તાનના લોકો પણ આપણી સાથે ભળી શકે. ગોવાના લોકોને પણ આપણે સુખેથી લઈ શકીશું અને કોઈ એકાદ ચીનો હોય તો તે પણ સંસ્થા વગરનો નહીં રહે. આફ્રિકાની પરિસ્થિતિ બરાબર જાણી લેવા માટે અને આપણી સેવાશક્તિ વધારવા માટે આપણા લોકોનું એક મોટું સેક્રેટેરિયેટ અહીં હોવું જોઈએ. જેમાં બધી જાતની ચોપડીઓ, માસિકો, રિપોર્ટો, વસ્તીગણતરીના અહેવાલો વગેરે બધું રાખવામાં આવે, અને અહીંની ત્રણે પ્રજાને લગતા સવાલોનું ઊંડું અધ્યયન કરનારા કેટલાક નિષ્ણાતો તૈયાર કરવામાં આવે.

પીટર કોયનાંગેને હસ્તક ચાલતી અનેક શાળાઓમાં પાયાની કેળવણી દાખલ કેમ કરી શકાય એની પણ અમે ચર્ચા કરી. એ ચર્ચામાંથી શું શું અમલમાં આવે છે અને શું શું હવામાં જ રહી જાય છે એ તો ભગવાન જાણે. આપણા દેશની કાર્યશક્તિ વધવી જોઈએ અને કોઈ કામ કરવા માગતો હોય તો એનો વિરોધ કરવાને બદલે એને બનતી મદદ કરવાની નીતિ બધા ધારણ કરે તો જ આપણો

વખત ગાળ્યો. તેઓ સારાં કેળવણીકાર અને માનસશાસ્ત્રજ્ઞ હોવાથી વાતો જામ અને અમારે જે વિચારવિનિમય કરવો હતો તે તો રહી જ ગયો. એમણે અમ એટલી ચેતવણી આપી કે પૂર્વ આફ્રિકાના હિંદીઓના મનમાં કેળવણીનું મહત્ત્વ વસી તો ગયું છે પણ હમણાં આ મુલકમાં આર્થિક મંદી છે. સામાન્ય માણસ છૂ હાથે નાણાં ન આપી શકે.

જેમ વિકટોરિયા સરોવરના કિનારા ઉપર આવેલું કિસુમુ જોવાનું રહી જ ગ તેમ રિફ્ટ વૅલીમાં આવેલું નકુરુ રહી જશે એવી મને બીક હતી. પણ અમારુ હવાઈ જહાજ અમને પહેલી ઑગસ્ટ પહેલાં લઈ જાય એમ હતું નહીં. એટલે છેલ્લે છેલ્લે, ૨૯મી જુલાઈએ તાત્યા સાથે અમે નકુરુ જઈ આવ્યાં. માણસ આફ્રિકા જાય અને આ રિફ્ટ વૅલી ન જુએ તો એણે ઘણું ગુમાવ્યું કહેવાય. નૈરોબી થી અમે બેઅઢી હજાર ફૂટ ઉતાર પૂરો કરી રિફ્ટ વૅલીમાં પહોંચ્યાં. એક વાર નીચે ઊતર્યા પછી આખો રસ્તો સીધો સપાટ છે. આવડી મોટી પહોળી ખીણમાં, સુંદરમાં સુંદર રસ્તા પર પસાર થવું એ જ એક આનંદનો વિષય હતો. આસ-પાસની ટેકરીઓને માથે અનેક 'દ્રોણ' હતા. દ્રોણ ઓળખવાની કળા અમારા હાથમાં—અથવા ખરું જોતાં આંખમાં—આવી ગઈ હતી. રસ્તામાં એક પછી એક ત્રણ સરોવરો અમે જોયાં—નૈવાશા, ગિલગિલ અને નકુરુ. ચળકતા પાણીનું પ્રસન્ન વદન ગમે તે માણસને, અરે પશુપક્ષીઓને પણ, પ્રસન્ન કરે જ છે. સપાટ ભૂમિ પર આવેલાં આ સરોવરો જોતજોતામાં પોતાનો સંકોચ સાધી શકે છે અને વિસ્તાર પણ કરી શકે છે. સંકોચ કરે ત્યારે એનું ઉઘાડું પડેલું તળિયું અભ્યાસીઓ માટે ઘણું આકર્ષક હોય છે. લોભી માણસ ત્યાંથી જાતજાતના ક્ષાર પણ મેળવી શકે છે. નૈવાશા વિશે બીજું આકર્ષણ એ હતું કે આફ્રિકા અને યુરોપ વચ્ચે આવજા કરનાર સમુદ્રી વિમાનો અહીંથી જ ઊપડે છે. સમુદ્રી વિમાનો જમીન ઉપર પગ મૂકતાં નથી. આ સરોવર જેવા પાણીના વિસ્તારો જ એમને માટે મથકનું કામ આપે છે. પાણીમાં તરતાં તરતાં પાંખ ફફડાવી ઊડી જનારાં બતક, બગલા, હંસ કે રાજ-હંસની ન્યાતનાં આ સમુદ્રી વિમાનો જોવાની ખૂબ મજા આવે છે. ચડે છે ત્યારે નાહીને નીકળેલાં પ્રાણીની પેઠે પાણીના રેલા નીચે છોડે છે. પણ જ્યારે ઉપરથી આવીને પાણી પર ઊતરે છે ત્યારે શાન્ત પાણી એવાં તો વલોવે છે કે માછલાં-ઓને થતું હશે કે, આ તે શું સંકટ આવ્યું!

નકુરુમાં અમે શ્રી મગનલાલ ઠાકરને ત્યાં પહોંચ્યાં. વખત થોડો હતો છતાં અમારે બે ઠેકાણે કંઈક ખાવું પડયું. શીખ ગુરુદ્વારામાં સભા રાખી હતી. એમાં થોડાક ગોવન ભાઈઓ હતા. એમનું નામ આગળ કરી લોકોએ મારી પાસે અંગ્રેજી ભાષણની માગણી કરી. હું પ્રથમ હિંદીમાં બોલ્યો. પછી અંગ્રેજીમાં. બધે હોય છે તેમ અહીં પણ આપણા લોકોની અંદર બે પક્ષ છે. ખાસિયત એટલી જ કે એમણે એ પક્ષ માટે અદ્યતન નામો રાખ્યાં છે—એક પૈસાદારનો પક્ષ અને

જોઈ લીધી. બહુ ઓછી સંસ્થાઓમાં આટલી સુંદર વ્યવસ્થા અને આટલી સગવડો હોય છે. પોતાની જ મોટરબસ રાખીને વિદ્યાર્થીઓને અનેક પ્રવૃત્તિઓ બતાવવા લઈ જાય છે. આ સંસ્થાની ખાસિયત છે કે આફ્રિકન લોકોના મુખીઓ, એમની પત્નીઓ અને એમનાં બાળકો અહીં કેળવાય છે. કુટુંબીજનો નોખાં પડ્યા વગર અહીં કેળવાય છે તેથી અહીં થયેલો જીવનપલટો કાયમને માટે ટકે છે. પ્રિન્સિપાલ એસ્કવીથ ધુરંધર વિદ્વાન અને સમાજશાસ્ત્રના અભ્યાસી હોવાથી એની સાથે ચર્ચા કરવામાં ઘણો આનંદ આવ્યો. આફ્રિકન ભાષાઓના વિકાસ વિશે અને અંગ્રેજીને બદલે સ્વાહિલી મારફતે ક્યારે ભણાવી શકાય એ વિશે ઘણી ઘણી વાતો કરી.

યુરોપિયન લોકોએ ચલાવેલી આવી સંસ્થાઓ જોયા પછી આપણા લોકો પોતાનાં જ બાળકો માટે આવી વ્યવસ્થા કેમ કરતા નથી એવો વિચાર મનમાં આવ્યા વગર રહેતો નથી.

આર્યસમાજી લોકોનો કેળવણી વિશેનો ઉત્સાહ પ્રશંસાપાત્ર હોય છે. આગાખાની સંસ્થાઓમાં અનેક ઠેકાણે યુરોપિયન શિક્ષકો અને વ્યવસ્થાપકો રાખવામાં આવે છે અને તેથી અમુક વ્યવસ્થા, ટાપટીપ અને દક્ષતા દાખલ થાય જ છે. અને છતાં કહેવું પડે છે કે હિંદી સંસ્થાના વ્યવસ્થાપકોની દૃષ્ટિ સંકુચિત હોવાથી અને તેમની દખલગીરી નડતી હોવાથી, જોઈએ તેવી પ્રગતિ થતી નથી. શિક્ષકો જ્યારે જ્યારે દિલ ખોલીને વાતો કરે છે ત્યારે બધી પરિસ્થિતિ ધ્યાનમાં આવે છે. અને પછી — આપણે જ આપણી કેળવણીના શત્રુ છીએ — એમ કહ્યા વગર રહેવાતું નથી.

આર્ય કન્યાશાળામાં મેં આર્યસમાજનું નવું વલણ કેવું હોવું જોઈએ એ વિશે ખાસ વાતો કરી. કેમ કે ત્યાંના શિક્ષકો અને વ્યવસ્થાપકો એ બધી વસ્તુ ગ્રહણ કરી શકે એવા હતા. તે જ દિવસે આગાખાની કન્યાશાળામાં અમે ગયાં હતાં. બાળાઓએ અમારા દેખતાં કેટલીક સુંદર વાનીઓ તૈયાર કરી અમને ખવડાવી. ડ્રિલ, કવાયત, સંગીત વગેરે બધી પ્રવૃત્તિઓ અને વર્ગો વિગતવાર બતાવ્યા. અને ખૂબી એ કે એમણે અમને કોઈને ભાષણ આપવાનો આગ્રહ ન કર્યો. અહીંની મૉન્ટેસોરી પદ્ધતિની નાનકડી બાળવાડી ઘણી આકર્ષક હતી.

નૈરોબીના જે મહારાષ્ટ્ર મંડળના મકાનનો પાયો મેં નાખ્યો હતો તેનું મકાન હવે લગભગ પૂરું થવા આવ્યું. અહીંના મહારાષ્ટ્રીઓની કાર્યદક્ષતાની એ સારી નિશાની ગણાય.

એ જ સ્થાનની પાછળ શ્રી શિવાભાઈ અમીન રહેતા હતા. મારે એમને નિરાંતે મળવું હતું કેમ કે પૂર્વ આફ્રિકા તરફ મારું ધ્યાન પહેલવહેલું ખેંચનારા એ જ હતા. શરૂઆતના દિવસોમાં આપણા લોકોને દોરવાનું કામ અને એમની તરફેણમાં છાપાંઓમાં લખવાનું કામ શિવાભાઈએ જ કર્યું હતું. એટલે ૨૭મીએ એમને ત્યાં જમવાનું આમંત્રણ સ્વીકાર્યું. અમારે ઘણી ઘણી વાતો કરવી હતી પણ બન્ને રહ્યા સ્વભાવે હિંદુ! એમના ઘરમાં એક યુરોપિયન મહિલા મહેમાન તરીકે આવ્યાં હતાં. તેઓ માંદગીની નબળાઈ ઉતારતાં હતાં. અમે એમની સાથે જ વાતો કરવામાં

નાચે ત્યારે એ ઘુંઘરુની મન ઉપર ભારે અસર થતી હતી. એ બધા નાર
એટલો તો ચડયો કે અમે બધાં પોતપોતાનાં આસનો છોડી એમની વચ્ચે
ઊભાં. તાત્યાની ઉષા અને લતા સ્ત્રીઓ વચ્ચે ભળીને પોતે પણ નાચવા

એ છેલ્લો નાચ વૃદ્ધાઓનો હતો. નિયમ પ્રમાણે સાઠ વરસથી ઓછી
જેની હોય તે આમાં ભળી ન શકે. એ બધી બહેનોએ જૂની ઢબના રંગ
પોશાક પહેર્યા હતા. જાતજાતનાં પીછાં બાંધ્યાં હતાં. અસ્ત્રા વતી માથું સા
તેલ લગાડી ચળકતું કર્યું હતું. ગળાના હાર છાતી ઉપર જ નહીં પણ પીઠ
પણ લટકતા હતા. કેડે આગળપાછળ કોલોબસનાં ચામડાં બાંધ્યાં હતાં. એ
પ્રાર્થના-નૃત્ય હતું. વૃદ્ધાના નૃત્યનો એક નિયમ એ હતો કે તેઓ ગમે
નાચે તોપણ પગના અંગૂઠા જમીનને અડેલા જ હોવા જોઈએ. (મને તરત
થયું કે આપણે ત્યાંના સતાર વગાડનાર ખાનદાન લોકો હાથનો અંગૂઠો ર
અડેલો જ રાખે છે.) એક વૃદ્ધાની ઉંમર નેવું કરતાં વધારે હતી. પણ ના
એનો ઉત્સાહ જરાય ઓછો ન હતો. એ લોકોનો એક નિયમ બહુ રમૂજી હ
જો કોઈ છોકરી કોઈ ઘરડા ડોસાને પરણી હોય તો એની ઉંમર ઓછી હોવા
એને પણ આ વૃદ્ધાના નૃત્યમાં ભાગ લેવાની પ્રતિષ્ઠા મળે છે! નૃત્યમાં
લેનાર ડોસીઓમાં એની 'વૃદ્ધ યુવતી' કોઈ છે કે નહીં એ અમે પૂછ્યું
અમને જ લાગ્યું કે એ અવિવેક ગણાય.

આવાં બધાં રાષ્ટ્રીય નૃત્યોને અંતે બે ઝાડ વાવવાનો ધર્મવિધિ થયો. એ
અમારાં મન ઉપર ઘણી ઊંડી અસર થઈ. ખુલ્લા મેદાનમાં નાના નાના
ગોઠવીને એક બાજુ આફ્રિકા ખંડની એક મોટી આકૃતિ દોરી હતી અને થોડે
યોગ્ય દિશામાં, એવા જ પથરાઓ વડે, હિંદુસ્તાનની આકૃતિ દોરી હતી. હિંદુસ
આવેલા બે મહેમાનોને હાથે, આ બે આકૃતિઓની અંદર બે ધર્મવૃક્ષો
મોનિયલ ટ્રીઝ') વાવવાનાં હતાં. એ આખી કલ્પના જોઈ હું ગદ્‌ગદ થઈ
આફ્રિકાની આકૃતિમાં ઝાડ વાવવાનું મારે ભાગે આવ્યું. હિંદુસ્તાનની આ
કમલનયને વાવ્યું. આફ્રિકન નેતાઓએ અમને કહ્યું કે, "બે દેશ વચ્ચે
અને શાન્તિ રહે એનાં દ્યોતક એ બે વૃક્ષો છે. ઉત્સાહ અને ખંતથી આ ઝાડો
ઉગાડીશું કેમ કે મહાત્મા ગાંધી સાથે રહેલા લોકોને હાથે આ વૃક્ષો વવાય છે

આ વિધિ પૂરો થયો પછી હું બોલ્યો તેનો વાક્યેવાક્ય અનુવાદ શ્રી
કેન્યાટાએ પોતે કર્યો. એમની જાતિમાં એ મોટો વક્તા ગણાય છે એટલે
અમારી વાતો થોડીક વિસ્તારીને લોકોને સમજાવી. મનગમતું વાક્ય આવે
વૃદ્ધાઓ પોતાના ગાલ વગાડી હુલુલુ ધ્વનિ કરે. જે લોકો પૂર્વ ભારતમાં
તેમને હુલુલુના જયધ્વનિ વિશે વિસ્તારથી કહેવાની જરૂર નથી. મેં અંતે
એ વૃદ્ધાઓ પાસેથી હિંદુસ્તાન અને આફ્રિકા વચ્ચેના હાર્દિક ઐક્ય માટે
આશીર્વાદની યાચના કરી ત્યારે તેમણે ઘણા જ ઉત્સાહથી મિનિટ બે મિનિટ
એવો લાંબો હુલુલુ ધ્વનિ કર્યો. એ પ્રસંગ કોઈ કાળે ભુલાય એમ નથી.

બીજો મજૂર પક્ષ. હું નથી માનતો કે પૈસાદાર પક્ષમાં બધા લક્ષાધીશ છે. મજૂર પક્ષમાં થોડા પણ જો હાથે કામ કરતા હોય તો હું તેમનું અભિનંદન કરીશ.

પાછા ઘેર આવતાં રાતના પોણાનવ થયા. છતાં શ્રી ગુલાબભાઈ દેસાઈ અને લલિતાબહેનની મહેમાનગીરી સ્વીકારવાની બાકી જ હતી. જમતાં જમતાં ભગિની સમાજ વિશે થોડીક વાતો કરી. શ્રી કુરેશી સાથે થયેલી ચર્ચાનો સાર ડૉ. અડાલજાને કહ્યો અને એ પણ કહ્યું કે મારી સૂચના અત્યંત વ્યવહારુ હોવા છતાં એનો અમલ આજે થઈ શકે એવી મારી અપેક્ષા નથી.

શ્રી તાત્યા ઈનામદાર અને એમના કુટુંબ સાથે અમે આટલા દિવસ રહ્યાં પણ એમની સાથે એકાદ દિવસ નિરાંતે ગાળવાની ભૂખ રહી જ ગઈ હતી. એટલે જાહેર કાર્યક્રમોમાંથી પૂરેપૂરી છુટ્ટી લઈ, રવિવારને દિવસે અમે 'ચૌદ ધોધ' વાળી જગ્યાએ ઉજાણી કરવા ઊપડયાં. વિનયકુમાર (ભાઉ) અમારી સાથે આવી ન શકયા. તાત્યાના કુટુંબનાં બાકી બધાં સાથે અમે ઊપડયાં. શ્રી સૂર્યકાન્ત પટેલ અને એમનાં પત્ની ભારતી પણ સાથે હતાં. ઘેરથી બેંતાળીશ માઈલ દૂર આ સ્થાન આવેલું છે. થીકાથી ચૌદ માઈલ. ત્યાંની જ એક નદી અહીં ખડકના અર્ધ-ચંદ્રમાં ચૌદ પ્રવાહે ભૂસકો મારે છે, અને આસપાસના પ્રદેશના લોકોને વિનોદ કરવા આમંત્રણ આપે છે. થીકા અને ચનિયા આ બે નદીઓ એટલી નાની છે કે આપણે ત્યાં એમને કોઈ નદીનું નામ ભાગ્યે જ આપે. ચૌદ ધોધને ઠેકાણે અમને ઘણી શાન્તિ મળી. અમે નીચે ઊતર્યાં, ઉપર ચડયાં, અનેક ખડક ખૂંદ્યા, ફોટા લીધા, ધરાઈને ખાધું, સંદર્ભ વિનાની વાતો કરી અને ત્યાં રહેવાય એમ ન હોવાથી જ આખરે પાછાં આવ્યાં.

પૂર્વ આફ્રિકાની આખી મુસાફરીમાં જે વસ્તુ મને સૌથી આકર્ષક અને સૌથી મહત્ત્વની લાગી તે હતી પીટર કોયનાંગેના ઘરમાં એમના પિતાની અને બીજાં કુટુંબીઓની મુલાકાત અને ગિથુંગુરી તેમ જ બીજે એક ઠેકાણે પીટર તરફથી ચાલતી નિશાળોની મુલાકાત. ગિથુંગુરીની મુલાકાત કેવળ એક શાળાની મુલાકાત ન હતી. પણ આફ્રિકન સમાજના સમસ્ત જીવનનું, એમના ભૂત, વર્તમાન અને ભવિષ્યનું એ શુદ્ધ દર્શન હતું. શ્રી પીટર કોયનાંગે, એમના વૃદ્ધ પિતા, એમના સાથી લોકનેતા જોમો કેન્યાટા અને બીજા ઘણા ઘણા આફ્રિકન વૃદ્ધો અને તરુણો અહીં ભેગા થયા હતા. અનેક નિશાળના વિદ્યાર્થીઓની ભવ્ય મેદની વચ્ચે અમે જાતજાતનાં આફ્રિકન નૃત્યો જોયાં. દરેક જાતિના વિદ્યાર્થીઓ પોતપોતાનાં અલગ અલગ નૃત્યો બતાવે, ગમે ત્યારે છૂટા પડે, અવ્યવસ્થિત રીતે હરતાફરતા વાતે ચડે, અને જોતજોતાંમાં કોઈ કૅપ્ટનના હુકમ વગર સુંદર રચનામાં ગોઠવાઈ જાય. કેટલાક વિદ્યાર્થીઓ કિકુયુ જાતિના હતા. કેટલાક કુંબા જાતિના હતા. બાકીની જાતિઓની સંખ્યા ઓછી હતી. આ બધા નર્તકોએ એમની પ્રાચીન સંસ્કૃતિની પ્રણાલી પ્રમાણે ચિત્રવિચિત્ર પોશાક પહેર્યા હતા. જાતજાતનાં ટપકાંથી મોઢાં રંગ્યાં હતાં. ઘૂંટણે ટિનના ડબામાં કાંકરા મૂકી બનાવેલા ઘુંઘરુ બાંધ્યા હતા. ઠેકો દઈને

ખૂબી તો ત્યાર પછી જ છે. શ્રી પીટરે એ રકમની રસીદ ફાડી તે પેલા ભાઈને નામે નહીં પણ ડોસીને નામે! અને સભામાં જ એમણે એને કહ્યું કે, 'હવે તમને અમારી સંસ્થાના હિસાબ ગમે ત્યારે આવીને તપાસવાનો અધિકાર છે.'

અહીંથી અમે શ્રી જોમો કેન્યાટાનું ઘર જોવા ગયાં. એની પાસે ઘણી જમીન છે. પાસે જ એના સસરાની પણ જમીન છે. કોલોબસ કરીને એક જાતના કાળા અને લાંબા વાળવાળા વાંદરા હોય છે. એમનાં કેળવેલાં ચામડાં ઘરમાં જમીન પર પાથરેલાં હતાં. એમાંનું એક સરસ ચામડું એમણે મને ભેટ આપ્યું. એક વાર આ પ્રદેશમાં આફ્રિકન લોકોએ અકળાઈને બે યુરોપિયનોને અને પોલીસોને માર્યા હતા. એનો મોટો કાંડ થયો હતો. એ જ ઠેકાણે લોકોએ વાવેલાં બે ઝાડ અમને બતાવવામાં આવ્યાં.

આફ્રિકન લોકો સાથેની આ જાતની દોસ્તી અને ઑનરેબલ માથૂને ત્યાં આફ્રિકન યુવકો સાથે થયેલી મુલાકાત, એ મારે મન પૂર્વ આફ્રિકાની મુસાફરીના વધારેમાં વધારે હાર્દિક આનંદ આપનારા પ્રસંગો છે. કિલિમાંજારોની કેડ પર મુખી પેટ્રોને ત્યાં ગયાં હતાં એ પ્રસંગ પણ એટલો જ મહત્ત્વનો ગણું છું.

નૈરોબીના દસ દિવસના અનુભવની કેટલીય વિગતો મેં જાણીજોઈને જવા દીધી છે. ભાઈ જાલે અમારા માનમાં ગોઠવેલું શરાબ વગરનું ખાણું, 'ફ્રેન્ડ્ઝ સરકલ'(મિત્રમંડળ)માં થયેલો વાર્તાલાપ, શ્રીમાન અને શ્રીમતી કૌલને ત્યાં ચાખેલી કાશ્મીરી વાનીઓ, અરુશાવાળા નરસીભાઈ સાથે થયેલી ચર્ચાઓ વગેરે અનેક મીઠા પ્રસંગો મેં છોડી દીધા છે. જોકે ભાઈ જાલે આપેલા ખાણા વખતનાં નૃત્યોની સુંદર કળા વિશે ઘણું લખી શકત. જવાનો દિવસ જેમ જેમ નજીક આવવા લાગ્યો તેમ તેમ જાણે એ સજાનો દિવસ આવે છે એમ જ અમને લાગવા માંડયું. કોક દિવસે યમુનાતાઈનું ગાંધી આલબમ જોયા કરું, કોક દિવસે તાત્યાનાં કુટુંબી જનોના કૉંગોના પોપટ કિસુકુ સાથે ફોટો પડાવું, કોક દિવસે સૂર્યકાન્ત અને એમના ડૉક્ટર ભાઈ સાથે જાતજાતની વાતો કરું. ભાઈ બહેરામજી સાથે એમનું સમાજસેવાનું કામ જોઈ આવું, ઍડિસઅબાબાની ઠંડીથી બીને થોડાં ગરમ કપડાં ખરીદી લઉં, એમ કરતાં કરતાં જવાનો દિવસ અચૂક આવી જ પહોંચ્યો. મન ઉદાસ થયું. ગુલાબી સ્વભાવવાળા અપ્પાસાહેબ પણ ગમગીન દેખાવા લાગ્યા. આમ જુલાઈ મહિનો વિદાય લઈને ચાલ્યો અને પહેલી ઑગસ્ટ ઊઘડી.

જે ઍરોડ્રોમ નજીક રેડિયો ઉપર હું એક ભાષણ આપી આવ્યો હતો એ જ ઍરોડ્રોમથી અમારે ઊપડવાનું હતું. સવારે વહેલાં ઊઠીને અમે તૈયાર થયાં. અમને કલ્પના નહીં કે ઍરોડ્રોમ ઉપર એટલા બધા લોકો ભેગા થશે. ફક્ત નૈરોબીના જ નહીં પણ કંપાલાના પણ કેટલાક ભાઈઓ અચાનક આવી ચડયા હતા. દરેક મુસાફરના નસીબમાં વિદાયના પ્રસંગો હોય જ છે. નવે ઠેકાણે નવા મિત્રો અને નવા અનુભવો મળશે એવી ઉત્સુકતામાં વિદાયનું દુઃખ માણસ ભૂલી જાય છે. આજે તેમ ન થયું.

આ જ ઠેકાણે કમલનયને પોતાના ભાષણને અંતે 'જય આફ્રિકા'નો નવો જયઘોષ ચાલુ કર્યો જે ત્યાંનાં યુવાન, વૃદ્ધ, સ્ત્રીપુરુષ બધાંએ ઉત્સાહભેર ઝીલી લીધો. એ જયઘોષ એ ખંડમાં ચાલુ થાય તો એને ગાંધીજીના વિશ્વપ્રેમી અહિંસાધર્મનું પ્રતીક ગણાય.

ગિથુંગુરીના આ અનુભવથી અમે એટલાં બધાં પ્રભાવિત થયાં કે અમે શ્રી પીટર કોયનાંગે પાસે એમની બીજી કોઈ શાળા ચાલતી જોવાની માગણી કરી. એ પ્રમાણે અમે ૨૭મીએ ઊપડયાં. પીટર પોતે અમને સાથે લઈ ગયા. અહીં છોકરા-છોકરીઓ સાથે ભણે છે. બધાં મળીને ૧૦૩૦ વિદ્યાર્થીઓ ભણતાં હતાં. અમે અનેક વર્ગોમાં જઈને એમનું કામ જોયું. અહીં પણ બધા જ વિદ્યાર્થીઓના અક્ષર સારા હતા. વ્યાખ્યાન સાંભળવા જ્યારે વિદ્યાર્થીઓ સામે ગોઠવાયા ત્યારે મેં માગણી કરી કે છોકરીઓ પાછળ બેઠી છે તે આગળ આવે. એ વાત અલબત્ત, એ છોકરીઓને ખૂબ ગમી. જે છોકરાઓ જૂની ઢબના પોશાક પહેરીને નૃત્ય કરતા હતા, તે જ તરત શર્ટ અને હાફપેન્ટ પહેરીને અને માથાના વાળ ઠીક કરીને સામે આવીને ઊભા થયા અને અંગ્રેજીમાં જવાબ આપવા લાગ્યા, ત્યારે બે યુગ વચ્ચેનું અંતર આ લોકોએ કેટલી ઝડપથી કાપ્યું છે એનો ખ્યાલ મને આવ્યો. સુથારી કામનો વર્ગ ચલાવનાર ભાઈનો પરિચય કરાવતાં શ્રી પીટરે કહ્યું કે, 'આ ભાઈ અમારા સુથાર પણ છે, કડિયા પણ છે અને ધર્મોપદેશક ('પ્રિસ્ટ') પણ છે'. મહેનતમજૂરી કરનાર આ પાદરી જોઈ મને સેન્ટ પૉલનું સ્મરણ થયું.

આ ઠેકાણે આફ્રિકન લોકોને ઉદ્દેશીને મેં કહ્યું કે, 'અન્ન, વસ્ત્ર અને ઘર આ માણસની મુખ્ય હાજતોમાં, અન્ન અને ઘરની બાબતમાં તમે સ્વાવલંબી છો. તમે જ્યારે પોતે કેળવેલાં વલ્કલ અને ચામડાં પહેરીને ફરતા હતા ત્યારે તમે સ્વાવલંબી એટલે સુધરેલા હતા. આજે સારામાં સારું રૂ પેદા કરતા છતાં વસ્ત્રની બાબતમાં તમે પરાવલંબી છો એ દયામણી સ્થિતિ છે. તમે રેંટિયો ચલાવી હાથસાળ દ્વારા કપડું તૈયાર કરશો તે દિવસે તમે સ્વાવલંબી થશો. તેમ થાય તો અમારા દેશનું એક મોટું ઘરાક અમે ખોઈ બેસીશું એ ખરું, પણ અપંગ પાડોશી સાથે વેપાર કરી ધનવાન થવા કરતાં, સ્વાવલંબી અને સમર્થ પાડોશી સાથે દોસ્તી કેળવવી એ, બન્ને માટે શ્રેયસ્કર છે.' મારી પાસેનો રેંટિયો એમને આપી દેવાની વાત મેં અહીં જ કરી, જેનું મહત્ત્વ પીટર કોયનાંગેએ વિદ્યાર્થી અને શિક્ષકોને વિસ્તારપૂર્વક સમજાવ્યું.

આ બે અને આવી બીજી ઘણી નિશાળો કશી સરકારી મદદ વગર શ્રી પીટર ચલાવે છે. એની કાર્યપદ્ધતિનો નમૂનો નીચેના કિસ્સા પરથી ધ્યાનમાં આવશે.

એક ઠેકાણે ભાઈ પીટર શાળા માટે નાણાં ઉઘરાવતા હતા. ત્યાં હાજર રહેલી ગામડાની એક ડોસી પાસે આપવા જેવું કશું ન હતું. એટલે એણે આગળ આવી, દાણાની એક શિંગ ફાળામાં આપી. પીટરે એની એ લાગણીનું ગૌરવ કરી ત્યાં ને ત્યાં જ એ શિંગનું લિલામ પોકાર્યું. (બાપુજીની એ કળા આ દેશમાં પણ ઊગી ખરી!) હરાજીમાં એક ભાઈએ સારી રકમ આપી એ શિંગ ખરીદી લીધી! પણ

ખૂબી તો ત્યાર પછી જ છે. શ્રી પીટરે એ રકમની રસીદ ફાડી તે પેલા ભાઈને નામે નહીં પણ ડોસીને નામે! અને સભામાં જ એમણે એને કહ્યું કે, 'હવે તમને અમારી સંસ્થાના હિસાબ ગમે ત્યારે આવીને તપાસવાનો અધિકાર છે.'

અહીંથી અમે શ્રી જોમો કેન્યાટાનું ઘર જોવા ગયાં. એની પાસે ઘણી જમીન છે. પાસે જ એના સસરાની પણ જમીન છે. કોલોબસ કરીને એક જાતના કાળા અને લાંબા વાળવાળા વાંદરા હોય છે. એમનાં કેળવેલાં ચામડાં ઘરમાં જમીન પર પાથરેલાં હતાં. એમાંનું એક સરસ ચામડું એમણે મને ભેટ આપ્યું. એક વાર આ પ્રદેશમાં આફ્રિકન લોકોએ અકળાઈને બે યુરોપિયનોને અને પોલીસોને માર્યા હતા. એનો મોટો કાંડ થયો હતો. એ જ ઠેકાણે લોકોએ વાવેલાં બે ઝાડ અમને બતાવવામાં આવ્યાં.

આફ્રિકન લોકો સાથેની આ જાતની દોસ્તી અને ઑનરેબલ માથૂને ત્યાં આફ્રિકન યુવકો સાથે થયેલી મુલાકાત, એ મારે મન પૂર્વ આફ્રિકાની મુસાફરીના વધારેમાં વધારે હાર્દિક આનંદ આપનારા પ્રસંગો છે. કિલિમાંજારોની કેડ પર મુખી પેટ્રોને ત્યાં ગયાં હતાં એ પ્રસંગ પણ એટલો જ મહત્ત્વનો ગણું છું.

નૈરોબીના દસ દિવસના અનુભવની કેટલીય વિગતો મેં જાણીજોઈને જવા દીધી છે. ભાઈ જાલે અમારા માનમાં ગોઠવેલું શરાબ વગરનું ખાણું, 'ફ્રેન્ડ્ઝ સરકલ'(મિત્રમંડળ)માં થયેલો વાર્તાલાપ, શ્રીમાન અને શ્રીમતી કૌલને ત્યાં ચાખેલી કાશ્મીરી વાનીઓ, અરુશાવાળા નરસીભાઈ સાથે થયેલી ચર્ચાઓ વગેરે અનેક મીઠા પ્રસંગો મેં છોડી દીધા છે. જોકે ભાઈ જાલે આપેલા ખાણા વખતનાં નૃત્યોની સુંદર કળા વિશે ઘણું લખી શકત. જવાનો દિવસ જેમ જેમ નજીક આવવા લાગ્યો તેમ તેમ જાણે એ સજાનો દિવસ આવે છે એમ જ અમને લાગવા માંડ્યું. કોક દિવસે યમુનાતાઈનું ગાંધી આલબમ જોયા કરું, કોક દિવસે તાત્યાનાં કુટુંબી જનોના કૉંગોના પોપટ કિસુકુ સાથે ફોટો પડાવું, કોક દિવસે સૂર્યકાન્ત અને એમના ડૉક્ટર ભાઈ સાથે જાતજાતની વાતો કરું. ભાઈ બહેરામજી સાથે એમનું સમાજસેવાનું કામ જોઈ આવું, ઍડિસઅબાબાની ઠંડીથી બીને થોડાં ગરમ કપડાં ખરીદી લઉં, એમ કરતાં કરતાં જવાનો દિવસ અચૂક આવી જ પહોંચ્યો. મન ઉદાસ થયું. ગુલાબી સ્વભાવવાળા અપ્પાસાહેબ પણ ગમગીન દેખાવા લાગ્યા. આમ જુલાઈ મહિનો વિદાય લઈને ચાલ્યો અને પહેલી ઑગસ્ટ ઊઘડી.

જે ઍરોડ્રોમ નજીક રેડિયો ઉપર હું એક ભાષણ આપી આવ્યો હતો એ જ ઍરોડ્રોમથી અમારે ઊપડવાનું હતું. સવારે વહેલાં ઊઠીને અમે તૈયાર થયાં. અમને કલ્પના નહીં કે ઍરોડ્રોમ ઉપર એટલા બધા લોકો ભેગા થશે. ફક્ત નૈરોબીના જ નહીં પણ કંપાલાના પણ કેટલાક ભાઈઓ અચાનક આવી ચડ્યા હતા. દરેક મુસાફરના નસીબમાં વિદાયના પ્રસંગો હોય જ છે. નવે ઠેકાણે નવા મિત્રો અને નવા અનુભવો મળશે એવી ઉત્સુકતામાં વિદાયનું દુઃખ માણસ ભૂલી જાય છે. આજે તેમ ન થયું.

જ્યારે અમે પહેલવહેલાં નૈરોબી પહોંચ્યાં હતાં ત્યારે હિંદુસ્તાનથી આવેલા મહેમાન તરીકે અમારા માનમાં ઘણા લોકો સ્ટેશને ભેગા થયા હતા. આજે જ્યારે અમે નૈરોબી છોડીને જતાં હતાં ત્યારે એથીયે વધુ લોકો ઍરોડ્રોમ પર ભેગા થયા, પણ તે માન આપવાની લાગણીથી નહીં પણ પ્રેમના ખેંચાણથી. કેટલાયે લોકો અમારા કાયમના મિત્ર જેવા થયા હતા. કેટલાંય કુટુંબોમાં અમે સ્વજન જેવાં થયાં હતાં. સવારે સવા સાતથી તે આઠ વાગતાં સુધીનો આખો વખત વિદાયની વાતો કરવામાં અને જુદા જુદા ગ્રૂપના ફોટા લેવામાં જ અમે ગાળ્યો. અનેક લોકોએ પ્રેમની નિશાની તરીકે અમને ફૂલો અને ફોટા આપ્યા. પણ અડાલજા દંપતીએ ધ અક્કિકુયુ એ કીમતી ચોપડી મને ભેટ આપી. પીટર કોયનાંગે, જોમો કેન્યાટા વગેરે પૂર્વ આફ્રિકાના આગેવાનો આ કિકુયુ વંશના જ છે. કેથલિક મિશનરીઓ તરફથી લખાયેલી આ ચોપડીમાં એ કોમનું આખું જીવન સુંદર રીતે પ્રતિબિંબિત થયું છે અને ચિત્રો એટલાં બધાં છે કે આખું જીવન પ્રત્યક્ષ થતાં વાર લાગતી નથી. એ લોકોના ઘરમાં જઈને અમે જે પ્રત્યક્ષ જોયું એની અસર સૌથી વધારે હતી. એમની નિશાળોમાં અને એમના મ્યૂઝિયમમાં અમે જે જોઈ શક્યાં એ એમાં કીમતી ઉમેરો હતો. અને એમાં જે કાંઈ ઊણપ રહી હોય તે આ ચોપડી મારફતે પૂરી થતી હતી. અમારી યાત્રાની સફળતા ઇચ્છવા માટે આના કરતાં વધારે સુંદર ભેટ કઈ હોઈ શકત?

ભારે હૈયે અમે પૂર્વ આફ્રિકાની વિદાય લીધી.

## ૩૮. જૂડા કેસરીના દેશમાં

જો અમે ઈજિપ્ત ગયાં હોત તો રસ્તામાં ઈથિયોપિયાની રાજધાની ઍડિસઅબાબા (નવપુષ્પ) જવું ક્રમપ્રાપ્ત હતું. ઈજિપ્ત જવાનું માંડી વાળ્યા પછી ઍડિસઅબાબા જવાનું વિશેષ પ્રયોજન ન હતું. પણ કમલનયનની ઇચ્છા હતી કે આપણે ઍડિસઅબાબા થઈને જઈએ.

આખા આફ્રિકા ખંડમાં યુરોપિયન લોકોનું જ રાજ્ય અથવા આધિરાજ્ય છે. ફક્ત ઈથિયોપિયા અથવા ઍબિસીનિયા એમાં અપવાદ છે. અહીંનો રાજા અથવા બાદશાહ ધર્મે ખ્રિસ્તી છે એ કારણ હશે અથવા અહીંનો મુલક પહાડી અને દુર્ગમ હોવાથી ફોજ કે વેપાર અહીં સુધી લઈ જવાની મુશ્કેલી હશે. પણ આ રાજ્ય સ્વતંત્ર રહ્યું ખરું. વચમાં ઈટાલીની દાનત બગડી. એણે ૧૯૩૫ના અરસામાં ઈથિયોપિયા ઉપર ચડાઈ કરી અને એ દેશ જીતી લીધો. ત્યાંના બાદશાહને સ્વદેશ છોડી ઇંગ્લંડમાં જઈને રહેવું પડ્યું. યુરોપનું બીજું મહાયુદ્ધ શરૂ થતાંવેંત ઇંગ્લંડે ઈટાલીને હરાવીને ઈથિયોપિયાનું રાજ્ય ત્યાંના બાદશાહને પાછું આપ્યું અને પોતાની રીતિનીતિ પ્રમાણે એના દરેક ખાતામાં એક એક બ્રિટિશ સલાહકાર નીમ્યો. બાદશાહે આ વ્યવસ્થા ત્રણ વરસ સુધી ચલાવી લીધી. ત્યાર પછી એણે

ખાતા માટે યુરોપના તેમ જ અમેરિકામાંથી અલગ અલગ દેશના ગોરાઓને
ાહકાર તીકે નીમ્યા છે. આ રીતે પશ્ચિમના બાહોશ લોકોની સલાહ પણ એને
છે અને કોઈ એક દેશના પ્રભાવ તળે એનું રાજ્ય આવતું નથી. ઈથિયોપિયા-
ત્યાંના બાદશાહે રશિયનોને બાતલ રાખ્યા નથી એટલા ખાતર અંગ્રેજો એના
ર ચિડાયેલા રહે છે. પણ આજની સ્થિતિમાં કશું કરી શકતા નથી. ઈથિયોપિયાના
શાહ હાઈલે સેલાસી કેળવણીને એટલું બધું મહત્ત્વ આપે છે કે એણે એ
ખાસ પોતાના હસ્તક જ રાખ્યું છે. આ ખાતામાં પણ પરદેશીઓની મદદ
પ્રમાણમાં લેવાય છે. તેમાં હિંદી શિક્ષકોની સંખ્યા ઠીક ઠીક છે.

ઇથિયોપિયા દેશ એટલો બધો પછાત છે કે આખા દેશમાં એક પણ કૉલેજ
ઍડિસઅબાબામાં બાદશાહ તરફથી પોતાને ખરચે એક હાઈસ્કૂલ ચલાવવામાં
છે. બીજાં બેચાર શહેરોમાં નાની નાની હાઈસ્કૂલો છે. કેળવણી ત્યાંની
અમ્હારિક અને અંગ્રેજી મારફતે અપાય છે. મેં માન્યું હતું કે અમ્હારિક
માટે ઉર્દૂ જેવી જ કોઈ લિપિ હશે. પણ અમ્હારિક લિપિ નાગરી કે રોમન-
મેઠે ડાબી બાજુથી જમણી બાજુ તરફ લખાય છે.

આખા આફ્રિકા ખંડમાં ઈથિયોપિયા એ એક જ દેશ સ્વતંત્ર હોવાથી હું
હતો કે આફ્રિકન લોકો વચ્ચે જે સ્વતંત્રતાની ભૂખ જાગી છે અને ગોરા-
ધૂંસરી ફગાવી દેવાની તમન્ના કેટલાક આફ્રિકન લોકો સેવે છે તેની આગે-
પ્રગટ કે છૂપી રીતે ઈથિયોપિયા લોકો કરતા હશે. પણ એ પ્રદેશમાં પ્રત્યક્ષ
પછી એવું કશું લાગ્યું નહીં. ઈથિયોપિયન લોકો પોતાના જ સવાલો તળે
ગયા છે. પૂર્વ, પશ્ચિમ કે દક્ષિણ આફ્રિકાના લોકો સાથે ઈથિયોપિયન લોકોના
મેળ પણ નહીં હોય. જ્યારે ઈજિપ્ત જઈશ અને ત્યાંની પરિસ્થિતિ તપા-
ત્યારે આ સવાલ ઉપર વધારે પ્રકાશ પડશે.

ઈથિયોપિયાનું હાલનું રાજ્ય ૩૫૦૦૦ ચોરસ માઈલનું છે અને લોકસંખ્યા પોણા
કરતાં સહેજ વધારે છે. એ હિસાબે દર ચોરસ માઈલે લોકવસ્તીનું પ્રમાણ બાવીશ
પણ નથી. છતાં અહીંની સરકાર બહારના લોકોને પોતાના રાજ્યમાં આવી
દેવાને રાજી નથી. યુરોપિયન લોકોએ દુનિયામાં જ્યાં ત્યાં જેવો પગપેસારો
તે જોતાં બધા જ લોકો બીજા દેશો પ્રત્યે સાશંક રહે એમાં નવાઈ નથી.

ટાલિયન લોકોએ ઈથિયોપિયા જીત્યું તે પહેલાં એ દેશમાં આપણા હિંદુ-
લોકોની સંખ્યા લગભગ ચાર હજારની હતી. ઈટાલિયન લોકોએ એ બધાને
હાંકી કાઢયા. આજે એ દેશમાં આપણા લોકોની સંખ્યા પાંચસો કરતાં
નથી. એમાંના સાડા ત્રણસો તો ઍડિસઅબાબામાં જ રહે છે. એમાંના
ા ગુજરાત-કાઠિયાવાડ તરફના મુસલમાનો જ છે. શિક્ષકોમાં કેટલાક મહા-
છે, જ્યારે ઘણાખરા ગોવા કે કોચીન તરફના ખ્રિસ્તી છે. બધા મળીને
કરતાં વધારે નથી. અહીં તો સાઠથી સિત્તેર ટકા વેપાર આપણા લોકોના

હાથમાં છે. જ્યારે ઉદ્યોગહુન્નરમાં ગોરાઓનું પ્રમાણ વધારે છે. ત્યાંની સરકાર ઘણું ઇચ્છે છે કે હિંદી લોકો પોતાની મૂડી રોકીને ઇથિયોપિયાની ખેતીવાડી, એનો વેપાર અને એના ઉદ્યોગહુન્નર વધારવામાં મેદદ કરે. કાપડની મિલો, ખાંડનાં કારખાનાં, સિમેંટ, દીવાસળી, ચામડાં કેળવવાનું કામ, વગેરે ઘણા ઉદ્યોગો ખીલવવાની ત્યાં સગવડ છે. મકાઈ, કૉફી, મધ, મીણ અને જાતજાતનાં ફળોના બગીચા — એ બધાં કમાણીનાં ઉત્તમ ક્ષેત્રો છે. [મુશ્કેલી એક જ છે કે ત્યાં બાદશાહ અને એમના અમલદારોની મરજીનું રાજ્ય છે.] તેથી આપણા લોકો અહીં મૂડી રોકતાં સંકોચાય તો તેમાં જરાય આશ્ચર્ય નથી.

આવા આ દેશ માટે અમે પહેલી ઑગસ્ટે નૈરોબી છોડ્યું. નૈરોબીથી ઍડિસ-અબાબા, ત્યાંથી દિરેદવા, જીબુટી, એડન, કરાંચી અને મુંબઈ એટલા હવાઈ જહાજના પ્રવાસની ટિકિટ ૧૯૦૦ શિલિંગની હતી.

અમારું હવાઈ જહાજ બરાબર આઠ વાગ્યે ઊડ્યું. અમારે ૭૧૨ માઈલ જવાનું હતું. અમે જેવાં ઊડયાં કે થોડા જ વખતમાં વાદળાંમાં સપડાયાં. ઉપર-નીચે-આસપાસ — બધે ક્ષીરસાગર. આ સ્થિતિની અદ્‌ભુતતાથી ટેવાયા પછી એમાં બહુ મઝા રહેતી નથી. માટે જ્યારે અમારું વિમાન આ વાદળમાંથી ઉપર નીકળ્યું ત્યારે અમને હાશ જેવું થયું. પછી તો અમારું વિમાન જાણે વાદળોની ગાદી ઉપર આળોટતું ચાલ્યું — પણ ગાદીની કિનારેથી. જમણી બાજુ બધાં વાદળો હતાં ત્યારે ડાબી બાજુ કેનિયાની ફળદ્રુપ જમીન દેખાતી હતી.

થોડાક વખત પછી જમણી બાજુએ માઉન્ટ કેનિયાનું ગર્વોન્નત શિખર પોતાના પહોળા આસન પર વિરાજમાન દેખાયું. એ શિખર પાછળ અનેક વાદળાં હોવાથી આખું દૃશ્ય ઘણું જ ઉઠાવદાર દેખાતું હતું. જે પર્વત અમે નેરી તરફ જઈને જોવાનાં હતાં તે પર્વત હવે અમે વિમાનમાં બેસીને આખરે જોઈ શકયાં. કિલિ-માંજારોની ઊંચાઈ ૧૯,૦૦૦ ફૂટ કરતાં વધારે છે, કેનિયા ૧૭,૦૦૦થી ઓછો નથી. ઍરોપ્લેનમાંથી જ્યાં સુધી કેનિયાનાં શિખરો દેખાયાં ત્યાં સુધી બીજું કશું જોવાનું મન થાય એમ હતું જ નહીં. અનેક નાનાંમોટાં શિખરો વચ્ચે એકદમ આકાશ વીંધનારું કેનિયાનું મુખ્ય શિખર સામાન્ય માનવીઓ વચ્ચે કોઈ મહાત્માની વિભૂતિ ઊભી હોય એવું લાગતું હતું. દુનિયાના મોટા મોટા પહાડોમાં પણ કેનિયાનો પર્વત પુરાણપુરુષ લેખાય. એ એટલો જૂનો છે કે એનું માથું ઘસાતાં ઘસાતાં એની ઊંચાઈ ત્રણ હજાર ફૂટ જેટલી ઓછી થઈ છે. એને માથે જ્વાળામુખીનો જે દ્રોણ હતો એ પણ ક્યારનો ઘસાઈ ગયો અને છતાં આજે એ ૧૭,૦૦૦ ફૂટની ઊંચાઈ દાખવી શકે છે. એવા એ પહાડનું જ નામ આસપાસના મુલકને અપાયું એમાં આશ્ચર્ય શું? ગોરા લોકો તો આ પહાડની બધી બાજુએ વીંટળાઈ વળ્યા છે.

અંતે મહાન કેનિયા પણ પાછળ રહ્યો અને છેવટે અલોપ થયો અને ફક્ત વાદળાં જ રહ્યાં. ત્યાર પછી સાદી જમીન આવી. એ બધું જોઈને આંખો થાકી ગઈ અને એમણે વગર પૂછ્યે ઊંઘી લીધું.

તાજા થઈને આસપાસ જોયું તો દારેસ્સલામ તરફનો એક ગોરો વકીલ હિંદુસ્તાન વિશેની કોઈ ચોપડી વાંચતો હતો. એની સાથે વાતો શરૂ થઈ. ધંધાને અંગે એ કરાંચી અને પર્શિયન ગલ્ફ (ઈરાની અખાત) તરફ જઈને પાછો આવવાનો હતો.

બીજું કશું ન સૂઝવાથી ઍરોપ્લેનમાં મેં ફરી વાર નાસ્તો કર્યો. એટલામાં જમણી બાજુ સુંદર સુંદર સરોવરો એક પછી એક છતાં થવા લાગ્યાં. બધાં મળીને અમે પાંચેક સરોવરો પસાર કર્યાં હશે. નકશામાં જોતાં એમનાં નામો – ચામો, અબાયા, ઔસા, શાલા, લાંગાના અને ઝવાઈ એવાં હતાં. એ સરોવરો પાછળ મૅન્ડેબો પહાડની હાર દેખાતી હતી. સરોવરને કારણે ઇથિયોપિયાની ભૂમિ વિશે મનમાં આકર્ષણ જાગ્યું. નકશામાં સરોવરોનાં નામો શોધતાં ખબર ન પડી કે અમે ઍડિસઅબાબાની નજીક પહોંચીએ છીએ. પણ ઍરોપ્લેન ઝપાટાભેર ઊંચે ને ઊંચે ચડવા લાગ્યું ત્યારે ખાતરી થઈ કે ઍડિસઅબાબા હવે આવવું જ જોઈએ. દુનિયાનાં ઊંચામાં ઊંચાં શહેરોમાંનું આ એક છે. સમુદ્રની સપાટીથી નવ હજાર ફૂટ ઊંચાઈએ વસેલાં શહેરો દુનિયામાં કેટલાં હશે? ખરેખર ઍડિસઅબાબા એ એન્ટોટો પહાડ ઉપર ખીલેલું રૂપાળું અને ખુશબોદાર નવું ફૂલ જ છે. ઍડિસઅબાબાનો, ત્યાંની ભાષામાં અર્થ થાય છે – નવું ફૂલ. ખુશબોદાર એટલા માટે કે આખા શહેરમાં જ્યાં ત્યાં યુકેલિપ્ટસનાં ઊંચાં ઊંચાં ઝાડો છે.

બરાબર સાડા બારે અમે ઍડિસઅબાબાના વિમાન મથકે પહોંચ્યાં. આપણી સરકાર તરફથી એલચી તરીકે હમણાં જ નિમાયેલા સરદાર સંતસિંગ, એમનાં પત્ની અને ઘણા હિંદીઓ અમને લેવા આવ્યાં હતાં. સરદાર સાહેબે પૂછ્યું કે, 'મારા મહેમાન તરીકે મારે ત્યાં રહેશો કે અહીંની સારામાં સારી હોટેલમાં રહેવું છે? બંને માટેની તૈયારી રાખી છે.' મેં કહ્યું, 'હું તો આશ્રમવાસી છું. ગમે ત્યાં એક ખૂણો મળે તો આરામથી રહી શકું અને અમે અગવડરૂપ મહેમાનો નહીં નીવડીએ. શાકાહારી છીએ.' આટલા વિનોદ સાથે અમે નક્કી કર્યું કે સરદાર સંતસિંગને ત્યાં જ રહેવું. એમનાં પત્ની પોતે અન્નાહારી જ હતાં. એટલે ખોરાકની બાબતમાં કશી મુશ્કેલી ન હતી. અમારા દોઢ દિવસના મુકામ દરમિયાન ત્રણચાર ઠેકાણે ખાવાનું હતું એટલે હોટેલમાં ઊતરવામાં અર્થ ન હતો. અને હોટેલમાં રહેવાથી પ્રતિષ્ઠાનો બહિષ્કાર આવી પડે છે. કોઈની સાથે છૂટથી વાતો કરવાનો વખત જ મળતો નથી.

મારે સરદાર સંતસિંગ સાથે ઇથિયોપિયા વિશે જ નહીં પણ હિંદુસ્તાનની સ્વરાજની લડત વિશે પણ ઘણી વાતો કરવી હતી. તેઓ દિલ્હીની વડી ધારાસભાના એક સભાસદ હતા. આઠ વરસ સુધી સરકારવિરોધી દળના નેતા હતા. અંગ્રેજ અમલદારો સાથેની ઝપાઝપીમાં બતાવેલી તેમની બુદ્ધિની તીક્ષ્ણતા હું છાપાંઓમાં રસપૂર્વક વાંચતો. એટલે એ બધા પ્રસંગો ફરી વાર યાદ કરવામાં ભારે રસ પડે એમ હતું.

ઇથિયોપિયામાં તેઓ ભારતના એલચી નિમાયા તે પહેલાં ૧૯૪૮માં હિંદુસ્તાન સરકાર તરફથી આ દેશમાં એક સૌહાર્દ મંડળ ('ગુડ વિલ મિશન') મોકલવામાં આવ્યું હતું તેના તેઓ પ્રમુખ હતા.

અમારા કાર્યક્રમમાં ખાવાનું, બોલવાનું, જોવાનું અને ખાનગીમાં ચર્ચા કરવાનું એટલું જ હતું. સાંજે ઇન્ડિયન ઍસોસિયેશન તરફથી મ્યુનિસિપલ હૉલમાં મોટી સભા ગોઠવવામાં આવી હતી. જ્યાં ત્યાં ઈથિયોપિયાના વાવટાઓ દીવાલ ઉપર શોભતા હતા. ઈથિયોપિયાના વાવટાના રંગો અને હિંદુસ્તાનના વાવટાના રંગો લગભગ સરખા જ છે. સરદાર સાહેબ પોતે જ એ સભાના અધ્યક્ષ હતા. હું ઈરાદાપૂર્વક ગુજરાતીમાં બોલ્યો કેમ કે શ્રોતાઓમાં લગભગ બધાં જ સ્ત્રીપુરુષો—હિંદુ અને મુસલમાન—ગુજરાતી હતાં. બીજા લોકો જોડે ખાનગીમાં અંગ્રેજીમાં બોલીને ચલાવાય એમ હતું. સરદાર સંતસિંગ ગુજરાતી વિશેષ સમજતા ન હતા. પણ મારા પછી શ્રી કમલનયન બજાજનું ભાષણ હિંદીમાં થયું. સરદાર સાહેબને તે ઘણું જ ગમ્યું. સભા પછી ઈન્ડિયન ઍસોસિયેશન તરફથી ઈમ્પીરિયલ હોટેલમાં ખાણું હતું. વીસેક માણસો હશે. શાકાહારી ખોરાક ત્યાં સરસ તૈયાર કરવામાં આવ્યો હતો.

ઍડિસઅબાબામાં પહોંચતાંવેંત મને વિશેષ આનંદ એ થયો કે અહીંની હિંદી કોમના એક બાહોશ સેવક તરીકે જે રતિલાલ શેઠનું નામ મેં અનેકને મોઢે સાંભળ્યું હતું તે મારા એક જૂના જુવાન મિત્ર નીકળ્યા. એક વાર હું કરાંચી ગયો હતો ત્યારે કરસનદાસ માણેક, ફોટોગ્રાફર જીવરાજ મહેતા વગેરે મારા એક વખતના વિદ્યાર્થીઓ સાથે જુવાન રતિલાલ શેઠ પણ મનોરાની સહેલ પર આવ્યા હતા. આટલા જૂના સંબંધ પછી દિલ ખોલીને વાત કરવામાં મુશ્કેલી શી હોય? એમની પાસેથી ત્યાંની બધી પરિસ્થિતિ વિશે ઘણી વસ્તુઓ સત્તાવાર રીતે જાણી શક્યો.

બીજો એક એવો જ આનંદનો વિષય એ હતો કે સરદાર સાહેબના મંત્રી શ્રી ગુણવંતસિહ મલિક એ પણ ચિ. સરોજિનીના બાળપણના મિત્ર નીકળ્યા. એ લોકો પણ બાળપણમાં સિંધમાં જ એકબીજાને મળ્યાં હતાં. માણસનો સ્વભાવ એવો વિચિત્ર છે કે નવા અનુભવો મેળવવાની એની જેટલી તાલાવેલી હોય છે એટલી જ જૂનાં સંસ્મરણો તાજાં કરવાની હોય છે. નવકુસુમપુરમાં અમને બન્નેને બન્ને જાતનો આનંદ પૂરેપૂરો મળ્યો.

હિમાલયની નિવૃત્તિ છોડયા પછીની મારી તમામ મુસાફરીઓ હંમેશાં ઉતાવળમાં જ થઈ છે. ક્યાંય જવું હોય તો પહેલેથી એ સ્થાન વિશે જે વાંચ્યું હોય તેટલું જ. તે તે પ્રદેશમાં બેસીને એને વિશે નિરાંતે વાંચવાનો વખત જ નથી મળતો. ઍડિસઅબાબા કે ઇથિયોપિયા જવાનો વિચાર જ ન હતો એટલે એને વિશે કશું જ વાંચ્યું ન હતું. સરકારી દૃષ્ટિએ લખેલી; પણ ઘણી સારી એવી બેએક ચોપડીઓ સરદાર સંતસિંગે મને આપી. પણ તે વાંચું ક્યારે? સમયદારિદ્યની ચીડમાં સવારે ત્રણ વાગ્યે જાગ્યો અને જેટલું વંચાય તેટલું વાંચ્યું. આપણા ઋષિમુનિઓએ એક ડહાપણભર્યો નિયમ કર્યો છે કે સવારના બ્રાહ્મમુહૂર્તે ઊઠીને વેદબ્રહ્મનું અધ્યયન કર્યા પછી, 'થાકયા છીએ એટલા માટે' ફરી સૂવું ન જોઈએ. न निशान्ते परिश्रान्तो ब्रह्माधीत्य पुनः स्वपेत् । કારણ સ્પષ્ટ છે. સવારના વાચન પછી સૂઈ ગયા એટલે વાંચેલી વસ્તુઓ પણ સૂઈ જાય છે. આ નિયમ જાણતો હોવાથી

ફરી સૂવાનું માંડી વાળી. પ્રાર્થના વગેરેથી પરવારી અમે અહીંની ગુજરાતી સ્કૂલ જોવા ગયાં. મુખ્ય શિક્ષક પથારીવશ હતા. એમનાં પત્નીએ નિશાળ બતાવી. મને લાગે છે કે આપણી નિશાળોમાં સારા શિક્ષકો રાખવાથી કામ સરતું નથી. બાળકો માટે ઘરનું વાતાવરણ સુધરે અને ઘેર સારા સંસ્કારો જડ પકડે તો જ શાળા પાછળની મહેનત લેખે લાગે. હવે પછીની નિશાળોમાં વર્ગશિક્ષકો ઉપરાંત એક વધારે શિક્ષક રાખવાનો નિયમ થવો જોઈએ. એનું કામ બાળકોનાં માબાપોને મળી, એમને વધુ ખર્ચમાં ઉતાર્યા વગર, ઘરનું વાતાવરણ ફેરવવામાં મદદ કરવાનું હોય. અહીંથી અમે બે મોટરોમાં ફરવા નીકળ્યાં. ઍડિસઅબાબાથી ઍડિસઆલમ – જૂની રાજધાનીને રસ્તે દૂર સુધી, ખુલ્લા પ્રદેશમાં અમે ફરી આવ્યાં. રસ્તાની હરિયાળી, આસપાસના પહાડો, એમાંયે ડાબી બાજુના એક મોટા પહાડનો ઘાટદાર આકાર — બધું જ આકર્ષક હતું. સરદાર સંતસિંગની મોટર ઉપરનો ત્રિરંગી વાવટો ઇથિયો-પિયન વાવટા જેવો જ દૂરથી લાગતો હોવાથી રસ્તા પરની ભોળી પ્રજા નીચે નમીને એ વાવટાને સલામ ભરતી હતી. એ સલામ પાછળ સરકારી તંત્રની બીક નહીં પણ પોતાના રાજ્ય પ્રત્યે અને રાજપુરુષો પ્રત્યેની ભક્તિ સ્પષ્ટ દેખાતી હતી.

રસ્તામાં પણ સરદાર સાહેબ સાથે મોટે ભાગે હિંદુસ્તાન વિશે જ વાતો થઈ. આટલો સુંદર અને આટલો વિસ્તૃત રળિયામણો પ્રદેશ આટલી ઊંચાઈએ છે એની અદેખાઈ તો મનમાં થતી જ હતી. અહીંના લોકો ધારે તો અહીંની જમીન અને અહીંની આબોહવાની આ સગવડથી ઉત્તમ કોટિની સમૃદ્ધિ મેળવી શકે.

બપોરે સરદાર સાહેબ તરફથી રાસ હોટલમાં ખાણું હતું. એમાં ઇથિયોપિયન સરકારના મુખ્ય મુખ્ય મંત્રીઓ હતા. બાદશાહ હાઈલે સેલાસી બહારગામ ગયેલા હોવાથી એમને મળી શકાયું નહીં. એમના પ્રાઇવેટ સેક્રેટરી આવ્યા હતા. નાણા-પ્રધાન તેમ જ વેપારઉદ્યોગના પ્રધાન સાથે થોડીક વાતો થઈ. આ દેશમાં મધ અને મીણ પણ આવકનાં સારાં સરખાં સાધનો છે એ મેં સવારે જ વાંચ્યું હતું એટલે એની પણ મેં અહીં વાતો કરી. હિંદુસ્તાન અને એના સ્વરાજ વિશે એ લોકો વાતો કરે અને અનેક સવાલો પૂછે એ સ્વાભાવિક હતું. બે મંત્રીઓ પોત-પોતાની પત્નીઓ સાથે આવ્યા હતા. અંગ્રેજી ભાષા અને રીતરિવાજથી તેઓ પરિચિત હોવાથી એમની સાથે વાતો કરતાં મુશ્કેલી આવી નહીં. એમાંથી બહેન એલિઝાબેથ એટલાં માયાળુ હતાં કે એમણે અમને ઍડિસઅબાબાનાં મોટાં મોટાં પ્રખ્યાત ખ્રિસ્તી દેવળો બતાવવાનું માથે લીધું. શહેરની અંદર એક મોટું દેવળ મેં બહારથી જ જોયું. બીજું અંદરથી જોયું. એનાં પૂજા અને ઉપદેશનાં સ્થાનો અને બેસવાની સગવડો તદ્દન જુદી ઢબની હોવાથી મને ઘણી આકર્ષક લાગી. આવી રચના આપણે ત્યાં દાખલ કેમ ન કરીએ એવો પણ વિચાર આવ્યો.

ઍડિસઅબાબા પાસેની એક ઊંચી ટેકરી ઉપર એક જૂનું ખ્રિસ્તી દેવળ અને એની સાથે એક મઠ છે. આપણે ત્યાંના જંગલમાં આવેલા કોઈ મંગલમંદિર જેવું એનું વાતાવરણ હતું. ઉપરથી આસપાસનો પ્રદેશ દૂર દૂર સુધી દેખાતો હોવાથી

મંદિરની ઊંચાઈ ભવ્ય લાગતી હતી. અમે અંદર જઈને પ્રદક્ષિણા કરી. દીવાલ ઉપરનાં ચિત્રો — ઈશુ ખ્રિસ્તનાં તેમ જ એના અનેક શિષ્યોનાં અને સંતોનાં — સાવ હિંદુ પદ્ધતિનાં હતાં. મંદિરના ઉત્સવો, પૂજાવિધિઓ વગેરે ઘણું આપણી જ પદ્ધતિનું છે એટલે આ દેશના કૉપ્ટિક ચર્ચનો ઇતિહાસ જાણી લેવાનું કુતૂહલ વધ્યું.

ખ્રિસ્તી લોકોની આધુનિક સંસ્કૃતિ મોટે ભાગે વિજ્ઞાન અને વિશાળ સંગઠનને આભારી છે. એના પાયામાં ખ્રિસ્તી ધર્મ કરતાં ગ્રીક લોકોનું તત્ત્વજ્ઞાન અને રોમન લોકોની સામ્રાજ્યપ્રિયતા જ છે. ખરો ખ્રિસ્તી ધર્મ એશિયાઈ વૃત્તિનો છે. એની પણ કેટલીયે નવી નવી આવૃત્તિઓ થઈ ગઈ છે. પીટર, મૅથ્યુ, જૉન વગેરે શિષ્યોને કોરે મૂકી સેન્ટ પૉલે ખ્રિસ્તી ધર્મને નવું જ રૂપ આપ્યું. ત્યાર પછી એની અનેક આવૃત્તિઓ થતી ગઈ. હું તો માનું છું કે ખ્રિસ્તી ધર્મનું અસલી સ્વરૂપ બરાબર સમજી, એને વેદાંતના અને અભેદ ભક્તિના પાયા આપવાનું કામ કોક દિવસે હિંદુસ્તાનના ખ્રિસ્તીઓ જ કરશે. બંગાળના બ્રહ્મબાંધવ ઉપાધ્યાયે એવો થોડો પ્રયત્ન કર્યો હતો. અહીંના મઠમાં રહેનાર એક ખ્રિસ્તી સાધુ ત્યાં આવ્યો, એનાં કપડાં, એની દાઢી, વાતો કરવાની ઢબ બધું આપણે ત્યાંના કોઈ ગામડિયા સાધુ જેવું જ હતું. આસપાસના લોકોના મનમાં આ સાધુ પ્રત્યે ઘણો આદર હતો. સાધુના વર્તનમાં એ આદરની જરાય કદર દેખાતી ન હતી!

રાતનું ભોજન ઘેર જ હતું એટલે જમીને હું તો સૂઈ જ ગયો. કમલનયને આફ્રિકાના વન્ય જીવન વિશેની પોતે આણેલી ફિલમો બતાવી અને ઇથિયોપિયામાં વસતા આપણા લોકોને આનંદ આપ્યો.

આટલે દૂર પરદેશમાં વસતા આપણા હિંદી લોકોને જ્યારે ખબર પડે છે કે સ્વદેશથી કોઈ આવ્યું છે ત્યારે તેઓ તેમને મળવા ઘણા જ આતુર હોય છે અને આમંત્રણ મોકલવાની ધમાલ કરે છે. ઍડિસઅબાબામાં જ દિરેદવાના હિંદીઓના કાગળો આવ્યા હતા. અમારો કાર્યક્રમ પહેલેથી જ નક્કી થયેલો હોવાથી દિરેદવામાં એક દિવસ ગાળવાનું પણ અશક્ય હતું. અમે એમને એટલું જ કહ્યું કે હવાઈ જહાજને મથકે જે પાંચ-દસ મિનિટ મળી શકે તેટલામાં સ્વદેશના ભાઈઓને મળવાનો આનંદ મેળવીશું.

ત્રીજી ઑગસ્ટે અમે ઍડિસઅબાબા છોડ્યું. પણ એ રાજધાનીની દાનત અમને સહેજે જવા દેવાની ન હતી. સવારે વહેલાં ઊઠી નાસ્તો વગેરે કરીને નીકળ્યાં. સરદાર સાહેબની તબિયત સારી ન હતી. એમને મથક સુધી ન આવવા મેં ઘણું કહ્યું પણ તેઓ શાના માને? મથક ઉપર બધા સાથે આનંદથી વાતો કરી. ભાઈ રતિલાલ શેઠે અહીંની યાદગીરી તરીકે એક લાકડી મને આપી. અહીંના ખુશબૂદાર યુકેલિપ્ટસની જ એ પાતળી લાકડી અને એની હાથીદાંતની મૂઠ. બિલકુલ સાદી લાકડી પણ રૂપાળી હતી અને હેતની ખુશબૂ ધારણ કરતી હતી.

અમારું હવાઈ જહાજ ઊપડ્યું. એ કાંઈ મુસાફરો માટેનું આરામની બેઠકોવાળું જહાજ ન હતું. ભારખાનું પણ ન કહેવાય. એક બાજુ પર કોથળાઓ અને

તજાતનો માલ ખડકેલો હતો અને મોટાં મોટાં રાંઢવાંથી બાંધી રાખેલો હતો. ને સામી બાજુ, પતરાના બાંકડા ઉપર અમે ચૌદ મુસાફરો બેઠાં હતાં. મેલ ડીમાં બેસવાને ટેવાયેલા લોકોને માલગાડીના ડબ્બામાં કોઈ ખડકી મૂકે ત્યારે મના ચહેરા જેવા દેખાય તેવા અમારા થયા હતા! અમે ઊપડયાં અને અમારા જબાનો પોતપોતાને ઘેર ગયા. અમારું જહાજ પચીસેક મિનિટ ચાલીને નીચે ર્યું. રસ્તામાં ખૂબ જ વાદળાં હોવાથી કયા વાદળા ઉપર સૂર્યપ્રકાશ વધારે છે ટલું જ જોઈ શકાતું હતું. સૂર્યપ્રકાશની દિશા બદલાઈ ત્યારે મને જરા અડવું ડવું લાગ્યું પણ મારું ધ્યાન એ તરફ ન હતું. દિરેદવા આટલું જલદી આવે મ હતું નહીં. હું ચિંતામાં પડયો કે વચમાં કોઈ નાનકડું સ્ટેશન છે કે શું. માન થોભ્યું અને પગથિયાં ઊતરીને બહાર જોઉં છું તો સામે એડિસઆબાબા!! ગતા છીએ કે સ્વપ્નામાં છીએ? આ થયું શું?...

એટલામાં વિમાનવાળાઓએ કહ્યું કે, "અમે પચાસેક માઈલ ગયા એટલામાં મારું એંજિન જરા અવાજ કરવા લાગ્યું. અમને વિશ્વાસ ન રહ્યો કે આ હાજ દિરેદવા સુધી સલામત જશે. એડન સુધી પહોંચવાની તો હિંમત જ કેમ ય? એટલે આગળ સો માઈલ જવાને બદલે પાછળ પચાસ માઈલ જવું એ ડહાપણભરેલું છે એમ નક્કી કરી અમે ગોળ ચક્કર લઈ પાછા ફર્યા. મુસાફરોને ખમમાં કેમ મુકાય? પચીસ મિનિટની સહેલ કરીને અમે હતાં ત્યાં ને ત્યાં જ વી પહોંચ્યાં! કંપનીએ બીજું હવાઈ જહાજ આણ્યું અને એમાં બધો માલ રીને ગોઠવ્યો અને અમે બીજી વાર ઊપડયાં. એ જહાજ પણ કેવું? તમે કહો ટલું જમીન ઉપર દોડવા તૈયાર હતું, મથકના મેદાનમાં એણે બે આંટા માર્યા . ઊડવાનું નામ જ લે નહીં! વિમાનીઓએ એની ઘણી ખુશામત કરી પણ એ ને જ નહીં. અમે ફરી નીચે ઊતર્યા. કંપનીવાળાઓએ અમને કહ્યું કે 'હવે તમે . નિરાંતે નાસ્તો કરો, એના પૈસા અમારી કંપની આપશે.' સિલકમાં હવે ક જ વિમાન હતું. એને બરાબર તપાસી, સાજું છે એની ખાતરી કરી લઈ વ્યા. માલના ઢગલા એમાં ગોઠવાયા અને પછી અમે પણ ત્રીજી વાર સવાર . વિશ્વાસ બેસતો ન હતો કે આ જહાજ ઊપડશે. પણ બરાબર સાડા નવ યે આ જહાજ ઊપડયું. અને કશી આનાકાની કર્યા વગર દોઢ કલાકની અંદર દવા પહોંચ્યું.

ત્યાંના લોકોએ મથકનો એક હૉલ ગાલીચા, ઝંડા વગેરેથી ખૂબ શણગાર્યો . મથક ગામથી ઠીક ઠીક દૂર હતું. ત્યાંથી આ બધી વસ્તુઓ આણવી સહેલી હતી. દિરેદવાના બધા જ હિંદીઓ ભેગા થયા હતા. અને બે કલાકથી અમારી જોતા બેઠા હતા. ઈશ્વરે ખાવા માટે અને બાલવા માટે એક જ ઈન્દ્રિય પણને આપી છે એની અગવડ અહીં સ્પષ્ટ દેખાતી હતી. લોકોનો ઘણો આગ્રહ અમે કાંઈક ખાઈએ. અને ચાર શબ્દ બોલીએ એને માટે પણ તેઓ ઇંતેજાર. થયું કે અમે મુખ્ય મહેમાનો બે હતા. સરોજિની પાસે ખાવાનો કે બોલવાનો

મંદિરની ઊંચાઈ ભવ્ય લાગતી હતી. અમે અંદર જઈને પ્રદક્ષિણા કરી. દીવાલ ઉપરનાં ચિત્રો — ઈશુ ખ્રિસ્તનાં તેમ જ એના અનેક શિષ્યોનાં અને સંતોનાં — સાવ હિંદુ પદ્ધતિનાં હતાં. મંદિરના ઉત્સવો, પૂજાવિધિઓ વગેરે ઘણું આપણી જ પદ્ધતિનું છે એટલે આ દેશના કૉપ્ટિક ચર્ચનો ઇતિહાસ જાણી લેવાનું કુતૂહલ વધ્યું.

ખ્રિસ્તી લોકોની આધુનિક સંસ્કૃતિ મોટે ભાગે વિજ્ઞાન અને વિશાળ સંગઠનને આભારી છે. એના પાયામાં ખ્રિસ્તી ધર્મ કરતાં ગ્રીક લોકોનું તત્ત્વજ્ઞાન અને રોમન લોકોની સામ્રાજ્યપ્રિયતા જ છે. ખરો ખ્રિસ્તી ધર્મ એશિયાઈ વૃત્તિનો છે. એની પણ કેટલીયે નવી નવી આવૃત્તિઓ થઈ ગઈ છે. પીટર, મૅથ્યુ, જૉન વગેરે શિષ્યોને કોરે મૂકી સેન્ટ પૉલે ખ્રિસ્તી ધર્મને નવું જ રૂપ આપ્યું. ત્યાર પછી એની અનેક આવૃત્તિઓ થતી ગઈ. હું તો માનું છું કે ખ્રિસ્તી ધર્મનું અસલી સ્વરૂપ બરાબર સમજી, એને વેદાંતના અને અભેદ ભક્તિના પાયા આપવાનું કામ કોક દિવસે હિંદુસ્તાનના ખ્રિસ્તીઓ જ કરશે. બંગાળના બ્રહ્મબાંધવ ઉપાધ્યાયે એવો થોડો પ્રયત્ન કર્યો હતો. અહીંના મઠમાં રહેનાર એક ખ્રિસ્તી સાધુ ત્યાં આવ્યો, એનાં કપડાં, એની દાઢી, વાતો કરવાની ઢબ બધું આપણે ત્યાંના કોઈ ગામડિયા સાધુ જેવું જ હતું. આસપાસના લોકોના મનમાં આ સાધુ પ્રત્યે ઘણો આદર હતો. સાધુના વર્તનમાં એ આદરની જરાય કદર દેખાતી ન હતી!

રાતનું ભોજન ઘેર જ હતું એટલે જમીને હું તો સૂઈ જ ગયો. કમલનયને આફ્રિકાના વન્ય જીવન વિશેની પોતે આણેલી ફિલમો બતાવી અને ઇથિયોપિયામાં વસતા આપણા લોકોને આનંદ આપ્યો.

આટલે દૂર પરદેશમાં વસતા આપણા હિંદી લોકોને જ્યારે ખબર પડે છે કે સ્વદેશથી કોઈ આવ્યું છે ત્યારે તેઓ તેમને મળવા ઘણા જ આતુર હોય છે અને આમંત્રણ મોકલવાની ધમાલ કરે છે. ઍડિસઅબાબામાં જ દિરેદવાના હિંદીઓના કાગળો આવ્યા હતા. અમારો કાર્યક્રમ પહેલેથી જ નક્કી થયેલો હોવાથી દિરેદવામાં એક દિવસ ગાળવાનું પણ અશક્ય હતું. અમે એમને એટલું જ કહ્યું કે હવાઈ જહાજને મથકે જે પાંચ-દસ મિનિટ મળી શકે તેટલામાં સ્વદેશના ભાઈઓને મળવાનો આનંદ મેળવીશું.

ત્રીજી ઑગસ્ટે અમે ઍડિસઅબાબા છોડયું. પણ એ રાજધાનીની દાનત અમને સહેજે જવા દેવાની ન હતી. સવારે વહેલાં ઊઠી નાસ્તો વગેરે કરીને નીકળ્યાં. સરદાર સાહેબની તબિયત સારી ન હતી. એમને મથક સુધી ન આવવા મેં ઘણું કહ્યું પણ તેઓ શાના માને? મથક ઉપર બધા સાથે આનંદથી વાતો કરી. ભાઈ રતિલાલ શેઠે અહીંની યાદગીરી તરીકે એક લાકડી મને આપી. અહીંના ખુશબૂદાર યુકેલિપ્ટસની જ એ પાતળી લાકડી અને એની હાથીદાંતની મૂઠ. બિલકુલ સાદી લાકડી પણ રૂપાળી હતી અને હેતની ખુશબૂ ધારણ કરતી હતી.

અમારું હવાઈ જહાજ ઊપડયું. એ કાંઈ મુસાફરો માટેનું આરામની બેઠકોવાળું જહાજ ન હતું. ભારખાનું પણ ન કહેવાય. એક બાજુ પર કોથળાઓ અને

# ૩૯. પેગંબર સાહેબના દેશમાં

એડનની ભૂમિ પર પગ મૂકતાં પહેલાં મનમાં બેચાર વિચાર આવ્યા. સૌથી પહેલો એ કે આપણું કેટલું ભાગ્ય કે જે ભૂમિ પર મહમ્મદ પેગંબરે દીન અને ઈમાનનો પ્રચાર કર્યો તે ભૂમિ પર પગ મૂકવાનાં છીએ. બીજો વિચાર આવ્યો કે એડનની ભૂમિ અરબસ્તાનના ખંડ સાથે પહેલેથી જોડાઈ હતી કે બન્ને બાજુના સમુદ્રનાં મોજાંઓએ રેતી ફેંકવાની રમત રમતાં આ સંયોગભૂમિ તૈયાર કરી? એડનના દ્રોણો જોતાં એમ જ લાગે છે કે મૂળે આ બેટ આફ્રિકાનો ભાગ હશે. આફ્રિકાની ભૂમિમાં પ્રાગ્ઐતિહાસિક કાળમાં જે બે ફાટ પડી એનો જ એક છેડો લાલ સમુદ્ર થઈને જોર્ડન નદી સુધી પહોંચ્યો હશે. અને ત્રીજો વિચાર એ આવ્યો કે રાજકીય દૃષ્ટિએ એડનની ભૂમિ એક વખતે આપણા મુંબઈ ઈલાકાનો જ એક ભાગ હતી. તે દિવસોમાં હું કહી શકત કે હું સ્વદેશની ભૂમિ ઉપર જ પગ મૂકું છું. અમેરિકા અને યુરોપની મુસાફરી પૂરી કરી, સ્વામી વિવેકાનંદ જ્યારે સ્વદેશ પાછા ફરતા હતા, ત્યારે એડનમાં આવતાંવેંત સ્વદેશની ભાષા હિંદુસ્તાનીમાં બોલવાનો લહાવો મેળવવા માટે એક પાનવાળાની દુકાન આગળ બેસી ગયા હતા અને પાન ખાતાં ખાતાં એમણે પોતાના યુરોપિયન શિષ્યોને કહ્યું હતું કે, આટલા દિવસ પછી સ્વદેશના માણસ જોડે વાતો કરતાં અનેરો આનંદ આવે છે.

વિમાનમાંથી બહાર આવતાંવેંત શ્રી સબનીસ, જોશી, ભટ વગેરે સ્વકીય લોકો મળ્યા. હિંદુસ્તાન સરકાર વતી અહીં રહેલા આપણા કમિશનર શ્રી થડાણી, એમનાં પત્ની સાવિત્રી અને દીકરી શીલા બધાં મળ્યાં. વિમાનમાંથી સામાનનો કબજો લેવો, કસ્ટમવાળાઓની તપાસમાંથી પસાર થવું વગેરે બધી કડાકૂટમાંથી અમે આબાદ બચી ગયાં. મિત્રોએ એ બધું કામ પોતાને માથે લીધું.

અહીંના ઈન્ડિયન ઍસોસિયેશનના પ્રેસિડન્ટ શ્રી દિનશા એડનવાલા અહીંના જૂના વતની છે. ચિ. સરોજ અઢાર વર્ષ પહેલાં જ્યારે પિતા સાથે યુરોપ ગઈ હતી ત્યારે આ જ ભાઈના પિતાએ એમનું સ્વાગત કર્યું હતું. એમણે જાણે સરોજનો કબજો જ લીધો!

અરબી સમુદ્ર અહીંથી શરૂ થતો હોવાથી એને પોતાના બધા રંગો અહીં ખીલવી બતાવવાનો ખાસ શોખ હોય એમ લાગતું હતું. નવી અથવા પ્રતિષ્ઠિત વસ્તી સમુદ્રને કિનારે પથરાયેલી છે. જ્યારે જૂની, સામાન્ય લોકોની 'નેટિવ' વસ્તી દ્રોણની અંદર, ગીચ ઘરોમાં ગોઠવાઈ છે. એ આખો ભાગ અહીં ક્રેટર તરીકે જ ઓળખાય છે. અમારો મુકામ અહીંની સારામાં સારી સમુદ્રકિનારાની ક્રેસન્ટ હોટેલમાં અમારે રાખવો પડયો. આટલા બધા આતિથ્યશીલ સ્વદેશી લોકો હોવા છતાં ફક્ત

એક્કે ઉત્સાહ ન મળે! અમે શ્રમવિભાગ કર્યો. કમલનયને નગરવાસીઓની મહેમાનગીરીનો સ્વીકાર કર્યો અને મેં એમના કાન ભરી દીધા.

દિરેદવાથી એકાદ કલાક આગળ ઊડયાં અને જીબુટી પહોંચ્યાં. આફ્રિકાનો આ છેડો કહેવાય. વિમાનમાંથી ઊતરતાંવેંત એક મોટરમાં બેસી એકાદ ફર્લાંગ ગયાં. ત્યાંના લોકો આગળ પણ મેં દસેક મિનિટનું ગુજરાતી ભાષણ કર્યું. લોકોએ કહ્યું કે, "અહીંના મુસલમાનો અમારી સાથે ભળતા નથી. પાકિસ્તાની મનોવૃત્તિ ધરાવે છે." મેં એમને આપણી વૃત્તિ કેવી હોવી જોઈએ તે સમજાવ્યું. મેં જોયું છે કે ગમે ત્યાંના હો, ગુજરાતીઓ ગાંધીજીની દૃષ્ટિ સહેજે સમજી જાય છે અને યથાશક્તિ એનો અમલ પણ કરે છે.

જીબુટીથી ઊપડયાં અને મારી ઉત્કંઠા ખૂબ જ ઊંચે ચડી કેમ કે એડનનો અખાત ઓળંગતાં અમે એવે ઠેકાણે પહોંચ્યાં કે જ્યાંથી એક બાજુ આફ્રિકા ખંડની ભૂમિ દેખાતી હતી અને બીજી બાજુ એશિયાની. અને નીચે નાના નાના બેટોથી શણગારેલું લીલું પાણી! હવાઈ જહાજની શોધ ન થઈ હોત તો આવું વિરાટ-ભવ્ય કાવ્ય નજરે જોવાનું મને કયાંથી મળત! મેં મનમાં પ્રાર્થના શરૂ કરી કે ભગવાન! બે ખંડનું એકસામટું દર્શન કરવા જેટલી ઊંચાઈએ હું પહોંચ્યો છું. બન્ને ખંડની પક્ષપાત રહિત સેવા કરવાની વૃત્તિ અને શક્તિ મને આપજે.

સમુદ્રની શોભા જોતાં જોતાં અમે આગળ ચાલ્યાં. આફ્રિકાએ — અઢી મહિનાથી પરિચિત એવા આફ્રિકાએ — અમારી વિદાય લીધી અને અમે એશિયાનાં મહેમાન બન્યાં.

આપણે મન બે ખંડ એટલે બે અલગ દુનિયા. પણ બે ખંડ જ્યાં પાસે આવે છે ત્યાં રહેનાર લોકોને માટે એ બે નામો સાંભળીને ભારે અંતર કે ફરક જેવું લાગતું નથી. જીબુટીના લોકો અને એડનના લોકો એટલા નજીક છે, એમનું જીવન એટલું બધું ઓતપ્રોત છે કે અહીંથી ત્યાં અને ત્યાંથી અહીં આવતાં આપણે કાંઈ ભારે ખંડાંતર કર્યું છે એવું એમને લાગતું જ નથી. અને માણસનું જીવન રાજદ્વારી સંગઠનથી વિભક્ત ન હોત તો આજે જે સહેજ અંતરાય છે, કોર્ટોનો, કેળવણીની સંસ્થાનો અને કાયદાનો, તે પણ નહીં રહેત. આ વિચાર આવ્યો અને મારું મન જે ખંડાંતર કર્યાની કલ્પનાથી ઊંચે ઊડયું હતું તે પણ માનવતાની ભૂમિકા પર નીચે ઊતર્યું. એડનને માથે આવતાં, નીચે મીઠું પકવવાના મીઠાગર દેખાવા લાગ્યા. એડનના વનસ્પતિહીન પહાડો, એમની વચ્ચે આવેલો મોટો દ્રોણ અને અરબસ્તાન સાથે એડનને જોડી દેતી રેતાળ સંયોગીભૂમિ – એ બધું જોતાં જોતાં અઢી વાગ્યે અમે અરબસ્તાનની જમીનનો સ્પર્શ કરી શકયાં, અને જોતજોતામાં અહીંના ભારતવાસીઓ અમને વીંટળાઈ વળ્યા.

## ૩૯. પેગંબર સાહેબના દેશમાં

એડનની ભૂમિ પર પગ મૂકતાં પહેલાં મનમાં બેચાર વિચાર આવ્યા. સૌથી પહેલો એ કે આપણું કેટલું ભાગ્ય કે જે ભૂમિ પર મહમ્મદ પેગંબરે દીન અને ઈમાનનો પ્રચાર કર્યો તે ભૂમિ પર પગ મૂકવાનાં છીએ. બીજો વિચાર આવ્યો કે એડનની ભૂમિ અરબસ્તાનના ખંડ સાથે પહેલેથી જોડાઈ હતી કે બન્ને બાજુના સમુદ્રનાં મોજાંઓએ રેતી ફેંકવાની રમત રમતાં આ સંયોગભૂમિ તૈયાર કરી? એડનના દ્રોણો જોતાં એમ જ લાગે છે કે મૂળે આ બેટ આફ્રિકાનો ભાગ હશે. આફ્રિકાની ભૂમિમાં પ્રાગ્ઐતિહાસિક કાળમાં જે બે ફાટ પડી એનો જ એક છેડો લાલ સમુદ્ર થઈને જોર્ડન નદી સુધી પહોંચ્યો હશે. અને ત્રીજો વિચાર એ આવ્યો કે રાજકીય દૃષ્ટિએ એડનની ભૂમિ એક વખતે આપણા મુંબઈ ઈલાકાનો જ એક ભાગ હતી. તે દિવસોમાં હું કહી શકત કે હું સ્વદેશની ભૂમિ ઉપર જ પગ મૂકું છું. અમેરિકા અને યુરોપની મુસાફરી પૂરી કરી, સ્વામી વિવેકાનંદ જ્યારે સ્વદેશ પાછા ફરતા હતા, ત્યારે એડનમાં આવતાંવેંત સ્વદેશની ભાષા હિંદુસ્તાનીમાં બોલવાનો લહાવો મેળવવા માટે એક પાનવાળાની દુકાન આગળ બેસી ગયા હતા અને પાન ખાતાં ખાતાં એમણે પોતાના યુરોપિયન શિષ્યોને કહ્યું હતું કે, આટલા દિવસ પછી સ્વદેશના માણસ જોડે વાતો કરતાં અનેરો આનંદ આવે છે.

વિમાનમાંથી બહાર આવતાંવેંત શ્રી સબનીસ, જોશી, ભટ વગેરે સ્વકીય લોકો મળ્યા. હિંદુસ્તાન સરકાર વતી અહીં રહેલા આપણા કમિશનર શ્રી થડાણી, એમનાં પત્ની સાવિત્રી અને દીકરી શીલા બધાં મળ્યાં. વિમાનમાંથી સામાનનો કબજો લેવો, કસ્ટમવાળાઓની તપાસમાંથી પસાર થવું વગેરે બધી કડાકૂટમાંથી અમે આબાદ બચી ગયાં. મિત્રોએ એ બધું કામ પોતાને માથે લીધું.

અહીંના ઇન્ડિયન ઍસોસિયેશનના પ્રેસિડન્ટ શ્રી દિનશા એડનવાલા અહીંના જૂના વતની છે. ચિ. સરોજ અઢાર વર્ષ પહેલાં જ્યારે પિતા સાથે યુરોપ ગઈ હતી ત્યારે આ જ ભાઈના પિતાએ એમનું સ્વાગત કર્યું હતું. એમણે જાણે સરોજનો કબજો જ લીધો!

અરબી સમુદ્ર અહીંથી શરૂ થતો હોવાથી એને પોતાના બધા રંગો અહીં ખીલવી બતાવવાનો ખાસ શોખ હોય એમ લાગતું હતું. નવી અથવા પ્રતિષ્ઠિત વસ્તી સમુદ્રને કિનારે પથરાયેલી છે. જ્યારે જૂની, સામાન્ય લોકોની 'નેટિવ' વસ્તી દ્રોણની અંદર, ગીચ ઘરોમાં ગોઠવાઈ છે. એ આખો ભાગ અહીં ક્રેટર તરીકે જ ઓળખાય છે. અમારો મુકામ અહીંની સારામાં સારી સમુદ્રકિનારાની ક્રેસન્ટ હોટેલમાં અમારે રાખવો પડ્યો. આટલા બધા આતિથ્યશીલ સ્વદેશી લોકો હોવા છતાં ફક્ત

પ્રતિષ્ઠા જાળવવાની દૃષ્ટિએ અમને હોટેલમાં ધકેલ્યાં એ મને ગમ્યું નહીં. પણ આપણા કમિશનર એ જ હોટેલમાં રહેતા હોવાથી એમની સૂચનાને વશ થવું શહેરીઓ માટે અપરિહાર્ય હતું.

એડનમાં અમારે છવ્વીસ કલાક જ ગાળવા હતા. નાહીને તૈયાર થઈએ એટલામાં થડાણીને ત્યાં ચાની વ્યવસ્થા તૈયાર થઈ. ચુનંદા આરબ અને હિંદી–હિંદુ, મુસલમાન, પારસી, અને ખ્રિસ્તી આગેવાનો ભેગા થયા હતા.

જાહેર સભા માટે અમે તૈયાર હઈશું કે કેમ એ વિશે શંકા હોવા છતાં અહીંના લોકોએ સભાની જાહેરાત કરી જ હતી.

ટ્રોણના એક ખૂણામાં ઈંગલાજ દેવીનું મંદિર છે. એ મંદિર આગળ મોટી સભા ભેગી થઈ હતી. લોકોની સંખ્યા જોઈને હું તો દંગ જ થયો. ઘણાંખરાં ગુજરાતી ભાઈબહેનો જ હતાં. થોડાક આરબો અને બીજા. મેં ગુજરાતીમાં અને અંગ્રેજીમાં એમ બે કટકે ભાષણ કર્યું અને હિંદીમાં બોલવાની જવાબદારી કમલનયન પર છોડી.

મેં કહ્યું કે, “એડન આવવાનું અણધાર્યું, અનાયાસે થયું છે પણ પેગંબરની ભૂમિ પર પગ મૂકતાં ધન્યતા અનુભવું છું. આજકાલ દેશ દેશ વચ્ચે અવિશ્વાસ વધ્યો છે. અને લોકો સ્વ-પર-ભાવ પ્રયત્નપૂર્વક કેળવે છે. હિંદુસ્તાનનો સ્વભાવ એથી જુદો છે. અમે અરબસ્તાનમાંથી આવેલા ઈસ્લામને વધાવી લીધો. હિંદુસ્તાનમાં જે ઈસ્લામ ખીલ્યો છે તે બીજા ધર્મો સાથે દોસ્તીની ભાવના સેવે છે. અમારી સ્વરાજ માટેની લડત જ્યારે પુરજોસમાં ચાલતી હતી, તેવે વખતે અરબસ્તાનથી આવેલા એક વિદ્વાન મુસલમાનને અમે અમારી કૉંગ્રેસના અધ્યક્ષસ્થાને સ્થાપ્યા હતા. આજે અમારા દેશનું કેળવણી ખાતું અમે એમના હાથમાં સોંપ્યું છે. અરબસ્તાન સાથે અમારી હંમેશ દોસ્તી રહે અને વધતી જાય એમ અમે ઇચ્છીએ છીએ. અહીં રહેનારા હિંદીઓને મહાત્માજીનો સંદેશો છે કે તેમણે અહીંના લોકો સાથે એવી રીતે ભળી જવું કે જાણે દૂધમાં સાકર.”

સભા પછી રાત્રે સબનીસને ત્યાં અમે જમ્યાં. એમને ત્યાં ખૂબ ખૂબ વાતો થઈ. ભૂગોળની શોખીન મારી આંખ એમની દીવાલ પરના એક નકશા ઉપર પડી. અરબી સમુદ્રનો એ નકશો હતો. એક છેડે આફ્રિકાનું શિંગડું અને બીજે છેડે હિંદુસ્તાન. ઉપરની બાજુએ વિશાળ અરબસ્તાન અને વચમાં બધો પશ્ચિમ મહાસાગર. એવો સુંદર નકશો જોઈને મારી મતિ બગડી. આજે એ નકશો મારી ઓરડીમાં દીવાલ પર રહીને એડનમાં ગાળેલા એક દિવસની આનંદદાયી ઘડીઓનું સ્મરણ કરાવે છે.

ક્રેસન્ટ હોટેલમાં અમે ફક્ત એક રાત જ ગાળી અને બે વાર નાહ્યાં. જમવાનું તો મિત્રોને ત્યાં જ હતું. અને છતાં રહેવા માટેના પચીસ રૂપિયા આપવા પડ્યા. સવારે શ્રી જોશીને ત્યાં નાસ્તો કર્યો. એમનું ઘર સમુદ્રની બિલકુલ કિનારી ઉપર જાણે લટકતું હતું. મહારાષ્ટ્રીઓ સાથે ખાવામાં વાનીઓની વિવિધતા તો હોય જ છે પણ જેનજેનામાં બધા લોકો એકબીજા સાથે ભળી જઈને વિનોદ મશ્કરી સુધી પહોંચી જાય છે.

સવારનો આખો વખત એડનનું પરિભ્રમણ કરવાનું હોવાથી અમે એની પૂર્વ-તૈયારીઓ કરી અને ઊપડયાં. મુખ્ય વસ્તી ક્રેટરના દ્રોણમાં જ છે. આ નીચલો ક્રેટર છે. એની આસપાસ જે પહાડી દીવાલ છે એના ઉપર એક બીજો ક્રેટર છે. ક્રેટરમાંથી બહાર નીકળવા માટે એક ખીણ અને બે બોગદાં છે. પહાડની બાજુએ જૂના કાળના રાજાઓએ મોટાં મોટાં તળાવ બાંધ્યાં છે. આ પ્રદેશમાં પાણીનો સંગ્રહ કરવો એ જ જીવવાનું એકમાત્ર સાધન છે. તેથી જ આ તળાવોનું મહત્ત્વ છે. અહીંથી દશબાર માઈલ ઉપર શેખ ઉસમાન કરીને એક જગ્યા છે, ત્યાં હાલની સરકારે 'ટયૂબ વેલ'–પાતાળકૂવા ખોદ્યા છે. તે પણ અમે જોઈ આવ્યાં. એ બાજુ એક સાદો બગીચો છે. અહીંના ઉજ્જડ પ્રદેશમાં એવા બગીચાની પ્રતિષ્ઠા અને કદર નાનીસૂની નથી.

ક્રેટરમાં દેશી લોકોની જૂની ઢબની વસ્તી અમે જોતાં હતાં ત્યાં વચમાં વચમાં કેટલાંક ઘરો સાવ બળી ગયેલાં અને લૂંટાયેલાં લાગતાં હતાં. મને આશ્ચર્ય થયું. તપાસ કરતાં જણાયું કે થોડા જ વખત પહેલાં અહીંના આરબ લોકોએ યહૂદી લોકો પર ચિડાઈને એમને અહીંથી હાંકી કાઢયા. એમનાં ઘરો બાળ્યાં એ અત્યાચારનો આ અવશેષ છે. હવે એડનમાં યહૂદીઓ રહ્યા નથી. બેચાર રડયાખડયા હશે તે જીવ મૂઠીમાં લઈને રહે છે.

હિંદુસ્તાન-પાકિસ્તાનની તાણાતાણીનો ભયાનક અનુભવ હોવાથી આ દૃશ્ય મને આશ્ચર્યકારક ન લાગ્યું. દુ:ખ ઘણું થયું. મુસાફરોએ જોવું બધું પણ એને વિશે બનતા સુધી બોલવું નહીં એ સૂત્રનું પાલન કરવામાં જ શ્રેય હતું.

અમારું બપોરનું ખાણું કેટલાક મિત્રોએ ગોઠવ્યું હતું અને તે પણ પારસી-ઓની એક અગિયારીના હૉલમાં. મેં ધાર્યું ન હતું કે આટલા બધા લોકો ભેગા થશે. ચોવીસ કલાકની અંદર કેટલું બધું અમે જોઈ શકયાં, કેટલા સંસ્કારો મેળવી શકયાં! એડનના લોકજીવનનાં લગભગ બધાં પાસાં સાથે અમારે પરિચય થયો.

હિંદુસ્તાન જવા માટે હવે અમે ચાર વાગ્યે ઊપડયાં. ઍરોડ્રોમ પર ઘણા લોકો આવ્યા હતા. ત્યાં સ્થાનિક અરબ લોકો તરફથી એક સંદેશો મળ્યો કે, "કાલના તમારા જાહેર વ્યાખ્યાનની અમને ઘણાખરાને ખબર ન હતી. જે થોડાક અરબો હાજર રહેવા પામ્યા હતા તેમને મોઢે તમારા વ્યાખ્યાનનો સાર સાંભળ્યો. અમને એ ખૂબ જ ગમ્યો. અમે તમારું એક વ્યાખ્યાન ગોઠવવા માગીએ છીએ. આજનો દિવસ રહી જાઓ તો સારું."

રહેવાય એમ હતું જ નહીં. "હિંદુસ્તાનના બનિયા અમને લૂંટે છે. બ્રિટિશ સરકારે એમની સામે અમારું રક્ષણ કરવું જોઈએ." એ જાતની હિલચાલ કેટલાક અરબો તરફથી ચાલે છે. એવે વખતે આરબ લોકોનું એ આમંત્રણ! રહી શકાત તો અહીંના આરબો સાથે જરૂર પરિચય કેળવત. મેં એટલું જ કહ્યું કે, "ઇજિપ્ત જોવા

અમે ચાર વાગ્યે જમીન છોડી. અમારું હવાઈ જહાજ પ્રકાશ હતો ત્યાં સુધી અરબસ્તાનના દક્ષિણ ભાગ ઉપરથી જતું હતું. નીચેના ભાગમાં ઉજ્જડ ટેકરીઓ જ હતી. ન મળે ઝાડ કે ઘાસ કે માટી. ખડક અને રેતી સિવાય કશું દેખાય જ નહીં. કોક વખતે, એકાદ ખીણમાં પાણીની લીટી દેખાતી. એને કિનારે થોડીક ઝૂંપડીઓ અને હરિયાળી ટેકરીઓની ભાત ઘણી જ રૂપાળી લાગતી. તડકાની છાયા જેમ જેમ લંબાતી ગઈ, તેમ તેમ એ ભાત વધારે ઉઠાવદાર દેખાવા લાગી.

અમે પશ્ચિમથી પૂર્વ તરફ જતાં હતાં એટલે અમારે અમારાં ઘડિયાળો એકદમ અઢી કલાક આગળ કરવાં પડ્યાં. ઈંગ્લંડમાં એક વાર, પંચાંગ સુધારવા માટે, ત્યાંની સરકારે એક મહિનામાં અગિયાર દિવસનો ભૂસકો માર્યો, (૨જી તારીખ પછી તરત ૧૩મી કરી) ત્યારે અભણ લોકોએ તોફાન મચાવ્યું અને 'અમને અમારા અગિયાર દિવસો પાછા આપો'ના નારા ચલાવ્યા. મારું ઘડિયાળ આગળ દોડાવતી વખતે મને એ પ્રસંગનું સ્મરણ થયું પણ તે સૂર્યાસ્ત પછીના અંધારામાં ડૂબી ગયું.

અમારું હવાઈ જહાજ ટાટા કંપનીનું ઍર ઇન્ડિયા કૉન્સ્ટેલેશનવાળું હતું એટલે કે દુનિયાનાં ઉત્તમમાં ઉત્તમ હવાઈ જહાજમાંનું એક. ઉતારુઓની ભીડ ન હતી. ટાટા કંપનીના નૈરોબીના એજન્ટની ભલામણથી કૉન્સ્ટેલેશનમાં મારી સૂવાની સગવડ ઘણી સારી કરવામાં આવી હતી. જમીન અને પાણીથી હજારો ફૂટની ઊંચાઈએ, કોઈ ફિરસ્તા કે ગંધર્વની પેઠે, હવામાં અધ્ધર સૂઈ જવું એ અનુભવ અનેરો હતો.

રાત્રે દોઢ વાગ્યે કરાંચી પહોંચ્યાં. હવે એ અમારું જૂનું કરાંચી રહ્યું ન હતું પણ પાકિસ્તાનની રાજધાની હતી. દોઢેક કલાક ત્યાં ગાળી અમે ફરી ઊપડ્યાં અને પાંચમી ઑગસ્ટે (૧૯૫૦) સવારે બરાબર ૫–૨૦ વાગ્યે સ્વરાજ્યનગરી મુંબઈમાં આવી પહોંચ્યાં. ત્રણ મહિનામાં ત્રણ દિવસ ઓછા – એટલો વખત સ્વદેશથી દૂર રહ્યાં. પણ એટલા વખતમાં એટલા બધા અનુભવો અને સંસ્મરણો ભેગાં થયાં હતાં કે જાણે વર્ષો વીતી ગયાં હોય!

મુંબઈ પહોંચતાં ઘણો આનંદ થયો. મારી સાથે હાથીદાંતની આફ્રિકન કારીગરીની ત્રણેક વસ્તુઓ હતી એના ઉપર મારે સેંકડે પંચોતેર ટકા જકાત આપવી પડી. સ્વરાજ સરકારના જ ખજાનામાં એ પૈસા જાય છે એ જાણતો હોવાથી પંચોતેર રૂપિયા આપતાં મને જરાય માઠું ન લાગ્યું.

જિંદગીમાં પહેલી જ વાર પરદેશ જઈ આવ્યો હતો. સ્વતંત્ર હિંદુસ્તાનના સ્વતંત્ર શહેરી તરીકે પૂર્વ આફ્રિકામાં ફરી શક્યો હતો. ત્યાંના હિંદવાસીઓની મહેમાનગીરી ચાખી શક્યો હતો. ત્યાંના રાજ્યકર્તા અંગ્રેજો સાથે વિચારવિનિમય કરી શક્યો હતો. અને ખાસ કરીને આફ્રિકાના વતની આફ્રિકન લોકોના કેટલાક આગેવાનોનો વિશ્વાસ મેળવી શક્યો હતો. એ બધા જ ધન્યતાના વિષયો હતા. હિંદુસ્તાન અને આફ્રિકા વચ્ચે સ્નેહસંબંધ વધારવાની જવાબદારી માથે લઈને સ્વદેશ આવ્યો છું તેથી હિંદુસ્તાનની આઝાદીનું ઊંડાણ વધારે અનુભવતો થયો છું.

# દૂરના પોતીકા

'ઈશ્વરે પગ આપ્યા છે તે પ્રવાસ કરવા માટે અને આંખો આપી છે તે એની સૃષ્ટિનું નિરીક્ષણ કરવા માટે,' એટલું જ્ઞાન નાનપણથી જ થયેલું હોવાથી જિંદગીમાં મેં ઘણા પ્રવાસો કર્યા છે. ભારતમાં તો ખૂણે ખૂણે જઈ આવ્યો છું, —કોક કોક ઠેકાણે તો અનેક વાર. અને સ્વરાજ થયા પછી પરદેશની મુસાફરી પણ ઓછી નથી કરી. આખી માણસજાતને રખડવામાં કંઈક અનેરો આનંદ આવે છે એ જાણતો હોવાથી મારા યાત્રાનંદનો સ્વાદ સમાનધર્મી લોકોને કરાવવા માટે વખતોવખત મેં થોડુંક લખ્યું પણ છે. પણ મોટી મોટી મુસાફરીનાં વર્ણનો લખવાનાં હજી ઘણાં બાકી જ રહ્યાં છે. હિમાલયનો પ્રવાસ, બ્રહ્મદેશનો પ્રવાસ, પૂર્વ આફ્રિકાનો અને ઉગમણા દેશ જાપાનનો એટલા ચાર પ્રવાસ જ અત્યાર સુધી આપી શક્યો છું.

પ્રવાસ કરતાં જે આનંદ આવે છે તેના કરતાં એનું વર્ણન લખવામાં ઓછો આનંદ નથી હોતો. છતાં મનમાં આવ્યું કે પોતે જ ગાવું, પોતે જ નાચવું અને પોતે જ વાજાં પણ વગાડવાં એ કંઈ સારું નહીં. એટલે મુસાફરીમાં મને સાથ આપનારા સાથીઓને મેં અનેક વાર કહી જોયું કે જાતે કશું ન લખવાનું વ્રત તોડો તો કશું બગડવાનું નથી. કેટલાક સાથીઓ થોડોક પ્રવાસ કરી થાકી જતા અથવા કંટાળી જતા. મારી મુસાફરીઓમાં જરાયે કંટાળ્યા વગર ઉત્સાહભેર મને સાથ આપ્યો છે ચિ. સરોજિનીએ. શરૂઆતમાં મારી સાથે મુસાફરી કરતાં ભલભલાની કસોટી થતી. પરંતુ ચિ. સરોજે કોઈ કાળે મુસાફરીની આનાકાની કરી નથી. સ્વરાજ્ય થવાની સાથે દેશના ભાગલા પડ્યા તે દિવસોમાં અનેક રમખાણો થયાં. એક વાર સ્ટેશન પર ગોળીબાર થયો. મુસાફરો આખી ટ્રેન ખાલી કરી નાસી ગયા. આગગાડીના સારથિ અને સંચાલક પણ ગાયબ! એવે વખતે પણ સરોજે મારી સાથે મુસાફરી કરી છે. મુસલમાનોથી ભરેલી ટ્રેનમાં ફક્ત અમે બે જ હિંદુઓ! લોકો સલાહ આપે કે આવાં આંધળિયાં શા માટે કરો છો? પણ સરોજે એવે વખતે પોતે ના ન પાડી અને મને પણ ન રોક્યો. એનો એક જ આગ્રહ કે પોતે સાથે રહે.

મુસાફરીના આવા રસથી અમે ચારે ખંડની અનેક મુસાફરીઓ કરી છે અને સૃષ્ટિનિરીક્ષણના એકબીજાના આનંદમાં સાથ આપ્યો છે એટલું જ નહીં, ઉમેરો પણ કર્યો છે. અને છતાં અત્યાર સુધી સરોજની મૂક-સેવાનો આગ્રહ હું તોડી શક્યો ન હતો. હું કહું એટલું એ લખવા તૈયાર, પણ જાતે કશું લખે નહીં.

કરીએ; પણ લેખ લખવાનું કહું તો એની હંમેશ ના જ મળે. એક વખતે એણે હિંમત કરી અને મારી બેત્રણ ચોપડીઓના અનુવાદો કરી આપ્યા!

આખરે અમારી એક છેલ્લી મુસાફરીમાં એણે હિંમત કરી અને મોરિશિયસ, રીયુનિયન, માલગાસે (માડાગાસ્કર) અને પૂર્વ આફ્રિકાના અમારા પ્રવાસનો આ વૃત્તાંત એણે લખી કાઢ્યો ખરો.

છેલ્લાં બાવીસ વરસમાં ચિ. સરોજે મારું લખાણ એટલું બધું વાંચ્યું છે અને એટલું બધું લખ્યું છે કે મારી લેખનશૈલી, મારા ખાસ ખાસ શબ્દો અને વિચારો સાથે એનો પૂરેપૂરો પરિચય અને સમભાવ છે. મારા વતી એ કાગળ લખે છે ત્યારે મારી જ ભાષા લખે છે, ફક્ત, માણસ માણસ વચ્ચેના સંબંધમાં જે ભાષાની મીઠાશ આવવી જોઈએ તે એ ઉમેરે છે અને તે પરથી જ જાણી શકાય છે કે લખાણ મારું નથી, એનું છે.

મોરિશિયસ દ્વીપની અમારી મુસાફરી અનુભવથી, આનંદથી અને મહત્ત્વથી એટલી બધી ભરેલી હતી કે એનું વર્ણન ગુજરાતી પ્રજાને આપ્યા વગર છૂટકો જ ન હતો અને મેં તો કશું લખવાની ધરાર ના પાડી. એટલે સરોજને લખવું જ પડ્યું, આ રીતે શર્કરાદ્વીપવાળી આ મીઠી ચોપડી વાચકોને મળે છે.

મુસાફરીમાં સરોજ સાથે હોવાથી જ્યાં જાઉં છું ત્યાં સ્ત્રીસમાજ સાથે પણ સંપર્ક સધાય છે. અને સરોજ એટલે ચિ. રૈહાનાની આધ્યાત્મિક બહેન. મુસલમાન સ્ત્રીસમાજમાં ભળતાં એને વિશેષ ફાવે છે. અને પરદેશમાં તો અમે જોયું છે કે આપણા લોકો જ્યારે મુસલમાનોની રહેણીકરણી રસમરિવાજો અને ધાર્મિક માન્યતાઓ સાથે સમભાવપૂર્વક ભળી જાય છે ત્યારે એ લોકો જાણે પોતાનું આખું હૃદય ખુશીથી અર્પણ કરી દે છે. હજારો વિષ્ટિઓ કરતાં આ આત્મીયતા વધારે પ્રભાવી નીવડે છે. ધાર્મિકતા, સંસ્કારિતા અને મહેમાનનવાજી એક જ પ્રકારનાં હોઈ શકે એવી અંગ્રેજો જેવી સંકુચિતતા આપણા લોકોમાં ઘણી છે તેથી આપણે ઘણું ખોયું છે, ઘણું વેઠ્યું છે. પરિણામે આપણી હૃદયની સ્વાભાવિક ઉદારતા લગભગ બધી એળે જાય છે અને પછી આપણે નાહકની કડવાશ સેવીએ છીએ. મુસલમાન હોય કે ઈસાઈ હોય, અમેરિકન હોય કે જાપાની, આપણને જો પ્રેમપૂર્વક ભળતાં આવડે તો પછી આપણા લોકો કોઈ પણ ઠેકાણે અતડા દેખાય નહીં.

સૌમનસ્યની યાત્રાઓમાં (સાદા તળપદા શબ્દોમાં કહીએ તો મીઠાશ અને મળતાવડાપણું કેળવવાને અંગે કરેલી મુસાફરીમાં) અમે જોયું છે કે સામાન્યપણે આપણી બહેનોને લોકો સાથે ભળતાં જ્યાં ત્યાં વિશેષ અગવડ જણાય છે. પરદેશમાં રહ્યા છતાં આપણી બહેનો બીજા સમાજો સાથે પૂરેપૂરી ભળતી નથી. જેઓ ભળે છે તે કેવળ પશ્ચિમી અથવા અંગ્રેજી ઢબે. એટલે એનો લાભ નથી મળતો આપણા દેશને કે એની પીઠ સંસ્કૃતિને.

આવી વસ્તુસ્થિતિ હોવાને લીધે ચિ. સરોજની મદદ મને કીમતી જણાઈ છે. અમેરિકામાં પણ હોટેલોમાં ન રહેતાં લોકોના ઘરમાં રહેવાનો મેં મારો આગ્રહ

ચલાવ્યો. ત્યાં જો સરોજ સાથે ન હોત તો કોણ જાણે કેવી છાપ પાડી હું પાછો આવ્યો હોત. ચિ. સરોજને પશ્ચિમના લોકોનો અને એના સાહિત્યનો સરસ પરિચય હોવાથી અમારું કામ સરસ ચાલતું. મારું અણઘડપણું મોટે ભાગે ઢંકાઈ જતું. મને લાગે છે. કે અમારી ચારે ખંડની મુસાફરીનું વર્ણન લખવાનું સરોજે માથે લીધું હોત તો એ સાહિત્ય વધારે ઉપયોગી અને ખુશબોદાર થાત.

શર્કરાદ્વીપમાં અમે ફર્યા તે વખતના લખેલા કેટલાક કાગળો અને મારાં ભાષણોની પોતાની નોંધો ઉપરથી અને અમે કરેલા નિરીક્ષણથી અને લોકો પાસે મળેલા પ્રેમના રસાયણથી આ ચોપડી લખાઈ છે. તેથી મારા પ્રવાસ-સાહિત્યમાં આની ભાત નોખી જ પડશે.

મેં જેટલા પ્રવાસો કર્યા તેમાં સૃષ્ટિનું સૌંદર્ય અને ભવ્યતાના રસ માણવા ઉપરાંત દેશવાસીઓના જીવનનો પરિચય પણ થવો જોઈએ. એ બન્ને ઉદ્દેશ મેં મનમાં સરખા જ રાખેલા છે. છેલ્લે છેલ્લે એમાં એક વિશિષ્ટ હેતુ ઉમેરાયો.

બ્રિટિશકાળ દરમ્યાન, ગોરા લોકોએ પોતાની સગવડ ખાતર આપણા લોકોને ગિરમીટિયા તરીકે લઈ જવાનો અને ત્યાં વસાવવાનો પ્રયોગ કર્યો. ઉપલા વર્ગની આપણી પ્રજા ગફલતમાં હતી એટલે આપણે એ નામોશીભર્યા પ્રયોગો થવા દીધા. પણ એ પ્રયોગોમાંથી પણ અંતે કેટલાંક સારાં પરિણામો નીપજ્યાં છે. અત્યંત પ્રતિકૂળ પરિસ્થિતિમાં રહેવું પડવાથી આપણા લોકોની જીવટની કસોટી થઈ. એમણે કેટલીક શક્તિઓ ખાસ કેળવી અને કેવળ પોતાની ધીરજ અને બાહોશીથી તેમણે તે તે ઠેકાણે તે તે ભૂમિમાં અને સમાજમાં પોતાનાં મૂળિયાં ઉતાર્યાં. અને વિશેષ તો એ કે બધી રીતે હેરાન થયા છતાં એમણે પોતાની સંસ્કૃતિનું સ્મરણ કાયમ રાખ્યું અને ભારતભક્તિ અલોપ થવાં ન દીધી.

એવા એ આપણા લોકો તે તે દેશમાં કેમ રહે છે; આસપાસના બીજા સમાજના લોકો સાથે તેમના સંબંધો કેવા છે એ બધું જોવું, તે તે દેશની પરિસ્થિતિ પરત્વે ઉત્પન્ન થયેલા ત્યાંના સવાલોનું અધ્યયન કરવું, અને પોતાનું વ્યક્તિત્વ સાચવતા છતાં ત્યાંના ભિન્ન ભિન્ન સમાજના લોકો સાથે ઓતપ્રોત કેમ થવું એનો ઉકેલ શોધવા અને ઈશ્વરની આ નાનીમોટી પ્રયોગશાળાઓમાં સંસ્કૃતિસમન્વયના જે અખતરાઓ ચાલે છે તેમાં ભારતીય સંસ્કૃતિનાં કયાં ક્યાં વિશ્વ-કલ્યાણકારી તત્ત્વો કામમાં આવી શકે અને કયાં તત્ત્વો કાળગ્રસ્ત થયેલાં હોવાથી છોડી દેવાં જોઈએ એ વિવેક એમને સમજાવવો એ પણ એક ઉદ્દેશ ઉમેરાયો. એનું પ્રતિબિંબ આ ચોપડીમાં પૂરતા પ્રમાણમાં મળશે.

આપણા લોકો પૂર્વ આફ્રિકા, દક્ષિણ આફ્રિકા, સિલોન, બ્રહ્મદેશ, ફીજી, ત્રિનિદાદ, બ્રિટિશ ગિયાના, સરીનામ (ડચ ગિયાના), જમૈકા આટલા પ્રદેશોમાં ઠીક ઠીક

મોરિશિયસની મુખ્ય પ્રજા તો મૂળે ભારતની જ છે. ત્યાંનું રાજ ચલાવવામાં હવે આપણા લોકોનો ફાળો સારો સરખો છે. ત્યાંના સમગ્ર જીવનમાં આપણી સંસ્કૃતિનો ફાળો હવે પછી પ્રભાવશાળી થવો જોઈએ.

મૌલાના અબુલ કલામ આઝાદ દ્વારા હમણાં હમણાં સ્થપાયેલી ઈન્ડિયન કાઉન્સિલ ફૉર કલ્ચરલ રીલેશન્સ એ અર્ધ-સરકારી સંસ્થાનો હું ઉપાધ્યક્ષ હતો તે દરમ્યાન પરદેશમાં સાંસ્કૃતિક સંબંધ વધારવાની દૃષ્ટિએ મેં જે જે મુસાફરીઓ કરી તેના અનુભવનો નિચોડ મારે દેશ આગળ મૂકવો જ છે. અનેક દૃષ્ટિએ ભારત માટે એ પ્રશ્ન મહત્ત્વનો છે અને જતે દહાડે એનું મહત્ત્વ વધવાનું છે. હમણાં હમણાં એટલે કે સન ૧૯૫૯માં મોરિશિયસના ટાપુની મેં મુલાકાત લીધી અને આઠેક દિવસ ત્યાં ગાળ્યા.

મારી આવી મુસાફરીઓને પંડિત જવાહરલાલજીનું હંમેશાં પ્રોત્સાહન રહ્યું છે. એમની સાથે કામ કરનાર શ્રી મણિભાઈ દેસાઈની ભલામણથી મોરિશિયસના આપણા તે વખતના કમિશનર શ્રી જગન્નાથ ધમીજા અને એમનાં પત્ની શ્રીમતી દેવિકાબહેને અમારી બધી સગવડો સાચવી અને સ્થાનિક લોકોએ તો અમારું એટલું બધું ઊલટભેર સ્વાગત કર્યું કે એ આઠ દિવસોમાં મોરિશિયસના લગભગ બધા લોકોને અમે જોઈ-મળી શક્યાં. અમે ૩૦–૪૦ માઈલના વિસ્તારના એ ટાપુનું અને એનાં રમણીય સ્થળોનું અનેક દૃષ્ટિએ દર્શન કર્યું. દિવસરાતના ભરચક કાર્યક્રમમાં દિવસો કેમ પસાર થયા એ ધ્યાનમાં પણ આવ્યું નહીં.

ભારતથી અઢી-ત્રણ હજાર માઈલ દૂર પણ હિંદી મહાસાગરમાં જ વસતા આપણા લોહીના લોકોની સ્થિતિનું વર્ણન ગુજરાતી વાચકોને આ ચોપડીમાં મળશે.

અહીં માલગાસે ટાપુ વિશે માહિતી વધારે આવી નથી. કેમ કે અમે એને વધારે વખત આપી ન શક્યાં. અમારા ત્યાં જઈ આવ્યા પછી માલગાસે લોકોને સ્વરાજના હકો મળ્યા છે, જોકે ત્યાં અધિરાજ્ય ફ્રાંસનું જ છે. એ બેટ સાથે આપણા લોકોનો સંબંધ બહુ જ પ્રાચીન છે (ઈતિહાસ-પૂર્વકાલીન સંબંધ વિચારતાં એ ભૂમિ એક વખતે ભારત સાથે સંલગ્ન હતી!).

છેલ્લા કેટલાક સૈકાઓ થયાં ગુજરાતીઓનો સંબંધ માડાગાસ્કર સાથે સારો-સરખો હતો. ત્યાં ફ્રેંચોનું રાજ થયું એટલે એમણે આપણો સંબંધ પ્રયત્નપૂર્વક તોડચો. હવે દુનિયાની હાલત બદલાઈ છે. ભવિષ્યમાં માલગાસે લોકો સાથેનો આપણો સહકાર વધવાનો જ.

અહીં એક આગાહી કરવાનું મન થાય છે. ભલે લોકો એને વધારે પડતી ગણે:

યુરોપને ઉત્તર-પશ્ચિમ કિનારે જે મહત્ત્વ બ્રિટનનું છે, એશિયાની ઉત્તર-પૂર્વે જે મહત્ત્વ જાપાનનું રહ્યું છે એવું જ મહત્ત્વ આફ્રિકા ખંડની પૂર્વે આવેલા એટલા જ મોટા આ માલગાસે ટાપુને જતે દિવસે મળવાનું છે. ત્યાંના લોકોને આગળ આવવામાં જો આપણે મદદ કરીએ તો વિશ્વસેવામાં આપણો એ એક સારોસરખો ફાળો ગણાશે.

મોરિશિયસનાં મારાં અનેક વ્યાખ્યાનોમાં ત્યાંના રામકૃષ્ણ મિશન આગળનું મારું વ્યાખ્યાન સૌથી મહત્ત્વનું હતું. કેમ કે ત્યાં એ ટાપુના મહત્ત્વના બધા જ લોકો ભેગા થયા હતા. મારું એ ભાષણ ત્યાંના મિશને છાપ્યું છે. એ હાથમાં આવ્યું હોત તો તેનું ગુજરાતી કરી પરિશિષ્ટરૂપે અહીં આપવાનો ચિ. સરોજનો વિચાર હતો. એ ભલે ન આપી શકાયું. એ વ્યાખ્યાનમાં રજૂ કરેલી દૃષ્ટિનો ઈશારો આ ચોપડીમાં જ્યાં ત્યાં વેરાયેલો છે જ.

અમારી એ મુસાફરી પછી મોરિશિયસમાં ઉપરાઉપરી બે મહા-વંટોળ (સાયક્લોન) વાયા અને પાર વગરનું નુકસાન થયું. મકાનો જમીનદોસ્ત થયાં, મહાવૃક્ષો તૂટી પડયાં અને ખેતરો ખેદાનમેદાન થયાં. આવી વિપત્તિ વખતે ભારત સરકાર તરફથી સારીસરખી મદદ ત્યાં વખતસર અને સૌથી પહેલાં પહોંચી. એની અસર ત્યાંની પ્રજા પર ઘણી સારી થઈ. વિલાયત સરકારે પણ મદદ મોકલી ખરી, પણ તે પાછળથી.

ભારત સરકારે હવે મોરિશિયસ સાથે આગબોટનો વ્યવહાર વધારવો જોઈએ, જેથી આપણા લોકોની અને ત્યાંના લોકોની આવજા સુગમ થાય અને ધીમે ધીમે રોટી-બેટી-વ્યવહાર પણ વધવા માંડે. સંસ્કૃતિ પરિચય કરાવવા માટે આપણે મંડળો મોકલવાનાં હશે જ. પણ આપણા લોકો માટે રોટી-બેટી-વ્યવહાર એ જ સંસ્કૃતિના આદાનપ્રદાનનો સર્વોત્તમ ઉપાય છે.

આપણા લોકો હવે પહેલાં કરતાં વધારે પ્રવાસ કરવા લાગ્યા છે. સ્વરાજ થયા પછી લોકોની દૃષ્ટિ પણ વ્યાપક થઈ છે. દરેક ઠેકાણે સ્વમાન સાચવીને પ્રજાની સેવા કરવાની વૃત્તિ પણ જાગી છે. આવી બદલાયેલી પરિસ્થિતિમાં હવે નવા લોકો નવી ઢબે પ્રવાસવર્ણનો લખશે અને દેશવાસીઓને દુનિયાની પરિસ્થિતિથી વાકેફ કરશે.

'શર્કરાદ્વીપ મોરિશિયસ' એવા સાહિત્યની આગાહી રૂપે ગણાય.

કાકા કાલેલકર

ભારતના લોકો છેક પ્રાચીન કાળમાં ક્યાં ક્યાં જઈ વસ્યા હતા એનો ઇતિહાસ આપણી પાસે નથી. છેલ્લાં પચાસ-સો વરસમાં પરદેશી અને દેશી વિદ્વાનોએ થોડીઘણી શોધખોળ કરી એ ઇતિહાસની આપણને જરા સરખી ઝાંખી કરાવી છે. છતાં એનું પૂરું અથવા પ્રમાણિક ચિત્ર હજી તૈયાર થતું નથી. આપણા લોકો સમુદ્ર વાટે દૂર દૂરના દેશો સુધી જતા હતા એ વિશે શંકા નથી. પ્રાચીન કાળમાં એશિયા અને યુરોપ એમ બે નોખા ખંડો ગણાતા નહીં હોય. આપણા લોકો અને આપણી સંસ્કૃતિ પૂર્વ રશિયા એટલે કે સાઈબીરિયા પહોંચ્યાં હોવાં જોઈએ. (અથવા, લોકમાન્ય ટિળક કલ્પના કરે છે તેમ, ત્યાંથી અહીં આવ્યાં હશે.) આફ્રિકા ખંડ વિશે નિશ્ચિતરૂપે કશું કહેવાતું નથી. છતાં એ વિચિત્ર ભૂમિમાં આપણા પૂર્વજો ગયા હતા એમ માની શકાય છે. પણ એ બધી પ્રાચીન કાળની વાત થઈ. આજના ઇતિહાસ ઉપર પ્રાચીન કાળની ઘટનાની અસર દેખાતી નથી. એટલે આપણી પ્રાચીન વસાહતોનો વિચાર આ ક્ષણે કોરે મૂકી દઈએ. પઠાણ અને મોગલકાળમાં આપણા લોકો અફઘાનિસ્તાન, ઈરાન અને તુર્કસ્તાન સુધી ગયા હશે જ. આપણો દરિયાઈ વ્યાપાર પણ એ બાજુએ થોડોઘણો ખીલેલો હતો. પણ એનો ઇતિહાસ ક્યાંથી શોધી કાઢીશું? ફિરંગી (પોર્ટુગીઝ), વલંદા (ડચ), ફ્રાન્સીસી (ફ્રેન્ચ) અને અંગ્રેજ જેવા યુરોપીય લોકો સમુદ્રને રસ્તે આપણે ત્યાં આવવા લાગ્યા અને આપણે ત્યાંની નબળાઈ અને બેખબરી જોઈ અહીં પગપેસારો કરવા લાગ્યા, ત્યાર પછીનો ઇતિહાસ એમનાં લખાણોમાંથી મળે છે, ઠીક ઠીક મળે છે. એટલે ત્યાંથી જ આપણે આપણો આજનો ઇતિહાસ શરૂ કરીએ છીએ.

ધર્મ, તત્ત્વજ્ઞાન, કલાકૌશલ્ય અને ઉદ્યોગહુન્નરમાં આપણે ગમે તેટલી સાંસ્કૃતિક પ્રગતિ કરી હોય, છતાં ઈસુની પંદરમી સદીના દિવસોમાં આપણને આખી દુનિયાનો સ્પષ્ટ ખ્યાલ ન હતો. આપણું ભૂગોળવિદ્યાનું જ્ઞાન દયાજનક હતું. બહારની દુનિયામાં શું ચાલે છે એ વિશે આપણે કશું જ જાણતા ન હતા. પરદેશના મુસાફરોએ આપણે ત્યાં આવી અહીંની સ્થિતિ વિશે ઘણું લખ્યું છે. પણ એ જ જમાનામાં આપણા લોકોને પરદેશમાં જઈ, ત્યાંની સ્થિતિ વિશે લખવાનું કે સ્વદેશવાસીઓને કહેવાનું સૂઝયું નહીં.

અને આપણા લોકો મોટી સંખ્યામાં જ્યારે પરદેશ ગયા ત્યારે પણ તે કેવી રીતે? યુરોપ-અમેરિકાના લોકોએ આફ્રિકાના લોકોને ગુલામ બનાવી એમની પાસેથી કામ લેવાનું છોડી દીધું, ગુલામીની પ્રથા બંધ કરી, ત્યારે એ ગુલામોની જગા લેવા માટે અને અર્ધ-ગુલામીની હાલતમાં રહેવા માટે આપણા લોકો પરદેશ ગયા. અને તે ક્યાં ક્યાં? સુદૂર પૂર્વ તરફ ફીજી આદિ ટાપુમાં, પશ્ચિમ તરફ આફ્રિકાના પૂર્વ કિનારે, અને ઉત્તર અને દક્ષિણ અમેરિકા વચ્ચે આવેલા વેસ્ટ ઇંડિઝ આદિ પ્રદેશોમાં.

નામોશીભરેલો એ વસવાટ ખેડવાને આપણા લોકો તૈયાર થયા એનાં મુખ્ય ત્રણ કારણો ગણી શકાય:

૧. આપણા લોકોની ગફલત અને સામાજિક બેજવાબદારી. પરદેશથી કોણ ક્યાંથી આવે છે, આપણે ત્યાં શું શું કામ કરે છે, આપણા લોકોને ફોસલાવીને ક્યાં લઈ જાય છે, જ્યાં લઈ જાય છે ત્યાંની હાલત કેવી છે વગેરે કશું જ આપણા લોકો—રાજાઓ, સમાજના નેતાઓ કે વેપારીઓ પણ—બરાબર જાણતા ન હતા.

૨. જાતિભેદને કારણે પેદા થયેલા ઉચ્ચનીચ ભાવને લીધે ઘણા સ્વજનો પ્રત્યે આપણા મનમાં આત્મીયતા ઘણી ઓછી હતી. નીચલી ગણાતી કોમના લોકો કેમ જીવે છે, તેઓ સુખી છે કે દુ:ખી અને તેમના ઉપર અન્યાય-અત્યાચાર થાય છે કે શું—એ વિશે કશું જાણવાને આપણા સામાજિક નેતાઓએ—ઉપલા વર્ગના લોકોએ કશી દરકાર રાખી નહીં.

૩. આપણે ત્યાં આપણે સ્વરાજ ખોઈ બેઠા હતા. અને તેથી રાજદ્વારી સ્વતંત્રતા, રાષ્ટ્રીયતા અને સ્વકીય જનતા પ્રત્યેની આપણી ફરજ, એ બાબતમાં આપણી કર્તવ્યબુદ્ધિ સાવ બુઠ્ઠી હતી.

૪. ચોથું પણ એક કારણ ઉપરનાં ત્રણમાંથી તારવી શકાય. આપણે ત્યાં હરિજન આદિ દબાયેલી જાતિના લોકોની સ્થિતિ એટલી ખરાબ હતી અને એમને સામાજિક રૂઢિનો ત્રાસ એટલો સહન કરવો પડતો હતો કે આ દેશને છોડીને બીજે ગમે ત્યાં જાય તો પોતાની હાલતમાં કંઈક સુધારો જ થશે એ જાતની મરણિયા વૃત્તિ એમનામાં આવી હતી. સ્ત્રીજાતિની હાલત એ જમાનામાં કેટલી ખરાબ હતી એની તો કલ્પના જ કરવી રહી. જેમ કેટલીક સ્ત્રીઓએ મરણિયા થઈને ધર્માંતર કર્યું તેમ જ કેટલીક સ્ત્રીઓએ તો અસહ્ય પરિસ્થિતિમાંથી ઊગરી જવા માટે દેશાંતર કરવાનું પણ માન્ય રાખ્યું હશે.

આખી દુનિયામાંથી ગુલામ થવા માટે આફ્રિકનો જ મળી શક્યા અને ગિરમીટિયા થવા માટે આપણા દેશના લોકો જ મળી શક્યા એ બીના આપણી સંસ્કૃતિ માટે શોભાસ્પદ ન જ ગણાય. આફ્રિકી લોકોમાં પોતાના લોકોને અને પોતાની જાતને પણ વેચી નાખવાની પ્રથા હતી. તેથી જ બીજા લોકો એમને ગુલામ તરીકે લઈ જઈ શક્યા અને આપણા કેટલાક લોકો દૂબળાની સ્થિતિમાં રહેવાને ટેવાયેલા હતા. એ પણ એક મોટું કારણ છે કે આપણે ગિરમીટિયાની પ્રથા નભાવી લીધી. ચાણક્યના જમાનાનું સૂત્ર કે न आर्य: दासभावं अर्हति—જે આર્યજાતિનો કે વૃત્તિનો છે તે કોઈ કાળે ગુલામની સ્થિતિ સ્વીકારી ન શકે—એ આપણે ભૂલી ગયા હતા. ટૂંકામાં આપણે ત્યાં અનેક વંશના લોકો મળીને એક વિસ્ખલિત અને ઢીલો સમાજ બન્યો હતો.

વિલ્બરફોર્સ અને ગૅરિસન જેવા માનવતાના ભક્તોએ ગુલામીની પ્રથાનો સખત વિરોધ કરી ગુલામોને સ્વતંત્ર કર્યા પછી આફ્રિકી નિગ્રોએ જે કામો

કરવાની ધરાર ના પાડી તે જ કામો કરવા ભારતવાસીઓ તૈયાર થયા એ જોઈને નિગ્રો લોકોના મનમાં ભારતીયો વિશે આદર ઉત્પન્ન થાય એમ હતું જ નહીં. આજે પણ વેસ્ટ ઈંડિઝ જેવા દેશોમાં નિગ્રો લોકોના મનમાં વસી ગયું છે કે ભારતીય લોકો પોતાના કરતાં ઊતરતા છે.

આવી સ્થિતિમાં આપણા લોકો યુરોપીય માલિકને ત્યાં કામ કરવા ગયા અને ત્યાં એમણે જે વેઠયું તેનું વર્ણન વાંચતાં ક્રૂરમાં ક્રૂર માણસની આંખમાં પણ આંસુ આવે અને રુવાંટાં ખડાં થાય. આપણા લોકો આવી સ્થિતિમાં પણ ધીરજપૂર્વક અને હિંમતપૂર્વક ટક્યા અને ગિરમીટમાંથી મુક્ત થયા પછી ધીરે ધીરે માથું ઊંચું કરી શક્યા એમાં આપણી જાતિની અને સંસ્કૃતિની જીવટ (પ્રાણશક્તિ) સિદ્ધ થાય છે. ન મળે કેળવણી, ન મળે કશું પ્રોત્સાહન, ન મળે સ્વદેશ તરફથી કશી રાહત કે મદદ, જૂના સંસ્કારો જેટલા ટક્યા એટલા ટક્યા. એવી વિષમ સ્થિતિમાં પણ એ લોકોએ ભારત પ્રત્યેની પોતાની ભક્તિ કાયમ રાખી. ઘણાખરા પોતાના ધર્મને વફાદાર રહ્યા. થોડી સગવડ હાથમાં આવી કે તરત સ્વદેશથી એમણે ધર્મોપદેશકો બોલાવ્યા. ત્યાં પોતાનાં મંદિરો બાંધ્યાં. કેટલાક લોકોએ ભારતની યાત્રા કરી અને એ રીતે પોતાની ભારતીયતા બની શકે તેટલી ટકાવી રાખી.

એવા આપણા દેશબાંધવોની જીવનકથા આપણે જાણવી જોઈએ અને એમની ભારતનિષ્ઠાની કદર કરી, તેઓ જ્યાં જઈને વસ્યા છે ત્યાં એમના પગ મજબૂત થાય એ માટે એમને મદદ કરવી જોઈએ. દરેક દેશની પરિસ્થિતિ નોખી; એટલે ત્યાંના સવાલો પણ અલગ. એ બધાનો વિચાર કરી તેમને મદદ કરવી જોઈએ.

દક્ષિણ આફ્રિકામાંથી ભારતીય લોકોનો એકડો જ કાઢી નાખવાનો પ્રયત્ન ત્યાંની સરકારે કર્યો હતો ત્યારે સદ્‌ભાગ્યે ગાંધીજી ત્યાં પહોંચ્યા અને તેમણે આપણા લોકોને નવી દૃષ્ટિ આપી એમનામાં નવું ચૈતન્ય રેડ્યું.

પૂર્વ આફ્રિકાની સ્થિતિ એનાથી જુદી છે. ત્યાં ગિરમીટિયા ઉપરાંત આપણા વેપારીઓ અને બીજા લોકો સ્વેચ્છાએ જઈને વસ્યા. ભારત સાથેનો એમનો સાંસ્કૃતિક સંબંધ હમેશાં કાયમ રહ્યો છે. અંગ્રેજોએ પોતાની નીતિ પ્રમાણે એમનો ઉપયોગ કરી લીધો અને એમને દબાવી રાખવાનો પ્રયત્ન કર્યો. હવે એ પ્રદેશની સ્થાનિક પ્રજા જાગ્રત થઈ છે. એમનું સંખ્યાબળ એટલું બધું છે અને આખી દુનિયામાં યુરોપીય લોકોનો ધાક એટલો ઓછો થયો છે કે હવે આફ્રિકી લોકોને ક્રમે ક્રમે સ્વરાજ્ય આપ્યા વગર અંગ્રેજોને છૂટકો નથી.

ઇથિયોપિયા, ઇજિપ્ત, સુદાન, લાયબેરિયા, ઘાના, નાઇજીરિયા આદિ દેશો ઓછાવત્તા સ્વતંત્ર થયા છે. પરિણામે તમામ આફ્રિકી લોકોની મહત્ત્વાકાંક્ષા જાગ્રત થઈ છે. આ બધી નવી પરિસ્થિતિ સમજી આપણા લોકોએ પોતાનું સ્થાન નક્કી કરી પોતાની હસ્તી આશીર્વાદરૂપ અને મજબૂત કરવી જોઈએ.

ઝાંઝીબારની સ્થિતિ એથી જુદી છે. ત્યાં અરબ લોકોનું જોર વધારે. એ લોકો ઝાંઝીબારમાં રહી પૂર્વ આફ્રિકાના કિનારા ઉપર પોતાનું રાજ્ય જમાવી ગુલામોનો વેપાર કરતા. મસ્કતના સુલતાનને ઝાંઝીબાર જઈ કાયમ થવામાં આપણા લોકોએ જ મદદ કરી હતી.

બીજી બાજુ ટ્રિનિદાદ, બ્રિટિશ ગિયાના વગેરે અમેરિકી પ્રદેશની પરિસ્થિતિ વળી એથીયે જુદી. એ પ્રદેશના ખરા આદિવાસીઓ ક્યારના લગભગ અલોપ થયા છે. રાજ્ય ગોરાઓનું છે પણ ત્યાંની પ્રજા તો આફ્રિકાથી અને ભારતથી આણી વસાવેલા લોકોની જ છે. દર ઠેકાણે થોડા ચીની કે બીજા લોકો મળવાના. એ પ્રદેશો આપણા દેશથી બહુ દૂર અને અમેરિકાની નજદીક છે. આપણા લોકોને પોતાની સંસ્કૃતિ ટકાવતાં જ ભારે મુશ્કેલી પડેલી, ત્યાં નિગ્રો લોકોને ભારતીય સંસ્કૃતિનો સ્વાદ ચખાડવાનું કામ ક્યાંથી જ થઈ શકે? બધે પુરુષાર્થી યુરોપીય લોકોની સામ્રાજ્યવાદી સંસ્કૃતિ અને એમનો ઈસાઈ ધર્મ ફેલાયેલાં. એનો જ રંગ ત્યાંના નિગ્રો લોકોએ ઝીલેલો. આપણા લોકો પણ એ અસર તળે ઠીક ઠીક આવેલા. અને હવે પછી કેળવણી અને જીવનસિદ્ધિ અમેરિકા પાસેથી મેળવવાની; એવી સ્થિતિમાં ત્યાં એક નવી જ આંતરવંશીય સંમિશ્ર સંસ્કૃતિ ધીરે ધીરે ઘડાય છે. આપણા લોકોને જો આપણે પૂરેપૂરી મદદ કરીશું તો ત્યાંની નવસંસ્કૃતિ ઘડવામાં આપણો ફાળો મહત્ત્વનો હશે અને એની અસર ચારે કોર ફેલાશે. દરેક ઠેકાણે ધર્મો ધર્મો વચ્ચે જે ખેંચતાણ અથવા હુંસાતુંસી ચાલે છે તેમાં આપણે ઊતરવાનું નથી. જેમ તેમ કરીને પોતાના ધર્મનું સંખ્યાબળ વધારવું એ આપણો સ્વભાવ નથી, આપણી એ મહત્ત્વાકાંક્ષા નથી. આપણે, આપણી સંસ્કૃતિ આપણા પૂરતી સજીવન કરી પોતાની શક્તિ ખીલવીશું અને નવા જમાનાને અનુકૂળ નવું રૂપ ધારણ કરેલી આપણી સંસ્કૃતિની સુવાસ ફેલાવીશું. તમામ શુભ સંસ્કારો છૂટથી લઈશું અને આપીશું અને બની શકે તો સૌને માટે આશીર્વાદરૂપ થઈશું. ઈશ્વરે આ ભિન્ન ભિન્ન ઠેકાણે પોતાની એક એક અદ્‌ભુત સાંસ્કૃતિક પ્રયોગશાળા ચલાવી છે. એ ઓળખી એમાં આપણે આપણો ભાગ ભજવીશું.

આવા આ બધા અવનવા પ્રદેશોમાં પણ મોરિશિયસનો પ્રદેશ અને ત્યાંની આપણી સ્થિતિ સાવ નોખાં છે. એટલે જ ત્યાંના સાંસ્કૃતિક પ્રયોગનું મહત્ત્વ વધારે છે. પૂર્વ આફ્રિકામાં જેમ કરોડો આફ્રિકી લોકોની વચ્ચે, મૂઠીભર અંગ્રેજોની મદદ કરવા આપણે ઠીક ઠીક સંખ્યામાં જઈને વેરાયા છીએ, એવી સ્થિતિ મોરિશિયસની નથી. સાતસો વીસ ચોરસ માઈલના એ ટાપુમાં રાજ્યકર્તા અંગ્રેજો મૂઠીભર જ છે. ત્યાં ખરું જોર તો ત્યાંના ફ્રેન્ચ જમીનદારોનું છે. ત્યાં આદિવાસી જેવા કોઈ છે જ નહીં. જે છે તે સેંકડે પાંસઠ ટકા કરતાં વધારે ભારતથી આવેલા હિંદુ-મુસલમાનો જ છે. ફ્રેન્ચ લોકોએ આણેલા થોડા આફ્રિકી લોકો, ચીનથી જઈ વસેલા થોડા ચીનાઓ અને બધાના અરસપરસના સંબંધને કારણે ઉત્પન્ન થયેલી 'ક્રિઓલ' નામથી ઓળખાતી પ્રજા, એ છે મોરિશિયસનો વિસ્તાર. આ

ટાપુમાં અમે હમણાં હમણાં જઈ આવ્યાં. એ પ્રવાસની વિગતો, અને ત્યાંના લોકોની સ્થિતિ વિશે અમે જુદી જુદી વ્યક્તિઓને કાગળો લખ્યા હતા તે પરથી પૂરતો ખ્યાલ આવે છે એટલે એ જ અહીં આપીએ છીએ.

[મોરિશિયસ જવા માટે દિલ્હીથી ઊપડી મુંબઈ અમે ૧૯૫૯ના નવેમ્બરની દસમી તારીખે પહોંચ્યાં અને પરદેશી નાણાં વગેરેની છેલ્લી તૈયારીઓ કરવા માટે બે દિવસ રોકાયાં. ત્યાંથી શર્કરાદ્વીપ વિશે આ પત્ર પૂજ્ય કાકાસાહેબે જેમને લખ્યો તે મંજુબહેન જાપાનના પ્રવાસમાં પૂ. કાકાસાહેબ સાથે હતાં. એમને પ્રવાસનો રસ ઘણો છે. —સંપા૦]

ચિ. મંજુ,

જેને આજે મોરિશિયસ કહે છે તેનાં, જૂના કાળમાં, જુદાં જુદાં નામો હતાં. સન ૧૫૦૫માં જ્યારે પોર્ટુગીઝ લોકોને આ ટાપુ જડયો ત્યારે એના ઉપર મનુષ્ય-વસ્તી હતી જ નહીં. (એનો અર્થ એ નથી કે જૂના લોકોને આ બેટની ખબર ન હતી અથવા પ્રાચીનકાળમાં ત્યાં મનુષ્યવસ્તી ન જ હોય.) જો જૂના લોકોએ પોતાની ઇચ્છા પ્રમાણે બેટને જૂનાં જૂનાં નામો આપ્યાં છે તો આપણે આપણી કલ્પના ચલાવી એક નવું નામ એને કેમ ન આપીએ? હું તો એને શર્કરાદ્વીપ કહીશ, કેમ કે આ બેટની ઊપજમાં ૯૭ ટકા ઊપજ ખાંડની જ છે. અમારા નાનપણમાં ભારતમાં જે ખાંડ વપરાતી તે મોરિશિયસથી જ આવતી હતી અને તેથી લોકો ખાંડને જ 'મોરસ' કહેતા હતા.

જે બેટમાંથી આખા દેશને ખાંડ મળતી હતી એ બેટને આપણે શર્કરાદ્વીપ કહીએ એ બધી રીતે અનુરૂપ જ છે.

આ બેટ ભારતની દક્ષિણ-પશ્ચિમ દિશાએ લગભગ બે હજાર માઈલ દૂર છે.

મોરિશિયસ યાને શર્કરાદ્વીપ લંકા કે માડાગાસ્કર જેવો મોટો બેટ નથી. એની લંબાઈ સાડા આડત્રીસ માઈલ છે અને પહોળાઈ અઠ્ઠાવીસ માઈલ. કુલ ક્ષેત્રફળ ૭૨૦ ચોરસ માઈલનું છે.

અક્ષાંશ-રેખાંશને હિસાબે આ બેટ ભૂમધ્યરેખાની દક્ષિણે ૨૦ અક્ષાંશ પર અને ગ્રિનિચની પૂર્વે ૫૭ રેખાંશ પર છે. આ નાનકડા બેટ ઉપર મનુષ્યવસ્તી ઠીક ઠીક ગીચ છે. કુલ વસ્તી પાંચ લાખ સિત્તેર હજારની ગણાય. એમાં હિંદુઓ લગભગ બે લાખ છયાશી હજાર કરતાં વધારે એટલે એકાવન ટકા ગણાય. મુસલમાનો છોતેર હજાર ગણીએ તો સાડા તેર ટકા. કુલ ભારતવાસીઓ સાડી ચોસઠ ટકા છે એમ સામાન્યપણે મનાય છે. ચીની લોકો ત્રણ ટકા એટલે સત્તર હજાર છે. ફ્રેંચ અને અંગ્રેજ મળીને ગોરાઓ ચૌદ હજારથી પણ ઓછા—એટલે અઢી ટકા છે. બાકી લગભગ ત્રીસ ટકાની પ્રજા કાં તો આફ્રિકી છે અથવા મિશ્ર સંતતિ—ક્રિઓલ—છે.

ધર્મને હિસાબે જોતાં હિંદુઓ પચાસ ટકા, ઈસાઈઓ સાડા પાંત્રીસ ટકા અને મુસલમાનો ચૌદ ટકા ગણાય છે. આમાં ઈસાઈઓ 'આટલા જ' છે એમ ચોક્કસ કહેવું સહેલું નથી.

આ બેટમાં ખાંડની ઊપજ લગભગ પાંચ લાખ બોંતેર હજાર મેટ્રિક ટન છે. એટલે લોકસંખ્યાને હિસાબે માણસદીઠ એક ટનની ઊપજ ગણાય. આ ખાંડ પહેલાં ભારતમાં આવતી હતી. હવે એ મોટે ભાગે બ્રિટન, કૅનેડા, જાપાન, ઈરાન તથા હૉંગકૉંગ તરફ જાય છે. આમ મોરિશિયસનો તમામ વેપાર બ્રિટનને આભારી છે. ભારતથી મોટે ભાગે આપણે કાપડ મોકલીએ છીએ. એ નિર્યાત પણ ધીમે ધીમે ઓછી થતી જાય છે.

૧૯૫૫ની સાલમાં આપણી નિર્યાત અઢી કરોડ રૂપિયા કરતાં વધારેની હતી. તે હવે દોઢ કરોડ કરતાં પણ ઓછી થઈ છે. પ્રમાણમાં દક્ષિણ આફ્રિકાનો વેપાર ત્યાં વધતો જાય છે અને એ સ્વાભાવિક પણ છે.

એમ તો મોરિશિયસ સાથેનો આપણો સંબંધ બહુ જૂનો છે. ભારતમાં પોતાનું રાજ્ય સ્થાપવા માટે ફ્રાન્સ અને બ્રિટન વચ્ચે હરીફાઈ ચાલતી. બન્ને દેશનાં જહાજો કેપ ઑફ ગુડ હોપ થઈને ભારત તરફ આવતાં ત્યારે મોરિશિયસ એમની સેના માટે બહુ જ મહત્ત્વનું મથક હતું. એ ફ્રાન્સના તાબામાં હતું ત્યાં સુધી તેઓ બ્રિટિશ જહાજોને પજવી શકતા હતા. મોરિશિયસ જેના હાથમાં હોય તેનો જ ભારત પર અધિકાર જામી શકે એ સ્પષ્ટ થવાથી, લૉર્ડ વેલેસ્લીએ ભારતમાંથી આપણા લોકોની દસ હજારની ફોજ મોરિશિયસ મોકલી અને આપણી ફોજની તથા બ્રિટિશ અમલદારોની બહાદુરીથી એ અને આસપાસના બેટો જિતાયા.

આગળ જતાં જ્યારે આફ્રિકા કે માડાગાસ્કરના ગુલામોની મદદથી ખેતી ચાલે એમ નથી એમ સ્પષ્ટ થયું અને ગુલામી પણ રદ થઈ ત્યારે ભારતથી ગિરમીટિયા મજૂરોને બોલાવવામાં આવ્યા. એ લોકોએ જહાજો બાંધવાથી માંડીને શેરડીના વાવેતર સુધીનું બધું કામ ત્યાં કર્યું. આપણા દેશના લોકોનાં લોહી અને પરસેવાથી જેની જાહોજલાલી ખીલી તે બેટમાં રાજ અંગ્રેજોનું છે. જમીનદારી મોટે ભાગે ફ્રેંચ લોકોના હાથમાં છે પણ વસ્તીની મોટી લોકસંખ્યા આપણા લોકોની જ છે. કાયદાની દૃષ્ટિએ ત્યાં આપણા લોકોને હવે કશી હાડમારી નથી. ગોરાઓ જેટલું વધવા દે છે તેટલું આપણા લોકો ત્યાં વધે જ છે. એમના મનમાં ભારત પ્રત્યે સાંસ્કૃતિક ભક્તિ છે. એ લોકો જો કેળવણીમાં આગળ વધે તો અનેક-વંશી, અનેકભાષી, અનેકધર્મી જે માનવસંસ્કૃતિ દુનિયામાં ઠેકઠેકાણે, ઈતિહાસ-વિધાતાની યોજના પ્રમાણે, ઘડાતી જાય છે તેમાં તેઓ કીમતી ફાળો આપી શકશે. એ શર્કરાદ્વીપ પ્રત્યે આપણું આકર્ષણ કેવળ સાંસ્કૃતિક છે. નવા નવા દેશમાં જઈને વસેલા આપણા લોકોનો બધી રીતે ઉત્કર્ષ થયેલો જોવામાં જ આપણો પરમ સંતોષ છે.

આ મુસાફરીમાં પણ તું સાથે હોત તો તને ઘણું જાણવાનું મળત.

કાકાના સપ્રેમ શુભાશિષ

[આવા આ મોરિશિયસમાં જઈ વસેલા આપણા લોકોને મળવાની ઉત્કંઠા તો વરસો-જૂની હતી જ. પૂજ્ય કાકાસાહેબ જ્યારે પૂજ્યશ્રી બાપુજીના સત્યાગ્રહ

આશ્રમમાં રહેતા હતા ત્યારે મોરિશિયસના એક ગુજરાતી મુસ્લિમ ભાઈ ભારત ફરવા આવેલા તે મળ્યા હતા. એમણે પણ પૂજ્ય કાકાસાહેબને એક વાર મોરિશિયસ જવાનો ઘણો આગ્રહ કર્યો હતો. ત્યારથી મોરિશિયસ જવાનો આછો આછો સંકલ્પ મનમાં હતો જ. પણ ભારત સ્વતંત્ર થાય નહીં ત્યાં સુધી બીજો વિચાર જડ પકડે શી રીતે? તે વખતે તો જેલયાત્રાની જ ધૂન શિર પર સવાર હતી. અંતે એમની કલ્પનાનું સ્વરાજ તો મળ્યું—અંગ્રેજ ગયા. એટલે પરદેશયાત્રાનું સૂતેલું ભૂત પાછું સળવળ્યું. પરદેશ વસેલા આપણા લોકોમાં ખાસ રસ હોઈ એમણે વિદેશોના અનેક પ્રવાસ કર્યા. ૧૯૫૯માં આફ્રિકા થઈ મોરિશિયસ, રીયુનિયન અને માડાગાસ્કર જવા ૧૩મી નવેમ્બરની રાત્રે અમે ઊપડયાં. પ્રવાસના વર્ણન માટે હવાઈ જહાજથી લખેલા પત્રો જ ઉતારું છું.—સંપા૦]

હવાઈ જહાજમાંથી

૧૪–૧૧–’૫૯

ચિ. વહાલા વસંત અને સુદર્શન,

વસંત, તું કાલે રાત્રે મોટર સુધી અમને મૂકીને પાછો ઘેર ગયો ત્યારે તરત નિરાંતે ઊંઘી ગયો કે નહીં? અમે મોટરમાં બેસી વિમાની મથકે ખૂબ વહેલાં પહોંચ્યાં. ત્યાં બેસી બેસી કંટાળ્યાં અને અંતે કસ્ટમ્સ વગેરેથી પરવારી અંદર ગયાં.

અમારું વિમાન રાતના લગભગ બાર વાગ્યે ઊડ્યું. બહુ જ જલદી મુંબઈના દીવા દેખાતા બંધ થયા. પછી ફક્ત ચાંદરણાનો વરસાદ દેખાતો હતો. પણ વિમાનમાં મુસાફરોની દેખરેખ કરનાર બહેનને લાગ્યું કે હવે બધાંએ ઊંઘી જવું જ જોઈએ. એટલે એણે આવીને બારીનો પડદો બંધ કર્યો. એ ગઈ એટલે અમે ફરી ખોલીને જોવા લાગ્યાં પણ ખાસ કાંઈ દેખાતું ન હતું. એટલામાં એ બહેન ફરીથી આવી અને પાછો પડદો બંધ કરી દીધો. એટલે પછી અમે ‘ડાહ્યાં થઈને’ વસંત-સુદર્શન જેમ શ. (માતા) સરકારનો હુકમ થતાવેંત આંખ મીંચીને ઊંઘને આમંત્રે છે તેમ કર્યું. પણ બાળકો બોલાવે એટલે ઊંઘ આવી જ જાય છે. અમને માત્ર એણે જરાય દાદ દીધી નહીં. હા, વચમાં વચમાં દસ-પંદર મિનિટ ઝોકું આવે ખરું; પણ ઊંઘ તો ન જ આવી. સવારે એડન આવ્યું. લગભગ સાડા ચારે (આપણા સાત વાગ્યે) ત્યાં ઊતરીને થોડો નાસ્તો કર્યો, આમતેમ ફર્યાં. ત્યાંનું એક ગુજરાતી કુટુંબ મળ્યું. એ લોકો પૂજ્ય કાકાસાહેબને મળીને રાજી રાજી થઈ ગયા. ‘પાછા ફરતાં જરૂર જ ઊતરજો’ એમ એમણે આગ્રહ કર્યો. અને અમે વિમાનમાં આવી બેઠાં અને ઊડયાં.

હવે અમે વીસમી સુધી નૈરોબી રહી એકવીસમીએ મોરિશિયસ જઈશું. ત્યાં સાત દિવસ રહી માડાગાસ્કર અને રીયુનિયન. ત્યાંથી પાછાં નૈરોબી આવી પૂર્વ આફ્રિકામાં બે અઠવાડિયાં ફરીશું.

પૂજ્ય કાકાસાહેબના અને ફોઈબીના સપ્રેમ

ઘણા ઘણા શુભાશિષ

ચિરંજીવ વહાલા સુદર્શન,

કાલ રાતના સુનિશમ્ અને આજે સવારના સુપ્રભાતમ્! જોકે રાત્રે સુનિશમ્ કહ્યા છતાં ઊંઘ તો ન જ આવી! સવારે ઊઠતાંવેંત એટલે પ્રકાશ થતાંવેંત જોડિયા દૂરબીન કહે કે 'દૂર દૂરનાં વાદળાં જોવા માટે સુદર્શનને જગાડો અને બોલાવો.' આપણાં ભારતીય વિમાનોને જાદુઈ ગાલીચો – Magic Carpet કહે છે. જૂના જમાનાના ગાલીચા આકાશમાંથી ગમે ત્યાં જઈ રાજપુત્રોને ઊંચકી લાવતા. એને કહેવાનો હતો કે અમારા સુદર્શનને લેતા આવો, મારે એને એશિયા અને આફ્રિકા વચ્ચેનો સમુદ્ર બતાવવો છે!

સમુદ્ર ગયો અને એને ઠેકાણે રૂપાળાં વાદળાંઓનો સમુદ્ર ફેલાયો. રૂપાળાં એટલે ખબર છે? રૂપું એટલે ચાંદી. ચાંદીની પેઠે ચળકતાં તે રૂપાળાં.

હવે વખત નથી, માટે જય હિંદ.

કાકાસાહેબના સપ્રેમ શુભાશિષ

૧૪–૧૧–'૫૯

ચિરંજીવ પ્યારા દીપક,

અમારા નાનપણમાં એક સરસ રિવાજ હતો. મહિને બે મહિને ઘરનાં બધાં ગાદલાંને તડકે નાખતા. ઘરમાં માણસો ઓછા તો હતા જ નહીં! ગાદલાંઓથી આખું આંગણું ઢંકાઈ જતું. પછી અમે બધાં નાનાં બાળકો એ ગાદલાં પર આળોટતાં આળોટતાં એક છેડેથી બીજે છેડે પહોંચી જતાં. ગાદલાં પર સૂઈ એક પળે આકાશ જોવાનું બીજી જ ક્ષણે આકાશ તરફ પીઠ કરવાની. ફરી આકાશ જોવાનું —– ઘણી મજા પડતી. તડકાને લીધે ગાદલાં ગરમ થતાં પણ રમતના રસ આગળ અમને એની કશી પડી ન હતી. દાદીમા કહેતાં કે તડકામાં સૂવાથી માથું દુખશે પણ અમને એની પણ પરવા ન હતી. પછી એમણે કહ્યું કે 'તું જો આમ આંગણામાં ગાદલાં પર સૂઈ રહેશે અને આકાશમાંથી સમડી તારા ઉપર થઈને ચાલી જશે તો તારી કમર તૂટી જવાની. પછી તો હાથમાં લાકડી લઈને ચાલવું પડશે.' એની બીક અમને જરૂર લાગતી. એટલે અમે આકાશમાં જોયા કરતા કે કોઈ સમડી તો ઉપરથી નથી જતી ને!

આજે અમે હવાઈ જહાજમાં નૈરોબી જઈ રહ્યાં છીએ. રસ્તામાં વાદળોનાં ગાદલાં એક છેડેથી બીજે છેડે સુધી પથરાયાં છે. સમડી તો વાદળની નીચે જ હશે. જોવાની ઘણી મજા પડે છે. હવાઈ જહાજમાંથી વાદળો પર કૂદી પડી નાનપણની જેમ આળોટવાનું મન થાય છે.

પણ નાનપણના દિવસો ક્યાંથી આણું! તેથી મારા નાનપણની વાતો આમ તને લખીને સંતોષ માનું છું. તું મારા જેટલો મોટો થઈશ ત્યારે તું પણ પોતાના પૌત્રને તારા બાળપણની વાતો જરૂર કહીશ.

કાકાસાહેબના સપ્રેમ શુભાશિષ – બધાને*

* આ કાગળ મૂળ હિંદીમાં છે.

૧૪–૧૧–'૫૯

ચિ. પ્રિય સ્વાતિ અને નંદિની,

કાલે રાત્રે મુંબઈથી ઊપડયાં. ચાંદરણું પુરજોશમાં વરસતું હતું છતાં અમે ન જોઈ શકયાં સમુદ્ર અને ન જોઈ શકયાં અરેબિયાનું રેગિસ્તાન. એના બદલામાં ઊંઘમાં ડૂબી શકયાં હોત તોયે લેખે લાગત. પણ પગ, ઘૂંટણ અને કેડ કહે, "આમ તે કાંઈ સુવાતું હશે?"

અમે સાત વાગ્યે એડન પહોંચ્યાં. પણ ત્યાંના સાડા ચાર જ થયા હતા! મતભેદને કેટલો બધો અવકાશ!!

અમે નાસ્તો કર્યો ત્યાં કેટલાક ગુજરાતી ભાઈઓ મળ્યા. મને ઓળખ્યા પછી એક ભાઈ કહે, "હું તો આપના શિષ્યનો શિષ્ય છું!" કરસનદાસ માણેક સાથે એ ભાઈ કરાંચીમાં મનોરાની સહેલ કરવા આવેલા – કરાંચી સાહિત્ય પરિષદ વખતે. પાછા ફરતાં બે દિવસ એડન થોભવાનો તેમણે ઘણો આગ્રહ કર્યો.

અમે એશિયાનો કિનારો છોડી જોતજોતામાં આફ્રિકાના આકાશમાં આવી પહોંચ્યાં છીએ. ખંડ બદલાયો પણ સૂર્યોદયના પ્રકાશનો રંગ એ ને એ જ છે. વાદળાં પણ એ જ છે અને હવે માથે ન દેખાતા તારા પણ એ જ છે.

બ્રિટિશ સોમાલીલૅન્ડ ઓળંગી ઈથિયોપિયામાં એટલે કે હબસાણમાં પ્રવેશ કર્યો છે એમ મનાય. બપોર સુધી માઉન્ટ કેનિયાનાં દર્શન કરી નૈરોબી પહોંચી જઈશું.

હવાઈ જહાજમાં ગમે તેટલી ગતિએ જતા હોઈએ તોપણ અંદર એ જણાતી નથી અને નિરાંતે લખાય છે એ કેટલી સગવડ!

મુંબઈથી ઊપડતાં તમારા પિતાશ્રી ઉમાશંકરનો કાગળ અને મહારાજ (રવિશંકરભાઈ) સાથે પડાવેલા ફોટોની નકલ પણ મળ્યાં હતાં.

કાકાના સપ્રેમ શુભાશિષ

૧૪–૧૧–'૫૯

ચિ. વહાલા પ્રિયદર્શન વસંત,

અમારા વિમાનમાં છોકરાઓ ઘણા છે. સામેની બે બેઠકોમાં બેઠેલા એ છોકરાઓ કૉમિકસ જોવામાં મશગૂલ છે. બહાર આટલી રૂપાળી કુદરત ફેલાયેલી છે એ જોવાનું એમને સૂઝતું નથી!!

તારી પાસે નકશાઓ સારા છે. એમની દોસ્તી કરજે. દોસ્તી કર્યા પછી નકશાઓ આપણી સાથે અલકમલકની વાતો કરે છે. બધા જ નકશાઓ મૂંગા-વાતોડિયા હોય છે. એ ને એ જ વાત ફરી ફરી કહેતાં કંટાળો કે થાક ન ચડે એટલા માટે મૂંગી ભાષામાં બોલે છે. મારા હાથનો નકશો કહે છે કે હવે કાગળ બંધ કરો કેમ કે હમણાં ઉત્તુંગ માઉન્ટ કેનિયા આવશે. એ પહાડ પવન, પાણી અને બરફથી ઘસાતો જાય છે છતાં એની ઊંચાઈ સત્તર હજાર ફૂટ કરતાં વધારે છે. અમે પણ કાંઈ ઓછાં ઊંચાં નથી. બલિહારી અમારા વિમાનની!

કાકાસાહેબના સપ્રેમ શુભાશિષ

૧૮–૧૧–'૫૯

મોરિશિયસ જતાં વિમાનની સગવડ ખાતર અમારે ચાર દિવસ નૈરોબી રહેવું પડયું એ તો તું જાણે જ છે. મોરિશિયસથી પાછા વળતાં નૈરોબી આવી પૂર્વ આફ્રિકામાં વીસેક દિવસ ફર્યા એટલે એ ચાર દિવસનું વર્ણન પણ – અને ખાસ કરીને ત્યાંના અભયારણ્યનાં પશુપક્ષીઓની મુલાકાત લઈ એમની નજદીકીનો અનુભવ કરી શકયાં એનું વર્ણન અહીં ન આપતાં પેલી મુસાફરી ભેગું જ આપવું સારું. કાલક્રમ તૂટશે, પણ સ્વાભાવિક સંબંધ સચવાશે. બાકી ત્રણ દિવસમાં અમે એટલા બધા લોકોને મળ્યાં, એટલી બધી ચર્ચાઓ કરી અને સંસ્થાઓની મુલાકાત લીધી કે એ ચાર દિવસના અનુભવો જ એક આખું પ્રકરણ ભરી દેશે.

નૈરોબી આવતાંવેંત એક મૂંઝવણ અમારી આગળ ઊભી થઈ. અમને સમાચાર મળ્યા કે અમે અઢારમીએ મોરિશિયસ પહોંચવાનાં છીએ એમ સમજી ત્યાંના લોકોએ ઓગણીસમીથી સાત દિવસોનો અમારો આખો કાર્યક્રમ ગોઠવ્યો હતો. ખાસ કરીને મોરિશિયસના ગવર્નર સર કોલવિલ મૉન્ટગોમરી ડેવરિલે ઓગણીસમીએ બપોરે અમને જમવા બોલાવવાનું નક્કી કર્યું હતું. જ્યારે ઍર ફ્રાન્સથી અમને સૂચના મળી હતી કે અમારું દિલ્હીથી કરેલું અઢારમીનું અંકન એમને રદ કરવું પડે છે, કેમ કે કોઈ યુરોપીય ખેલાડીઓની મોટી ટોળી આખી ને આખી એક જ વિમાનમાં ઠેઠ પૅરિસથી મોરિશિયસ જવા માગતી હતી. હવે શું થાય? બીજા કોઈ મુસાફરોને નૈરોબીમાં રોકી અમને બે ટિકિટ અપાય કે કેમ એના પણ પ્રયત્ન થયા. જેટલા લોકોનું ચાલી શકે એમ હતું તે બધાએ પ્રયત્નો કરી જોયા, પણ કશું વળ્યું નહીં, અને લગભગ નક્કી થયું કે વધુ ચાર દિવસ થોભીને અમારે તેવીસમીએ મોરિશિયસ પહોંચવું.

બીજો રસ્તો જ ન હોત તો આપણે શું કરત? જેનો ઈલાજ નથી તે પરિસ્થિતિ સ્વીકાર્યે જ છૂટકો. પણ મેં કહ્યું કે ગોઠવેલા કાર્યક્રમમાં ફેરફાર કરવાથી અસંખ્ય લોકોને આપણે અગવડમાં મૂકીએ છીએ. અધૂરામાં પૂરું મોરિસમાં આપણા રાજદૂત શ્રી ધમીજા તરફથી બે તાર પણ આવ્યા કે ગોઠવાયેલા કાર્યક્રમ બદલાય તો મુશ્કેલી થશે, માટે બનતા સુધી કાર્યક્રમ બદલશો નહીં. એટલે વધુ ખરચ કરીને પણ અઢારમીએ ઊપડયે જ છૂટકો એમ વિચારી અમારી ટૂરિસ્ટ વર્ગની ટિકિટ ફેરવી પહેલા વર્ગની કરી દરેકના ત્રણસો રૂપિયા વધારે આપ્યા. મૂળ કાર્યક્રમ પવિત્ર ગણીને એ ન ફેરવવા વિશેની ગાંધીજીની શિખામણ આ વખતે કામ આવી. પૂ. કાકાસાહેબે કહ્યું, "છસો રૂપિયા ભલે ખર્ચાતા પણ ઊપડવું છે અઢારમીએ જ."

આગળના અનુભવે બતાવ્યું કે આવો નિર્ણય કરવામાં જ ડહાપણ હતું. વચમાં 'અઢારમીએ નથી ઊપડી શકતાં'ના તારો માડાગાસ્કર અને મોરિશિયસ કર્યા

હતાં તે ફેરી રદ કર્યા અને એમ સંતોષ સાથે નૈરોબીનું હવાઈ મથક અંબાકાસી (Embakasi) અઢારમીએ સવારે જ છોડયું. પૂ. કાકાસાહેબ લખે છે કે–

ઍર ફ્રાન્સનો હું હમેશાં કૃતજ્ઞ રહીશ. એ લોકો જાણે છે કે મુસાફરો કુદરતની ભવ્યતા નિહાળવા માટે તરસતા હોય છે. એટલે એક હવાઈ મથકથી યાત્રીઓને બીજા હવાઈ મથક સુધી પહોંચાડવાના અરસિક કર્તવ્ય કરતાં પોતાનો ધર્મ વિશેષ છે. એમણે નૈરોબીથી દક્ષિણ-દક્ષિણ-પૂર્વે જતાં પોતાનું વિમાન કિલિમાંજારો પર્વતની બહુ નજદીકથી ચલાવ્યું. અને અમે એ પહાડનું માનવદુર્લભ શિખરદર્શન ધરાઈને કર્યું. ઊંચાં ઊંચાં અનેક શિખરો પાસેથી જતાં મનને બીક લાગ્યા વગર રહેતી નહીં કે જરા ભૂલ થાય તો વિમાનની ફેલાયેલી પાંખો કોઈ શિખર સાથે ઘસાશે અને અમને બધાંને છેલ્લી વારનો અનુભવ થશે કે અમે આકાશગામી ખે-ચરો નથી પણ જમીન પર વસતાં ભૂ-ચરો છીએ.

કિલિમાંજારોના દર્શનનો આનંદ તે જ વખતે લખી કાઢયો હતો એ જેવો ને તેવો જ અહીં આપવો ઉચિત થશે.

આજે નવેમ્બરની અઢારમી છે (૧૯૫૯). સવારે સાડા આઠને બદલે સવા નવે નૈરોબીનું હવાઈ મથક અંબાકાસી છોડયું. હવા ખુશનુમા છે પણ એ પોતાનો આનંદ પ્રગટ કરે છે ધોળાં રૂ જેવાં વાદળાંના ઢગલા ચારે કોર ફેલાવીને. ઉપરનું આકાશ નિરભ્ર નીળું છે. નીચે બધાં વાદળાંઓનું મેદાન પથરાયું છે. જમીન ભાગ્યે જ દેખાય છે. ગગનવિહારી પક્ષીઓ વાદળાં વીંધીને ઉપર આવી શકતાં નથી. પક્ષીઓ ભલે ગગનવિહારી હોય પણ એમના ધ્યાનની વફાદારી તો પૃથ્વી પ્રત્યે જ છે, એટલે વાદળાં ઉપરનું અમારું આ આકાશ એમને માટે છે જ નહીં.

અમારું વિમાન સીધું દક્ષિણ-દક્ષિણ-પૂર્વે જાય છે–લગભગ મોમ્બાસાની દિશાએ.

વિમાનના એન્જિનનો ઘરઘર ધ્વનિ બન્ને કાનમાં અંદર પહોંચી ફરી બહાર ફુવારાની પેઠે આવવા માંડયો. એટલામાં સારથિએ જાહેર કર્યું કે થોડી જ નિમિષોમાં, જમણી બાજુ કિલિમાંજારો પર્વતનું શિખર દેખાશે.

કિલિમાંજારો એટલે આફ્રિકાની ભવ્યતા–ભૂમધ્યરેખાથી બહુ દૂર ન હોવા છતાં એને માથે હમેશાં બરફનો કિરીટ હોય છે. પાંચ હજાર નવસો ફૂટ ઊંચાઈનું એનું શિખર સેંકડો માઈલ દૂર સુધી દેખાય છે. અહીંની ભૂમિમાં કિલિમાંજારો અને મેરુ સૌથી ઊંચા પહાડ છે. સહેજ ઉત્તરે જઈએ એટલે માઉન્ટ કેનિયા અને એલગિન એ બે પહાડોની જોડી કેનિયાના મુલક ઉપર રાજ્ય કરતી જણાય.

નવ વરસ પહેલાં કિલિમાંજારોનાં પ્રથમ દર્શન સંધ્યાકાળે નૈરોબીથી કર્યાં હતાં. ક્ષિતિજ પાસેનાં વાદળાંમાંથી એનું ગુલાબી શિખર શોધતાં મુશ્કેલી પડી હતી. પણ એક વાર જડયું એટલે નજરમાં ઠસી જ ગયું.

ત્યાર પછી દારેસ્સલામથી પશ્ચિમે અને ઉત્તરે જઈ અમે મેરુની તળેટીમાં અરુશા પહોંચ્યાં હતાં અને મોશી નામના શહેરમાં કિલિમાંજારોની તળેટી જોઈ

લીટી કહો તો લીટી દૂરથી આવતી અને દૂર સુધી જતી દેખાઈ. હવે એ નદી સમુદ્રકિનારે માલિન્દી બંદરે સમુદ્રને મળશે.

અમારો રસ્તો હવે મૉમ્બાસા તરફ ન જતાં ટાંગા શહેર તરફ વળ્યો. એ શહેર સમુદ્રકિનારે અમારી ડાબી બાજુએ હતું. એ જોયા પછી જ યાદ આવ્યું કે એના પહેલાં જે થોડા પહાડો જોયા હતા ત્યાં નવ વરસ પહેલાં અમે એક એસ્ટેટ જોવા ગયા હતા. એ પહાડનું નામ અત્યારે યાદ નથી આવતું.

હવે તો ખરી મજા સમુદ્રકિનારે, રેતી અને પાણી વચ્ચે આલેખાયેલા લીલા, પીરોજી અને નીળા રંગોની હતી. એક બાજુ સફેદ રેતી, બીજી બાજુ સમુદ્રનો પારદર્શક ઘેરો નીળો રંગ અને બે વચ્ચે ઉપર વર્ણવેલા વિવિધ રંગોની રમત. રંગોનું એ તોફાન આંખો પીતી જાય અને એનાં મોજાં હૈયાને ઊર્મિલ બનાવે.

આફ્રિકાને આ કિનારે કેટલાય બેટો હજી મન સાથે નક્કી નથી કરી શક્યા કે સમુદ્રસપાટીથી બહાર આવવું કે થોડું અંદર જ રહેવું. કેટલાક બેટો plus four-નો નિર્ણય કરે અને કેટલાક minus fourમાં જ વધારે શોભા છે એમ માને. જે બેટો ચાર ફૂટ ઊંચા આવ્યા છે તેમની રેતી કાળી થઈ ગઈ છે. જેમણે પાણી બહાર માથું કાઢ્યું નથી તેમના ઉપરનો આસપાસનો પીરોજી રંગ દૂર દૂરથી ધ્યાન ખેંચે છે.

હવે અમે આવ્યાં લવિંગ-સુગંધી બેટ ઝાંઝીબારને માથે. એનો કિનારો જેટલો જમીન ઉપરથી આકર્ષક છે તેટલો જ, પણ જુદી રીતે, વિમાનની નજરે મોહક જણાય છે. ઝાંઝીબાર શહેર વાદળાંને કારણે દેખાયું નહીં પણ એ બેટનો આખો વિસ્તાર એક નજરે જોઈ શક્યાં.

કિલિમાંજારો પછી જે ટેકરીઓ દેખાઈ તે હવે શી રીતે આકર્ષી શકે? થોડા જ વખતમાં કિલિમાંજારો, ઉસુંબરાની ટેકરીઓ તો શું આફ્રિકાનો લાંબો કિનારો પણ ઓઝલ થયો અને આ જ પ્રદેશમાં ખાસ દેખાતી, સમુદ્રની વિવિધરંગી લીલા અમે જોઈ શક્યાં. જૂના વખતમાં જોયેલાં દૃશ્યો અને આ વખતનાં દૃશ્યો વચ્ચે સરખામણી કરીએ એટલામાં માડાગાસ્કરનો સમુદ્રકિનારો દેખાવા લાગ્યો. માડાગાસ્કર બેટ એટલે પહાડી મુલક. એ પહાડો વચ્ચેથી લઈને નાનીમોટી નદીઓ પોતાનો રસ્તો કાઢે છે અને જ્યાં સમુદ્રને મળે છે ત્યાંનું સમુદ્રનું પાણી ખૂબ દૂર દૂર સુધી ડહોળું કરી મૂકે છે. પરિણામે વિમાનમાંથી નદીનું મુખ ઈંટના રંગના પંખા જેવું દેખાય છે. તાડનાં પાનના પંખા ઉપયોગી તો છે જ, પણ એની આકૃતિ એની ઉપયોગિતા કરતાં પણ વધારે આકર્ષક હોય છે. આકાશમાં વિહાર કરતાં પક્ષીઓ જેમ આખરે ગોળ ગોળ ફરતાં પોતાના માળા પર બેસી જાય છે, તે જ રીતે અમારું વિમાન માડાગાસ્કરની રાજધાની તાનાનારીવ પાસેના આરો-વોનિમામ હવાઈ મથકે પહોંચી ગયું અને દોઢ કલાકના આરામ માટે ઊતર્યું.

ત્યાં ભારત સરકારના કૉન્સલ જનરલ શ્રી જયવદન શાહ અને શ્રીમતી વિદ્યાબહેન

શાહ અમને મળ્યાં. શ્રી વિદ્યાબહેને અમારે માટે ખૂબ કાળજીપૂર્વક તૈયાર કરીને આણેલું ગુજરાતી ભોજન હેતપૂર્વક અમને ખવડાવ્યું. પછી બન્ને સાથે અમે ચર્ચા કરી કે રીયુનિયનના બેટમાં કયારે જવાય, માડાગાસ્કરમાં જ્યારે આવીએ ત્યારે ત્યાં કેટલા દિવસ ગળાય, કયાં કયાં જવાય, ઈત્યાદિ.

માડાગાસ્કર છોડી અમે રીયુનિયન પહોંચ્યાં. ત્યાંથી ઊડી રાતના આઠ વાગ્યે એટલે કે એક કલાક મોડાં મોરિસના મથકે–પ્લેસાન્સ (Plaisance) પહોંચી ગયાં. રસ્તામાં એક ગુજરાતી ભાઈ નૈરોબીથી સાથે હતા–શ્રી ભીમભાઈ દેસાઈ. એ મોરિશિયસના રહીશ, ભારત ગયેલા. અઢી વરસે પોતાના વતનમાં પાછા ફરતા હતા. એમની પાસેથી અમે ઘણી માહિતી મેળવી. આ આખી મુસાફરીમાં એ અમારી સારી ખબર પણ રાખતા. ખાસ કરીને મને એમણે વારંવાર કહ્યું કે "તમે જરા પણ અગવડ વેઠશો નહીં. મારે ત્યાં મારાં પુત્રવધૂ છે ત્યાં તમને ફાવશે. તમે બન્ને ગમે ત્યારે અમારે ત્યાં રહેવા આવી જજો." ઈત્યાદિ.

મોરિશિયસ વિશેની જેટલી ચોપડીઓ જોઈ તે બધીના લેખકો હવાઈ જહાજ દ્વારા નહીં પણ દરિયાઈ જહાજમાં ત્યાં પહોંચેલા એટલે દૂરથી મોરિશિયસનાં ચિત્ર-વિચિત્ર શિખરો કેવાં દેખાયાં અને બંદરમાં પહોંચતાં કેવું દૃશ્ય નજરે પડયું એનું જ વર્ણન એ લોકોએ આપ્યું છે. એ વર્ણનોમાં ઘણું સામ્ય છે. અને છતાં દરેકની ખૂબી નોખી. હવાઈ જહાજમાં બેસી મોરિશિયસ પહોંચતાં એ બેટ કેવો દેખાશે એની પૂ. કાકાસાહેબે અનેક કલ્પના કરી હતી. અને એ કલ્પનાઓ સાથે પ્રત્યક્ષ દર્શનનો મેળ ખાશે કે નહીં એની ચિંતા પણ એમણે સેવી હતી!! પણ અમે નૈરોબીથી જ વખત ખોતાં ખોતાં આવ્યાં એટલે મોરિશિયસ પહોંચતાં પહેલાં અંધારું થઈ ગયું. પરિણામે આખો બેટ ઓળંગ્યા છતાં એનું દર્શન કરી ન શકયાં. ભૂમિનું દર્શન ન થયું એનો અફસોસ મનમાં રાખીને અમે નીચે ઊતર્યાં ત્યાં થોડા જ વખતમાં મોરિશિયસવાસી આપણા લોકોનું વિરાટ દર્શન થયું અને અમે ગળગળાં થઈ ગયાં.

ઊતર્યાં ત્યારે અંધારું તો થયું જ હતું. વરસાદ પણ રૂમઝૂમ રૂમઝૂમ વરસતો હતો. હવાઈ મથકે જે વિધિમાંથી પસાર થવાનું હોય છે–પાસપોર્ટ, હેલ્થ, કસ્ટમ્સ વગેરે–તેનાથી તો અમે પૂરેપૂરાં પરિચિત અને ટેવાયેલાં. અને આ ઠેકાણે તો અમે અહીંની સરકારનાં તેમ જ લોકોનાં માનીતાં મહેમાન એટલે અગવડ શાની જ નડે? આજના અનુભવે બતાવ્યું કે અગવડો વખતે પોસાય પણ લોકોના પ્રેમનાં ઊછળતાં મોજાંની ગૂંગળામણ લગભગ અસહ્ય થઈ જાય છે. ઊતરતાંવેંત આપણા કમિશનર અને એમનાં પત્ની–શ્રી જગન્નાથ અને દેવિકાબહેન ધમીજા–એ અમારો કબજો લીધો અને લોકોનો પરિચય શરૂ થયો. આવે વખતે પૂ. કાકા-સાહેબની મૂંઝવણ સમજી શકાય. એક તો પોતે કાને ઓછું સાંભળે; તેમાં વળી ઉતાવળે ઉતાવળે લોકોનાં નામો બોલાતાં હોય અને પરિચય અપાતો હોય! એ

બધું ક્યાંથી જ યાદ રહે! અને ભારતના પ્રતિનિધિના સ્વાગત માટે આવેલા મોટા મોટા લોકોનાં નામો, ચહેરા અને પરિચય યાદ ન રહે તો તે પણ કેમ પોસાય! આ મીઠી મૂંઝવણ સુગંધિત કરવાનું કામ લોકોએ આપેલા હારતોરા અને ફૂલો કરતાં હતાં પણ તેથી એ મૂંઝવણ ઓસરતી ન હતી.

હવાઈ મથકના મકાનમાંથી વાહનમાં બેસવા માટે બહાર નીકળ્યાં ત્યાં તો મોરિશિયસનિવાસી હજારો ભાઈબહેનોની ઠઠ જામેલી દેખાઈ. એ લોકો અમને ક્યાંથી જ ઓળખે? પણ એટલું જાણે કે પોતાની પુણ્યભૂમિ ભારતથી આવેલાં આ લોકો છે. ધંધારોજગાર પરત્વે આવ્યાં નથી પણ આપણને મળવા આવ્યાં છે. તેમાં વળી મોરિશિયસનાં અંગ્રેજી, ફ્રેન્ચ અને હિંદી છાપાંઓએ પૂ. કાકાસાહેબ વિશે ઘણીખરી માહિતી ભેગી કરી લોકોને પીરસી હતી. નાનામોટા અનેક લોકો પાસે આવે, હાથ મેળવે, ફૂલો આપે, પોતાનો આનંદ વ્યક્ત કરે અને આસપાસના દીવાઓ એમની આંખોનાં ઝળઝળિયાં ચળકતાં કરે. "આખો જન્મારો આ લોકોની અનન્ય નિષ્ઠાથી સેવા કરીએ તોપણ શું આટલા પ્રેમનો બદલો આપણાથી આપી શકાય?" પ્રેમનો બોજો એક એવી વસ્તુ છે કે એની તળે દબાઈ ગયા છતાં તે ઉતારવાનું મન નથી થતું. લોકો આગળ ધન્યવાદના બે શબ્દો પૂ. કાકાસાહેબ જેમતેમ બોલ્યા. કોણ જાણે કેટલા લોકોના કાન સુધી એ પહોંચી શકયા હશે પણ પૂ. શ્રી કાકાસાહેબને – બાપુજીના સાથીને – જોવાની ધન્યતા લોકોની આંખોમાં સાફ ચમકતી હતી. લોકોનો આટલો ભાવ જોઈ મારું હૈયું પણ ભરાઈ આવ્યું. મોરિસના દક્ષિણ-પૂર્વ છેડે આવેલા એ હવાઈ મથકથી બેટની મધ્યમાં આવેલા ક્યુરપીપના ફૉરેસ્ટ સાઈડ વિભાગ સુધીની પચીસ માઈલની મોટરની મુસાફરીમાં ધમીજા દંપતી સાથે અમે ઘણી વાતો કરી. બહારનાં દૃશ્યોમાં તો અમે ફક્ત અમારી મોટરના દીવાઓએ પ્રત્યક્ષ કરેલા શેરડીના સાંઠા જ જોઈ શક્યાં.

ભારતના કમિશનરનું રહેવાનું મકાન ઠીક ઠીક ઊંચાઈએ છે. મોટે ભાગે લાકડાનું બનેલું. ઠીક ઠીક પગથિયાં ચડયા પછી અમે અંદર પહોંચ્યાં. ત્યાં પણ ઘણા લોકોની ભીડ હતી. નવસારી-દાંડી તરફનાં શ્રી દેસાઈ અને પુષ્પાબહેન દેસાઈ પોતાના દીકરા રમેશ સાથે સૌથી પહેલાં મળ્યાં. ત્યાર પછી મળ્યાં મોરિશિયસના આપણા લોકોના નેતા ડૉ. રામ ગુલામ અને એમનાં પત્ની. દરેક સાથે થોડી થોડી વાતો કરતાં પણ ઘણો વખત ગયો. કેટલાક લોકો તો વીસ વીસ, ત્રીસ ત્રીસ માઈલથી મળવા આવેલા. આ લોકો ભારતથી જેટલા દૂર વસે છે તેટલી એમની ભારતભક્તિ પણ ઉત્કટ છે. બધા સાથે વાતો કરી. જમીને પરવાર્યાં ત્યાં તો અઢારમી તારીખ વિદાય લઈને ક્યારની જઈ ચૂકી હતી અને અમે ઓગણીસમી તારીખનાં મહેમાન થયાં હતાં.

આટલી બધી ભીડમાં અને આટલા ઉત્કટ સ્વાગતમાં પણ અમે ધમીજા દંપતીના આતિથ્યની વિશેષતા જોઈ શક્યાં. એમણે લખેલું કે "અમારે ત્યાં તમને

થોડી અગવડ થશે ખરી પણ અમે તમને બીજે રહેવા દેવા માગતાં નથી.” અગવડ તો કશી હતી જ નહીં. પણ આઠ દિવસ સુધી અમને બધે ફેરવતાં અને અમારો આખો કાર્યક્રમ ગોઠવીને પાર પાડતાં એમને કેટલી અગવડ થઈ હશે એની કલ્પના અમે કરી શક્યાં. એમાં એમના બે મીઠા દીકરાઓએ પોતાનો બાલોચિત ફાળો ઉમેર્યો હતો. તેથી આતિથ્યમાં સુંદર કોમળતા દાખલ થઈ હતી. એક દિવસમાં આટલી લાંબી હવાઈ મુસાફરી પૂરી કરી ભારતથી અહીં આવી વસેલા સ્વજનો વચ્ચે પહોંચ્યાં છીએ એની ધન્યતા સાથે અમે પ્રાર્થનામાં અને પછી ઊંઘમાં ડૂબી ગયાં.

શ્રી ધમીજાને ત્યાં એક બાજુ પર સરસ પ્રાર્થનાની ઓરડી છે. જેમાં મુખ્ય છબી મા આનંદમયીની છે. પ્રાર્થનાનું વાતાવરણ જોઈ પૂજ્ય કાકાસાહેબને ખાસ આનંદ થયો. તેથી મોરિશિયસમાં હતાં ત્યાં સુધી નાહીધોઈને સવારની પ્રાર્થના આ ઓરડીમાં જ અમે કરી. પ્રાર્થના-મંદિરની સેવા દેવિકાબહેન પોતે કરતાં હતાં. અને જગન્નાથભાઈ પણ મૌન-પ્રાર્થના નિયમિત કરતા હતા. પશ્ચિમની ઢબે કેળવાયેલા અને રાજદ્વારી કામોને કારણે પશ્ચિમના લોકો સાથે હમેશાં ભળનારા લોકો જ્યારે પોતાના જીવનમાં એક ખૂણો આ રીતે, ચીવટપૂર્વક, આપણી સંસ્કૃતિ માટે અંકિત રાખે છે ત્યારે હૈયું કહે છે કે ‘નિરાશ થવાને કારણ નથી. આપણી સંસ્કૃતિની શક્તિ અને સુવાસ હજી કાયમ છે.’

*　　　*　　　*

“યાત્રાએ ગયા એટલે સૌથી પ્રથમ ‘સ્થાન દેવતા’નાં દર્શન કરવાં જોઈએ” એ ન્યાયે અમે રાજ્યના પ્રતિનિધિ—ગવર્નર—અને પ્રજાના પ્રતિનિધિ—પોર્ટ લૂઈના મેયર—એ બે જણને મળવા ગયાં. ગવર્નર સર કોલવિલ ડેવરિલના પ્રાસાદની આસપાસ મોટો સુંદર બગીચો છે અને એની આસપાસ વિશાળ ઉપવન પણ છે. ‘રેદ્વી’(Reduit)ને નામે ઓળખાતું એ સ્થાન ભવ્ય લાગે છે. પણ અમારું ધ્યાન ગયું એ વસ્તુ તરફ કે ગવર્નરની આ વાડીમાં પણ એક ઠેકાણે શેરડીનું વાવેતર હતું જ. આ બેટનું આખું જીવન શેરડી ઉપર જ નિર્ભર હોવાથી શેરડીને આટલી રાજમાન્યતા મળવી જ જોઈએ. આગળ જતાં જોયું કે અહીંની રાજમુદ્રાની બે બાજુ પર શેરડીના સાંઠા ઊભા કરેલા હોય છે. એ બે વચ્ચેની ઢાલના ચાર વિભાગ કરેલા છે. એક ખૂણે જહાજ, બીજે ખૂણે નારિયેળનાં ઝાડ, ત્રીજા ખૂણામાં શિખરને માથે એક તારો અને ચોથા ખૂણામાં એક ચાવી છે. “મોરિશિયસ એક સમુદ્રનો દ્વીપ છે તેનું સૂચન જહાજથી થાય છે. અહીંની સ્વાભાવિક ઊપજ નારિયેળ છે એટલે એને પણ અહીં સ્થાન છે. જૂના વખતથી મોરિશિયસનાં વખાણ કરતાં લોકોએ કહ્યું છે કે એ તો Star of the Indian Ocean (હિંદી મહાસાગરનો ઉજ્જ્વળ તારો) and a key to the way to India (અને ભારતના માર્ગની ચાવી) છે. આ રીતે મોરિશિયસની રાજમુદ્રામાં એનો ઈતિહાસ અને એનું મહત્ત્વ અથવા ભાગ્ય અંકિત છે.”

પોર્ટ લૂઈના મેયર શ્રી એડી ચાંગકચે ચીની વંશના એક ભલા ખ્રિસ્તી છે. એમને મળીને અમને વિશેષ આનંદ થયો. એમણે અમારું રીતસરનું સ્વાગત કર્યું. ટાઉનહૉલમાં અમને જાતે બધે ફેરવી, મહત્ત્વની વસ્તુઓ બતાવી. એક ઠેકાણે ઇંગ્લંડની જૂની રાણીનો એક કાગળ ખાસ મઢીને રાખેલો છે. એનો ઈતિહાસ રમૂજી છે. "ઈંગ્લંડના કોઈ રાજાના મૃત્યુ પ્રસંગે મોરિશિયસ તરફથી ફૂલો મોકલવામાં આવ્યાં હશે. એને માટે મેયરને નામે રાણી તરફથી ધન્યવાદ આપતો એ કાગળ હતો. તે વખતના લોકોનું ભૂગોળવિદ્યાનું અને પોતાના સામ્રાજ્યનું અજ્ઞાન એટલું બધું હતું કે એ કાગળ પર સરનામું કર્યું હતું: The Mayor, Port Louis, Mauritius, West Indies! પરિણામે એ કાગળ પ્રથમ અમેરિકામાં જમૈકાના ટાપુમાં ગયો! ભૂલ ધ્યાનમાં આવતાં એ કાગળે ત્રણ ખંડની મુસાફરી પૂરી કરી અને મોરિશિયસના નગરશેઠને મળ્યો." આવો એ ત્રિખંડયાત્રી કાગળ જોતાં અમને મજા પડી.

ટાઉનહૉલમાં પ્રવેશ કરતાંવેંત બે બાજુના મોટા દાદરા જ્યાં ભેગા થાય છે ત્યાં એક આરસપહાણનું રૂપાળું પૂતળું મૂકેલું જોયું. એક મજબૂત જુવાન પોતાની પ્રેયસીને ઊંચકી નાનકડી નદીનું વહેણ પાર કરે છે એવું એ પૂતળું છે. તપાસ કરતાં જણાયું કે એક વિખ્યાત ફ્રેન્ચ નવલકથાનાં કાલ્પનિક નાયક-નાયિકાનું એ પૂતળું છે.

બરનારદેન દ સેં પીયેર (Bernardin de Saint Pierre) નામના એક ફ્રેન્ચ લેખકે ૧૭૮૮ની આસપાસ લખેલી નવલકથા 'પૉલ અને વરજિનિયા'નું મરાઠી ભાષાંતર પૂજ્ય કાકાસાહેબે નાનપણમાં વાંચ્યું હતું. એમણે લખ્યું છે, "આ ચોપડી ઇંગ્લંડમાં ફ્રેન્ચ શીખનાર વિદ્યાર્થીઓ માટે પાઠ્યપુસ્તક તરીકે નિમાઈ એટલે અંગ્રેજોમાં એ પરિચિત થઈ. પછી કોઈ અંગ્રેજ અમલદારે મરાઠીમાં એનું ભાષાંતર કરાવ્યું અને સરકારી કેળવણી ખાતાએ ૧૮૭૫માં એને પ્રકાશિત કર્યું. નાનપણમાં વાંચેલી વાર્તાઓની અસર મન પર ઘણી રહે છે. બે દુર્દૈવી માતાઓનાં આ બે બાળકો નાનપણમાં એક જ પારણામાં ઊછરેલાં. નાનપણથી જ એમનામાં પરસ્પર પ્રેમ જાગ્યો. પછી વરજિનિયાને ફ્રાન્સ જવું પડ્યું. પૉલ અતિશય દુઃખી થયો. આખરે વરજિનિયા પૅરિસથી પાછી આવી ખરી. પણ જહાજમાંથી તે ઊતરે તે પહેલાં જ જહાજ તોફાનમાં સપડાયું અને એ મરી ગઈ. એ જાતની આ નવલકથા છે. આ યુવાન અને યુવતી અને એમની માતાઓ મોરિશિયસવાસી હતાં એમ કલ્પેલું હોવાથી અહીંના લોકોના મનમાં એ નવલકથા પ્રત્યે વિશેષ આત્મીયતા છે. તે એટલે સુધી કે જે સ્થાને એ જહાજ ડૂબી ગયાનું વર્ણન કરેલું છે એ સ્થાનનું નામ લોકોએ દુર્દૈવી ભૂશિર (Cap Malheureux) પાડ્યું છે. કહે છે કે આપણા કવિ રવીન્દ્રનાથ ઠાકુરે પણ એમના નાનપણમાં આ નવલકથા બંગાળીમાં વાંચી હતી અને એમને પણ એ ગમી હતી. મેં એ વાર્તા વાંચી ત્યારે હું એટલો નાનો હતો કે સ્ત્રીપુરુષના પ્રેમનાં વર્ણનો સમજી શકતો ન હતો. અને છતાં પૉલ

અને વરજિનિયાનો એકબીજા પ્રત્યેનો પ્રેમ, એમના વિયોગનું દુ:ખ અને ડૂબતી વરજિનિયાને બચાવવા માટે સમુદ્રમાં ઝંપલાવનાર પૉલની બહાદુરી વગેરે વર્ણનોની મારા બાલમાનસ ઉપર ભારે અસર થઈ હતી. અને દુનિયાને દૂરને કોઈ છેડે આવેલો વિજન જેવો એ મુલક કેવો હશે એવી જિજ્ઞાસા પણ અસ્પષ્ટપણે મનમાં જાગી હતી.

"એ જ મોરિશિયસમાં જીવનના આથમતા દિવસોમાં હું પહોંચી શક્યો અને એ કાલ્પનિક પ્રેમી યુગલની કલાત્મક મૂર્તિ જોઈ શક્યો એ પણ એક ધન્યતા ખરી." તેઓશ્રીએ મેયર સાહેબને પોતાના નાનપણનાં સંસ્મરણો કહ્યાં અને પૂછ્યું કે "આ પૂતળાનો ફોટો મળી શકે ખરો? બજારમાં મળતો હોય તો એક લઈ લઈશ." મેયર સાહેબે એ પૂતળાનો એક ખાસ ફોટો લેવડાવી પોતાની સહી સાથે અમને મોકલ્યો એટલું જ નહીં પણ Paul et Virginie એ મૂળ નવલકથાની સંપૂર્ણ સંશોધનવાળી એક ફ્રેંચ નકલ પણ મોકલી. કોઈ પણ પ્રજાને એક વસ્તુ ગમી જાય તો એની પાછળ ઝીણામાં ઝીણી વિગતમાં ઊતરનારું સંશોધન એ કેમ કરે છે એનો આ ચોપડી ઉત્તમ નમૂનો છે. અને ફ્રેન્ચ લોકો પણ કેટલા ભાવનાશીલ કે એક કેવળ નવલકથાનો અહીંની આ ભૂમિ સાથે એમણે કાયમી સંબંધ બાંધી દીધો, જાણે કે એ આખી વાર્તા સાચી જ હોય!

બપોરે અમારે ગવર્નર અને લેડી ડેવરિલને ત્યાં ભોજન માટે જવાનું હતું. એમાં ઝાઝા લોકો ન હતા એટલે નિરાંતે ઘણી વાતો થઈ શકી. પૂ. કાકાસાહેબ ભારતીય સંસ્કૃતિના પ્રતિનિધિ તરીકે ત્યાં ગયેલા એટલે ગવર્નર સાહેબે એમને તાજેતરમાં મળેલી આંધ્રની ચિત્રકળાને લગતી એક ચોપડી અમને બતાવી. અને પછી, ભારતીય સંસ્કૃતિ એક વખતે દુનિયામાં કેટલી ફેલાઈ હતી, એની વાતે ચડ્યા. પણ એ તો જમ્યા પછીની વાતચીતમાં. જમતી વખતે ભોજનમાં અમે એક ઉકાળેલું ફૂલ ખાધું જે અમારે માટે નવું હતું. એનું નામ છે આર્ટિચોક. એનું વર્ણન તો પૂ. કાકાસાહેબના શબ્દોમાં જ આપવું પડશે. "એક રીતે એને ચીડ(pine)ના લાકડી ફૂલ સાથે સરખાવી શકાય. એની લીલી પાંખડીઓ એક એક ખેંચી કાઢી, તાજા તેલમાં કે સરકા(vinegar)માં બોળી ચૂસવાની હોય છે. એ લીલી પાંખડીનો છેડો તો સખત અને અણિયાળો હોય છે. પણ એની જડની બાજુ દાંત વતી કોતરી લઈએ એટલે બટાકા જેવો થોડોક મગજ ખાવાને મળે છે. આવી વીસ-ત્રીસ પાંખડીઓ ચૂસતાં ઠીક ઠીક વ્યવસાય મળે છે. ત્યાર પછી વચલો ભાગ ઉપરથી ખેંચી લીધા પછી એની નીચે બિસ્કિટના આકારનું ગોળ જાડું પડ હોય છે. એ જ મુખ્ય ખાવાની વસ્તુ. એ પણ બટાકાની પેઠે જ પિફૂળ અને સ્વાદિષ્ટ હોય છે. અમારા મેજબાને અમને એ ફળ ખાવાની રીત શીખવી." અમે રહ્યાં શાકાહારી એટલે શાકાહારની ફિલસૂફી તો ચર્ચાય જ, એની સાથે દેશદેશાન્તરના રિવાજોની વાત ચાલી. મોરિશિયસ અને ભારત આજે એક જ કૉમનવેલ્થના સદસ્ય

છે એટલે સહેજે એની વાત પણ ચાલી. ગવર્નરના એ.ડી.સી. શ્રી મૉર્ગન ભારતમાં ચાર વરસ રહ્યા હતા એટલે એમણે પણ સંભાષણમાં પોતાનો હિસ્સો ઉમેર્યો.

ખાધા પછી શ્રી મૉર્ગન અમને ગવર્નમેન્ટ હાઉસનો મોટો અને સુંદર બગીચો જોવા લઈ ગયા. ત્યાંનાં ઝાડો, ફૂલો અને બગીચાની રચનાની હાર્દિક કદર કરી પાછાં ફર્યાં. શિરસ્તા પ્રમાણે પૂજ્ય કાકાસાહેબે લેડી ડેવરિલ સાથે બેસી ઘણી વાતો કરી. જ્યારે સર કોલવિલે મારી સાથે સંભાષણ ચલાવ્યું.

સાંજે મોરિશિયસનાં જુદાં જુદાં અનેક સાંસ્કૃતિક મંડળો તરફથી જિમખાના કલબમાં અમારે માટે આવકાર અને માનપત્રનો કાર્યક્રમ હતો. એમાં ભાષણો હિંદીમાં પણ હતાં અને અંગ્રેજીમાં પણ હતાં. ખાસ વસ્તુ નોંધવાની એ કે એવા બધા જ પ્રસંગોમાં ભારતનું રાષ્ટ્રગીત અને ઈંગ્લંડનું રાષ્ટ્રગીત સાથે ગવાતાં. આ વસ્તુ નોંધવાનું ખાસ કારણ પૂજ્ય કાકાસાહેબે બતાવ્યું છે: “મોરિશિયસ બેટમાં ૧૮૧૦ સુધી ફ્રેંચ લોકોનું રાજ્ય હતું. ત્યાર પછી બ્રિટન તરફથી, ભારતની મદદથી એ બેટ જીતી લેવાયો. તે વખતે અંગ્રેજોએ ફ્રેંચ લોકો સાથે ઉદારતાથી કોલકરાર કર્યા કે ફ્રેંચ કાયદાઓ ત્યાં ચલાવવામાં આવશે, ફ્રેંચ લોકોના કેથલિક ધર્મની પ્રતિષ્ઠા હશે, વગેરે. આગળ જતાં ઉત્સવ પ્રસંગે ફ્રેંચ અને બ્રિટિશ બન્ને રાષ્ટ્રગીતો ગવાતાં. ફ્રેંચ રાષ્ટ્રગીત ગાતી વખતે અંગ્રેજ સોલ્જરો ઊભા ન રહ્યા તેથી ફ્રેંચ લોકો ચિડાયા. એનાં રિસામણાં-મનામણાં વરસો સુધી ચાલ્યાં હતાં! એ આખો ઈતિહાસ મેં વાંચેલો હોવાથી ભારતના ઝંડાનું તેમ જ રાષ્ટ્રગીતનું બધે સમાનભાવે સન્માન થતું જોઈને મને વિશેષ સમાધાન થયું.”

અમારા આ સમારંભની શરૂઆતમાં જ સ્થાનિક લોટસ કલબ તરફથી આપણું રાષ્ટ્રગીત ગવાયું હતું. એનો લાભ લઈ પૂ. કાકાસાહેબે કમળનું ફૂલ ભારતના પ્રતીક તરીકે કેમ સ્વીકારાયું છે એ વિશે થોડુંક વિવેચન કર્યું. “કમળ – પંકજ – કાદવમાંથી જન્મે છે, તળાવનાં પાણી – જીવન – ને વીંધીને ઉપર આવે છે અને ધ્યેય-સૂર્યનું ધ્યાન ધરે છે. એવું એ કમળ જીવનધર્મી હોવા છતાં અલિપ્તપણે પાણીમાં રહી આદર્શની ભક્તિ કરે છે. તેથી ભારતીય સંસ્કૃતિનું એ પ્રતીક છે. હજારો વરસો થયાં અમે બહારના કોઈ દેશ સાથે યુદ્ધો કર્યાં નથી. દરેક પવિત્ર પ્રસંગે શાંતિનો ત્રિવાર ઉચ્ચાર કરીએ છીએ અને ભિન્નવંશી, ભિન્નભાષી, ભિન્નધર્મી લોકો એકત્ર કેમ રહી શકે એ સમન્વયની કળા કેળવતા આવ્યા છીએ.” ભારતમાં અંદર અંદર યુદ્ધો અને ઝઘડા થયા છે, એ તરફ એમને આંખ આડા કાન કરવા ન હતા. એટલે એમણે કહ્યું કે, “જેમ તમારા આ પ્રદેશમાં વચમાં વચમાં પ્રચંડ વાવાઝોડાં (cyclones) આવે છે, ઝાડો અને મકાનો તોડી પાડે છે, ઘણું નુકસાન કરે છે, અને છતાં શેરડીની ખેતી માટે અત્યંત જરૂરી વરસાદ પણ લઈ આવે છે, તેવી જ રીતે અમારા ઈતિહાસમાં પણ યુદ્ધો થયાં છે, સંઘર્ષો ચાલ્યા છે, પણ અને ભારતીય આત્મા, અમારા સંતો દ્વારા, સમન્વયનું કાર્ય કરી શક્યો છે. હમણાં

પણ અંગ્રેજ રાજ્યકર્તા સામે અમે અહિંસક ઢબે લડ્યા. પણ એને અંતે વેરઝેર ભૂલી જઈ અમે એક કૉમનવેલ્થના પરિવારમાં દાખલ થયા. કૉમનવેલ્થના એ કૌટુંબિક સંબંધને કારણે જ અમે અહીં તમારી વચ્ચે સ્નેહનો સંબંધ ખીલવવા આવી શકયાં છીએ. ફ્રેંચ લોકોએ ભારતની ઈચ્છાને માન આપી ભારતના ચાર-પાંચ નાનકડા પ્રદેશમાંથી પોતાનો અધિકાર ઉઠાવી લીધો. પરિણામે ફ્રાંસ સાથે અમારી દોસ્તી થઈ એટલું જ નહીં પણ પોંડિચેરીમાં અમે ફ્રેંચ સંસ્કૃતિનું એક કેન્દ્ર કાયમ કર્યું છે. તમે લોકો પણ અહીં ગિરમીટના દિવસોની હાડમારીઓ ભૂલી જઈ ફ્રેંચ અને અંગ્રેજ લોકો સાથે દોસ્તીનો સંબંધ સ્થાપી રહ્યા છો અને બહુ-વંશી, બહુધર્મી એવી એક સંગમ-સંસ્કૃતિની સ્થાપનાનો પ્રયોગ શરૂ કર્યો છે. એમાં ભારતીય સંસ્કૃતિનો પૂરો ફાળો જો આપવો હોય તો ભારતીય સંસ્કૃતિનો અને એના આજના પુરુષાર્થનો પરિચય તમારે વધારવો જોઈએ. એમાં અમે ભારતવાસી કેટલી મદદ કરી શકીએ એ જોવા હું આવ્યો છું.

"અને તમે પણ અહીં ઘણી વિષમ પરિસ્થિતિમાં કેમ ટકી શક્યા છો અને ભિન્ન દેશના તથા ભિન્ન સંસ્કૃતિના લોકો સાથે તમે સહયોગ કેમ કરો છો, ધીમે ધીમે આગળ કેમ વધો છો એ પણ અમારે જાણવું છે અને તમારી પાસેથી શીખી લેવું છે. થોડા સમય પહેલાં વેસ્ટ ઈન્ડિઝ તરફ રહેતા ભારતીયોની મુલાકાતે હું ગયો હતો. ત્યાં મેં જે કહ્યું હતું તે અહીં પણ કહું છું, કે ઈશ્વરે આ નાના નાના પ્રદેશોમાં એક એક અદ્‌ભુત પ્રયોગશાળા ચલાવી છે, જેમાં યુરોપીય, આફ્રિકી, ભારતીય, ચીની, અરબ ઈત્યાદિ અનેક વંશના લોકો એકત્ર આવી સહજીવન ખીલવી રહ્યા છે. આ પ્રયોગ જો સફળ થાય તો અહીંથી જ દુનિયાને માટે ભવિષ્યના નેતાઓ મળવા જોઈએ."

સમારંભના અધ્યક્ષ શ્રી ગિરિજાનંદે હિંદીમાં સુંદર ભાષણ કર્યું. મંત્રી રામ-સ્વામીએ અંગ્રેજીમાં માનપત્ર વાંચ્યું અને આ ટાપુઓમાં જેમની વસ્તી ઘણી છે એવા કાચબાની પીઠમાંથી બનેલી એક પેટીમાં મૂકી એ અર્પણ કર્યું. ઊણપ ફક્ત અહીંની મુખ્ય ભાષા ફ્રેંચની હતી. કોઈ ફ્રેંચમાં બોલત તો ભાષા ત્રિવેણી પૂરી થાત.

સભાના પ્રારંભમાં એક ભાઈએ સુંદર ભારતીય સંગીત સંભળાવ્યું. વિશેષતા એ કે હમેશાં બૂટ-સૂટ પહેરતા એ ભાઈ ગાતી વખતે ચીવટપૂર્વક ભારતીય પોશાક પહેરે છે.

સાંજે અમે નામદાર જયપાલ તરફથી ગોઠવેલા સત્કાર-સમારંભમાં પહોંચ્યાં. મોટા ઈરોસ સિનેમામાં પણ ન માય એટલી મેદની હતી. આ સ્થાન – પ્લેન દે પાપાય (Plaine des Papayes) ઉત્તર મોરિશિયસના મધ્યમાં આવેલું છે. અહીં પણ પૂ. કાકાસાહેબે વિસ્તારથી વાતો કરી. કેમ કે આસપાસનાં ગામડાંના ઘણા લોકો આવ્યા હતા. યુવકોની સંખ્યા પણ ઠીક ઠીક હતી અને બધા લોકો સાંભળવાને ઈન્તેજાર પણ લાગતા હતા. તેઓશ્રીએ કહ્યું કે "દુનિયામાં આજકાલ શહેરો ખૂબ

માત્યાં છે. પણ ખરી માનવી સંસ્કૃતિ તો જમીન સાથે અને પશુપક્ષીઓ સાથે સીધો સંબંધ ધરાવનાર ગામડાંઓમાં જ ખીલેલી છે.

"ભારતમાં પણ પ્રાચીન કાળથી થોડાંક મોટાં શહેરો, નગરો અને પુરીઓ વસેલાં હતાં, પણ ભારતીય સંસ્કૃતિ ગ્રામીણ સંસ્કૃતિ જ ગણાતી. સંસ્કૃતિના નેતા સંતો અને ધર્મપુરુષો ગ્રામથી પણ દૂર ઉપવનોમાં અને જંગલોમાં આશ્રમો બનાવીને રહેતા. શાકુંતલ નાટકમાં તમે જોયું હશે કે આશ્રમના યુવાનો શહેરમાં—રાજધાનીમાં આવતાંવેંત કેટલા અકળાતા હતા. આજે પણ આપણે જોઈએ છીએ કે સાદગી, સદાચાર, ભાઈચારો, આતિથ્ય અને ચારિત્ર્ય શહેરો કરતાં ગામડાંમાં જ વધારે છે. પણ એ બધા સદ્ગુણોને ઢાંકી દેનાર અજ્ઞાન અને અસ્વચ્છતા જોરથી ફેલાયાં છે. અમારે ત્યાં ગામડાંની સંપત્તિ અને ગામડાંનો પુરુષાર્થ શહેર તરફ ખેંચાઈ જાય છે. પરિણામે ગામડાંનો જીવનકલહ દહાડે દહાડે વિકરાળ થતો જાય છે અને ગામડાંઓમાં ઝઘડા, પક્ષાપક્ષી અને દલબંધી વધે છે. તમે ભારતનાં ગામડાંમાંથી આ તરફ આવ્યા. કઈ રીતે આવ્યા એના ઈતિહાસમાં નથી ઊતરવું. પણ તમે અહીં અનેક જાતના અત્યાચાર સહન કરતા છતાં માથું ઊંચું રાખ્યું. બધાં કષ્ટોમાંથી ઊગરી જઈ તમે તમારી સ્થિતિ સુધારી. તમારી એ ધીરજ અને જીવટનો વિચાર કરીએ છીએ ત્યારે આદરથી શિર નમે છે. એ બધી બાહોશી પાછળ મોટું ચારિત્ર્યબળ હતું તેથી જ તમે ટકી શકયા.

"પણ હવે એ જૂની મૂડી કેવળ સાચવી રાખવી બસ નથી. હવે દુનિયા ઝપાટાભેર આગળ વધે છે. નવા નવા સવાલો પેદા થતા જાય છે. એ બધાને પહોંચી વળવા જીવનમાં નવા નવા પ્રયોગો કરનાર યુવાન હૃદયની જરૂર છે. હવે ઘરડા લોકોના આદર્શો અને એમની મહત્ત્વાકાંક્ષાથી આપણે બંધાઈ ન જવું જોઈએ.

"પોતાનો ધર્મ છોડયા વગર બધા ધર્મો પ્રત્યે આપણે આદર કેળવીએ. બધા લોકો સાથે ઓતપ્રોત થવાની કળા પણ આપણે કેળવીએ. અને ખાસ વાત એ કે આપણે શોષક અને શોષિત—નિચોવી ખાનાર અને નિચોવાઈ જનાર—વર્ગોમાં વહેંચાઈ ન જઈએ. એને માટે હાથ વડે કામ કરનારા જુદા અને ભેજાનું કામ કરનારા જુદા એવો ભેદ હવે સમાજમાં ન રહેવા દેવો જોઈએ. હવે આપણે નવી કેળવણી ચલાવવી જોઈએ, જેમાં ત્રણ આંગળાં વતી લખવા-વાંચવાનું કામ પ્રધાન ન હોય પણ દસ આંગળાં વતી ઓજારો ચલાવી કળાકૌશલ્ય જેમાં કેળવાય એની પ્રધાનતા હોય. આવી કેળવણીથી જ દુનિયામાં ચાલતું શોષણ ઓછું થવાનું છે.

"આ બધું અહીં એટલા માટે કહું છું કે ભારતમાં ચાલતી આવેલી સંસ્કૃતિમાં મહાત્મા ગાંધી જેવાની પ્રેરણાથી અમે જે સમાજપરિવર્તન કરવા માગીએ છીએ તેનો અહીંના લોકોને કાંઈક ખ્યાલ આવે.

"દુનિયાના સ્વાર્થી લોકોએ અર્થશાસ્ત્ર અને વિજ્ઞાનની મદદથી શોષક તથા સામ્રાજ્યવાદી જબરદસ્ત સંગઠનો કર્યાં છે. એવા લોકોના હાથમાં હવે દુનિયા

સલામત નથી. અમેરિકાએ પણ જોયું છે કે એક દેશ ધનવાન રહે અને બાકીના દેશ ગરીબ રહે એ સ્થિતિ હવે નભી શકવાની નથી. જ્ઞાન, દોલત અને સત્તા એ ત્રણે બધાની સાથે વહેંચીને જ ઉપભોગ કરવાની વસ્તુઓ છે. તેથી જ બધા ધર્મો પ્રત્યે આદર રાખનાર, બધા વંશો સાથે સમભાવ કેળવનાર, અને બધાના સુખમાં પોતાનું સુખ જોનાર સંસ્કૃતિ માટે મહાત્માજીએ ભારતમાં જબરદસ્ત પ્રવૃત્તિ ચલાવી. આપ સૌ જુઓ છો કે ભારતના આપણા કમિશનર પણ બધા સાથે સરખો જ મીઠો સંબંધ રાખે છે. બધાને મદદ કરે છે અને બધાને ઉપયોગી થવાનો પ્રયત્ન કરે છે.

"મારી સિફારસ છે કે તમે આ સુંદર, મીઠા બેટમાં એક સારું પુસ્તકાલય ચલાવો, જેમાં ભારતનો ઈતિહાસ, ભારતનું સાહિત્ય, ભારતના ધર્મો અને તત્ત્વજ્ઞાન, તથા સંગીત, ચિત્રકલા વગેરે ભારતની સમૃદ્ધિનું સાહિત્ય મળી શકે. અંગ્રેજી, ફ્રેંચ, હિંદી, તામિલ, ગુજરાતી, મરાઠી ઈત્યાદિ ભાષાના ગ્રંથો એમાં હોય. ભારતમાં આજે આવીને જોશો તો દક્ષિણના લાખો તામિલ લોકો અને બીજી દ્રાવિડ ભાષાના લોકો હિંદી શીખે છે. હિંદી ભાષા હિંદુ, મુસ્લિમ, ઈસાઈ બધાની જ ભાષા છે. એ ભાષા મારફતે ભારતની સંમિશ્ર સંસ્કૃતિ, સંગમ સંસ્કૃતિ સમજી શકાય.

"જે લોકો સ્વાર્થમાં રચ્યાપચ્યા રહે છે, પોતાના લોકોનું જ ભલું ચાહે છે તે લોકો નાના–છોટા થતા જાય છે. જે લોકો બધાના હિત માટે પ્રયત્ન કરે છે તે લોકો મોટા થાય છે. ભારત આગળ આવો આદર્શ મહાત્માજીએ મૂકયો. પંડિત નેહરુ એ રસ્તે જાય છે માટે જ દુનિયામાં ભારતની ઈજ્જત છે. અહીં મોરિશિયસમાં તમારી આગળ એક સુંદર તક ભગવાને મૂકી છે. તમારાં બાળકોને ઉત્તમ કેળવણી આપો."

રાત્રે નવ વાગ્યે મજૂર પક્ષના નેતા અને અહીંના એક પ્રધાન શ્રી રામગુલામને ત્યાં મોટું ખાણું હતું. એ ભોજનમાં લગભગ બધા જ મંત્રીઓ આવ્યા હતા. જ્યાં સુધી સ્મરણ છે થોડા અંગ્રેજ સેક્રેટરીઓ પણ હતા. એમાં ફ્રેંચ સંસ્કૃતિના પ્રતિનિધિ શ્રી ગાઈ ફૉરજેટ આરોગ્ય ખાતાના પ્રધાન હતા. એમણે ભારત વિશે અને ભારતના તત્ત્વજ્ઞાન વિશે ઘણો રસ બતાવ્યો.

આમ પહેલો દિવસ એટલો ભરચક હતો કે રાત્રે ઠીક ઠીક થાક્યા છતાં ઝટ ઊંઘ ન આવી. પ્રાર્થનાને કારણે મન શાંત ન થયું હોત તો ઊંઘ આવત જ નહીં.

રોજ રાતના પથારીભેગા થતાં આટલું મોડું થશે તો પૂ. કાકાસાહેબની તબિયત કેમ ટકશે એની ચિંતા પણ મને સતાવતી હતી. પણ આટલા પ્રેમળ, ઉત્સુક લોકોને, આટલા ઓછા દિવસોમાં જેટલું અપાય એટલું આપવું એ તેઓશ્રીના સંકલ્પની આડે આવવાની મારી તાકાત ન હતી; ઇચ્છા પણ ન હતી. અને ખરેખર દૂર આવી વસેલા એ સ્વજનો માટેની પ્રેમળ લાગણીએ જ પૂ.શ્રીને શક્તિ આપી. લગભગ રોજના ઉજાગરા છતાં એમની તબિયત ટકી રહી. એક કાગળમાં પોતે જ લખ્યું છે કે

"શ્રી ધમીજાએ અમારો કાર્યક્રમ એવો ગોઠવ્યો હતો કે એક દિવસે લોકોને મળવાનું અને સભામાં બોલવાનું વધારે અને બીજે દિવસે થોડો પણ વખ પ્રેક્ષણીય સ્થળો જોવા માટે કાઢવો અને સામાન્યપણે આખા બેટનો ચિતાર વવો. કાર્યક્રમ આવો ગોઠવ્યો ખરો પણ આઠ દિવસમાં બધા લોકોને સંતોષ સહેલો ન હતો એટલે જુદા જુદા કાર્યક્રમો ઉમેરાતા જ ગયા. સ્વકીયોને મળવાનો જે આનંદ આવતો હતો તેને લીધે જ આટલો સહન થઈ શક્યો. શક્તિ ટકી શકી કેમ કે લોકોના ઉત્સાહને મારો સાથ આપતો હતો."

## બીજો દિવસ

અહીંનાં છાપાંઓને મુલાકાતો આપવાની મોટી મુશ્કેલી પ્રતિનિધિઓ ફ્રેંચ બોલનારા. એમને બરાબર અંગ્રેજી આવડે નહીં. બરાબર સમજ્યા કે નહીં અને સમજાવતાં એમને આવડ્યું અમને ખાતરી ન થાય. મારું કટાઈ ગયેલું ફ્રેંચ ઘણી સજીવન કરેલું એટલે મારો અસંતોષ માય નહીં. મને થાય કે એક અને આ લોકો સમજાવે છે કંઈક જુદું.' અને વખ આવડત હોત તોયે નિરાંતે સમજાવવાનો અવકાશ જ ન મળત પણ એટલા લઈ આવે કે બધાનો સંતોષકારક જવાબ આપ લખવું પડે. પૂ. કાકાસાહેબ કહે, "ઘણી વાર મનમાં એક ભાષામાંથી બીજી ભાષામાં પ્રવેશ કરતાં એક જ આટલી મુશ્કેલી પડે છે તો અધૂરા સાહિત્ય અને સાધ અને પ્રાચીન કાળના સમાજજીવનમાં પ્રવેશ કરવાનો ગણાવો જોઈએ."

'ઍડ્વાન્સ' (Advance) નામના એક દૈનિકને અધૂરું રાખી અમે જુદાં જુદાં સ્થળો જોવા માટે ઊપડ્ય કાસ્કાવેલ મરાઠી મંડળની મુલાકાત લીધી. પંડિત આત્મા મહારાષ્ટ્રી ક્રાન્તિકારી ભાઈ ભારતથી છટકી જઈ બ્રહ્મદેશ વેશે અહીં આવી રહેલા. એમની પ્રેરણાથી અહીંના '૨૭ની સાલમાં પાકું મકાન બંધાયું. અહીંની પ્રેમવર્ધક છે. સહદેવ બાબાજી અહીંના મરાઠી મંડળના અધ્યક્ષ છે. મરાઠી સાંભળતાં અપાર આનંદ થયો.

મહારાષ્ટ્રી મંડળને મળવાનો કાર્યક્રમ અહીં રાખેલો ન તારીખે ગોઠવ્યો હતો. છતાં ઘણા મહારાષ્ટ્રીઓને આ નાનક જોઈ એમની સાથે અમે થોડો વખત ગાળ્યો. પૂ. કાકા કહ્યું કે "સતારા મારી જન્મભૂમિ. ત્યાંના લોકો પણ અ

પ્રતિકૂળ પરિસ્થિતિમાં તમે અહીં આવીને વસ્યા પણ હિંમત હાર્યા નહીં, નાસી ગયા નહીં, ટકી રહ્યા એ જોઈને તમ લોકો વિશે મનમાં ઘણો આદર થાય છે. ભારતથી આટલે દૂર પાંડુરંગનું ક્ષેત્ર, શિવાજીની છબી, શ્રી વિનોબા ભાવેનો ફોટો – એ બધું જોઈ ભાવના ઊભરાય છે.

"મોરિશિયસ કોઈ વિશાળ દેશ નથી. આ નાનકડા ટાપુમાં કુલ મહારાષ્ટ્રીઓ કેટલા છે? એમાં કેટલાં કુટુંબો છે? મહારાષ્ટ્રના ક્યા ક્યા ભાગમાંથી આવેલાં છે? હાલ શું કરે છે? તેમની આર્થિક સ્થિતિ કેવી છે? એ બધી માહિતી ભેગી કરશો તો તે ઘણી ઉપયોગી નીવડશે. આપણે એકબીજાને મદદ કરવી જોઈએ. બાળકોને સારામાં સારી કેળવણી આપવી જોઈએ. મહારાષ્ટ્રના સંતોનું સાહિત્ય તો આપણને મોઢે હોવું જોઈએ. મહારાષ્ટ્રનાં છાપાંઓ અને માસિકો મંગાવશો તો ત્યાંની પરિસ્થિતિથી વાકેફ રહેશો. પણ અહીં જો પૈસેટકે સુખી થવું હોય તો અંગ્રેજી અને ફ્રેંચ એ બે ભાષા ઉત્તમ આવડવી જોઈએ. અને હિંદી શીખશો તો જ બીજા ભારતીયો સાથે એકરૂપ થઈ શકશો. મારી પાસે વખત હોત તો અહીંની મહારાષ્ટ્રી બહેનો સાથે બેસીને એમને મોઢે અહીંનો અનુભવ સાંભળી લીધો હોત.

"તમને એટલું જ કહેવા માગું છું કે ભારત તમારો દેશ છે; એને વિશે આકર્ષણ રહેવું સ્વાભાવિક છે; તે ટકવું જોઈએ; પણ ભૂલશો નહીં કે હવે તમે આ દેશના વતની છો. આ દેશ તમારો છે. ભારતની ફોજ આણી અંગ્રેજોએ દોઢસો વરસ પહેલાં આ બેટ જીતી લીધો. ત્યારે આપણા પૂર્વજોનું લોહી અહીં રેડાયું છે. ત્યાર પછી તમારા બાપદાદા અહીં ગિરમીટિયા તરીકે આવ્યા. એમણે કાળી મજૂરી કરી પોતાનો પરસેવો અહીં રેડયો છે. પોતાનું લોહી અને પોતાનો પરસેવો રેડી આ ભૂમિ આપણે આપણી કરી છે. હવે આ દેશ આપણે છોડવાના નથી. આ પવિત્ર ભૂમિની સેવા કરીશું. અહીં વસતા બીજા લોકો સાથે ભળીશું. અંદર અંદરનો ઉચ્ચ-નીચ ભાવ તો છોડવો જ છે, પણ ગોરા, કાળા, પીળા અને ઘઉંવર્ણા વચ્ચે પણ ઉચ્ચનીચ ભાવ આપણે ટકવા દેવાના નથી. ભગવાનના બાળકો બધા જ સરખા. અને ભગવાન તરફ લઈ જનારા ધર્મો પણ સરખા. પોતાના ધર્મમાં મક્કમ રહી, બીજાના ધર્મ વિશે આદર રાખીશું અને પોતાની ઉન્નતિ સાધીશું."

સાવ વગડા જેવા લાગતા એ સ્થાને આટલા બધા લોકો ભેગા કેમ થયા એનું જ એમને આશ્ચર્ય થયું. "પૂજ્ય કાકાસાહેબ ખાસ આપણા છે, મહારાષ્ટ્રી છે." એનું ગૌરવ દરેક ભાવભીના ચહેરા પર ચમકતું હતું! મને એ જોઈ ખૂબ આનંદ થયો.

હવે અમે એક માનીતી જગ્યાએ પહોંચ્યાં. આસપાસની ઝાડીમાં થોડી ઊંચી જગા ઝાડ વગરની છે અને ત્યાં લાલ, કાળી, પીળી વગેરે રંગબેરંગી માટીના ઢગલા છે. એનું નામ છે શામરેલ (Chamarel). જે લોકો મોરિશિયસ આવે છે તેઓ આ ભૂમિભાગ જોયા વગર રહેતા નથી. આપણા દેશમાં આવાં અને

"શ્રી ધમીજાએ અમારો કાર્યક્રમ એવો ગોઠવ્યો હતો કે એક દિવસે લોકોને મળવાનું અને સભામાં બોલવાનું વધારે અને બીજે દિવસે થોડો પણ વખત પ્રેક્ષણીય સ્થળો જોવા માટે કાઢવો અને સામાન્યપણે આખા બેટનો ચિતાર મેળવવો. કાર્યક્રમ આવો ગોઠવ્યો ખરો પણ આઠ દિવસમાં બધા લોકોને સંતોષ આપવો સહેલો ન હતો એટલે જુદા જુદા કાર્યક્રમો ઉમેરાતા જ ગયા. આટલે દૂર સ્વકીયોને મળવાનો જે આનંદ આવતો હતો તેને લીધે જ આટલો ભરચક કાર્યક્રમ સહન થઈ શક્યો. શક્તિ ટકી શકી કેમ કે લોકોના ઉત્સાહને મારો ઉત્સાહ પણ સાથ આપતો હતો."

## બીજે દિવસ

અહીંનાં છાપાંઓને મુલાકાતો આપવાની મોટી મુશ્કેલી એ હતી કે એના પ્રતિનિધિઓ ફ્રેંચ બોલનારા. એમને બરાબર અંગ્રેજી આવડે નહીં. અને દુભાષિયાઓ બરાબર સમજ્યા કે નહીં અને સમજાવતાં એમને આવડયું કે નહીં એ વિશે અમને ખાતરી ન થાય. મારું કટાઈ ગયેલું ફ્રેંચ ઘણી મહેનતે મેં કંઈક સજીવન કરેલું એટલે મારો અસંતોષ માય નહીં. મને થાય કે 'કાકાસાહેબ કહે છે એક અને આ લોકો સમજાવે છે કંઈક જુદું.' અને વખતની તાણ એટલી કે આવડત હોત તોયે નિરાંતે સમજાવવાનો અવકાશ જ ન મળત. એ લોકો સવાલો પણ એટલા લઈ આવે કે બધાનો સંતોષકારક જવાબ આપતાં એક ચોપાનિયું જ લખવું પડે. પૂ. કાકાસાહેબ કહે, "ઘણી વાર મનમાં વિચાર આવે છે કે એક ભાષામાંથી બીજી ભાષામાં પ્રવેશ કરતાં એક જ સમાજમાં જીવતા લોકોને આટલી મુશ્કેલી પડે છે તો અધૂરા સાહિત્ય અને સાધનોને જોરે દૂર દેશના અને પ્રાચીન કાળના સમાજજીવનમાં પ્રવેશ કરવાનો પ્રયત્ન કેટલો મિથ્યા ગણાવો જોઈએ."

'એડ્વાન્સ' (Advance) નામના એક દૈનિકને સંદેશો આપવાનું કામ અધૂરું રાખી અમે જુદાં જુદાં સ્થળો જોવા માટે ઊપડયાં. રસ્તામાં એક ઠેકાણે કાસ્કાવેલ મરાઠી મંડળની મુલાકાત લીધી. પંડિત આત્મારામ તામ્હણકર કરીને એક મહારાષ્ટ્રી ક્રાન્તિકારી ભાઈ ભારતથી છટકી જઈ બ્રહ્મદેશ વગેરે દેશોમાં ફરી, ગુપ્ત વેશે અહીં આવી રહેલા. એમની પ્રેરણાથી અહીંના પાંડુરંગ ક્ષેત્ર મંદિર માટે '૨૭ની સાલમાં પાકું મકાન બંધાયું. અહીંની પ્રેમવર્ધક મંડળી એની દેખરેખ રાખે છે. સહદેવ બાબાજી અહીંના મરાઠી મંડળના અધ્યક્ષ છે. એમને મોઢે જૂની ઢબની મરાઠી સાંભળતાં અપાર આનંદ થયો.

મહારાષ્ટ્રી મંડળને મળવાનો કાર્યક્રમ અહીં રાખેલો ન હતો. એ તો બાવીસમી તારીખે ગોઠવ્યો હતો. છતાં ઘણા મહારાષ્ટ્રીઓને આ નાનકડા મંદિરમાં ભેગા થયેલા જોઈ એમની સાથે અમે થોડો વખત ગાળ્યો. પૂ. કાકાસાહેબે મરાઠીમાં એમને કહ્યું કે "સતારા મારી જન્મભૂમિ. ત્યાંના લોકો પણ અહીં આવેલા છે. ઘણી

પ્રતિકૂળ પરિસ્થિતિમાં તમે અહીં આવીને વસ્યા પણ હિંમત હાર્યા નહીં, નાસી ગયા નહીં, ટકી રહ્યા એ જોઈને તમ લોકો વિશે મનમાં ઘણો આદર થાય છે. ભારતથી આટલે દૂર પાંડુરંગનું ક્ષેત્ર, શિવાજીની છબી, શ્રી વિનોબા ભાવેનો ફોટો – એ બધું જોઈ ભાવના ઊભરાય છે.

"મોરિશિયસ કોઈ વિશાળ દેશ નથી. આ નાનકડા ટાપુમાં કુલ મહારાષ્ટ્રીઓ કેટલા છે? એમાં કેટલાં કુટુંબો છે? મહારાષ્ટ્રના ક્યા ક્યા ભાગમાંથી આવેલાં છે? હાલ શું કરે છે? તેમની આર્થિક સ્થિતિ કેવી છે? એ બધી માહિતી ભેગી કરશો તો તે ઘણી ઉપયોગી નીવડશે. આપણે એકબીજાને મદદ કરવી જોઈએ. બાળકોને સારામાં સારી કેળવણી આપવી જોઈએ. મહારાષ્ટ્રના સંતોનું સાહિત્ય તો આપણને મોઢે હોવું જોઈએ. મહારાષ્ટ્રનાં છાપાંઓ અને માસિકો મંગાવશો તો ત્યાંની પરિસ્થિતિથી વાકેફ રહેશો. પણ અહીં જો પૈસેટકે સુખી થવું હોય તો અંગ્રેજી અને ફ્રેંચ એ બે ભાષા ઉત્તામ આવડવી જોઈએ. અને હિંદી શીખશો તો જ બીજા ભારતીયો સાથે એકરૂપ થઈ શકશો. મારી પાસે વખત હોત તો અહીંની મહારાષ્ટ્રી બહેનો સાથે બેસીને એમને મોઢે અહીંનો અનુભવ સાંભળી લીધો હોત.

"તમને એટલું જ કહેવા માગું છું કે ભારત તમારો દેશ છે; એને વિશે આકર્ષણ રહેવું સ્વાભાવિક છે; તે ટકવું જોઈએ; પણ ભૂલશો નહીં કે હવે તમે આ દેશના વતની છો. આ દેશ તમારો છે. ભારતની ફોજ આણી અંગ્રેજોએ દોઢસો વરસ પહેલાં આ બેટ જીતી લીધો. ત્યારે આપણા પૂર્વજોનું લોહી અહીં રેડાયું છે. ત્યાર પછી તમારા બાપદાદા અહીં ગિરમીટિયા તરીકે આવ્યા. એમણે કાળી મજૂરી કરી પોતાનો પરસેવો અહીં રેડયો છે. પોતાનું લોહી અને પોતાનો પરસેવો રેડી આ ભૂમિ આપણે આપણી કરી છે. હવે આ દેશ આપણે છોડવાના નથી. આ પવિત્ર ભૂમિની સેવા કરીશું. અહીં વસતા બીજા લોકો સાથે ભળીશું. અંદર અંદરનો ઉચ્ચ-નીચ ભાવ તો છોડવો જ છે, પણ ગોરા, કાળા, પીળા અને ઘઉંવર્ણા વચ્ચે પણ ઉચ્ચનીચ ભાવ આપણે ટકવા દેવાના નથી. ભગવાનના બાળકો બધા જ સરખા. અને ભગવાન તરફ લઈ જનારા ધર્મો પણ સરખા. પોતાના ધર્મમાં મક્કમ રહી, બીજાના ધર્મ વિશે આદર રાખીશું અને પોતાની ઉન્નતિ સાધીશું."

સાવ વગડા જેવા લાગતા એ સ્થાને આટલા બધા લોકો ભેગા કેમ થયા એનું જ એમને આશ્ચર્ય થયું. "પૂજ્ય કાકાસાહેબ ખાસ આપણા છે, મહારાષ્ટ્રી છે." એનું ગૌરવ દરેક ભાવભીના ચહેરા પર ચમકતું હતું! મને એ જોઈ ખૂબ આનંદ થયો.

હવે અમે એક માનીતી જગ્યાએ પહોંચ્યાં. આસપાસની ઝાડીમાં થોડી ઊંચી જગા ઝાડ વગરની છે અને ત્યાં લાલ, કાળી, પીળી વગેરે રંગબેરંગી માટીના ઢગલા છે. એનું નામ છે શામરેલ (Chamarel). જે લોકો મોરિશિયસ આવે છે તેઓ આ ભૂમિભાગ જોયા વગર રહેતા નથી. આપણા દેશમાં આવાં અને

આના કરતાં સુંદર સ્થાનો હજારો છે પણ તેથી શામરેલનું આકર્ષણ ઓછું નથી થતું. અમે આસપાસ ખૂબ ફર્યાં. સાથે આણેલાં નારિયેળનું પાણી પીધું. જ્યાં ઊભા રહેવાથી આસપાસનું દૃશ્ય સરસ દેખાય છે ત્યાં સહેજ ઊંચાઈએ એક ઝૂંપડી બાંધેલી છે. ત્યાં ભેગાં થઈ ફોટા પડાવ્યા. આ સ્થાન ઠીક ઠીક ઊંચું હોવાથી ત્યાં વરસાદ ગમે ત્યારે આવી શકે છે. થોડા આગળ વધ્યા અને સ્મરણ થયું કે આપણે એક સુંદર ધોધ છોડી જ દીધો છે. અમારા ધમીજા સાહેબને થયું કે મહેમાનોને આટલો વસવસો રહી જાય એના કરતાં પાછા જવું સારું. અમે પાછાં ગયાં. રસ્તો છોડીને આડે રસ્તે ઊતર્યાં. અને ખરેખર ત્યાં એક સુંદર નાનકડો ધોધ અમારી રાહ જોતો ગાતો હતો! અમને બધાંને જ થયું કે આના કરતાં વધારે મોટા ધોધ ભલે આ બેટમાં બીજે હોય, પણ આને તે બધાનો પ્રતિનિધિ ગણીને જરૂર સંતોષ માની શકાય. મોરિસ બેટની દક્ષિણ-પશ્ચિમની શોભા ધરાઈને જોઈ અમે આગળ વધ્યાં અને છેક દક્ષિણની શોભા જોવા ઊપડયાં.

આ પ્રદેશની વિચિત્રતા એ છે કે અહીંના ઊંચા પહાડોને એમની વચ્ચેની એક નદીનું નામ આપેલું છે. રિવિએર ન્વાર (Riviere Noire) એટલે કાળી નદી. એ જ્યાં સમુદ્રને મળે છે એને પણ કાળી નદીનો અખાત કહે છે. આસપાસના પહાડને પણ કાળી નદીના પહાડ કહે છે. અને આ બાજુના જિલ્લા કે તાલુકાનું નામ પણ કાળી નદી જ છે.

દક્ષિણનો સમુદ્રકિનારો જોતાં અમે નાનીમોટી અનેક નદીઓ ઓળંગી. આવા વહેળાને મોરિસમાં જ નદીનું નામ મળી શકે. સેન્ટ ફિનિક્સ ઓળંગી અમે ગ્રીસ ગ્રીસ (Gris Gris) પહોંચ્યાં. અહીંનો સમુદ્રકિનારો એટલો સુંદર છે કે શોખીન લોકો સમુદ્રમાં નાહવા પડે છે અને રેતીમાં આળોટે છે. અહીંથી પ્રમાણમાં એક મોટી નદી ઓળંગી સુઇઆક (Souillac) પહોંચ્યાં. આ બેટનો આ સૌથી દક્ષિણનો છેડો છે. દક્ષિણ સમુદ્રની શોભા જોતાં જોતાં અમે પૂર્વ તરફ ચાલ્યાં. અનેક બેટો સમુદ્રમાંથી માથું ઊંચું કરી સમુદ્રની શોભા વધારે છે. સમુદ્રની આટલી શોભા જોવા માટે પણ આ પ્રદેશમાં આવવું જોઈએ. અહીંથી આગળ વધતાં પ્લેજાન્સનું હવાઈ મથક આવે છે. એની નજદીક સમુદ્રની શોભા વધારેમાં વધારે છે એમ કહેવાય છે. પણ વખત ઘણો થઈ જવાથી એ નીલ અખાતને અમારે છોડી દેવો પડયો. મને ત્યાં જવાની ખાસ ઇચ્છા હતી પણ મોડું ઘણું થયું હોવાથી ઉત્તરનો રસ્તો લઈ અમે ક્યુરપીપ થઈ ફૉરેસ્ટ સાઇડ પહોંચી ગયાં. એ આખા રસ્તામાં શેરડીનાં ખેતરો પથરાયાં હતાં. દૂર દૂર ખ્રિસ્તી દેવળો અને ખાંડનાં કારખાનાં દેખાતાં હતાં.

બે વાગ્યે ઘેર પહોંચી જમ્યાં ત્યાં તો રેડિયોવાળા ટેપ રેકર્ડર લઈને હાજર થયા જ હતા. એમાં ભારતીય સંસ્કૃતિ વિશે પૂ. કાકાસાહેબ પંદર મિનિટ અંગ્રેજીમાં બોલ્યા અને એટલો જ વખત હિંદીમાં. બપોરના આરામની જરૂર હોવા છતાં

તરત નીકળી હિંદુ મહાજન સંગમમાં જવું પડ્યું. ત્યાં નિકોલાય(Nicolai)મ એક હિંદુ મંદિર છે. મંદિરમાં શિવ, દુર્ગા, કૃષ્ણ, નવગ્રહ ઈત્યાદિ અનેક દેવોનં મૂર્તિઓ હતી. અહીં ઘણાં ઘણાં તામિલ ભાઈબહેનો એકત્ર થયાં હતાં. પૂજારી એક ભણેલાગણેલા કેરળના ભાઈ હતા. ખાવાનું પણ દક્ષિણી ઢબનું હતું. આપણા લોકોની એક ખૂબી એ છે કે ભાષા, રિવાજ, ચહેરા ગમે તેટલા ભિન્ન હોય તોયે સંસ્કૃતમાં બધા એક થઈ શકે છે. માનીતા મહેમાન મંદિરમાં પહોંચ્યા એટલે પુરોહિતને શૂર ચડ્યું. એના સંસ્કૃત મંત્રો અને સ્તોત્રો કેમે કરીને પૂરાં થાય જ નહીં! સંસ્કૃતની મીઠાશ, સ્તોત્રોની ભાવવાહિતાના ઘૂંટડા પીતાં જઈએ, પણ એક જ ઠેકાણે લાંબા વખત સુધી ઊભા રહેવું પડવાથી પગ અકળાતા જાય. આખરે બધા લોકો મંદિર બહારના મંડપમાં ભેગા થયા. ખાવાપીવાનું તો હોય જ. પૂ. કાકાસાહેબે તામિલ લોકોને આપણા લોકોની એકતા મજબૂત કરવા ખાતર હિંદી શીખવાનો ઘણો આગ્રહ કર્યો. તેઓ જાણતા હતા કે ગોરાઓ પ્રથમ પ્રથમ આપણી દરેક ભાષા પ્રત્યે સહાનુભૂતિ બતાવે છે. એમને થોડુંક પ્રોત્સાહન આપે છે. અને પછી કહે છે કે આટલી બધી ભાષાઓ શીખવવાની સગવડ ક્યાંથી કરી શકાય? બધા માટે અંગ્રેજી સરખી ઉપયોગી છે. તે જ બધા માન્ય કરે એટલે પત્યું. તેમણે કહ્યું કે "અંગ્રેજી અને ફ્રેંચ તો તમે શીખવાના છો જ. પણ આપણી એકતા માટે અને સંસ્કૃતિના સંવર્ધન માટે હિંદીના છત્ર તળે બધા આવીએ એ જ સારું છે."

નિકોલાયથી ફરી ઉત્તરની લાંબી મુસાફરી કરી અમે ત્રિયોલે (Triolet) પહોંચ્યાં. આ સ્થાન બીજા એક નામદારના મતદાર-મંડળનું હતું. અહીં અનેક મંદિરોનું એક સંમેલન છે, જેમાં મુખ્ય મંદિર મહેશ્વરનાથનું છે. બહુ મોટી મેદની ભેગી થઈ હતી. ગામડાના લોકો જૂની ઢબનો પહેરવેશ સાચવનારા અને છતાં રાજદ્વારી ચૂંટણનું રહસ્ય સમજનારા. એમની આગળ હિંદીમાં ભાષણ કરવું સહેલું હતું. એમને પણ પૂ. કાકાસાહેબે એમના છેલ્લાં દોઢસો વરસના ઈતિહાસનું સ્મરણ કરાવ્યું. "૧૮૧૦-૧૨ના અરસામાં આપણા લોકોનું લોહી આ ભૂમિ ઉપર રેડાયું છે. ત્યાર પછી ૧૮૩૫ના ગાળામાં આપણા લોકોએ પોતાના પરસેવાથી આ ભૂમિનું સિંચન કર્યું છે. એટલે આ ભૂમિ આપણી છે એ આપણે ભૂલી ન જઈએ. જે ગોરાઓ સાથે આપણે અહીં આવ્યા હતા એમની પણ આ ભૂમિ ખરી. એટલે જૂની બધી હાડમારી ભૂલી જઈ આપણે સ્વાભિમાનપૂર્વક બધા સાથે ભળવા જેટલી પ્રેમશક્તિ વધારવી જોઈએ."

શહેરી લોકો જ્યાં ભેગા થાય છે ત્યાં શરાબની બદી વિશે પૂ. કાકાસાહેબ વધારે વાતો કરતા નથી. કેમ કે એ લોકો 'સુશિક્ષિત' ગણાય છે. પણ ગામડાના લોકો સીધી વાત સમજી શકે એવા હોય છે. માટે દારૂની બૂરાઈ અને બરબાદી વિશે થોડું કહી, એક જ વસ્તુ ઠસાવવાનો તેમણે પ્રયત્ન કર્યો કે સંયમમાં જ સાચી સંસ્કૃતિ રહેલી છે.

અહીંથી ઊપડયાં ત્યારે ઠીક ઠીક અંધારું થઈ ગયું હતું. નામદાર બીજાધર સાથે એમના એક અનુયાયીને ત્યાં અમે જમવા પહોંચ્યાં. શ્રી ભોગને મહેમાનોની સરભરામાં કશી મણા રાખી ન હતી. નિરાંતે જમ્યાં પણ ઉતાવળે ઊપડયાં, અલબત્ત ફોટા લીધા પછી. અને રિવિએર દ્યુ રમ્પાર (Riviere du Rempart) ગામમાં વ્યાખ્યાન માટે પહોંચ્યાં. ત્યાં રોશની સિનેમામાં લોકો ભેગા થયા હતા. કેળવણી ખાતાના સચિવ નામદાર બીજાધર અધ્યક્ષ હતા. અહીં પણ શિક્ષણ, સંસ્કૃતિ, સમન્વય, એકતા, સમાનતા અને ધર્મકુટુંબની વાતો પૂ. કાકાસાહેબે કરી. આ સ્થાન લગભગ ઉત્તર-પૂર્વે છે. ત્યાંથી પાછા કયુરપીપ આવતાં કલાકોની મુસાફરી હતી. મોડું થયેલું હોવાથી અંધારામાં કશું દેખાતું ન હતું. રસ્તામાં વસ્તી પણ ન હતી. એ એકાંતનું વાતાવરણ મૌન માટે અને પ્રાર્થના માટે ઘણું અનુકૂળ હતું. પ્રાર્થના પછી અમારા બધાના આગ્રહથી પૂ. કાકાસાહેબે ચાલતી મોટરમાં થોડું સૂઈ લીધું. અને અમે મધરાત સુધીમાં ઘેર પહોંચી ગયાં.

આમ શર્કરાદ્વીપનો બીજો દિવસ પૂરો થયો. સવારે કાસ્કાવેલમાં મળેલાં ભોળાં, પ્રમાણમાં ગરીબ પણ પ્રેમસમૃદ્ધ મહારાષ્ટ્રી ભાઈબહેનોની મન પર ખાસ છાપ પડી અને લાગ્યું કે ભારત જઈ આમને માટે જરૂર સારી મરાઠી ચોપડીઓ તથા માસિકો મોકલવાં જોઈશે.

## ત્રીજો દિવસ

આજનો દિવસ બધી રીતે મહત્ત્વનો હતો. સવારે મળવા આવનાર લોકોને પૂ. કાકાસાહેબે ઘણી માહિતી આપી, એમની પાસેથી ઘણું જાણી લીધું અને પછી આઠ-નવ વાગ્યે અહીંના એક સચિવ – હેરલ્ડ વૉલ્ટર સાથે ઓ બ્લ (Eau Bleu) તરફનું હાઈડ્રો-ઈલેક્ટ્રિક પાવર સ્ટેશન જોવા ગયાં. ભાઈ વૉલ્ટર બધા સચિવોમાં ઉંમરે નાના છે પણ બાહોશીમાં ઊતરતા નથી. એ અને એમનાં પત્ની અમને ફૉરેસ્ટ સાઈડથી પીતોં દ્યુ મીયુ (Piton du Milieu) લઈ ગયાં. આ પહાડ ઠીક ઠીક ઊંચો છે અને એનાં બે શિખરો ઘણાં જ આકર્ષક અને રૂપાળાં છે. એ શિખરના પથ્થર ઉપર જે એક વિશિષ્ટ ભાત ઊપસેલી છે તે ભૂસ્તરશાસ્ત્રીની દૃષ્ટિએ ઘણી મહત્ત્વની છે એમ પૂ. કાકાસાહેબ કહેતા હતા. આ પીતોં દ્યુ મીયુ પહાડ અને મોંતાન લા ગ્રાવ (Montagne La Grave) આ પ્રદેશની સુંદર શોભા ગણાય. અહીંની નીલ નદી (Eau Bleu) આડે એક મોટો બંધ બાંધ્યો છે. એ આ દેશનું ભાખરાનાંગલ ગણાય. બાંધની ટોચે પહોંચવા અમારે ખાસાં છન્નું પગથિયાં ચડવાં પડયાં! આ બંધનું કામ પૂરું થશે ત્યારે પાસેના શહેરને પીવાનું પાણી મળશે, ખેતીની ઊપજ વધશે અને વીજળીની પણ સગવડ થશે. કુદરતી અપાર સુંદરતા અને માણસનો પુરુષાર્થ બંનેનો અહીં સંગમ થયેલો જોઈ મન ઠર્યું. કાવ્યનું કાવ્ય અને ઉપયોગિતામાંથી પેદા થનારી સમૃદ્ધિ એકત્ર મળે ત્યારે કોનું મન રાજી ન થાય? આ સરકારી પુરુષાર્થ બતાવ્યા પછી વૉલ્ટર દંપતી અમને દક્ષિણ તરફના પોતાના ક્ષેત્રમાં લઈ ગયાં. મોરિસમાં એક છેડે પોર લૂઈ (Port Louis)

ઉત્તર-પશ્ચિમે છે તો બીજે છેડે, દક્ષિણ-પૂર્વે માહેબુર્ગ(Mahebourg)નું બંદર છે. આ શહેર રાજધાની ભલે ન હોય, પણ ઐતિહાસિક અને બધી રીતે એટલું જ મહત્ત્વનું છે. હવાઈ મથક અહીંથી નજીક છે એથી પણ એ શહેરનું મહત્ત્વ વધ્યું છે. શો (Chaux) અને ક્રિયોલ (Creoles) નદીઓ આ શહેર પાસે સમુદ્રને મળે છે. માહેબુર્ગમાં પ્લાઝા સિનેમામાં એક મોટી સભા થઈ. અહીં અમારું સ્વાગત એક મજાની ઢબે થયું. બે બાળાઓ પોતાના હાથમાં ફૂલોની થાળી લઈને ઊભી હતી. અમે આવ્યાં એટલે થોડાં ફૂલ અમારી ઉપર ઉછાળીને એ અમારી આગળ ચાલવા માંડી. ફૂલોની પાંખડીઓ અમારા માર્ગમાં વેરતી જાય અને આગળ ચાલતી જાય! આમ પુષ્પમાર્ગ પૂરો કરી અમે નાટ્યમંદિરમાં પ્રવેશ કર્યો. ત્યાં અમારા સ્વાગતમાં સુરત તરફના એક ઘરડા મુસલમાન સજ્જન તૈયાર હતા. સફેદ દાઢીની શાન સાથે અને ભીની આંખોના હેત સાથે એમણે અમને આવકાર્યાં. જ્યારે એ વૃદ્ધ સજ્જને જાણ્યું કે મારું વતન સુરત જ છે ત્યારે તો એમનું જન્મભૂમિવાત્સલ્ય ઊભરાઈ આવ્યું. જન્મભૂમિનું જાદુ કાંઈ અપૂર્વ હોય છે.

આ ભાવભીના સ્વાગતનો સ્વીકાર કરી, પ્રસંગોચિત ભાષણ પૂ. કાકાસાહેબે કર્યું અને અમે F.U.E.L. નામનું ખાંડનું કારખાનું જોવા ગયાં. ત્યાં જ અમારે જમવાનું પણ હતું. રસ્તો તો જાણે આંખની ઉજાણી! જમણી બાજુએ વિવિધ-રંગી સમુદ્ર, એમાં નાનામોટા અનેક બેટો; અને ડાબી બાજુ વારાફરતી દૃશ્ય ફેરવતાં ખેતરો અને પહાડો; અને આકાશનાં વાદળાંઓને લીધે ચાલતી તડકાછાંયડાની રમત. મોરિસ બેટને જેને માટે ગૌરવ છે તે દક્ષિણ-પૂર્વની ગ્રાન્દ (Grande) નદી પણ ઓળંગી અને લગભગ પૂર્વને છેડે પહોંચ્યા પછી એકદમ ઉત્તર-પશ્ચિમનો રસ્તો અમે લીધો અને F.U.E L. સુધી પહોંચી ગયાં. પાસે જ એક ગિરજાઘર પણ હતું તે જોવાનો વખત ન હતો. ખાંડનું આ કારખાનું બહુ મોટું અને અદ્યતન છે. મોરિસમાં ઉત્પન્ન થતી ખાંડનો એક તૃતીયાંશ ભાગ અહીં જ તૈયાર થાય છે. આ કારખાનું મૂળે, બિહાર તરફના ગજાધર નામના એક હિંદી ભાઈનું હતું. એમના ગુજરી ગયા પછી એમના દીકરાઓ મુશ્કેલીમાં આવ્યા અને એમણે એકાવન ટકાના શૅરો એક ફ્રેંચ અમીરને વેચી નાખ્યા. ગજાધર ભાઈઓએ અને શૅર ખરીદવાથી કારખાનાના મૅનેજર થયેલા ભાઈ ફરનાન્દ લેકલાઝિઓ-(Fernand Leclazio)એ અમારું સ્વાગત કરી, કારખાનામાં અમને બધે ફેરવ્યાં. દક્ષિણ અમેરિકાના ઉત્તર કિનારે ત્રિનિદાદમાં જે ખાંડનું કારખાનું જોયું હતું તેના કરતાં આ જરાય ઊતરતું ન હતું. સંભવ છે કે અહીંનાં યંત્રો ત્યાંના કરતાં વધારે નવાં અને સારાં હશે. ભાઈ ગજાધર ભારતની જૂની સંસ્કૃતિના ચુસ્ત ઉપાસક છે. અભિમાનપૂર્વક કહેતા હતા કે "સ્વદેશથી આટલે દૂર આવીને રહ્યા છીએ છતાં આજ સુધી અમે ગોરાઓના હાથનું પાણી પણ પીધું નથી." સ્ત્રી-જાતિની ઉન્નતિના નવા વિચારો એ લોકોને સ્પર્શે જ શાના? એટલે એમના ઘરની બહેનોની [illegible] હતું જ નહીં

કારખાનું જોઈ અમે શ્રી ફરનાન્દ લેકલાઝિઓ સાથે મજૂરોનાં ઘરો જોવા ગયાં. આખી એસ્ટેટ એટલી બધી વિસ્તીર્ણ છે કે મોટરમાં બેઠાં બેઠાં પણ અમે થાકી ગયાં! ભાઈ લેકલાઝિઓ અમને પોતાના એક રળિયામણા ઉપવનમાં, સુંદર નાનકડા તળાવને કિનારે લઈ ગયા. ત્યાં વૃક્ષોની શીતળ છાયામાં બેઠાં. અમે 'કડક પીણું' પીતાં નથી એ જાણી એમને થોડો વિરસ થયો ખરો. અમે શાકાહારી છીએ એની તો એમને ખબર હતી. પણ શાકાહારી લોકો દ્રાક્ષાસવ કેમ ન પીએ એની એમને સમજાણ ન પડી. એમણે તરત કોકાકોલા, ઑરેન્જ જેવાં સૌમ્ય પીણાં મંગાવ્યાં અને એ રીતે બધાંનો સત્કાર કર્યો. સાથેના લોકોએ કહ્યું કે ભાઈ લેકલાઝિઓ એટલા બધા શ્રીમંત છે કે એમને પૈસાની પડી નથી. છતાં કારખાનામાં દિવસરાત મહેનત કરે છે અને સુધારા કરતા જાય છે. કેમ કે એમને પોતાની બાહોશીનો ઉપયોગ કરવો છે. કામમાં એમને રસ છે. અમે જોયું કે ભાઈસાહેબ જેટલા બાહોશ છે એટલા જ નર્મરસિક પણ છે. બિચારાનાં પત્ની હમેશાં માંદાં રહે છે. એટલે એમની સેવામાં પણ આમનો ઘણો વખત જાય છે. અમે એમને એક વાર ભારત આવવાનું આમંત્રણ આપ્યું. ટીખળ કરતાં એણે જવાબ આપ્યો કે "મારી તો ઘણી ઇચ્છા છે કે એક વાર ભારત જોઈ આવું. પણ હું રહ્યો ફ્રેંચ માણસ. મોજમજા કરવા આમતેમ રખડું તો તમારા લોકો મને છાપે ચડાવશે. અને મારી ફજેતી કરશે. વળી સાંભળું છું કે તમારે ત્યાં દારૂબંધી પણ છે!" એમની વાતને છાજે એવો જવાબ આપતાં પૂ. કાકાસાહેબે કહ્યું કે "અમારી દારૂબંધી પરદેશીઓને નડતી નથી. અરે તમે ક્યાં જાણો છો કે અમારા કેટલાક રસિયાઓ શરાબની છૂટ થાય એટલા માટે કોઈ ને કોઈ પરદેશી મહેમાન માટે તલસતા હોય છે. વળી તમે ગમે તેટલાં મોજશોખ કરો તોપણ અમારાં છાપાં એનું નામ લેવાનાં નથી. અને અમારે ત્યાં તમને સહેજે કોણ ઓળખવાનું હતું! તમે ઇચ્છો તો દરેક ઠેકાણે તમને નવું નામ આપીશું." આવો જવાબ સાંભળી ભાઈસાહેબ ખીલ્યા અને એમણે વિનોદની ઝડી વરસાવી. પછી અમે ઝૂંપડીની અંદર જમવા બેઠાં. સારામાં સારા રસોઇયાઓ મેળવીને એમણે અમને કીમતીમાં કીમતી ખાણું આપ્યું અને ફ્રેંચ આતિથ્યનો પરિચય કરાવ્યો. ખાણું પૂરું થતાં બપોરના ત્રણ વાગી ગયા હતા.

વચમાં એક ચાનું કારખાનું જોવાનો નકામો કાર્યક્રમ હતો. એને વખત આપ્યા પછી આ દિવસનો મુખ્ય કાર્યક્રમ—રામકૃષ્ણ મિશન તરફનો—હતો ત્યાં પહોંચી ગયાં. સ્વામી વિવેકાનંદનું આ કામ આ પ્રદેશમાં ઘણાં વરસોથી ચાલે છે. પૂ. કાકાસાહેબે લખ્યું તે પ્રમાણે "સ્વામી વિવેકાનંદનાં લખાણોની અસર ભારત પર અને અમેરિકા પર ઘણી થઈ જ છે. એમના સેવાશ્રમો પણ અનેક દેશોમાં ચાલે છે. આર્યસમાજ અને બ્રાહ્મસમાજ કરતાં વિવેકાનંદનું કામ આટલું સર્વમાન્ય થયું એનું કારણ એ કે સ્વામી વિવેકાનંદે સનાતન હિંદુ ધર્મની અંદર રહીને જ ધર્મસુધારનું કામ કર્યું. હિંદુ ધર્મમાં બધી જાતના સુધારાને અવકાશ છે એટલું જ નહીં, બીજા ધર્મો પ્રત્યે પણ સનાતની હિંદુની આદરવૃત્તિ જ રહે છે એ એમણે

બતાવ્યું. સ્વામી વિવેકાનંદે જે કામ કર્યું તે જ ગાંધીજીએ બીજી ઢબે, જમાનાને અનુરૂપ કર્યું. તેથી સ્વામી વિવેકાનંદનાં લખાણો પછી ગાં લખાણો વાંચતાં અને સ્વીકારતાં મને જરાયે મુશ્કેલી ન પડી. રવીન્દ્રનાથ સમાજી ખરા, પણ હિંદુ દૃષ્ટિનો વિરોધ કરનાર હડહડતા સુધારક નહીં. દુનિયાના તમામ વિચારોનું સમભાવપૂર્વક મનન કરનારા હોવાથી તેમનાં લખ અને ગાંધીજીનાં લખાણોમાં અનુકૂળતા ઘણી છે. એટલે મારા મનમાં ત્રણે આદર છે. અને તેથી રામકૃષ્ણ મિશનના કોઈ પણ કેન્દ્ર પ્રત્યે મારી ઊંડી આ હોય છે. એ બધા સદ્ભાવ સાથે જ એમના આમંત્રણનો મેં સ્વીકાર કર્યો આ આશ્રમ ઘણાં વરસોથી વાકવા (Vacoas) માં ચાલતો હોવાથી એની જગા, મકાનો, પુસ્તકાલય વગેરેની સગવડ સારી છે અને અહીંના બહુવિધ સમ આ સંસ્થાની પ્રતિષ્ઠા પણ સારી છે તેથી અમારા સ્વાગતમાં આખા બેટના વિદ્વાન, સંસ્કારી અને પ્રતિષ્ઠિત — બધા જ લોકો આવેલા હતા. આપેલું કાકાસાહેબનું ભાષણ ઘણું મહત્ત્વનું છે માટે એ ભાષણનો સાર આપવા કરતાં એનું એક પ્રકરણ જ કરવું સારું. ભાષણ પછી ઘણા અહીં અમે મળી શક્યાં.

મુંબઈથી નીકળતાં પહેલાં ત્યાંના બ્રિટિશ કાઉન્સિલના લોકોને મળવા ખાસ ગયાં હતાં. એ લોકોએ એમના કાઉન્સિલની અહીંની શાખાને અમારા અ વિશે લખ્યું હશે એટલે એ શાખા ચલાવનાર શ્રી સીકમ્બ પૂ. કાકાસાહેબને ખાસ મળ્યા અને એમણે તથા એમનાં પત્નીએ પોતાની સંસ્થા જોવા આ આમંત્રણ અમને આપ્યું. આ જ ઠેકાણે એક સંસ્કારી બહેન પણ મળ્યાં મૂળે ટ્રિનિદાદનાં. અહીં પરણ્યાં છે. અમે ટ્રિનિદાદ જઈ આવેલાં એટલે ર મન સ્વકીય! આપણા લોકો હવે દુનિયામાં બધે જાય છે. દૂર દૂર પરણે છે બધું મને ગમે છે. અંગ્રેજ લોકો, ફ્રેંચ લોકો એમ જ ફેલાયા છે. સરવાળે જાતિને લાભ જ થયો છે. કેમ કે આવા સંબંધોથી દૃષ્ટિ વિશાળ થાય છે હિંમત વધે છે. આપણા બિહારના શ્રી આનંદમોહન સહાય ભારત સરક એલચી તરીકે પૂ. કાકાસાહેબને બેંગકોકમાં મળ્યા હતા. ત્યાં જતાં પહેલાં એ મોરિસમાં નોકરી કરેલી. એમનાં દીકરી અહીં જ પરણ્યાં છે. એમને પણ અમે મ

અમારી પાસેથી સ્વાક્ષરી લેવા એક મહારાષ્ટ્રી છોકરી આવી. તે પૂનામાં વિદ્યાલયમાં સાત વરસ ભણી હતી. પોતાની સંસ્થા વિશે અને મહર્ષિ અણ્ણા વિશે એની વાતોમાં અત્યંત આદર અને અભિમાન દેખાતાં હતાં. મારી પાસે સ્વાક્ષરી માગે એટલે ખૂબ જ સંકોચ અનુભવું છું. પણ ના કહ્યે કશું વળતું એ જોઈ હવે ચુપચાપ નામ લખી આપું છું.

ભારતીય સંસ્કૃતિ વિશે વ્યાખ્યાનો આપવા માટે અહીં આવેલા પ્રો

મળ્યા. પાછા જતાં પૂ. કાકાસાહેબ કહે કે કલકત્તા પાસે દક્ષિણેશ્વરના કાલી મંદિરમાં અનન્યભાવે ભક્તિ કરનાર એક અભણ પરમહંસની સાધના કેટલી જબરદસ્ત હતી અને એણે આખી દુનિયામાં દૂર દૂર સુધી કેવાં પરિણામો નિપજાવ્યાં છે એનો વિચાર કરીએ ત્યારે સંત તુકારામની ઉક્તિ સાચી લાગે છે કે: ભલે એક જ તોલો–પણ જો સાચી સાધના હોય તો તે અદ્‌ભુત કામ કરે છે.

રાત્રે અમારે શ્રી હજારીસિંગને ત્યાં ભોજન કરવાનું હતું. એ ભાઈએ મોરિસમાં વસતા હિંદીઓનો ઈતિહાસ લખ્યો છે જે ઘણાં વરસ પહેલાં પૂ. કાકાસાહેબને મળ્યો હતો. એટલે અહીં આવતાં પહેલાં હજારીસિંગ વિશે મેં તપાસ કરી જ હતી. આ ભાઈ અહીંના રાજ્યમાં એક મહત્ત્વના ખાતાના ઉપરી તરીકે સારી જગ્યાએ છે. અમે જોયું કે એમનાં પત્ની જેટલાં સંસ્કારી છે એટલાં જ કાર્યકુશળ પણ છે અને પતિપત્ની એકબીજામાં સરસ ઓતપ્રોત છે. એ બહેન ગાય છે પણ સરસ. એમને ત્યાં પણ આ પ્રદેશના ઘણા પ્રતિષ્ઠિત લોકો ભેગા થયા હતા. એમાં એક હિંદી ભાઈ પહેલવહેલા ન્યાયમૂર્તિ તરીકે નિમાયેલા. એમની સાથે પૂ. કાકાસાહેબની ઘણી વાતો થઈ. નામદાર રામગુલામ સાથે પણ એમનો મહત્ત્વનો વાર્તાલાપ થયો. અહીં પૂ. કાકાસાહેબે લખેલો એક કાગળ ઉતારી આપી આ દિવસ પૂરો કરું છું:

"જૂના વખતમાં કોઈ નવા દેશમાં હું જતો ત્યારે મોટે ભાગે કુદરતની શોભા નિહાળવામાં અને એ કુદરત પાછળ સ્ફુરતા ચૈતન્યનું ધ્યાન ધરવામાં મને વધારે રસ આવતો. અને એ અનુભવના આધાર પર સામાન્ય લોકો સાથે વાતચીત કરી તે તે પ્રદેશના હૃદયને સમજવાનો હું પ્રયત્ન કરતો હતો. એ સાધનાની સમૃદ્ધિ અથવા મસ્તી કાંઈ ઓર જ હતી. ગાંધીજી સાથે જોડાયા પછી સમાજ-સેવાનું મિશન અથવા ભૂત મને વળગ્યું અને તેથી સામાજિક પ્રવૃત્તિઓ, સ્થાનિક લોકોનો પુરુષાર્થ, ઈતિહાસમાં એમનું સ્થાન, પરિસ્થિતિ પરત્વે ઉત્પન્ન થયેલા સવાલો એ બધા તરફ પ્રથમ ધ્યાન જાય છે અને એની સાથે એ પ્રદેશની ભૂમિ, એની ઊપજ, એમાં મદદ કરનાર નદીઓ, તળાવો અને પહાડો, અને માણસ માટે જે આશીર્વાદરૂપ છે પણ જેને માટે માણસ આશીર્વાદરૂપ નથી તે વનસ્પતિ અને પ્રાણીસૃષ્ટિનું પણ નિરીક્ષણ કરું છું. અને સંગ્રહાલય એટલે મ્યૂઝિયમ જોવા મળે તો તેનો પણ લાભ લઉં છું. આમ જ્ઞાનમાં ઉમેરો થાય છે, દૃષ્ટિ ખીલે છે, પણ પહેલાંની મસ્તી આવતી નથી. પણ બંને બાજુનું ચિંતન કરીને આ પ્રદેશનું અને આ સમાજનું ભવિષ્ય શું? એ વિશે મનોમંથન ચાલે જ છે. ઈશ્વરની કૃપા છે કે એણે મને અનેક પ્રદેશ અને અનેક સમાજનો પરિચય મેળવવાની તક આપી છે અને એનો આનંદ માણવા જેટલી જીવનની બેજવાબદારી પણ બક્ષી છે. બેજવાબદારી વગર અલિપ્તતા ખીલતી નથી અને તેથી સાચો આનંદ મળતો નથી એવો મારો અનુભવ છે."

અહીં શ્રી તિલક કરીને એક સારા ઍડ્વોકેટ અને ધારાસભાના સભ્ય છે. એમનાં પત્ની વિનયા પણ સામાજિક કામોમાં સારો રસ લે છે. એમની સાથે અમે

શ્રી હજારીસિંગનાં પત્ની સાથે મારે વિશેષ દોસ્તી થઈ. અને ઘરનાં દેવિકાબહેન તો મને તદ્દન નાનાં બહેન જેવાં લાગતાં હતાં. એટલી જ સ્નેહભરી કાળજી એ અમારી રાખતાં હતાં. ખરેખર પૂજ્ય કાકાસાહેબે મને દેશ-પરદેશમાં કેટલાંયે સ્વજનો મેળવી આપી મારું જીવન સમૃદ્ધ કર્યું છે!

## ચોથો દિવસ

સવારની સુંદર પ્રાર્થના પછી અમારા મેજબાન ભાઈ ધમીજાએ કહ્યું કે, "પ્રાર્થનાની શાંતિમાં તમે આટલા રાચો છો તો આજે તમને એવું એક શાંત, સુંદર સ્થાન બતાવવા માગું છું, જ્યાં તમને પ્રાર્થનાનું જ વાતાવરણ લાગશે. મને તો, જ્યારે જ્યારે હું ત્યાં જાઉં છું, ત્યારે ખૂબ શાંતિ મળે છે." આટલી ભલામણ સાંભળ્યા પછી એ સ્થાન વિશે કુતૂહલ જાગવાનું જ. પણ તરત નીકળાય એમ ન હતું. ગોઠવણ પ્રમાણે લોકો સવારે આવીને અમને મળી જતા હતા. પૂ. કાકાસાહેબ કહે "તેં જોયું છે કે આશ્રમમાં શું કે કોઈ પણ દેશની મુસાફરીમાં શું–સવારે વહેલા ઊઠીને આવનારા લોકો નોખા હોય છે અને સાંજે મળવા આવનારા નોખા. એમની ચર્ચાના વિષયો પણ અલગ!" વધારે વાત ચાલે તે પહેલાં જ સેક્રેતારિઆત સોસિઆલ (Secretariate Sociale) ચલાવનાર એક ફ્રેંચ ભાઈ શ્રી એડવિન રોબિઆર (Edwin Robillard) મળવા આવ્યા. જોતાંવેંત છાપ પડી કે માણસ ખપ્તી અને પારમાર્થિક છે. બધી જાતના સમન્વયમાં માને છે અને એની પાછળ જ મંડી પડેલા છે. અહીંના ફ્રેંચ સમાજના હોવા છતાં આટલા મિલનસાર જોઈ અમને તો શું, દરેકને આશ્ચર્ય થાય છે. અનેક દેશો સાથે પત્રવ્યવહાર દ્વારા એમણે સંપર્ક સાધ્યો છે. મોરિસમાં જો અમે વધારે રહી શક્યાં હોત તો આ ધૂની સત્પુરુષને વધારે મળ્યાં હોત. પાછળથી જ્યારે એમનું કાર્યાલય જોઈ આવ્યાં ત્યારે તો સ્પષ્ટ જ થયું કે ઘણુંખરું કામ ભાઈસાહેબ એકલે હાથે જ કરે છે. એમની નિષ્ઠા જોઈ માન ઊપજ્યું અને લોકો આવા સનકી માણસને દૂર રાખીને જ એની કદર કરે છે એનું માઠું પણ લાગ્યું.

પ્રાર્થના પછી તરત એને મળ્યાં હતાં તેથી પણ સાત્ત્વિક ભાવ પરિપુષ્ટ થયો હતો. એવા સદ્ભાવ સાથે અમે ક્યુરપીપની બાજુએ આવેલી એક ટેકરીને માથે ગયાં. રસ્તો ઘણો સગવડભરેલો અને કેળવેલો છે. એ રસ્તે ટેકરીને માથે પહોંચ્યાં તો ત્યાં એક જ્વાલામુખીનો ઠંડો દ્રોણ દેખાયો, જેની અંદર પણ ઝાડો ઊગેલાં છે અને તળિયે થોડુંક પાણી પણ છે. બધી બાજુથી જોઈ શકાય એટલા માટે ટેકરીને માથે એ દ્રોણને ફરતો એક રસ્તો બનાવ્યો છે અને નિરાંતે બેસીને નિરીક્ષણ કરી શકાય એટલા માટે એક ઠેકાણે એક ઝૂંપડી પણ બનાવી છે.

આ સ્થાન ઘણું ઊંચું હોવાથી અહીંથી આખા બેટનું દૂર દૂર સુધીનું રૂપાળું દર્શન થઈ શકે છે, દૂરના પહાડોનાં શિખરો પણ બરાબર વરતી શકાય છે. કહે છે કે હવા સારી હોય અને આકાશ નિરભ્ર હોય તો અહીંથી પડોશી બેટ રીયુનિયન(રેયુનિયોં)ની પણ ઝાંખી કરી શકાય છે.

પૂ. કાકાસાહેબ કહે "મને તો અહીંથી બેટની ઉત્તર બાજુ જોવાની વિશેષ મજા પડી. કેમ કે આ બાજુના પીટર બોથ જેવાં ઊંચાં શિખરો મારે જોવાં હતાં. આઠે દિશાએ દૂર સુધી ધરાઈને જોયા પછી નજર ફરી ફરી એ દ્રોણના ઊંડાણ તરફ જાય છે, અને મનમાં ભાવ ઊઠે છે કે સૃષ્ટિમાં પગ અને નજર ગમે તેટલે દૂર સુધી દોડાવીએ તોપણ મનને સમાધાન તો ઊંડાણમાં ઊતરવાથી જ થાય છે. વાણી કહે છે, એ ખરું. પણ દૃશ્ય જગતનું જેમ વર્ણન થઈ શકે છે તેમ આંતરિક ઊંડાણનું થઈ શકતું નથી. ત્યાં તો ઊંડાણ જેટલું વધારે, તેટલું વાણીને સખતમાં સખત તાળું વાસી દેવાય છે. આવા જ ગૂઢ અનુભવને અંતે કવિએ કહ્યું હતું 'ગૂંગેકો સપનો ભયો, સમુજિ સમુજિ પછતાય.'

કશી ઉતાવળ કર્યા વગર અહીં ઠીક ઠીક વખત ગાળ્યો. સાથેના ભારે દૂરબીનનો ઉપયોગ કર્યો; છતાં ધરાયાં તો નહીં જ. ટેકરીની ઊંચાઈથી નીચે ઊતર્યાં અને પોર્ટ લૂઈમાં ગોઠવેલી એક સભા માટે લ્યૂના પાર્ક નાટ્યગૃહમાં પહોંચ્યાં. આ સભા 'ઇન્ડિયન કલ્ચરલ ઍસોસિયેશન' અને 'યૂથ કાઉન્સિલ'ના સંયુક્ત ઉપક્રમે યોજેલી હતી.

દર સભામાં ભારતીય સંસ્કૃતિ, એનાં આજનાં વહેણ અને ભવિષ્ય માટેની આપણી સંસ્કૃતિની મુરાદો એ વિષયનાં જ જુદાં જુદાં પાસાં ઉપર બોલવાનું પૂ. કાકાસાહેબે રાખ્યું હતું. અને માનવજાતિ જે નવી સંસ્કૃતિ ખીલવવા માગે છે, અથવા ત્રણ ખંડના ભિન્ન ભિન્ન સમાજોને એકત્ર આણી, ઇતિહાસવિધાતા જે સર્વ-સમન્વયકારી સંસ્કૃતિ ઘડી રહ્યા છે, તેમાં આપણો ફાળો શો હોઈ શકે એ વિશે દરેક ઠેકાણે પોતે વિશેષ ભાર મૂકતા હતા.

આમ ભૂતભવિષ્યવર્તમાનની વાતો કરતા છતાં નજીકની વાતો ભૂલી જવી પોસાય એમ હતું જ નહીં. એટલે આપણા કમિશનરના કાર્યાલયમાં જઈ પાસપોર્ટ ઉપર જરૂરી લખાણ અને શેરા થયા છે કે નહીં એ જોઈ લીધું. રીયુનિયન, માડાગાસ્કર વગેરે ઠેકાણે જવાની તારીખો ટિકિટો પર નોંધાવી લીધી. કાર્યાલયના નિષ્ઠાવાન કાર્યકર્તાઓ મળ્યા તેમની સાથે પૂ. કાકાસાહેબે થોડીક વાતો કરી લીધી. દીવાલો પરના આકર્ષક નકશાઓ જોઈ લીધા અને સ્વદેશ તરફથી કોઈનો કાંઈ જ કાગળ નથી એના વિષાદયુક્ત આશ્ચર્ય સાથે ઉતાવળે આગળ વધ્યા. કેમ કે અમારી રાહ જોતા વાકવાના મરાઠી મંડળને અમારે મળવું હતું. કારીગરીવાળી લાકડાની પેટીમાં આપેલું માનપત્ર પૂ. કાકાસાહેબે સ્વીકાર્યું. સ્વાગતની વિશેષતા એ હતી કે એક ભાઈએ આખું માનપત્ર ભાવભીની સુંદર મરાઠી કવિતામાં રચ્યું હતું. મરાઠીનાં સાદાં ઉચ્ચારણ સાંભળીને પણ જ્યાં ગદ્ગદ થવાય છે ત્યાં આખા સમાજે આટલી આત્મીયતાથી આવકાર આપ્યો હતો પછી પૂછવું જ શું? શિવાજીના વખતથી મહારાષ્ટ્રીઓએ કઈ કઈ રીતે રાષ્ટ્રસેવા કરી છે અને મદ્રાસના મધ્યકાલીન વેંકટાધ્વરિ કવિએ સંસ્કૃત કવિતામાં મહારાષ્ટ્રી લોકોને કેવું પ્રમાણપત્ર આપ્યું છે

એનો ઈતિહાસ પૂ. કાકાસાહેબે એ લોકોને સંભળાવ્યો. રાજારામના દિવસોમાં જ્યા રાજા સંભાજી મરાયા અને રાજારામ મહારાજ કેદમાં પડયા હતા, ત્યારે બિનઅનુભવી યુવાનોએ રાજ કેમ રાખ્યું અને ઓગણીસ વરસ સુધી લડી લડીને દિલ્હીના બાદશાહને કેમ હરાવ્યો એનો પણ થોડો ઉલ્લેખ કરી લોકોને કહ્યું "એ જ પૂર્વજોના તમે વંશજો છો. તમે ઘણું વેઠ્યું. હવે સારા દિવસો આવ્યા છે. એ પરિસ્થિતિનો લાભ લઈ ઉત્કર્ષ સાધવા માટે બાળકોને – બાળાઓને તો ખાસ – ઉત્તમ કેળવણી આપો." શ્રી વિનોબા ભાવેની ભૂદાન પ્રવૃત્તિ વિશે તો કહેવાનું હોય જ. કેટલાક મહારાષ્ટ્રીઓ, જેમને કેળવણીના સંસ્કાર મળ્યા ન હતા તે કદાચ આ આખું ભાષણ સમજ્યા નહીં પણ હોય. પૂ. કાકાસાહેબ જો અહીંની ક્રિયોલ ભાષામાં બોલી શકત તો એમને વધારે સારી રીતે સમજાવી શકાત.

મહારાષ્ટ્રી પછી ગુજરાતી! વાકવાથી ઊપડીને અમે રોઝ હિલ (Rose Hill) ગયાં. અહીં બજારનો ઠાઠ સૌથી વધારે લાગ્યો. અહીંના વિશાળ ટાઉનહૉલમાં ગુજરાતીઓએ ભવ્ય સ્વાગતની અને ચાપાણીની ઉત્તમ તૈયારી રાખી હતી. એમાં વિશેષતા એ કે આટલા પ્રચંડ સ્વાગત માટે પણ ખાવાની વાનીઓ બધી ગુજરાતી બહેનોએ જાતે ઘેર બનાવી હતી. આ સ્વાગત પરથી આ પ્રદેશમાં ગુજરાતી સમાજ કેટલો પ્રતિષ્ઠિત છે એ સહેજે સ્પષ્ટ થતું હતું. ખાસ જોવાલાયક તો એમના ચહેરા પરનો પ્રેમ અને ગૌરવયુક્ત ભાવ હતો કે "કાકાસાહેબ તો અમારા જ છે." આવા સ્વાગતને અંતે પૂ. કાકાસાહેબ ગુજરાતીમાં ન બોલે એ તો ન જ બને. પણ ત્યાં કાંઈ એકલા ગુજરાતીઓ જ ભેગા થયા ન હતા; એટલે તેઓશ્રીને ગુજરાતી પછી થોડુંક અંગ્રેજીમાં પણ બોલવું પડ્યું.

મોરિસ બેટના પ્રમાણમાં રોઝ હિલનો આ ટાઉનહૉલ બહુ જ મોટો અને ભવ્ય હતો. સ્વાગત માટે આવું સ્થળ પસંદ કરીને ગુજરાતીઓએ ફક્ત ભાડાના જ કેટલા પૈસા ખર્ચ્યા હશે એવો વિચાર મનમાં આવ્યો. અમે સહેજ તપાસ કરી. અમારી આ ખાતરી હતી કે ભાડામાં જ ચારસો-પાંચસો રૂપિયા તો ખરચાયા હશે. વધારે આપ્યા હોય તોયે તે વધારે પડતા ન ગણાત. અને પૂછતાં જવાબ મળ્યો કે આવા જાહેર કાર્યક્રમો માટે નગરપાલિકા ફક્ત પચીસ રૂપિયા જ લે છે!! આ પ્રથા બહુ સારી લાગી.

અહીંથી અમારે છેક દક્ષિણે સુઈઆક (Souillac) પહોંચવાનું હતું. મોટરમાં ત્યાં જતાં અડધા કલાક કરતાં વધુ વખત ગયો. મોરિસમાં સાત દિવસની અંદર બધે જઈ, બધા લોકોને પૂ. કાકાસાહેબ મળે એવી મહત્ત્વાકાંક્ષા સ્વાગત મંડળે રાખી હતી એટલે આખો બેટ અમારે અનેક વાર ઉત્તરથી દક્ષિણ, પૂર્વથી પશ્ચિમ અને આડા ત્રાંસા વીંધી જવું પડતું. સુઈઆક્નું સ્વાગત શ્રી મણિલાલ રામદીને ગ્રાંદ બ્વા (Grand bois) સોશિયલ વેલ્ફેર સેન્ટર તરફથી યોજેલું હતું. [illegible] રામલાલ અને જગનસિંહ સરસ બોલ્યા. અહીં

આપણા લોકો અંગ્રેજી કે ફ્રેંચમાં બોલે એનું આશ્ચર્ય નથી થતું પણ હિંદી પણ સરસ બોલે છે એનો વિશેષ આનંદ થાય છે.

આ સ્થાને ઘણા ગરીબ લોકો ભેગા થયા હતા. કપડાંનું પણ પૂરું ઠેકાણું નહીં બેસવાના ઢંગ નહીં, જેમ આવતા જાય તેમ ગમે તેમ બેસે. પણ જોતજોતામ ભીડ ઊભરાઈ. કાર્યક્રમ શરૂ થયો ત્યારે આવી સભામાં પણ સરસ શાન્તિ જળવાઈ હતી અને લોકો તો જાણે કાન સાથે આંખોથી પણ બધું સાંભળતા હતા—એટલ એકાગ્ર અને હેતાળ! કોણ જાણે કયાંથી દરેક સંસ્થાએ અને અનેક વ્યક્તિએ ફૂલહારના ઢગલા જ કરી દીધા. અને ફૂલો પણ કેવાં—મૅગ્નોલિયા જેવાં કીમતી અને સુવાસિત! આ તરફ મહેમાન બહેનોને હાર નથી પહેરાવતા પણ ફૂલોની એક છાબ અર્પણ કરે છે. આ રિવાજ બધે દાખલ કરવા જેવો છે.

સંપાદક શ્રી રામલાલાએ અહીં એક વહેવારુ સૂચના લોકો આગળ મૂકી કે મોરિસમાં બધા લોકોને કશા પક્ષપાત વગર એકત્ર આણવા માટે એક સાંસ્કૃતિક કેન્દ્ર સ્થાપવાની જરૂર છે. એ સૂચના વધાવી લઈ પૂ. કાકાસાહેબે એવા કેન્દ્રનો ઉદ્દેશ શો હોઈ શકે, એમાં શું શું આવે, શું શું ન આવે એની એક આછી રૂપરેખા દોરી આપી. અને એવું કેન્દ્ર અહીં સ્થપાય તો ભારત તરફથી કઈ જાતની મદદ મળી શકે એની કલ્પના પણ આપી. એ કલ્પનાનું મહત્ત્વ હોવાથી એની રૂપરેખા પરિશિષ્ટમાં આપી છે.

રોઝ હિલથી છેક દક્ષિણે સુઈઆક આવ્યાં એટલે ફરી બેટના મધ્ય સુધી, ક્યુરપીપની ફૉરેસ્ટ સાઈડ સુધી અમારે મોટરના દીવાથી અંધારું પરોવવું પડયું. ત્યાં ભોજન પછી શ્રી અબદુલ્લાભાઈ કરીમજી મળવા આવ્યા. પૂ. કાકાસાહેબે એમને ત્યાં જઈ મળવાનો વિચાર કર્યો જ હતો. કેમ કે એમની તબિયત જરા નાદુરસ્ત હતી. પણ વખત ગોઠવીને અમે એમને મળીએ તે પહેલાં જ એ પોતે અમને મળવા આવ્યા. ભારતીય મુસલમાનોમાં કરીમજી ખાનદાન પોતાની સંસ્કારિતા, સમૃદ્ધિ અને કુશળતા માટે વિખ્યાત છે. બધા લોકોને રાજી કેમ રાખવા, જ્યાં જરૂર હોય ત્યાં છૂટે હાથે દાન કેમ આપવું અને છતાં સંસ્થાઓ ઉપર કબજો મેળવવાના લોભમાંથી મુક્ત કેમ રહેવું, એ બધું આ ખાનદાન જાણે છે. ભાઈ કરીમજી સાથે ઘણી ઘણી વાતો થઈ—અને તે પણ ગુજરાતીમાં. અમે માડાગાસ્કર જવાનાં છીએ તે એમણે જાણ્યું ત્યારે ત્યાં અમારી રહેવાની વ્યવસ્થા પોતે કરશે એમ પણ એમણે કહ્યું (જોકે ત્યાં ગયા પછી આપણા કૉન્સલ જનરલ શ્રી જયવદન શાહને ત્યાં રહેવું જ સરવાળે ઉપયોગી છે એમ અમે જોયું).

આમ મોરિસના ચાર દિવસ પૂરા થયા એટલે પૂ. કાકાસાહેબને લાગવા માંડયું કે 'સપ્તાહ હવે ઢળી પડયું. ચાર દિવસ પૂરા થયા અને ત્રણ જ બાકી રહ્યા છે. આ જાતનું ભાન મન પર ઘણી અસર કરે છે. એ અનુભવી જ જાણી શકે.'

આ વિચાર મારા મનમાં પણ આવ્યો જ હતો. હજારો માઈલ દૂર આવવાનું, લોકો સાથે પ્રેમસંબંધ કેળવવાનો અને પછી પાછા ચાલ્યા જવાનું. જીવનમાં ફરી

વાર મળાય એવી આશા તો સેવાય પણ શી રીતે! દરેક વાર લોકો ને નવા સ્વજનોને છોડતાં માઠું તો લાગે. પણ આવા અનુભવોથી હૃદય વિશાળ થાય છે તથા જીવનમાં સમૃદ્ધિ અને સુવાસ વધતાં જાય છે.

## પાંચમો દિવસ

સોમવાર પણ કશી દયામાયા વગર પૂરેપૂરો ભરચક ભરેલો નીવડ્યો. સવારે ઊઠતાંવેંત હિંદીનું વાતાવરણ જામ્યું. આર્યસમાજી સ્વામી ધ્રુવાનંદજી મળવા આવ્યા હતા. એમની ઇચ્છા હતી કે એમની સંસ્થાઓ અમે જોઈએ. પૂ. કાકાસાહેબે કહ્યું કે, “આર્યસમાજે ભારતમાં ચલાવેલી પ્રવૃત્તિ પ્રત્યે અમ ગાંધીવાળાઓની સહાનુભૂતિ ઘણી છે. હિંદુ ધર્મમાં સુધારો કરવાનું કામ આર્યસમાજે ઘણું કર્યું છે. સ્વદેશી સંસ્કૃતિ વિશે માન અને આદર જગાડવાનું જે કામ આર્યસમાજે કર્યું છે તેની સામે માથું ઝૂકવાનું જ. પણ સનાતની સમાજ સામે લડવાના જૂના દિવસો હવે રહ્યા નથી, શાસ્ત્રાર્થનું મહત્ત્વ હવે રહ્યું નથી, હવન વિશે લોકોમાં શ્રદ્ધાભક્તિ ઉત્પન્ન કરવી કઠણ છે વગેરે વસ્તુ તેઓ હજી સમજ્યા નથી. એનું તો કાંઈ નહીં, પણ આજના યુગમાં ધર્મપ્રચાર કરતાં સંસ્કૃતિ વિકાસ અને સંસ્કૃતિ સમન્વય વધારે મહત્ત્વના છે એટલું તેઓ સમજી જાય તો એમની શક્તિ ઘણી વધશે અને એમનું કાર્ય કેવળ હિંદુ સમાજ પૂરતું મર્યાદિત નહીં રહે.

“ભારત બહાર—પછી એ પૂર્વ આફ્રિકામાં હો, મોરિશિયસમાં હો, ફીજીમાં હો કે વેસ્ટ ઇન્ડિઝમાં હો—આપણે ઇસ્લામ અને વિશ્વાસી ધર્મ સાથે હોડમાં ઊતરીએ એ કામનું નથી. ઇસ્લામી સમાજ સાથે ચર્ચા કે હરીફાઈમાં ઊતરતાં તેઓ આપણી ભૂમિકા સમજતા નથી. પરિણામે રાષ્ટ્રીય એકતા નબળી પડે છે અને ધાર્મિક ઝનૂન જાગે છે. ઈસાઈઓ દુનિયામાં બધે ફેલાયા છે. એમની સંગઠનશક્તિ અને સેવાશક્તિ અસાધારણ છે. હિંદુ ધર્મ, બૌદ્ધ ધર્મ અને ઇસ્લામ આ ત્રણે સાથે ટક્કર ખાતાં ખ્રિસ્તી ધર્મ વિશેષ ફાવ્યો નથી એ ખરું. પણ આ ત્રણ ધર્મ જ્યાં પોતાના ઉજ્જવળ રૂપમાં કાર્ય કરી શક્યા નથી ત્યાં—એટલે કે દુનિયાના ઠીક ઠીક મોટા ભાગમાં ઈસાઈ પ્રચારકો પોતાની નિષ્ઠાયુક્ત સેવાને કારણે, (અને રાજનૈતિક સામર્થ્યને કારણે પણ) ખૂબ ફેલાયા છે અને કીમતી કામ કરી રહ્યા છે. એ ધર્મના સંગઠન સામે હિંદુ, બૌદ્ધ કે ઇસ્લામ આત્મરક્ષા પૂરતી ઓછીવત્તી પ્રવૃત્તિ કરી શકે છે. પણ નવાં નવાં ક્ષેત્રો જીતવાની શક્તિ કે કળા એમનામાં હજી આવી નથી. એમાં ઇસ્લામ પોતાની ઢબે આફ્રિકામાં કાંઈક ફાવ્યો છે. હિંદુ ધર્મ અને બૌદ્ધ ધર્મ બન્નેએ એક વખતે દુનિયાની અનેક કોમોમાં પોતાની અદ્‌ભુત અસર ફેલાવી. પણ હવે એ તેજસ્વિતા એમનામાં રહી દેખાતી નથી. પણ બન્નેનો તત્ત્વવિચાર દુનિયાના કેળવાયેલા લોકોને વધારે તૃપ્તિદાયક જણાય છે. હિંદુ અને બૌદ્ધ બન્નેમાં જ્ઞાનનિષ્ઠાને મર્યાદા નથી. મતભેદો પ્રત્યે એ અસહિષ્ણુ નથી. માણસની શક્તિ અને અશક્તિનો ખ્યાલ રાખી, અધિકારભેદ

પ્રમાણે વ્યક્તિના વિકાસ માટે અલગ અલગ પ્રયત્ન અજમાવે છે. અભિરુચિની વિવિધતાને ઓળખી અનેક સાધનાઓ સૂચવે છે અને દરેક વ્યક્તિ પ્રત્યે અસાધારણ ધીરજ રાખે છે. આ બધા ગુણોને કારણે હિંદુ અને બૌદ્ધ વૃત્તિ ધર્મપ્રચારના કામ કરતાં સંસ્કૃતિ સમન્વયનું કામ વધારે સારી રીતે કરી શકે છે અને ઝઘડાઓ ટાળી પરસ્પર સહિષ્ણુ એવું વાતાવરણ ઉત્પન્ન કરી શકે છે.

"માટે બધા જ ધર્મોમાં જે સારાં સારાં તત્ત્વો છે એની કદર કરી, કેટલાંકનો સ્વીકાર કરી, સમન્વયના વાતાવરણમાં આગળ વધવું જોઈએ. 'તમારો ધર્મ ઊતરતો, અમારો ધર્મ સાચો અને ચડિયાતો'—એ જાતની વૃત્તિ સેવી સંઘર્ષ ચલાવવાના દિવસો હવે રહ્યા નથી."

જ્યાં જ્યાં પૂ. કાકાસાહેબ જાય છે ત્યાં ત્યાં આર્યસમાજના ઉત્સાહી કાર્યકર્તાઓ સાથે પ્રેમથી આવી બધી વાતો કરે જ છે. સદ્‌ભાગ્યે આર્યસમાજીઓ પણ એમની સાથે શાસ્ત્રાર્થ કરતા નથી. વિવેકપૂર્વક સાંભળી લે છે. પોતાના થોડા અનુભવો કહી દે છે. મતભેદો કાયમ રહે છે, છતાં મિત્રતા વધે છે.

સ્વામી ધ્રુવાનંદજી આ પ્રદેશમાં ઘણાં વરસથી રહ્યા છે. કહે છે કે લાંબા વખત સુધી રહેવાના કારણે એમની કાર્યકુશળતા વધી છે. વિગતોમાં ઊતરીને દરેક વસ્તુ પોતાની કલ્પના પ્રમાણે ખીલવવાનો એમનો આગ્રહ પણ વધ્યો છે. અને તેથી સંન્યાસી સ્વામીની તટસ્થતા ઓછી થઈ છે. પૂ. કાકાસાહેબ સાથેની એમની વાતચીતમાં એવું કશું દેખાયું નહીં. ઊલટું 'તમે જે કહો છો તે અમે કરીએ જ છીએ માટે અમારી સંસ્થાઓ મારફતે તમારું સાંસ્કૃતિક કામ કરો અને અમને જ મદદ અપાવો,' એ એમના કહેવાનો સૂર હતો. પૂ. કાકાસાહેબે એક જ પ્રશ્ન એમને પૂછ્યો કે, "તમે ઈસાઈઓને, મુસલમાનોને, નિગ્રો કે ક્રિયોલ લોકોને અને ચીનાઓને તમારાં કામમાં કે પ્રવૃત્તિમાં ખેંચી શક્યા છો? એ લોકો તમારી સેવા લે છે? તમને અપનાવે છે? એ દિશાએ હવે આપણા પ્રયત્નો થવા જોઈએ. હું જાતે તો ફક્ત વિચારવિનિમય જ કરી શકું છું. તમે અનુભવી છો. તમારા આદર્શોની સફળતા ચાહું છું."

અમને મળવા આવનાર જુવાન ભાઈ બુખોરી જુદી જ જાતની વ્યક્તિ હતા. હમણાં હમણાં જ ડાયરેક્ટર થયા છે. ખૂબ ઉત્સાહી છે, હિંદુસ્તાની પ્રચારિણી સભાના ઉપાધ્યક્ષ છે. હિંદી સરસ બોલે છે. એમની સાથે વાતો કર્યા પછી પૂજ્યશ્રીએ મને કહ્યું, "હું જોઈ શક્યો કે આ ભાઈ સમય વર્તવાની શક્તિ ધરાવે છે અને યથાકાળે સરસ નેતા થવાના છે."

બન્નેની સંસ્થાઓની મુલાકાત લેવાનું સ્વીકાર્યું.

આજે પણ બહાર નીકળતાંવેંત પ્રથમ પેલા પહાડી દ્રોણ (ક્રેટર) તરફ ફરી જવાનું મન થયું. ઊંચાઈએથી મોરિસ ટાપુનો મોટામાં મોટો ભાગ પી લેવાની સગવડ આંખો માટે ત્યાં જ હતી! જતાં-આવતાં રસ્તા સારા અને સવારની હવા પણ ખુશનુમા. એટલે એ પ્રાર્થનામય ભૂમિમાં જવાનું મન થાય જ. ત્યાંથી

અમે હિંદુ ગર્લ્સ કૉલેજ જોવા ગયાં. જેમ આપણે ત્યાં ગોવામાં તેમ પરદેશમાં પણ હાઈસ્કૂલને કૉલેજ કહે છે. ભાગીરથીદેવી કરીને ભારતનાં એક બહેન ત્યાં મુખ્ય અધ્યાપિકા છે. તેઓ છે મૈસૂર તરફનાં એટલે કન્નડ ભાષા તો જાણે જ; મરાઠી પણ જાણે છે, પણ વિશેષ એ છે કે બંગાળી પણ સરસ જાણે છે. વિદ્યાલય જોયા પછી બધી બાળાઓને ભેગી કરી, શાળામાં મોટો ખંડ ન હોવાથી એમને તડકામાં ઊભી કરી. પૂ. કાકાસાહેબને એ જરાયે ન ગમ્યું એટલે એમણે પોતાનું ભાષણ ટૂંકામાં પતાવી દીધું. ડૉ. તિલકચંદ અને શ્રીમતી વિનયા તિલક આ સંસ્થા તરફ વધારે ધ્યાન આપે છે એમ દેખાયું. હિંદુ ગર્લ્સ કૉલેજ એ નામ સાંભળતાંવેંત પૂજ્યશ્રીના મનમાં જે વિચારપરંપરા ચાલી એ પણ અહીં નોંધવા જેવી છે.

"યુરોપીય નિશાળ અને ખ્રિસ્તી નિશાળ એક નથી હોતી. ખ્રિસ્તી નિશાળો બધાને માટે ખુલ્લી હોય છે. યુરોપીય, એશિયાઈ, ગમે તે દેશના કે વંશના વિદ્યાર્થીઓ હોય, તેમને લેવામાં એમને વાંધો નથી હોતો. માત્ર બધા ઉપર ખ્રિસ્તી ધર્મના સંસ્કારો, ઓછાવત્તા લાદવામાં આવે જ છે. સંચાલકો છડેચોક કહે છે કે ખ્રિસ્તી ધર્મના સંસ્કારોને અમે કેળવણીનું પ્રધાન અંગ માનીએ છીએ. એ સંસ્કારોનો લાભ આપવા માટે જ તો અમે નિશાળ ખોલી છે. જેમને એ સંસ્કારો પસંદ નથી તેઓ અમારી સંસ્થાનો લાભ લે શા માટે? ધર્માંતર કરાવી અમારા ધર્મની દીક્ષા અમે ન આપીએ. એટલો સંયમ અમને મંજૂર છે. પણ ખ્રિસ્તી સંસ્કારો તો અમારી કેળવણીપદ્ધતિનું અવિભાજ્ય અંગ છે. (ભારતમાં અને બીજે જ્યાં સરકાર ધર્મનિરપેક્ષ થવા બંધાયેલી હોય ત્યાં સરકારની મદદ લેવાથી ખ્રિસ્તી સંસ્થાઓને વધારાનો અંકુશ સ્વીકારવો પડે છે. તેઓ પ્રાર્થના વગેરે સંસ્કારો ફરજિયાત કરી શકતા નથી. આપણા લોકો આટલેથી સંતોષ માને છે અને કહે છે કે આ ખ્રિસ્તી લોકોનું ચારિત્ર્ય ઊંચું હોય છે. છોકરાઓમાં શિસ્ત આવી જાય છે. અંગ્રેજી વગેરે બધા વિષયો સરસ ભણાવે છે માટે એ સંસ્થાનો લાભ તો લેવા જેવો હોય જ છે.)

"યુરોપીય સ્કૂલોમાં ચારિત્ર્ય અને તંત્રબદ્ધતાનો—શિસ્તનો—અમુક આગ્રહ હોય જ છે, ધર્મનો આગ્રહ હોય કે ન હોય. પણ એ નિશાળો મોટે ભાગે નિગ્રો કે ભારતીય છોકરાઓને લેતી નથી. ગોરા વંશની પ્રતિષ્ઠા ઊતરે નહીં એ આગ્રહ એની પાછળ હોય છે.

"આપણા લોકો આપણાં બાળકોને ખ્રિસ્તી કે યુરોપીય નિશાળમાં મોકલવા ઈન્તેજાર હોય છે. ત્યાં નિગ્રો, મુસલમાન, યહૂદી, બૌદ્ધ વગેરે ગમે તે વંશ કે ધર્મના છોકરાઓ આવે એમાં આપણને વાંધો નથી હોતો. પણ આપણી નિશાળમાં જેમ હરિજનને આવવા દેતાં લોકોનું ચિત્ત સંકોચાય છે તેમ જ મુસલમાન, ઈસાઈ આદિ ભિન્નધર્મી અથવા નિગ્રો, યહૂદી આદિ ભિન્નવંશી વિદ્યાર્થીઓને લેતાં

આપણા લોકોની હિંમત ચાલતી નથી. સંસ્થા આપણી દેખરેખ તળે હોય છે ત્યારે જ સંસ્કારો બગડી જવાની બીક સેવાય છે!!

"મુસલમાનો જ્યારે પોતાની કોમ માટે નોખી નિશાળો ચલાવે છે ત્યારે મિશનરીઓની પેઠે તેઓ પણ ધર્મસંસ્કારોનો આગ્રહ બરાબર રાખે છે. શિક્ષકો ગમે તે ધર્મના હોય તો ચાલે, પણ વાતાવરણ ઈસ્લામને અનુકૂળ હોવું જોઈએ એટલો આગ્રહ રખાય છે. એવી ઈસ્લામી સંસ્થામાં હિંદુ વિદ્યાર્થી પોતાના ધાર્મિક ઉત્સવો ખાનગી રીતે ઊજવે તો વાંધો નથી હોતો. માત્ર ત્યાં મૂર્તિપૂજા ન ચાલે. અમેરિકી લોકોને પોતાની નિશાળોમાં ચીની, જાપાની, હિંદી કે ઈસ્લામી વિદ્યાર્થી આવે તો વાંધો નથી. ફક્ત નિગ્રોનો વાંધો કેટલેક ઠેકાણે છે. અને વિશેષ તપાસ કરીએ તો સ્વતંત્ર આફ્રિકી વિદ્યાર્થી વિશે પણ વાંધો ન હોય, ફક્ત જેઓ અમેરિકી ગોરાઓને ત્યાં એક વખતે ગુલામ રહ્યા હતા એમના વંશજો પોતાના છોકરાઓ જોડે ભણે એ સમાનતા એમનાથી સહન નથી થતી!

"આમ ધર્મને નામે સંકુચિતતા અને સુગાળવાપણું સેવાય છે. કન્યાઓની કેળવણીમાં એ વિશેષ હોય એમાં આશ્ચર્ય શું? પરદેશમાં હિંદુ કન્યાઓ માટે અલગ સંસ્થાઓ ચલાવવાની આવશ્યકતા દેખીતી છે. હિંદુ સંસ્કૃતિના સંસ્કારો સાચવવાનો આગ્રહ ઘરમાં ઓછો થયો એટલે એ નિશાળ મારફતે જ અપાય. ત્યાં પણ જરૂરી સગવડો હોતી નથી અને હિંદુ સંસ્કૃતિના સંસ્કારો એટલે શું એનો પણ સ્પષ્ટ ખ્યાલ હોતો નથી. પછી થોડી બાહ્ય વિધિઓ અને આગ્રહો એટલું જ રહી જાય છે. પણ આપણે ત્યાં ગમે તે ધર્મના અને વંશના બાળકો ને બાળાઓ આપણા બાળકો સાથે ભણવા માટે આવે અને ભણે એની તૈયારી તો હોવી જ જોઈએ.

"થિયૉસૉફી અથવા રામકૃષ્ણ મિશનની સંસ્થાઓમાં વ્યાપક ધર્મવાચન, અનેક ધર્મોની માહિતી અને ધાર્મિકતાનાં મૂળ તત્ત્વોની માહિતી અપાય છે. આર્યસમાજની નિશાળોમાં મુખ્ય ભાર હવન પર હોય છે. ઉપરાંત આર્યસમાજના સિદ્ધાંતો પરત્વેની પ્રશ્નોત્તરી મોઢે કરવાની હોય છે. સનાતનીઓની વિશેષતા છે મૂર્તિપૂજા, સંધ્યાવંદન, સ્તોત્રો પાઠ કરવા અને અનેક ઉત્સવો ઊજવવા.

"આમાં બને છે એવું કે, સંસ્થાના સંચાલકો અને દાતાઓ વચ્ચે વિચારનો મેળ નથી હોતો. અને સંસ્થા ચલાવનાર શિક્ષકોના મનમાં સનાતની રિવાજો વિશે આનંદ કે ઉત્સાહ હોતો નથી. છતાં સંચાલકોની ઇચ્છાને શિસ્ત ગણીને યાંત્રિક રીતે બધું ચલાવે છે. અને કેટલાક લોકોને તો પોતાની ન્યાત, પંથ કે ધર્મની અલગ નિશાળ કાઢી એટલાથી જ ધર્મ સચવાયાનો સંતોષ મળે છે. પરદેશમાં આમ પાંચપચીસ પંથોની અલગ અલગ સંસ્થાઓ જેમતેમ ચાલતી જોઈ કોઈને પણ આશ્ચર્ય જ થાય. સ્વદેશમાં ઘણી વાર તે તે પંથ પાસે પૂરતા પૈસા હોતા નથી તેથી શાળાઓ રેઢિયાળ રીતે ચાલે છે. અને પરદેશમાં નાણાંની સગવડ હોય ત્યાં પણ સારા શિક્ષકો પૂરતી સંખ્યામાં મળતા નથી.

"પોતાના ધર્મ અને સંસ્કૃતિ વિશે ચોપડીઓ તો ગમે તેટલી મળી શકે—અંગ્રેજી, ફ્રેંચ, હિંદી, ગુજરાતી, મરાઠી, તામિલ, બંગાળી ઇત્યાદિ ભાષાઓમાં ઢગલાબંધ ચોપડીઓ તૈયાર છે. પણ શાળાના સંચાલકો અને શિક્ષકોમાં એની માહિતી ઓછી હોય છે. પરદેશમાં સંસ્થાનાં મકાનો અને રાચરચીલા પાછળ ઠીક ઠીક નાણાં ખરચાય છે. ત્યાંની સ્થિતિ જોતાં એ ઇષ્ટ જ છે. ધર્મ અને સંસ્કૃતિનું જ્ઞાન આપવા માટે વિદ્વાન શિક્ષકો કે સંન્યાસીઓ કે પુરોહિતોને બોલાવવા કરતાં પોતાને ત્યાંના જ હોશિયાર અને શ્રદ્ધાવાન યુવકોને ભારત મોકલી દેવા જોઈએ. ત્યાં ચારપાંચ વરસ રાખી અને દેશ આખામાં ફેરવી એમને પાછા આણવા જોઈએ. આ રીતે તે તે પ્રદેશને કાયમના શિક્ષકો મળશે અને સ્થાનિક અથવા સ્વદેશી પરંપરા બંધાશે."

હિંદુ ગર્લ્સ સ્કૂલ સંસ્થા જોઈને અમે મોરિસના લેજિસ્લેટિવ કાઉન્સિલના અધ્યક્ષ(સ્પીકર)ને મળવા ત્યાંના સચિવાલયમાં ગયાં. એ ભવ્ય મકાનમાં થઈને સ્પીકરની ઓરડીમાં જવાનો રસ્તો બહુ સાંકડો હતો. નોકરો કે પટાવાળાને જવાના ખાનગી રસ્તા જેવો લાગતો હતો. સ્પીકરને મળવા આ રીતે જવું ગમ્યું નહીં. પણ બીજો સારો રસ્તો ક્યાં છે એ જાણતાં ન હોવાથી અને આપણા કમિશનર બધું જાણે છે એવો વિચાર કરી, સ્પીકર સાહેબ સર રોબર્ટને સ્ટૅન્લી મળવા ગયાં ખરાં. માણસ સજ્જન લાગ્યો પણ અંગ્રેજોના સ્વભાવ પ્રમાણે પહેલી મુલાકાતે ઔપચારિક વાતો જ થઈ. માણસ અતડા જેવો પણ ન લાગે અને કેવો છે એનો ખ્યાલ પણ ન આવે.

આવા અનેક વારના અનુભવને કારણે પૂ.શ્રીએ મન સાથે નક્કી કર્યું કે, 'આ લોકો પોતાની ઢબ છોડતા નથી તો આપણે આપણી ઢબ કેમ છોડીએ?' એમણે તો મોકળે મને, ટૂંકામાં અમારા આવવાના ઉદ્દેશ વિશે કહ્યું. આમ મળવાની 'રસ્મ અદા કરી' અમે છૂટાં પડયાં.

અહીંથી અમે મુસલમાનોની જુમા મસ્જિદ જોવા ગયાં. મોરિસ માટે આ ઇમારત સુંદર અને ભવ્ય ગણાય. અંદર ગયાં એટલે લાગ્યું કે આપણે આપણા જ દેશમાં છીએ. પાછળથી ખબર પડી કે કચ્છ-કાઠિયાવાડ તરફના આપણા લોકોએ જ આ બાંધેલી છે. પૈસા આપનાર આપણા વેપારીઓ. એટલું જ નહીં પણ ચૂનો, લાકડાં વગેરે માલ પણ ભારતથી, આપણાં જ વહાણોમાં આણેલો. કારીગરો પણ આપણા દેશના અને મસ્જિદનો ઘાટ પણ આપણી જ ઢબનો. આ મસ્જિદ સો વરસ કરતાં વધારે જૂની છે. અને અહીંની નાનીમોટી ચોસઠ મસ્જિદોમાં સૌથી જૂની અને મહત્ત્વની છે. મસ્જિદ માટેના ઇમામો લગભગ બધા અરબસ્તાનથી બોલાવેલા હોય છે. મસ્જિદ બાંધવા માટે જોઈતાં નાણાં ભેગાં થવાની મુશ્કેલી જોઈ મુસ્લિમ વેપારીઓએ બજારમાં વેચાતા અનાજની ગૂણી દીઠ રૂપિયે બે સેન્ટનો

નાણાં ખરચાય છે એમાં અમે લાગો ન આપીએ એ જાતની તકરાર ત્યાંની અંગ્રેજ સરકારે અને ફ્રેંચ જમીનદારોએ કરી. આપણા લોકો ધર્મના કામમાં આવી સંકુચિત દૃષ્ટિ રાખતા નથી એટલે હિંદુ, મુસલમાન બધાએ ખુશીથી એ લાગો આપ્યો. અને એ રીતે આ સુંદર મસ્જિદ તૈયાર થઈ. હાજી જુનૂસ અલાહરખિયા એ એના પહેલા મોટા વલી અથવા અધ્યક્ષ હતા.

દરેક મસ્જિદ સાથે એક મદરેસા હોય જ, જેમાં કુરાને શરીફ અરબી અને ઉર્દૂમાં શીખવવાની સગવડ હોય.

મસ્જિદમાં ગયા પછી અમે તો અલ ફાતિહા બોલવાનાં જ અને સ્થાનિક મુસલમાનોને એનું આશ્ચર્ય લાગવાનું જ. એ તક લઈને બેચાર વાક્યમાં ભારતીય સંસ્કૃતિની વાત પૂ.શ્રી કાકાસાહેબ કરવાના જ કે "ઈશ્વર તરફ બોલાવનારા બધા ધર્મોનો આપણે આદર કરીએ છીએ. અને બધી ભાષાઓ આપણે માટે સરખી જ પવિત્ર છે."

અહીંથી તાહેર બાગની મુસ્લિમ નિશાળમાં ડોકિયું કરી મોરિસનું સંગ્રહાલય (મ્યૂઝિયમ તથા પુસ્તકાલય) જોવા ગયાં. અમે જોયું છે કે જમૈકા, બ્રિટિશ ગિયાના, દારેસ્સલામ, ઝાંઝીબાર, મોરિસ ઇત્યાદિ દરેક ઠેકાણે ગોરાઓ ઘણી ઘણી મહેનતથી સુંદર સંગ્રહાલયો ઊભાં કરે છે, જેમાં જૂના ઇતિહાસ, અજ્ઞાત પ્રદેશનાં સંશોધન અંગેનો મસાલો, સ્થાનિક પશુપક્ષીઓ, માછલાં, ખનીજ પદાર્થો, આદિવાસીઓના હુન્નરો અને એમના જીવનને લગતી મહત્ત્વની વસ્તુઓ સુંદર રીતે ગોઠવાયેલી હોય છે. મોરિસ ટાપુમાં ડોડો કરીને એક મોટું પક્ષી રહેતું હતું. બીજાં પક્ષીઓ જેટલું ચતુર નહીં એટલે જોતજોતામાં શિકારીઓને હાથે એ પંખી નામશેષ થયું. હવે એ પક્ષી જોવું હોય તો એનાં હાડકાં અને પીછાં આ સંગ્રહાલયમાં જ જોવા મળે. આ પક્ષીના સર્વનાશ પરથી જ અંગ્રેજીમાં એક રૂઢિપ્રયોગ પ્રચલિત છે: "Dead as a dodo" (ડોડોની જેમ નામશેષ થયેલું). અમારી પાસે વખત હોત તો આ મ્યૂઝિયમ જોવામાં લાગલાગટ ચારપાંચ દિવસ ગાળ્યા હોત. થોડા વખતમાં બની શકે તેટલું જોઈ અમે ઉપર પુસ્તકાલયમાં ગયાં. ઝાંઝીબારની પેઠે અહીં પણ સ્થાનિક ઇતિહાસ આપતી ચોપડીઓ, નકશાઓ વગેરે સંઘરી રાખેલાં છે. સંગ્રહાલયના વસ્તુપાલ (ક્યૂરેટર) મિ. વિન્સન સજ્જન અને ઉત્સાહી હતા. એમણે અમને ઘણી વસ્તુઓ સમજાવી, ચોપડીઓ બતાવી અને જોઈતી માહિતી મેળવી મોકલવાનું વચન પણ આપ્યું. ચોપડીઓ સાચવનાર ગ્રંથપાલિકા બહેને અમને ઘણી મદદ કરી. જે ચોપડી જોઈતી હોય કે માહિતી જરૂરની હોય તે તરત કાઢી આપે એટલું જ નહીં પણ અમારો રસ સમજી લઈ અમને ઉપયોગી એવી બીજી ચોપડીઓ પણ કાઢી કાઢીને બતાવે. ચહેરા પરથી એ બહેન ચીની-ફિરંગી હોય એમ લાગ્યું. જોકે અહીં કોઈને પૂછીએ તો પોતે ફ્રેંચ હોવામાં જ ગૌરવ માને છે.

અમે ત્યાંથી નીકળ્યાં ત્યારે આર્યસમાજી ઢબે ધન્યવાદ આપવાને બદલે એમણે ફ્રેંચ ઢબે 'મેરસી' (Merci) કહ્યું! અનાથાલયમાં હમેશની જેમ નાનાં બાળકો અને અપંગ લોકો તો હતાં જ. પણ મને વિશેષ તો એ ગમ્યું કે ત્યાં લગભગ ચાળીસ ડોસીઓને પણ આશ્રય મળ્યો હતો.

સન ૧૯૦૧માં ગાંધીજી મોરિસ આવેલા. સાચી વાત એ કે, દક્ષિણ આફ્રિકાથી હિંદ આવતાં એમનું જહાજ અહીં થોડા દિવસ થોભ્યું હતું. એનો લાભ લઈ તેઓ અહીંના આપણા લોકોને અને અંગ્રેજ ગવર્નરને અને બીજા અમલદારોને પણ મળેલા. આપણા લોકોની સ્થિતિ તપાસી એમણે લોકોને ઘણી કીમતી સલાહ આપેલી. ગાંધીજી પછી આ દેશમાં આવ્યા શ્રી મણિલાલ ડૉક્ટર. એ અહીં ઘણાં વરસ સુધી રહ્યા (સન ૧૯૦૭થી ૧૯૧૨). ભારતીય લોકોની સ્થિતિ સુધારવા માટે એમણે અહીં ઘણી મહેનત કરી. કૃતજ્ઞ લોકોએ એમનું એક બાવલું અહીં ઊભું કર્યું છે. આર્યસમાજના સભાભવનમાં પણ મણિલાલ ડૉક્ટરનું સ્મારક છે.

બપોરે જમીને આરામ લીધા પછી અમે મોરિસ ટાપુના પૂર્વ ભાગના ફ્લાક (Flacq) વિભાગમાં ગયાં. ડૉ. તિલક આ પ્રદેશના પ્રતિનિધિ છે. અહીં સ્વાગતની ઘણી તૈયારી કરી હતી. પણ ડૉ. તિલકને સ્વાગતની બાબતમાં હરીફ મળ્યો વરસાદ! એણે એટલા ઉત્સાહભેર બધાંનું સ્વાગત કર્યું કે ભેગા થયેલા ભાઈઓ બધા વેરાઈ ગયા, બહેનો બધી એક મોટા ખંડમાં ભરાઈ. વરસાદ સહેજ થોભ્યો એટલે એ જ ખંડમાં, એમને ઉદ્દેશી પૂ. કાકાસાહેબે સ્ત્રીજાતિના હૃદયધર્મની વાતો કરી. બહેનોનું સ્વાભાવિક કુતૂહલ સમજી લઈ એઓશ્રીએ આ સભામાં મારે વિશે જરા વિસ્તારથી કહ્યું. બહેનો રાજી તો થઈ જ. હું ઘણું શરમાઈ પણ બધી બહેનોએ પ્રેમભરી આંખોએ મારી તરફ વારંવાર જોયું ત્યારે ધન્યતા જ મનમાં ઊભરાઈ. પરિસ્થિતિનો લાભ લઈ પૂ. કાકાસાહેબે સાદગી, નિર્ભયતા, મુસાફરીનું મહત્ત્વ અને સુધારાની આવશ્યકતા વિશે બહેનોને ગળે ઊતરે એ ઢબે ઘણું સમજાવ્યું.

સાંજે કૉમનવેલ્થ પાર્લમેન્ટરી ઍસોસિયેશન તરફથી પૂ.શ્રીનું સ્વાગત હતું. એને માટે દરબાર ખંડ(Throne room, Govt. House)માં અમે ગયાં.

કૉમનવેલ્થ પાર્લમેન્ટરી ઍસોસિયેશનની પરંપરા ઘણી સજ્જડ છે: અમુક લોકોને જ આમંત્રણ અપાય બીજાઓને નહીં ઇત્યાદિ નિયમો કડક રીતે પાળે છે. એમના તરફથી સ્વાગત થાય એ મોટું માન ગણાય છે. એ કૉક્ટેલ પાર્ટી હતી. અહીં સર રૉબર્ટ સ્ટેન્લી બરાબર ખીલ્યા. એમણે ઘણું સુંદર દોસ્તાના ભાષણ કર્યું. ઈસવી સનના પહેલા સૈકાના ઇતિહાસથી પ્રારંભ કરી ભારતના અને ઇંગ્લંડના સંબંધનો અને ખાસ કરીને મોરિસ જેવા હિંદી મહાસાગરના ટાપુઓનો ઉલ્લેખ કરી એમણે અમારું ઉત્સાહભેર સ્વાગત કર્યું. જવાબમાં બોલતાં પૂજ્ય કાકાસાહેબે પણ ભૂસ્તરશાસ્ત્ર(જીઓલોજી)નો હવાલો દઈ, માડાગાસ્કરથી દક્ષિણ ભારત સુધી ફેલાયેલા વિશાળ ભૂખંડનો ઉલ્લેખ કર્યો અને "એ એક જ ભૂમિના બાળકો હોવાને

કારણે આપણે પરાયા નથી, અને કૉમનવેલ્થને કારણે પણ આપણે એક કુટુંબ બન્યા છીએ." એ વસ્તુ ઉપર ખાસ ભાર મૂક્યો. તથા કૉમનવેલ્થ જેવા રાષ્ટ્રસંઘનું ભવિષ્ય કેટલું ઊજળું છે એનો પણ થોડો ચિતાર આપ્યો. "ભારતીય સંસ્કૃતિ દરેક વ્યક્તિના સ્વાતંત્ર્યને સાચવવામાં માને છે. વ્યક્તિના વિકાસને સર્વોપરી માને છે. અમારે ત્યાં જોહુકમી સ્થાપન થાય તોયે તે ટકવાની નથી." ઇત્યાદિ વાતો ખાસ ભારપૂર્વક કહી અને વિશ્વકુટુંબવાદનું મહત્ત્વ સમજાવ્યું. સર રૉબર્ટ ઘણા ચતુર અને મિલનસાર માણસ. એમણે પોતાના ભાષણમાં જે મિત્રાચારીનું વાતાવરણ ઊભું કર્યું તે પૂ. કાકાસાહેબે સુંદર જાળવ્યું એથી બધા સદસ્યો રાજી થયા. આ સ્વાગતના મેળાવડામાં એક ક્રિયોલ બહેન મળ્યાં જે એક વખતે ધારાસભાનાં સદસ્ય હતાં. પોતે ક્રિયોલ હોવાનું અભિમાન ધરાવતાં હતાં. સંસ્કૃતિ સંગમ વિશેના પૂ. કાકાસાહેબના વિચારો જાણી ખૂબ રાજી થયાં. જોકે પૂ. કાકાસાહેબ તો સમજી ગયા હતા કે પ્રજાસત્તાકના આદર્શ વધતા જાય એ એ બહેનને ગમતું ન હતું.

અહીંથી અમે ગુડલૅન્ડ્સ ગયાં. અહીંના સ્વાગતના મેજબાન નામદાર રામ લાલા હતા અને અધ્યક્ષ હતા શ્રી રામગુલામ. ગુડલૅન્ડ્સ મોરિસમાં ઉત્તર-પૂર્વે આવેલું છે. અહીંનું સૌંદર્ય પણ ખાસ ધ્યાન ખેંચે એવું છે. અહીં પણ લોટસ ક્લબની બહેનોએ સુંદર સંગીત સંભળાવ્યું.

અહીંથી મોટરમાં ઠીક ઠીક મુસાફરી કરી મોંતાન લૉંગ (Montagne Longue) પહોંચ્યાં. અંધારાના એકાન્તમાં અમે અમારી પ્રાર્થના કરી લીધી. મોંતાન લૉંગમાં ભોજન પણ હતું અને હિંદી પ્રચારિણી સભા તરફથી ભાષણ પણ રાખ્યું હતું. અમે થાક્યાં તો હતાં પણ ભોજન ઘણા પ્રેમપૂર્વક તૈયાર કરેલું હતું. વાનીઓ પાછળ મહેનત અને કુશળતા વપરાઈ હતી. અહીંની વ્યવસ્થા નામદાર રૉય અને બુખોરીને હસ્તક હતી. ભાષણમાં પૂ.શ્રીએ રાષ્ટ્રીય એકતા માટેનું હિંદીનું મિશન કેટલું મહત્ત્વનું છે એ સમજાવ્યું. આ જ સભામાં વ્રજેન્દ્રકુમાર 'મધુકરે' પોતાની કવિતાની ચોપડી મને ભેટ આપી અને એકાદ-બે કવિતા ગાઈ પણ સંભળાવી. આપણા લોકોએ આ સ્થાનનું નામ ધારાનગરી કેમ પાડ્યું છે એ ખબર નથી.

આજે પણ ઘેર પહોંચતાં ઘણું મોડું થયું અને પથારીભેગાં થતાં મધરાત પછીનો એક થઈ ગયો. સારું થયું કે થાકીને જેમ તેમ પ્રાર્થના કરવા કરતાં મોટરમાં જ અમે વખતસર પ્રાર્થના કરી લીધી હતી.

છેલ્લે ઘેર આવતાં તો અમને બધાંને ઊંઘ ખૂબ આવતી. બિચારો વાહક શી રીતે જાગતો રહેતો હશે કોણ જાણે? મને એને વિશે ઘણી સહાનુભૂતિ થતી. પૂ. કાકાસાહેબને તો મિશન વળગ્યું હતું અને અમારાં મેજબાનોમાં અતિથિસત્કારનો ઉમંગ હતો પણ પેલા ડ્રાઇવરને સાત દિવસ સુધી આખો વખત મોડી રાત સુધી મોટર ચલાવવી પડતી તે એને કેટલું ત્રાસદાયક થતું હશે! . . . એવા વિચારો આવતા હતા.

## છઠ્ઠો દિવસ

મોરિસમાં જે છાપાં ચાલે છે તેમાં ઘણાંખરાં તો ફ્રેંચ ભાષાનાં છે. કેટલાંકમાં ફ્રેંચ ભાષામાં વચમાં વચમાં અંગ્રેજી પણ હોય છે. કેટલાંક ફ્રેંચ સાથે હિંદી આપે છે. 'જનતા' પૂર્ણ હિંદીમાં છપાય છે અને અઠવાડિયામાં બે વાર પ્રકાશિત થાય છે. શ્રી રામ લાલાનું 'મોરિશિયસ ટાઇમ્સ' અંગ્રેજી સાપ્તાહિક છે. મોરિસની મુસ્લિમ લીગનું 'લા વુઆ દ ઈસ્લામ' (La voix de Islam) પાક્ષિક છે. અને ફ્રેચ તથા અંગ્રેજીમાં નીકળે છે. મોરિસમાં વસતા ચીનાઓ પણ અંગ્રેજીમાં બે છાપાં ચલાવે છે. અને એ જ રીતે રોમન કૅથલિક લોકોનું એક સાપ્તાહિક ફ્રેંચમાં નીકળે છે. હમણાં હમણાં ભારત વિશે પણ એમાં માહિતી આવવા લાગી છે.

દૈનિક છાપાંઓમાં ફ્રેંચ લોકોનું માનીતું દૈનિક 'લ સરનીન' (Le Cerneen) છે. અત્યાર સુધી એ આપણા લોકોનો વિરોધ જ કરતું હતું. હવે પછી જોવાનું છે. સૌથી મહત્ત્વનું દૈનિક છે 'ઍડ્વાન્સ' (Advance) જે ફ્રેંચ અને અંગ્રેજીમાં ચાલે છે. આના સંપાદક એક ક્રિયોલ ભાઈ છે જે ફ્રેંચ ભાષાના સારા વિદ્વાન ગણાય છે. મજૂર પક્ષ પ્રત્યે એમનો પક્ષપાત છે.

આ છેલ્લા છાપાએ પૂ. કાકાસાહેબ પાસે એક મુલાકાત માગેલી. એણે એટલા બધા પ્રશ્નો લખીને આપ્યા હતા કે જાણે એક મોટો નિબંધ જ જોઈતો હોય. એ છાપાના પ્રતિનિધિને અંગ્રેજી બરાબર આવડે નહીં. પ્રશ્નોનું તો અંગ્રેજી કરી લાવ્યો હતો; પણ જવાબ અંગ્રેજીમાં બરાબર સમજવાની મુશ્કેલી. વીસમી તારીખે અરધી મુલાકાત આપેલી તે આજે સવારે પૂરી કરવાની હતી. આજે એ છાપાવાળા સાથે હજારીસિંગની સેક્રેટરી પણ આવી હતી. પૂ. કાકાસાહેબે આ લોકોને જેટલો વખત આપ્યો અને જેટલું લખાવ્યું તેના પ્રમાણમાં એમના છાપામાં સંતોષકારક આવ્યું નહીં. એમની દાનત તો સારી હતી, પણ આવડત ઓછી.

ઉપરની મુલાકાત પછી શ્રી છોટુભાઈ દેસાઈ પોતાના દીકરાને લઈને મળવા આવ્યા. છોટુભાઈ એક વખતના ગૂજરાત વિદ્યાપીઠના વિદ્યાર્થી. એટલે પૂજ્યશ્રી કાકાસાહેબ તરફ એમને ખાસ આદર અને પ્રેમ હોય એ સ્વાભાવિક છે. એમની લાગણી જોઈ ખૂબ જ આનંદ થયો. બન્ને એકબીજાને મળીને આનંદ પામતા હતા અને હું એમનો આનંદ જોઈ રાચતી હતી. છોટુભાઈ અહીં ઉદ્યોગધંધામાં ઠીક ફાવી ગયા છે. દેસાઈ કુટુંબની અહીં પ્રતિષ્ઠા પણ સારી છે. જાહેર કામમાં રસ લે છે અને મદદ પણ કરે છે.

અમને વિશેષ ગમેલા લોકોમાં એક ભાઈ હતા શ્રી રાય. એ મંગળૂર તરફના; ન્યાતે બંટ. દેખાવડા અને ચાલાક. વીમા કંપનીનું કામ કરે છે. પોતાની મોટર લઈને શ્રી ધમીજા સાથે ઘણી વસ્તુઓ બતાવવા બેત્રણ દિવસ અમારી સાથે ફર્યા. ઉત્સાહપૂર્વક મદદ કરે અને બોલે ઓછું, એટલે એમની છાપ વધારે સારી

પડી. એમના ઉત્સાહને કારણે અમે ત્રીજી વાર ત્રૂ ઓ સેર્ફ(Trou aux cerfs)-વાળા દ્રોણ પર ગયાં અને દૂરબીનથી આસપાસનો પ્રદેશ ધરાઈને જોયો.

આજે અમારે 'પૉલ અને વર્જિનિયા'વાળા ઉત્તર તરફના પ્રદેશમાં ફરવું હતું. એ પ્રદેશ જેટલો રૂપાળો છે એટલો જ ઇતિહાસપ્રસિદ્ધ પણ છે. ફ્રેંચ જમીનદાર લોકોએ આ ભાગમાં સમુદ્રકિનારે રૂપાળા બંગલાઓ બાંધ્યા છે અને માનીતાં ઝાડોનાં ઉપવનો પણ બનાવ્યાં છે. (આ ઉપવનોમાં પણ આમતેમ રખડતા લોકો જ્યાં ત્યાં બગાડ ન કરે એટલા માટે રસ્તાની બાજુ પર નોટિસ હોય છે કે 'એકાંત' કઈ બાજુએ છે – જ્યાં જઈને લોકો શૌચ બેસી આવી શકે. આ વ્યવસ્થા અમને ઘણી જ ગમી.) રૂપાળાં ખેતરો, સમુદ્રકિનારો, એના રંગ, સમુદ્રનાં હસતાં મોજાંઓ અને વનઉપવનોને શણગારતાં નાનાંમોટાં રૂપાળાં કામ્પમાં (પૈસાદાર લોકોનાં રજામાં આવીને રહેવાનાં ઘરો) જોતાં જોતાં અમે આગળ વધ્યાં. છેક ઉત્તરમાં પેલી દુદવી ભૂશિર છે – Cap Malheureux – જ્યાં નવલકથાની કાલ્પનિક નાયિકા વર્જિનિયા જહાજ સાથે ડૂબી ગઈ હતી. અહીં અમે પણ નવલકથાના નાયક પ્રેમી યુવક પૉલની સાથે થોડો અફસોસ કર્યો અને ખૂબ વખણાયેલો પામ્પ્લમૂસ (Pamplemouses) બગીચો જોવા ગયાં. લાબૂરદોને (Labourdonnais) જેવા જૂના બાહોશ ફ્રેંચ ગવર્નરોએ જાતજાતની વનસ્પતિઓ આણીને અહીં વાવી છે. પણ એક ઠેકાણે એક નાનકડા તળાવમાં જે કમળો ઊગે છે એનો જ એક ખાસ ફોટો દરેક ચોપડીમાં જોવા મળે છે. એ કમળનાં પાંદડાંની કિનારી આપણે ત્યાંની થાળીની કિનારની પેઠે ઉપર ઊભી ઊપસેલી હોય છે. એમાંનાં વિવિધ રંગનાં કમળો જોઈ મને ખૂબ જ આનંદ થયો. આ વાનસ્પત્યમ્ નાનું હોવા છતાં ઘણું આકર્ષક છે. માણસને અહીં આનંદ સાથે જાણવાનું પણ પુષ્કળ મળે છે.

ત્રિયોલે તરફના સાગરના બદલાતા રંગો જોતાં મન ધરાતું જ નહોતું. પણ આગળનાં કામોને યાદ રાખી અમે પાછાં ફર્યાં એટલે સામે મોકા પર્વતનાં વાંકાં-ચૂકાં ઊંચાં શિખરો દેખાવા લાગ્યાં. એની અંદર જ પીટર બોથવાળું સૌથી ઊંચું શિખર છે, જેની ઊંચાઈ લગભગ ૨૭૦૦ ફૂટ છે. સમુદ્રમાં આવતાં-જતાં વહાણો પર આ પહાડ પરથી જ ધ્યાન અપાતું. એ પહાડના આકારો જોતાં જોતાં અમે પૉર્ટ લૂઈ પહોંચ્યાં.

અહીંની ધારાસભાના સભ્યોની ખાસ ઇચ્છા હતી કે પૂ. કાકાસાહેબ જેવા ભારતીય રાજ્યસભાના સદસ્ય એમની સભામાં હાજરી આપે અને એ લોકોની પદ્ધતિનું નિરીક્ષણ કરે. અહીં માનીતા મહેમાન પ્રેક્ષકો માટે એક બાજુ પર બેસવાની સરસ ગોઠવણ છે. આ સભાના અધ્યક્ષ સર રૉબર્ટ સ્ટેન્લી ભારેખમ મોઢું રાખી કામકાજ ચલાવતા હતા. અમે ગયાં ત્યારે વિરોધ પક્ષના નેતા શ્રી વિષ્ણુદયાલ ભાષણ કરતા હતા. એમની બાહોશી વિશે ઘણું સાંભળ્યું હતું. એમનું સાહિત્ય પણ વાંચ્યું હતું. એના પ્રમાણમાં એમનું ભાષણ ધ્યાન ખેંચે એવું ન લાગ્યું. થોડાં ભાષણો સાંભળ્યાં અને કાનની તૃપ્તિ કરતાં પેટની તૃપ્તિનો એ વખત હોવાથી

રોઝ હિલમાં શ્રી ભીખુભાઈ દેસાઈને ત્યાં જમવા પહોંચ્યાં. શ્રીમતી પુષ્પાબહેને બધી વ્યવસ્થા ધ્યાનપૂર્વક ગોઠવી હતી. દેસાઈ કુટુંબ મોટું છે. બધાં કુટુંબીઓને મળી, બધાં સાથે જમ્યાં. એ કુટુંબનો પરસ્પર પ્રેમનો સંબંધ જોઈ સંતોષ થયો. પૂ. કાકાસાહેબે ભોજનોત્તરનો આરામ કર્યો એટલી વાર મેં ઘરની બહેનો સાથે ઘણી વાતો કરી એમનો પરિચય કરી લીધો.

અહીંની સાંસ્કૃતિક સંસ્થા બ્રિટિશ કાઉન્સિલ જોવાની અમારી ઇચ્છા હતી જ. અને શ્રી અને શ્રીમતી સીકમ્બનું આમંત્રણ પણ હતું એટલે અમે ભોજન પછી પ્રથમ ત્યાં જ ગયાં. એમનું મકાન તથા ત્યાંની વ્યવસ્થા જોઈ અમે રાજી થયાં. બ્રિટનના લોકોએ લખેલી તેમ જ બ્રિટિશ પ્રકાશકોએ છાપેલી ચોપડીઓ જ અહીં રખાય છે. ઉપરાંત રાજ્ય ચલાવવાની વિદ્યા (Civil Administration) શીખનારા લોકોને અહીં અંગ્રેજી પણ શીખવે છે. આ રીતે ઝાઝી હોહા કર્યા વિના સમાજ ઉપર વધુમાં વધુ અસર કરવાની કળા અંગ્રેજો જાણે છે.

સાંજે કરીમજીભાઈને ત્યાં આમંત્રણ હતું. આ તરફના મુલકોમાં કરીમજી ખાનદાન તાલેવાન, સંસ્કારી અને બાહોશ છે. ખાનદાન મોટું છે અને વેપાર-ઉદ્યોગમાં આગળ પડતો ભાગ લેતું હોવાથી કુટુંબના બધા લોકોને કાંઈ ને કાંઈ કામ મળી રહે છે. કરીમજીને ત્યાં મોરિસના ઘણાખરા પ્રતિષ્ઠિત લોકો ભેગા થયા હતા. બહેનો પણ સારી સંખ્યામાં એકઠી થઈ હતી. આ કુટુંબની સજ્જનતા અને સંસ્કારિતાની છાપ સહેજે પડતી હતી. ભાઈ કરીમજીની નાની દીકરી ફરીદા મને બહુ ગમી.

અહીંથી અમારે જરા ઉતાવળે ઘેર જવાનું હતું. કેમ કે ઘેર એટલે શ્રી ધમીજાને ત્યાં આજે સૌથી મોટી પાર્ટી હતી. ભારતની પ્રતિષ્ઠા અને મિલનસાર ભાઈ જગન્નાથ ધમીજાની કુનેહને કારણે આ જલપાનમાં સામાન્ય રીતે ભેગા ન થનારા લોકો પણ એકત્ર આવ્યા હતા—રાજના ગવર્નર, સ્પીકર અને મંત્રીઓ તો હતા જ. ભારતીય સમાજના બધા નેતાઓ તો ખરા જ, પણ ફ્રેંચ અમીરો, લેખકો, કવિઓ અને કળાકારો પણ આવ્યા હતા. મહેમાનોમાં એક અંગ્રેજ ફૉરેસ્ટ ઑફિસર શ્રી એજરલી હિંદી સરસ જાણતા હતા. એમણે બ્રહ્મદેશમાં ઘણાં વરસો ગાળ્યાં હતાં. પૂ. કાકાસાહેબે એમને કહ્યું કે 'બ્રહ્મદેશ હું એકબે વાર ગયો છું. પણ ચિ. સરોજે પોતાનું નાનપણ ત્યાં જ ગાળ્યું છે.' આટલું સાંભળ્યું એટલે ભાઈસાહેબે ભીડમાં મને શોધી કાઢી. અને જ્યારે એમણે જાણ્યું કે મારા પિતા ત્યાં (બ્રહ્મદેશમાં) કાનૂન-મંત્રી હતા ત્યારે તો અમારી ઘણી વાતો ચાલી.

ખરચ ઘણું થયું હશે પણ આ રીતે ભારતની પ્રતિષ્ઠાનો અને સદ્ભાવની તટસ્થતાનો સ્વીકાર થતો જોઈ અમને ઘણો આનંદ થયો. કોઈના મોઢા પર એવો ભાવ ન જણાયો કે પોતે આવીને ઉપકાર કરે છે. શ્રીમતી દેવિકાબહેન ધમીજા મહેમાનોના સ્વાગતમાં કુશળ હતાં જ પણ એમના બે નાના દીકરાઓ પણ કાંઈ

ને કાંઈ ખાવાની વસ્તુ લઈને મહેમાનોને આગ્રહ કરતા હતા એ જોઈ બધાને વહાલ છૂટતું. આ જલપાનનો સત્કાર પ્રસંગ ધાર્યા કરતાં ઘણો લંબાયો. અને પછી વરસાદે આવીને પણ મહેમાનોને વધુ રોકાવામાં પ્રોત્સાહન આપ્યું.

આખરે 'ઍડ્વાન્સ' છાપાના પ્રતિનિધિને બે કટકે આપેલી મુલાકાત પૂ. શ્રી. કાકાસાહેબે પૂરી કરી. એમના રિવાજ પ્રમાણે વાતો કરતા જાય અને સાથે સાથે એમનું ભોજન પણ ચાલે. એમ ન કરત તો ઊંઘના જ બાર વાગી જાત! બધાના ગયા પછી પૂ.શ્રીને વિચારમાં જોઈ મેં પૂછ્યું કે 'શેના વિચાર ચાલે છે, પિતાજી? હજી ઊંઘ નથી આવતી?' ત્યારે એમણે કહ્યું:

"જે દેશમાં મારા દેશવાસીઓને અર્ધગુલામ તરીકે અપમાનાસ્પદ સ્થિતિમાં રહેવું પડ્યું હતું તે જ દેશમાં, સો-સવાસો વરસની અંદર ભારતીય લોકો રાજ્યકર્તાઓની ચૂંટણી કરે છે અને સચિવ કે મંત્રી બનીને રાજ ચલાવે છે એ જોઈ મને ઘણો સંતોષ થયો. એ જ ભારતના પ્રતિનિધિ તરીકે હું અહીં આવ્યો છું અને ધમીજા એ જ ભારતના રાજદૂત તરીકે અહીં રહ્યા છે. આવા આ સ્થિત્યંતરથી અહીંના કેટલાક ડોસાઓ તો ગદ્ગદ થઈ જતા હતા. જાણે ભારત માતાના કપાળ ઉપરનું કલંક ધોવાઈ ગયું, એનું ઉજ્જવળ રૂપ દુનિયા આગળ પ્રગટ થયું, એનો આનંદ માનતા હતા, એ તેં જોયું ને?"

હું જવાબ દઉં તે પહેલાં અમારા મેજબાનના નાના દીકરાઓ 'સુનિશમ્' કરવા આવ્યા. રોજ વહેલા સૂઈ જનારા આ બાળકો આજની અવરજવરને કારણે ઉત્તેજિત થયા હતા. આંખમાં ઊંઘ હોવા છતાં સૂવાની દાનત ન હતી. થોડી વાર ધિંગામસ્તી કરી પછી એમના પિતા પ્રેમની બળજબરીથી એમને સૂવા લઈ ગયા અને એ મીઠા દૃશ્યને માણતાં અમે પણ સૂવા ગયાં.

### સાતમો દિવસ

આખરે અમારો મોરિસનો છેલ્લો દિવસ ઊગ્યો જ. આવતી કાલે અમે રીયુનિયન જવા ઊપડવાનાં. આજે ઘણા લોકો મળવા આવવાના જ. એમાં એક બૅરિસ્ટર આવ્યા. હશે તો ક્રિયોલ, પણ હિંદી શીખીને સરસ બોલે છે. વ્યાખ્યાનો પણ આપે. બીજા ભાઈ તે જે. એન. રૉય. એમની પાસેથી ઘણી સારી સારી માહિતી મળી. દૃષ્ટિવાળા માણસ લાગ્યા.

અનેક છાપાંવાળાઓ મળી ગયા હતા. ફ્રેંચ દૈનિક 'લ મૉરિસાં' (Le Mauricen) રહી ગયું હતું. તેના પ્રતિનિધિ આજે મુલાકાત લેવા આવ્યા. પાંચસાત દિવસના અનુભવે એમણે જોયું કે પૂ. કાકાસાહેબનું વિશ્વબંધુત્વ સાચું છે. તેઓ કોઈ પણ પક્ષ, જાતિ કે વંશ વિરુદ્ધ છે જ નહીં. જેમ બધાને મળે છે તેમ બધાનું સાચું હિત એમને સરખું જ વહાલું છે. એમણે એમ પણ જોયું કે પોતાના વિચારો કાકાસાહેબ સંતાડતા નથી. જે સાચું લાગે તે કહેવામાં એમને વાંધો નથી કેમ કે એમને કશું મેળવવા કે ખોવાપણું છે જ નહીં.

આ મુલાકાત પછી એક તમિળ ભાઈ મળવા આવ્યા – શ્રી અપ્પાવું. છે ઘણા ધનવાન. એમને એક મંદિર બાંધવાની લહે લાગી છે. જૂનાં-નવાં મંદિરો જોવાનું પૂ. કાકાસાહેબને ગમે છે. એમની કળાની કદર પણ છે. પણ કોઈ નવા મંદિર પાછળ પૈસા ખરચવા માગે ત્યારે એમને એ અજુગતું લાગે છે. “છે એ મંદિરો જ જ્યાં બરાબર સચવાતાં નથી ત્યાં નવાં મંદિરો શા માટે બાંધીએ? મંદિરોને જો સંસ્કૃતિનાં કેન્દ્રો બનાવવામાં આવે અને તેમ કરતાં લોકો પોતાની સંકુચિતતા છોડી દે તો ઘણું કામ થઈ શકે. સારીનરસી જૂની રૂઢિના કિલ્લા તરીકે જ જો એ કામ આવતાં હોય તોયે એમને હું જીવતાં ગણું, અને જરૂર પડ્યે એમનો વિરોધ કરું. પણ આજકાલ મંદિરોનું વાતાવરણ મોટે ભાગે મડદાલ જ હોય છે. એની પાછળ પૈસા ખરચવા કોઈ તૈયાર હોય તો એ માણસ જૂના જમાનાનો છે, ભૂતસૃષ્ટિમાં રહે છે એમ જ મને લાગે છે.” વિવેક જાળવીને જેટલું કહી શકાય તેટલું તેઓશ્રીએ કહ્યું.

પછી અમે કેટલાક સ્વદેશી કોઑપરેટિવ સોસાયટીઓના ભાગીદારોને મળવા ગયાં. એમના અધ્યક્ષ શ્રી મણિલાલ રામદીન શેરડીનાં ખેતરોના ભારતીય માલિકોના પ્રતિનિધિ જેવા લાગ્યા. એમની સાથે માથુર કરીને ભારતના શર્કરાપ્રવીણ (Sugar expert) હતા. અહીંની પરિસ્થિતિ વિશે એ પૂરા માહિતગાર છે. એ લોકોએ આપેલા માનપત્રના જવાબમાં પૂ. કાકાસાહેબે વિસ્તૃત ભાષણ કર્યું. અને શેરડીના માલિકો શું શું કરી શકે એની વાત કરી.

હવે અમારા કમિશનરના કાર્યાલયમાં અહીંનાં તમામ છાપાંના પ્રતિનિધિઓ પૂ. કાકાસાહેબને મળવાના હતા. “આ પ્રેસ કૉન્ફરન્સમાં કોણ જાણે કેવા કેવા સવાલો પુછાશે” એવી સહેજ બીક એમણે બતાવી. અગવડભરેલા પ્રશ્નો આબાદ રીતે વાળીને મીઠા જવાબો આપવાની કળા તો પૂ. કાકાસાહેબ સુંદર જાણે છે એટલે મારા મનમાં જરાય ચિંતા ન હતી. કોક કોક વખતે એમને લાગે છે કે “અગવડભરેલો પ્રશ્ન પુછાયો જ છે તો ચાલો આપણે સીધો જવાબ આપી દઈએ. ભલે બધા નારાજ થતા.”

પણ આજે તો અનુભવ ઊલટો જ થયો. જાણે સાંસ્કૃતિક સમન્વય માટેની ચર્ચાપરિષદ ચાલતી હોય એ ઢબે છાપાંવાળાઓએ ઘણા ઊંડા સવાલો ખૂબ આદરપૂર્વક પૂછ્યા અને પૂ. કાકાસાહેબના વિચારો વિદ્યાર્થીની પેઠે રસપૂર્વક સમજી લીધા. એમના સવાલોથી પૂ. કાકાસાહેબને સંતોષ થયો જણાયો. એમના જવાબોથી બધાને થતાં સંતોષ અને સમાધાન સ્પષ્ટ દેખાતાં હતાં. શરૂઆતમાં જ પૂ. કાકાસાહેબે એમને કહેલું કે ‘મને પોતાની બિરાદરીની જ વ્યક્તિ ગણજો.’ પરિણામે એમની વચ્ચે એક સુંદર સાત્ત્વિક વાતાવરણ જામ્યું. પછી પૂ. કાકાસાહેબે કહ્યું કે તમારા છાપામાં તમે આવતી કાલે શું લખો છો ને કેટલું લખો છો એની મને પડી નથી. તમે અમને સમજી લો. અમારી દૃષ્ટિ જો તમને યોગ્ય અને

આવકારલાયક લાગશે તો એની અસર હવે પછી ભારત વિશે તમે જ્યારે જ્યારે કાંઈ પણ લખશો તેના ઉપર પડ્યા વગર રહેશે નહીં. એ વસ્તુ જ મારે મન વધારે કીમતી છે.

આટલું કહી એમણે ગાંધીજીની અસર તળે પોતે કેમ ઘડાયા અને હવે જગતના સવાલો તરફ કઈ દૃષ્ટિએ જુએ છે એનાથી પ્રારંભ કરી ગાંધીજીની જીવનદૃષ્ટિ અને ભારત સરકારની શાંતિવાદી સર્વકલ્યાણકારી નીતિ વિસ્તારથી સમજાવી. અને પછી બધા સવાલોના જવાબો આપ્યા.

ત્યાંથી ઘેર આવતાં રસ્તામાં કરીમજી જીવણજીનું પેપ્સીકોલાનું કારખાનું જોયું. એમાં સંચાથી જ પેપ્સીકોલા કઈ રીતે બાટલીમાં ભરાય છે અને બાટલી બંધ થઈ, કેવી રીતે પોતાને ઠેકાણે ખોખામાં જઈને બેસી જાય છે એ જોવાની ગંમત હતી. જાણે કવાયત કરતાં બાળકો! શ્રી કરીમજીના બે જુવાન ભત્રીજાઓ અમને બધું સમ-જાવતા હતા. ગઈ કાલના છોકરાઓ પોતાના કારખાનાના વ્યવસ્થાપક થતાંવેંત જે ઢબે જવાબદારીનું ભાન ઓઢી લે છે અને ઠાવકાઈથી વાતો કરે છે એ જોવામાં અને એ સ્વીકારી એમને પ્રોત્સાહન આપવામાં વિશેષ આનંદ પૂજ્ય કાકાસાહેબ જેવા જન્મજાત શિક્ષકને હોય જ. હજારો બાળકો અને યુવાનો જેમની નજર નીચે વિકસ્યા છે તેમના ચહેરા પર કોઈ પણ યુવક કે યુવતીના વિકસતા ઉત્સાહ, સાહસ કે પુરુષાર્થ જોઈ જે વાત્સલ્યના ભાવો રમે છે તે જોવાની ધન્યતા ઓર જ છે.

બપોર પછી ત્રણ ઠેકાણે સન્માન-સમારંભમાં હાજર રહેવાનું હતું. પહેલો તો પાસે જ વાકવામાં ઈન્ડો-મોરિશિયન ઍસોસિયેશન તરફથી હતો. બધી જાતના લોકો ત્યાંની સુંદર લીલી લૉન પર એકઠા થયેલા જોઈ પૂ. કાકાસાહેબે વિષય બદલ્યો અને ભારતીય સંગીત અને ચિત્રકળાના વિકાસ ઉપર જાણે રીતસરનું ભાષણ આપતાં કહ્યું:

"ભારતીય સંગીત અત્યંત સુંદર ત્રિવેણી સંગમ છે. નાટ્યાચાર્ય ભરતથી માંડીને જે ભારતીય સંગીત આપણે ત્યાં ખીલ્યું હતું એમાં મોગલ કાળમાં ઈરાની સંગીત ઉમેરાયું. આ સમન્વયનું કામ કરનાર હરિદાસ નામના એક ત્યાગી વૈરાગી સંત સત્પુરુષ હતા. એમના શિષ્ય તાનસેને અકબર બાદશાહના દરબારમાં ખ્યાલ ઠૂમરીવાળું હિંદુસ્તાની સંગીત વહેવડાવ્યું. નિ:સ્પૃહ હરિદાસ અકબરના દરબારમાં આવે જ શાના? અકબર બાદશાહ નમ્ર થઈ, જંગલમાં પગપાળા એમને દર્શને ગયા અને એ સંગીતના સંગમમાં અવગાહન કરી કૃતાર્થ થયા. એ જ અરસામાં દક્ષિણ ભારતમાં પુરંદર વિઠ્ઠલ અને ત્યાગરાય જેવા ભક્તકવિઓ કર્ણાટકી સંગીતને ખીલવતા હતા. બંગાળ, આસામ તરફની પરંપરા વળી જુદી. આજે એ બધાના સમન્વયમાંથી નવું સમૃદ્ધ સંગીત જન્મ લઈ રહ્યું છે.

"તમે આટલી પૈસા ખરચી ગ્રામોફોનની રેકર્ડો વસાવો અને દરેક પ્રસંગે એ વગાડો એટલું બસ નથી. સંગીત તો તમારા કાનમાં, ગળામાં અને આંગળાંમાં

જીવતું થઈ નાચવું જોઈએ. સંગીતનો આસ્વાદ લેવાની શક્તિ કેળવવી એ અર્ધી તૈયારી થઈ. એ સંસ્કારિતા પ્રાથમિક કહેવાય. જમીન પ્રથમ વરસાદ પીએ છે અને ધરાયા પછી, એ જ જમીનમાંથી મીઠા પાણીનાં ઝરણાં ફૂટી નીકળે છે અને ગાતાં વહે છે, એવી જ રીતે તમારા અને તમારાં બાળકોના ગળામાંથી સંગીત નીકળતું જાય અને આંગળીઓ જાતજાતનાં વાદ્યમાંથી સુંદર સ્વરસંમેલન પ્રગટ કરતી જાય ત્યારે જ સંસ્કારિતા પ્રાણવાન અને સમૃદ્ધ થશે.”

ભારતની ચિત્રકળા પણ એવી જ રીતે અનેક શૈલીનો હવે સમન્વય કરવા લાગી છે એ વિશે પણ પૂ. કાકાસાહેબે વિસ્તારથી કહી લોકોનો રસ જગાડયો :

“કળામાં બહિષ્કારને અવકાશ નથી, અળગાપણું હોય જ નહીં. ઉચ્ચ અભિરુચિ ખીલે એ રીતે બધા જ દેશના શુભ સંસ્કારો આપણે સ્વીકારી શકીએ. જેમ સમુદ્ર ઉપર દીવાલ બંધાય નહીં તેમ કળામાં અને માનવપ્રેમમાં દીવાલો ટકી ન શકે. ઈશ્વરે તમને અનેક રંગોનો વિલાસ બનાવતો મહાસાગર આપ્યો છે. આકૃતિઓની રમતોને સ્થિર કરી બતાવનાર પહાડો આપ્યા છે અને અનેક વંશના તથા અનેક સંસ્કૃતિના લોકોને એકત્ર આણી વસાવ્યા છે. વિશાળ હૃદયની આતિથ્યશીલતાને પ્રતાપે એક નવી સંસ્કૃતિ ખીલવવાની તમને તક આપી છે. નવ દસ વરસ પહેલાં પૂર્વ આફ્રિકામાં મેં ત્યાંના વિદ્યાર્થીઓની ચિત્રકળા જોઈ હતી. આફ્રિકીઓનો દુ:ખી આત્મા એ કળા દ્વારા પોતાની મનોવેદના વ્યક્ત કરતો હોય એવું જ મને લાગ્યું. કળા દ્વારા આપણે આપણાં સુખદુ:ખ, આશાઆકાંક્ષા, ચિંતાનિરાશાને વીંધી ઉપર આવતી અમર આશા વ્યક્ત કરી બધામાંથી જીવનનો સનાતન આધ્યાત્મિક આનંદ મેળવવાનો હોય છે. તમારાં દુ:ખો પણ ઓછાં નહોતાં. એ દુ:ખો આગળ હારી ન જતાં ટકી રહેવાની જીવટ તમે બતાવી છે. હવે વિરાટ સમન્વય સાધવાની આ તક પણ કળાના નવસર્જન મારફતે સફળ થવી જોઈએ.”

આ વ્યાખ્યાન સાંભળતાં આનંદમાં એટલું ડૂબી જવાતું હતું કે નોંધ લેવાનું રહી જ જતું. આસપાસના લોકોની આંખોમાં એ આનંદનું પ્રતિબિંબ જોઈ હું તો ખૂબ રાચી અને બધા પ્રત્યે સમભાવની લાગણી મારા મનમાં ઊભરાઈ. એક જ વિચારથી પ્રભાવિત થયા પછી લોકોમાં એક બંધુભાવ પેદા થાય છે. ત્યાર પછી એકબીજાને મળતાં વિશેષ આનંદ આવે છે. છેલ્લો દિવસ હોવાથી એ ભાવમાં વિશિષ્ટ ઊંડાણ ઉમેરાયું.

આ પશ્ચિમના પ્રદેશથી નીકળી અમે સીધાં પૂર્વ તરફ ગયાં. ત્યાં મોંતાન બ્લાંશ (Montagne Blanche) પાસે કૃષિ મંત્રી શ્રી બુલેલ તરફથી સ્વાગત હતું. અહીં પૂ. કાકાસાહેબે ભાષા ઉપર જ ખાસ ભાર મૂકતાં કહ્યું,

“ભાષાનો અને સંસ્કૃતિનો પરસ્પર ઊંડો સંબંધ છે. અહીં વસતાં તમે લોકોએ ... રાખી છે એ ઘણા સંતોષની વાત છે. નેતાઓ ફ્રેંચ ...

આવકારલાયક લાગશે તો એની અસર હવે પછી ભારત વિશે તમે જ્યારે જ્યારે કાંઈ પણ લખશો તેના ઉપર પડ્યા વગર રહેશે નહીં. એ વસ્તુ જ મારે મન વધારે કીમતી છે.

આટલું કહી એમણે ગાંધીજીની અસર તળે પોતે કેમ ઘડાયા અને હવે જગતના સવાલો તરફ કઈ દૃષ્ટિએ જુએ છે એનાથી પ્રારંભ કરી ગાંધીજીની જીવનદૃષ્ટિ અને ભારત સરકારની શાંતિવાદી સર્વકલ્યાણકારી નીતિ વિસ્તારથી સમજાવી. અને પછી બધા સવાલોના જવાબો આપ્યા.

ત્યાંથી ઘેર આવતાં રસ્તામાં કરીમજી જીવણજીનું પેપ્સીકોલાનું કારખાનું જોયું. એમાં સંચાથી જ પેપ્સીકોલા કઈ રીતે બાટલીમાં ભરાય છે અને બાટલી બંધ થઈ, કેવી રીતે પોતાને ઠેકાણે ખોખામાં જઈને બેસી જાય છે એ જોવાની ગંમત હતી. જાણે કવાયત કરતાં બાળકો! શ્રી કરીમજીના બે જુવાન ભત્રીજાઓ અમને બધું સમજાવતા હતા. ગઈ કાલના છોકરાઓ પોતાના કારખાનાના વ્યવસ્થાપક થતાંવેંત જે ઢબે જવાબદારીનું ભાન ઓઢી લે છે અને ઠાવકાઈથી વાતો કરે છે એ જોવામાં અને એ સ્વીકારી એમને પ્રોત્સાહન આપવામાં વિશેષ આનંદ પૂજ્ય કાકાસાહેબ જેવા જન્મજાત શિક્ષકને હોય જ. હજારો બાળકો અને યુવાનો જેમની નજર નીચે વિકસ્યા છે તેમના ચહેરા પર કોઈ પણ યુવક કે યુવતીના વિકસતા ઉત્સાહ, સાહસ કે પુરુષાર્થ જોઈ જે વાત્સલ્યના ભાવો રમે છે તે જોવાની ધન્યતા ઓર જ છે.

બપોર પછી ત્રણ ઠેકાણે સન્માન-સમારંભમાં હાજર રહેવાનું હતું. પહેલો તો પાસે જ વાકવામાં ઇન્ડો-મોરિશિયન ઍસોસિયેશન તરફથી હતો. બધી જાતના લોકો ત્યાંની સુંદર લીલી લૉન પર એકઠા થયેલા જોઈ પૂ. કાકાસાહેબે વિષય બદલ્યો અને ભારતીય સંગીત અને ચિત્રકળાના વિકાસ ઉપર જાણે રીતસરનું ભાષણ આપતાં કહ્યું:

"ભારતીય સંગીત અત્યંત સુંદર ત્રિવેણી સંગમ છે. નાટ્યાચાર્ય ભરતથી માંડીને જે ભારતીય સંગીત આપણે ત્યાં ખીલ્યું હતું એમાં મોગલ કાળમાં ઈરાની સંગીત ઉમેરાયું. આ સમન્વયનું કામ કરનાર હરિદાસ નામના એક ત્યાગી વૈરાગી સંત સત્પુરુષ હતા. એમના શિષ્ય તાનસેને અકબર બાદશાહના દરબારમાં ખ્યાલ ઠૂમરીવાળું હિંદુસ્તાની સંગીત વહેવડાવ્યું. નિઃસ્પૃહ હરિદાસ અકબરના દરબારમાં આવે જ શાના? અકબર બાદશાહ નમ્ર થઈ, જંગલમાં પગપાળા એમને દર્શને ગયા અને એ સંગીતના સંગમમાં અવગાહન કરી કૃતાર્થ થયા. એ જ અરસામાં દક્ષિણ ભારતમાં પુરંદર વિઠ્ઠલ અને ત્યાગરાય જેવા ભક્તકવિઓ કર્ણાટકી સંગીતને ખીલવતા હતા. બંગાળ, આસામ તરફની પરંપરા વળી જુદી. આજે એ બધાના સમન્વયમાંથી નવું સમૃદ્ધ સંગીત જન્મ લઈ રહ્યું છે.

"તમે અહીં પૈસા ખરચી ગ્રામોફોનની રેકર્ડો વસાવો અને દરેક પ્રસંગે એ વગાડો એટલું બસ નથી. સંગીત તો તમારા કાનમાં, ગળામાં અને આંગળાંમાં

જીવતું થઈ નાચવું જોઈએ. સંગીતનો આસ્વાદ લેવાની શક્તિ કેળવવી એ અર્ધી તૈયારી થઈ. એ સંસ્કારિતા પ્રાથમિક કહેવાય. જમીન પ્રથમ વરસાદ પીએ છે અને ધરાયા પછી, એ જ જમીનમાંથી મીઠા પાણીનાં ઝરણાં ફૂટી નીકળે છે અને ગાતાં વહે છે, એવી જ રીતે તમારા અને તમારાં બાળકોના ગળામાંથી સંગીત નીકળતું જાય અને આંગળીઓ જાતજાતનાં વાદ્યમાંથી સુંદર સ્વરસંમેલન પ્રગટ કરતી જાય ત્યારે જ સંસ્કારિતા પ્રાણવાન અને સમૃદ્ધ થશે.''

ભારતની ચિત્રકળા પણ એવી જ રીતે અનેક શૈલીનો હવે સમન્વય કરવા લાગી છે એ વિશે પણ પૂ. કાકાસાહેબે વિસ્તારથી કહી લોકોનો રસ જગાડયો:

''કળામાં બહિષ્કારને અવકાશ નથી, અળગાપણું હોય જ નહીં. ઉચ્ચ અભિરુચિ ખીલે એ રીતે બધા જ દેશના શુભ સંસ્કારો આપણે સ્વીકારી શકીએ. જેમ સમુદ્ર ઉપર દીવાલ બંધાય નહીં તેમ કળામાં અને માનવપ્રેમમાં દીવાલો ટકી ન શકે. ઈશ્વરે તમને અનેક રંગોનો વિલાસ બનાવતો મહાસાગર આપ્યો છે. આકૃતિઓની રમતોને સ્થિર કરી બતાવનાર પહાડો આપ્યા છે અને અનેક વંશના તથા અનેક સંસ્કૃતિના લોકોને એકત્ર આણી વસાવ્યા છે. વિશાળ હૃદયની આતિથ્યશીલતાને પ્રતાપે એક નવી સંસ્કૃતિ ખીલવવાની તમને તક આપી છે. નવ દસ વરસ પહેલાં પૂર્વ આફ્રિકામાં મેં ત્યાંના વિદ્યાર્થીઓની ચિત્રકળા જોઈ હતી. આફ્રિકીઓનો દુઃખી આત્મા એ કળા દ્વારા પોતાની મનોવેદના વ્યક્ત કરતો હોય એવું જ મને લાગ્યું. કળા દ્વારા આપણે આપણાં સુખદુઃખ, આશાઆકાંક્ષા, ચિંતાનિરાશાને વીંધી ઉપર આવતી અમર આશા વ્યક્ત કરી બધામાંથી જીવનનો સનાતન આધ્યાત્મિક આનંદ મેળવવાનો હોય છે. તમારાં દુઃખો પણ ઓછાં નહોતાં. એ દુઃખો આગળ હારી ન જતાં ટકી રહેવાની જીવટ તમે બતાવી છે. હવે વિરાટ સમન્વય સાધવાની આ તક પણ કળાના નવસર્જન મારફતે સફળ થવી જોઈએ.''

આ વ્યાખ્યાન સાંભળતાં આનંદમાં એટલું ડૂબી જવાતું હતું કે નોંધ લેવાનું રહી જ જતું. આસપાસના લોકોની આંખોમાં એ આનંદનું પ્રતિબિંબ જોઈ હું તો ખૂબ રાચી અને બધા પ્રત્યે સમભાવની લાગણી મારા મનમાં ઊભરાઈ. એક જ વિચારથી પ્રભાવિત થયા પછી લોકોમાં એક બંધુભાવ પેદા થાય છે. ત્યાર પછી એકબીજાને મળતાં વિશેષ આનંદ આવે છે. છેલ્લો દિવસ હોવાથી એ ભાવમાં વિશિષ્ટ ઊંડાણ ઉમેરાયું.

આ પશ્ચિમના પ્રદેશથી નીકળી અમે સીધાં પૂર્વ તરફ ગયાં. ત્યાં મોંતાન બ્લાંશ (Montagne Blanche) પાસે કૃષિ મંત્રી શ્રી બુલેલ તરફથી સ્વાગત હતું. અહીં પૂ. કાકાસાહેબે ભાષા ઉપર જ ખાસ ભાર મૂકતાં કહ્યું,

''ભાષાનો અને સંસ્કૃતિનો પરસ્પર ઊંડો સંબંધ છે. અહીં વસતાં તમે લોકોએ તમારી હિંદી જાળવી રાખી છે એ ઘણા સંતોષની વાત છે. નેતાઓ ફ્રેંચ અને

અંગ્રેજી તો જાણે જ છે. પણ એમને સ્વજનો સાથે સરસ હિંદીમાં બોલતા જોઈ મારી ખાતરી થઈ કે આપણી સંસ્કૃતિ અહીં ટકશે, ફૂલશેફાલશે અને એવો પણ દિવસ આવશે કે જ્યારે તમે ભારતની સંસ્કૃતિમાં તમારા ફાળાનો ઉમેરો કરશો. પરદેશમાં જઈ વસેલા અંગ્રેજોએ પોતાની ભાષાની અને પોતાના મૂળ દેશની ઓછી સેવા નથી કરી. અહીં હિંદુ-મુસલમાન સાથે રહે છે. એમની વચ્ચે ભાષાભેદ ન હોય એ સારું. સહેલામાં સહેલી ભાષા વાપરશો તો બન્નેને માટે એ સરખી જ ઉપયોગી નીવડશે. અહીંના ક્રિયોલ લોકોને પણ આપણે અપનાવવા જોઈએ. એને માટે આપણી ભાષામાં થોડા ક્રિયોલ શબ્દો આવે તો તેને હું ઈષ્ટ જ ગણું. એ લોકોને પણ આપણી ભાષા સાવ પરાયી ન લાગવી જોઈએ. જ્યાં જીવન ઓતપ્રોત થાય છે ત્યાં ભાષા પણ તેટલા પ્રમાણમાં – અથવા સહેજસાજ ઓછી – ઓતપ્રોત તો થાય જ છે. એને હું અનિષ્ટ ન ગણું. સાવચેતી એટલી રાખવી જોઈએ કે ભારતમાં જે હિંદી કે હિંદુસ્તાની ચાલે છે તેનાથી તમારી ભાષા બહુ દૂર ન જવી જોઈએ.

“આ ભૂમિ આપણે માટે પવિત્ર ભૂમિ છે કેમ કે બીજા લોકો સાથે આપણા પૂર્વજોનું લોહી પણ અહીં રેડાયું છે. ૧૮૧૦માં અંગ્રેજોએ અહીંના બે ટાપુ જીત્યા ત્યારે લડવૈયાઓ ભારતથી જ આણ્યા હતા. એનો ખરચ પણ આપણે ત્યાંથી જ થયો હતો. ત્યાર પછી તમારા બાપદાદાઓએ પોતાના પરસેવાથી આ ભૂમિનું સિંચન કર્યું છે. જે લોકો જે ભૂમિ પર મજૂરી કરે છે તેમની જ એ ભૂમિ થઈ જાય છે.

“હવે પછી આપણાં બાળકોને ઉત્તમમાં ઉત્તમ કેળવણી મળવી જોઈએ. જેની પાસે ધન હોય તે પોતાનાં જ બાળકોની નહીં પણ આસપાસનાં ગરીબ બાળકોની કેળવણીની ગોઠવણ પણ કરે. તો જ ઈશ્વરના આશીર્વાદ આપણા ઉપર વરસવાના.

“સ્ત્રીઓ અને બાળકો પ્રત્યે સમાજમાં હમેશાં આદર હોવો જોઈએ. છોકરાઓ કરતાં છોકરીઓની કેળવણી ઊતરતી ન હોય.

“ગીતામાં પરબ્રહ્મનું વર્ણન કરતાં निर्दोषम् हि समं ब्रह्म કહ્યું છે. આપણે આપણા સમાજમાંથી દોષો કાઢી નાખી એમાં સમતા સ્થાપવી જોઈએ. સ્ત્રીપુરુષ સમાન, બધા વર્ણો અને બધી ન્યાતો સમાન, બ્રાહ્મણ અને હરિજન સમાન, બધા ધર્મો સમાન. ગોરાઓ, ભારતીઓ, ચીનીઓ અને આફ્રિકીઓ – બધા જ સમાન – એ આપણો આદર્શ હોવો જોઈએ. કોઈના હાથનું ખાવામાં દોષ નથી; હરામનું ખાવામાં, અન્યાયનું ખાવામાં પાપ છે. શરાબ ખરાબ વસ્તુ છે. એનાથી કોઈનું ભલું થયું નથી; એનાથી ધન, બુદ્ધિ, આરોગ્ય, ચારિત્ર્ય, પ્રતિષ્ઠા બધાનું જ નુકસાન છે. જે લોકોએ શરાબ છોડ્યો છે તેમનાં ઘરમાં બધું પવિત્ર-મંગલ રહે છે.

“ભગવાને બધા ધર્મો આ ભૂમિમાં એકત્ર આણ્યા તે અમસ્તું નથી. પોતાનાં

આમારું ત્રીજું સ્વાગત હતું મજૂર મંત્રી શ્રી રિંગાડુ તરફથી મોકા સિનેમા-ઘરમાં. અહીં તો છેલ્લું જાહેર ભાષણ હોવાથી વિદાયની જ વાતો કરવાની હતી, એટલે પૂજ્ય કાકાસાહેબે લોકોને ભારતના આખા ઈતિહાસનું સિંહાવલોકન કરાવ્યું :

“ગંગોત્રીની નાનકડી નદી અનેક પ્રવાહોથી પરિપુષ્ટ થઈ ગંગા સાગર પાસે સાગર સમી વિશાળ થાય છે તેવી જ રીતે આપણી સંસ્કૃતિ પણ સમૃદ્ધ અને પરિપુષ્ટ થતી આવી છે. વેદકાળ, ઉપનિષદકાળ, રામાયણ-મહાભારતકાળ, મનુ અને યાજ્ઞવલ્કયની સ્મૃતિ પછીનો બૌદ્ધાદિનો કાળ, ત્યાર પછી બહારથી આવેલા પઠાણ અને મોગલો સાથેની સાંસ્કૃતિક આપ-લે પછીની સંગમ સંસ્કૃતિ; પોર્ટુગીઝ, ફ્રેંચ, અંગ્રેજના આગમનથી થયેલું પૂર્વ-પશ્ચિમનું મિલન અને હવે આખી દુનિયાની સેવા કરવાની મળનારી તક એ આપણું કેટલું મોટું ભાગ્ય છે! હવે પરદેશના લોકો પણ આપણી સંસ્કૃતિનું આદરપૂર્વક અધ્યયન કરવા લાગ્યા છે. આપણે પણ દુનિયાની જુદી જુદી સંસ્કૃતિઓની ખૂબી સમજી લેવી જોઈએ. દરેકમાંથી સારું ગ્રહણ કરવું એવી શિખામણ આપણા વૈદિક ઋષિઓએ જ આપણને આપી છે.”

જે ઈન્ડિયન કાઉન્સિલ ફૉર કલ્ચરલ રિલેશન્સ તરફથી પૂ. કાકાસાહેબ અહીં આવ્યા એના ઉદ્દેશ વિશે કહેતાં પણ એમણે કહ્યું કે “ભારત દેશની હસ્તી સંસ્કૃતિ-સમન્વય માટે જ છે. અને એ જ કામ અમારી સંસ્થા, અમારી સરકાર અને અમારો દેશ કરવા માગે છે.”

એક ઠેકાણેથી બીજે ઠેકાણે જવાનું એટલે એ બેટને ફરી વાર વીંધવાનો! અમે ફ્લાકથી પોર લૂઈ ગયાં અને ત્યાં ભારત કમિશનરના દફતરમાં મોરિસ આકાશ-વાણીની ઈચ્છા પ્રમાણે વિદાયનો સંદેશો પૂ. કાકાસાહેબે પટીબદ્ધ કરાવ્યો અને રાત્રે છેક નવ વાગ્યે સુન્ની સુરતી મુસ્લિમ સોસાયટીના લોકો સાથે જમવા પહોંચ્યાં. જનાબ તુરાવા એના અધ્યક્ષ હતા.

ક્યારનું ગોઠવાયેલું આ ભોજન કાંઈક ગેરસમજને કારણે ઠેલાતું જતું હતું. એમાં વાંક કોઈનો ન હતો. પણ આખર સુધી ગોઠવાતું ન હતું. તે છેલ્લી રાત્રે ગોઠવાયું. સોસાયટીના ઘણાખરા નેતાઓ સાથે આ પહેલાં ઓળખાણ થઈ હતી જ. એક વાર મસ્જિદમાં જઈ કુરાને શરીફની આયત સાથે અમે સ્વાભાવિકપણે અમારી પ્રાર્થના કરી હતી એની પણ જાણ લોકોને થઈ હતી. એટલે આ ભોજનમાં આખો મુસલમાન સમાજ ઊલટયો હતો. ક્લબના વિશાળ મકાનમાં એક બાજુ પુરુષો અને બીજી બાજુ બહેનો ભેગી થઈ હતી. છતાં ત્યાં પડદા જેવું ન હતું. પુરુષો સાથે ભોજન કર્યા પછી અમારી વચ્ચે આવીને પૂ. કાકાસાહેબે થોડી વાતો કરી. એમણે કહ્યું કે, “ચિ. સરોજને તો તમે બરાબર અપનાવી લીધી છે. પણ એને અહીં વિશેષ આનંદ આવે એમાં આશ્ચર્ય શું? ચિ. રૈહાના અને સરોજ સગી બહેનો કરતાં પણ વધારે છે. વીસેક વરસથી અમે એકત્ર રહીએ છીએ. અને અમે બધા

આ આખા મેળાવડામાં ગુજરાતી ભાષામાં-જ બોલવું સ્વાભાવિક હતું. એની આત્મીયતા કાંઈ ઓર જ જણાતી હતી.

આ ભાઈબહેનોએ છેલ્લે અમને સરસ ભેટો (હદિયા) આપી અને મીઠામાં મીઠાં સંસ્મરણો એકઠાં કરી અમે એ દિવસ પૂરો કર્યો.

ઘેર જવાનો લાંબો રસ્તો એ સંસ્મરણોથી જ ભરાઈ ગયો હતો. પૂ. કાકાસાહેબ કહે, "મને ગુજરાતી ભાષા મરાઠી જેટલી જ નજીકની લાગે છે અને એ ભાષાના ઉપકાર હું કોઈ કાળે ભૂલું નહીં. એણે મને મહાત્માજી આપ્યા અને એટલું બધું બીજું આપ્યું કે જીવન ભર્યું ભર્યું થઈ ગયું છે. લોકો કહે છે કે મેં ગુજરાતી ભાષાની સેવા કરી છે. પણ ગુજરાતી પાસેથી મને જે અનેકગણું મળ્યું છે તે તો હું જ જાણું."

આવી ભાવના સાથે જ અમે ચાલતી મોટરે રાતની પ્રાર્થના કરી અને ખરી રીતે એ દિવસ પૂરો કરી મધરાત પછી પથારી ભેગાં થયાં.

ગુરુવાર, તા. ૨૫-૧૧-'૫૯ને રોજ સવારે ચાર વાગ્યે ઊઠી, નાહી-ધોઈ, બધો સામાન તૈયાર કર્યો અને મળવા આવેલા અનેક પરિચિતો સાથે પ્રાર્થના કરી. શ્રી ધમીજા, એમનાં પત્ની, બાળકો અને ઘરના નોકરો બધા જાણે હમેશાં સાથે રહેતાં હોઈએ એવું જ અમને લાગવા માંડ્યું હતું. નાસ્તો કર્યો અને ફરી છેલ્લી વાર મોરિસ ટાપુનો દક્ષિણનો ભાગ વીંધી કાઢી વિમાની મથકે પહોંચ્યાં. બધાની વિદાય લેતાં માઠું તો લાગ્યું જ. કેટલા પ્રેમાળ લોકો! એમના કલ્યાણ માટેની પ્રાર્થના કરતાં અમે વિમાનારૂઢ થયાં. મોરિસ અને રીયુનિયન એ બેટો બે બહેનપણી જેવા છે. અમારા વિમાનને પ્લેઝાન્સ(Plaisance)થી ગીયો (Guilliot) પહોંચતાં પૂરો કલાક પણ ન લાગ્યો. પણ એની વાત નવા પ્રકરણમાં જ કરવી બરાબર થશે.

## રીયુનિયન

મોરિશિયસ,<br>પોર લૂઈ,<br>૨૫-૧૧-'૫૯

પ્રિય નરેશ,

આજે અમે અહીંથી રીયુનિયન જવાનાં. મેં તમને પહેલાં લખ્યું જ છે કે મોરિસ અને રીયુનિયન એ આ પ્રદેશને શોભા આપતી બેટોની એક જોડી છે. મોરિસની જાહોજલાલી વધારે ભલે હોય પણ બૂરબોં (રીયુનિયનનું અસલી નામ) મોટો ભાઈ ગણાય. આની લંબાઈ ૪૫ માઈલની છે અને પહોળાઈ ૩૨ માઈલની. ક્ષેત્રફળ ૯૭૦ ચોરસ માઈલ છે. મોરિસ કરતાં આ પ્રદેશ વધારે ડુંગરાળ હોવાથી લોકો એને હજી બરાબર ખીલવી શક્યા નથી. અંગ્રેજોએ ભારતની મદદથી ૧૮૧૦માં

આ બેટ પણ મોરિસ સાથે જ જીત્યો હતો. પણ ૧૮૧૫માં નેપોલિયન બોનાપાર્ટ સાથે જે સંધિ થઈ તેમાં અંગ્રેજોએ મોરિસ પોતાની પાસે રાખી, બૂરબોં બેટ પાછો ફ્રેંચોને સોંપી દીધો. અહીંની લોકસંખ્યા વિશે રીતસરની માહિતી મળી નથી. સન ૧૯૦૨માં અહીંની કુલ વસ્તી ૧,૭૩,૦૦૦થી કંઈક વધારે હતી. એમાં આપણા લોકો ૧૩,૫૦૦ હતા. માડાગાસ્કરથી આવેલા માલગાસે લોકો ૪૫૦૦, ચીનીઓ ૧૪૦૦, બહારથી આવી વસેલા નિગ્રો ૯૦૦૦ અને ક્રિયોલ નામની મિશ્ર પ્રજા ૩૦૦૦ની હતી. આટલા આંકડાથી આપણને સંતોષ શી રીતે થાય? બાકીની પ્રજા વિશે કાંઈ જ માહિતી નથી.

વાત એ છે કે ફ્રેંચ લોકોએ ભારત સરકારની ખુશામત કરી ભારતમાંથી ગિરમીટિયા મેળવ્યા. એનો પ્રારંભ ૧૮૬૦થી થયો અને ૧૮૮૨ સુધી એ રિવાજ ચાલ્યો. 'ભારતના લોકો પર અત્યાચાર થાય છે, એમને સારી રીતે રાખવામાં આવતા નથી' એમ કહી ભારતીય મજૂરોને મોકલવાનું બંધ કરવામાં આવ્યું. જાણે અંગ્રેજોના મોરિશિયસમાં મજૂરો ઘણા સુખી હતા!

એ બાવીસ વરસ દરમ્યાન જેટલા ભારતીય મજૂરો અહીં આવ્યા એમનું શું થયું એ કહેવું મુશ્કેલ છે. તેઓ ધીરે ધીરે પોતાની ભાષા ભૂલી ગયા અને ક્રિયોલ બોલવા લાગ્યા. પોતાનો ધર્મ છોડી ખ્રિસ્તી થયા અને ક્રમે ક્રમે અહીંના લોકોમાં ભળી ગયા હશે. ભારતીય ગણાય એવા હવે ત્યાં કેટલા છે એ તો ત્યાં ગયા પછી જ ખબર પડશે.

અત્યારે જે લોકો ભારતીય ગણાય એવા તો ગુજરાત તરફના થોડા મુસલમાનો જ છે. એમના જ સહેમાન તરીકે અમે ત્રણ દિવસ ત્યાં રહેવાનાં છીએ. ત્યાંનું સૃષ્ટિસૌન્દર્ય પણ બહુ વખણાય છે. મોરિસ જેટલી ખાંડ ત્યાં તૈયાર થતી નથી. જ્યાં ફ્રેંચ રાજ્ય છે ત્યાં એ લોકો સ્થાનિક પ્રજાને ફ્રેંચ ગણે છે. ધર્મ અને વંશ ગમે તે હોય, એ લોકો ફક્ત ફ્રેંચ સંસ્કૃતિને માન્યતા આપે છે અને બધા લોકોને એ સંસ્કૃતિમાં ભેળવવા માગે છે. આમ ફ્રેંચ લોકોની અને અંગ્રેજ લોકોની નીતિ તદ્દન જુદી છે. આપણે અંગ્રેજોની નીતિથી ટેવાયેલા. ફ્રેંચ નીતિ સમજતાં કે ગળે ઊતરતાં વાર લાગે.

મોરિસ અને રીયુનિયન વચ્ચેનું અંતર ફક્ત ૧૩૦ માઈલનું છે. અહીંથી ઊડયાં અને ત્યાં પહોંચ્યાં — એક કલાકની પણ મુસાફરી નહીં.

ઘણા ભરચક કાર્યક્રમ વચ્ચે જેમ તેમ આટલું લખી શકયો છું.

લિ.

કાકાના સપ્રેમ વંદેમાતરમ્

*

આફ્રિકાના સવાલો નોખા, મોરિસના નોખા, રીયુનિયન માડાગાસ્કરના નોખા. જાણે નાટકના નવા નવા પડદા ઊઘડતા હોય અને નવાં નવાં દૃશ્યો જોવાને મળતાં હોય એવું લાગે છે. આવી આ ચમત્કૃતિને કારણે દરેક જગાનો થાક ત્યાંનો ત્યાં જ

રહી જાય છે; અને નવા સ્થાન માટે નવી તાજગી આવી જાય છે! કેટલું સમૃદ્ધ જીવન!

રિયુનિયન વિશે પૂ. કાકાસાહેબના બે એવા સરસ પત્રો હાથ આવ્યા છે કે મારે કશું લખવું પડે એમ છે જ નહીં! બીજો કાગળ નીચે આપ્યો છે:

ચિ. નિરુપમા,

મારા કાગળની મદદથી કાલ્પનિક મુસાફરી કરવી છે? ચાલ ત્યારે આપણે મોરિસથી ઊપડયાં – ઊડયાં. જે બેટને મોટરની મદદથી સાત દિવસ સુધી આમતેમ વીંધી નાખ્યો હતો તે હવે આખો સામટો જોઈ શકાય છે. પણ કેટલી વાર? અમારે દક્ષિણ-પશ્ચિમ-પશ્ચિમ જવું છે. નવ વરસ પહેલાં જ્યારે પૂર્વ આફ્રિકામાં લિંડી સુધી ગયાં હતાં ત્યારે અમે નોંધી રાખ્યું હતું કે ભૂમધ્યરેખા ઓળંગીને દસ ડિગ્રી નીચે આવ્યાં છીએ. દક્ષિણ ગોળાર્ધમાં અમારો એટલો જ પ્રવેશ હતો. આ વખતે રીયુનિયન સુધી પહોંચીએ છીએ એટલે કે વીસ ડિગ્રી કરતાં પણ કંઈક વધારે દક્ષિણે. મોરિસમાં રાત્રે આકાશના તારાઓ જોવાનો પ્રયત્ન કર્યો પણ વાદળાં-ઓએ રજા ન આપી. સમુદ્ર ઉપરથી હવાઈ જહાજની મુસાફરી કરતાં આકાશ અને પાણી બન્નેનો એકસામટો વિચાર મનમાં આવે છે. આકાશનાં વાદળાં અને સમુદ્રના રંગ બન્ને ચંચળ અને ચળકતા પણ ખરા.

એ આવ્યું સેં. દેની (St. Dennis) – રીયુનિયનની રાજધાની. (ફ્રેંચ લોકો છેલ્લા વ્યંજનોનો ઉચ્ચાર નથી કરતા.) આ શહેર બટાકા જેવા આ બેટની ઉત્તરે આવ્યું છે. ઠીક ઠીક મોટું છે. પણ ત્યાં સુધી અમારું વિમાન પહોંચવાનું નથી. જરાક આ તરફ ગીયો (Gillot) હવાઈ મથક છે ત્યાં અમે ઊતર્યાં. ભાઈ ઈબ્રાહીમ બેગ અમને લેવા આવ્યા છે. એમની સાથે ભાઈ મોહમ્મદ દીનદાર અને ભાઈ ઈસ્માઈલ બનિયાં તો હતા જ. પણ વિશેષ તો એ, કે એમના બે મીઠા દીકરાઓ પણ અમને તેડવા આવ્યા હતા. એમને ઘણો આનંદ થયો પણ ત્યાં એક ઠેસ વાગી. ભાઈ ઈબ્રાહીમ બેગ અને એમના સાથીઓ અમારી સાથે સરસ ગુજરાતીમાં વાતો કરતા હતા. પણ એમના બાળકો ગુજરાતીમાં બોલી તો ન જ શકે, પણ અમારી વાતો સમજી પણ નહોતા શકતા! હસમુખા બાળકો સાથે કશી જ વાતચીત ન થાય એનું શું કરવું? કેટલી બધી હાડમારી! પણ સદ્‌ભાગ્યે ચિ. સરોજને ફ્રેંચ આવડતું હતું. કૉલેજના દિવસોમાં એ ફ્રેંચ ભાષા શીખી હતી. અને થોડું સાહિત્ય પણ વાંચેલું. જ્યારે અમારું માડાગાસ્કર અને રિયુનિયન તરફ જવાનું નક્કી થયું ત્યારે એણે હાથમાં આવી તે જૂની નવી, પોતાની અને ઉછીની, ફ્રેંચ ચોપડીઓ લઈ પોતાનું ફ્રેંચનું જ્ઞાન ઊટકવા માંડ્યું. જ્યારે જોઉં ત્યારે હાથમાં ફ્રેંચ ચોપડી. પથારીમાં પણ ઉશીકા તળે એ જ ભાષાની ચોપડી! ઊંઘમાં પણ એ ચોપડીની અસર ભેજામાં પહોંચતી હશે!! ચિ. સરોજે ફ્રેંચમાં સવાલો પૂછવાનું શરૂ કર્યું અને છોકરાઓ એને એવા તો વળગ્યા! પછી તો હું જ એકલો ન્યાત બહાર! જ્યારે કાંઈ જાણવું-કહેવું હોય ત્યારે સરોજ મારફતે જ બાળકોને પુછાય.

ભાઈ ઈબ્રાહીમ બેગ અમને હોટેલ દે લ યુરોપમાં લઈ ગયા. ત્યાં એમણે અમારે માટે બે ઓરડીઓ રોકી રાખી હતી. પાછળથી ખબર પડી કે અહીંની આ જાણીતી હોટેલ ચલાવનાર ભાઈ એક વખતના ભારતીય જ છે. હવે તો એ ભારતને ભૂલી જ ગયા છે. અમને જોઈને એને જરાયે ન થયું કે કોઈ સ્વજનો આવ્યાં છે. ફ્રેંચ લોકોની નીતિની અસરથી જે ક્રિયોલ સંસ્કૃતિ અહીં પેદા થઈ છે તેનું પ્રત્યક્ષ દર્શન એક ક્ષણમાં થયું. અઢારમી સદીના ઉત્તરાર્ધમાં ભારતથી જે ગિરમીટિયા આ તરફ આણવામાં આવ્યા હતા—એ લોકો દક્ષિણ ભારત તરફથી—તામિલનાડથી આવ્યા હશે. હવે તેમના વંશજો બધું ભૂલી જઈને ગમે તેટલા કાળા હોય તોયે પોતાને ફ્રેંચ કહેવડાવે છે. અને ઘરમાં તેમ જ બહાર ક્રિયોલ ભાષા બોલે છે. આ લોકો હવે પૈસેટકે સારા હશે અને અહીંના જીવનમાં એવા તો ભળી ગયા છે કે એમને કશી જ મુશ્કેલી નથી. પણ સંસ્કૃતિ? આપણે સ્પષ્ટ જોઈ શકીએ છીએ કે અસલ ફ્રેંચ લોકો એમને પોતાના સમાજમાં લેતા નથી. જેમની ચામડી હવે ઠીક ઠીક ઊજળી બની છે તેઓ પૂરેપૂરા ફ્રેંચ હોવાનો દાવો કરે છે. આમ જે ભળી શકે તે ભળી જાય. પછી બાકીના? તેઓ બધા ક્રિયોલ તરીકે ઓળખાય છે.

અમે થોડુંક ફર્યાં. શ્રી બેગને ત્યાં જમ્યાં અને હોટેલમાં આવી આરામ કર્યો. અહીંનાં હવાપાણીની અસર હશે: આપણા લોકોને છોકરાંછૈયાં ઠીક ઠીક થાય છે. ભાઈ મોહમ્મદ દીનદારને તેર બાળકો છે. ભાઈ સૂસા સદરને સાત. અમારા મેજબાન ભાઈ બેગને ત્યાં પણ દસ બાળકો છે જેમાં સૌથી નાના બે—મુર્તુઝા અને અઝદર અમને હવાઈ મથકે મળેલા. આ લોકોને પૂછતાં જે આંકડા મળ્યા તે વિચાર કરવા જેવા છે. જે જૂના ગિરમીટિયા આવ્યા તેમને અહીં 'મલબાર' કહે છે. તેમની સંખ્યા ૬૦,૦૦૦ની હશે. એમણે બાંધેલાં જૂનાં મંદિરો અહીં છે. હવે તો તેઓ બધા કેથલિક ખ્રિસ્તી થઈ ગયા છે. ગિરજામાં પણ જાય અને મંદિરમાં પણ જાય. એમાંના કેટલાયે પૈસાદાર અને જમીનદાર થયા છે.

જેમને ભારતીય ગણી શકાય એવા ભરૂચ અને સુરત તરફથી આવેલા અને ઘણાખરા અહીં જન્મેલા મુસલમાન વેપારીઓ છે. એમની સંખ્યા ૨,૨૦૦ની છે. ફ્રેંચ આદિ ખરેખરા યુરોપીય ૨,૫૦૦ અને ખ્રિસ્તી થયેલા ચીનીઓ ૪,૫૦૦. બધા જ ક્રિયોલ ગણાય. જેમ આપણા દેશમાં છે તેમ અહીં પણ પ્રજા રંગે ધોળી, પીળી, કાળી અને ઘઉંવર્ણી છે. સાંજે બધે ફરીને શહેર જોયું. શહેર પાસેની એક મોટી ટેકરી પણ જોઈ. એ ટેકરી પર અમીરોનાં જ મકાનો છે. હમણાં હમણાં સુધી ફક્ત ફ્રેંચ લોકોને જ ત્યાં રહેવા દેતા હતા. હવે આપણા લોકોએ ત્યાં થોડાંક બહુ સુંદર મકાનો બાંધ્યાં છે. અમે એ જોવા ગયાં. ઊંચાઈએ હવા સરસ ઠંડી છે અને અમુક અમુક ઠેકાણેથી રાજધાનીનું અને સમુદ્રનું દર્શન બહુ સરસ થાય છે. મારી કાશ્મીરી શાલને આ સ્થાન બહુ પસંદ પડ્યું લાગે છે! એ ત્યાં જ રહી ગઈ!!

રાત્રે સેં. દેની( St. Dennis )ના બધા મુસ્લિમ ગુજરાતી ભાઈઓએ અમને શાકાહારી ભોજન આપ્યું હતું. મુસ્લિમ સમાજ એટલે એમાં બહેનો હોય જ ક્યાંથી? ચિ. સરોજ તો મહેમાન. એકલી હોવા છતાં સરોજને ભાઈઓ વચ્ચે કોઈ કાળે અડવું લાગતું નથી અને જે સ્વાભાવિક ઢબે બધા સાથે વાતો કરે છે એની અસરથી ભાઈઓને પણ એની સાથે વાતો કરતાં કશું અડવું લાગતું નથી. અર્ધા ભોજન પછી ચિ. સરોજને કોઈ બહેન હોય તો એની સાથે વાતો કરવાનું સૂઝ્યું ત્યારે અમારા ધ્યાનમાં આવ્યું કે આ મુસ્લિમ સમાજ છે. અહીં બહેનોની અપેક્ષા ન રખાય. સવારથી જેના જેના ઘરમાં ગયાં ત્યાં તો ચિ. સરોજની અને મારી પણ બહેનો સાથે વાતો થઈ શકી. એક ઠેકાણે એક આધેડ વયની બહેને જ્યારે જોયું કે મારી ઉંમર સિત્તેરથી વધારે છે ત્યારે મારી મુસાફરીની હિંમતનાં વખાણ કરી છેલ્લે કહ્યું, "અમારા ટાપુમાં આવીને માંદા નહીં પડતા હાં કે, તબિયત સાચવજો."

જમીને હોટેલમાં સૂવા ગયાં ત્યાં મોટા દીવાનખાનામાં નાચ ચાલતો હતો. નાચનાર ઘણાંખરાં તો ક્રિયોલ સ્ત્રીપુરુષો હતાં. થોડા ગરીબ ફ્રેંચ પણ હશે. એક બાજુ પર બૅન્ડ વાગતું હતું. બીજી બાજુ ખાવાપીવાનાં ટેબલ-ખુરશી ગોઠવ્યાં હતાં. લોકો ખાતા જાય અને વચમાં મન થઈ આવે અથવા સંગીત મનમગતું ચાલતું હોય ત્યારે ઊઠીને નાચવા માંડે.

એ નાચના અનેક પ્રકાર હોય છે. આપણે એના જાણકાર નહીં એટલે બધું સરખું જ લાગે. સ્ત્રીપુરુષોને આમ નાચતાં જોઈ પ્રથમ પ્રથમ જરા વિચિત્ર લાગે છે. પણ એક વાર આંખ ટેવાઈ જાય એટલે નાચની કળા તરફ ધ્યાન જાય છે. અને પછી નાચનારાં એમાં કેમ તલ્લીન થતાં હશે એની પણ કલ્પના આવે છે. નાચમાં તાલ પ્રમાણે પગલાં પડવાં જોઈએ. બધી ખૂબી અને કળા એમાં જ છે. તાલ દ્રુત થાય એટલે લોકો ઝપાટાભેર નાચતા જાય, ગોળ ગોળ ફરતા જાય અને દીવાનખાનાના એક છેડાથી બીજા છેડા સુધી ઘૂમતા જાય. આ નાચનો નશો તો પેલું સંગીત જ હોય છે. એ બંધ પડે તો નાચ ચાલે નહીં. સંગીતમાં ફરક થાય એટલે નાચની શૈલી પણ બદલાય. અમે જોયું કે કેટલાક લોકો બહુ સુંદર નાચતા હતા. કેટલાક જરાક અણઘડ લાગતા હતા. કેટલીક જોડીઓ શોભની હતી, જ્યારે કેટલીક મેળ ખાતી ન હતી. એક ફ્રેંચ છોકરી વાળ છૂટા રાખીને નાચતી હતી. એક પછી એક અનેક જોડીદાર એની સાથે નાચ્યા. એણે દરેકને યોગ્ય રીતે નાચતા કર્યા. એનામાં જરાયે છીછરાપણું લાગતું ન હતું. કોઈને વધારે પાસે પાસે આવવા ન દે. એ નાચ જોવામાં વધુ રસ ન પડ્યો અને બીજે દિવસે આખા બેટની

અહીં આવ્યા ત્યારથી જે એક જ સવાલ લોકોના મનનો કબજો લઈને એ અસ્વસ્થ કરી મૂકતો જોયો તે વિશે પૂ. કાકાસાહેબે એક પત્રમાં લખ્યું છે. જ સવાલ માડાગાસ્કરમાં પણ અમને મળ્યો. દેશદેશાન્તરમાં મુસાફરી કરેલી હોવ પાસપોર્ટ, વીસા, નાગરિકતા વિશે પૂ. કાકાસાહેબનાં પુત્રવધૂ ચંદનબહેન વ જાણે એટલે અહીંની હાડમારી વિશેની વિગતો એમને જ લખી છે.

૨૮–૧૧–'

ચિ. ચંદન,

માડાગાસ્કર અને મોરિસ વચ્ચેના એક નાનકડા બેટમાં જવાનું મને તો ન સૂઝ કેમ કે આ બાજુ કોઈ ઠેકાણે ઊતરીએ એટલે ત્રણ દિવસ ત્યાં ગાળવા પડે. બે વિમાન વચ્ચે ત્રણ કે ચાર દિવસનો ગાળો. આટલા દિવસ આ સ્થાન કેમ અપાય? પણ ભાઈ બળવંતરાય મહેતા એક વરસ પહેલાં આ પ્રદેશ આવ્યા હતા. તેમણે ભલામણ કરી કે "રીયુનિયનમાં આપણા લોકોમાંથી કોઈ જ નથી. તેથી ત્યાં વસતા આપણા લોકોને કાંઈક માઠું લાગે છે. તમે જાઓ સારું. લોકો રાજી થશે." અને મારો તો નિયમ જ છે કે જ્યાં કોઈ જતું ન હ ત્યાં ખાસ જવું. એ રીતે જ આપણા દેશમાં હું સિંધ અને આસામ પ પહોંચ્યો હતો.

રીયુનિયનમાં ફ્રેંચ લોકોનું રાજ્ય છે. ફ્રેંચ લોકોનું કહેવું છે કે રીયુનિય અમારું સંસ્થાન – કૉલોની – નથી પણ ફ્રાંસનો એક ભાગ – ઈલાકો જ અહીંનો એક પ્રતિનિધિ ફ્રાંસની પાર્લમેન્ટમાં પણ બેસે છે.

જે લોકો જૂના સો વરસ પહેલાં ગિરમીટિયા તરીકે અહીં આવેલા તેઓ ફ્રેંચ નાગરિક થઈ જ ગયા છે. ભારત સાથે તેમનો કશો સંબંધ રહ્યો નથ હવે તેઓ હિંદુસ્તાનની ભાષાઓ પણ ભૂલી ગયા. એમનો કશો સવાલ રહ્યો નથ ત્યાર પછી સુરત ભરૂચ તરફનાં બેચાર ગામડાંના મુસલમાનો વેપાર અર્થે અ આવીને વસ્યા છે. એમનાં બાળબચ્ચાં અહીં જન્મ્યાં. કેટલાકે તો ભારતનાં દર્શ પણ હજી કર્યાં નથી. આટલાં વરસ અહીં રહ્યા છતાં તેઓ ફ્રેંચ નાગરિક થ શકયા નથી. ફ્રેંચ લોકો એમને પરદેશી તરીકે ગણે છે. અહીં રહેવા માટે અ વેપારધંધો કરવા માટે તેમને દર બે વરસે સરકાર પાસેથી મંજૂરી લેવી પડે છે સરકારની મરજી હોય ત્યાં સુધી જ પરદેશીઓને આમ રહેવા દે. અને ગમે તે કાઢી મૂકી શકે. પોતાનો આ અધિકાર વાસી ન થાય એટલા માટે દર બે વર એકાદ માણસની મંજૂરી રદ પણ કરે છે. આમાં સરકાર જરાય મચક આપતી નથી. આનો ઈલાજ એક જ છે કે એ લોકોને ફ્રેંચ નાગરિકતા મળી જાય એને માટે જોઈતો પુરુષાર્થ કરવાનું આપણા લોકોને સૂઝતું નથી. પૈસાદારોને અ વગવાળાઓને ફ્રેંચ નાગરિકતા મળી જાય છે. અને તેથી બાકીના લોકોની હાડ મારી વધારે આકરી થાય છે. આપણી સરકારે એનો ઈલાજ એ શોધી કાઢયો

જેઓ ભારતના કાનૂનના વાંકમાં આવી જાય, વખતસર પાસપોર્ટ ન લે, અમુક વરસ ભારત ન જાય એમને કહેવાનું કે 'તમે ભારતના નાગરિક મટી ગયા છો.' આમ કરીએ તો જ આપણા લોકો ફ્રેંચ નાગરિકતા મેળવવાના બધા પ્રયાસો કરવાના. મરાઠી કહેવત છે ને—'નાક દાબલે મ્હણજે તોંડ ઉઘડતે'—'નાક દાબો એટલે મોં ખૂલે', એના જેવો આ ઈલાજ હતો. સિલોનનો દાખલો આપણે જાણીએ છીએ. ત્યાં હજારો ભારતવાસીઓ છે, જેઓ ભારતના નાગરિક મટયા છે અને સિલોનના નાગરિક થઈ શકયા નથી.

અમે રીયુનિયન આવ્યાં અને તરત આ બધી હાડમારીની કથા સાંભળી. જ્યાં જઈએ ત્યાં એ જ વાત. કોઈના ઘરમાં જમતાં હોઈએ, કોઈને બજારમાં મળવા ગયાં હોઈએ ત્યારે પણ એ જ વાત. મસ્જિદમાં લોકો ભેગા થયા ત્યાં પણ એ જ પુરાણ સાંભળવું પડયું અને આખા બેટની ૧૩૦ માઈલની પરિક્રમા કરી ત્યાં પણ ગામડે ગામડે અને શહેરે શહેરે એ જ વાત કે ભારત સરકારની નીતિ કેવી કે અમને નોટિસ આપે છે કે તમે ભારતવાસી નથી! આ રીતે અમને ધકેલી દે છે અને અમારે માટે વહેવારની અસંખ્ય હાડમારીઓ પેદા કરે છે. મરણ-પરણને કારણે સ્વદેશ જવું હોય તો કેટલી કડાકૂટ, ત્યાંથી પાછા આવતાં એ જ મુશ્કેલી. અહીંની સરકાર કહે છે: "આવો દાખલો હજી અમે જાણ્યો નથી કે કોઈ દેશની સરકાર પોતાની પ્રજાનો ઈનકાર કરે." કેટલાક ચિડાઈને કહેતા કે "અમે પાકિસ્તાનના કમિશનરને ફક્ત લખીએ કે તરત અમને ત્યાંથી નાગરિકતા અને પાસપોર્ટ મળી જાય છે. પણ અમે ભારતનાં છીએ. અમારાં સગાંવહાલાં બધાં ભારતમાં છે. અમે પાકિસ્તાન જઈને કે પાકિસ્તાની થઈને શું કરીએ?"

એક ઠેકાણે બધા લોકોને મસ્જિદમાં ભેગા કરી રાત્રે મેં એમને વિસ્તારપૂર્વક સમજાવ્યું કે "તમે ભારતના છો એની ના કોણ પાડી શકે? ભારત સરકાર તમારી દુશ્મન થોડી જ છે? તમને હેરાન કરીને અમને શું મળવાનું હતું? પણ તમારે જાણવું જોઈએ કે તમે જ્યાં સુધી ભારતના નાગરિક રહેશો ત્યાં સુધી અહીં તમે પરદેશી ગણાશો. જમાનાઓ સુધી અહીં રહો તોપણ અહીંની સરકાર ગમે ત્યારે તમને પરદેશી કહીને કાઢી મૂકી શકશે. આવી માથે લટકતી તલવાર ક્યાં સુધી રાખવી છે? એટલે ફ્રેંચ નાગરિક થવામાં જ તમારી સલામતી છે. તમે અહીંની સરકારને કહો કે અમે અહીં વસ્યા છીએ. ભારત સરકાર અમને અપનાવતી નથી. અમારો વેપારરોજગાર બધો અહીં જ છે. અમને ફ્રેંચ નાગરિક બનાવો.

"વળી તમને હું પૂછું છું કે અમારી સરકારે ભલે તમને કહ્યું હોય કે તમે ભારતના શહેરી નથી. પણ ભારત પહોંચતાં તમને કોઈએ રોકયા છે?" એક જણે કહ્યું, "રોકયા તો નથી. પરમિટ આપે છે. કાંઈક કરે છે પણ ભારત જવા દે છે ખરા."

આ જવાબથી મને જોર આવ્યું. મેં એમને કહ્યું કે "તમે તો અમારા જિગરના ટુકડા. ભારતમાં આવતાં તમને કોઈ રોકનાર નથી. અમારો આખો પ્રયત્ન અહીં

તમારા પગ મજબૂત કરવા માટે જ છે. થોડા દિવસ અગવડ વેઠવી પડે પણ એક વાર ફ્રેંચ નાગરિકતા મળે એટલે અહીં નિરાંતે રહી શકશો."

એટલામાં ભારતથી આવેલા એક શિક્ષકે કહ્યું, "મારે અહીં કાયમને માટે રહેવું નથી. મારે હિંદુસ્તાન પાછા જવું છે. અમુક વરસનો કરાર કરીને જ હું અહીં આવ્યો છું છતાં મને પણ પાસપોર્ટ મળતો નથી!" મેં કહ્યું: "તમને તો તરત મળવો જ જોઈએ."

પછી બેચાર જણાએ કહ્યું કે, "અમને તમે જેમ સમજાવ્યું તેમ અત્યાર સુધી કોઈએ અમને સમજાવ્યું નથી." મેં કહ્યું કે "ભારત સરકારના કર્મચારીઓ કાનૂન પ્રમાણે જ ચાલી શકે. વધારે પડતું કહેવા જાય તો ભારત સરકારને મુશ્કેલીમાં મૂકે. મારી વાત નોખી છે. અમારા કૉન્સલ જનરલ ભારત સરકારના કાનૂન ફેરવી ન શકે. હું પાર્લમેન્ટનો મેમ્બર છું. કાનૂનથી કાંઈ બગડતું હોય તો તે સુધારવાનું કામ અમારું. હું માનું છું કે તમને ફ્રેંચ નાગરિકતા મેળવવા માટે અમારે તમને બનતી મદદ કરવી જોઈએ. તમારું હિત અને તમારી આગળનું જોખમ તમને સમજાવ્યા છતાં તમે જો આગ્રહ રાખો કે 'અમારે ભારતના નાગરિક જ રહેવું છે. અમારા પગ અહીં ભલે મજબૂત ન રહ્યા' તો તમને ભારતની નાગરિકતા મળવી જ જોઈએ. હું સ્વદેશ પાછો જઈશ ત્યારે વાત શી છે તે બરાબર સમજી લઈશ. જરૂર હોય તો કાનૂન ફેરવીશું. તમને અસંતુષ્ટ શા માટે રાખીએ? હેરાન શા માટે કરીએ?"

ભાઈ બેગે કહ્યું: "આટલું અમારું કામ કરાવી શકો તો એક મોટો રેકર્ડ ગણાશે." આમાં એ ભાઈની અશ્રદ્ધા અને એમનું દુઃખ સ્પષ્ટ દેખાતાં હતાં. મેં એમને એટલું જ કહ્યું, "વિશ્વાસ રાખો, હું મારાથી બનતું કરીશ."

હવે જ્યારે માડાગાસ્કર તાનાનારીવ જઈશ ત્યારે આપણા કૉન્સલ જનરલ ભાઈ શ્રી જયવદન શાહ પાસેથી ધારાધોરણ અને નિયમ સમજી લઈશ. અને પછી ભારત પહોંચીશ ત્યારે આપણા વિદેશ સચિવાલયમાં તપાસ કરીશ. હિંદુસ્તાનના મુસલમાનોને એવું તો ન જ લાગવું જોઈએ કે આપણે એમને નોખા ગણીએ છીએ અથવા એમનાં સુખદુઃખ વિશે બેદરકાર છીએ.

મારી ખાતરી છે કે ચિ. સતીશ આ કાગળ વાંચશે જ.

હું વખતસર સ્વદેશ પહોંચીશ જ. બાળકો મજામાં હશે. ચિ. દીપક પાસે અહીંના ડાકખાનાની ટિકિટો મોકલું છું એમાંથી ચિ. કુમારને પણ મળશે જ.

*

૨૯-૧૧-'૫૯

ચિ. શરદબહેન (નાણાવટી),

તમને કાગળો હું ભાગ્યે જ લખું છું. મળીએ ત્યારે વાતો કરીએ છીએ. પણ અહીં રીયુનિયન આવતાંવેંત અમારા મેજબાન ભાઈ ઈબ્રાહીમ બેગના બે પ્યારા દીકરા ચિ. સરોજને એવા તો વળગ્યા છે કે એને અને મને ચિ. વસંત-

સુદર્શન જ યાદ આવે છે. સરોજથી ન રહેવાયું એટલે એણે એ છોકરાઓને ફ્રેંચમાં વસંત-સુદર્શનની વાતો કરી. એ બાળકો કહે છે કે "ત્યારે અમને અમારા એ ન જોયેલા દોસ્તોનો ફોટો મોકલશો?"

આટલી વાત થયા પછી મેં સરોજને કહ્યું કે "ચાલો આપણે વસંત-માતા શરદને જ કાગળ લખીએ. સેવા પાછળ એમને મુસાફરીની તક ઓછી મળે છે. માટે આપણો મુસાફરીનો આનંદ એમના સુધી પહોંચાડી દઈએ." સરોજને એ વાત ગમી. કહે, "ચાલો, આ લીધો કાગળ હાથમાં. શરૂ જ કરી દો."

એક ચોપડીમાં મેં રીયુનિયન વિશે વાંચ્યું હતું કે અહીં રેલવેમાં છ માઈલ લાંબું એક બોગદું છે. (બોગદું શબ્દ મને ગમતો નથી. અંગ્રેજી 'ટનલ' વાપરવો નથી. એટલે રામાયણ વાંચતાં પરિચિત થયેલો 'વિવર' શબ્દ વાપરું તો તમને ગમશે જ.)

રીયુનિયનની રચના જ એવી છે કે અહીંની મોટી વસ્તી બેટને કિનારે કિનારે છે. વચલા પહાડોમાં રહીને આનંદ માણવાનું યુરોપીય લોકોને જ સૂઝે. એમની વસ્તી પહાડોની કેડે ફેલાવા લાગી છે. અમે સેં. દેનીથી ઊપડયાં અને ઑટો-રેલમાં બેસી જોતજોતામાં વિવરમાં પ્રવેશ કર્યો. વિવર છ માઈલ લાંબું છે ખરું, પણ એમાં અખંડ અંધારું નથી. વચમાં વચમાં બહારથી સહેજસાજ હવા અને પ્રકાશ આણનારાં બાકોરાં છે. એકબે ઠેકાણે તો વિવર પૂરું થઈને અમે ખીણ પરના પુલ પર જઈએ ત્યાં બીજું વિવર શરૂ થાય. પુલ તળેની નદી સુકાયેલી હતી. ફક્ત એનું સમુદ્ર તરફ ફેલાયેલું પથરાળું મોઢું જ દેખાતું હતું. વિવરમાં અમારી આગગાડી ધીરે ધીરે ચાલી. આગગાડી શાની—ઍંજિનથી ખેંચાતી જાણે એક ટ્રામ. તમે માથેરાન ગયાં છો એટલે આવી આગગાડીનો ખ્યાલ તમને આવી શકે. જોકે અહીંની આગગાડી પહાડ ચડતી નથી પણ એને વીંધીને પેલે પાર જાય છે.

વિવર પૂરું થયું એટલે અમે રેલગાડી છોડી દીધી અને તૈલવાહનમાં ઊપડયાં. ઉત્તર તરફનો દરિયો છોડી પશ્ચિમ તરફને કિનારે આવ્યાં. અહીં ટેકરીઓ દૂર છે. કિનારાની ભૂમિ પ્રમાણમાં સપાટ છે. ખેતરો, શેરડીનું વાવેતર, ફળઝાડ અને ફૂલ-ઝાડો જોતાં જોતાં અમે આગળ ચાલ્યાં. કુદરતે આ બેટ પ્રથમ પરીઓ માટે સર્જ્યો હશે. એટલો એ રૂપાળો છે. દૂર દૂર ધુમાડો દેખાય, નજીક પહોંચીએ એટલે ખબર પડે કે એ ખાંડનું કારખાનું છે. સમુદ્ર અને ભૂમિ વચ્ચે અખંડ અનુનય ચાલતો હતો એનાં દર્શન કરતાં કરતાં અમે સાંજે સેં. પિયેર (St. Pierre) પહોંચ્યાં. આ ટાપુને આખે કિનારે કેથલિક લોકોએ પોતાના જુદા જુદા સંતોને બેસાડી દીધા છે. દરેક ગામનું નામ સંતથી જ શરૂ થાય છે. એ રીતે સેં. પૉલ (Saint Paul), સેં. જીલયુ (Saint Gilles), સેં. લૂઈ (Saint Leu Saint Louis) થઈને અમે સેં. પિયેર પહોંચ્યાં. વચમાં એક મોટા પટવાળી નદી ઓળંગી. તે પણ પાણી વગરની. દરેક ઠેકાણે બજારમાં જ્યાં હિંદીઓની દુકાન હોય ત્યાં જરા થોભીએ, ભાઈ ઈબ્રાહીમ અમારો પરિચય કરાવી આપે. દુકાન પાછળ કે દુકાન ઉપર રહેવાનું ઘર હોય ત્યાં અમને લઈ જઈ કૉફી કે નાળિયેરનું પાણી આપે,

પોતાનાં સુખદુ:ખની વાતો કરે અને અમે આગળ જઈએ. સેં. પિયેરમાં અમે રાતવાસો કર્યો. ત્યાંની એક મસ્જિદમાં આપણા બધા લોકોને મળ્યા. ઘણી વાતો કરી. અહીં એક વૃદ્ધ ભલાં દંપતી અમારાં મેજબાન હતાં. એ પણ ભરૂચ તરફનાં જ મુસલમાન. બહુ પ્રેમપૂર્વક એમણે અમારી મહેમાનગીરી કરી અને અમને જોઈતો શાકાહારી ખોરાક તૈયાર કરી આપ્યો. સાંજે મસ્જિદની સભા પહેલાં ભાઈ કાજી અને ભાઈ પટેલ અમને એક મોટરમાં બેટના મધ્યમાં આવેલા સિલાઓસ (Cilaos) નામના ઊંચા પ્રદેશ તરફ લઈ ગયા. અહીં ઠેકઠેકાણે ગોરાઓનાં મકાનો વેરાયેલાં છે. હવા ખુશનુમા છે. રહેવાની બધી સગવડો પણ ઊભી કરેલી છે. જેટલાં ઊંચે ચડયાં એટલાં જ ફરી ઊતરી પિયેર ભેગાં થયાં.

બીજે દિવસે અમારી યાત્રા ફરી ચાલુ થઈ. હવે દક્ષિણ સમુદ્રની શોભા જોતાં જોતાં અમે આગળ ચાલ્યાં. અહીં રસ્તો કાચો છે અને જંગલ કંઈક ગીચ છે. વજ્રલેપ રસ્તા પરથી જવાની મજા નોખી અને કાચો રસ્તો કાપતા જવાની મજા નોખી. અમે પરિક્રમાનો દક્ષિણ કિનારો પૂરો કરી ઉત્તર તરફ વળ્યાં. ત્યાં બે ઠેકાણે ડાબી બાજુથી આવીને ફેલાયેલો અને ઠંડો થયેલો લાવા રસ જોયો. એ બાજુ પહાડના ઊંચા શિખર પર એક જીવતો જ્વાળામુખી છે. વાદળાં આડાં ન આવ્યાં હોત તો એને અમે ભભૂકતો જોઈ શકયાં હોત. ઊંચાં ઊંચાં અને ધાર જેવાં શિખરો જોવાનો આનંદ ઓછો ન હતો. પછી આવ્યો એક ઝૂલતો પુલ. એ ઓળંગી, પૂર્વસમુદ્ર જોતાં જોતાં અમે સેન્ત રોસ (Sainte Rose) પહોંચ્યાં. ત્યાં એક હિંદી ભાઈનું વેનિલા (Vanilla) બનાવવાનું કારખાનું જોયું. વેનિલાની શિંગો કઈ રીતે તોડીને સૂકવે છે અને સારી-નરસી અલગ અલગ કરવામાં આવે છે તે બધું એમણે સમજાવ્યું. એ કારખાના આગળ અમે એક વામન મૂર્તિ નારિયેળનું ઝાડ જોયું — જમીન ઉપર ઊભા ઊભા એનું નારિયેળ તોડી શકાય એટલું ઠીંગણું. સેન્ત રોસથી આગળ જતાં સેન્ત એનમાં અમે એક સુંદર કૅથેડ્રલ જોયું. ત્યાં ઊતરી અંદર જઈને જોયું હોત તો સારું થાત. પણ આગળ ગયા પછી એવું સૂઝયું એ શા કામનું? છતાં ત્યાર પછી જે જે સ્થાને ગયાં ત્યાં ત્યાં એ દેવળના ફોટા મળે છે કે કેમ એની તપાસ કરી. ન મળે એટલે ફરી પસ્તાવો થાય કે જરાક કેમ ન થોભ્યાં! અંતે સેં. દેનીમાં જ એ દેવળનો ફોટો મળ્યો. એના ઊંચા ચોરસ મિનારાની આસપાસ જાણે ચાર માળા લટકતી રાખી હોય એવી એની શોભા છે. સેં. બેન્વા (Si. Benoit) અને સેં. આન્દ્રે (St. Andre) એ બે શહેરો ઓળંગ્યાં કે ફરી ઉત્તરનો સમુદ્ર દેખાવા લાગ્યો. આવા બેટમાં નદીઓ વચલા પહાડમાંથી નીકળી, ચારે દિશાએ કિરણોની પેઠે ફેલાય છે અને સમુદ્રને મળે છે. સેન્ત સૂઝાન (Ste. Suzanne) અને સેન્ત મારી (Ste. Marie) ઓળંગી અમે બપોર પહેલાં જ સેં. દેની પહોંચી ગયાં. શહેર આખામાં ફરી એનાં સુંદર મકાનો, સરકારી ઈમારતો, બગીચાઓ, એકબે પૂતળાંઓ વગેરે જોઈ અમે હોટેલ ભેગાં

થયાં. ત્યાં જ જમ્યાં. બપોર પછી, મોરિસમાં મળેલા ભાઈ અબદુલ્લા કરીમજીના અહીંના મૅનેજર ભાઈ અકબરઅલી કરીમજીને મળવા ગયાં. એમનાં ભલાં પત્ની અને દીકરીને મળ્યાં, નાસ્તો કર્યો. પછી ભાઈ હૈદરઅલી ચિનાઈ અમને રીયુનિયનનું સૃષ્ટિસૌન્દર્ય દેખાડવા લઈ ગયા.

ખરેખર આ ભાગ અમે ન જોયો હોત તો અમે રીયુનિયન ટાપુ જોયો છે એમ અમારાથી કહેવાત જ નહીં. આખા બેટની પરિક્રમા કરવા ઉપરાંત જેમ અમે પશ્ચિમ તરફથી સિલાઓસની દિશાએ અંદર જઈ આવ્યાં તેમ પૂર્વની બાજુથી એલબુર્ગ( Hellbourg )ની દિશાએ જવાની પણ જરૂર હતી. અમે જેટલે સુધી ગયાં તેટલામાં સૃષ્ટિનો વૈભવ એટલો બધો જોયો કે મુંબઈ પૂના વચ્ચેનો ખંડાળા ઘાટ અને આસામમાં જોયેલો ચેરાપુંજીનો પ્રદેશ ડગલે ને પગલે યાદ આવ્યો. અને ત્યાંના ધોધો! એકાદ ધોધ હોય તોયે આપણને અધધ થાય છે. અહીં તો જેટલા વળાંક લીધા તેટલામાં કોઈ ને કોઈ ધોધનું દર્શન થાય જ. જો મારા કાન સાજા હોત તો હું કહેત કે જ્યાં દર્શન ન થાય ત્યાં પણ પ્રપાત-સંગીત તો સંભળાય જ.

ભાઈ હૈદરઅલી ચિનાઈએ અમને એટલું જ કહ્યું હતું કે, "હું તમને 'Veil de Mariage'–શાદીનો બુરખો–નામનો પ્રપાત જોવા લઈ જવાનો છું. એ તમને ન બતાવું તો કરીમજી શેઠને શું કહી શકું અને મને પોતાને પણ કેવું લાગે?" અમે ચાલ્યાં. સેં. દેનીથી હવાઈ મથક ગીયો તરફ ચાલ્યાં. ત્યાંથી પાછા સેન્ત મારી, સેન્ત સૂઝાન, સેન્તાન્દ્ર અને સેં. બેન્વા સુધીનો રસ્તો કાપ્યો. અમારી ડાબી બાજુએ સમુદ્રનાં દર્શન કર્યાં. પછી તો એક નદીને કિનારે કિનારે દ્વીપની અંદર અમે ઘૂસ્યાં. કોઈ જૂના અમલદારને નામે એક ગામડું વસાવ્યું છે જેનું નામ હેલબુર્ગ છે. ફ્રેંચ ભાષામાં એને એલબુર્ગ કહે છે. બે બાજુ ઊંચા ઊંચા પહાડ વચ્ચે થઈને વહેતી નદીને ઉપલાણે જવું એ પોતે જ એક ઉત્તમ કાવ્ય છે. જાણકાર જ આવાં દૃશ્યોનું છાતી ઉપર થતું દબાણ માણી શકે છે. આમ ગુહાપ્રવેશ ઠીક ઠીક ચાલ્યો અને પહાડ ઉપરથી પડતા નાનામોટા ધોધ દેખાવા લાગ્યા. રસ્તો કોક વખતે નદીની ડાબી બાજુ તો કોક વખતે જમણી બાજુ ચાલે. પૂરતા ઊંડાણમાં ગયા પછી અમને થયું કે હવે રસ્તો બંધ થશે. પણ ત્યાં તો એક પુલ પરથી નદી ઓળંગી અમે ઊલટી દિશાએ જવા લાગ્યાં. ત્યાં એકની પડખે એક એવા સાત ધોધ એકસામટું વૃન્દગાયન કરતા હતા. મોટર થોભાવી અમે અગસ્ત્યની પેઠે એ દૃશ્યનું પાન આરંભ્યું. સાતેસાત ધોધ બે આંખે એકસામટા પીતાં જઈએ અને છતાં તરસ છીપે નહીં, જોકે એનો કેફ તો ચડતો જ જાય. પીનારો જેમ દરેક પ્યાલી સાથે પાન કરાવનાર સાકીને ધન્યવાદ આપે છે તેમ અમે ભાઈ ચિનાઈનો અને સાથે આવેલાં ભાઈબહેનોનો ઉપકાર માનતાં હતાં. ધરાઈને જોયા પછી ખબર પડી કે અંધારું શરૂ થયું છે. આગળ તો જવાય જ નહીં. પણ પાછા જવાનો રસ્તો પણ મોટરની આંખો સળગાવીને જ વરતી શકાય.

કુદરત જોવાની તૃષા તો છીપી પણ अहं वैश्वानरो भूत्वा प्राणीनाम् देहम् आश्रितः એમ કહેનાર ભૂખ ભગવાન જાગ્યો અને એણે ચતુર્વિધ ખોરાક માગ્યો. સાથે ખાવાનું કશું આણ્યું ન હતું એનો બધાંએ પસ્તાવો કર્યો. એટલામાં આ વિજન પ્રદેશના એક નાનકડા ગામ--સાલાઝી (Salazie)માં રસ્તાને કિનારે એક હિંદુસ્તાનીની દુકાન અમને જડી. દુકાનનો માલિક અમારા મેજબાનોનો પરિચિત હતો. અમે એની પાસેથી માખણ, રોટી, પનીર અને ચૉકલેટનો જોઈતો સ્વાદિષ્ટ ખોરાક લીધો. અમે ખાતાં ધરાયાં પણ એ ભાઈસાહેબ પ્રેમથી ખવડાવતાં ધરાય નહીં. કહે: "આટલું તો સાથે લઈ જ જાઓ." પૈસા આપવાની અમારા મેજબાને વાત કરી ત્યારે ચિડાયા, "હિંદુસ્તાનથી આવા મહેમાનો અમારે ત્યાં રોજ આવતા હશે ને?" એમ કહી એમણે વાત ઉડાવી દીધી. ખરેખર, ભારતથી હજારો માઈલ દૂર, દરિયાપાર, અજાણ્યા મુલકમાં આટલી આત્મીયતા અને મહેમાનનવાજી અનુભવી અમારી—ખાનાર અને ખવડાવનાર બન્નેની—ભારતભક્તિ વધી અને આવી જ રીતે ભગવાને ક્યાં ક્યાં અમને સ્વજનો આપ્યાં એનું સ્મરણ કરતાં અમે પાછાં ફર્યાં. જતાં ને આવતાં રસ્તા પર એક તમિળ મંદિર અમે જોયું. બહારથી જ એની કારીગરી જોઈ સંતોષ માન્યો.

પછી તો ભાઈ હૈદરઅલીના નવાબી ઠાઠ—નવાબી નહીં અદ્યતન ઠાઠવાળા ઘરમાં જમવા માટે પહોંચ્યાં. આખા કુટુંબની મીઠી મહેમાનગીરી ચાખી. ભોજનોત્તર વાતોમાં ભાઈ દીનદારે સ્વતંત્ર ભારતમાં ઉર્દૂને કાંઈ સ્થાન છે કે કેમ એ વિશે પૂછ્યું. મેં કહ્યું: "ઉર્દૂ તો આજે ભારતમાં જ વિકસે છે. પશ્ચિમ પાકિસ્તાનમાં કાશ્મીરી, પંજાબી, પુશ્તુ અને સિંધી એ ચાર લોકભાષા છે. પૂર્વ પાકિસ્તાનના બંગાળીઓ બંગાળીને સ્થાને ઉર્દૂને સહેજે આવવા ન દે. એટલે ઉર્દૂ તો પૂર્વ પંજાબ, મોરાદાબાદ, દિલ્હી, લખનૌ, અલ્લાહાબાદ, ભોપાળ, અલીગઢ અને દક્ષિણ હૈદરાબાદ તરફ જ ખીલે છે. કેટલાંયે હિંદુ ખાનદાન ઘરમાં ઉર્દૂ જ બોલે છે અને ઉર્દૂમાં જ વાંચીલખી શકે છે. અમારી સાહિત્ય અકાદમીમાં ઉર્દૂ કવિ અને લેખકોનું ગૌરવ થાય છે. આખા દેશમાં જ્યાં જ્યાં મુસલમાનો ઉર્દૂ મદરેસા ખોલે છે ત્યાં ત્યાં એમને સરકારી મદદ મળે જ છે. ભારતના બંધારણમાં જ બધા ધર્મ, બધી સંસ્કૃતિ, બધી ભાષા અને બધી લિપિને અભયદાન આપવામાં આવ્યું છે. ભારતની સંસ્કૃતિ મિલીજુલી સંગમ સંસ્કૃતિ છે. એનો સ્વીકાર સંવિધાનસભાએ કર્યો છે. ગાંધીજીની જે સંસ્થા હું પોતે ચલાવું છું તેમાં હિંદી અને ઉર્દૂ બન્નેને સ્થાન છે."

આ બધી વાતો અહીંના લોકોને માટે નવી હતી. એમણે તો માન્યું હતું કે દેશના ભાગલા પડ્યા એટલે ભારતમાં મુસલમાનોનું કશું રહ્યું નહીં હોય. મેં વિગતમાં ઊતરીને બધું સમજાવ્યું એટલે બધાને સંતોષ થયો.

સૂવા માટે અમે હોટેલ દે લ યુરોપ પહોંચ્યાં. પણ ત્યાં કોઈને સૂવાની દાનત દેખાઈ નહીં. ઘણા દિવસથી જાહેર થયેલો એક મોટો નાચ ત્યાં થવાનો હતો.

શી તૈયારી અને શી ભીડ! નાચનો આટલો કેફ ચડયા પછી લોકો શરાબ શા માટે પીતા હશે? અમે તો કુદરતનાં ઝરણાં, પ્રપાત અને ધોધનું મંથનકારી દૃશ્ય જોઈને મસ્ત થયાં હતાં. એટલે અહીંના નાચ જોવાની તક સાધવા માટે થોભ્યાં નહીં પણ નિદ્રાદેવીની મહેમાનગીરી જ સ્વીકારી.

અમને શી ખબર કે બીજે દિવસે અમારા ફ્રેંચ વિમાન દ્વારા પણ એક અદ્‌ભુત આકાશી મહેમાનગીરી ચાખવાની છે?—જે મહેમાનગીરી અક્ષરશઃ અત્યાર સુધીની તમામ મહેમાનગીરીથી ચડી જતી હતી!

સવારે નાહીધોઈને વેળાસર વિમાન મથકે પહોંચ્યાં. ત્યાં વિમાનને આવતાં એટલું બધું મોડું થયું કે ઘણાખરા લોકોની ફરી વાર મુલાકાત થઈ. મુર્તુઝા અને એના ભાઈએ મારા દૂરબીનનો ખૂબ ઉપયોગ કર્યો.

આખરે અમે ઊપડયાં. અમારા વિમાને અરસિકપણે માડાગાસ્કરનો રસ્તો ન લીધો. એણે આખા બેટ ઉપર અંગ્રેજી આઠની આકૃતિનું ચક્કર લીધું.

પહેલા વળાંકમાં અમે બેટમાં ચાલતી ખેતી, પહાડના ઉતાર ઉપર ખીલેલી નવી ઢબની ચાલતી ખેતી, અને એલબુર્ગની આસપાસનો એક સુંદર ધોધ જોઈ શકયાં. એ ધોધ બે પ્રવાહમાં ફંટાયેલો હતો. આ આખું દૃશ્ય જોઈને બ્રિટિશ ગિયાનામાં જોયેલો કેચૂર ધોધ તરત યાદ આવ્યો.

ચક્કર ફર્યું અને અમે સેં. દેનીનો વિસ્તાર જોઈ લા પોસેસિઓં(La Possession)ના બંદર ઉપરથી ચાલ્યાં અને ત્યાંથી અમે વાદળાંની અંદર ઘૂસ્યાં. એટલામાં અમારા માતલિએ (પાયલટે) ધ્વનિક્ષેપક વાણીથી પોકારીને કહ્યું કે હમણાં વાદળાં વચ્ચે એક અદ્‌ભુત દૃશ્ય દેખાશે. અને ખરેખર—ત્રણ હજાર ફૂટથીયે વધારે ઊંચું પ્વાન્ત દ નેજ(Pointe de Neiges)નું શિખર નજરે પડયું. વાદળાં એ ઊંચાઈએ પહોંચી શકતાં ન હતાં. ત્યાર પછી એથીયે ઊંચાં ઊંચાં પહાડનાં શિખરો જોયાં. કુહાડીની ધાર જેવાં તીક્ષ્ણ શિખરો, જ્વાલામુખીના ઠરી ગયેલા દ્રોણો અને એવી જ કુદરતી ભવ્યતા જોઈ ધરાયાં. રમતિયાળ વાદળાંઓએ અમને આ બધું જોવા દીધું એ એમનો ઉપકાર! બાળકોની પેઠે વચમાં વચમાં દાખલ થઈ તથા અણીને વખતે આડે આવી, તેઓ અમારા ચીડિયા આનંદમાં ઉમેરો કરતાં હતાં. વાદળોના ધોળા ઢગલા, પહાડનાં વિકરાળ શિખરો કરતાં ઓછા આકર્ષક કે ભવ્ય ન હતા. પણ એનું વર્ણન કોણ કરે? એ સ્થિર રહે ત્યારે ને?

વસંત-સુદર્શન એમનો ફોટો પાડતાં આપણને કેટલા હેરાન કરે છે! સુદર્શનને તો છેલ્લી ઘડીએ કાંઈ સૂઝી આવે!!

આવા ચંચળ વાદળાંના વ્યોમપ્રદેશને વટાવી, સમુદ્રના પ્રશાંત વિસ્તાર ઉપરથી અમે પ્રયાણ કર્યું. અને હવે થોડા જ વખતમાં માડાગાસ્કર પહોંચીશું. સમુદ્ર અને આકાશની શાંતિ વચ્ચે આ કાગળ લખાવી શકયો છું. થોડું લખ્યું ઘણું કરીને વાંચશો.

બાળકોને અને તમને કાકાના સપ્રેમ શુભાશિષ

# દ્વીપરાજ માડાગાસ્કર (માલગાસે)

માડાગાસ્કરનો બેટ દૂરથી દેખાવા લાગ્યો. એક તરફના કિનારાની સીધી લીટી જોવાની મજા પડી. નદીઓનાં પાણી સમુદ્રમાં દૂર સુધી ઘૂસતાં વરતાતાં હતાં. પહાડી પ્રદેશ, વળાંકવાળી નદીઓ બધાનું એકસામટું દર્શન વધુ ને વધુ સ્પષ્ટ થતું જતું હતું. એ બધામાં ખાસ ધ્યાન ખેંચ્યું પહાડો અને ટેકરીઓ વચ્ચે ફેલાયેલા એક વાંકાચૂકા અનેક આંગળીઓવાળા સરોવરે.

પાસે જતાં ગયાં તેમ આખું તાનાનારીવ શહેર પ્રત્યક્ષ થતું ગયું. ગીચ વસ્તીવાળું એ શહેર પહાડ પર વસેલું છે એટલે ઘરની ઊંચીનીચી હારો દેખાવા લાગી. પૂ. કાકાસાહેબને લિસ્બનનું સ્મરણ થયું. એની વાતો મને કહેતા હતા એટલામાં અમારું વિમાન આરિવોનીમાસ (Arivonimamo) નામના હવાઈ મથકે ઊતર્યું. ત્યાં આપણા રાજદૂત અમારા પૂર્વ પરિચિત શ્રી જયવદન શાહ અને શ્રી વિદ્યાબહેને એમનાં પુત્રી વીણાબહેન સાથે અમારું સ્નેહભર્યું સ્વાગત કર્યું. એમની સાથે તાનાનારીવમાં વસતા પ્રમુખ હિંદીઓ પણ આવ્યા હતા. સ્વાગતવિધિ પૂરો કરી, વિવિધરંગી સુગંધી ફૂલોની સુવાસ માણતાં અમે મોટરની ત્રીસ માઈલની મુસાફરી પૂરી કરી તાનાનારીવ પહોંચ્યાં. આ ત્રીસ માઈલની ઊંચીનીચી જમીન અને લાલ તેલિયા માટીએ કર્ણાટકના બેલગામનું અને મૈસૂરના બેંગલોરનું મીઠું સ્મરણ કરાવ્યું. પૂ. કાકાસાહેબે કહ્યું કે આ પ્રાચીન જ્વાલામુખીની માટી હોવી જોઈએ. આપણે જે વાંચ્યું છે કે જૂના વખતમાં આ પ્રદેશનો સંબંધ દક્ષિણ ભારત સાથે હતો – વચ્ચે સમુદ્ર ન હતો, એ સાચું લાગે છે.

અહીંની પ્રજા આફ્રિકી નથી, પણ 'માલગાસે' છે; પોલિનિશિયન ગણાય છે.

ખાસા ત્રીસ માઈલની દોડ પૂરી થઈ અને મનમાં 'હાશ, હવે પહોંચ્યાં ઘેર' એમ આણીએ ત્યાં તો મોટર ઊભી રહી અને અમે જોયું કે ઘર તો ઘણું ઘણું ઊંચે છે. ઘર જોવા જતાં એટલા ઉત્કંઠ થવું પડતું હતું કે પાછળ પડવાની બીક જ લાગે! કમર કસીને ચડવાનું શરૂ કર્યું. પગથિયાં તો મુશ્કેલ ન હતાં પણ કેમે કરી પૂરાં થાય જ નહીં!

આખરે ૮૩ પગથિયાં ચડીને એક સુંદર, સુઘડ અને સરસ શણગારેલા બંગલામાં પહોંચ્યાં અને તરત જ ઘેર પહોંચ્યાં છીએ એવું લાગ્યું. વિદ્યાબહેનની પ્રેમભરી મહેમાનગીરી અમે ખૂબ માણી. એક અઠવાડિયું ત્યાં રહ્યાં. નાનામાં નાની વાતમાં એમની કાળજી અને મમતા દેખાઈ આવતી હતી. આખા કુટુંબની સંસ્કારી સજ્જનતા ઘણી જ ગમી. મારી તો એમની સાથે જૂની ઓળખાણ નીકળી એટલે વધારે આનંદ થયો.

દેશી હિસાબ પ્રમાણે ૨૫મીએ પૂજ્યશ્રી કાકાસાહેબનો જન્મદિવસ હતો. ત્યાંથી લખેલા એક પત્રમાં એને વિશેનું થોડુંક ચિંતન આવી જાય છે અને આજ સુધીના પ્રવાસનું આછું સિંહાવલોકન પણ છે એટલે તેનાથી જ આ પછીનું પ્રવાસ-વર્ણન શરૂ કરું છું:

તાનાનારીવ,
માડાગાસ્કર,
૩૦-૧૧-'૫૯

ચિ. નિરુપમા,

આશા રાખી જ હતી કે તારો કાગળ દિલ્હી થઈને અહીં આવશે. તા. ૧૬ મીના કાગળો કાલે અહીં મળ્યા. કહેવાનું અને લખવાનું એટલું બધું ભેગું થયું છે કે તે પેટમાં માય નહીં; છતાં લખવાનો વખત જ મળતો નથી.

તા. ૨૫મીએ, દેશી હિસાબે, મારો જન્મદિવસ હતો અને અંગ્રેજી તારીખ પ્રમાણે પહેલી ડિસેમ્બરે, હું ૭૪ પૂરાં કરી ૭૫મામાં પ્રવેશ કરું છું. દર વરસે અંતર્મુખ થઈને પસાર થયેલી જિંદગીનો વિચાર કરું છું અને બાકી રહેલી જિંદગી માટે નવેસર સંકલ્પો કરું છું. આ વખતે એટલી નવરાશ અહીં મળવાની નથી એ જાણીને બધા ઇષ્ટ મિત્રોનું સ્મરણ કરી સંતોષ માન્યો.

અંતર્મુખ થવાનો વખત ન મળ્યો એનું દુઃખ ન થયું. મારે મન અંતર્મુખ અને બહિર્મુખ એવો ભેદ હવે રહ્યો જ નથી. કુદરતને જોઉં છું એમાં પરમાત્મા-નાં દર્શન થાય છે. લોકોને મળું છું, એમની વાતો સાંભળું છું, એમની સ્થિતિ તપાસું છું અને એમને જરૂરી સલાહ આપું છું ત્યારે પણ એ પરમાત્માની પવિત્ર સેવા જ જણાય છે. પોતાને ભૂલીને આટલી સુંદર સેવા થતી હોય અને દર્શન મળતાં હોય ત્યારે પોતાનું અલગ કે વિશેષ સ્મરણ કરી ખાસ લાભ શો થવાનો હતો?

અત્યાર સુધી કરેલી અમારી મુસાફરીનું ટૂંકું બયાન રજૂ કરી આ દ્વીપરાજ વિષે તને લખું. મુંબઈથી અમે નૈરોબી પહોંચ્યાં. ત્યાં આગળના વિમાન માટે ચાર દિવસ થોભવું પડ્યું. તેટલામાં પાસેના અભયારણ્યમાં જઈ અનેક પશુપક્ષીઓની, ત્રણ સિંહોની અને એક નાગની મુલાકાત લીધી. સિંહો પાસે બંધ મોટરમાં ધીરે ધીરે કરતાં ચાર ફૂટ નજીક સુધી ગયાં એટલે એ બાદશાહે મૂછ ઉપર કરી પડખું ફેરવ્યું. એથી વધારે મહત્ત્વ અમારે વિશે એના મનમાં હતું નહીં!

નૈરોબીથી સવારથી સાંજ સુધી, બલ્કે રાત સુધી ઊડી મોરિશિયસ પહોંચ્યાં. એ શર્કરાદ્વીપમાં સાત દિવસ રહ્યાં. ત્યાંનાં સંસ્મરણો સાકર જેવાં કે મધ જેવાં મીઠાં છે. એ બેટની આસપાસ સમુદ્ર છીછરો છે. પરિણામે નીલા, લીલા, પીરોજી વગેરે જાતજાતના રંગોની ઉજાણી ચાલુ રહે છે. અને પહાડનાં શિખરો તો કહે છે, "આકૃતિઓમાં જેટલી મજા નિર્માણ કરી શકાય તેટલી કરવી એ અમારું કામ!"

ત્યાંના સવાલો આપણી સંસ્કૃતિની દૃષ્ટિએ ઘણા મહત્ત્વના છે. હિંદુસ્તાની ફોજની મદદથી, ૧૮૧૦માં મોરિશિયસ અને રીયુનિયન એ બે બેટો અંગ્રેજોએ

જીત્યા હતા. પછી આપણા ગિરમીટિયા લોકોની મદદથી ત્યાં શેરડીનું વાવેતર શરૂ કર્યું. પણ એ બધું વિગતવાર અત્યારે ન લખાય. રીયુનિયન મોરિશિયસનો મોટો ભાઈ; હાલ ફ્રેંચ લોકોના તાબામાં છે. ત્યાં અમે ત્રણ દિવસ રહ્યાં. મોટરમાં બેસી સમુદ્રની સાક્ષીમાં આખા બેટની અવળી પરિક્રમા કરી, પછી અંદર ઘૂસી, ખંડાળા અને ચેરાપુંજી જેવી જ અદ્ભુત ખીણો જોઈ, અને પાણીના કેટલાય ધોધ જોયા. સફેદ રેશમની લટો ઊતરતી હોય એવા એ ધોધ સેંકડો ફૂટની ઊંચાઈ-એથી પડે તોપણ ગર્જના ન કરે. એમનો મંજુલ ધ્વનિ સાંભળવાના કાન હવે મારી પાસે નથી. થોડું સંભળાતું હતું તેયે 'ઘણું કરીને' સ્વીકારી લીધું. અને ચિ. સરોજ પણ એમના વતી અથવા એમને વિશે ઘણું ઘણું કહેતી એ આનંદ વધારાનો.

ફ્રેંચ લોકો રસિક તો ખરા. રીયુનિયનથી વિમાનમાં અમને માડાગાસ્કર આણતાં એમણે વિમાનનાં બે ચક્કર એ બેટ ઉપર લગાવ્યાં. એક ચક્કરમાં ત્યાંની ખેતી અને પહાડી ખેતી અમે જોઈ શક્યાં. અને એક અતિશય સુંદર ધોધ બે પ્રવાહમાં ફંટાયેલો, આકાશમાંથી જોયો. બ્રિટિશ ગિયાનામાં જોયેલો કેચૂરનો ધોધ યાદ આવ્યો.

બીજા ચક્કરમાં ઊંચા ઊંચા પહાડનાં શિખરો પરથી અમે નીચેનું દૃશ્ય જોયું. કુહાડીની ધાર જેવાં તીક્ષ્ણ શિખરો, જ્વાળામુખીના ઠરી ગયેલા દ્રોણો અને એવી જ કુદરતની ભવ્યતા જોઈ ધરાયાં. અને રમતિયાળ વાદળાંઓએ અમને આ બધું જોવા દીધું. અને બાળકોની પેઠે વચમાં વચમાં દાખલ થઈ તથા આડે આવી અમારા આનંદમાં ઉમેરો કર્યો. વાદળોના ધોળા ઢગલા શિખરો કરતાં ઓછા સુંદર કે ભવ્ય ન હતા. ચંચળ વાદળાં અને સમુદ્રના પ્રશાન્ત વિસ્તાર વચ્ચે થઈને માડાગાસ્કર પહોંચ્યાં છીએ. પ્રકૃતિના દર્શનનો આનંદ ખૂટે નહીં, પણ વખતનો અભાવ નડે છે. માડાગાસ્કર બેટ હજાર માઈલ લાંબો છે. એનું વર્ણન એટલું જ લાંબું થાય માટે અહીં જ અટકાવું છું. તારી તબિયત કેમ છે? અહીં ભલે ઉનાળો હોય, ત્યાં શિયાળો છે. તારી ભૂખ ઊઘડી હશે એટલે હવે ચિ. વિજયાને તારી તબિયતની ચિંતા કરાવતી નહીં હોઈશ. આ ઉંમરે ધરાઈને ખાવું અને જાણે તેમ કરીને મા ઉપર ઉપકાર કરતા હોઈએ એ જાતનું મોઢું કરીને ફરવું—એ આનંદ અનેરો હોય છે!

આ પ્રદેશમાં ફ્રેંચ ભાષાનું જ પ્રભુત્વ છે. કેળવણી ફ્રેંચમાં ચાલે, વહેવાર ફ્રેંચમાં અને અહીંની મિશ્ર પ્રજા, જે ક્રિયોલ ભાષા બોલે છે, તે પણ ફ્રેંચનો જ અપભ્રંશ છે. અહીંના ગુજરાતીઓ પણ ધીરે ધીરે ગુજરાતી ભૂલી ઘરમાં ફ્રેંચ દાખલ કરતા થયા છે.

ચિ. કલ્પક કૂદંકૂદા કરતો હશે અને આ ઉંમરે સ્વાદાનંદ કેમ માણવો એનો નમૂનો તારી આગળ રજૂ કરતો હશે.

કાકાના સપ્રેમ શુભાશિષ

૧-૧૨-૧૯૫૯

ચિ. બાળ,

અંગ્રેજી તારીખ પ્રમાણે આજે મારો જન્મદિવસ છે. કોણે ધાર્યું હતું કે ૭૪ વરસ પૂરાં કરી ૭૫મામાં પ્રવેશ હું સુદૂર માડાગાસ્કર દ્વીપની રાજધાની તાનાનારીવમાં કરીશ?

અંતર્મુખ થવા માટે વખત જ નથી મળ્યો. આખા દિવસને અંતે, દર્શનાનંદથી આંખોને તૃપ્ત કર્યા પછી જ સૂતો સૂતો આ કાગળ તને લખાવું છું.

એમ તો નૈરોબીથી મોરિસ જતાં રસ્તામાં આ વિશાળ બેટનું વિહગદર્શન કર્યું હતું, એટલું જ નહીં પણ અહીંના વિમાન મથકે પગ પણ મૂક્યો હતો. પણ એ તો વિમાનની સગવડ ખાતર.

આજે તને રાજધાની તાનાનારીવનો કાંઈક ખ્યાલ આપું. આ શહેર અનેક ટેકરીઓને, જેમ ફાવે તેમ, વળગેલું છે, તેથી મકાનો નદીના ઘાટ પર ભેગા ઊભેલા યાત્રીઓ જેવાં દેખાય છે. ટેકરીના માથાથી તળેટી સુધી ચોડેલાં એ મકાનોનાં દૃશ્યોનો ખ્યાલ હિમાલયના મસૂરી, દાર્જિલિંગ કે સિમલા પરથી પણ નહીં આવે.

સૌથી મહત્ત્વની વાત તો ટેકરીની બે બાજુની વસ્તીઓને જોડતાં બે બોગદાંની છે. આ બે બોગદાં ન હોત તો આખા શહેરનો વહેવાર ઘણો જ દીર્ઘસૂત્રી થયો હોત.

મકાનોની બાંધણી કોક ઠેકાણે જૂની માલગાસે ઢબની અને કોક ઠેકાણે આધુનિક ફ્રેંચ ઢબની છે. લોકોને ચડઊતર કરતાં જાણે કશો થાક જ નથી લાગતો. કોઈને મળવા ગયા, દુકાને કે ઑફિસે ગયા તો એક દિવસની કસરત પૂરી મળી જ જાય છે! મેં સહેજ જોઈ લીધું કે અહીંના લોકોના પગની પિંડલી અથવા ગોટલા નેપાલી ગુરખા જેવા ભરાવદાર દેખાય છે કે શું? અમીરો હોય કે ગવર્નર હોય, કોઈને આ કસરતમાંથી મુક્તિ મળતી નથી. નાજુક બહેનો પણ સમાજપ્રિય હોય તો આ ચડઊતર કરવાની જ.

મને મન થયું કે આ લોકોને સૂચવું કે જેમ તમે આરપાર બે બોગદાં કર્યાં છે તે જ રીતે આ બોગદાંમાંથી ટેકરીના માથા સુધી પહોંચવા માટે ઠેકઠેકાણે ઊભાં બોગદાં ખોદી લોકોને પારણામાં (લિફ્ટમાં) ઉપર જવાની સગવડ કરી આપો. જાપાનમાં એક પ્રખ્યાત ધોધ પાસે આવી ગોઠવણ છે પણ ખરી, એટલે મારી કલ્પના અવ્યવહારુ નથી. કોલસાની કે સોનાની ખાણમાં જો બધો વહેવાર વિવર અને પારણા દ્વારા થાય, તો આવા ગિરિનગરમાં કેમ નહીં?

અમે ૨૮મીએ બપોરે અહીં પહોંચ્યાં. પહેલે દિવસે અમારા મેજબાન જયવદનભાઈએ અમારો ખ્યાલ રાખી ચડઊતરવાળો કોઈ કાર્યક્રમ રાખ્યો ન હતો. પોતાના ઘરમાં જ ઘણા હિંદુ-મુસ્લિમ ભાઈઓને જમવા બોલાવ્યા. ઘણાખરા તો સૌરાષ્ટ્રની આસપાસના જ હતા. એ મહેમાનોમાં એક નવેસર આવેલા ભાઈ જરા વિચિત્ર હતા. એમણે પોતાના ગમે તેવા અભિપ્રાયો ઠોકવાનું શરૂ કર્યું. તે દિવસના

એક મહેમાનના એ મહેમાન હતા એટલે એમની વાતનો વિરોધ પણ થાય નહીં! મને પોતાને અનેક જાતના અભિપ્રાયો સાંભળવાની ટેવ; એટલે મને તો રમૂજ પડી, પણ બીજા લોકો અસ્વસ્થ થઈ ગયા; અને એમણે પૂરતો વિવેક વાપરીને પેલા ભાઈનો પ્રતિવાદ કર્યો. વાતાવરણ જરા જાગતું થઈ ગયું ખરું. આ પહેલી જ મુલાકાતમાં અહીંના ઘણા લોકોનો પરિચય થયો અને આટલા દૂરના પ્રદેશમાં આપણા લોકો બાહોશીથી અને કુનેહથી પોતાનું સ્થાન કેમ જમાવી બેઠા છે એનો ખ્યાલ આવ્યો. ખરેખર, આપણી પ્રજા માટે મનમાં માન ઊપજ્યા વગર રહેતું નથી.

ચિ. સતીશને એક કાગળ લખી મોડાં મોડાં સૂઈ ગયાં.

બીજે દિવસે સવારે નાસ્તા વખતે વિદ્યાબહેન સાથે ઘણી વાતો કરી. પછી એમનાં દીકરી વીણાબહેન અમને શહેર જોવા લઈ ગયાં. વીણાબહેનનો ફ્રેંચ ભાષા પરનો કાબૂ અદ્‌ભુત છે. બે કલાક બધે ફરી મુખ્ય મુખ્ય મકાનો અને આસપાસનું દૂર સુધીનું દૃશ્ય જોયું. વીણાબહેન અમને બધું સમજાવતાં જાય અને અમે એ જ જાતનાં દૃશ્યો ક્યાં ક્યાં જોયાં હતાં એનું સ્મરણ કરતાં જઈએ. જેમ આપણે ત્યાં વિમાનનું અંકન વખતસર કરવું પડે છે તેમ અહીં પણ છે. તેથી ૨૨૬૨૦ ફ્રેંક ખરચીને અમે માડાગાસ્કરની ઉત્તર તરફના બંદર માજુંગા જવા-આવવાની બે ટિકિટો ખરીદી લીધી. ફ્રેન્ચ અને જાપાની લોકોને પોતાનું રાષ્ટ્રીય નાણું નાનકડું રાખી મોઢું ભરીને સંખ્યા બોલવાની ટેવ છે. ૨૨૬૨૦ ફ્રેંકના રૂપિયા થયા ૪૩૬.૮!

જરા નવરાશ મળે એટલે કાં તો કાગળો લખીએ અથવા નકશાઓ લઈને દેશનું દર્શન પાકું કરીએ. સાંજે સેવાસદનનો એક સુંદર કાર્યક્રમ હતો. જ્યારથી શાહ કુટુંબ આ દેશમાં આવ્યું છે ત્યારથી એમણે ભારતનાં લોકોને સામાજિક કાર્યક્રમોથી જાગ્રત, પ્રસન્ન અને સંગઠિત કરવાનું કામ સુંદર રીતે ચલાવ્યું છે. એવા પ્રયત્નો પાછળ કેટલી મહેનત હોય છે એ તો અનુભવી જ જાણે. ગરબા ઈત્યાદિ કાર્યક્રમમાં અડધોઅડધ મુસ્લિમ બહેનો હતી.

આજે મારો જન્મદિવસ. એ દિવસ અમે ચડઊતર કરવામાં જ ગાળ્યો. યાત્રા કાંઈ આંખે જ કરવાની હોય છે? પગ અને પેટ બન્નેનો પણ પૂરતો ફાળો ન હોય તો એ યાત્રા ન ગણાય.

અહીં આવ્યાં એટલે અમારું મુખ્ય કામ સ્થાનદેવતાનું દર્શન કરવાનું હતું. માડાગાસ્કરના વાઈસરૉય જેવા હાઈ કમિશનર સાજે(Mon. Saget)ને સૌથી પહેલાં મળ્યાં. પછી મળ્યાં પ્રેસિડન્ટ ઝીરાન(Tsiranana)ને. પણ મને રસ પડ્યો જ્યારે અહીંના નગરશેઠ (મેયર) અમને ટાઉન હૉલ બતાવવા લઈ ગયા ત્યાં. ત્યાંનાં ભીંતચિત્રો ઐતિહાસિક મહત્ત્વનાં તો હતાં જ પણ કળાની દૃષ્ટિએ પણ સરસ હતાં.

બપોરે શ્રી અકબરઅલીને ત્યાં જમવાનું હતું. શ્રી અકબરઅલી અહીંના ઘણા પ્રતિષ્ઠિત, સંસ્કારી અને હેતાળ સજ્જન છે. તેમનાં ફ્રેંચ પત્ની એટલાં જ સંસ્કારી અને પ્રેમાળ. ઘર એટલું બધું સુંદર, સગવડભરેલું અને ખાસ તો ઊંચું હતું કે એ જોવાનો અને ત્યાંથી આસપાસનું દૃશ્ય જોવાનો પણ ઘણો આનંદ હતો.

પૈસા કેમ મેળવવા એ ઘણા જાણે છે પણ પૈસા ખરચીને એમાંથી સુખ, સગવડ અને સંસ્કારિતા ઊભાં કેમ કરવાં અને ગૃહસ્થાશ્રમની સુવાસ કેમ ફેલાવવી એ તો બહુ ઓછા જાણે છે. ઉત્તમ ભોજન સાથે એમનાં હાર્દિક અભિનંદન પણ મેળવી મેં અહીં જ થોડો આરામ કર્યો. આરામની આવશ્યકતા જાણી હોવાથી એની પણ ગોઠવણ એમણે સરસ કરી હતી.

અહીંથી અમે એક ઊંચા શિખર પરનો રાણીનો મહેલ જોવા ગયાં. અત્યારે એ સંગ્રહાલય તરીકે વપરાય છે. સંગ્રહાલયનો એક ભાગ સમુદ્રની અને જંગલની સમૃદ્ધિનો પ્રતિનિધિ છે. બીજો ભાગ અહીંના માલગાસે લોકોની સંસ્કૃતિ, એમનો ઈતિહાસ અને પશ્ચિમ સાથેનો એમનો સંબંધ, ત્રણેનો તાદૃશ ચિતાર આપતો હતો. ઈતિહાસ પરથી જણાય છે કે અહીંના રાજાઓ કરતાં રાણીઓ વધારે બાહોશ હતી અને એમની રાષ્ટ્રીયતા પણ વધારે કટ્ટર હતી.

એક બીના જાણી વિચાર માટે ઘણો મસાલો મળ્યો. રાણીઓ પોતાના પતિને જ પોતાના મુખ્ય પ્રધાન બનાવે. અથવા મુખ્ય પ્રધાનને જ પતિ તરીકે સ્વીકારે એટલે રાજનીતિમાં હિતસંબંધનું દ્વૈત આવે જ નહીં. અમે એમ પણ સાંભળ્યું કે એક મુખ્ય પ્રધાન એટલો તો બાહોશ હતો કે એક પછી એક ત્રણ રાણીઓનો એ પતિ બન્યો અને ૩૬ વરસ મુખ્ય પ્રધાન તરીકે રહ્યો.

થાકયાંપાકયાં ઘેર આવ્યાં પણ ત્યાં આપણા રાજદૂત તરફથી એક મોટો સ્વાગત-સમારંભ હતો. ભારતની પ્રતિષ્ઠાને કારણે આવા સમારંભમાં મોટા મોટા બધા જ લોકો આવે છે. માલગાસે સમાજના નેતાઓ અને અમલદારો, ફ્રેંચ ગવર્નર, પ્રેસિડન્ટ, બીજા મંત્રીઓ અને ભારતના બધા જ સારા સારા લોકો આવતા જાય અને ભારતની સ્વાદિષ્ટ વાનીઓનાં વખાણ કરતા જાય. પોતપોતાના રસની વાતો કરે અને ચડયાં એટલાં પગથિયાં ઊતરીને વિદાય થાય.

એટલે હું પણ માનું છું કે આ દેશના દર્શનનું આ પહેલું વર્ણન પૂરું કરી હું પણ વિદાય લઈ ઊંઘના સામ્રાજ્યમાં પ્રવેશ કરું.

કાકાના સપ્રેમ શુભાશિષ

તાનાનારીવ,

૩-૧૨-'૫૯

ચિ. નંદિની અને સ્વાતિ,

જ્યારે આપણે કોઈ દંપતીને કાગળ લખીએ છીએ ત્યારે આજનો રિવાજ છે કે સ્ત્રીનું નામ પ્રથમ આવે. પશ્ચિમનો તો એ રિવાજ છે જ. પણ આપણે ત્યાં પણ સીતા પછી રામ આવે છે. રાધા પછી કૃષ્ણ, પાર્વતી પછી પરમેશ્વર. પણ બે બહેનોને લખતી વખતે નાનીનું નામ પહેલે આવે કે મોટીનું એ હજી નક્કી નથી થયું. નાની બહેનને વાંચતાં ન આવડતું હોત તો આપણે મોટીને લખી શકત કે આ કાગળ પોતે વાંચીને તમારી નાની બહેનને વાંચી સંભળાવો. પણ સ્વાતિ વાંચે પણ છે અને લખે પણ છે. એટલે નિર્ણય ન થઈ શક્યો. જેમ

લખાયું છે તે બરોબર છે કે નહીં એની ખાતરી નથી. આ બાબતમાં ચિ. સ્વાતિ જે નિર્ણય આપે તે સ્વીકારીશું.

આ મારી મૂંઝવણ તમને નોંધી મોકલતો હતો ત્યાં એક મજાનો કિસ્સો યાદ આવ્યો. મજાનો છે એટલા ખાતર જ લખું છું.

ટ્રાન્સવાલમાં બે ભાઈઓ વચ્ચે પૈતૃક સંપત્તિ વિશે ઝઘડો ચાલ્યો. અનેક ન્યાયાલયોએ પોતપોતાના નિર્ણય આપ્યા પછી છેલ્લે અધ્યક્ષ ક્રુગર પાસે આખો તુમાર પહોંચ્યો. એણે બધાં કાગળિયાંના ઢગલા વાંચ્યા વગર કોરે મૂકયા અને બન્ને જણને બોલાવીને એક મિનિટમાં ફેંસલો કરી દીધો: 'આખી મિલકતના બે ભાગ કરવાનો અધિકાર મોટા ભાઈનો. પોતાની બુદ્ધિ પ્રમાણે એ બે ભાગ કરી આપે. ત્યાર પછી એ બેમાંથી પોતાને પસંદ પડે તે એક હિસ્સો પ્રથમ ઊંચકી લેવાનો હક નાના ભાઈનો.' ત્યાં ને ત્યાં જ ફેંસલો થઈ ગયો. બન્ને ભાઈઓ રાજી થઈને ઘેર ગયા.

તમને મેં લખ્યું જ છે કે આ ફેરે હિંદી મહાસાગરના ત્રણ બેટોની મુસાફરી કરીએ છીએ. ત્રણેમાં હિંદી વેપારીઓ ઓછીવત્તી સંખ્યામાં રહે જ છે. રીયુનિયન અને માડાગાસ્કરમાં તો મોટે ભાગે ગુજરાતના જ હિંદુ-મુસલમાન છે. અહીંના લોકોના કાન સુધી પેલી લીટી પહોંચી નથી કે 'જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત'. આપણા લોકો બાહોશ વેપારીઓ ખરા, પણ તેમનામાં અસ્મિતા જ જાગી ન હતી.

માડાગાસ્કર વિશે થોડી માહિતી ચિ. બાળને લખી છે. એ કાગળ તમને યથાકાળે મળશે. આજે બે સ્થળોનું વર્ણન લખું છું જ્યાં અમે અહીંથી કાલે અને આજે જઈ આવ્યાં.

ગઈ કાલે અમે મોટરમાં બેસી ૮૦ કિલોમીટર પર આવેલું મોન્તાશુ તળાવ જોયું. વિમાનમાંથી એના દર્શને ધ્યાન ખેંચ્યું હતું જ. એટલું જ નહીં પણ અમે એને આંગળીઓવાળું તળાવ એવું નામ પણ આપ્યું હતું.

રસ્તામાં તેર કિલોમીટર પર એક નાનકડા ધોધે અમારું સ્વાગત કર્યું અને કહ્યું, "અહીં થોભશો મા. તમને મોડું થશે."

મોન્તાશુ તળાવની આસપાસ અમુક ઠેકાણે ઝાડી સરસ છે. એ ઝાડીમાં રસ્તો ભૂલ્યાનું કોઈને દુ:ખ ન થઈ શકે. જેટલું વધારે ફરવું પડે, તેટલી વધારે શોભા નિહાળવા મળે. આસપાસ ટેકરીઓ પણ ઘણી એટલે કુદરતની શોભા ઊંચેથી પણ જોઈ શકાય અને નીચેથી પણ. તળાવને કાંઠે બાંધેલાં થોડાંક મકાનો પણ અનેક બાજુએથી દેખાય. એ મકાનોનાં પ્રતિબિંબ અમને કહે, "ડરો મા. અહીં કાંઈ ભૂકંપ થયો નથી. પાણીનો સ્વભાવ છે કે પ્રતિબિંબ દ્વારા ટેકરી અને મકાનોને હચમચાવતા રહેવું."

પાણી કહે, "અમારો સ્વભાવ શાનો, એ અમારી લાચારી છે. પવન અમને શાન્ત બેસવા દે, તો અમે કોઈને હલાવવા ન જઈએ."

પાણીના પ્રમાણમાં એના કાંઠાનો વિસ્તાર દસ ગણો. એવા એ સરોવરની શોભા શબ્દોમાં શી રીતે વર્ણવાય? અહીં તળાવની ફેલાયેલી આંગળીઓ અને

વચમાં ઘૂસતી જમીનની આંગળીઓ એકબીજામાં ઓતપ્રોત થતી હોવાથી પાણી અને જમીન બન્નેની ખૂબીઓ અનેક બાજુથી જોવા મળતી હતી. અમારી મોટરને ખૂબ ખૂબ થકવ્યા પછી અમે જમીનની એક આંગળીને ટેરવે પહોંચ્યાં. ત્યાં કોકનું નાનકડું મકાન નિર્જનતાની ઉદાસીનતા અનુભવતું હતું. અમે એને સનાથ કર્યું. પણ સરોવર કહે, "અંદર બેસી ચોરની પેઠે શું ખાઓ?" અમે બહાર આવ્યાં અને તળાવની અને તડકાની લીલા જોતાં જોતાં ખુલ્લામાં નાસ્તો કર્યો. સારું થયું કે આ તળાવનું સમગ્ર દર્શન વિમાનથી કર્યું હતું. કેમ કે મોટરમાં ફરતાં આખો તળાવનો એકસામટો ખ્યાલ આવવો મુશ્કેલ હતો. શોખીન લોકોએ આ તળાવને કાંઠે ઉજાણી માટે કેટલાંક સુંદર મકાનો બાંધ્યાં છે.

જયવદનભાઈ કહે, "આ મોન્તાશુની આસપાસ જમીન સાવ સસ્તી છે. માગો તેટલી મળે. પણ મકાનો બેહદ મોંઘાં. એકેએક વસ્તુ – લાકડાં, પથરા, ખીલા વગેરે – દૂરથી આણવાની."

મેં કહ્યું, "એનું મને દુઃખ નથી લાગતું. પણ આટલે ખરચે, આવી કાવ્યમય જગાએ મકાનો બાંધ્યાં પછી નવરાશ-દરિદ્રી લોકો અહીં રહેવા આવી શકતા નથી એ જ મોટું દુઃખ છે. કમાણી પાછળ દિવસો, મહિનાઓ અને વર્ષો વિતાવ્યા પછી જરાક અહીં આવે અને સહેજ તાજગી મળે એટલામાં પાછા દોડી જાય. એ કેટલી વિટંબણા!"

અમે પણ અહીં વધારે રહી ન શક્યાં કેમ કે પાંચ વાગ્યે એક ભાઈને ત્યાં ચા માટે આમંત્રણ હતું.

જ્યાં લોકો મળે ત્યાં એક વાત તો નીકળવાની જ. "અમે ભારતના નાગરિક ગણાઈએ એમાં ભારત સરકારને વાંધો શો?" અને દર વખતે અમે સમજાવીએ કે "તમારા જ હિત ખાતર, અહીંનાં તમારાં મૂળિયાં ઢીલાં ન થાય એટલા જ ખાતર, ભારત સરકારને આવી કઠોર કૃપા ધારણ કરવી પડે છે." અહીં એકએ ભાઈઓ આ વાત સમજ્યા છતાં એ વાત બરાબર સમજાવાતી નથી એનો અસંતોષ એમણે વ્યક્ત કર્યો જ.

સાંજે પીપલ્સ હૉલમાં મારું જાહેર ભાષણ રાખ્યું હતું. એમાં ભારતીય લોકો ઉપરાંત માલગાસે લોકો પણ હતા. મોટી સગવડ એ હતી કે હું ગુજરાતીમાં જ બોલું એનો, વાક્યે વાક્યે અનુવાદ વીણાબહેન એમની છટાદાર ફ્રેંચમાં કરતાં જાય. મારી ગુજરાતીની અસર આપણા લોકો પર શી થાય છે એ જોવા કરતાં માલગાસે ભાઈઓના ચહેરા જોઉં, ફ્રેંચ વાક્ય સાંભળે એટલે ચહેરા ખીલી ઊઠે. મને એનો જ સંતોષ થતો. પણ ભાષણને અંતે જ્યારે એક માલગાસે ભાઈએ આવી, હાથ મેળવી પોતાનો સંતોષ વ્યક્ત કર્યો ત્યારે મેં ધન્યતા અનુભવી. આ ભાષણ પછી કેટલાયે માલગાસે લોકો ઘેર મળવા આવવા લાગ્યા. મારા ભાષણમાં મેં કહ્યું કે આ દેશમાં આવી અહીંના લોકોની આપણે જે સેવા કરી તે સાર્થક ત્યારે જ થાય જ્યારે આપણે એ લોકોની ભાષા શીખી, ગામેગામ એ ભાષામાં વ્યાખ્યાનો આપીએ, ઉત્સવો ઊજવીએ અને માલગાસી ભાષામાં સાંસ્કૃતિક [illegible]

ચલાવી ભારતીય જીવનની કાંઈ સુવાસ એમને આપીએ. અને આપણા લોકોએ આ દેશ વિશે અવારનવાર ગુજરાતી માસિકોમાં લેખો તો લખવા જ જોઈએ."

રાત્રે અમે હીરજી દંપતી સાથે લા તાવર્ન (La Taverne) નામની હોટેલમાં ભોજન કર્યું. આ પ્રેમાળ દંપતીએ પહેલી તારીખે, મારી વરસગાંઠને નિમિત્તે ફ્રેંચ લૅવેન્ડરની એક મોટી શીશી ભેટ મોકલી હતી!

મોન્તાશુ પછી આન્ત્સિરાબે. કાલે અમે દક્ષિણ-પૂર્વ દિશામાં એક સરોવર જોઈ આવ્યાં. આજે વરસતા વરસાદમાં, આન્ત્સિરાબે કરીને એક સુંદર આરોગ્ય નગરી જોવા ગયાં હતાં. એકસો વીસ માઈલને વાંકેચૂકે રસ્તે પશ્ચિમ તરફનો પહાડી પ્રદેશ પણ ઠીક ઠીક જોવાયો. આખે રસ્તે આંખો માટે ઉજાણી જ હતી. મિમોસા વૃક્ષોનાં જંગલ અને વચમાં વચમાં યુકેલિપ્ટસની ઝાડીઓ. આન્ત્સિરાબે આડુંઅવળું ખૂબ ફેલાયેલું, સ્વચ્છ, સુઘડ અને સંપન્ન શહેર છે. શહેર જોવા ઊપડીએ તે પહેલાં અહીંના સૌથી જૂના મુસ્લિમ ખાનદાનને ત્યાં નાસ્તો કરવા થોભ્યાં. મનજીભાઈને ત્યાં અમારું બધાનું પ્રેમળ સ્વાગત થયું. ભારતથી આવેલા અમ યાત્રીઓને જોઈને ઘરનાં બાળકોને પણ મજા પડી. બાળકોના સ્વભાવમાં શરમાળપણું અને કુતૂહલ-વૃત્તિનો ગજગ્રાહ ચાલે છે. ઘડીકમાં એક વૃત્તિનો વિજય થાય, ઘડીકમાં બીજીનો. બોલાવીએ ત્યારે દૂર જાય અને પછી પોતાની મેળે નજીક આવીને આપણને નિહાળે. હું નાના સલીમ સાથે વાતો કરું એટલામાં યાસ્મીન અને રોઝી ચિ. સરોજને અંદર ઘરમાં ખેંચી લઈ ગઈ.

અહીં થોડો નાસ્તો કરી અમે શહેર જોવા ઊપડયાં. ફ્રેંચ સંસ્કૃતિની ખાસિયતનો ખ્યાલ આપતું અહીંનું વિશાળ સ્નાનાગાર છે. જાતજાતના રોગીઓ અહીં નૈસર્ગિક ઉપચાર માટે આવે છે. રહેવાની, ખાવાપીવાની અને ઉપચારની સગવડો જોઈ અહીં રહેવા માટે દિલ લલચાયા વગર રહે નહીં. અને આ બધું અહીંના આરોગ્યદાયી ખનીજ-જળ( Mineral water )ને પ્રતાપે છે. એ પાણીના સ્નાન-પાનથી અમુક રોગો મટે છે. આરોગ્યધામો જોઈ લીધા પછી એક નાનકડો ફુવારો જોવા અમે ગયાં. રુગ્ણકલ્યાણકારી એ ફુવારાની પ્રતિષ્ઠા સાચવવા માટે એની આસપાસ એક રૂપાળો મંડપ ઊભો કર્યો છે, જેના પથરા ઉપર પણ આ પાણીની અસર દેખાઈ આવે છે. એ પાણીનું પાન કરી અમે સામેનો 'સ્વિમિંગ પુલ' જોવા ગયા. (ઉમાશંકરભાઈને પૂછો કે સંસ્કૃત સાહિત્યમાં આનંદ ખાતર તરવાનાં વર્ણનો કયાંયે છે? રાજકન્યાઓ જ્યારે જલવિહાર કરતી ત્યારે ઘણું કરીને તેઓ કેડ સુધીના પાણીમાં ઊભી રહી જળ ઉછાળતી હશે. નૌકાવિહારમાં પાણીને અડવાપણું હોતું જ નથી. બાહોશ યાત્રીઓ પાણીમાં પડીને સામે કાંઠે જતા હશે. મુમુક્ષુઓ ભવનદી પાર કરતા હશે. પણ કેવળ આનંદને ખાતર જલરાશિમાં કે પ્રવાહમાં તરનારા કે જલપ્લાવન કરનારા કોઈ હતા ખરા? હોત તો એનાં કેટકેટલાં વર્ણનો આપણને મળ્યાં હોત!)

ખેર. અહીંનો તરણકાસાર જોઈ મન લલચાયું કે થોડો જલવિહાર કરી શકાય તો કેવું! પણ 'મનકી મનહી માંહી રહી.'

પછી અમે ગયાં એક ખરેખરનું સરોવર જોવા. આ આન્ડ્રાઈકીબે (Andraikibe) સરોવર શહેરથી જરા દૂર છે. એની આસપાસ સગવડો ઘણી છે. અને વિશેષ એ છે કે આ સગવડો સરોવરની શોભાને બગાડતી નથી. અહીં કેટલાક લોકો ચડ્ડી અને કાનટોપી પહેરીને પાણીમાં તરતા હતા. કેટલાક સરોવરમાં નૌકાવિહાર કરતા હતા. ચિ. સરોજનો સ્વભાવ હું જાણું અને નૌકાનયનની એની કુશળતા પણ મેં અનુભવેલી. એના મોઢા તરફ મેં જોયું અને સમજી ગયો કે એનું મન કેટલું લલચાયું છે અને છતાં એ દબાવે છે. જે ભાઈ અમને અહીં લઈ આવ્યા હતા એમની જોડે મેં વાત કરી. એમણે હોડીમાં બેઠેલા એક ફ્રેંચ સજ્જનને એમની ભાષામાં પૂછ્યું. ફ્રેંચ લોકો દાક્ષિણ્યમાં શૂરા. એમણે તરત હા પાડી. અને અમે બન્ને એની હોડીમાં જઈને બેઠાં. ચિ. સરોજને કૉલેજમાં શીખેલી ફ્રેંચ ભાષા કામ આવી. પેલા ભાઈ ઉત્સાહથી વાતો કરવા લાગ્યા. એની હોડીનું ઍંજિન ચાલુ થયું અને અમે સરોવરમાં હોંશભેર દોટ મૂકી.

અહીં પણ અમારા અમેરિકન અનુભવની પુનરાવૃત્તિ થઈ. જાણે પથરાળા રસ્તા પરથી સ્પ્રિંગ વિનાની ગાડી દોડતી હોય તેમ અમારી હોડી ખડખડ અવાજ કરવા લાગી. શરીરના સાંધા અને હાડકાં પણ કહેવા લાગ્યાં કે આ તે નૌકાવિહાર છે કે ગાડાના આંચકા? કોર્નેલમાં એક વાર આવો અનુભવ થયો હતો. એટલે અહીં એનું આશ્ચર્ય ન થયું. સરોવરનાં પાણી, છીછરી હોડી, નાનકડા ઍંજિનના વેગને ખમી ન શકે, એટલે અવાજ પણ થાય અને આંચકા પણ આવે. તે વખતે એ ખાસ ગમતું નથી. પણ પાછળથી એનું સ્મરણ કરવામાં મજા આવે છે. એક મોટું ચક્કર ફર્યાં અને પાછાં આવ્યાં. પાણીનાં આ વિવિધ દર્શન જોઈ મનને સમાધાન થયું કે સવાર લેખે લાગી.

ત્યાર પછી અમે એક સોની ભાઈને ત્યાં જમવા ગયાં. એ લોકોને પણ સ્વદેશથી આવેલા અને ગુજરાતી બોલનારા લોકો ક્યાંથી મળે? રાજી રાજી થઈને એમણે આગતાસ્વાગતા કરી. અમે ઘણા સવાલો પૂછ્યા. વીંટીમાં બેસાડવાના કેટલાક સારા સારા રંગીન અને કીમતી પથરાઓ એમની પાસે જોયા.

બધું પતાવી ફરી મનજીભાઈને ઘેર. ત્યાં તો શહેરના બીજા પણ ભારતી ભાઈઓ ભેગા થયા હતા. સ્વાગત અને વિદાય એક જ બેઠકે પૂરાં થયાં. તે વખતે ગરમ ગરમ જલેબી ખાધાનું સ્મરણ હજી તાજું છે. બાળકો સાથે અને મોટેરાઓ સાથે વાતો કરી પાછાં ફર્યાં. હવે એ રસ્તો અપરિચિત રહ્યો નહોતો પણ તેથી કાંઈ મજા ઓછી ન હતી. અને વરસાદ કાંઈ પોતાની મહેમાનનવાજી છોડે?

જયવદનભાઈ અમને ટૂરિસ્ટ બ્યૂરોમાં લઈ ગયા પણ ત્યાં કોઈ અંગ્રેજી ચોપડી મળી નહીં. અંતે થાક્યાંપાક્યાં છતાં રાજીના રેડ થઈને ઘેર આવી પહોંચ્યાં અને સ્વર્ગારોહણ કરી ઊંઘનાં અધિકારી થયાં. તમને આ છેલ્લાં વાક્યોમાં પણ અમારી ઊંઘ જણાઈ આવશે. એટલે સુનિશમ્!

તમ બન્નેને કાકાના સપ્રેમ શુભાશિષ

તાનાનારીવ,
૬–૧૨–'૫૯

ચિ. હસમુખ,

તમારી સાથે વિશેષ પત્રવ્યવહાર ચાલ્યો નથી. મળીએ છીએ ત્યારે પણ વધારે વાતો થતી નથી. તમે છો જ ઓછાબોલા. આજે મને થયું કે તમને કાગળ લખું. તમારું ઓછાબોલાપણું ખુટાડવાની દૃષ્ટિએ નહીં પણ આ વખતે તમે પૂર્વ આફ્રિકાના તમારા સંબંધીઓનાં સરનામાં આપ્યાં એટલું જ નહીં પણ એ લોકોને કાગળો પણ લખ્યા. એ રીતે અમારી મુસાફરીમાં તમે અમારી સાથે જ છો. એટલે આજનો કાગળ તમને લખું છું. આના પહેલાંના બધા કાગળો તમારા હાથમાંથી પસાર થયા જ છે.

જેટલા દિવસો અમારી પાસે છે એટલામાં આ દેશ જેટલો જોવાય એટલો જોવો એવું વિચારતો હતો. છતાં એક હજાર માઈલ લાંબો અને અઢીસો ત્રણસો માઈલ પહોળો આ બેટ જોઈ જોઈને કેટલો જોવાય? પણ માજુંગા અથવા માજોંગા અમારાથી છોડાય એમ હતું નહીં. જેમ અંગ્રેજો પહેલવહેલા આપણા દેશમાં સુરતમાં આવ્યા અને ત્યાં પોતાની કોઠી નાખી ધીમે ધીમે ચોમેર ફેલાયા તેવી જ રીતે માલગાસે લોકોના આ દેશમાં આપણા લોકો સૌથી પહેલા આવ્યા તે માજુંગામાં. અને તે પણ કેટલા જૂના કાળમાં! અંગ્રેજો કે ફ્રેંચોએ અહીં પગપેસારો કર્યો ન હતો ત્યારથી આપણા લોકો અહીં આવે છે. આ શહેર એ જમાનામાં આપણા લોકોનું જ ગણાતું. ભારતનાં વહાણો માટે અહીંનું બંદર ખાસ સગવડભરેલું હતું. એટલે લોકોએ એ પસંદ કર્યું. પોર્ટુગીઝ લોકો પણ અહીં આવતા હતા. એ રીતે આ સ્થાનનું મહત્ત્વ ઘણું હતું.

એક નદી ઈકોપા લગભગ રાજધાની તાનાનારીવ પાસે જન્મ લઈ ઉત્તર તરફ વહે છે અને બીજી મોટી નદી બેટસીબોકાને મળે છે. અને આ રીતે મોટી થયેલી નદી અનેક મુખે સમુદ્રના એક અખાતને મળે છે. એ અખાતના ગળા પાસે જ માજુંગા શહેર આવેલું છે.

પરમ દિવસે અમે તાનાનારીવના ઈવાત (Ivato) વિમાન મથકેથી ઊપડયાં. આ મથક શહેરથી ફક્ત અઢાર કિલોમીટર જ દૂર છે. રસ્તામાં પહાડો વચ્ચેથી માર્ગ કાઢતી નદીઓ જોવાની જ ખાસ મજા હતી. માજુંગામાં શ્રી અબદુલ્લા કરીમજી તરફથી એમના કારભારી, એક બાહોશ માલગાસે શ્રી રૉબર્ટ રાબેહાસી અમને તેડવા આવ્યા હતા.

અહીં અમને બધે ફેરવીને માજુંગાની માહિતી આપવાનું કામ રાયચંદભાઈ શાહે કર્યું. ઘણા મળતાવડા અને ઉત્સાહી ભાઈ છે. એમની સાથે દરજી કેશવજીભાઈ આવ્યા હતા. એ સેવાભાવી વૃદ્ધ ભાઈ માટે અહીં બધાને માન છે. બધા એમને

'બાપ્પા' કહે છે. શ્રી અબદુલ્લા કરીમજીના બંગલામાં—જેને અહીં શામ્બા કહે છે—અમારો ઉતારો રાખ્યો હતો. ત્યાંથી રાયચંદભાઈ અમને શહેરમાં લઈ ગયા. અહીં બધે ફરીને શહેરની શોભા નિહાળી અને આપણા લોકો જૂનામાં જૂના અહીં ક્યારે આવ્યા હતા એનો હિસાબ કાઢવા અહીંના કબ્રસ્તાનમાં ગયાં. જૂના હિંદી લોકોનાં નામની તખ્તીઓ શોધતાં ૧૮૭૦ની સાલ મળી. તે વખતથી ૧૯૧૪ સુધી આપણા લોકોનો વેપાર અહીં સરસ ચાલ્યો. તે વખતે કશી રોકટોક તો હતી જ નહીં. પછી ફ્રેંચોનું રાજ્ય થયું એટલે આપણી પ્રવૃત્તિ લગભગ સુકાઈ ગઈ.

બપોરે રાયચંદભાઈને ત્યાં જમી મેં થોડો આરામ કર્યો. એટલામાં ચિ. સરોજે ઘરની બહેનો સાથે ઘણી ઘણી વાતો કરી. આટલે દૂર વસતા આપણા લોકોને ભારતનું અને તેમાંય ગુજરાતનું કોઈ મળે એટલે તેઓ ખૂબ જ હેતપૂર્વક એને આવકારે છે અને અપનાવે છે.

પછી અમે ફરી શહેર જોવા નીકળ્યાં. મકાનો અને દુકાનો બહુ સારાં હતાં એટલે અહીંની જાહોજલાલી વિશે સારો ખ્યાલ બંધાયો. મારે કેટલીક ચોપડીઓ જોઈતી હતી. એટલે ભાઈ રૉબર્ટ રાબેહાસી અમને અનેક ઠેકાણે લઈ ગયા. એક દુકાને એમની દીકરી ડૉરથી અમને મળી. માડાગાસ્કર વિશેની કેટલીક ફ્રેંચ ચોપડીઓ ભાઈ રૉબર્ટે અમને ભેટ આપી. એક નકશો પણ મળ્યો એટલે મારે માટે ઉજાણી!

સાડા ચાર વાગ્યે અમને એક આગાખાની સ્થાનમાં લઈ ગયા જ્યાં બધા હિંદીઓ ભેગા થયા હતા. અહીં મેં સ્વતંત્ર ભારતનો સંદેશો સંભળાવ્યો. દુનિયામાં આપણને જે નૈતિક સ્થાન મળ્યું છે તેનું ભવિષ્ય માટેનું મહત્ત્વ સમજાવ્યું અને રીયુનિયનનો અનુભવ યાદ રાખી એમને વિનંતી કરી કે તમારી ગુજરાતી ભાષા ભૂલી ન જશો. તમારે એ ભાષા અને એના સાહિત્યને વધારી ભારત સાથેનો સંબંધ ટકાવવો અને વધારવો જોઈએ.

સભાને અંતે સમાચાર મળ્યા કે એક જૂના કબ્રસ્તાનમાં ૧૮૦૫ની તારીખ મળે છે. એમાં પણ કેટલાંક હિંદી નામો છે. અમે ઉત્સાહભેર ત્યાં ગયાં પણ કબ્રસ્તાનને બારણે તાળું વાસેલું હતું.

ત્યાંથી અમે એક હિંદી પુસ્તકાલય જોવા ગયાં. એમાં લગભગ અઢી હજાર ગુજરાતી ચોપડીઓ છે. પહેલાં આ પુસ્તકાલય બધા માટે હતું. હમણાં એ મુસલમાનો-ના અને સ્થાનિક લોકોના હાથમાં છે. અહીં વ્યવસ્થાપકોએ અમારા ફોટા લીધા. જ્યારે મુસલમાન ભાઈઓ જાણે છે કે આપણે હિંદુ-મુસ્લિમ એકતામાં માનીએ છીએ ત્યારે તેઓ અમને પોતાની સંસ્થા જોવા પ્રેમથી બોલાવે છે.

માજુંગામાં કૅથલિક લોકોની નિશાળો ઘણી છે. એમનું કામ હંમેશાં સરસ અને વ્યવસ્થિત હોય છે તેથી એમનો પ્રભાવ સારો છે. એકલી બાળાઓની નિશાળ-માં જ લગભગ અઢી હજાર છોકરીઓ ભણે છે. આ શહેરમાં આપણા લોકોની વસ્તી લગભગ વીસ હજારની ગણાય છે. એમાં દસ ટકા હિંદુ છે.

રાત્રે મુસ્લિમ ભાઈ દેસાઈને ત્યાં ભોજન હતું. એમનું ઘર કેટલું સરસ હતું! રાજા મહારાજા પણ એની અદેખાઈ કરે!

પછી હિંદુ સમાજ તરફથી શાન્તિભવનમાં રાસ-ગરબા વગેરેનો કાર્યક્રમ હતો. પોરબંદર ગુરુકુલમાં ભણેલાં અનસૂયાબહેને અને એમનાં નણંદે મળીને આ કાર્યક્રમ ગોઠવ્યો હતો. એ સારો હતો. શાન્તિભવનનું પણ પોતાનું એક પુસ્તકાલય છે.

માજુંગામાં પણ આપણા લોકો પાસેથી પાસપોર્ટની હાડમારીઓ વિશે ઘણું સાંભળ્યું અને એમને પરિસ્થિતિ વિશે સમજાવ્યું.

રાત્રે તારાઓ જોઈને સૂઈ ગયાં.

સવારે ચાર વાગ્યે ઊઠીને ફરી વાર તારાઓ જોવા બહાર નીકળ્યાં. પણ જ્યાં જુઓ ત્યાં વાદળાં ને વાદળાં જ! ઊંઘની ઊંઘ ગઈ અને તારાઓ તો ન જ દેખાયા! અમે તૈયાર થયાં એટલામાં રાયચંદભાઈ અને મોહનભાઈ આવીને અમને પોતાને ત્યાં લઈ ગયા. મોહનભાઈએ અમને પરવાળાની એક માળા અને અગરનો ટકો ભેટ આપ્યાં અને બધા જ અમને હવાઈ મથકે વળાવવા આવ્યા. માજુંગા જવા-આવવાનું અમારું ભાડું રાયચંદભાઈએ આપી દીધું.

આમ દોઢ દિવસમાં જેટલું જોવાય તેટલું જોઈ, સારા સારા લોકોનો પરિચય મેળવી, ઘણા અનુભવો અને વિચારો સાથે અમે તાનાનારીવ પાછાં પહોંચ્યાં અને સાંજ પહેલાં ઘરભેગાં થઈ ગયાં.

સહુને કાકાના સપ્રેમ શુભાશિષ

તાનાનારીવ

૬–૧૨–'૫૯

પ્રિય બહેન,

અત્યાર સુધીના અમારા પ્રવાસનું વર્ણન કરતા પત્રો તમને ભાઈ હસમુખ વાંચી સંભળાવતા જ હશે એટલે એ તો તમે જાણો જ છો. છેલ્લો પત્ર માજુંગા વિશે આ સાથે જ ભાઈ હસમુખ પર મોકલ્યો છે. તે વિશેની એક 'ઘરેલુ' વાત મને ઘણી ગમી તે તમને પણ ગમશે તેથી તમને લખું છું.

માજુંગામાં કાલે સવારે અમે જે ભાઈને ત્યાં નાસ્તો કરવા ગયાં હતાં એમના ઘરની એક સુંદર વાત જાણવા મળી.

આ ભાઈનાં પહેલાં પત્ની ગુજરી ગયાં. એ પત્નીનાં બા હજી એમના ઘરમાં જ રહે છે. એ સાસુએ પોતાના જમાઈને બીજું લગ્ન કરવા પ્રોત્સાહન આપ્યું અને બીજી વારનાં પત્નીને પોતાની દીકરી માનીને પ્રેમથી આશીર્વાદ, સલાહ અને મદદ આપે છે. બાળકોને 'નાની'ના પ્રેમથી નવડાવે છે. અને નવાં ગૃહિણી પણ એમને માને ઠેકાણે માની એમની સગવડ સાચવે છે. ઘરનું વાતાવરણ સુંદર, પ્રેમાળ અને સંસ્કારી છે. આ બધું જોઈ મને ઘણો આનંદ થયો.

અબદુલ કરીમભાઈના શામ્બામાં અમે દોઢ દિવસ રહ્યાં પણ એ સ્થાનની રમણીયતાની અસર મન પર ઘણી થઈ. તમે હોત તો ભજન ગાવાનું જ તમને

મન થાત. હવે પત્ર મોકલી આપવા પડશે. ત્યાં બધાને ઘણાં ઘણાં સ્નેહસ્મરણ.

તમારી સરોજ

નૈરોબી પહોંચતાં વિમાનમાંથી,
૬–૧૨–'૫૯

પ્રિય ઉમાશંકર,

કરેલા સંકલ્પ પ્રમાણે, આફ્રિકાની સોડમાં આવેલા હિંદી મહાસાગરના ત્રણ બેટોની મુસાફરી કરી પાછાં પૂર્વ આફ્રિકા જઈએ છીએ. અત્યારે વિમાનમાંથી ખાસ જોવાનું મળત તો વ્યોમવિહાર વખતે કાગળો લખવા જેટલી અરસિક પ્રવૃત્તિ ન જ આદરત. પણ શું કરીએ? માડાગાસ્કરની રાજધાની તાનાનારીવ છોડી થોડાક પહાડો જોયા, નદીઓ ઓળખી અને સમુદ્રકાંઠો દૂર સુધી નિહાળ્યો એટલામાં વાદળાંઓએ અમારી સામે કાવતરું કર્યું અને હિંદી મહાસાગરને માથે ધોળો ધોળો દૂધસાગર અથવા ક્ષીરસાગર ફેલાવી દીધો. એ જોઈ જોઈને કેટલું જોવાય? એટલે થોડા દિવસ પહેલાં આફ્રિકામાં નૈરોબીના અભયારણ્યમાં ગયાં હતાં એનાં સંસ્મરણો લખીને પૂરાં કર્યાં. અને હવે તમને લખવા બેઠો છું.

મોરિશિયસ અને રીયુનિયન વિશે એકબે કાગળો લખી મોકલ્યા જ છે. માડાગાસ્કરનો કાંઈક હેવાલ ચિ. નંદિનીને લખેલા કાગળમાં તમે જોયો જ હશે. ત્યાર પછી અમે ઉત્તરે માજુંગા ગયેલાં એ વિશેનો કાગળ ચિ. હસમુખે તમને જોવા મોકલ્યો હશે. એટલે હવે છેલ્લા દિવસોના અનુભવો અને સામાન્ય વાતો જ લખવાની રહી. એક રીતે તમારા પરનો આ કાગળ માડાગાસ્કરની યાત્રાની પૂર્ણાહુતિ ગણાય.

માડાગાસ્કરમાં આપણા લોકો ઘણા જૂના કાળથી જતાઆવતા હતા. તે વખતની સરકારોને વેપારની પણ પડી ન હતી અને જાપ્તો રાખવાનું સૂઝ્યું ન હતું. અહીંનો વેપાર મોટે ભાગે અરબ લોકોના હાથમાં હતો. એમાં આપણા લોકો સહેજસાજ ભાગ પડાવતા. પછી જ્યારે અહીં ફ્રેંચનું રાજ્ય જામ્યું ત્યારે એમણે ધીરે ધીરે અરબોનું અને આપણું વર્ચસ્વ નિચોવી નાખ્યું. દસવીસ વરસ પહેલાં અહીંના માલગાસે લોકોએ ફ્રેંચના રાજ્ય સામે બંડ કર્યું ત્યારે સરકારે નિર્દયપણે એ લોકોની કતલ કરી. ફ્રેંચ લોકો કહે, 'અમે બાર પંદર હજારથી વધારે લોકોને માર્યા નથી.' જ્યારે સ્થાનિક લોકો કહે છે કે, 'સાઠ હજાર કરતાં વધારે મરાયા હશે.'

આ તો જૂની વાત થઈ. હવે દુનિયાની સ્થિતિ બદલાઈ છે. એશિયાની જાગૃતિની અસર અહીં પણ થઈ છે અને ફ્રેંચ લોકો સમજી ગયા છે કે જતે દહાડે આ લોકોને સ્વરાજ આપ્યે જ છૂટકો. અમારા મન પર પણ એવી છાપ પડી કે સરકાર અહીંની પ્રજા પ્રત્યે હવે સહાનુભૂતિ રાખે છે.

અને છતાં પ્રજાનો અસંતોષ સાવ ગયો નથી. કેટલાક લોકો મારી સાથે પત્ર-વ્યવહાર ચલાવવા માગતા હતા. મેં કહ્યું કે આટલે દૂરથી તમારી શી સેવા કરી શકું? હું તમારી વચ્ચે આવીને રહેત તો તમારી ઘણી સેવા કરી શકત.

અમે તાનાનારીવથી ઊપડયાં તે દિવસે કેટલાક માલગાસે ભાઈઓ મને મળવા

આવ્યા. એમાંના એક દંતવૈદ્ય ભાઈએ પોતે કરેલું શ્રીમદ્ ભગવદ્‌ગીતાનું માલગાસે ભાષાન્તર મને ભેટ આપ્યું. મેં પૂછ્યું કે તમે સંસ્કૃત જાણો છો? એમણે કહ્યું, “ના રે. અમે ફ્રેંચ અને અંગ્રેજી ભાષાંતરો પરથી માલગાસેમાં કર્યું.” મેં કહ્યું કે “અમારા એટલા બધા ભાઈઓ અહીં રહે છે. જો કોઈએ માલગાસે ભાષા શીખીને ગુજરાતી અથવા હિંદી પરથી ભાષાંતર કરી આપ્યું હોત તો વધારે સંતોષકારક થાત. પણ તમે જાતે આ કામ કર્યું એને માટે તો તમને અભિનંદન ઘટે જ છે.”

પછી એમણે ઘણી નમ્રતાથી મને વિનંતી કરી કે, “ગીતાના શ્લોકો મૂળ સંસ્કૃતમાં બોલી બતાવશો? જે ગ્રંથ પ્રત્યે અમારા મનમાં આટલો ભક્તિભાવ છે તેનો ધ્વનિ સાંભળવાની ઘણી ઇચ્છા છે. પાવન થઈશું.”

મેં એમને સ્થિતપ્રજ્ઞના વીસ શ્લોકો આશ્રમની ઢબે બોલી બતાવ્યા. બીજા એકબે અધ્યાયો પણ હું બોલી ગયો. એ લોકોના મોઢા પરની ધન્યતા જોઈને જ મને ધન્ય જેવું લાગ્યું. મને થયું કે આપણે અહીં કોઈ ગીતાના મિશનરી મોકલ્યા નથી. છતાં ગીતાનું મહત્ત્વ ઓળખી આ લોકો એનો બોધ હૃદયંગમ કરે છે. માણસજાતને સાચું ભાથું મળે તો તે પારખવાની અને મેળવવાની શક્તિ એનામાં છે જ.

ગીતાના એ અનુવાદક શ્રી રાકુતોનીરૈની સાથે જે બીજા ભાઈઓ આવ્યા હતા તેમણે મને એક સુંદર લાકડી ભેટ આપી. સાવ સાદી પણ કળાયુક્ત છે.

અહીં શ્રીમતી વિદ્યાબહેન અને એમનાં દીકરી વીણા જે સેવાશ્રમ ચલાવે છે એમાં આપણી સર્વ-ધર્મ-સમભાવવાળી પ્રાર્થના દાખલ કરવી હતી. ચિ. સરોજે એમને એવી એક પ્રાર્થના લખી આપી અને એકબે વાર ગાઈ સંભળાવી. મેં જોયું છે કે આવી સહેજસાજ સેવા પણ પરદેશમાં સરસ ઊગી નીકળે છે.

અમે તાનાનારીવથી ઊપડવાની તૈયારીમાં હતાં એટલામાં હિંદુ સમાજ તરફથી શ્રી મગનભાઈ ચંદારાણા વગેરે ભાઈઓ આવ્યા. એમણે એકબે ભેટો આપી. એમાં માલગાસે કળાની એક લાકડાની મૂર્તિ છે જેમાં એક માલગાસે માછીમાર એક મોટા મગરને મારી, ખભા પર લટકાવી લઈ જાય છે.

હવાઈ મથકે આપણા અકબરઅલી ભાઈ અને એમનાં ફ્રેંચ પત્ની અમને વિદાય આપવા વખતસર પહોંચી ગયાં.

મને હમેશાં લાગ્યું છે કે જે બાહોશીથી આપણા વેપારીઓ દૂર દૂરના દેશમાં જઈ પોતાનો ભાગ્યોદય અજમાવે છે તેની કદર કરી સમાજના અને દેશના નેતાઓએ દીર્ઘદૃષ્ટિથી સંસ્કૃતિ-સંવર્ધન અને સૌમનસ્ય પ્રચારનું કામ કરવું જોઈતું હતું. બીજા કોઈ પણ દેશના નેતાઓએ આટલી બાહોશી એળે જવા ન દીધી હોત. આપણા હિંદુ-મુસ્લિમ વેપારી ભાઈઓ જે દેશમાં જાય છે ત્યાં કરકસરથી રહે છે. સજ્જનતાથી લોકોમાં ભળે છે અને સરવાળે અકારા થતા નથી. છતાં આપણા ન્યાતજાતના વાડાના વાતાવરણને કારણે હિંદુઓમાં આસપાસના સમાજમાં સામાજિક ઢબે ભળવાની કળા હજી ખીલી નથી. આપણે કોઈનું નુકસાન કરતા નથી.

બીજાઓ આપણું નુકસાન કરે તો ધીરજપૂર્વક સહન કરીએ છીએ એ ખરું. હાડમારી વેઠવામાં આપણે પાવરધા છીએ. પણ સ્થાનિક સમાજમાં ભળવાની, એમનાં સુખદુ:ખમાં ઓતપ્રોત થવાની અને એમનો વિશ્વાસ મેળવવાની કળા કેળવવી જ જોઈએ એટલું આપણને હજી ઊગ્યું નથી. માલગાસે લોકોને સ્વરાજ્ય મળતાં હવે બહુ વાર લાગવાની નથી. આજથી જ એમના નેતાઓને, ભવિષ્યના રાજ્યકર્તા તરીકે ઓળખી, એમની સાથે મીઠો સંબંધ બાંધ્યો હોય તો તે બધી રીતે લાભદાયક જ નીવડશે. માલગાસે લોકોની સંસ્કૃતિનું ઊંડું અધ્યયન કરવા માટે આપણે ત્યાંથી થોડાક અધ્યાપકોએ અને લોકસેવકોએ એકાદ વરસ અહીં ગાળવું જોઈએ. અહીંના કેટલાક લોકોને ભારતની મુસાફરીએ બોલાવવાની જરૂર પણ એટલી જ છે. પણ તે સરકારી ઢબે ન થવું જોઈએ.

મધ્યકાલમાં જે છૂટથી આપણે એકબીજામાં ભળી જતા હતા તે ફરી શરૂ કરવું જોઈએ. હિંદી મહાસાગરના ટાપુઓમાં વસતા લોકો સાથે આપણો પરિચય ન કેળવાય તો એ ભારે ખામી છે. પડોશીઓ સાથેનો મીઠો સંબંધ અને આર્થિક સહકાર, એ જ એક અહિંસક રાષ્ટ્રની સાચી અને સર્વકલ્યાણકારી પરદેશનીતિ થઈ શકે.

સો પાંચસો વરસ પહેલાં દુનિયાના દેશોમાં રાજનૈતિક કે આર્થિક સંબંધો આટલા અટપટા કે ઉત્કટ ન હતા. જેમ ફાવે તેમ ચાલતું. બધે ગફલતનું રાજ્ય હતું. હવે એ સ્થિતિ રહી નથી. એ ગફલતનો લાભ લેવા તૈયાર થયા પશ્ચિમના બાહોશ અને સ્વાર્થી લોકો તેમ જ રાજ્યો. જો દુનિયા કંઈક બચી હોય તો એ લૂંટારુ દેશોની અંદર અંદરની હરીફાઈ અને અદેખાઈને કારણે. પણ હવે તો બધે જ જાગૃતિ આવી ગઈ છે. હવે નવું જ માનસ કેળવવાનું રહ્યું. જેમ વધુ મુસાફરી કરું છું, તેમ હું જોઉં છું કે બધે માનવતા એક જ છે–લાગણીઓ અને સ્વાર્થો બધે સરખાં જ છે. કેટલાક ગફલતમાં હોય છે અને ટૂંકી દૃષ્ટિવાળા હોય છે, કેટલાક દૂરદર્શી અને વધારે સંગઠિત. હવે માણસાઈનો વિકાસ કર્યા વિના ચાલે જ નહીં. ભગવાનના બધા જ દેશો પવિત્ર છે. અને આખી માનવજાતિ સ્વજન છે એ ભૂમિકા લઈને વિચારવું જોઈએ અને ચાલવું જોઈએ. જેઓ આ ભૂમિકા સ્વીકારતા નથી અને ટૂંકો સ્વાર્થ શીખવે તે રસ્તે જાય છે એવા લોકો જ આજની દુનિયામાં ફાવતા આવ્યા છે; પણ ભવિષ્યકાળ એમનો નથી.

આપણા લોકોએ હવે દુનિયામાં વધુ મુસાફરી કરવી જોઈએ અને વધારે જાગરૂક તથા ઉદાર રહેવું જોઈએ, એટલો જ બોધ આ મુસાફરીને અંતે તરી આવે છે.

હવે તો નૈરોબી આવશે અને પૂર્વપરિચિત પૂર્વ આફ્રિકામાં ફરી વાર ફરવાનું રહેશે. નવ વરસે બીજી વાર ફરવાનું થશે એટલે અનેક જાતના ફેરફારો જોવાની અપેક્ષા અને તૈયારી છે.

કાકાના સપ્રેમ વંદેમાતરમ્